# મહમૂદુલ ફતાવા

ભાગ-૩


હઝરત મુફતી અહમદ ખાનપુરી સા. (દા.બ.)

સદર મુફતી, શયખુલ હદીષ જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ-સિમલક


સંપાદન

મુફતી અબ્દુલ કય્યુમ રાજકોટી

(સહાયક મુફતી)


પ્રકાશક

મકતબએ મહમૂદિય્યહ મહમૂદનગર

જામિઅહ ડાભેલ પાસે.

# મહમૂદુલ ફતાવા

## ભાગ ત્રીજો

**હઝરત મૌલાના મુફતી**
**અહમદ સાહબ ખાનપૂરી (દા.બ.)**

સદર મુફતી, શયખુલ હદીષ
જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ – સિમલક

**–: સંપાદક :–**

**મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી**

:: નોંધ ::
**અલ ઈસ્લાહ માસિક**
**અને ઉમ્મીદ સાપ્તાહિક મેગેઝિનમાં**
**પ્રગટ થયેલ ફતાવાનો સંગ્રહ**

:: પ્રકાશક ::
મકતબએ મહમૂદિય્યહ
મહમૂદનગર, જામિઅહ ડાભેલ પાસે.

કિતાબનું નામ : મહમૂદુલ્ફતાવા
(ભાગ ત્રીજો)
લેખક : હઝરત મુફતી અહમદ સાહબ ખાનપૂરી દામત બરકાતુહુમ
સંપાદક : મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી (મુઈન મુફતી મદ્રસા જામિઅહ ઈસ્લામિય્યહ તાલિમુદ્દીન, ડાભેલ.)
પાના : ૬૨૪
પ્રકાશન વર્ષ : હિ.સ. ૧૪૩૪, ઈ.સ. ૨013
કમ્પ્યૂટરાઈઝ્ડ બાય : કુરૈશી ગ્રાફિક્સ, ભાવનગર-૧.
મો :- 9824 786 864

-: મળવાનું સ્થળ :-
મકતબએ મહમૂદિય્યહ
મહમૂદનગર, જામિઅહ ઈસ્લામિય્યહ પાસે,
ડાભેલ - ૩૯૬૪૧૫.
જિ.નવસારી, ગુજરાત.

# મહમૂદુલ્ફતાવાના ત્રીજા ભાગના વિષયો એક નજરમાં

## મહમૂદુલ્ફતાવાના ત્રીજા ભાગના મસાઈલની

# અનુક્રમણિકા

## (૨) અકીદા

## (૩) બિદઅતો અને રિવાજો



## (૪) અમલિયાત કિંવા તાવીઝ-દોરા



## (૫) પાકી-નાપાકી

## (૬) નમાઝના વખતો



## (૭) અઝાન



## (૮) નમાઝ

## (૯) દુઆ



## (૧૦) જમાઅત



## (૧૧) મસ્બૂક



## (૧૨) ઈમામત

## (૧૩) સુતરહ



## (૧૪) તરાવીહ



## (૧૫) મુસાફિર



## (૧૬) ઈસ્તિસ્કા

## (૧૭) જુમ્અહ



## (૧૮) ઈદૈન



## (૧૯) જનાઝહ



## (૨૦) ઈસાલે સવાબ

## (૨૧) ઝકાત

## (૨૨) ઉશ્ર



## (૨૩) સદકા-લિલ્લાહ



## (૨૪) રોઝહ



## (૨૫) રૂઅ્યતે હિલાલ (ચંદ્રદર્શન)

## (૨૬) એ'તિકાફ



## (૨૭) હજ



## (૨૮) નિકાહ

## (૨૯) મહર



## (30) તલાક

## (૩૧) ઈલાઅ



## (૩૨) ખુલ્અ



## (૩૩) ઈદ્દત



## (૩૪) હિઝાનત (પરવરીશ)



## (૩૫) નફકહ

## (૩૬) નઝર (મન્નત)



## (૩૭) કસમ



## (૩૮) ચોરી



## (૩૯) લુકતહ કિંવા જડેલી વસ્તુ

## (૪૦) વકફ

## (૪૧) મસ્જિદ

## (૪૨) મદ્રસહ



## (૪૩) બુયૂઅ

## (૪૪) શિર્કત

## (૪૫) વ્યાજ



## (૪૬) કર્ઝ

## (૪૭) અમાનત



## (૪૮) ઈજારહ

## (૪૯) ગસબ કિંવા છિનવું



## (૫૦) શુફઅહ

## (પ૧) મુઝારઅત કિંવા ખેતી



## (પર) કુર્બાની, અકીકહ



## (પ૩) જાઈઝ ના-જાઈઝ

## અ. રિશ્વત



## બ. રમત - ગમત



## (૫૪) મુઆશરત

## (૫૫) બંદાઓના હકકો



## (૫૬) મિયાં-બીવી



## (૫૭) લિબાસ

## (૫૮) ઈલાજ



## અ. મેડિકલના મસાઈલ



## (૫૯) વારસા વહેંચણી

## (૬૦) મુતફર્રિકાત

# પ્રસ્તાવના

الحمد لله و كفى و سلام على عباده الذين اصطفىٰ

મુસલમાનો એમના રોજિંદા જીવનમાં ઉદભવતા પ્રશ્નો શરઈ ઉકેલ માટે ઉલમા અને મુફતીઓ સમક્ષ રજૂ કરતા આવ્યા છે અને ઉલમા તેમજ મુફતીઓ કુર્આન અને હદીસની રોશનીમાં તે બાબતોનું માર્ગદર્શન પણ આપતા રહયા છે. આ પરંપરાની જ એક કડી 'મહમૂદુલ ફતાવા' છે. જેમાં હઝરત અકદસ મવલાના મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દા.બ. (સદર મુફતી અને શૈખુલ હદીસ જામિઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદ્દીન ડાભેલ) ના ફતાવા ભેગા કરવામાં આવ્યા છે. અત્યાર સુધી મહમૂદુલ ફતાવા – ઉર્દૂના ચાર ભાગ અને ગુજરાતીના બે ભાગ વાચકોના હાથોમાં પહોંચીને મકબૂલ થઈ ચૂકયા છે.

ભારતની પ્રસિદ્ધ સંસ્થા જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ અક્કલકુવા (મહારાષ્ટ્ર)થી પ્રકાશિત થતા માસિક મેગેઝિન 'બયાને મુસ્તફા'માં સૌપ્રથમ ૧૯૯૩માં આપના ફતાવા પ્રકાશિત થવા શરૂ થયા. 'દીની મસાઈલ' નામી કોલમમાં આ ફતાવા ૨૦૦૯ સુધી છપાતા રહયા. બયાને મુસ્તફા બહોળો વાચકવર્ગ ધરાવતું મેગેઝિન છે. જેના થકી અનેક લોકોએ આ ફતાવાથી લાભ ઉઠાવ્યો, એમના વહેવારો અને મુઆમલાત સુધાર્યા, પ્રશ્નોનો ઉકેલ જાણી હલાલ – હરામની જાણકારી મેળવી. અને પોતાની ઈબાદતો, વહેવારો, અને રીત રિવાજો સુધાર્યા.

જામિઅહ અક્કલકુવામાં દારૂલ ઈફતાની સ્થાપના થતાં સુધી આ સિલસિલો ચાલુ રહયો. અને જામિઅહ અક્કલકુવાના ફતાવાએ 'દીની મસાઈલ'ની કોલમની જગ્યા લઈ લીધી.

બયાને મુસ્તફાના ઝિમ્મેદારો, વિશેષ કરીને હઝરત મવલાના મુહમ્મદ ગુલામ સાહેબ વસ્તાનવી દા.બ.ના અમે શુક્રગુઝાર છીએ કે એમણે બયાને મુસ્તફામાં ૧૭ વરસો સુધી આ ફતાવા છાપીને મહામૂલા ઈલ્મી ખઝાનાને સાચવી લીધો. અલ્લાહ તઆલા એમની આ નેક સેવાને

કુબૂલ ફરમાવીને દુન્યા - આખિરતમાં શ્રેષ્ઠ બદલો ઈનાયત ફરમાવે અને એમની જિંદગીમાં આફિયત સાથે બરકત નસીબ ફરમાવે.આમીન

૨૦૦૦ થી મજીલસે ખુદ્દામુદ્દીન સીમલક દ્વારા પ્રકાશિત થતાં માસિક 'અલ ઈસ્લાહ'માં પણ હઝરત મુફતી સાહેબ દા.બ.ના ફતાવા 'બાબુલ ફિકહ' કોલમમાં પ્રકાશિત થવા શરૂ થયા અને ત્યાર પછી ૨૦૦૯માં સુરતના સાપ્તાહિક મેગેઝિન 'ઉમ્મીદ'માં 'ફતાવા વિભાગ' હેઠળ પણ પ્રકાશિત થઈ રહયા છે.

ગુજરાતી ફતાવાના પહેલા બે પ્રકાશિત ભાગોમાં 'બયાને મુસ્તફા' અને 'અલ ઈસ્લાહ'માં પ્રકાશિત થયેલા ફતાવા શામેલ કરવામાં આવ્યા છે. અલ્લાહ તઆલાની મહેરબાની અને તોફીકથી હવે ત્રીજો અને ચોથો ભાગ બહાર પાડવાની સઆદત મળી રહી છે. આ બન્ને ભાગોમાં 'અલ ઈસ્લાહ' અને 'ઉમ્મીદ'માં છપાયેલ ફતાવા શામેલ કરવામાં આવ્યા છે.

અલ્લાહ કરે, ફતાવાનો આ સિલસિલો જારી રહે, ઉલમા અને અવામ આ રૂહાની સિલસિલાથી લાભાંવિત થતા રહે અને અલ્લાહ તઆલા આફિયત સાથે હઝરત દા.બ.ની જિંદગીમાં બરકત અતા ફરમાવીને હઝરત દા.બ.ની છત્રછાયાને આપણ સૌ ઉપર કાયમ રાખે.

દારૂલ ઈફતાના સાથીઓ, મુફતી ઈમરાન થરાદવી સાહેબ અને મુફતી મહમૂદ સીમલકી સાહેબે ફતાવાની તરતીબ અને તારવણીમાં સહાય પૂરી પાડી છે, અને પ્રુફરીડિંગની જવાબદારી મુફતી ફરીદ અહમદ કાવીએ નિભાવી છે. અલ્લાહ તઆલા દરેકને પોતાની શાન મુજબ બદલો ઈનાયત ફરમાવે અને વધુથી વધુ ઈલ્મી – દીની સેવાની તોફીક આપે. આમીન.

અહકર : અબ્દુલ કય્યૂમ રાજકોટી.
મુઈન મુફતી દારૂલ ઈફતા
જામિઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદ્દીન,
ડાભેલ. સીમલક. ગુજરાત.
૧૭ રબીઉલ અવ્વલ, ૧૪૩૪ હિ.

# (૧) ઈમાન, કુફ્ર અને શિર્ક

## ૧. દાઢી મૂંડનારા અને દાઢી સાથે ખરાબ વર્તન કરનારાઓ માટે સખ્ત વઈદ

**સવાલ :–** હમારા ગામમાં જુવાન છોકરા તેમજ અધેડ ઉમરના ઘણા નમાજી ભાઈઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બતાવેલી સુન્નત તરીકેની દાઢી રાખતા નથી. કોઈની દાઢી એક ઈંચ જેટલી તો કોઈની ૨ ઈંચ જેટલી, ફેશનના તોર પર નસરાની ટાઈપની રાખે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઈર્શાદ મુજબ દાઢી એક મૂઠ જેટલી રાખવી, તેનાથી ઓછી સુન્નત વિરૂદ્ધ રાખવી નહિં. પણ હાલના ઘણા લોકો માનતા નથી. જેવી રીતે નસરાની જીન્સ પેન્ટ વિશે શરૂમાં આલિમોએ વઈદ બતાવી, થોડા દિવસ તેની અસર રહી, હવે ધીરે–ધીરે જીન્સ પેન્ટ પહેરી નમાઝ પઢવા પુરતી થોડી ચઢાવી લે છે. તેને ગુનો ગણતા નથી. તેવું આ ટુંકી દાઢી માટે થશે. તે પહેલાં તમો બુઝુર્ગો, મવલાના, મુફતી સાહબ મળી એનો કંઈ હલ થાય અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બતાવેલા સુન્નત તરીકે લોકો દાઢી રાખતા થાય. હમારા ગામમાં ૩૦ ટકા પણ બાલિગ લોકો દાઢી રાખતા નથી. જે રાખે છે, તેમાં ૩૦ ટકા ટુંકી એક ઈંચ અથવા દોઢ ઈંચ જેવી રાખે છે, બાકી દીનદાર જાણકાર ૪૦ ટકા માણસો સુન્નત તરીકે દાઢી રાખે છે. આનો કંઈ ઉપાય બતાવી. હમોને જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** દાઢી રાખવું વાજિબ છે અને એનું મુંડાવવું હરામ છે. એક મૂઠ સુધી પહોંચે તે પહેલાં તેને કટાવવું સર્વાનુમતે નાજાઈઝ છે. હદીસ શરીફમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ સ્પષ્ટ રૂપે દાઢી રાખવા અને વધારવાનો હુકમ આપ્યો છે. [ફતાવા મહમૂદિય્યહ જદીદ–૧૯/૩૯૨]

શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. રહમતુલ્લાહિ અલયહિ પોતાની પુસ્તિકા "દાઢીકા વુજુબ"માં લખે છે કે હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી નબીએ કરીમ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમનો પાક ઈર્શાદ નકલ કરવા આવ્યો છે કે "દાઢીને વધારો, મૂંછોને કટાવો અને એમાં યહુદ તેમજ નસારાઓની મુશાબહત ન અપનાવો." અફસોસ કે આપણા યુગમાં નસારાનું અનુકરણ અને તેઓની મુશાબહત અપનાવવાના ખાતર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને તમામ અંબિયાની સુન્નત ખતમ કરવામાં આવી રહી છે. [પેજ—૭]

આગળ લખે છે ..... એક રિવાયતમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બે દાઢી મુંડાવેલ વ્યક્તિઓ પ્રતિ, જે કિસરા કિંવા ઈરાનના બાદશાહ તરફથી એલચી બનીને આવ્યા હતા, નજર કરી જોવાનું પણ નાપસંદ ફરમાવ્યું અને ફરમાવ્યું "તમે બરબાદ થાઓ, આવી શકલ બનાવવા તમને કોણે કહ્યું ?" તો એમણે જવાબ આપ્યો, "અમારા રબે (કિસરા બાદશાહે) આ હુકમ આપ્યો છે." તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું "પરંતુ મારા રબે મને દાઢી વધારવા અને મૂંછોને કટાવવાનો હુકમ આપ્યો છે..." મરવા પછી કબ્રમાં સૌથી પહેલાં સય્યિદુલ કવનય્ન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઝિયારત થશે. અગર ખુદા ન કરે, તે પવિત્ર ઝાતે જેનાથી સિફારીશોની ઉમ્મીદ રાખવામાં આવે છે, આવા સુન્નતના ખિલાફ ચહેરા અને શકલ—સુરતને જોઈ પહેલી મિનિટે જ મોઢું ફેરવી લીધું, તો કેવી માયૂસી અને હસરતનો સમય હશે. [પેજ—૯]

આગળ લખ્યું છે.... અહિં એક વાત ઘણી જ મહત્વ અને ટાંકવા લાયક એ છે કે ઘણા માણસો એવા છે, જે દાઢી મુંડાવવાને તો ખોટું સમજે છે અને એનાથી બચે પણ છે, પરંતુ દાઢીને (એક મૂઠથી) ઓછી કરાવવા અને કતરાવવાને ખોટું સમજતા નથી. હાલાંકે શરીઅતે મુતહહરહમાં જેવી રીતે દાઢી રાખવાનો હુકમ છે, એવી જ રીતે તેની એક ચોક્કસ મિકદાર પણ નક્કી છે, જેનાથી ઓછી રાખવું શરઈ રૂએ મોઅતબર નથી, અને તે મિકદાર એક મુઠ્ઠીભર છે, એનાથી ઓછી કરાવવું સર્વાનુમતે બધા જ ઉલમાના નઝદીક નાજાઈઝ અને હરામ છે. [પેજ—૧૦]

આગળ લખ્યું છે..... હઝરત થાનવી નવ્વરલ્લાહુ મરકદહુ ઈસ્લાહુર્રુસૂમમાં લખે છે કે, તે પ્રથાઓ પૈકી એક દાઢી મુંડાવવું અથવા એ

રીતનું કટાવવું કે એક મૂઠથી કમ રહી જાય અથવા મૂંછોને વધારવું, જે વર્તમાન યુગમાં મોટા ભાગના જુવાનોના ખ્યાલ મુજબ ખૂશવઝઈ (પોતાની પરંપરા ઉપર મઝબુતી) સમજવામાં આવે છે (આગળ છે) જયારે તેનું ગુનાહ હોવું સાબિત થઈ ગયું તો જે લોકો એના ઉપર આગ્રહ રાખે છે અને તેને પસંદ કરે છે અને દાઢી વધારવાને એબ સમજે છે, બલ્કે દાઢીવાળાઓ ઉપર હંસે છે અને તેઓની બુરાઈ કરે છે, આ બધી વાતો થી ઈમાનનું સલામત રહેવું ઘણું જ મુશ્કેલ છે, તેઓને જોઈએ કે પોતાની આ હરકતથી તવબહ કરે અને ફરી કલમો પઢી, નિકાહ પણ ફરીથી પઢે. [પેજ–૧૪–૧૫]

આગળ જતા હઝરત શય્ખ રહમતુલ્લાહિ અલયહિ લખે છે મુસલમાનોએ વિચારવાની વાત છે કે મરવા પછી સૌ પ્રથમ કબ્રમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો સામનો થશે આવા ખિલાફે સુન્નત ચહેરાને જોઈ તે પવિત્ર ઝાતને કેટલી તકલીફ થશે, જેમની શિફાઅત પર આપણા સૌ મુસ્લિમોની ઉમ્મીદો લાગેલી છે..... માટે અગર મહબૂબે ખુદાની આંખોને ઠંડક પહોંચાડવાની હિમ્મત નથી રાખતા તો અલ્લાહના વાસ્તે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો દિલ તો ન દુખાવો. [પેજ–૨૫,૨૬] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ગાયન સાંભળવાથી પૈદા થતો નિફાક અમલી છે.

**સવાલ :–** નિફાક બાબત આવે છે કે ગાયન–વાજન, સંગીત સાંભળવાથી દિલમાં નિફાક પેદા થાય છે. જેવી રીતે મુર્દાર જમીન ઉપર વરસાદ પડવાથી લીલું ઘાસ ઉગી નીકળે છે, તેવી રીતે દિલમાં નિફાક ઉગી નીકળે છે. તો નિફાકનો મતલબ અને તશરીહ શું છે? નિફાકથી કયો ગુનાહ પેદા થાય છે અને નિફાકથી શું નુકશાન થાય છે? અને નિફાકને આસાન ભાષામાં સમજવા મિસાલ કે સમજુતી આપવા ગુઝારીશ છે.

**જવાબ :–** "નિફાક" અને "મુનાફકત" કુર્આનની પરિભાષામાં તે દ્વિમૂખીનું નામ છે કે દેખાવ પુરતો કોઈ માણસ ઝબાનથી મોમીન હોવાનો ઈકરાર કરે અને બતલાવવા ખાતર નમાઝો પણ પઢે, પરંતુ દિલથી કાફિર રહે છે, ઈસ્લામ વિરૂદ્ધ અકીદા રાખે છે, એવા માણસને શરીઅતની

પરિભાષામાં મુનાફિક કહેવામાં આવે છે. પરંતુ જો અકીદો ઈમાનવાળો હોય અને અમલ કાફિરો જેવો તો એ પણ દ્વિમુખીનું એક રૂપ છે. [લુગાતુલ્કુર્આન—૫/૪૫૬] એને જ અમલી નિફાક કહેવામાં આવે છે. ગાયન સાંભળવાથી પેદા થતો નિફાક પણ અમલી નિફાક છે. [શામી—૫/૨૪૬] ફકત અલ્લાહતઆલા વધુ જાણનાર છે.

## ૩. ટી.વી. ઉપર મેચ જોનારનું ઈમાન સલામત છે.

**સવાલ** :– જે માણસ ટી.વી. ઉપર ક્રિકેટ મેચ જુએ છે તો શું ટી.વી. જોવા દરમ્યાન તેનું ઈમાન તેના સીનામાંથી નીકળી મોઅલ્લક થઈ જાય છે? અને તે માણસ ટી.વી. જોવાની હાલતમાં મરણ પામે તો તે મરનાર ઈમાનની હાલતમાં મરશે કે કુફ્રની હાલતમાં મરશે ?

**જવાબ** :– એહલે સુન્નત વલ જમાઅતનો અકીદો છે કે ગુનાહિત કૃત્યથી માણસનું ઈમાન ખતમ થઈ તે કાફિર બનતો નથી. (શર્હે અકાઈદ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. હિન્દુ–મુસ્લીમ એકતાના નામે ગેર શરઈ કૃત્યોની ઈસ્લામમાં ઈજાઝત નથી.

**સવાલ** :– આજકાલ મુસ્લિમ સમાજ હુલ્લડોથી ત્રાસી ત્રાસી ગયો છે અને જાનમાલની કોઈ હિફાઝત નથી. ત્યારે એક શહેરમાં શાંતી અને એકતા માટે એવી હવા ઉભી થઈ છે કે અમારૂં સ્વાગત તમે કરો તમારૂં સ્વાગત અમે કરીશું. અમારા દેવોનું સ્વાગત તમે કરો, તમારા મોહર્રમના તાજિયાઓનું સ્વાગત અમે કરીશું. તે સંદર્ભમાં આ વરસે તે શહેરમાં અમુક અમુક મુસ્લિમ સમાજ કે ફલાણા ફલાણા મુસ્લિમ યુવક મંડળ ફલાણા–ફલાણા દેવોના વિસર્જનનું અમે હાર્દિક સ્વાગત કરીએ છીએ. તેવા બેનરો મુસ્લિમ મહોલ્લાના નાકાઓ પર જોવા મળેલ અને મુસ્લિમ મહોલ્લાના નાકાઓ પર મુસ્લિમ સમાજના લીડરો, મસ્જિદોના પેશ ઈમામો, પીરો, બુઝુર્ગો, ભાઈઓ, નવજવાનો, બાળકો અને મહિલાઓ આવીને જુલુસોનું સ્વાગત કરતાં અને ઠંડુ પાણી, દુધ કોલ્ડ્રીંક, પીવડાવતાં

અને હિન્દુ–મુસ્લિમ એકતા ઝિંદાબાદના નારા લગાવતાં અને ફુલહાર કરતા નજરે પડેલા.

વળી ગયા રમઝાન માસના છેલ્લા દિવસે તો સદર શહેરના એક મુસ્લિમ મહોલ્લાની એક મસ્જિદમાં ઈફતારીનો પ્રોગ્રામ પણ થયેલો કહેવાય છે અને તેના ફોટાઓ દૈનિક પેપરોમાં પણ આવ્યા હતા. સદર ઈફતારી કરાવનાર ભાઈબંધ કોમનો મ્યુ. કોર્પોરેટર અને એક મશહુર કોમવાદી સંગઠનનો સક્રિય કાર્યકર અને બહુ મોટો બુટલેગર (શરાબનો વહેપારી) છે તેના તરફથી મગરીબની નમાઝ પછી બિરયાની ખવડાવી, ઈફતારી થયેલી. જયારે કેટલાક સમજુ મુસ્લિમ સજ્જનોએ જે ઈસમ તરફથી ઈફતારીનો પ્રોગ્રામ હતો તેના ધંધાઓ જેવા કે શરાબ વેચવું અને પીવડાવવું અને તેની કામગીરીથી સદર મસ્જિદના પેશ ઈમામ સાહેબને વાકિફ (કર્યા) કરતાં ધ્યાન દોર્યું તો સદર ઈમામ સાહબે કહયું કે સદર ઈસમ મ્યુ. કોર્પોરેટર છે અને ત્યાંથી જે પગાર મળે છે તેનાથી સદર ઈફતારી રાખેલ છે. ખરૂં–ખોટું અલ્લાહ જાણે પરંતુ ઈમામ સાહેબનું બયાન એવું છે. વધુમાં એવું કહે છે કે જો શહેરમાં શાંતિ થતી હોય અને મહોલ્લાના મુસ્લિમ ભાઈઓના જાન–માલ બચી જતા હોય અને એકતા થતી હોય તો તેમાં ખોટું શું છે ? એટલે કે તેમનું કહેવું એમ છે કે જો દારૂના પૈસાથી પણ ઈફતારી કરાવી હોય તો તે જાઈઝ છે.

વળી આ સાલ નવરાત્રીના ગરબામાં સદર ઈમામ સાહબે કોઈ ભાઈબંધ મહોલ્લામાં પ્રમુખ સ્થાને તો કોઈ મહોલ્લામાં અતિથિ વિશેષ પદે જઈ ગરબાના પ્રોગ્રામમાં રાતના બેથી ત્રણ વાગ્યા સુધી હાજરી આપી છે, એવું માલુમ પડયું છે અને તેમના મહોલ્લાના સમાજ તરફથી પણ મુશ્રિક ભાઈ–બહેનોનો ગરબાનું મુસ્લિમ મહોલ્લાના ચોકમાં ગરબાનું આયોજન કરેલું તેવું જાણવા મળેલ છે અને તેના ફોટાઓ દૈનિક પત્રોમાં પણ આવ્યા છે. સદર ઈમામ સાહેબના ફેલથી આ સાલ મુસ્લિમ સમાજના ભાઈઓ–નવજવાનો અને મહિલાઓ ગરબાઓ જોવા જતા જોવા મળેલ છે. કદાચ ગરબાઓ જોતા જોતા નાસમજ ભાઈઓ અને બહેનો અને બાળકો

કદાચ હવેથી ગરબાઓમાં દાંડીયા રાસ રમતા થઈ જાય તો નવાઈ નહીં. સદર ઈમામ સાહેબના ફેલ અને રહબરો-લીડરોના ફેલ જોતા તે ઈમાન દુરૂસ્ત રાખી શકશે કે કેમ ? સદર ઈમામ સાહેબ પાછળ તેમની ઈમામતમાં નમાઝ અદા થઈ શકશે કે કેમ ? તે કુર્આન, અહાદીષ અને ફિકહની રોશનીમાં જાઈઝ છે કે કેમ ? સદર ફતવાઓ ઉમ્મતને આવતા ફિત્નાઓથી બચાવવા માટે પુછવામાં આવ્યા છે તેના જવાબો આપી આભારી કરશો જી.

**જવાબ** :- એક વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે હિન્દુ-મુસ્લિમ એકતાનો મકસદ રાજકીય, સામાજિક અને આર્થિક એકતા છે. ધાર્મિક એકતા નહિં. કારણકે ધાર્મિક એકતા હિન્દુ-મુસ્લિમના દરમયાન અશકય છે.

[કિફાયતુલ મુફતી ૯/૩૨૩]

મુસલમાનોનું હિન્દુઓના ધાર્મિક તહેવારમાં સબીલ લગાવવું અથવા પાણી (શરબત વિ.) વહેંચવું અગર તેઓના તહેવારની તાઝીમ તેમજ માન આપવા હોય તો તો એ કુફ્ર છે અને જો તેઓના ધાર્મિક કૃત્યોના સરાહવાની નિય્યત નથી બલ્કે શાંતિ જાળવવા માટે છે અને તેઓની ખાસ જગ્યાએ છે તો હરામ છે (અને મોટો ગુનોહ છે) પરંતુ કુફ્ર નથી. કુફ્ર ત્યારે જ કહેવાશે જયારે કે તેઓ એને સારૂં સમજતા હોય અને તેઓના અમલથી એની સરાહના થતી હોય. [કિફાયતુલ મુફતી ૯/૩૩૯]

અને રાસ-ગરબાના પ્રોગ્રામમાં એક આલિમે દીનનું અતિથિ વિશેષ રૂપે હાજર રહેવું ખરેખર ઘણુંજ ખરાબ કૃત્ય છે. એવો માણસ ઈમામત જેવા મહાન અને ઉચ્ચ હોદ્દાને લાયક નથી.

હરામ માલથી રોઝો ઈફતાર કરવો એનો મતલબ એ થયો કે જેટલો સવાબ રોઝાનો મળ્યો હતો એનાથી વધુ ગુનાહ હરામ માલ ખાવાનો થયો અને દિવસભર ભુખ્યા રહેવા સિવાય બીજું કાંઈ ન મળ્યું. [ફઝાઈલે રમઝાન પે. ૨૬] હદીષ શ.માં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે કેટલાય રોઝેદારો એવા છે કે એમને રોઝાના ફળરૂપે ભુખ્યા રહેવા સિવાય કાંઈ મળતું નથી. [ઈબ્ને માજા પે. ૧૨૨] અલબત્ત અગર ઈફતાર કરાવનારાએ પોતાની જાઈઝ કમાણીથી ઈફતારી કરાવી હશે તો આ વઈદ

લાગુ નહિં પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. ધાર્મિક મેળાઓમાં જવા બાબત શરઈ હુકમ.

**સવાલ :–** કોઈ જગ્યાએ ઉર્સ, મેળો કે ફનફેર હોય જયાં અલ્લાહની નાફરમાની થતી હોય ત્યાં પોતાની હલાલ–રોજી માટે કોઈ દુકાન કરવી પે એન્ડ પાર્કિંગ રૂપી વ્યવસ્થા કરવી કે પછી બે–ત્રણ દિવસની નોકરી કરવી શું જાઈઝ છે? ધ્યાન રહે કે ત્યાં હરવા–ફરવાની સાથે અલ્લાહની નાફરમાની પણ થઈ રહી હોય છે. ફકત જાઇઝ રીતે હરવા–ફરવા અને પોતાના બાળકો બીવી, બચ્ચાઓને લઈ મનોરંજન ખાતર ત્યાં જવું કેવું છે ? ખુલાસાથી જવાબ આપવા મહેરબાની કરશો.

**નોંધ :–** દુકાન એવી કે જાઇઝ હોય દા.ત. કોઈ કટલેરી આઈટમ વેચવી, ખાણી–પીણીના નાસ્તાની દુકાન કરવી કે અત્તર–ટોપી કપડાની દુકાન કરવી વિગેરે.

**જવાબ :–** હિન્દુઓના ધાર્મિક મેળામાં જવું જાઈઝ નથી અને એવા મેળામાં દુકાન પણ લગાવવી નહી જોઈએ. અલબત્ત ત્યાંથી કોઈ વસ્તુ ખરીદવા બાબત બન્ને પ્રકારના કથન છે. કેટલાક ફુકહા એને પણ મના કરે છે અને કેટલાક કહે છે કે રાબેતા મુજબ જીવન જરૂરીયાત ખરીદવામાં આવે અને મેળાને લઈ કોઈ ખાસ વસ્તુ ખરીદવામા ન આવે તો જાઇઝ છે. પરંતુ એહતિયાત એમાંજ છે કે તેઓના ધાર્મિક મેળામાંથી કોઈપણ પ્રકારની ખરીદી કરવામાં ન આવે. કારણકે ખરીદારીને લઈ પણ મેળાની રોનકમાં વધારો થાય છે અને કાફિરોના ધાર્મિક મેળાની રોનકને વધારવું મુનાસિબ નથી. અલબત્ત અગર વેપારી મેળો હોય તો ત્યાં જવા અને ખરીદ વેચાણ કરવામાં વાંધો નથી પરંતુ ત્યાં થતા ગુનાહિત કૃત્યથી દૂર રહે. [ઈમદાદુલ અહકામ ૪/૩૮૫] ઉર્સ પણ શરઈ રૂએ બિદઅત અને નાજાઇઝ હોવાને લઈ તેનો હુકમ પણ ઉપર મુજબજ છે. પે એન્ડ પાર્કીંગ માટે પણ ઉપર મુજબજ હુકમ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૬. પત્થરોને અસરકર્તા સમજવું દુરુસ્ત નથી.

**સવાલ** :- જે પત્થરોની જાતો માહંની, પીરોઝા, યાકુત, મરજાન (મંગલ), લુલુ કે જેનો તઝીકરો સૂરએ અર્રહમાનમાં આવે છે તો ઘણા લોકો તેવા અકીક (પત્થર)ને વીંટીમાં મઢાવી તેનાથી દુન્યવી લાઈનથી ફાયદા થાય છે જેમકે કોઈ તકલીફને હટાવવા તેમજ માલી લાઈનથી ફાયદો કરનાર જેવા અકીદા રાખે છે અને દલીલમાં કહે છે કે જેવી રીતે સુરજ મખ્લુક છે, પરંતુ તેનાથી નબાતાત, હયવાનાત, જમાદાત વગેરે ફલે ફૂલે છે અને દરેકને ફાયદો પહોંચે છે તેવી જ રીતે આ પ્રકારના અકીક (પત્થર) યાકૂત, મરજાન ફાયદો કરે છે તો આ બાબત શરઈ લાઈનથી કેવું છે ? અને સૂરએ અર્રહમાનમાં આ પત્થરોનો તઝીકરો આપવાથી શું મુરાદ છે ?

**જવાબ** :- તિબ્બી રૂએ એમાં કોઈ ફાયદો તજરૂબહથી જણાયો હોય તો તે એવી રીતે માનવો જેમ બીજી દવાઓ તેમજ જડીબુટ્ટીઓમાં માનવામાં આવે છે, જાઈઝ છે.

બાકી નફા—નુકસાનમાં એને અસરકર્તા સમજવું દુરૂસ્ત નથી.

સૂરએ રહમાનમાં એનો ઉલ્લેખ એની ખૂબસુરતી, સુંદરતા, સફાઈ વિ. સાથે જન્નતી ઔરતોને સરખાવવામાં આવી છે, એટલા માટે થયો છે.અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. બેન્ડ બાજા વાળી શાદીમાં શરીક ન થનાર લોકોનો બહિષ્કાર કરવો અને તેવા લોકો ઉપર દંડ લગાડવું ઈમાન ઘાતક કૃત્ય છે.

**સવાલ** :- હમારા ગામ સહીત આજુબાજુના પાંચ ગામોના મુસલમાનોમાં સારો એવો જોડ છે. શાદી અને ગમીના સમયે હમે લોકો હળીમળીને કામ કરીએ છીએ. છેલ્લા થોડાક વર્ષોથી હમારા સદરહુ પાંચે ગામો માટે એવું નક્કી કરવામાં આવ્યું કે શાદીના વખતે બેન્ડવાજા લાવવા નહિં, આના ઉપર બરાબર અમલ થતો હતો. હમણાં થોડાક દિવસો પહેલાં બાજુના ગામમાં શાદી આવી એ શાદીવાળા બેન્ડવાજા લાવ્યા, માટે હમારા પુરા ગામવાળા બે—ત્રણ છોડીને કોઈપણ શાદીમાં નહિં ગયા. શાદી વખતે

ગામના શાદીવાળાઓએ લિસ્ટ બનાવી કે કોણ હમારા ગામમાંથી નથી આવ્યું અને શાદી વીતી જવા પછી હમારા ગામનાં ૧૧ ઘરવાળા ન ગયા હતા અને એ લોકો પર દંડ રૂા. ૧૦૦/– મસ્જિદમાં લિલ્લાહ રકમ ફરજિયાત ભરપાઈ કરવી એ નક્કી કરવામાં આવ્યું. તે પછીથી લઈને આ કારણે હમારા ગામોમાં ઘણા ફિત્ના ઉભા થઈ ગયા છે. માટે આપ સાહેબથી સવાલ છે કે, શું આ પ્રકારે બેન્ડવાજા લાવ્યા હોય એવા ઘરે શાદીમાં ખાવા માટે જવું કેવું છે ? અને આ રકમ જે ૧૦૦ રૂા. નક્કી કરવામાં આવી તેને ભરવું શું જરૂરી છે અને આવી બેન્ડવાજાવાળી શાદીમાં ન શરીક થવાવાળા પર લઅન–તઅન અને તેઓની સાથે ફિત્ના કરવા કેવું છે ? તે વિગતવાર જણાવવા મહેરબાની કરશો.

**જવાબ :–** નિકાહ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત છે, આપણા પાક ધર્મ ઈસ્લામે નિકાહ માટે જે રીત અને તરીકો આપણને બતલાવ્યો છે તે મુજબ જ નિકાહ શાદી થવી જોઈએ. શાદીમાં બેન્ડવાજા વગાડવાં ઈસ્લામી તરીકો નથી. બલ્કે કાફિરોની રીત–રસમ હોવાની સાથે ના–જાઈઝ અને હરામ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે "મારી ઉમ્મતમાં એવા લોકો પેદા થશે જેઓ હરામકારી તેમજ રેશમ તથા દારૂ અને બેન્ડવાજાને હલાલ સમજશે." [બુખારી શરીફ] નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે બેન્ડવાજા સાંભળવું ગુનોહ છે, ત્યાં બેસવું ફિસ્ક છે અને તેનાથી લિજ્જત ઉઠાવું કુફ્ર છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું "અલ્લાહ તઆલાએ મને બેન્ડવાજા તોડવા માટે મોકલ્યો છે." આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું મ્યુજીક દિલમાં એવી રીતે નિફાક ઉગાડે છે જેવી રીતે પાણી ઘાસ ઉગાડે છે.

[અહકામુલ્કુર્આન થાનવી ભા–૩, પેજ–૬૦૬, ૬૧૦ ઉપરથી]

કાફિરોની રીત–રસમ અપનાવવા ઉપર હદીસે પાકમાં ઘણી જ સખ્ત ધમકી આપવામાં આવી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમનો ઈર્શાદ છે કે જે માણસે બીજી કૌમની મુશાહબત અપનાવી (કિંવા તેમના જેવી રીત અપનાવી) તે માણસ તે કૌમમાંથી ગણાશે. [અબૂ દાઉદ શ.] શાદીમાં બેન્ડવાજા કાફિરોનો તરીકો છે એનાથી બચવું દરેક મુસ્લિમ માટે જરૂરી છે અને બેન્ડવાજા હોય એવી શાદીમાં મુસલમાને જવું પણ નહિં જોઈએ. આપના ગામવાળા જે ભાઈઓએ બેન્ડવાજાને લઈ શાદીનો બહિષ્કાર કર્યો એમનું એ પગલું શરીઅતથી સુસંગત અને મુબારકબાદીને પાત્ર છે. એ લોકો પોતાના આ કૃત્ય ઉપર સવાબના હકદાર છે અને બાજુના ગામના જે ભાઈઓ શાદીમાં બેન્ડવાજા લાવ્યા તેઓએ શરીઅતના હુકમનો અનાદર કર્યો અને ગુનેહગાર ઠર્યા. તેઓના ઉપર લાઝિમ હતું કે તેઓ પોતાના આ ગુનાહિત કૃત્યથી તૌબા કરે અને પોતાના ગુનાહની માફી માંગે તેના બદલે "ઉલ્ટો ચોર કોતવાલને દંડે." વાળી કહેવત મુજબ તેઓએ શાદીમાં ન જનારાભાઈઓ ઉપર દંડ લગાવ્યો. બાજુના ગામવાળા ભાઈઓનું આ કૃત્ય એમના પહેલા કૃત્ય કરતાં પણ વધારે ખરાબ અને ગુનાહિત છે. એમના ઈમાન ઉપર ભય પેદા થઈ ગયો છે. માટે તેઓને જોઈએ કે વહેલી તકે તૌબા અને ઈસ્તિગ્ફાર કરે અને પોતે જ કાંઈક સદકો કાઢે અને શાદીમાં ન જનારા ભાઈઓથી માફી માંગે. એટલું યાદ રહે કે માલી દંડ કરવો જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. હોટલમાં મૂર્તિઓ રાખવાની ઈજાઝત આપવી જાઈઝ નથી.

**સવાલ :-** એક મુસલમાન હોટલનો માલિક છે. જેમાં રહેવા ખાવાની સગવડ છે. આ હોટલમાં ૮૫થી ૯૦ ટકા નોકરો બધા હિન્દુ છે. આ હોટલમાં મુલાઝિમ લોકો વરસમાં બે વખત પોતાના ધર્મના હિસાબે દેવીની પુજા રાખે છે એટલે કે હોટલની એક નાની જગ્યામાં પોતાની ધર્મની મુર્તિઓ રાખીને તેની પૂજા કરે છે. બે દિવસ સુધી અથવા ૩ દિવસ સુધી. હોટલના મુસલમાન માલિકે આ લોકોને આની ઈજાઝત આપેલ છે અને એ એટલા

માટે કે હર ધરમવાલાને પોતાને ઈખ્તેયાર છે તેમજ મુલાઝિમ જે.ગેર મુસ્લિમ છે તે માલિકના અખ્લાક જોઈને ખુશ થઈ જાય છે. અને કામમાં પણ સારી રીતે મેહનત કરે છે. હવે આજે માલિકના દિલમાં એવો ખ્યાલ આવે છે કે આજે હિન્દુઓને પોતાની જગ્યામાં પૂજા કરવાની ઈજાઝત જે આપેલ છે તે જાઈઝ છે કે નહીં ? જવાબના મુન્તઝિર રહીશું.

**જવાબ** :- પોતાની હોટલમાં મુર્તિઓ બેસાડી તેની પુજા કરવાની ઈજાઝત આપવી મુસ્લિમ માલિક માટે જાઈઝ નથી. મુર્તિઓ બેસાડવા વગર મોઢેથી શ્લોક અથવા મંત્રોચ્ચાર કરતા હોય તો તે તરફથી આંખ-આડા કાન કરી શકે છે કિંવા તેઓ પોતેજ માત્ર શ્લોક અથવા મંત્રોચ્ચાર કરતા હોય અને માલિક તેઓને મનાઈ ન કરે તેની ગુંજાઈશ છે. પરંતુ યાદ રહે કે માલિક પોતે એવું ન કહે કે તમો આવું કરો. [ફતાવા આલમગીરી ભા.૫, પેજ.૩૪૬ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. પૃથ્વી ગોળ અને સાત આસમાન સાત જમીન હોવા ઉપર ઈમાન રાખવા બાબત.

**સવાલ** :- આજે દુન્યામાં ગેર કૌમ એમ કહેવા માંગે છે કે, પૃથ્વી ગોળ છે, અને પૃથ્વી ફરે છે અને સુરજ એક જ જગાએ સ્થિર છે જે અમારા માનવામાં આવતું નથી. તો અમારૂં ઈમાન એમ કહે છે કે, દુન્યામાં સાત આસ્માન અને સાત તબક જમીન છે માટે આનો હદીસના હિસાબે હમોને ખુલાસો આપવા મહેરબાની કરશો.

**જવાબ** :- જેટલી વસ્તુ અલ્લાહ તઆલાએ કુર્આને પાકમાં ફરમાવી આપી તેના ઉપર ઈમાન રાખવામાં આવે તેનાથી વધુમાં પડવાની જરૂરત નથી.

કબ્રમાં અથવા હશરમાં આપણાથી એવું નહિં પુછવામાં આવે કે, સાત આસમાન અને સાત જમીન કયાં હતાં ? એ બાબત તમે તપાસ કરી હતી યા નહિં ? આપણને જોઈએ કે એટલું માનીએ કે, સુર્ય પોતાની પરિભ્રમણ કક્ષામાં ફરે છે (અને આજના વૈજ્ઞાનિક સંશોધનોએ આ વાત માન્ય રાખી

છે) એવી જ રીતે એટલું ઈમાન કાફી છે કે, આસમાન સાત છે અને એટલી જ જમીનો પણ છે, એનાથી વધુ વિગતમાં પડવાની જરૂરત પણ નથી અને હિતાવહ પણ નથી. રહ્યું વૈજ્ઞાનિકોનું સંશોધન તો એ વિવિધ જમાનામાં બદલાતું રહ્યું છે. પહેલાં એઓ જ કહેતા હતા કે પૃથ્વી ફરે છે અને સુર્ય સ્થિર છે. હવે એઓ જ સુર્ય ફરવાને પણ માને છે. બહરહાલ એઓના માનવા કે નહિં માનવા તરફ લક્ષ આપવાની કોઈ જરૂરત નથી. અલ્લાહ તઆલાએ અને રસુલે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ઈન્સાનની આખિરત કામિયાબ બનાવવા માટે જે જે આદેશો આપ્યા છે, તેને અમલમાં મુકી દુન્યાનો સુકુન–ઈઝઝત અને આખિરતની કામિયાબી મેળવો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. પ્રસાદ સ્વીકારવો મના છે.

**સવાલ :–** હિન્દુ કર્મચારીઓ દ્વારા આપવામાં આવતો પ્રસાદ સ્વીકારવો કે કેમ ?

**જવાબ :–** પ્રસાદ ખાવા–પીવાની તે વસ્તુઓને કહેવામાં આવે છે, જે દેવી–દેવતાઓના નામ ઉપર ચઢાવવામાં આવી હોય. જેથી એને સ્વીકારવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. ઈસ્લામી દ્રષ્ટિએ તો કોઈ બુઝુર્ગ અથવા વલીની કબર ઉપર ચઢાવવામાં આવેલી ખાવા–પીવાની વસ્તુઓને પણ વાપરવાની ઈજાઝત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શાનમાં ઐબ લગાડનાર માટે હુકમ.

**સવાલ :–** હમારા ટાપુ બારબાડોસમાં સનડીસન નામનું એક છાપું નીકળે છે. તા. ૫/૨/૧૯૯૦ના છાપામાં એક મુસ્લિમ ભાઈએ આ પ્રમાણે લખાવ્યુ કે, ઈન્ડિયન મુસ્લિમ નોન મુસ્લિમ (ઈસાઈ) ઓરતના સાથે શાદી કરે છે અને એવી રીતે ચાલીસ ઈન્ડિયન મુસ્લિમે શાદી કરેલી છે. તે વિગત લખાવી તેના સાથે હમારો કોઈ તઅલ્લુક નથી. પરંતુ તેણે આ પ્રમાણેની વિગત લખાવી છે "મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ બે ઓરત

યહુદી અને નસરાની સાથે શાદી કરેલી હતી.'' તો આ વિગત તો તદન ખોટી છે. તો લખનારે આ ખોટી વિગત લખાવી તેનાથી નબીને નારાજ કર્યાં અને ખુદાની નારાજગી હાસિલ કરી. આખી દુનિયાના મુસલમાનોના દિલને સખત સદમો લગાડયો. તો આવું લખાણ છાપામાં છપાવી આખી દુનિયામાં જાહેર કર્યું તો આવું લખાણ લખાવનારના ઉપર શરીઅતનો શો હુકમ લાગુ પડે છે. તેનો ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો તો એનો સારો બદલો ખુદા પાક તમોને બન્ને જહાનમાં આપશે.

**તા.ક.** :– નવેમ્બર ૧૯૮૯ના વહોરા સમાચારમાં અખ્લાકે રસુલનો જે લેખ લખેલો છે તેમાં લખેલું છે કે રસુલની તૌહીન કરવું કુફ્ર છે. રસુલની તૌહીન કરનાર તો મુસલમાન રહી શકતો નથી.

**જવાબ** :– નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પવિત્ર–પત્નિઓ તમામ મુસલમાન હતી. તેઓમાંથી કોઈ પણ યહૂદી અથવા ઈસાઈ ન હતી. હઝરત સફિય્યહ રદિયલ્લાહુ તઆલા અન્હા એક યહૂદી સરદારના બેટી હતા. તેમને મુસલમાન બનાવ્યા પછી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેઓ સાથે નિકાહ કર્યા હતા. માટે છાપામાં લખેલી હકીકત ખોટી છે. તે લખનાર અગર મુસલમાન છે તો તેના સમક્ષ ખરી હકીકત રજૂ કરવામાં આવે અને તેના ઉપર જરૂરી છે કે પોતાની ભૂલ સ્વીકારી તૌબહ અને ઈસ્તિગ્ફાર કરે અને જો તેણે આ કૃત્ય નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અપમાનિત કરવાની નિય્યતે કર્યું હોય તો તેને જોઈએ કે ફરીથી કલેમો પઢે અને નિકાહની પણ તજદીદ કરે. અલબત્ત તેની નિય્યત એક છુપી વસ્તુ હોવાને લઈ આપણા માટે જરૂરી છે કે તેના વિષે કોઈ સખત હુકમ ન લગાવીએ. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. ખોટા ખ્યાલો વસવસાઓનો ઈલાજ

**સવાલ** :– થોડા વખતથી મારૂ દિલ બેચેન છે. અને મને કાંઈ સમજ પડતી નથી. કારણ કે થોડા વખત પહેલાં મને ખોટા અને શેતાની ખયાલો આવ્યા કરતા તે પાક પરવરદિગાર પાકઝાત અલ્લાહના અસ્તીત્વ (હયાતી) વિષે શંકા કુશંકાઓ પેદા થતી. અને મને એક વખત એવો શેતાની ખ્યાલ

આવી ગયો કે... મારે તે લોકોમાં જઈને ભળી જવું જોઈએ જેઓ અલ્લાહની જાતમાં નથી માનતા ને સાથે જ મેં કલેમાએ તૈયબા અને દુરૂદ શરીફ પઢવાનું ચાલુ કરી દીધું. હાલ પણ ચાલુ છે. હું બહું જ બેચેન છું. તો શું મારે પાક અને પરહેઝગાર મુસ્લીમની ગવાહીમાં ફરીથી કલેમા પઢવા પડશે ?

**જવાબ** :– માણસના દિલમાં જે ખોટા ખયાલો અને શયતાની વસવસાઓ ગેર– ઈરાદી રીતે આપોઆપ આવતા હોય. અને તે પોતે પણ એને બુરા તથા શયતાની સમજતો હોય, તેનાથી માણસના ઈમાન ઉપર કોઈ બાધ આવતો નથી. બલ્કે તે માણસનું તે ખયાલો તેમજ વસવસાઓને ખોટા તેમજ શયતાની સમજવું અને તેના આવવાથી બેચેની અનુભવવું તેના ઈમાન ની નીશાની છે. તેના દિલમાં ઈમાન ન હોતે તો તે શા માટે બેચેની અનુભવતે ? હદીસે – પાક માં છે કે હઝરાતે સહાબા (રદી.)માંથી કેટલાક લોકોએ નબીએ કરીમ (સલ.)ની સેવામાં અરજ કરી કે અમે અમારા દિલોમાં એવા (બુરા) ખયાલો (દા.ત. અલ્લાહ તઆલાને કોણે પયદા કર્યો ? તે કેવો છે. ? વિ.) મહસુસ કરીએ છીએ જેને ઝબાન થી બોલી જાહેર કરવાને ઘણુંજ ખતરનાક સમજીએ છીએ (કારણકે અમો જાણીએ છીએ કે બધા ખયાલો ખોટા છે. એમાંથી કોઈનો પણ અકીદો રાખવો જાઈઝ નથી.) હુઝૂર (સલ.)એ પુછયું શું તમો એવું (કિવાં એ ખયાલો ને ઝબાનથી જાહેર કરવાને ખતરનાક સમજો છો ? તેઓ એ અરજ કરી જી હાં, તો હુઝુરે (સલ.) ફરમાવ્યું એજ તો ઈમાને–ખાલીસની નિશાની છે. (મુસ્લીમ શરીફ, મિશ્કાત ૧/૧૩૫/૧૩૬)

માટે આપે જરા પણ ગભરાવાની જરૂરત નથી. અલબત્ત આઈન્દહ એવા ખયાલો તેમજ વસવસાઓ તરફ ધ્યાન ન આપશો. અને પોતાના કામમાં લાગેલા રહેશો એના પ્રતિ ધ્યાન આપ્યા વગર પોતાની ફરજ અદા કરવામા લાગેલા રહેવું એજ એનો ઈલાજ છે. એવા ટાણે "અઉઝુબિલ્લાહિ મિન–શ્શયતાનિર્રજીમ" પણ પઢતા રહો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૩. ઈસ્લામધર્મ અપનાવવાની રીત, બીવી બચ્ચાનું**

શું ?

**સવાલ :–** (૧)હું હિન્દુ જ્ઞાતિનો માણસ છું. મારે મુસ્લિમ થવું છે. તો તે માટે શું કરવું ? એટલે કે કઈ રીતે મુસ્લિમ થવાય? તેનો વિગતે જવાબ આપવા મહેરબાની કરશો.

(૨) મારે ઔરત અને બે બચ્ચા છે પણ તે મુસ્લિમ થાય તેમ નથી. તેથી હું મુસ્લિમ થાવ તે પછી તેમની સાથે સંબંધ રાખી શકું ?

(૩) હું કોલેજમાં લેકચરર છું, લગભગ પાંચ વરસથી એક મુસ્લિમ છોકરી સાથે પ્યાર છે અને અમે બન્નેવ શાદી કરવા માંગીએ છીએ એટલે મુસ્લિમ થયા પછી એની સાથે શાદી કરીશ. પણ આગળની મારી પહેલી ઔરત ને બે બચ્ચા હોવાથી તેની સાથે સંબંધ રાખવા માંગું છું તો તે ઔરત બચ્ચાનું શું? અને આ છોકરી સાથે શાદી કરી શકું ? ઉપરોકત દરેક બાબતનો વિગતે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :– (૧)** ઈસ્લામ માં જે વાતો બુન્યાદી માન્યતાઓ નો દરજજો ધરાવે છે. દા. ત. તવહીદ કિંવા એકેશ્વરવાદ (એક માત્ર અલ્લાહનેજ પૂજય સમજવું) રિસાલત કિંવા હઝ. મુહમ્મદ (સલ.)ને અલ્લાહના અંતિમ પયગમ્બર (સંદેશવાહક) સમજવું. ફરીશતાઓ અલ્લાહ તરફથી મોકલવામાં આવેલા તમામ પયગમ્બરો અને કિતાબો કિંવા આકાશી પુસ્તકો ને માનવું. કિયામત (કિંવા ડે ઓફ જજમેન્ટ) ને માનવું, તકદીર ઉપર ઈમાન રાખવું. અને પોતાની ઝબાનથી આ તમામ વાતો નો ઈકરાર કરવો.

અત્યાર સુધી ઈસ્લામ વિરૂધ્ધ જે માન્યતાઓ ધરાવતા હતા તેનાથી તવબહ (પ્રશ્ચાતાપ) કરવું. અગાઉના ધર્મથી પણ તવબહ કરવું.

**(૨–૩)** બન્નેવ બાળકો સાથે જે પિતૃ સંબંધ છે તે તો ઈસ્લામ–સ્વીકાર પછી પણ બાકીજ રહે છે. અલબત્ત એક પિતા તરીકે આપની ફરજ ઠરે છે કે એમના માટે પણ તે ભલાઈ હરપળે ઈચ્છતા રહો જે ભલાઈ પોતે પ્રાપ્ત કરી છે.

રહી આપની પત્નિ તો ઈસ્લામના ધારા–ધોરણ મુજબ આપ જયારે ઈસ્લામ સ્વીકાર કરશો ત્યાર પછી પત્નિને પણ તેનું આમંત્રણ આપો તેના

ઉત્તરમાં તેણી ઈન્કાર કરશે તો આપના એની સાથેના નિકાહ (કિંવા લગ્ન સંબંધ) ખત્મ થઈ જશે જેથી આપ ધણી હોવાના નાતે એને ભોગવી શકતા નથી. ગુનેગાર ઠરશો. અલબત્ત આપના બાળકોની માતા હોવાને લઈ એની સાથે કોઈ સદવર્તન (માલી મદદ વિ.) કરવા ચાહો તો તેની છુટ છે. બલ્કે તે આવકાર્ય છે. અને એને પણ ઈસ્લામ સ્વીકાર માટે આમંત્રણ આપતા રહો જયારે તે માની જાય અને ઈસ્લામ સ્વીકારી લીએ તો એની સાથે ફરી નિકાહ કરી લ્યો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. લેખન કાર્યની ઉત્તમ રીત. ઈસ્લામ વિરુધ્ધ લેખ લખનાર માટે શરઈ હુકમ.

**સવાલ :–** ગુજરાતી મુસ્લિમ સમાજની એક સંસ્થા શૈક્ષણિક અને બીજા ઘણાં સેવાભાવી કાર્યો કરે છે. તે ગુજરાતી મુસ્લિમ સમાજ માટે માસિકનું પ્રકાશન પણ કરે છે. જેના વાચકો ઘણા છે. એના તંત્રી પણ સમાજમાં મોભેદાર, દુન્યવી સારું શિક્ષણ પ્રાપ્ત કરેલ છે. આ તંત્રીએ જયારથી આ માસિકનો અખત્યાર લીધો, ત્યારથી આ માસિકમાં કયારેક ઈસ્લામ વિરોધી તેમજ મુસ્લિમોને ગેર માર્ગે દોરવાવાળા લેખો જોવા મળે છે.

મે–૨૦૦૮ ના અંકના લેખની નકલ રજુ કરુ છું.મોટે ભાગે તંત્રીએ આ લેખ લખ્યો હોવાની શકયતા છે. જો અન્ય કોઈએ લખ્યો હોય તોયે તંત્રીશ્રી જો આ ઈસ્લામ વિરોધી અને ગેરમાર્ગે દોરવાવાળો લેખ હોય તો આવા લેખો છાપવાની જવાબદારીમાંથી છટકી શકતા નથી.

ભારતીય મુસ્લિમ સમાજમાં કેટલાક પરિવર્તનો, કેટલાક સુધારા થયા (એમના માનવા પ્રમાણે) તેની આ લેખમાં ચર્ચા છે. એમાં લખે છે કે "બીજો સુધારો એ થયો કે વીમો ઉતરાવવાની પણ છુટ મળી ગઈ. દેશના વિશિષ્ટ સંજોગો (અશાંતિ અને રમખાણોના માહોલ)ને ધ્યાનમાં રાખીને આવી છૂટ મળી છે. ધીમે ધીમે આ શરત પણ હટી જશે એવી આશા રાખવી અસ્થાને નથી." લેખક આગળ દલીલ કરતા કહે છે કે " આજે ટ્રેન, બસ કે વિમાનમાં મુસાફરી કરવી સામાન્ય થઈ પડયું છે. આ બધા વાહનોના વીમા ઉતરાવેલા જ હોય છે. આજનો જમાનો વીમા અને શેરમાં રોકાણનો છે.

આવી દલીલો કરીને વીમો ઉતરાવવાને જાઈઝ ગણાવવા માંગે છે. અથવા વીમા ઉતરાવવા માટેની અમૂક શરતો હટી જવાની આશા રાખે છે.

લેખક આગળ લખે છે કે " ખાનગી શાહુકારો પાસેથી વ્યાજે પૈસા લેવાની મનાઈ છે એનું ચોક્કસ કારણ છે, ખનાગી શાહુકારો ભારે વ્યાજ પડાવીને ગરીબોનું શોષણ કરે છે. બેંકો અને પોષ્ટમાં મુકેલી થાપણોમાં આવા શોષણનો સવાલજ નથી." આવી દલીલ કરીને બેંકો અને પોષ્ટમાં થાપણ મૂકવાની (એટલે કે એના પર વ્યાજ કમાવાની) છૂટ મળવી જોઈએ એવી વાત કરે છે.

વધુ આગળ લેખક લખે છે કે " ઈસ્લામમમાં સ્ત્રીને પણ છૂટાછેડાનો અધિકાર અપાયો છે. પણ ભારતીય મુસ્લિમ કાનૂનમાં એ અધિકાર હજુ સુધી સામેલ થયો નથી."

તો વીમાને જાઈઝ ઠરાવવા, અને એ માટેની દલીલો, વ્યાજની છૂટ મળવી જોઈએ, અને એ માટેની દલીલો, ઈસ્લામમમાં સ્ત્રીને છૂટાછેડાનો અધિકાર, તેમજ લેખમાં જો કંઈ અન્ય શરિયત વિરૂધ્ધ હોય તો તે, આ વિષયો પર શરિયતની રોશનીમાં ખુલાસાવાર જવાબ આપશો. મુસ્લિમ તંત્રીની મુસ્લિમો પ્રત્યેની જવાબદારી વિશે લખશો. ઈસ્લામમમાં(લેખકના કહેવા પ્રમાણે, ભારતીય મુસ્લિમ સમાજમાં) સુધારા કરવાનું કહેનાર વ્યકિતના ઈસ્લામમમાં સ્થાન વિશે જણાવશો. મકસદ ઘણાં મુસ્લિમો આવા લેખો વાંચી ગેરમાર્ગે દોરાય છે. તો તેઓને અને લખનારને સહી રેહનુમાઈ મળે.

**જવાબ** :– હઝ. હકીમુલ ઉમ્મત મવ. અશરફ અલી થાનવી (રહ.) સામયિકમાં પ્રગટ કરવામાં આવતા અને તેના માટે લખવામાં આવતા લેખો બાબત બુનીયાદી અને ઉસુલી રૂપે જે ધારા–ધોરણો શરઈરૂએ આવશ્યક છે તે બાબત ચર્ચા કરતાં લખે છે કે કોઈ પણ વાતને કલમથી લખવાનો પણ શરઈરૂએ તેજ હુકમ છે જે મોઢેથી બોલવાનો છે. જે વાતનું મોઢેથી બોલવું સવાબ છે તેનું કલમથી લખવું પણ સવાબ છે. અને જેનું મોઢેથી બોલવું ગુનાહિત છે તેનું કલમથી લખવું પણ ગુનાહિત છે. બલ્કે લખવાની સુરતમાં

સવાબ તેમજ ગુનાહમાં એક રીતે વધારો થઈ જાય છે. કારણ કે લેખ એક બાકી રહેનારી વસ્તુ છે. લાંબાગાળા સુધી લોકોની દ્રષ્ટી સમક્ષ આવતી રહે છે. એટલે જયાં સુધી તે દુન્યામાં રહેશે અને લોકો તેના સારા અથવા બુરા પ્રતિભાવથી પ્રભાવિત થતા રહેશે ત્યાં સુધી લેખક માટે તેનો સવાબ અથવા અઝાબ ચાલુ રહેશે.જેથી દરેક લેખકની ફરજ છે કે કોઈ પણ વિષય પર કલમ ઉઠાવવા પહેલા તેને શરઈ ધારા–ધોરણ મુજબ પારખી લીયે.

આગળ લખે છે કે કોઈ પણ લેખન કાર્ય અને અખબારનવેશીમાં ગુનાહ તેમજ શરઈ પકડથી બચવાની સૌથી ઉત્તમ રીત અને સિધ્ધાંત એ છે કે જયારે પણ કોઈ વસ્તુ લખવાનો વિચાર કરો તો પહેલા પોતાના દિલમાં સવાલ પુછી લે કે એનું લખવું મારા માટે જાઈઝ છે કે નથી ? અગર જાઈઝ હોય તો કદમ આગળ વધારે, નહિં તો કેટલાક લોકોને ખુશ કરવા માટે ગુનાહમાં હાથ રંગીને પરાયા અપશુકન માટે પોતાનું નાક ન કાપે અને જો પોતે શરઈ આદેશોનો સંપૂર્ણ જાણકાર ન હોય તો અન્ય કોઈ સંપૂર્ણ જાણકારથી પુછી લેવું જરૂરી છે. [બવાદિરૂન્નવાદિર ૨/૬૯૪]

આગળ જતાં લખે છે કે સામાયિકનો તંત્રી એવી વ્યકિત હોવી જોઈએ જે બધા જ ઈસ્લામી ઈલ્મોની જાણકારી ધરાવતી હોય અથવા ઓછામાં ઓછું ઉલમાથી એ બાબત પુછપરછ કરવાનો પાબંદ હોય તેમજ મઝહબનું હિત ધરાવનાર હોય. નહિં તો સ્પષ્ટ છે કે સામયિક બેદીની તેમજ સ્વચ્છંદતા ના પ્રસારનું એક કામિયાબ સાધન બની જશે. [૨/૬૯૭]

અન્ય એક જગ્યાએ લખે છે. અગર તંત્રી પોતે દીની જ્ઞાન ધરાવતો ન હોય તો સામાયિકનો મુસદો તૈયાર કરીને કોઈ મોહક્કીક અને સાહિબે બસીરત આલિમની સેવામાં પોતે હાજર થઈને ઈસ્લાહ માટે રજુ કરે. [૨/૬૯૩]

આપે પોતાના સવાલ સાથે લેખ ની જે નકલ મોકલાવી છે તેમાં ઈસ્લામી શરીઅતે જે કૃત્યોને કુર્આન અને હદીસમાં સ્પષ્ટ શબ્દોમાં હરામ ઠેરવ્યા છે તેને જાઈઝ ઠેરવવાની વ્યર્થ કોશિશ કરી છે. એ પુરો લેખ કુર્આન અને હદીસની રાહબરીથી સદંતર વિરૂધ્ધ અને વાંચકોને ગેર રસ્તે દોરવાની

કુચેષ્ટા હોવાને લઈ તે મુસ્લીમ સમાજની સંસ્થાના હોદેદારો અને જવાબદાર વ્યકિતની ફરજ છે કે એના ઉપર વહેલી તકે રોક લગાવે અને આ લેખના પ્રકાશન બદલ જાહેર માફી પ્રગટ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. એક ફિલ્મી ગાના (તુજમેં રબ દીખતા હે) ગાનેકા શરઈ હુકમ.

**સવાલ** :– અરઝ હે કે ઈસ બારેમેં કયા ફરમાતે હૈં ઉલમાએ કિરામ : અભી એક ગીત ચલા હે." તુજમેં રબ દિખતા હે. યારા મેં કયા કરૂં. સજદે સર ઝુકતા હે યારા મેં કયા કરૂં. " ઈસ કો ગાના ઔર સુનના કૈસા હે ? કયા ઈસમેં કુફ્ર લાગુ પડેગા, ઈસમેં કુંવારોં કા ઔર શાદી શુદા કા કયા હુકમ હોગા ? યા ઈસ્કે અલાવા બહોત સે ગાને જીસ્મેં અલ્લાહ, ખુદા, રબ કા નામ આતા હે. તો ઈસ્કા ગાના ઔર સુનના કૈસા હે ? ઈસ્કે બારે મેં તફસીલ સે જવાબ દેં.

**જવાબ** :– લફઝે "રબ્બ" કે મઅના અરબી લુગત કે એઅતેબાર સે તરબિયત–વ–પરવરિશ કરને વાલે કે હંય, ઔર તરબિયત ઉસ કો કેહતે હંય કે કિસી ચીઝકો ઉસકે તમામ મસાલિહકી રિઆયત કરતે હુવે દરજહ–બ–દરજહ આગે બઢાયા જાએ યહાં તક કે વોહ હદે કમાલ કો પહોંચ જાએ.

યહ લફઝ સિર્ફ અલ્લાહ તઆલાકી ઝાતે પાક કે લીયે મખસુસ હય, કિસી મખલુક કો બિદુને ઈઝાફત કે રબ્બ કેહના જાઈઝ નહિં.

[મઆરિફુલ કુર્આન ૧/૮૦]

સૂનને ઈબ્ને માજહ મેં હઝ. અબુ હુરૈરહ (રદી.) કી રિવાયત મેં અલ્લાહ તબારક–વ–તઆલા કે જો અસ્માએ હુસ્નહ મનકુલ હંય ઉનમેં એક "રબ્બ" ભી હય. [સૂનને ઈબ્ને માજહ પેજ–૨૭૫]

મતલબ કે "રબ્બ" અલ્લાહ કા પાકિઝહ નામ હય, આપ કે સવાલ મેં જો દરયાફત કિયા ગયા હય, ઉસકે મુતાબિક ફિલ્મી ગાનેમેં અલ્લાહ તઆલા કે પાક નામકો ઈસ તરહ ઈસ્તેમાલ કિયા ગયા હય કે ફિલ્મ મેં કામ કરને વાલા હીરો આશિક કી હયસિયત સે ઉસમેં કામ કરનેવાલી હીરોઈન કો

મઅશુકહ કી હયસિયત સે મુખાતબ કરકે યહ અશઆર બોલ રહા હય." તુજમેં રબ્બ દિખતા હય યારા મેં કયા કરૂં, સજદે સર ઝુકતા હય યારા મેં કયા કરૂં."

યું ભી ફિલ્મ મેં ગાને કે ઝિમ્ન મેં અલ્લાહ કે પાક નામકો ઈસ્તેમાલ કરના ઔર વોહભી ઐસે મનઝર મેં જો ઈશ્કિય્યહ તઅલ્લુકાત કો ઉજાગર કરનેવાલા ઔર શહવાત સે પુર હો, યહ અલ્લાહ કે પાક નામકી ઈહાનત ઔર ઈસ્તિખફાફ હય, જો શરઈ એઅતેબાર સે ઈમાનસોઝ હય.

[ફતાવા આલમગીરી–૨/૨૬૭]

અબ સવાલ યહ હય કે ઈસ તરહ ગાના ગાને સે વોહ ગાનેવાલા ઈમાન સે નિકલ જાયેગા યા નહિં ? ઉસમેં તફસીલ યહ હય કે અગર ગાનેવાલા યહ જાનતા હય કે યહ કુફ્રિય્યહ અમલ હય, ઉસ કે બાવજુદ ઉસે ગા રહા હય, ચાહે લહવ–વ–લઈબ યા મિઝાહ કે તૌર પર ગા રહા હો યા વાકિઈ તૌર પર ગા રહા હો, દોનોં સુરતોં મેં વોહ ઈમાન સે નિકલ જાતા હય. ઔર અગર જબ્ર–વ–ઈકરાહ કી વજહ સે યા બતૌરે ખતા ગા રહા હય તો ઈમાન સે નહિં નિકલેગા. ઔર અગર અપની જહાલત કી વજહ સે ઉસ કો યહ મઅલૂમ નહિં કે યહ કુફ્રિયહ અમલ હય ઔર ઈખ્તિયારી તૌર પર ગા રહા હય તો ઉસકે કાફિર હોને મેં ઈખ્તિલાફ હય.

અગર કોઈ જાહિલ કલિમએ કુફ્ર બોલે આરૈ વોહ નહિં જાનતા કે યહ કલિમએ કુફ્ર હય તો બઅઝ ઉલ્મા ફરમાતે હંય કે વોહ કાફિર નહિં હોગા ઔર જહાલત ઉઝર હય. ઔર બઅઝ ઉલમા ફરમાતે હંય કે કાફિર હો જાયેગા, જહાલત ઉઝર નહિં.

ઈસ લીયે જીન સુરતોંમેં સબ કે કેહને કે મુતાબિક કાફિર હો જાતા હય ઔર ઉસકે કુફ્ર મેં ઈખ્તિલાફ નહિં. ઉન તમામ સુરતોંમેં ઉસકે સારે અઅમાલ બાતિલ હો જાતે હંય. નિકાહ ભી તુટ જાતા હય. ઉસકે લીયે ઝરૂરી હય કે તવબહ કરે. દોબારહ કલિમહ પઢકર ઈમાનમેં દાખિલ હો ઔર નિકાહ ભી અઝ–સરે નૌ પઢે. ઔર જીન સુરતોંમેં ઉસકે કુફ્રમેં ઈખ્તિલાફ હય. ઉન સુરતોંમેં ઉસ કો ચાહિયે કે તવબહ–વ–ઈસ્તિગફાર કર કે તજદીદે–નિકાહ

કર લે. [માલાબુદમિન્હૂ પેજ ૧૩૮, શામી ૩/૩૧૨–૩૧૬] ફકત વલ્લાહુ તઆલા અ'અલમ. (ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)

**૧૬. નમસ્કાર કેહના કૈસા હય ?**

**સવાલ :–** આજ કલ કારોબારમેં નમસ્કાર, બાપા સીતારામ, યા ઉસ્કે અલાવા ભી દુસરે કુફરિયહ જુમલા બોલતે હૈ. ઉસ્કા કયા મસ્અલા હે ? કયા ઈન સબ ચીઝોંમેં નિકાહ તુટેગા ? ઔર ઈમાન જાતા રહેગા ? ઉસ્કે બારે મેં તફસીલ સે જવાબ દેં." અલ્લાહ તઆલા આપકો જઝાએ ખૈર દે"

**જવાબ :–** યહ ગેરોં કે યહાં બ વકતે મુલાકાત કહે જાનેવાલે કલિમાત હંય. ઈનસે બચના ઝરૂરી હય. લેકિન ઉસકી વજહસે ઈમાન સે ખારિજ નહિં હોગા. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

**નૉટ :–** ઈમાનસોઝ ગાનોં કે સિલસિલેમેં એક તફસીલી જવાબ કિતાબચા કી શકલમેં શાયેઅ હો ચૂકા હય. ઉસકા મુતાલઅહ કરેં.

**૧૭. "ઓમ" ના ચિન્હને "૭૮૬" સાથે વાપરનાર માટે શરઈ હુકમ.**

**સવાલ :–** એક માણસે તેના વેપાર–ધંધાના વિકાસ માટે બરકત માટેના અકીદાવાળુ પત્રવ્યવહાર કરવા સીફત ભરેલું લેટરપેડ છપાવેલ તેમાં ૭૮૬ સાથે ઓમ સંસ્કૃત ભાષામાં છપાવેલ છે. જુમ્હુર (મોટા ભાગના) મુસલમાનોનું કહેવું છે કે કુરઆન શરીફ ની આયતો એક બીજી આયતો સાથે સંબંધિત છે. કુરઆન શરીફ પોતેજ મોઅજિઝો છે. ૭૮૬ સાથે સંસ્કૃત ભાષામાં ઓમ છપાવેલ છે તે શું ૭૮૬ સાથે સબંધિત છે ? સંસ્કૃત ભાષામાં ઓમ આયત નથી. હદીશ નથી. આયત સાથે ઉતરેલો નથી. ઉતારવામાં આવેલ નથી. ઓમ મોઅજિઝો નથી. કુર્આન શરીફની સુરએ હિજ્ર–૧૫ મી સુરહ છે. તેની નવમીં આયતમાં સ્પષ્ટતા કરેલીજ છે. પેલા માણસે ૧૪૦૦ વરસ પછી જે સુધારો–વધારો કરી દીધો છે તો એ માણસને શું સમજવો? કેવો ગણવો ? મુનાફીક ગણવો ? મુર્તદ ગણવો ? કાફિર ગણવો ? ફાસિક ગણવો ?

**જવાબ :-** ૭૮૬ ની સંખ્યાને કુર્આન મજીદની આયત સમજવું સહીહ નથી. મુફતીએ આઝમ હઝ. મવ. મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.) થી એ બાબત પુછવામાં આવતા આપે જવાબ આપ્યો. " અક્ષરોની સંખ્યા મુકર્રર કરવી અને ઈબારત ને બદલે સંખ્યા લખી દેવી, એ કોઈ શરઈ વાત નથી. ન તેને શરીઅત સાથે કંઈ સંબંધ છે."

[મુસ્લીમ-ગુજરાત ફતાવા સંગ્રહ ભાગ-૯, પેજ-૯૬૭]

હઝ. મવ. મુફતી નિઝામુદીન સાહબ (દા.બ.) થી સવાલ કરવામા આવ્યો કે " લોગ બિસ્મીલ્લાહ કી જગહ ૭૮૬ લિખતે હંય, ઈસી તરહ દીગર આયાતે કુર્આનિયહ કી જગહ અઅદાદ ઈસ્તેઅમાલ કરતે હંય કયા યહ શરીઅત કી રોશનીમેં જાઈઝ હય યા નંહિ ? સલફે સાલેહિન મેં ઈસકી નઝીર મિલતી હય યા નંહિ ?

એના જવાબમાં એવણે લખ્યું કે " આયાતે કુર્આની કી જગહ ઉસકે અઅદાદ કા તિલાવત કરતે સમય પઢને કે લિએ ઈસ્તેમાલ કરના જાઈઝ નહીં. [નિઝામુલ ફતાવા ૧/૪૭૩]

ઉપરોકત ફત્વાઓથી જયારે એ સ્પષ્ટ થઈ ગયું કે '૭૮૬' કુર્આને - પાકની આયત નથી. તો આપે ઉપસ્થીત કરેલ સવાલ આપો આપ ખતમ થઈ જાય છે. એની બુન્યાદ પર કોઈ કલેમા-ગો મુસ્લીમને કાફિર અથવા મુનાફિક કે મુર્તદ કહેવું ગુનાહિત છે.

અલબત્ત 'ઓમ' ના ચિન્હને આ રીતે વાપરવું એક મુસ્લીમ માટે મુનાસીબ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. એકસીડન્ટ અને મૃત્યુને કોઈક વ્યકિત સાથે જોડી અશુભ કહેવું.

**સવાલ :-** ભાઈ આજે જે કાંઈ બન્યું અલ્લાહ તરફથી છે એમાં અલ્લાહ સિવાય મોત કોણ આપી શકે, મારો શોહર એકસીડન્ટમાં ઓફ થઈ ગયાને પછી મારા દિકરા (જે તમારો તાલિબે ઈલ્મ છે ) નો ઈન્તેકાલ થઈ ગયો. તો આજે લોકો મને કહે છે કે તારા પગલે એકસીડન્ટ થઈને ઈન્તેકાલ થઈ જાય. શું હું એમા દોશિત ગણાવ કે અલ્લાહ તરફથી થાય તેનો તમો મને જવાબ

આપશો. મે મારા દિલ ઉપર પથ્થર મુકી જવાબ માંગું છું કે આલિમ થઈને મારા માટે આવું કહે છે. મોટો આલિમ જે મદ્રેસામાં મોટી કિતાબ પઢાવે છે તે મારા માટે આવું કહે છે. તેના માટે મે તમારી પાસે જવાબ માંગું છું.

**જવાબ** :– રાત્રી પક્ષીઓમાંથી એક પક્ષી જેને ઘુવડ કહેવામાં આવે છે, તે બાબત જાહિલિય્યત કાળમાં એવી માન્યતા હતી કે એ પક્ષી જેના ઘર ઉપર આવીને બેસે તો તે ઘરવાળો એને પોતાના અથવા ઘરના કોઈ સભ્યના મૃત્યુનું કારણ સમજતો હતો. અને એ રીતે તે પક્ષીને મનહુસ (અશુભ, અમંગલ) પક્ષી સમજવામાં આવતું હતું. તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જાહિલીય્યત કાળની આ માન્યતાનું ખંડન કરતા ઈરશાદ ફરમાવ્યો (લાહામત) અર્થાત એ પક્ષીને કોઈક વ્યકિતના મૃત્યુમાં કારણ રૂપ સમજી તેને અશુભ કહેવું દુરૂસ્ત નથી.

[મજમઉ બિહારીલ્અનવાર ૫/૧૭૯,
ફત્હુલ બારી શર્હે બુખારી ૧૦/૨૪૧]

બુખારી અને મુસ્લીમમાં હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદિ.) થી રિવાયત છે કે નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અમને સંબોધન કરીને ફરમાવ્યું અને બેશક આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એવા સત્ય વકતા હતા જેઓને પુરૂ વિશ્વ સાચા સમજતું હતું કે "તમે ચાલિસ દિવસ સુધી પોતાની માના પેટમાં વીર્યના રૂપમાં રહો છો પછી એટલીજ મુદત જમેલા ખુનની શકલમાં પછી એટલીજ મુદત ગોશ્તના લોથડાની શકલમાં ત્યાર પછી અલ્લાહ તઆલા તેના પાસે એક ફરિશ્તો ચાર બાબતો લખવા માટે મોકલે છે તે ફરિશ્તો તેના અમલ, તેની ઉમર, તેનું રિઝક અને તેનું નેક અથવા બદ હોવું લખીદે છે. ત્યાર પછી તેમાં રૂહ ફુકવામાં આવે છે. (છેવટ સુધી)" આ હદીસ ની છણાવટ કરતાં હઝ. મવ. બદરે આલમ સા. (રહ.) લખે છે કે આ હદીસની અન્ય એક રિવાયતમાં તેના મૃત્યુની જગાનો પણ ઉલ્લેખ છે ત્યાં સુધી કે તેને જે મઅમુલી ઉઝરડો લાગવાનો છે, તે પણ લખી દેવામાં આવ્યું છે. [તરજમાનુસ્સુન્નાહ ૩/૭૯] ઉપરોકત હદીસથી સ્પષ્ટ રૂપે જાણવા મળ્યું કે દુન્યામાં માણસને જે કંઈ હાલતો પેશ આવે છે તે બધુંજ

અલ્લાહ તઆલાએ પહેલેથી લખી આપ્યું છે અને તે મુજબ જ થાય છે. જેથી કોઈકના એકસીડન્ટ અથવા મૃત્યુને કોઈક વ્યકિત સાથે જોડી તે વ્યકિતને મનહુસ (અશુભ) કહેવું જાઈઝ નથી. બલ્કે જેમકે ઉપરવાળી રિવાયત માં ઘુવડ પક્ષીને પણ મૃત્યુમાં કારણ રૂપ સમજવાને જાઈઝ ઠેરવ્યું નથી તો પછી એક ઈન્સાનને એવું સમજવું કેમ કરી દુરૂસ્ત હોય શકે છે. ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨) અકીદા

## ૧. પંજ સુરહની દુઆઓ અને અવરાદ પઢવા બાબત.

**સવાલ** :- ગઈ જુમ્આની તકરીરમાં અમારા ઈમામ સાહબે સુરહે કહફની ફઝીલતો બયાન કરી. સાથે સાથે પંજસુરહની વાત કરી કે એમાં જેટલી કુર્આની સુરતો છે, તે સિવાયની ઈબારતો જેવી કે, દુઆએ ગંજુલ્અર્શ, દુઆએ અસ્માએ કદહ, દુઆએ હબીબ, દુરૂદે તાજ, દુરૂદે અકબર, હિસ્સા સલાતુનતુનજીના, દુરૂદે લખી અને હઝરત શેખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિ, ચહલ કાફ વગેરે ઈબારતો સનદી નથી. તે પઢ વાની આલિમો મના કરે છે.

મજમુઆએ દુઆમાં પણ આવી ઘણી ઈબારતો છે. પંજસુરહ આમ મુસલમાનોમાં વર્ષો થી ખુબ જ મકબૂલ છે અને ઘણાં મુસલમાનો ઉપલી ઈબારતોમાંથી ઘણાને પોતાનો મામુલ બનાવ્યો છે. આજ સુધી કોઈ આલિમ તરફથી આ ઈબારતો પઢવાની મનાઈ જાણવા મળી નથી. દુઆએ ગંજુલ્અર્શ તો વહી દ્વારા ઉતરી છે એવું લખાણ છે. માટે આ બાબતમાં સહી માર્ગદર્શન શરીઅતની રોશનીમાં આપી આભારી કરશો.

**જવાબ** :- આપે જે પંજસુરહનો ઉલ્લેખ કર્યો છે તે હમારી પાસે મવજુદ ન હતો, મંગાવ્યો અને જોયો એમાં જે દુઆઓ અને અવરાદ છે, તે જોયા, દરેક બાબત અલગ-અલગ હુકમ લખીએ છીએ.

**દુઆએ-ગંજુલ્અર્શ** :- એ દુઆના કલિમાતમાં કોઈ શબ્દ શરીઅત વિરૂદ્ધ નથી. અલ્લાહ તઆલાના પાક નામોથી જ બનેલી છે. અલ્બત્ત એમાં ફઝીલત રૂપે જે રિવાયત લખવામાં આવી છે તેનો કોઈ હવાલો આપ્યો નથી કે તેને જોઈ રિવાયતની તહકીક કરી શકાય, એ રિવાયત સિહાહ-સિત્તહમાં તો નથી જ અને અન્ય કોઈ હદીસ કે દુઆઓની કિતાબમાં મારા જોવામાં નથી આવી.

**દુઆએ-કદહ** :- એમાં કેટલાક પાક નામો તો એવા છે જે હદીસ અને કુર્આનમાં આવ્યા છે અને અન્ય જે વખાણના શબ્દો અલ્લાહ તઆલા માટે વાપરવમાં આવ્યા છે તે કોઈ ઈસ્લામી અકીદહ વિરૂદ્ધ નથી. અલ્બત્ત એની ફઝીલતમાં જે રિવાયત લખી છે તે પણ ઉપર જણાવ્યા મુજબ છે.

**અસ્માએ-હુસ્ના** :- અલ્લાહ તઆલાના જે મુબારક નામો કુર્આન અને હદીમાં છે, તેનો જ મજમુઓ છે. શરૂમાં જે રિવાયત ફઝીલત રૂપે લખી છે, તે સહીહ રિવાયત છે.

**દુઆએ-હબીબ** :- આ દુઆ નથી, બલ્કે મહબૂબને સંબોધન છે. જે મહબૂબને સંબોધન છે, તેનાથી કોણ મુરાદ છે, તે સમજાયું નથી. એની ફઝીલતમાં કોઈ રિવાયત લખી પણ નથી. જેના ઉપર ટીકા-ટીપ્પણ કરવાની જરૂરત રહેતી નથી.

**દુરૂદે-તાજ** :- આ દુરૂદ કોઈ હદીસની કિતાબમાં નથી આવ્યું, બલ્કે કોઈએ બનાવેલું છે. એમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના માટે જે ખુબીઓ વર્ણવી છે, તેમાં "દાફીઈલ – બલાઈ – વલ – વબાઈ – વલ – કહતિ – વલ – મર્ઝિ – વલ-અલમ" (અર્થાત : બલા, પ્લેગ, દુકાળ, બીમારી અને દર્દને દુર કરનાર શબ્દો વાપર્યા છે.) એમાં શિર્કની ગંધ આવે છે. જેથી એનાથી બચવું જોઈએ. આ શબ્દોને લઈ આલિમો એનાથી મના કરે છે. એની ફઝીલતમાં કોઈ હદીસ લખી નથી. બીજું જે કાંઈ લખ્યું છે, તે અનુભવ ઉપર મર્યાદિત છે.

**દુરૂદે-અકબર** :- એની ફઝીલતમાં જે રિવાયત લખી છે. તેનો હાલ દુઆએ-ગંજુલ્અર્શવાળી રિવાયત જેવો જ છે. આ દુરૂદ કોઈ હદીસની

કિતાબમાં આવ્યું નથી, કોઈનું ઘડેલું જ છે. એના શબ્દોમાં એક જગ્યાએ "શાફી-રસકમ" (પેજ-૧૮૬) આવ્યું છે. જે વાંધા-જનક છે. એમાં અસ્સલાતો વસ્સલામો અલયક (ભાગ-૧) અને અસ્સલામ-અલયક (ભાગ-૪) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક રવઝહ ઉપર તો પઢવાની ગુંજાઈશ છે, પરંતુ દુર રહી પઢવાથી બચવું જોઈએ. ખાસ કરીને આજના સમયમાં જ્યારે કે લોકોના અકીદા ખરાબ થઈ રહ્યા છે.

**સલાતે-તુનજીના** :- એનું પઢવું દુરૂસ્ત છે. હઝરત શયખુલ ઈસ્લામ મવ. સય્યિદ હુસેન અહમદ મદની રહમતુલ્લાહિ અલયહિ આફતોથી હિફાઝત માટે વિર્દ-વજીફા રૂપે પઢવાની સલાહ આપતા હતા. બુઝુર્ગોના મઅમૂલાતમાંથી છે.

**દુરૂદે-લખી** :- એના પઢવામાં પણ વાંધો નથી, દુરૂસ્ત છે.

હઝરત અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિના ૯૯ નામો વજીફા રૂપે પઢવાની ઝરૂરત નથી. બલ્કે એનાથી બચવું જોઈએ.

**અવરાદે શય્ખ અ.કાદિર** :- આ શિર્ષક હેઠળ જે દુઆ લખી છે, તે માસૂર તો નથી, પરંતુ દુઆ તરીકે માંગી શકાય છે.

**ચહલ કાફ** :- અમલીય્યાતની લાઈનની વસ્તુ છે, કોઈ મુસ્તનદ દુઆ અથવા વિર્દ નથી.

**નોટ** :- કેટલાક અવરાદ તેમજ વઝાઈફ જેના શબ્દોમાં શરીઅત વિરૂદ્ધ કોઈ વાત નથી, તેને પઢવાની ગુંજાઈશ ત્યારે જ છે, જ્યારે તેના માટે કોઈ ખોટી ફઝીલતનો એ'તેકાદ ન રાખતો હોય અને જો એવો એ'તેકાદ હશે તો એ સુરતમાં પઢવું જાઈઝ નહિં રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. બીજી કોમો અને દેશોમાં અંબિયા આવ્યા હતા?

**સવાલ** :- અલ્લાહ જલ્લે શાનુહુનો ઈરશાદ છે કે દુનિયાની દરેક કોમ માટે રહબર મોકલશે. કુર્આને કરીમમાં જે અંબિયા અ. સ. નો ઝિકર છે તે બધાજ મિડલ-ઈસ્ટ અરબસ્તાન વગેરેના અંબિયા અ. સ. નો ઝિકર છે. બીજી કોમો અને બીજા દેશોના માટે અંબિયા અ. સ. આવ્યા છે તો કેવી રીતે

જાણી શકાય ?

**જવાબ** :- જયારે અલ્લાહ તઆલાએ કુર્આનમાં હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સંબોધીને ફરમાવી આપ્યું કે (તરજુમો :- કિંવા : અને એવા પયગમ્બરો મોકલ્યા જેમનો અહેવાલ હમે આપને સંભળાવ્યો અને એવા પયગમ્બરો પણ મોકલ્યા જેમનો એહવાલ આપને નથી સંભળાવ્યો) [સુરએ નિસાઅ]

તો પછી એવા પયગમ્બરો જેમના અહવાલથી હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પણ વાકેફ કરવામાં નથી આવ્યા તે આપણે કેવી રીતે જાણી શકીએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. કુર્આન-હદીસથી પૂરવાર ન હોય તો કોઈ કોમની ચોકકસ વ્યકિત બાબત નબી હોવાનો અકીદો રાખી શકાય નહી.

**સવાલ** :- કેટલીક કોમો એવું માને છે કે તેમના રહેબરો અંબિયા અલયહિસ્સલામ હતા. દા. ત. પારસીઓ થરતોસ્ટ, ચીનાઓ કેનફયુસીએસને, હિન્દુઓ રામ કૃષ્ણને, જૈનો મહાવીરને, બુધ્ધો ગોતમબુધ્ધને, વગેરેને અલ્લાહના સંદેશા વાહકો માને છે. ખ્રિસ્તીઓ યહુદીઓ હઝરત ઈસા અલયહિસ્સલામ અને હઝરત મુસા અલયહિસ્સલામ, પછી કેટલાકોને અંબિયા અલયહિસ્સલામ માને છે. એમની માન્યતાઓ સાચી છે કે જુઠી છે તેની ચકાસણી કેવી રીતે થઈ શકે ? કેટલાઓ માને છે કે એવા સંદેશાવાહકોની તાલીમમાં વખત જતા રદોબદલ થઈ છે. એ બાબતમાં ઈસ્લામનું માર્ગદર્શન શું છે ?

**જવાબ** :- કુર્આને પાકમાં યા હદીસે પાકમાં જેમના નામોના ઉલ્લેખ સાથે એમના પયગમ્બર હોવાનું જણાવવામાં આવ્યુ છે તેમના બાબત તો આપણે નબી હોવાનો અકીદો રાખવો જરૂરી છે. જેમકે હઝરત મુસા અલયહિસ્સસલામ હઝરત ઈસા અલયહિસ્સલામ અને જેમના નામોના ઉલ્લેખ સાથે એમના પયગમ્બર હોવાની ખબર કુર્આન અથવા હદીસમાં નથી, તેમના બાબત આપણે ચોકકસ હુકમ લગાવી શકીએ નહિ, કારણ કે

જેને નબી અથવા પયગમ્બર કહેવામાં આવે તેની નબુવ્વત અને પયગમ્બરીનો સુબુત શરઈ દલીલથી હોવો જરૂરી છે. રામ-કૃષ્ણ, ગૌતમબુધ્ધ, મહાવીર, જરથુષ્ટ, કન્ફયુસીયસ વિગેરેની નબુવ્વતનો કોઈ શરઈ સુબુત નથી. એટલે તેઓને નબી કહેવું દુરૂસ્ત નથી. વધુમાં વધુ એટલુ કહી શકીયે છીએ કે અગર તેઓની તાલીમ સહીહ હતી અને તેમના કામો અમ્બિયા અલયહિસ્સલામના કામોની જેમ નબુવ્વતની રીત-રસમ મુજબ હતા તો શકય છે કે તેઓ નબી હોય. પરંતુ હમો નથી કહી શકતા કે તેઓ નબી હતા. દરેક કવમમાં અલ્લાહ તઆલાએ રહબર મોકલ્યા એવું કુર્આનમાં છે. પરંતુ એનો મતલબ એ નથી કે દરેક કવમની ચોકકસ વ્યકિતને આપણે નબી માનીએ. [કિફાયતુલ મુફતી ૧/૮૩, ૮૪ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. મરવા પછી એ જ રૂપમાં ફરી આવવું શકય છે?

**સવાલ :-** એક મુસ્લિમ યુવતી બળીને મરી ગઈ (આત્મહત્યા કરી). મરવા પછી તે યુવતી તેજ રૂપમાં જીવતી ઘરવાળાને દેખાય છે અને તેનો અવાજ પણ સંભળાય છે, આના વિષે એની રૂહ તેને પાછી આપી દેવામાં આવે છે અથવા આ સુરત ફરી આલમે બરઝખમાં હોય છે. જવાબ આપી શુક્રિયહનો મવકો આપશો.

**જવાબ :-** આ બાબત ઉલમાએ એહલે સુન્નમાં મતભેદ છે. કેટલાકે એનો ઈન્કાર કર્યો છે તેઓની દલીલ એ છે કે માણસ અગર નેક છે તો આ રીતે બીજાઓ માટે તકલીફનું કારણ બનવું તેની નેકીના વિરૂધ્ધ છે અને જો તે ફાસિક અથવા કાફિર છે તો અઝાબના ફરિશ્તાઓના હાથથી છુટીને આ રીતે બીજાઓને દુઃખ પહોચાડવાનો મવકો એને કયાંથી મળી શકે છે ? જયારે બીજા કેટલાકના મત મુજબ આ પ્રકારે બનવું શકય છે. તેઓમાંથી અમુકના કહેવા મુજબ એવો ગુનેહગાર તવબહ વગર મર્યો હોય તો અલ્લાહ તઆલાના હુકમથી આલમે-બરઝખમાં તેને મસ્ખ કરી નાખવામાં આવે છે. [મજમૂઅતુલ ફતાવા મવ. અ. હય લખનવી રહ. ઉર્દ ૧/૯૪] જીન અથવા

શયતાન પણ આવું કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. મય્યતના ગુસલ માટે ટાંકીના પાણી બાબત ખોટી માન્યતા.

**સવાલ :–** હમારા ગામમાં પાણીના નળ છે અને મૈયત થાય ત્યારે વાડીઓમાંથી કુવાનું પાણી હાથે કાઢીને મૈયતને ગુસલ આપે છે. ઔરતો કહે છે ટાંકીનું પાણી નહીં ચાલે એ જાતેજ કાઢીને લાવવું પડે તો જ ગુસલ મય્યતનું ઉતરે. ઘરના માણસો રોજ તેનાથી નહાય, વાપરે દરેક કામમાં લે છે તો શું ટાંકીનું પાણી મય્યત માટે જાઈઝ નથી? જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** એ ખોટી માન્યતા છે. ટાંકીનું પાણી જયારે પાક છે તો પછી તેમાં ખોટી રીતે વાંધા–વચકા કાઢવા અને મય્યતના ગુસલ માટે તેને કાફી ન સમજવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. શીતળા બાબત ખોટી માન્યતાઓ.

**સવાલ :–** નાના છોકરાને દાણાં નિકળવા બાબત, ઘણી જગ્યાએ જોવા મળે છે જયારે છોકરા નાના હોય છે ત્યારે તેમને એક પ્રકારના શરીર પર દાણા નીકળે છે. જયારે દાણા નીકળે છે તે અરસામાં આઠ દિવસ સુધી ઘરમાં ગોશ્ત નથી રાંધતા, આઠ દિવસ સુધી છોકરાઓને નવડાવતા નથી, નથી કપડા બદલાવતા, ઘરના બારણે લીમડાનો પાલો બાંધે છે અને આઠમાં દિવસે દહિંને ચાવલ બનાવી છોકરાઓને ખવડાવે છે અને એ પણ સાંભળ્યું છે ઘણી જગ્યાએ દાણાનો ફાતિહા પણ અપાવે છે તો સહીહ માર્ગદર્શન આપવા મહેરબાની કે એ વસ્તું શું છે. હિન્દુ અને મુસ્લિમ બેઉની પાળવાની રીત લગભગ એક જેવી જ છે. ફકત નામ ફરક છે. હિન્દુભાઈઓને ત્યાં મહારાજ આવ્યા એમ કહે છે અને મુસ્લિમભાઈ ગોબરૂ નીકળ્યું એવું કહે છે. પરંતુ પાળવાની રીત એક જ છે. કહે છે અગર ગોશ્ત ઘરમાં રંધાય તો નીકાલા ખિજવાય છે અને એજ વિરૂધ્ધમાં મહારાજ ખિજવાય જાય છે અને છોકરાઓની મોત પણ થઈ શકે છે. તો જરા તફસીલથી સમજાવી એ વસ્તું

શું છે અને કઈ રીતે રહેવું જોઈએ એ જણાવશો અને બીજી વાત એ પણ છે કે ઘરની બહાર નીકળાય નહિં, અગર ઘરની બહાર નીકળવું હોય તો સોનાની વસ્તુ પહેરી નીકળવું, તો આ બધી વસ્તું શું છે. માટે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો રસ્તો બતાવશો.

**જવાબ** :- શીતળા બાબત આપે લખેલી લોકોની રીત-ભાતમાં કેટલીક વાતોનો સંબંધ દવા-ઈલાજથી છે, અને કેટલીક વાતોનો સંબંધ ખોટી માન્યતાઓ તેમજ ઈસ્લામી તાલીમ વિરૂધ્ધ અંધશ્રધ્ધાઓથી છે.

આઠ દિવસ સુધી ઘરમાં ગોશ્ત ન રાંધવાનું કારણ કદાચ એ હોઈ શકે છે કે ગોશ્ત પકાવતી વેળા એના વઘારની જે વાસ (બૂ) નીકળે છે એ શીતળમાં નુકસાન કરે છે. બેહિશ્તી ઝેવર ભાગ-૯/૬૮. ઉપર શીતળાના દવા-ઈલાજ સંબંધી જે સુચનો આપવામાં આવ્યા છે તેમાં સુચના નંબર બેમાં છે : "ચેચકવાલે કે પાસ ચિરાગ રખકર ગુલ ન કરે, દુર હટાકર ગુલ કરેં ઉસ્કી બુ નુકસાન કરતી હે. ઈસી તરહ ગોશ્ત વગૈરહ ઈતની દુર પકાએં કે ઉસ્કે બઘારકી ખુશ્બુ ઉસ્કી નાક તક ન પહોંચે, ઉસ્સે ભી નુકસાન પહોંચતા હે."

હવે જો ઉપરોકત પરહેઝને નજર સમક્ષ રાખી ગોશ્ત ન રાંધે તો ગુંજાઈશ છે પરંતુ અગર ગોશ્ત ન રાંધવા પાછળ હિન્દુઓની જેમ એ માન્યતા હોય કે મહારાજ ખિજવાય જાય અને છોકરાનું મૃત્યુ થશે તો એ ખોટી અને બિન-ઈસ્લામી માન્યતા છે. એનાથી બચવું જરૂરી છે. હઝ. મવ. ઈસ્માઈલ શહીદ દહેલવી રહમતુલ્લાહિ અલય્હ ફરમાવે છે "ઈસ્સે મઅલૂમ હુવા કે જો લોગ બઅઝે મરઝોંકે સાથ કુછ બલા ખિયાલ કરતે હેં ઔર ઉસીકો માનતે હેં જૈસે શીલા ઔર મસાની ઔર બરાહી સો યહ સબ ગલત હે." [તકવિયતુલ ઈમાન-૪૭] બીજી એક જગ્યાએ ફરમાવે છે : "અલ્લાહકે સિવા જો ઔર લોગોકો પુકારતે હંય સો અપને ખિયાલમેં ઔરતોંકા તસવ્વુર બાંધતે હંય,ફિર કોઈ હઝરત બીબીકા નામ ઠેરા લેતે હે, કોઈ બીબી આસિયહ કો, કોઈ બીબી ઉતાવલી, કોઈ લાલપરી, કોઈ સિયાહ પરી, કોઈ શીતલા ઔર મસાની વ કાલી. ગર્ઝ ઐસે હી ખયાલાત બાંધતે હંય ઔર વહાં હકીકતમેં ન

કોઈ ઔરત હે ન કોઈ મર્દ, મહઝ અપના ખિયાલ હે ઔર શયતાનકા વસવસા.”[તકવિયતુલ ઈમાન–૪૧] બીજી એક જગ્યાએ ફરમાવે છે : “શિર્ક દો તરહકા હોતા હે, એક તો યહ કે કિસીકે નામકી સુરત બનાકર પૂજે, ઉસ્કો અરબી ઝબાનમેં સનમ કહતે હંય, ઔર દૂસ્રે યહ કે કિસી થાનકો માને યા'ની કિસી મકાનકો યા દરખ્ત કો, યા કિસી પત્થર કો યા લકળી કો યા કાગઝકો, કિસીકે નામકા ઠહરા કર પુજે, ઉસ્કો અરબી ઝબાનમેં વસન કહતે હે, ઉસ્મેં દાખિલ હે, કબ્ર ઔર કિસીકા ચિલ્લાહ ઔહ લહદ ઔર કિસીકે નામકી છળી ઔર તઅઝિયહ ઔર અલમ ઔર શદૃહ ઔર ઈમામ કાસિમકી ઔર પીર દસ્તગીર કી મહેંદી ઔર ઈમામકા ચબૂતરહ ઔર ઉસ્તાદ ઓર પીરોંકે બેઠનેકી જગહ કે લોગ ઉસ્કી તઅજીમ કરતે હંય ઔર જહાં જા કર નઝરે ચળાતે હંય ઔર મન્નતેં માનતે હંય ઔર કિસી તરહ શહીદકે નામકા તાક ઔર નિશાન ઔર તોપ જિસકો બકરા ચળાતે હંય ઔર ઉસ્કી કસમ ખાતે હંય ઔર ઈસી તરહ બા'ઝ મકાન મર્ઝો (બીમારીયોં)કે નામસે મશ્હૂર કરતે હંય જૈસે સીતલાકા થાન, યા મસાનીકા યા ભવાનીકા યા કાલીકા યા કાલકા યા બરાહીકા ગર્ઝ યહ સબ વસન હંય. [પેજ–૩૭] માટે એવી માન્યતા ખોટી અને ગેર ઈસ્લામી છે. એ જ પ્રમાણે “ઘરની બહાર નીકળાય નહિં અને ઘરની બહાર નીકળવું હોય તો સોનાની વસ્તુ પહેરી નીકળવું.” એ માન્યતા પણ ખોટી અને ઈસ્લામી તાલીમના વિરૂધ્ધ છે. કારણ કે અગર બાળક છોકરો છે તો એને સોનું પહેરાવવું એવું હરામ છે જેવી રીતે બાલિગ મર્દો માટે પહેરવું હરામ છે, જે એને સોનું પહેરાવશે તે ગુનેહગાર ઠરશે.”

આઠમા દિવસે દહીં–ચાવલ પકાવી તેના ફાતિહા આપવા પણ ખોટું તેમજ ઈસ્લામ વિરૂધ્ધ કૃત્ય છે, આવા બધા ખોટા કૃત્યોથી બચવું જરૂરી છે, શીતળા પણ બીજી બીમારીઓની જેમ એક બીમારી છે. જેવી રીતે બીજી બીમારીઓમાં હકીમ–ડોકટર–વૈદ્યનો સંપર્ક સાધી દવા–ઈલાજ કરવામાં આવે છે એવી જ રીતે શીતળામાં પણ કરે. એથી વધુ કરવું પોતાના દીન–ઈમાનને ખતરામાં નાંખવું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર

છે.

## ૭. દુઆની પંકતીઓ સાથે મળીને પ્રાર્થના રૂપે બોલવી.

**સવાલ :-** અમારી ઓફિસમાં ફિલ્મ ના ગીત પરથી કોઈ એક વિશેષ ધર્મની નહિ એવી પ્રાર્થના " ઈતની શકતી હમે દેના દાતા જાન કા વિશ્વાસ કમજોર હો ના " વગાડવામાં આવે છે. જેમાં ઓફિસના કર્મચારીઓ પોતાની ખુરશી પરથી ઉભા થઈ અદબ સાથે ઉભા રહે છે. તો મુસલમાન કર્મચારીએ આમ કરવું જોઈએ કે કેમ ?

**જવાબ :-** દુઆ રૂપે એવી પંકતિઓ જેમાં અલ્લાહ તઆલાથી સારા અને નેક કામો ની તવફીક માંગવામા આવી હોય અને જેમાં કોઈ ચોક્કસ ધર્મના કોઈ અકીદા અથવા માન્યતાને નજર સમક્ષ રાખવામાં આવ્યો ન હોય, તો દુઆની એવી પંકતિઓ સાથે મળીને પ્રાર્થના રૂપે બોલવાની ગુંજાઈશ છે. અલબત્ત એટલું યાદ રહે કે તેમાં પણ સંગીત વિગેરેનો સમાવેશ ન હોવો જાઈએ કારણ કે સંગીતને પણ ઈસ્લામે હરામ ઠેરવ્યું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. અલ્લાહના નામની નિયાઝનો હુકમ.

**સવાલ :-** હું દર વરસે અલ્લાહ પાકના નામથી નિયાઝ કરૂં છું. અલ્લાહ પાકના નામની નિયાઝ કરવામાં કોઈ વાંધો નથી. આ બાબતનો યોગ્યખુલાસો આપશો.

**જવાબ :-** ઉર્ફમાં નિયાઝ શબ્દ કોઈ બુઝુર્ગના નામનું ખાવું ખવડાવવા માટે બોલવામાં આવે છે. જે શરઈરૂએ મના છે.આપ અગર અલ્લાહના નામથી ખાવું ખવડાવવા ચાહો છો તો તેના માટે નિયાઝ શબ્દ વાપરવું ઉચિત નથી. કારણ કે એમાં શરઈરૂએ ના-જાઈઝ કૃત્ય આચરવા પ્રતિ નિર્દેશ થાય છે. જેથી એવા શબ્દથી પણ બચવું જરૂરી છે.

અને જો નિયાઝ શબ્દ બોલી આપની નિય્યત નઝર ની હતી તો તે સુરતમાં તે નઝર મુજબ ગરીબોને ખાવું ખવડાવવું જરૂરી ઠરશે. પરંતુ તે ખાવું આપ ખાઈ શકતા નથી તેમજ માલદાર (જે ઝકાત નો હકદાર ન હોય

તેવા) ને ખવડાવી શકતા નથી અને મોઢેથી બોલવાની સુરતમાંજ નઝર સહીહ ઠરે છે. માત્ર દિલમાં નિય્યત કરવાથી જરૂરી ઠરશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. વારસાગત બીમારી બાબત ખોટી માન્યતા.

**સવાલ :–** આજકાલ બિમારી જેવી કે સુગર, પ્રેશર, (લો અને હાઈ) કેન્સર, ગાંડપણ, શ્વાસની તકલીફ જે આમ તોર પર જોવા જાણવા મળે છે. સદર બિમારીના ઈલાજ માટે ડોકટર પાસે જઈએ છીએ. ડોકટર પોતાની રીતે તપાસ કરે છે. એ પછી ડોકટર તરફથી પુછવામાં આવે છે કે તમારા વંશ–વારસોમાં ફેમીલીમાં કોઈને બિમારી હતી ? અગર બિમાર માણસ જણાવે છે કે હા. આ બિમારી અમારા વંશ–વારસોમાં ફેમીલીમાં હતી. તો ડોકટર કહેશે કે આપને જે બિમારી છે તે વારસાગત છે. અને એના માટે આપે કાયમ માટે દવા આજીવન કરવી પડશે. હવે આ વાત બિમાર માણસ પોતાના મગજમાં બેસાડી દે છે. અને બિમાર માણસ વિચારના ચગડોળે ચઢી જાય છે. કે મારા મા. બાપ ભાઈ–બહેન. દાદા દાદી વિગેરે ને પણ આજ પ્રમાણે હતું તો આ બિમાર સારો થતો હોય તો પણ સારો ન થાય.

અગર ડોકટરના ઉપરના સવાલને મરીઝ જુઠલાવે. જુઠુ બોલે તે મારા વંશ–વારસોમાં આવી કોઈ બિમારી ન હતી. તો ડોકટર તે પ્રમાણેની દવા આપે છે.

તો સવાલ અહીં એ ઉપસ્થીત થાય છે કે જે તે બિમારીનો ઈકરાર કરવાથી જીવનભરની દવામાં મરીઝને નાખી દે છે.અગર ઈન્કાર કરવાથી જરૂરીઆતની દવા આપી છૂટા કરે છે. તો આવી સુરતમાં (પરિસ્થિતીમાં) આપણે ડોકટર ઉપર એઅતેબાર કરવો જાઈએ ? પૂછેલી સુરતમાં ડોકટરની વાત માની શકાય ? શરઈરૂએ ડોકટરની વાતનો અમલ જાઈઝ છે ?

પૂછેલી બીજી સુરતમાં (પરિસ્થિતિમાં) જાણવા છતા ડોકટર આગળ જુઠુ બોલવા ઉપર શું હુકમ છે ?

**ખાસ તાકીદ :–** આજના સાયન્સીક વૈજ્ઞાનીક જમાનાને અનુલક્ષીને ડોકટર અનુકરણ કરે છે. અને એવી બધી અનેક વાતો બિમારના મગજમાં

ઘર કરાવી દે છે. શરઈરૂએ મોમીન મુસલમાન એ આ વાતનો એઅતેબાર કરવો જોઈએ ? શરીઅત શું કહે છે ? જેનો વિસ્તારથી ખુલાશો કરવા મારી દીલી ખ્વાહીશ છે.

**જવાબ** :– જાહિલિય્યત કાળમાં લોકો એવું સમજતા હતા કે ચેપી રોગ આપમેળે પ્રાકૃતિક રૂપે બીજાને લાગી જાય છે અને તેના આ રીતે બીજી વ્યકિતને લાગવામાં અલ્લાહ તઆલાની શકિત તેમજ તેના ઈરાદાનો કોઈ દખલ નથી કિંવા અન્ય વ્યકિતને તે બિમારી થવામાં અલ્લાહ તઆલાના ફેસ્લાને કંઈ લાગતું વળગતુ નથી, નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે જાહિલિય્યત કાળની આ માન્યતાને રદ બાતલ ઠેરવી ઈરશાદ ફરમાવ્યો કે આ પ્રમાણે એકની બિમારીનું ઉડીને આપમેળે બીજાને લાગી જવું દુરૂસ્ત નથી. બલ્કે અલ્લાહ તઆલાએ દુન્યામાં બનતા બનાવો તેમજ ઉત્પન્ન થતી વિવિધ અસરો માટે સબબો બનાવ્યા છે. અને સબબના વજૂદમાં આવવાથી તે મુજબની અસર પણ વજૂદમાં આવે છે. પરંતુ તે સબબ ઉપર તેનું વજૂદમાં આવવું પણ અલ્લાહ તઆલાના ઈરાદા તેમજ તેની ઈચ્છાને આધીન છે. અલ્લાહ તઆલા ચાહે તોજ તે સબબને લઈ તે મુજબની અસર વજૂદમાં આવે છે. અને અલ્લાહ તઆલા ન ચાહે તો તેવું થતું નથી. બિમારીઓને પણ આ હુકમ લાગુ પડે છે. જેથી કોઈ પણ બિમારી બાબત એમ સમજવું કે આ બિમારી તેના મા–બાપને હતી એટલે એને પણ થઈ અને એમાં અલ્લાહ તઆલાની ઈચ્છા તેમજ ઈરાદાને કોઈ દખલ નથી. શરઈરૂએ શિર્ક અને હરામ છે અને તેની સ્પષ્ટ દલીલ એ છે કે ડોકટરો જે બિમારીને વારસાગત કહે છે તે પણ દરેક અવલાદને થતી નથી બલ્કે કોઈક જ એનો શિકાર બને છે. અગર એવું જ હોત તો કે મા બાપને આ બિમારી હતી એથી અવલાદને પણ થઈ તો દરેક અવલાદને તે બિમારી થવી જોઈતી હતી. વળી તેના કુટુંબમાં જેને સૌ પહેલા એ બિમારી થઈ હતી તેને કયાંથી લાગી? બહરહાલ ઈસ્લામી તઅલીમાતની રૂએ આ માન્યતા સહીહ તેમજ સ્વીકારવા યોગ્ય નથી.

વળી દવા તેમજ ઈલાજ બાબત પણ ઈસ્લામી અકીદો એજ છે કે

તંદુરસ્તી અને શિફા આપનાર જાત અલ્લાહ તઆલાની જ છે. દવા આપમેળે શિફા આપતી નથી બલ્કે ઈસ્લામે એ શર્તેજ ઈલાજની ઈજાઝત આપી છે. નંહિ તો ઈલાજ પણ જાઈઝ નથી. ફતાવા આલમગીરીમાં લખ્યું છે કે ઈલાજ કરાવવું ત્યારેજ જાઈઝ છે જયારે દિલથી એવું યકીન રાખતો હોય કે શિફા આપનાર અલ્લાહ તઆલા જ છે અને તેણેજ દવાને શિફાનો સબબ તેમજ જીરયો બનાવ્યો છે. બાકી જો દિલમાં એવું યકીન હોય કે દવા જ શિફા આપનાર છે તો ઈલાજ કરાવવું જ જાઈઝ નથી.

[ફતાવા આલમગીરી ૫/૩૫૪]

અને એક બીજી વાત પણ ધ્યાનમાં રહે કે અલ્લાહ તઆલાએ દરેક બિમારી માટે દવા રાખી છે. જેમકે હદીસ શરીફમાં હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે. અલબત્ત અલ્લાહ તઆલાને જયારે શિફા આપવી મંજૂર હોય છે તો તે બિમારીની દવાથી તબીબને માહિતગાર કરી દે છે. અને જયારે હલાકત મંજૂર હોય છે ત્યારે તબીબના દિલ અને દિમાગમાં તેની માહિતી નાખવામાં આવતી નથી.

[તકમિલએ ફત્હુલ મુલહિમ ૪/૩૩૪ ઉપરથી]

માટે આપે સવાલમાં જે હકીકત રજૂ કરી છે કે જે વારસાગત બિમારી હોય તેની કોઈ દવા નથી. શરઈરૂએ દુરૂસ્ત નથી. વળી અન્ય બિમારીઓ જે વારસાગત નથી તેના માટે પણ દિલમાં એ યકીન રાખવું જરૂરી છે કે તે પણ અલ્લાહની ઈચ્છા હશે તો જ દવાથી સારી થશે નંહિ તો નંહિ !

વળી એક મોમીનનું દરેક કામ શરીઅતને આધીન હોવું જોઈએ. માટે બિમારના ઈલાજમાં પણ આ વાતનું ધ્યાન રહે કે શરીઅતે બતાવેલી રીત મુજબ જ અલ્લાહ તઆલાજ શિફા આપનાર છે. એમ સમજીને જ ઈલાજ કરાવવામાં આવે, નંહિ તો નંહિ !

ઈલાજ બાબત ઉપરોકત ઈસ્લામી હુકમ જાણ્યા પછી ડોકટર સમક્ષ જુઠ બોલવાની કોઈ જરૂરત રહેતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૦. જિન્નાત દ્વારા કોઈ બનાવની ખબર મેળવવું શું**

## ઈલ્મે ગયબ છે ?

**સવાલ :-** હમારા ગામમાં એક આમીલ સાહબ આવે છે. આવનાર માણસ શરીઅતના તાબેઅ છે. (સોમો—સલાતના પાબંદ છે) અને મસલક હનફી તથા દારૂલ ઉલૂમ બરોડાના આલીમોથી સંબંધ ધરાવે છે, એમનું કહેવું એમ છે કે મારી પાસે સુરએ જીન નો અમલ છે. (જીન તાબેઅ) છે. જેના ઝરીઆથી અમુક બીમાર માણસોની હાલત અને અમુક એવી વાતો જે આગળ થઈ ચુકી હોય છે અને માણસોની શકલ—સુરત જોયા વગર તેમની દિલની બીમારીઓ બતાવે છે. અને એ બતાવવાની રીત આ છે કે પહેલાં રૂા. ૫ લે છે (અને જે ઘરમાં બે ત્રણ મરીઝો હોય તેમનો પણ તેજ ચાર્જ છે) પછી પથારી બીછાવે છે અને કઈક પઢી જીન હાજર કરે છે અને એક વાત મેં મારા કાને સાંભળી છે કે જીન કહે છે કે (યે કોઈ ગેબકી બાત નહી હય. ઈલ્મે ગેબતો ખુદાકોહી હય. ઓરવહી જાનતા હય. લેકીન ખુદાને જીન્નાતોકો એસી તાકત દીહય જો યે બાતેં ઈલ્મકે જરીયે સે બતાતે હય.)

બીમાર માણસના બદનની તલાશી જીન કરે છે. અને તેના ઘરની પણ તલાશી કરે છે.અને અમુક વાતો બીલ્કુલજ સહીહ હોય છે. તો શું એવી વસ્તુઓ માની શકાય ખરી ? અને શું જીન એવી વસ્તુઓ બતાવી શકે ખરી ? કે માણસ કયાં છે અને કેવો છે. ? અને તે કઈ રીતે બતાવી શકે ? વિગતવાર જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :-** સૌ પ્રથમ એટલું જાણી લેવું જરૂરી છે કે " ગયબ " કોને કહેવામાં આવે છે. તેનો ખરો અર્થ ન જાણવાને લઈ ઘણી ગેર—સમજ ઉત્પન્ન થાય છે. હઝરત મવ. મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) ફરમાવે છે કે કુર્આનની પરિભાષામાં " ગયબ" નો મતલબ " તે વસ્તુઓ જે અત્યાર સુધીમાં વજુદમાં નથી આવી અથવા વજાુદમાં તો આવી ચુકી છે પરંતુ હજાુ સુધી કોઈ મખ્લુકની જાણમાં નથી આવી " થાય છે.અગર એને નજર સમક્ષ રાખવામાં આવે તો ગયબ વિષે ઉપર છલ્લી રીતે જોતાં જે, જે વાંધાઓ અવામને પેશ આવે છે તે આપો—આપ નષ્ટ થઈ જાય, પરંતુ મોટા ભાગે " ગયબ" શબ્દનો ભાષાકિય અર્થ લીએ છે કે જે વસ્તુ હમારી જાણ ત્થા દ્રષ્ટીથી ગાયબ હોય ચાહે બીજાઓ

પાસે તેની જાણકારી મેળવવાના સાધનો (અસબાબ) મવજૂદ હોય. તેને પણ ગયબ કહેવા લાગે છે. જેના પરિણામ–રૂપ વિવિધ શંકા–કુશંકાઓ ઉપસ્થીત થાય છે. દા. ત. ઈલ્મે નુજુમ, જફર, રમલ, અથવા હથેળીની રેખાઓ વિ. થી જે ભવિષ્યના બનાવોની જાણકારી મેળવવામાં આવે છે. અથવા કશફ અને ઈલ્હામ વડે કોઈકને ભવિષ્યના બનાવોની જાણ થાય છે. અથવા માનસૂન ના પ્રવાહો તેમજ તેની ગતી ત્થા શકિત આંકીને ખગોળ શાસ્ત્રીઓ ભવિષ્યમાં થનાર વર્ષા તેમજ વાવાઝોડાં વિષે આગાહીઓ કરે છે. અને તેમાંથી કેટલીય વાતો ખરી પણ પડે છે. આ સર્વ વાતો અવામની નજરમાં ગયબ હોય છે. જેને લઈ તેઓ શંકા–કુશંકાઓમાં પડે છે કે કુર્આને કરીમ તો ગયબ ને માત્ર અલ્લાહ તઆલા સુધી માર્યાદિત કહે છે. અને અનુભવ એ છે કે તે બીજાઓને પણ પ્રાપ્ત છે. જવાબ સ્પષ્ટ છે કે કશફ ત્થા ઈલ્હામ અથવા વહી વડે અગર અલ્લાહ તઆલાએ પોતાના કોઈ બંદાને ભવિષ્યના કોઈ બનાવની જાણકારી આપી તો કુર્આનની પરિભાષામાં તે ઈલ્મે ગયબ ન રહયું.એજ પ્રમાણે સાધનો તેમજ અસ્બાબ વડે જે જાણકારી મેળવી શકાય તે પણ કુર્આનની પરિભાષામાં ઈલ્મે ગયબ નથી જેમ કે હવામાન ખાતાની આગાહીઓ અથવા નાડી તપાસીને બીમારની છૂપી હાલતો બતલાવી દેવી. કારણ કે હવામાન ખાતાને અથવા હકીમ ડોકટર ને આવી ખબર આપવાનો મવકો ત્યારેજ હાથ આવ્યો જયારે આ બનાવોના કારણો ઉદભવી ચુકયાં છે. ફર્ક માત્ર એટલોજ છે કે હજુ તે સ્પષ્ટ રૂપમાં સૌની સમક્ષ નથી આવ્યા. સાધનો વડે તજજ્ઞો સમજી જાય છે.અવામ બે–ખબર રહે છે. અને જયારે આ કારણો પરાકાષ્ટાએ પંહોચે છે, તો તે સૌની સમક્ષ સ્પષ્ટરૂપ માં આવી જાય છે. એજ કારણ છે કે હવામાન ખાતું મહીના બે મહીના પછી થનારી વર્ષાની આગાહી આજે નથી કરતું. કારણ કે તે વર્ષાના કારણો હજુ સુધી નજર–સમક્ષ નથી આવ્યા એજ પ્રમાણે કોઈ હકીમ–ડોકટર બે વરસ પછી ખવાનારી ખોરાક કે દવા વિ. ની ખબર આજે નાડી તપાસીને નથી આપી શકતો. મતલબ કે આ બધી તે વસ્તુઓ છે જેની નીશાનીઓ–અંધાણીઓ જોઈને તેની ખબર આપવામાં આવે છે. અને

જયારે તેની નીશાનીઓ અને કારણો ઉદભવી ચુકયા તો તે "ગયબ" ન રહયું. અલબત્ત તે કારણો ઘણાજ બારીક તેમજ મંદ હોવાને લઈસૌની સમક્ષ હજુ સુધી નથી આવ્યાં, જયારે પરાકાષ્ટાએ પહોંચશે તો સૌની સમક્ષ પણ (પરિણામ) આવી જશે. જેમકે કોઈ માણસ હિસાબ લગાવી એવું કહે કે આજે કલાક ૫–૪૧મીનીટે સુર્યોદય થશે. અથવા ફલાણા મહીનાની ફલાણી તારીખે ચાંદ–ગ્રહણ અથવા સુર્ય–ગ્રહણ થશે, સ્પષ્ટ છે કે આ એક વસ્તુની ચાલનો હીસાબ લગાવીને સમય નક્કી કરવું એવુંજ છે, જેવી રીતે આપણે પ્લેન અથવા ટ્રેન ના કોઈ એરપોર્ટ અથવા સ્ટેશન ઉપર પહોંચવાની ખબર આપીએ છીએ. [મઆરિફુલ કુર્આન ૩/૩૪૬,૩૪૭]

જીનને અલ્લાહ તઆલાએ એવી શકિત આપી છે કે થોડાક સમયમાં લાંબી મજલ કાપી શકે. હઝરત સુલેમાને (અ.લ.) જયારે બિલ્કીસ નું તખ્ત મંગાવવાનો ઈરાદો કર્યો અને પોતાના દરબારીઓથી પુછયું કે તેઓના મારી પાસે પહોંચવા પહેલાં તમારાથી કોણ એનું તખ્ત મારી પાસે હાજર કરી શકે છે તો. એક શકિતશાળી જીન્નાતે જવાબ આપ્યો કે તમારો દરબાર બરખાસ્ત થાય એ પહેલાં હું એ તખ્ત આપની સેવામાં હાજર કરી આપીશ.

قال عفريت من الجن انا آتيك به قبل ان تقوم من مقامك

[سورة نمل آية ٣٩]

માટે અગર કોઈ માણસ કોઈ એવા બનાવ વિષે જે બની ચુકયો છે અથવા એવા માણસ વિષે જે કોઈ દુરના શહેરમાં રહે છે પુછપરછ કરે તો શકય છે કે તે બનાવ વિષે જીન્નાતને જાણકારી હોય. અથવા તે માણસની હાલથી તે વાકેફ હોય અને ખબર આપે અને એ પણ શકય છે તેની પાસે જાણકારી ન હોય પરંતુ તે તુર્તજ જઈને તપાસ કરી પરત થઈ ખબર આપે પરંતુ એટલું યાદ રાખવા જેવું છે કે તે માત્ર એક વ્યકિતની ખબર છે. [આકામુલ–મરજાન પેજ ૧૩૯] અલબત્ત જે બનાવો હજુ સુધી બન્યા નથી તે વિષે જીન્નાતથી પુછપરછ કરવી અને તેમની બતાવેલી વાત ને એવું સમજી કે તેઓ ગયબ જાણે છે, સત્ય સમજવી મહાન ગુનો છે. [આકામુલ

મરજાન ૧૩૯] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩) બિદઅતો અને રિવાજો

## ૧. સલાત-સલામ પઢતી વેળા ઉભા થવું ગેર શરઈ અને રદ-બાતલ છે.

**સવાલ :**- મુહિબ્બીન, બિદઅતી હઝરાત સલામ માટે ઉભા થાય છે અને તેને ઝરૂરી સમજે છે તો તેમની આ દલીલ કયા આધારે તોડી શકાય? હદીસમાં કોઈ એવી દલીલ છે અથવા કિમ્મતી કે હુકમી કોઈ દલીલ છે, જેથી તેમની સલામની ઉભા થઈ પઢવાની દલીલ તુટી શકે?

**જવાબ :**- બિદઅતીઓ રિવાજી સલાત--સલામ પઢતી વેળા જે કિયામ કરે છે, તેના વિષે આ જાણવાની ઝરૂરત છે કે આ કિયામ કયા મકસદથી કરે છે. કિંવા એ કિયામથી કોની તઅઝીમ મકસુદ છે. તેઓ એનું કારણ એ બતાવે છે કે તે વેળા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવે છે, જેથી ઈમાન તથા અદબનો તકાઝો એ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈ માણસ તુર્તજ ઉભો થઈ જાય તો એના જવાબ એ છે કે તે વેળા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તશરીફ લાવવાનો અકીદો વગર દલીલનો છે. કુર્આને પાક, હદીસ શરીફ, અકાઈદ તેમજ ઉસૂલે ફિકહ કોઈપણ ચીઝથી સાબિત નથી. માટે આ અકીદો સદંતર ગલત તથા બાતિલ છે. એનાથી તવબહ કરવી ઝરૂરી છે. એવી વાતનો સબુત આંખોથી જોઈને થઈ શકે છે અથવા શરઈ દલીલથી થઈ શકે છે. મજીલસના હાજરજનો પોતાની આંખોથી જોઈ નથી રહ્યા અને શરઈ દલીલ પણ નથી તો હવે સબુત શું છે? જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું તશરીફ લાવવું સાબિત નથી તો પછી એ બુનયાદ ઉપર ઉભા થવું ગલત ઠર્યું અને અગર થોડીવાર માટે આપણે માની પણ લઈએ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવે છે, તો શું ઉભા થવું દુરૂસ્ત છે કે નહિં?

હઝરત અબુ ઉમામહ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે નબી કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લાકડી ટેકતા તશરીફ લાવ્યા તો હમોએ આપની તશરીફ લાવવાની તઅઝીમ રૂપ ઉભા થયા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું "મારા માટે ઉભા ન થાઓ. જેમ કે અજમી લોકો એક બીજાની તઅઝીમ માટે ઉભા થાય છે." (આ હદીસ અબુદાવુદ શરીફના હવાલાથી મિશ્કાત શરીફમાં પેજ-૪૦૩ ઉપર નકલ કરવામાં આવી છે.)

આ હદીસનો મતલબ એ નથી કે એવા ઉભા થવાની મનાઈ ફરમાવવામાં આવી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો બેસી રહે અને બીજા લોકો તઅઝીમ રૂપે ઉભા રહે, કારણ કે આ રીત તો ત્યાં હતી જ નહિં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજીલસની હાલત તો એ હતી કે સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈન એવી રીતે બાઅદબ બેસતા હતા કે જાણે એમના માથાઓ ઉપર ચકલી બેઠી હોય કે જરા હલે તો તે ઉડી જાય. બલ્કે હદીસ શરીફનો મતલબ એ છે કે જે મજીલસમાં સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈન બેઠેલા હોય અને ત્યાં હઝરત નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવે તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તશરીફ લાવવા ઉપર સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈન તઅઝીમ રૂપે ઉભા ન થાય. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈ સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈન ઉભા ન થતા હતા. હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમની નજરમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી વધીને કોઈ મહબૂબ ન હતું. તે છતાં જ્યારે સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈન હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોતા હતા તો ઉભા ન થતા હતા, કારણ કે તેઓ જાણતા હતા કે આ ઉભું થવું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પસંદ નથી. [મિશ્કાત-૪૦૩]

ઉપરોકત હદીસે પાકમાં સહાબા રદિયલ્લાહુ અન્હુમનો અમલ સ્પષ્ટ રૂપમાં બયાન કરી દેવામાં આવ્યો છે. એનાથી એ પણ જણાયું કે જે કામ

મહબુબને નાપસંદ હોય તે બિલકુલ કરવામાં ન આવે, ચાહે દિલ ગમે તેટલું ચાહતું હોય. બલ્કે પોતાના દિલના તકાઝાના મુકાબલામાં હંમેશા મહબુબની ચાહતનો ખ્યાલ રાખવો ચાહનાર (મુહિબ્બ) માટે ઝરૂરી છે અને એ જ ખરેખર મોહબ્બતનો તકાઝો છે. સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમની જીંદગીમાં એવા કેટલાય બનાવો મળશે કે તેઓએ પોતાના દિલની ચાહત અને મોહબ્બતની લાગણીઓને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ચાહત અને પસંદ ઉપર કુરબાન કરી આપી. તેનો એક નમુનો જુઓ. જ્યારે હઝરત નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હુને યમન મોકલ્યા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે નસીહત કરતાં-કરતાં એમની સાથે પગપાળા ચાલ્યા અને હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હુ સવાર હતા.

[મિશ્કાત-૪૪૫]

વિચારવા જેવું છે કે હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હુના દિલ ઉપર આ વાતનો કેટલો બોજ હશે કે પોતે તો સવાર હોય અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પગપાળા એમની સાથે ચાલી રહ્યા હોય. પરંતુ પોતાની ઈચ્છાને કુરબાન કરી, દરેક બોજ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાતર બરદાશ્ત કર્યો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિયલ્લાહુ અન્હુ અઠવાડીયામાં એક વખત હમેશા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તઝકીરો ફરમાવતા અને હદીસો સંભળાવ્યા કરતા. પરંતુ કયાંય ઉભા થવાનું નકલ કરવામાં નથી આવ્યું. હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુ દર જુમ્આના મિમ્બરે નબવી પાસે ઉભા રહી, હદીસો સંભળાવ્યા કરતા અને મિમ્બર તરફ ઈશારો કરી કહેતા હતા કે આ મિમ્બરવાળા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આમ કહ્યું, પરંતુ તેમણે કયારેય હાજર જનોને કિયામ માટે ન કહ્યું. ખુલફાએ રાશીદીન હઝરત અબુબક્ર, હઝરત ઉમર, હઝરત ઉસ્માન, હઝરત અલી રદિયલ્લાહુ અન્હુમએ જ્યારે પણ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તઝકેરો ફરમાવ્યો, ત્યારે તેઓએ કયારેય હાજર જનોને ઉભા થવાનો આદેશ

નથી આપ્યો. અને આપે પણ કેમ ? અને હાજરજનો પણ શા માટે ઉભા થાય ? જ્યારે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કયારેય આ વાતનો હુકમ નથી ફરમાવ્યો, બલ્કે એથી ઉલ્ટું સાબિત છે કે મિમ્બર ઉપર તશરીફ લાવી ફરમાવ્યું, બેસી જાઓ. આ હુકમ સાંભળી જે સહાબા જ્યાં હતા, ત્યાં જ બેસી ગયા. ત્યાં સુધી કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિયલ્લાહુ અન્હુ તે વખતે મસ્જિદના બાહર દરવાજા ઉપર હતા. હજુ દાખલ થયા ન હતા, તેઓ આ હુકમ સાંભળી ત્યાં જ બેસી ગયા. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નજર એમના ઉપર પડી તો ફરમાવ્યું "આગળ આવી જાઓ".

ઈમાન પછી સૌથી મોટી ઈબાદત નમાઝ છે, જેમાં વિવિધ કામો કરવામાં આવે છે. વિવિધ વસ્તુઓ પઢવામાં આવે છે. રસૂલે મકબુલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર સલામ અને દરૂદ કિયામની હાલતમાં નથી પઢાતું અને ન તો રૂકુઅ, સજદામાં, બલ્કે બેસીને પઢવામાં આવે છે. [ફતાવા મહમુદિય્યહ–૧ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. દરગાહની ઈમારત પડી જાય તો ફરી બનાવી શકાય નહી.

**સવાલ** :– હમારા કબ્રસ્તાનમાં એક જુની પુરાની દરગાહ છે. તેના ચારેવ બાજુ ઓટલો અને ઉપર પતરાનું છત્તર અને દરગાહ ઉપર ગુંબદ બનેલો હતો. બાપ–દાદાઓ પુરાના લોકોથી સાંભળ્યું હતુ કે હમોએ આજ હાલતમાં જોઈ છે. કોઈની પાસે એની તવારીખ કે સાબિતી લખેલી નથી. ૨૦૦૨માં ધરતીકંપ વખતે બહારનો ભાગઅને ગયા વરસે ઘણા વરસાદ વખતે ગુંબદ પડી ગયો અને કબર ઉઘાડી થઈ ગઈ. બનેલી કબરને કશું નુકસાન નથી થયું. હવે અમુક લોકોનું એવું કહેવું છે કે ભાઈ કબરને સીરો કરો, તમો ના કરો તો અમો બીજા ગામવાળાને કહીએ કે તેઓ દરગાહ બનાવી આપે અને બીજા કરવા તૈયાર છે અને એના સામાન દરવાજા પતરાં, લાકડા વિગેરેને શું કરવું હવે હમોને ખુદાનો ડર લાગે છે કે આપણાથી કોઈ એવું કામ ના થઈ જાય જેનાથી અલ્લાહ નારાજ થઈ જાય. અમુક લોકો

અત્યારે પણ છાની રીતે કે ઉઘાડી રીતે કબર ઉપર પેહલેથીજ ચાદર ચઢાવે છે દર વરસે, અને નારીયેળ કબર ઉપર આપી ભાંગે છે. તેના છાણાં તાજા પડેલાજ હોય છે. માટે આપ મોહતરમ હમોને યોગ્ય માર્ગદર્શન આપવા મહેરબાની ફરમાવશો.

જવાબ :– મુસ્લિમ શરીફમાં હઝરત જાબિર રદીયલ્લાહું અન્હુંથી રીવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે કબરને પાકી બનાવવા અને તેના ઉપર બેસવા અને તેના ઉપર ઈમારત બનાવવાથી મનાઈ ફરમાવી છે. [ભાગ–૧, પેજ–૩૧૨]

ફતહુલ મુલ્હિમમાં નબીયે કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમના ઉપરોકત ઈરશાદની શર્હ કરતા લખ્યું છે કે આ હદીસમાં એ વાત ઉપર દલીલ છે કે કબર ઉપર ઈમારત બનાવવું હરામ છે. [૨/૫૦૬]

મરાકિયુલ ફલાહમાં છે, અર્થાત કબર ઉપર ચણતર કરવું શણગાર રૂપે હરામ છે અને મજબુતી ખાતર મકરૂહ છે. [પેજ–૩૩૫]

એની શર્હ કરતા અલ્લાહમાં તહતાવી રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે કરાહતથી મુરાદ કરાહતે તહરીમી છે. [પેજ ૩૩૫]

હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મુફતીએ અ'અઝમે હિંદ લખે છે, ઉંચી–ઉંચી કબરો બનાવવું, કબરોને પાકી બનાવવું, કબરો ઉપર ગુંબદ અને કુબ્બાઓ અને ઈમારતો બનાવવું, ગિલાફ નાખવું, ચાદરો ચઢાવવું, નઝરો માનવું, તવાફ કરવું, સિજદો કરવું આ બધાજ કામો શરીઅતે મનાઈ ફરમાવેલા છે, શરીઅતે આ બધાજ કામોથી સ્પષ્ટ શબ્દોમાં મનાઈ ફરમાવી છે, સહીહ હદીસોમાં આ પ્રકારના કામો જે શિર્ક અથવા શિર્ક સુધી પહોચાડનારા છે તેની મનાઈ આવી છે. હુઝુર અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ પોતાના મરઝુલ વફાતમાં છેલ્લી વસિય્યતો માંહે ઘણીજ તાકીદથી ફરમાવ્યું કે અલ્લાહ તઆલા યહુદ અને નસારાઓ ઉપર લઅનત ઉતારે. જેઓએ પોતાના નબિયોની કબરોને સજદહગાહ બનાવી અને હદીસની કિતાબોમાં એવી હદીસો જેમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કબરો ઉપર ઈમારતો બનાવવા અને દીવો કરવાની

મનાઈ ફરમાવી, ઘણી મવજુદ છે, ફિકહે હનફીમાં આ મસ્અલો સપષ્ટરૂપે મવજુદ છે કે કબરને પાકી બનાવવામાં ન આવે અને તેના પર કોઈ ઈમારત ન બનાવાય અને સહાબાએ કિરામ રદીયલ્લાહુ અન્હુમ મુજતહિદ ઈમામો તેમજ સલફે સાલિહીનનો અમલ એજ હતો. (કબર ઉપર) મન્નત તેમજ તવાફ અને સજદો ગેરૂલ્લાહની ઈબાદતની નિય્યતથી હોય તો શિર્ક છે અને એવી નિય્યત ન પણ હોય તો પણ તેના હરામ હોવામા કોઈ શંકા જ નથી. [કિફાયતુલ મુફતી ૪/૬૯, ૭૦]

ફતાવા મહમુદિય્યહમાં છે, પાકી કબર બનાવવું અને કબર ઉપર ગુંબદ વિગેરે પાકી ઈમારત ચણવું શરઈરૂએ નાજાઈઝ અને મના છે. આ મનાઈ હદીસ તેમજ ફિકહથી સાબિત છે અને ઈમામ અબુ હનીફહ રહમતુલ્લાહ અલયહિથી સ્પષ્ટરૂપે મનકુલ છે. [ફતાવા મહમુદિય્યહ કરાચી ૯/૧૫૩]

ઉપરોકત વિગતથી સારી રીતે સમજમાં આવી ગયું હશે કે કબરને પાકી બનાવવું તેમજ તેના ઉપર ચણતર કરવું શરઈરૂએ નાજાઈઝ અને મના છે, માટે આપના ત્યાં દરગાહની જે ઈમારત ધરતીકંપ તેમજ વરસાદને લઈ પડી ભાંગી છે તેને ફરી બનાવવાનો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી, જે લોકો કબરને શીરો કરવાની વાત કહી ઈમારત બનાવવા તત્પરતા દેખાડી રહયા છે, તેઓ ખરેખર જાહિલિય્યતકાળની માન્યતાઓ જીવંત કરી રહયા છે, આગળ ઉપર હદીશમાં કબર ઉપર ઈમારત વિગેરે બનાવવાની જે મનાઈ નકલ કરવામાં આવી છે, તે ઉપર ચર્ચા કરતાં અલ્લાહમહ તૌરપુશ્તી રહમતુલ્લાહ અલય્હિ લખે છે કે આ જાહિલિય્યતકાળની પ્રથા હતી કે તેઓ કબરની ઉપર તંબુ તાણી એક વરસ સુધી તેના ઉપર શીરો કરતા હતા અને એટલેજ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુથી મનકુલ છે કે તેઓએ પોતાના ભાઈ અબ્દુર્રહમાનની કબર ઉપર તંબુ તાણેલો જોયો તો હુકમ આપ્યો, એ ગુલામ! એ તંબુને હટાવી લે તેના અમલ એના ઉપર શીરો કરશે. [મિરકાત શર્હ મિશ્કાત ૪/૬૯]

જેઓ શીરો કરવા માટે ઈમારત બનાવવાનું કહે છે તેઓને સહાબીએ રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ઉપરોકત કથન બતાવી કહો કે તે

બુઝુર્ગના અમલ તેઓ ઉપર શીરો કરશે તેઓ ને તમારા કરેલા આ શીરાની કોઈ જરૂરત નથી.

આપે આગળ લખ્યું છે કે અમુક લોકો અત્યારે પણ છાની યા ઉઘાડી રીતે કબર ઉપર ચાદર ચઢાવે છે. અને નારીયેલ કબર પર લાવી ભાગે છે. દર અસલ એવા લોકો જ પોતાના શિર્કિયહ કામોને પ્રોત્સાહન આપવા માટે ફરીથી ઈમારત બનાવવાની વાત કરી રહયા છે. આ ટાણે ઉલમા તેમજ શરીઅતના હુકમોથી વાકીફ અને જાણકાર મુસ્લિમોની ફરજ ઠરે છે કે તેઓ આ પ્રકારના લોકોને શરીઅતના હુકમોથી વાકિફ કરી આવા ખોટા કામના ઈરાદાઓથી રોકે અને સમજાવા છતાં ન માને તો પોતાની વગ અને બળ વાપરી આવું નાજાઈઝ અને હરામ કૃત્ય થવા ન દે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ઈદના દિવસે મય્યતવાળા ઘરે જવું એક રિવાજ જ છે.

**સવાલ :–** હમારે ત્યાં તથા અતરાફમાં એવો રિવાજ છે કે, ગામમાં ઈદના પહેલા જેને ત્યાં મય્યત થયું હોય તેને ત્યાં ઈદના દિવસે લોકો જાય છે અને ત્યાં ફાતેહા દુઆ માંગે છે તો એવી રીતે મય્યતવાળા ઘરે જઈ ફાતેહા–દુઆં માગવું કેવું છે. કુર્આન હદીસથી સાબિત છે? જણાવવા આભારી કરશો.

**જવાબ :–** એ પણ એક રિવાજ જ છે, જેને છોડવું જરૂરી છે. શરીઅતમાં એનો કોઈ સુબુત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. મોહર્રમમાં માતમ કરવું.

**સવાલ :–** મોહર્રમમાં ચાંદ રાતથી દસમી રાત સુધી માણસ બુટ–ચંપલ પહેરતા નથી, માણસ દસ દિવસ ઘરનું ખાતા નથી, બહારનું માંગીને ખાય છે, દસ દિવસ સુધી કાળા અને લીલા ઝભ્ભા પહેરે છે તે કેવું છે ?

**જવાબ :–** મોહર્રમની ચાંદ–રાતથી લઈને ૧૦ દિવસ સુધી સવાલમાં

લખ્યા મુજબ બુટ–ચંપલ ન પહેરવું. ઘરે ખાવું નહિં, પકાવવું નહિં, કાળો લિબાસ પહેરવું, વિ. શિયાઓના રિવાજી માતમનો એક ભાગ છે જેનાથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. દરગાહના દીવાના તેલને શું કરે ?

**સવાલ :–** અનજાનમાં પહેલાં હમારે ત્યાં દરગાહો પર જઈ તેલનો દિવો, અગરબત્તી, ફુલ ચઢાવ્યા કરતા હતા. પણ હવે જાણ થઈ કે આવું કરવું ગુનોહ છે. હવે વાત એમ છે કે હમારા ઘરેથી તેલનો દીવો કરવા મોકલે તો હમે ગુનાહની બીકથી રસ્તે તેલ ફેંકી દઈએ છીએ. તો આવી રીતે કરવું જાઈઝ છે અથવા ના જાઈઝ ? બીજું એ કે આ તેલને ફેંકી ન દઈએ અને એક શીશીમાં ભેગું કરી અને પછી હમારી મસ્જીદમાં મુકેલ હેન્ડપમ્પમાં ઉપયોગ કરીએ તો જાઈઝ છે અથવા ના જાઈઝ છે ? બીજુ એ કે હમો જો આ વાત હમારા ઘરમાં કરીએ તો ઘરમાં લડાઈ–ઝઘડો થવાનો સંભવ છે. તો આ બાબતનો વિગતવાર ખુલાસો આપશો.

**જવાબ :–** આપનું કૃત્ય ( કે ઘરેથી તેલનો દીવો કરવા મોકલવા બાદ આપે ગુનાહને લઈ દીવો ન કર્યો એ ) ઘણુંજ સરાહનીય છે. અલબત્ત આપ એ તેલને ફેંકી દેવાને બદલે સાચવી રાખી બીજા કોઈ સમયે જયારે ઘરવાળા બે ખબર હોય તેલના વાસણમાં પાછું નાખી દિયો, જેથી વેડફાવાથી બચે. અને જો ઘરની વપરાશની વસ્તુઓમાં નાનો એવો વપરાશ વહીવટ કરવાની ઘરવાળા તરફથી આપને રજા હોય દા.ત. મસ્જીદના હેન્ડપંમ્પ માટે ઘરેથી થોડું તેલ લઈ જવા માટે આપ ઉપર પાબંદી નથી તો આપ ભેગુ કરવામાં આવેલું એ તેલ ત્યાં પણ વાપરી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪) અમલિયાત કિંવા તાવીઝ-દોરા

## ૧. અમલિયાત વડે કોઈની ઉપર આરોપ મુકવાનો શરઈ હુકમ.

**સવાલ :**- શું ફરમાવે છે ઉલમાએ દીન હમારા શહેરમાં એક આલિમ પોતે આમિલ હોવાનો દાવો કરે છે. તેઓ પોતાની જાતની તઅરીફ કરે છે. તેઓ પોતાની જાતની તઅરીફ કરતા કહે છે કે કોઈની છોકરી અથવા છોકરો ઘરેથી ભાગી ગયો હોય, કોઈના ઘરે ચોરી થઈ હોય, કોઈ બિમાર હોય, કોઈને જિનનો અસર હોય, કોઈએ કોઈના ઉપર જાદુ અથવા ગંદો અમલ કર્યો હોય તો હું મારા અમલથી નામ એડ્રેસ, નકશા સાથે એ મુજરીમને બતાવી શકું છું તો લોકોની આ આલિમને ત્યા તઅવીઝ માટે તથા ઈલાજની ગરજે લાઈન લાગે છે. અંતે ઉમ્મતમાં જબરદસ્ત નાઈત્તેફાકી તથા આપસમાં રિશ્તેદારોમાં દુશ્મનાવટ થવાની કોઈ હદ નથી. લોકોના અકાઈદ ખરાબ થાય છે. એ આલિમ આમિલ હોવાનો દાવો કરતા આ પ્રકારનો અમલ કરે છે કે એક નાબાલિગ બચ્ચાના નાખુનના ઉપર તેલ અથવા કાજલ લગાવીને બચ્ચા પાસે બોલાવે છે કે મોઅકકલ સાહબાન હાજિર હો ! લગભગ ત્રણ વાર બોલાવે છે. અગર ચોરીનો કેસ હોય તો તે બચ્ચું નાખુનમાં જોઈ કહે છે ફલાણો માણસ, એનો પહેરવેશ આ છે. તમારા ઘરમાં દાખલ થાય છે. આ રીતના ચોરી કરે છે. માલ લઈ ચાલ્યો જાય છે. બચ્ચું તેનો હુલ્યો બતાવે છે અને અમુક કેસમાં તો નામ પણ બતાવે છે અને પોતાની નાબાલીગ બચ્ચીને પણ બેસાડી આ અમલ કરે છે મોટા ભાગે ખોટું સાબિત થાય છે.

એક માણસ અલ્લાહ પાક પરવરદિગાર આલીમુલ ગેબને હાજર રાખી ગવાહ રાખી મસ્જિદમાં કુરઆન શરીફની તથા તલાકે મુગલ્લજાની કસમ ખાઈને કહે છે કે મે આ કામ કર્યું નથી તે માણસનું નામ આ આમિલ સાહબે

નાંખુનના અમલથી સાબિત કર્યું અને મરીઝોને પણ બેસાડી આજ અમલ હેઠળ નાબાલીગ બચ્ચા સામે તે મરીઝને બતાવે છે કે ફલાણાએ તારા પર જાદુ કર્યો છે અથવા જિનનો અસર છે, વળી કોઈવાર બાલિગ નામહરમ ઓરત અથવા જવાન છોકરીને એકાંતમાં સુવડાવી નાફ પર તાવીઝ મુકી બતાવે છે કે આ મરીઝાને જિનનો અસર છે કે જાદુનો અસર છે તો શું આ અમલને સાચો માનવો.? આ અમલ શરઈ તોર પર જાઈઝ છે કે નાજાઈઝ. આ અમલ કરનાર કરાવનાર ગુનેહગાર છે કે નહી. તફસીલથી જવાબ મોકલવા મહેરબાની કરશો. જઝાકલ્લાહુ ખૈરવ્વ અહસનલ જઝા આમીન.

**નોટ** :– આના લઈ ઉમ્મતમાં ઘણીજ નાઈતેફાકી થાય એમ છે. આવાજ એક અમલથી હમારા બાજુમાં એક બીજા શહેરમાં એક માણસનું ખુન થયું હતું. ઘણી વખતે મરીઝને બેસાડી એવો અમલ કરે છે તે મરીઝ વલ્લાહુ અઅલમ બીજાઓના નામ લે છે કે હું ફલાણા માણસ યા ઓરત છું આટલા વરસથી આ મરીઝ સાથે જાદુ કરૂ છું અથવા ફલાણો જાદુ કરે છે. તો આ બારામાં આપ શું ફરમાવો છો ?

**જવાબ** :– કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :–

જે વાતની તમને તહકીક ન હોય તેના ઉપર અમલ ન કરો (કારણ કે) કાન અને આંખ અને દિલ, દરેક માણસથી આ સર્વ (અવયવો)ની (કયામતના દિવસે) પુછ થશે. [સુરએ બની ઈસરાઈલ]

તફસીરે કુરતુબી અને તફસીરે મઝહરીમાં એનો આ મતલબ પણ વર્ણવ્યો છે કે પહેલા વાકયમાં એ ઈરશાદ ફરમાવ્યો કે જે વસ્તુની તમને જાણ અને તહકીક નથી તેના ઉપર અમલ ન કરો, અને એની સાથેજ કાન, આંખ અને દિલથી સવાલ કરવાનું વર્ણન કરવામાં આવ્યું. જેનો મતલબ એ છે જે માણસે તહકીક વગર દા.ત. કોઈ માણસ ઉપર કોઈ આરોપ મુકયો અને તહકીક વગર કોઈ વાત ઉપર અમલ કર્યો. અગર તેનો સંબંધ એવી વસ્તુથી છે જે કાનથી સાંભળવામાં આવે છે તો કાનથી સવાલ થશે અને આંખથી જોવાની વસ્તુ છે તો આંખથી સવાલ થશે, અને દિલથી સમજવાની વસ્તુ છે તો દિલથી સવાલ થશે કે આ માણસ પોતાના આરોપ અને પોતાના

દિલમાં જમાવેલ ખ્યાલમાં સાચો છે અથવા જુઠો ? એના ઉપર માણસના અવયવો પોતે સાક્ષી આપશે, જે મેદાને હશ્રમાં તહકીક વગર આરોપ મુકનાર અને વગર તહકીકની વાતો ઉપર અમલ કરનાર માટે મોટી બદનામી (બે-ઈઝઝતી)નું કારણ બનશે. [મઆરિફુલ કુર્આન ૫/૪૭૦-૪૭૧]
અલ્લામહ અબુબક્ર જસ્સાસ રાઝી (રહ.) હઝરત કતાદહ (રહ.)થી નકલ ફરમાવે છે કે લોકો વિષે કોઈ બુરી વાત જયાં સુધી તેની સત્યતા પુરવાર ન થાય ત્યાં સુધી ન કહે અને જે માણસ એવું કરશે તે ગુનેહગાર છે. ચાહે તે વાસ્તવમાં ખોટી હોય અથવા ખરી. [અહકામુલ કુર્આન ૩/૨૦૪]

જે માણસ સવાલમાં પુછ્યા મુજબ રીત અપનાવી કોઈ ચોકકસ વ્યકિત ઉપર ચોરી અથવા જાદુ કરવાનો આરોપ મુકે છે, સ્પષ્ટ છે કે તેણે પેલા માણસને ચોરી કરતા અથવા જાદુ કરતા જોયો નથી. માટે તે માણસ ઉપર લખેલ હુકમમાં આવી જઈ ગુનેહગાર છે.હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.) અલ-કવલુલ-જમીલમાં(જયાં ચોરીની ઓળખ માટેનો એક અમલ લખ્યો છે) ત્યાં લખે છે કે જે માણસ આ અમલ અથવા એના જેવો બીજો કોઈ અમલ કરી ચોરને ઓળખીલે તેના ઉપર વાજીબ છે કે તેના ચોર હોવા ઉપર યકીન ન કરે અને તેને બદનામ ન કરે બલ્કે કુર્આનની પયરવી કરે ત્યાર પછી કુર્આને પાકની ઉપરોકત આયત લખી છે.

[શિફાઉલ-અલીલ તરજુમએ કવલુલ-જમીલ, પેજ ૯૮]

હઝરત થાનવી (રહ.)થી ઉપરોકત અમલ વિષે પુછવામા આવ્યું છે કે આ રીત અજમાવવાથી કેટલીક વસ્તુઓ મળી ગઈ, ચોર પકડાઈ ગયો શું આ રીત અપનાવવી જાઈઝ છે ? તો જવાબમા ફરમાવે છે કે નહિ, બલ્કે (આ રીત તો) એટલા માટે છે કે જેની આ રીતે ભાળ મળે તેની તપાસ શરીઅત મુજબ કરાય, પરંતુ અવામ એનાથી આગળ વધી જાય છે. આ ઉપર ફરીથી પુછવામા આવ્યું કે આ અમલ કેવો છે ? તો જવાબ માં હઝરત થાનવી (રહ.) લખે છે મારા નજીક બીલકુલ નાજાઈઝ, કારણ કે અવામ તપાસની મર્યાદા ઓળંગી જાય છે. [ઈમદાદુલ-ફતાવા, ૪/૮૮]

એજ પ્રમાણે શરઈ-સુબુત વગર કોઈની ઉપર આરોપ મુકવો કે

"ફલાણા માણસે જાદુ કર્યું છે" ગુનાહિત કાર્ય છે અને આમિલના આ પ્રમાણે કહેવાથી ફિત્નાનો ચોખ્ખો ભય હોય તો એના ગુનાહિત હોવામાં વધારે સખ્તી આવી જાય છે, હદીસે પાકમાં મવજુદ છે કે જયારે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર લબીદ બિન અઅસમ નામી માણસ તરફથી જાદુ કરવામાં આવ્યું અને અલ્લાહ તઆલા તરફથી ફરિશ્તાઓ વડે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પુરી વિગતથી વાકિફ કરવામાં આવ્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સહાબા રદીયલ્લાહુ અન્હુમની જમાઅત સાથે તે કુવા ઉપર તશરીફ લઈ ગયા જયાં તે (જાદુઈ અમલ જે વસ્તુ ઉપર કરવામાં આવ્યો હતો તે) દાટવામાં આવ્યું હતું અને તેને કઢાવ્યું અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાજા–સમા થયા તો હઝરત આઈશહ રદીયલ્લાહુ અન્હા એ અરજ કરી કે અય અલ્લાહના રસુલસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ ભેદ (જેમાં જાદુ કરાવનારનું નામ પણ આવી જાય છે) લોકો સામે જાહેર કેમ નથી કરતા ? તો હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મને તંદુરસ્ત કરી આપ્યો અને હું લોકોમાં બુરાઈ–ફિત્નો ભડકાવવાનું પસંદ નથી કરતો. [બુખારી શ. ૮૯૬] કારણ કે જો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તે સમયે જાદુ કરાવનારનું નામ જાહેર ફરમાવી આપતે તો સહાબા રદીયલ્લાહુ અન્હુમ તેની ખબર લઈ નાખતે, અને પરિણામરૂપે મોટો ઝગડો ઉત્પન્ન થતે. (ઉમદતુલ કારી શર્હે બુખારી) ઉપરોકત રિવાયત ઉપર ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલયહિ એ પ્રકરણનું જે શિર્ષક બાંધ્યું છે તેમાં ફરમાવે છે "ફિત્નો ભડકાવવાનું છોડી દેવું મુસ્લિમ અથવા કાફિર વિરૂધ્ધ" (બુખારી શ. ૮૯૫) અલ્લામહ અયની રહમતુલ્લાહિ અલય્હિ એની છણાવટ કરતાં લખે છેં કે એક મુસલમાનની હાલતનો તકાઝો એ છે કે તે તમામ લોકો ઉપરથી ફિત્નો દુર કરે. [અયની શર્હે બુખારી ૨૨/૧૩૪] ઉપરોકત હદીસ ઉપર ખુબ ચિંતન–મનનની જરૂરત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને તે માણસનું નામ જેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર જાદુ કરાવ્યું હતું, અલ્લાહ તઆલા તરફથી વહી વડે બતાવવામાં આવ્યું

હતું તે છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેને જાહેર નથી કરતા, હાલાકે હઝરત આઈશહ રદીયલ્લાહુ અન્હા તરફથી અરજ કરવામાં આવી કે આપ જાહેર કેમ નથી કરતા ? તો શું આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુયાયી હોવાના દાવા સાથે એક મુસલમાન માટે માત્ર વહેમ અને ગુમાનની બુન્યાદ ઉપર કોઈ બીજા મુસલમાન ઉપર આવો આક્ષેપ મુકવાની ઈજાઝત શરીઅત કેવી રીતે આપી શકે છે ?

બાકી રહયો નામહરમ, બાલિગ જવાન છોકરી સાથે એકાંત વિ. તો એ એક એવું નાજાઈઝ કૃત્ય છે જેને ઈસ્લામી અહકામનું સામાન્ય જ્ઞાન રાખનારો માણસ પણ સમજી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. જાદુનો વજુદ સાબિત છે.

**સવાલ :–** નજદીક જંગલમાં એક ગામ છે, ત્યાં એક છોકરાએ દુકાન કરી. દુશ્મન–દાવાને લીધે એના પર કોઈએ જાદુ કર્યો જેથી તે છોકરો ઉમર ૨૪ વરસ બચ્ચા–૨, એક દિવસ તાવ આવ્યો બીજે દિવસે ખુદાની રહમતે પહોંચી ગયો, તેનાં દાંત, હાથના નખ વગેરે કાળા થઈ ગયા, બદનનો ઘણો ભાગ કાળો થઈ ગયો. એક મુસ્લિમભાઈ પર શક હોવાથી તેને કહયું કે તું કુરઆન શરીફ ઉઠાવીને કહે કે મેં માર્યો નથી. તે કુરઆન શરીફ ઉઠાવવા ના કહે છે અને તેના સાથી કહે છે કે દુનિયામાં જાદુ નથી. ઉલ્માએ દીનથી સાંભળ્યું છે કે જાદુ છે, તે લોકો કહે છે જાદુ નથી. દુનિયામાં જાદુ નથી? શરીઅત શું કહે છે ? જવાબ આપવા મહેરબાની કરશો. વિષય જાદુ મરાવનારની દુકાન સામે દુકાન કરવાથી સામાવાળી પાર્ટીએ કહયું કે તુ બે દીવસ રહીશ નહીં.

**જવાબ :–** જાદુ એક વાસ્તવિકતા છે. જાદુનો વજુદ કુર્આન અને હદીશથી સાબિત છે. માટે કોઈ એવું નથી કહી શકતો કે દુનિયામાં જાદુ નથી, મઆરિફુલ કુર્આન ભાગ–૧, પેજ–૨૭૪થી ૨૮૦ ઉપર હઝ. મવ. મુફતી મુહમ્મદ શફીઅ સા.(રહ) એ એના ઉપર વિગતવાર ચર્ચા કરી છે. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

### ૩. એક આમિલાના બદનમાં જિન્નાતનું આવવું અને તેના વડે લોકોનું ઈલાજ કરવું.

**સવાલ :–** હાલ એક બહેન છે, જે આમેલાનું કામ કરે છે. તેનું કહેવું છે કે એક પાક જિન્નાત છે જેની ઉમર ૮૧૬ વરસની છે અને મને બેટી બનાવી છે. જે મારા બદનમાં આવે છે અને તે આમિલનું કામ કરે છે હવે એ બહેન જયારે પોતાની કામની શરૂઆત કરે છે અથવા જયાં પણ એમને કોઈપણ (મુસલમાન કે ગૈર) બોલાવે છે ત્યાં પણ જાય છે હવે જયાં પણ જાય અથવા જે જગ્યાએ પોતાનું કામ કરે છે એમના શોહર બિલ્કુલ એમના સાથેજ હોય છે.

હવે મીસાલ સમજો કે જે કોઈપણ મરીઝ આવે છે તેમને એમના શોહર પુછે છે. મતલબ કે મરીઝ સાથે પુછપરછ કર્યા પછી એમના શોહર ખુદ એમની ઓરતના બદનમાં જે જિન્નાત આવે છે તેમને દરેક વાતો કહે છે. ત્યાર પછી આમેલા તાવીઝ લખી આપે છે. જે તાવીઝો કોઈને પીવાની, બાળવાની, ગળામાં પહેરવાની, મતલબ જેવા મરીઝ તેવા તાવીઝો અને જો તે મરીઝને પીવાની દવા અથવા માલિશની દવાની જરૂરત હોય તો તે મુજબ આપે છે. જયારે મજકુર બાઈ ઈલાજ કરે છે ત્યારે તે બાઈ ફરીને એટલે કે પૂંઠના ભાગે બેસે છે અને બાઈ બુરખો પહેરે છે અને બુરખો પહેરીનેજ ઈલાજો કરે છે.[બને ત્યાં સુધી ચહેરો દેખાય નહી] અને મજકુર બહેન જે દવા આપે છે તેના પૈસા વ્યાજબી લે છે. બાકી તાવીઝ વિગેરે કોઈપણ કામના માટે મોઢેથી પૈસાની માગણી ન તો તેમના શોહર કરે છે, ન તો મજકુર બહેન, તો આપ હઝરતથી હમારી ખાસ ગુઝારીશ છે કે મજકુર સવાલનો તફસીલથી જવાબ આપી શુક્રીયહનો મોકો આપશો. દુઆમાં યાદ રાખશો

મજકુર બાઈ જે આ કામ કરે છે તે જાઈઝ છે કે નથી ? જે જણાવશો.

**જવાબ :–** આપે પુછેલ પ્રશ્નનો જવાબ આપવા પહેલાં પ્રસ્તાવના રૂપે કેટલીક વાતો રજુ કરૂ છું, જેથી જવાબ સમજવામાં સરળતા રહેવાની

સાથે જિન્નાત બાબત કેટલીક હકીકતો અને શરઈ આદેશો નજર–સમક્ષ આવવાથી ના–વાકિફિય્યતને લઈ લોકોને થતી ગેર–સમજ પણ દુર થાય.

(૧) ઈન્સાન અને ફરિશ્તાઓની જેમ જિન્નાત પણ અલ્લાહ તઆલાની પેદા કરેલ એક મખલુક છે એમનું આગવું અસ્તિત્વ છે, અને એમનું વજુદ એક વાસ્તવિકતા છે. ખ્યાલી વસ્તુ નથી, માણસોની નિગાહોથી તેઓ ઓઝલ રહેતા હોવાથી અરબી ભાષામાં જિન્ન કહેવામાં આવે છે. ઈન્સાનને અલ્લાહ તઆલાએ જેવી રીતે માટીથી પેદા કર્યો એવી જ રીતે જિન્નાતને આગથી પેદા કર્યો. [સુરએ રહેમાન, સુરએ હીજર]

(૨) હઝરત નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અલ્લાહ તઆલા એ જેવી રીતે નબી બનાવી મોકલ્યા એવી જ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જિન્નાત માટે પણ નબી બનાવીને મોકલવામા આવ્યા છે. જિન્નાત ઉપર ફર્ઝ ઠેરવવામાં આવ્યું કે તેવો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની લાવેલી શરીઅત ઉપર ઈમાન લાવે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પયરવી અને ફરમાંબરદારી કરે, અલ્લાહ અને તેના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જે વસ્તુઓ હલાલ ઠેરવી તેને હલાલ સમજે, જે હરામ ઠેરવી તેને હરામ સમજે, જે આદેશો આપ્યા તેને બજાવી લાવે. અલ્લાહ તઆલા અને તેના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે વસ્તુ પસંદ હોય તેને પસંદ કરે અને તેઓને જે વસ્તુથી નફરત હોય તેનાથી નફરત કરે.
[આકામુલ મરજાન પે.૩૭] [મજમુઅહ ફતાવા ઈબ્ને તયમિય્યહ ૧૯/૯].

શરીઅતના અહકામ અને આદેશો જેવી રીતે ઈન્સાનને લાગુ પડે છે એવી જ રીતે જિન્નાતને પણ લાગુ પડે છે. આ બાબત એહલે સુન્નત વલ જમાઅતમાં મતભેદ નથી. "અલ–અશબાહ–વન્નઝાઈર"માં છે : આ વાત નિર્વિવાદ છે કે જિન્નાતને પણ શરીઅતના અહકામ લાગું પડે છે. [પેજ. ૩૨૬]

(૩) જિન્નાત ઈન્સાનના શરીરમાં પ્રવેશી તેના વડે વિવિધ હરકતો કરાવી શકે છે એ પણ એક સર્વમાન્ય હકીકત છે. [ફતાવા અઝીઝી ૧/૧૧૦]

ઈમામ અહમદ ઈબ્ને હમ્મબલ રહમતુલ્લાહી અલયહિ ફરમાવે છે કે એ હાલતમાં એ માણસની જબાન ઉપરથી વાતો કરે છે. [આકામુલ મરજાન પેજ નં ૧૦૭][અયની શરહે બુખારી ૨૧/૨૧૪] હદીષ પાકની કેટલીક રીવાયતોથી એ વસ્તું સાબીત છે.

[આકામુલ મરજાન પેજ ૧૦૭, અયની વિ.]

(૪) જિન્નાતના ઈન્સાન ઉપર સવાર થવાની બાબતના કારણો ઉપર ચર્ચા કરતા ઉલમાએ કીરામે લખ્યું છે કે ઈશ્ક મહોબ્બતને લઈ એટલે જેવી રીતે એક ઈન્સાન બીજા ઈન્સાન ઉપર મોહી પડે છે (અને તેના લઈ તેનો સહવાસ ઈચ્છે છે) એવીજ રીતે જિન્નાત પણ ઈન્સાન ઉપર મોહી પડી તેના ઉપર સવાર થઈ જાય છે. બીજુ કારણ એ પણ હોય છે કે કોઈકવાર ઈન્સાનથી જિન્નાતને તકલીફ પહોચી જાય છે. (દા.ત. ગંદુ પાણી મકાનમાંથી ફેંકી રહયો હતો તે કોઈ જિન્નાત ઉપર પડયું, કોઈક સુરાખમાં પેશાબ કર્યો જયા જિન્નાત રહેતા હતા, તેઓના ઉપર પેશાબ પડયો) તો એનું વેર વાળવા અને બદલો લેવા જિન્નાત તે ઈન્સાન ઉપર સવાર થઈ જાય છે અને કોઈકવાર કોઈપણ જાતના કારણ વગર માત્ર ખેલરૂપે આવું કરે છે. જેમકે ઈન્સાનોમાં પણ કેટલાક બદમાશ અને બેવકુફ એવું કરે છે.

[આકામુલ–મરજાન પેજ ૧૦૬, અયની શર્હે બુખારી ૨૧/૨૧૪]

પહેલા કારણ બાબત એના શરઈ હુકમની છણાવટ કરતા અલ્લામહ કાજી બદરૂદીન શિબ્લી રહમતુલ્લાહિ અલય્હિ લખે છે એવી રીતે (ઈશ્ક–મોહબ્બતથી) કોઈ જિન્નાતનું ઈન્સાન ઉપર સવાર થવું અને તેના બદનમાં પ્રવેશવું બદકૃત્ય છે જેને અલ્લાહ તઆલાએ જિન્નાત માટે પણ એવુંજ હરામ ઠેરવ્યું છે જેવી રીતે ઈન્સાન માટે હરામ ઠેરવ્યું છે. ચાહે સામેવાળાની ઈચ્છાથી હોય, અને જો તેની અનિચ્છાએ હોય તો પછી એના હરામ હોવામાં કોઈ શંકાજ નથી. કારણ કે તે સુરતમાં બદકૃત્ય સાથે–સાથે ઝુલ્મ પણ છે. [આકામુલ–મરજાન પેજ ૧૦૬]

(૫) ઈસ્લામમાં "લે–પાલક" નથી કિંવા અગર કોઈ માણસ બીજા માણસની અવલાદ (છોકરા અથવા છોકરી)ને "લે–પાલક" કિંવા મોઢેથી

દિકરો અથવા દિકરી બનાવી લે તો એવું કરવાથી તે છોકરો અથવા છોકરી એનો સગો દિકરો અથવા દિકરી બનતાં નથી, બલ્કે તેઓના માટે પરાયાનોજ હુકમ રહે છે, માટે કોઈ પરાયી અવરત અથવા છોકરીને બેટી બનાવવાથી તે સગી બેટીના હુકમમાં આવતી નથી બલ્કે તે પરાયીજ રહે છે અને ઈસ્લામે પરાઈ–અવરત માટે જે આદેશો આપ્યા છે તેજ એને પણ લાગુ પડે છે.

(૬) જિન્નાત માણસને કેટલીક બીમારીઓની દવા પણ બતલાવે છે.

[આકામુલ મરજાન પેજ ૮૫–૮૬–૮૭]

(૭) સય્યિદ અરબી ભાષાનો શબ્દ છે, જેનો શાબ્દિક અર્થ થાય છે, સરદાર, આકા, વિ. પરંતુ આમ બોલ–ચાલમાં જયારે એવું કહેવામા આવે છે કે ફલાણો માણસ સય્યિદ છે તો એનો મતલબ એ હોય છે કે હઝરત અલી રદીયલ્લાહુ અન્હુની જે અવલાદ હઝરત ફાતીમહ રદીયલ્લાહુ અન્હાથી ચાલી છે તેમાંથી છે, સારાંશ કે એનો વંશવેલો હઝરત ફાતીમહ રદીયલ્લાહુ અન્હાથી જઈને મળે છે, સ્પષ્ટ છે કે ઉપરોકત મતલબની રૂએ સય્યિદ હોવું માણસ કિંવા ઈન્સાનની ખુસુસિય્યત ઠરી, જિન્નાત માટે નહિ.

ઉપરોકત બાબતો અને વાતો જે પ્રસ્તાવના રૂપે લખી છે તે સમજવામા આવી ગયા પછી હવે આપના ઉઠાવેલ આ પ્રશ્નનો જવાબ ઘણોજ સરળ થઈ ગયો કે સવાલમાં મજકુર બાઈ જે કામ કરે છે તે જાઈઝ છે કે નથી ?

મજકુર બાઈએ સવાલમાં જણાવેલ કામ કરવા માટે જિન્નાતનો સહવાસ ઉઠાવવો પડે છે, બલ્કે જિન્નાતને પોતાના શરીર ઉપર કાબુ આપવો પડે છે, જાહેર છે કે એ બાઈ તે જિન્નાત માટે પરાયી અવરતનો હુકમ ધરાવે છે, અને જિન્નાત તે બાઈ માટે પણ પરાયા પુરૂષના હુકમમાં છે, પોતાની ઈચ્છા અને મરજીથી આ રીતે તેને બોલાવવો પોતાના શરીરમાં પ્રવેશવા દેવો, પોતાના ઉપર કાબુ આપવો શરીઅતની રૂએ કેમ જાઈઝ હોઈ શકે છે ? ખાસ કરી જયારે તેનું આ રીતે આવવું પ્રસ્તાવના નં–૪માં જણાવ્યા મુજબ પહેલા કારણને લઈ છે. હઝરત અલ્લામહ અનવર શાહ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે : જિન્નાતનું ઈન્સાનના શરીર ઉપર સવાર થવું ઈશ્કના લઈ હોય છે અથવા દુઃખ પહોચાડવા માટે હોય છે. [ફયઝુલ–બારી ૪/૩૬૩]

સવાલમાં જણાવેલ હકીકતથી માલુમ પડે છે કે મજકુર બાઈ પાસે તેનું આવવું દુઃખ પહોચાડવા માટે નથી, જેથી પહેલું કારણ નકકી થઈ ગયું.

આવનાર જિન્નાતે તે મજકુર અવરતને બેટી બનાવી પણ હોય તો એનાથી વાસ્તવમાં બેટી બની જતી નથી. (જુઓ પ્રસ્તાવના નં. ૫) અને સગી બેટીના હુકમો લાગુ પડતા નથી. સાથેજ તે જિન્નાતનો સય્યિદ હોવાનો દાવો કેટલી સચ્ચાઈ ધરાવે છે તે પ્રસ્તાવના નં.૭ ઉપરથી માલુમ પડી ગયું હશે.

એ સિવાય અવરતના આ કામ કરવામાં અવામ મુસલમાનોનું એક મોટું નુકશાન એ છે કે : લોકો પોતાની નાદાની અને જહાલતના લઈ અન્ય એવી વાતો પણ તેનાથી પૂછે છે, જેનાથી એવો ભાસ થાય છે કે (નઉઝુ બિલ્લાહ) જિન્નાત ગયબની વાતો જાણે છે, જાહિલિય્યત–કાળમાં લોકો એવું સમજતા હતા અને તેઓની એવી માન્યતાનો ઈસ્લામ તેમજ કુર્આને રદિયો આપ્યો છે. [અહકામુલ–કુર્આન થાનવી (રહ.) ૧૯] અને જે કામથી લોકોના અકીદા બગડતા હોય તેની શરઈ રૂએ હરગિઝ ઈજાઝત નથી.

મજકુર અવરતનો ધણી શું એ ગવારા કરશે કે પરાયો પુરૂષ એની બીબી પાસે આવી રીતે આવ–જા કરે અને તેના શરીરથી ચેન–ચાળા કરે ? જાહેર છે કે તે હરગીઝ એને સાંખી નહિં લે કે એ બે–ગયરતી છે, તો પછી આ રીતે જિન્નાતના સવાર થવાને કેમ સાંખી લે છે ? કમ અઝ કમ પોતાના તરફથી એને દુર કરવાની કોશીશ તો કરે અથવા એ વસ્તુથી અણગમો તો બતલાવે, તેના બદલે એ પોતેજ તેનાથી પુછપરછ કરવાનુ કામ કરી તેની આ હરકતોને પ્રોત્સાહન આપે છે, જે બે–ગયરતીથી વધીને દય્યુસપણાની હદમાં આવી જાય છે, અન્ય સગા–વ્હાલાંઓને જોઈએ કે આ સિલસિલો બંધ કરાવી એને દુર કરવાની તદબીરો અપનાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. જાઈઝ તાવીઝની શરતો.

**સવાલ ૧** :– મોહતરમ વ મુકર્રમ જ. હઝરત મુફતી અહમદ

ખાનપુરી સા. અસ્સલામુ અલયકુમ વ.વ.

"ઉમ્મીદ" સાપ્તાહિકના તા. ૪/૯/૯૨ના અંકમાં આપનું લખાણ ઈન્સાન–જીન્નાતના સંબંધો અંગે સારી માહિતી લખી તે બદલ આભાર. વિશેષમાં ઓરત–જીન્નાતનો સંબંધ શરીઅતની રૂએ નાજાઈઝ છે પછી તેઓએ આપેલા તાવીઝો અગર ફૂકેલું પાણી વાપરવું જાઈઝ છે ? તેનો ફૈઝ પહોંચી શકે છે ? જવાબ આપી આભારી કરશો.

**સવાલ ૨ :–** આમિલો મુવકકલોને તાબેઅ કરી તેની મારફતે દર્દીના વળગાડ–જીન્ન–ભૂત જાદુ વગેરેની માહિતી મેળવી તેનો ઈલાજ કરે છે. કોઈ આમિલ કહે છે કે મારો મુવકકલ તમારા ઘરમાં આવી જાદુની વસ્તુઓ શોધી કાઢશે, વગેરે વગેરે તો સવાલ એ પૂછવાનો કે મુવકકલ શું વસ્તુ છે ? તેને તાબે કરી શકાય ? તેનાથી જરૂરી માહિતી દર્દી અંગેની મેળવી શકાય ? શું તે છુપી વસ્તુ શોધીને આમિલને જાણ કરી શકે ? આ અંગે જેમ ઈન્સાન અને જિન્નાતના સંબંધોની વિગતે માહિતી લખી તે પ્રમાણે જાણ કરશો.

**જવાબ ૧ :–** તાવીઝના જાઈઝ હોવા માટે કિતાબોમાં ત્રણ શર્તો લખવામાં આવી છે. (૧) કોઈ જાઈઝ હેતુ માટે હોય, (૨) તેના શબ્દો અને લખાણ કુફ્ર અને શિર્કવાળું ન હોય, (૩) એના માટે એવો અકીદો ન હોય કે તે પોતેજ અસરકારક છે. બલ્કે એવું સમજે કે એની તાસીર અલ્લાહના હુકમથી છે. ફૈઝ પહોંચવાનો શું મતલબ છે ? જાદુ વિ.માં કુદરતી તાસીર હોય છે. જ્યારે એ સંબંધો નાજાઈઝ ઠર્યા તો પછી તેની બુન્યાદ પર બનાવવામાં આવેલું તાવીઝ કેમ કરી લઈ શકાય ?

(૨) હદીષ, તફસીર અને ફિકહની કિતાબોમાં મુવકકલ બાબત કોઈ ઉલ્લેખ મળતો નથી. આમિલો પોતાની પરીભાષામાં 'મુવકકલ' શબ્દ કોના માટે વાપરે છે ? તેની વિગતવાર ચર્ચા કોઈ કિતાબમાં જોવા–વાંચવામાં આવી નથી, કોઈ જાણકાર–માહિર આમિલથી મુલાકાત પણ નથી કે તેનાથી કોઈ સનદી–જાણકારી મેળવી શકાય. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

# (૫) પાકી-નાપાકી

## ૧. પડવાળા ખિઝાબની ખાત્રીની રીત.

**સવાલ :-** જે બજારમાંનો તૈયાર કંપનીનો બનાવેલો ખિઝાબ આવે છે તે અકસર લોકો લગાવે છે તો તેની ખાત્રી કેવી રીતે થઈ શકે. પાણી વાળ ઉપર પહોચે છે કે નહિં? શું વાળના ઉપર નાખુનથી હાથ ફેરવવામાં આવે અને પતરી કે પડ કે તે વસ્તુનો અંશ હાથમાં આવે તો સમજવું કે પડ ચડેલ છે? સહી ખાત્રી શું?

**જવાબ :-** સહીહ ખાત્રીની રીત એજ છે, અને પોતે સમજ ન પડતી હોય તો અનુભવીઓથી ખાત્રી કરાવી લેવી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મળ લાગેલી કિતાબોને પાક કરવાનો તરીકો.

**સવાલ :-** અમારા કવાર્ટર માં બે રૂમ એક કીચન એક જાજરૂ છે. છેલ્લા કેટલાક વર્ષોથી જાજરૂ પાઈપ લાઈન બ્લોક થઈ ગયેલ હોવાથી જાજરૂનો મુરઘો (ટબ) વારંવાર ભરાઈ જાય છે. જેથી એક વખત એવું થયું કે મારા કવાર્ટર નું રૂમ પલીદા થી ભરાઈ ગયુ રૂમમાં એક પેટી કિતાબોથી ભરેલ હતી. પેટી પતરાની હોય પેટીનું તળીયું સળીને ફુટી ગયેલ તેથી ગંદુ પાણી પલીદો પેટીમાં પ્રવેશી ગયેલ, લગભગ ઘણી ખરી કિતાબો પલીદાથી તરબોળ થઈ ગયેલ હતી. દિલથી ઈન્નાલિલ્લાહ નિકળ્યું, થોડીક કિતાબો એવી હાલતમાં પણ છે કે જેનું પુઠું જ પલીદાથી નાપાક થયેલ છે. મેં તરતજ મસ્જીદમાં જઈ બે રકઅત નમાઝે તોબા પઢી. આ કિતાબોને પાને પાને પલીદો લાગી ગયો છે. તડકામાં સુકવી દીધેલ છે. પણ ખુશ્ક નાપાકી કઈ રીતે દુર કરવી?

**જવાબ :-** જે વાત તમારા ઈખ્તેયારની બહાર બની તેમાં તમે ગુનેગાર

નથી તે છતાં તવબહ-ઈસ્તેગફાર કરી લેવું બેહતર છે. હવે કિતાબો ઉપર જે મળ લાગેલું છે તેને દુર કરી કિતાબો પાક કરવી જરૂરી છે. તે માટે આપ દરેક કિતાબને એક નાના ટેબલ ઉપર મુકી પાઈપ વડે તેના ઉપર પાણીની ધાર લગાવો. અને એ ધાર વડેજ તેના ઉપરનું મળ દુર કરો, મળ દુર થઈ ગયા પછી તે કિતાબ ને પાણીમાં બોળી કાઢી લ્યો આમ ત્રણ વાર કરો (આ રીત ત્યારે છે જયારે અંદર સુધી પાને-પાને નાપાકી ની અસર પહોંચી ચુકી હોય, જો એમ ન હોય તો જેટલાં પાના બચી ગયાં છે કિંવા તેને અસર પહોંચી નથી તેને અલગ કરી બાકી પાનાઓને ઉપર મુજબ પાક કરો) ત્યાર પછી તેને સુકવી લ્યો. હવે જો વાંચવા અને ફાયદો ઉઠાવવા લાયક રહી હોય તો ઠીક, નહિં તો એને પાક કપડામાં લપેટી ખાડો ખોદી જેવી રીતે મુસ્લીમ મય્યિતને દફન કરે છે એવી રીતે દફન કરી દયો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. વુઝુ અને સંડાસના પાણીની એક જ પાઈપ લાઈન.**

**સવાલ :-** હમારે મસ્જીદની ટાંકીમાંથી જતી પાઈપ લાઈનનું પાણી વુઝુ અને સંડાસમાં એક જ લાઈનથી જાય છે. તો એ જાઈઝ છે કે ના જાઈઝ છે ?

**જવાબ :-** એમાં કાંઈ વાંધો નથી. આખર ઈસ્તેન્જા માટે પણ તો પાક પાણી જ આવશ્યક છે જેવી રીતે વુઝુ માટે આવશ્યક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૬) નમાઝના વખતો

**૧. ફરાઈઝ-નવાફિલ નમાઝો અને સેહરી-ઈફ્તારીના સમયો.**

**સવાલ :-(૧)** પાંચેવ નમાઝોનો શરૂ સમય કયારથી શરૂ થાય અને આખરી સમય કયાં સુધી રહે છે ?

દાખલા તરીકે......

સુબ્હ સાદિક ૫–૫૭ અને તુલુએ આફતાબ ૭–૧૬ છે. તો ફજરની નમાઝનો સમય કયારથી શરૂ થાય અને કયારે ખત્મ થાય ? અને મકરૂહ કયારે થાય ?

| | | |
|---|---|---|
| સુબ્હ સાદિક ૫–૫૭ | તુલુએ આફતાબ ૭–૧૬ છે. | તો ફજરની નમાઝનો સમય કયારથી શરૂ થાય અને કયારે ખત્મ થાય ? અને મકરૂહ કયારે થાય ? |
| ઝવાલે આફતાબ ૧૨–૪૧ | અસરનો શરૂ સમય ૪–૩૦ | તો ઝોહરની નમાઝનો સમય કયારથી શરૂ થાય અને કયારે ખત્મ થાય ? અને મકરૂહ કયારે થાય ? |
| અસરનો શરૂ સમય ૪–૩૦ | ગુરુબે આફતાબ ૬–૦૬ | તો અસરની નમાઝનો સમય કયારથી શરૂ થાય અને કયારે ખત્મ થાય? અને મકરૂહ કયારે થાય? |
| ગુરુબે આફતાબ ૬–૦૬ | ઈશાનો શરૂ સમય ૭–૨૫ | તો મગરીબની નમાઝનો સમય કયારથી શરૂ થાય અને કયારે ખત્મ થાય ? અને મકરૂહ કયારે થાય. |
| ઈશાનો શરૂ સમય ૭–૨૫ | સુબ્હ સાદિક ૫–૫૭ | તો ઈશાની નમાઝનો સમય કયારથી શરૂ થાય અને કયારે ખત્મ થાય? |

(૨) કોઈપણ ફર્ઝ નમાઝનો આખરી સમય બે–ત્રણ મીનીટ બાકી હોય અને નમાઝ પઢે તો તે નમાઝ થશે કે નહી?

(૩) સહેરીનો સમય સુબ્હ સાદિકથી કેટલી મીનીટ પહેલાં ખત્મ થાય છે.?

(૪) રોઝો ઈફતારનુ એલાન ગુરુબ પછી કેટલી મીનીટે કરવું જોઈએ ?

(૫) ગુરુબ પર રોઝો ખોલવો કેવું છે ?

(૬) તહજજુદનો અફઝલ સમય કયારથી શરૂ થાય અને કયાં સુધી બાકી રહે ?

(૭) ઈશ્રાકનો શરૂ સમય કયારથી શરૂ થાય અને કયાં સુધી બાકી રહે ?

(૮) ચાશ્તનો સમય કયારથી શરૂ થાય? અને કયાં સુધી બાકી રહે ?

(૯) ઝવાલનો ટાઈમ કયારથી શરૂ થાય? અને કેટલી મીનીટ સુધી રહે છે?

(૧૦) અવ્વાબીનનો સમય કયારથી શરૂ થાય ? અને કયાં સુધી બાકી રહે ?

મને ઉમ્મીદ છે કે આપ ઈન્શાઅલ્લાહ આ સવાલના જવાબ જરૂરથી આપશો. અલ્લાહ તઆલા આપને જઝાએ ખૈર અતા ફરમાવે અને ઉમરમાં બરકત અતા ફરમાવે.

જવાબ :- (૧) ખરેખર વાસ્તવમાં તો નમાઝના સમયો આકાશી નિશાનીઓ વડે નક્કી કરવામાં આવ્યા છે. જેમકે કુર્આને કરીમ, હદીસ શરીફ અને ફિકહની કિતાબો થી જણાય છે. (ફતાવા મહમુદિય્યહ કરાચી ૫/૩૫૯,૩૬૦) તે મુજબ પાંચેવ નમાઝોના સમયો લખવામાં આવે છે... ફજરનો સમય સુબ્હે સાદિકથી શરૂ થઈ સૂર્યોદયથી થોડોક પહેલાં સુધી રહે છે. જયારે સૂર્યનો કિનારો નિકળી આવે ફજરનો સમય ખતમ થઈ ગયો, આ પુરો સમય કામિલ ( કિંવા એમા કોઈ સમય મકરૂહ નથી) છે. ઝોહરનો સમય ઝવાલે આફતાબથી શરૂ થઈ મિસ્લૈન સુધી રહે છે. અર્થાત મધ્યાહન સમયે જે સાયો હોય છે તે સિવાય દરેક વસ્તુનો સાયો તે વસ્તુથી ડબલ થઈ જાય. આ પુરો સમય પણ કામિલ છે. ત્યાર પછી અસરનો સમય શરૂ થાય છે અને ગુરૂબ (સૂર્યાસ્ત) સુધી બાકી રહે છે. પરંતુ સૂર્યના પીળા પડવા પહેલાં વકત મુસ્તહબ છે અને ત્યાર પછી મકરૂહ થઈ જાય છે. ગુરૂબ થતાં સુધી, ગુરૂબ થતાં જ મગરીબનો સમય શરૂ થઈ જાય છે તારાઓના ખૂબ ફેલવા પહેલાં પહેલા જાઈઝ વખત રહે છે જયારે તારાઓ ખૂબ ફેલાય જાય તો વખત મકરૂહ થઈ જાય છે. અને શફકે અબયઝ ના ડુબવા પર મગ્રિબનો

સમય ખતમ થઈ જાય છે. અને ઈશાનો સમય શરૂ થઈ જાય છે. જે સુબ્હે સાદિક પહેલાં સુધી રહે છે. સુબ્હે સાદિક થવા પર ઈશાનો સમય પુરો થઈ જાય છે. એમાંથી ૧/૩ રાત સુધી વખત મુસ્તહબ રહે છે. અને અડધી રાત સુધી જાઈઝ અને ત્યાર પછી મકરૂહ થઈ જાય છે. (ફતાવા મહમૂદિય્યહ કરાચી ૫/૩૨૦ થી ૩૨૩)

**નોટ :-(૧)** સુબ્હે સાદિક તે સફેદીને કહેવામાં આવે છે જે પૂર્વ દિશા તરફ જયાંથી સૂર્ય નિકળવાનો છે, સૂર્યોદય પહેલા લગભગ સવા—દોઢ કલાક પહેલાં આકાશના કિનારા પર પહોળાઈમા અર્થાત ઉત્તર—દક્ષિણમાં દેખાય છે. અને ઘણી ઝડપથી ડાબે—જમણે ફેલાતી જાય છે ત્યાં સુધી કે પુરા આકાશ પર ફેલાય જાય છે અને જમીન ઉપર અજવાળું થઈ જાય છે. (ઉમ્દતુલ ફિકહ ૨/૧૫)

**નોટ :- (૨)** ઝવાલ તેમજ સાયએ અસ્લી ઓળખવાની રીત એ છે કે એક સીધી લાકડી સપાટ જમીનમાં ઉભી ચોઢી દેવામાં આવે તો જયાં સુધી સાયો ઓછો થતો રહે ત્યાં સુધી સૂર્ય બુલંદી પર છે. થોડી—થોડી વારે દા.ત. પાંચ—પાંચ મિનિટ પછી નિશાન લગાવતા રહે, જયારે સાયો ઓછો થવાનો બંધ થઈ જાય અને હજુ વધવાનુ શરૂ નથાય તો આ મધ્યાહનનો સમય છે ત્યારે તે સાયાના છેડા ઉપર નિશાની લગાવીદે, આ નિશાની થી લઈ ચોઢેલી લાકડીની જડ સુધી જે સાયો રહે તે સાયએ અસ્લી છે. અને જયારે સાયો વધવાનુ શરૂ થાય તો જણાયું કે સૂરજ ઢળી ગયો (કિંવા ઝવાલ થઈ ગયો) પછી જયારે સાયો વધવા લાગે અને વધતા—વધતા અસલી સાયાને છોડી તે લાકડીની લંબાઈના બરાબર થઈ જાય તો એક મિસ્લ થઈ ગયો અને જયારે લાકડીની લંબાઈના ડબલ થઈ જાય તો મિસલયન થઈ ગયો. દા.ત. લાકડીની લંબાઈ એક હાથ છે અને મધ્યાહન સમયે તેનો સાયો ચાર આંગળ બાકી રહી ગયો હતો તો આ ચાર આંગળી સાયએ અસ્લી છે અને જયારે સાયાની લંબાઈ એક હાથ અને ચાર આંગળ થઈ જાય તો આ એક મિસ્લ છે અને જયારે બે હાથ અને ચાર આંગળ થઈ જાય તો મિસ્લય્ન છે અસ્લી સાયો ઋતુ અને જગ્યાના હિસાબે ઓછો વધતો થતો રહે છે.

(ઉમ્દતુલ ફિકહ ૨/૧૬)

**નોટ** :-(૩) શફકે અબયઝ તે સફેદી છે જે સૂર્યાસ્ત પછી આકાશના કિનારા ઉપર દેખાતી લાલાટ ના પછી પહોળાઈમાં ઉત્તર-દક્ષિણ ફેલાયેલી હોય છે. (ઉમ્દતુલ ફિકહ ૨/૧૬)

ઉપરોકત નિશાનીઓ મુજબ તકવીમો અને ટાઈમ-ટેબલો તૈયાર કરવામાં આવે છે. અગર કોઈ માણસ ઉપરોકત નિશાનીઓથી વાકિફ ન હોય અથવા વાદળ તેમજ વરસાદ વિગેરેને લઈ નિશાનીઓ ન દેખાય તો ખગોળશાસ્ત્રના નિષ્ણાંતોએ બનાવેલ તકવીમો ઉપર ના છુટકે વિશ્વાસ કરવો પડે છે. જે તકવીમ અને જે ઘડિયાળ ઉપર સહીહ હોવાનો ગાલિબ ગુમાન હોય અને અનુભવથી તેનું સહીહ હોવું માલૂમ થઈ ચૂકયું હોય તે મુજબ અમલ કરવું જવાબદારી પુરી થવા માટે ઈન્શાઅલ્લાહ કાફી છે. (ફતાવા મહમૂદિય્યહ કરાચી પેજ-૩૬૦, ભાગ-૫)

આપે દા.ત. પાંચેવ નમાઝોના જે સમયો તકવીમ ઉપરથી લઈને સવાલમાં આપ્યા છે તે બાબત સર્વ પ્રથમ એટલું જાણી લીયો કે તકવીમો ખગોળશાસ્ત્રના નિયમો અને સિધ્ધાંતો મુજબ તૈયાર કરવામાં આવે છે. વળી ટાઈમ જોવા માટે વાપરવામા આવતી ઘડિયાળો પણ થોડો ઘણો ફર્ક બતાવતી રહે છે જેથી તે તકવીમો ઉપર અમલ કરવા માટે તકવીમ બનાવનારા નિષ્ણાંતોએ જે સૂચનો લખ્યા હોય તે મુજબ તે તકવીમો થી ફાયદો ઉઠાવવામાં આવે. બનાવવામાં આવેલી તકવીમોમાં નમાઝોના શરૂ અને આખિરના સમયો તો જણાવવામાં આવ્યા હોય છે પરંતુ જે નમાઝોના સમયોમાં મકરૂહ સમય પણ છે તેની ચોખવટ કરવામા આવી હોતી નથી. અને તે શકય પણ નથી. તેની જાણકારી માટે તો શરીઅત તરફથી નક્કી કરવામાં આવેલી આકાશી નિશાનીઓ ઉપર જ આધાર રાખવો પડશે.

આગળ શુરૂ જવાબમાં જણાવ્યા મુજબ ફજર તેમજ ઝોહર બન્નેવ નમાઝોના પુરા સમયો કામિલ છે કિંવા એમાં મકરૂહ સમય કોઈ નથી જયારે અસર મગ્રિબ અને ઈશા એ ત્રણ નમાઝોના સમયોમાં મકરૂહ સમયનો પણ સમાવેશ થાય છે જેની નિશાનીઓ તે નમાઝોના સમયોમાં બતાવી

આપવામાં આવી છે અને તે મકરૂહ સમયને ઘડિયાળ વડે નક્કી કરવું (જેમ કે ઉપર જણાવવામાં આવ્યું) શકય નથી.

(૨) પહેલા જવાબમાં જણાવ્યા મુજબ શરઈરૂએ નમાઝના સમયોનો આધાર કલાક અને મિનિટો ઉપર નથી, બલ્કે આકાશી નિશાનીઓ ઉપર છે. તે નિશાનીઓ ધ્યાનમાં રાખી ચોકસ રૂપે તે મુજબ અમલ કરી શકાય છે અને તકવીમો ઉપર અમલ કરવા માટે તેમાં આપવામાં આવેલા સૂચનો ધ્યાનમાં રાખવામાં આવે.

(૩) સેહરીનો સમય સૂબ્હ સાદિકના તુલુઅ થતાં જ ખતમ થઈ જાય છે અને તે પહેલાં સુધી રહે છે. પરંતુ આ હુકમ વાસ્તવિક સૂબ્હે સાદિક થી સંબંધિત છે. તકવીમો પર અમલ કરવા માટે સૂચનોને ધ્યાનમાં રાખવું.

(૪) અગર કોઈ માણસ પોતાની નરી આંખે સૂર્યને ગુરૂબ થતાં જુએ, તો સૂર્યનો આખરી કિનારો ડુબતા વેંત રોઝો ઈફતાર કરી શકાય છે. અને જો તકવીમ ઉપર અમલ કરવો હોય તો તેમાં આપવામાં આવેલા સૂચનો અને અનુભવને અનુસરવું જોઈએ.

(૫) એનો જવાબ ઉપર આવી ગયો.

(૬)સુન્નત એ છે કે ઈશાની નમાઝ પઢીને સુઈ જાય ત્યાર પછી ઉઠીને તહજ્જુદ પઢે. બેહતર એ છે કે અડધી રાત પછી પઢે. અગર નમાઝી એવું ચાહતો હોય કે ૨/૩ રાત સુએ અને૧/૩ રાત ઈબાદત કરે તો તેના માટે અફઝલ એ છે કે શરૂ અને છેવટના ત્રીજા ભાગમાં સુએ અને વચ્ચેના ત્રીજા ભાગમાં ઈબાદત કરે અને જો અડધી રાત જાગવા ચાહતો હોય તો પાછલી અડધી રાતમાં જાગે અને બેહતર એ છે કે રાતના ૬ હિસ્સા કરી પહેલા ત્રણ હિસ્સાઓમાં સુઈ જાય કિંવા અડધી રાત સુવે પછી ચોથા અને પાંચવા–છટ્ઠા ભાગમાં કિંવા ત્રીજા ભાગની રાત જાગે અને પછી આખરી છટ્ઠા ભાગમાં સુઈ જાઈ કે આ હઝ. દાઉદ (અ.સ.)ની નમાઝ છે જેને અલ્લાહ તઆલા અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પસંદ ફરમાવી. (ઉમ્દતુલ ફિકહ ૨/૩૦૨,૩૦૩)

(૭) સૂર્યોદય પછી સૂર્ય એક ભાલા જેટલો બુલંદ થવાથી ઈશરાકનો

સમય શરૂ થાય છે અને એક પહોર દિવસ ચઢવા સુધી રહે છે (ઉમ્દતુલ ફિકહ ૨/૩૦૧)

(૮) ચાશતનો સમય સૂર્યના એક ભાલા જેટલા બુલંદ થવાથી લઈ મધ્યાહનથી પહેલાં સુધી છે. અને બેહતર સમય એ છે કે ચોથાઈ દિવસ ચઢયા પછી પઢે. (ઉમ્દતુલ ફિકહ ૨/૩૦૧)

**નોટ** :– ઝહવ અને ઝહવાનો અર્થ સૂર્યના ચઢવાનો છે અને તે સમય ની નમાઝને સલાતુઝઝુહા કહેવામાં આવે છે. ઝુહાની બે નમાઝો છે . એકને નમાઝે ઈશરાક કહેવાય છે જે સૂર્ય એક ભાલા જેટલા બુલંદ થવાથી લઈ એક પહોર દિવસ ચઢવા સુધી છે અને બીજી ચાશતની નમાઝ કહેવાય છે, જેનો સમય સૂર્યના એક ભાલા જેટલા બુલંદ થવાથી શરૂ થઈ જાય છે. પરંતુ તેનો અફઝલ સમય બીજો પહોર શરૂ થવાથી લઈ બપોર (મધ્યાહન ના પહેલા) સુધી છે.વધુ ભાગના મુહદ્દીસ અને ફુકહાના મત મુજબ અગર એક ભાલો સૂર્ય બુલંદ થવા પછી પઢવામા આવે તો ઈશ્રાક અને ચાશતની નમાઝ એકજ છે અને જો વધારે દિવસ ચઢયા પછી પઢવામા આવે તો એ માત્ર ચાશતની નમાઝ છે (ઉમ્દતુલ ફિકહ ૨/૩૦૨)

(૯)ઝવાલનો અસલ અર્થ તો ઢળવાનો થાય છે કિંવા સૂર્ય આકાશની ઉપર ચઢતાં—ચઢતાં એકદમ મધ્યાહનમાં આવી ગયા પછી જયારે પશ્ચિમની તરફ ઢળવા લાગે તો તેને અરબી ભાષામાં ઝવાલ કહેવામાં આવે છે. અને ત્યારથીજ ઝોહરનો વખત શરૂ થઈ જાય છે. પરંતુ આપણા ત્યાં આમ બોલચાલમાં મધ્યાહન માટે ઝવાલનો શબ્દ બોલવામા આવે છે જે મકરૂહ સમય છે. જેને હદીસ અને ફિકહની કિતાબોમાં ઈસ્તિવા કહેવામાં આવ્યું છે. ફતાવા મહમૂદિય્યહમાં છે કે નિસ્ફુન્નહાર કિંવા ઈસ્તિવાએ શમ્સના સમયે નમાઝ મકરૂહે તહરીમી છે અને તે સમયની માત્રા એટલી નથી હોતી કે તેમાં નમાઝ અદા કરી શકાય. બલ્કે ઘણીજ થોડી હોય છે. વાપરવામાં આવતી ઘડિયાળોના હિસાબે એક મિનિટ પણ હોતી નથી અને ઋતુ તેમજ જગ્યાનાં હિસાબે તેનો સમય બદલાતો રહે છે, જે જમાનામાં જે સમયે ઈસ્તિવા હોય તેનાથી થોડીક મિનિટ પહેલા અને થોડીક મિનિટ પાછળ નમાઝ ન પઢવું

એહતિયાત રૂપ છે (ફતાવા મહમૂદિય્યહ કરાચી ૫/૩૬૬)

અન્ય એક જગ્યાએ લખ્યું છે કે નિસ્ફુન્નહાર (મધ્યાહ્ન)થી આગળ પાછળ થોડી વાર પણ મકરૂહ નથી પરંતુ ચોક્કસ રૂપે મધ્યાહ્નની સહીહ જાણકારી પણ સરળ નથી. માટે મધ્યાહ્નનો આશરો લગાવવામાં જેટલી ભૂલની શકયતા હોય એટલા આગળ–પાછળના સમયમાં નમાઝ પઢવાથી એહતિયાત કરે. અગર કોઈ જગ્યાએ દસ મિનિટની શકયતા હોયતો દસ મિનિટ. અને પંદર મિનિટની શકયતા હોયતો પંદર–મિનિટ અને પાંચ મિનિટની શકયતા હોય તો પાંચ મિનિટ (ફતાવા મહમૂદિય્યહ કરાચી ૫/૩૮૪).

(૧૦)મગ્રિબ પછી ૬ રકઆત મુસ્તહબ છે. તેને સલાતુલ અવ્વાબીન કહેવાય છે કિંવા તવબહ અને ઈસ્તિગફાર વડે અલ્લાહ તઆલા તરફ વળ નારાઓની નમાઝ, આ નમાઝ પુરી એક સાથે પઢી શકાય છે પરંતુ બબ્બે રકઆત પર સલામ ફેરવવું અફઝલ છે. મોહદ્દીસીન ના મત મુજબ એ નમાઝની ફઝીલત બાબત આવેલી હદીસો ઝઈફ છે, પરંતુ ફઝાઈલે અઅમાલમાં ઝઈફ હદીસ પર અમલ કરી શકાય છે અને સલફે સાલિહીનમાંથી અકસરનો એના ઉપર અમલ રહયો છે. આ ૬ રકઆતો મગ્રિબ પછીની બે–રકઆત સુન્નતે મુઅક્કદહ સિવાય ગણવામાં આવે (ઉમ્દતુલ ફિકહ ૨/૨૯૯ ઉપરથી ટૂંકાવીને) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોટ :– સવાલ નં.૨ :** મકરૂહ વખતના બે પ્રકાર. તથા

**સવાલ નં.૩ :** શમ્સી તકવીમમાં લખેલ ટાઈમો ઉપર અમલ કરવામાં જ સલામતી છે. **માટે જુઓ પાના નં. ૬૨૨**

# (૭) અઝાન

**૧. અઝાન વખતે છુટ્ટી થવાને લઈ છોકરાઓ**

**(વિદ્યાર્થીઓ)નું મસ્જિદથી નીકળવું કેવું છે ?**

**સવાલ** :– હમારે ત્યાં મસ્જિદમાં ઉપરના હિસ્સામાં છોકરાઓનો તેમ છોકરીઓનો સાંજે ૪.૪૫ થી લઈ રાતના ૭.૧૫ સુધી મદ્રસહ ચાલે છે. ઘણા લાંબા સમયથી રાતના ૭.૧૫ મદ્રસહની છુટ્ટી થાય છે અને ઈશાની નમાઝ ૭.૩૦ થતી હતી, હવે ૭.૩૫ની રાખવામાં આવી છે. અને ૧૫ મીનીટ પહેલા (૭.૧૫) ઈશાની અઝાન આપવામાં આવે છે.

ઘણા જ અફસોસના સાથે લખવામાં આવે છે કે જયારે મુઅઝ્ઝીન સાહબ 'હય્ય અલસ્સલાહ, હય્ય અલલ્ફલાહ' કહે તે જ સમયે મસ્જિદમાંથી છોકરાઓ મદ્રસહની છુટ્ટી થવાના લઈને ઈશાની ફર્ઝ નમાઝ અદા કરવા વગર (૮–૧૦ છોકરાઓ વગર) બધા જ ઘરે ચાલ્યા જાય છે. છોકરાઓ ૫ વરસથી લઈ ૧૫ વરસના હોય છે.

આ તરફ મેં કમિટી હઝરાત તેમ ટાઈમ ટેબલ બનાવવવાવાળાઓ તેમ તા'લીમી બોર્ડવાળાઓનું ધ્યાન દોરાવ્યું છતાં કોઈ ધ્યાન આપવામાં નહિં આવ્યું. (બલ્કે ઈશાની નમાઝ ૭.૩૦ થતી હતી, તે સમય વધારી ૭.૩૫ રાખવામાં આવ્યો) અને આમ શા માટે કરવામાં આવ્યું તેની મને જાણ નથી. હાલમાં અસરની નમાઝના બારામાં પણ એ જ હાલ છે. અને અસરની નમાઝ અદા કરવા વગર છોકરાઓ ઘરે ચાલ્યા જાય છે. (ગરમીના મોસમમાં દિવસ લાંબો હોય છે અને શરદીના મોસમમાં દિવસ ટુંકો હોય છે.) જયારે મેં છોકરાઓ ઈશાની નમાઝ અદા કર્યા વગર ઘરે ચાલ્યા જાય છે, તે તરફ ધ્યાન અપાવ્યું તો એવો જવાબ આપવામાં આવ્યો કે છોકરાઓને લેવા માટે આવેલ ઔરતોનો આમનો સામનો નમાઝ અદા કરવા આવતા મુસલ્લી હઝરાત સાથે થાય છે. તે ધ્યાનમાં રાખી આ સમય રાખ્યો છે. બીજા એક ઝિમ્મેદારે એવું પણ કહ્યું હતું કે નમાઝ અદા કરવામાં ૧૦ થી ૧૫ મીનીટ તા'લીમમાં ઓછી થઈ જાય છે.

તો જનાબ હઝરત મુફતી સાહબ! છોકરાઓ, નમાજ જે ફર્ઝ છે, અદા કરવા વગર ઘરે ચાલ્યા જાય છે તેનો જવાબદાર કોણ ? તા'લીમ તો એટલા માટે આપવામાં આવે કે આપણા અંદર અલ્લાહ પાકના અહકામો અદા

કરવાનો શોખ પેદા થાય અને જે તા'લીમ આપે તેના ઉપર અમલ કરતા થાય.

સાથે સાથે મેં એ પણ રસ્તો બતાવ્યો હતો કે અગર ઈશાની નમાઝ મદ્રસહની છુટ્ટી પહેલાં એટલે કે ૭.૧૦ રાખવામાં આવે અને વાલી હઝરાત પર છોકરાઓના ઝરીએ કાગળ લખી જાણ કરી દેવામાં આવે કે ઈશાની નમાઝ અદા કરવા પછી છોકરાઓની છુટ્ટી થશે.

તો છોકરાઓ પણ નમાઝ અદા કરી તેમજ લેવા માટે આવેલ વાલિદ હઝરાત પણ સાથે સાથે નમાઝ અદા કરવામાં અને મુદર્રીસ હઝરાતને પણ સહુલતો થશે. વરના અકસર વાલિદ હઝરાત કારમાં છોકરાઓને લઈને ચાલ્યા જાય છે અને છોકરાઓ પણ ઈશાની નમાઝની ૨૦ મીનીટની વાર નથી જોતા અને ઘરે ચાલ્યા જાય છે. આ બધી વસ્તુ મેં ઝિમ્મેદાર હઝરાતને બતાવી છે, પણ ધ્યાનમાં વાત નથી આવતી.

**જવાબ** :– જ્યારે કોઈ મસ્જિદમાં અઝાન કહેવામાં આવી હોય ત્યારે એવા માણસ માટે જે મસ્જિદમાં મવજૂદ હોય અને તેણે તે સમયની નમાઝ (જેના માટે અઝાન આપવામાં આવી છે) હજુ સુધી પઢી નથી, જમાઅત સાથે નમાઝ પઢયા વગર તે મસ્જિદથી બહાર નીકળવું મકરૂહે તહરીમી છે. ચાહે તે પહેલે થી મસ્જિદમાં મવજૂદ હોય અને પાછળથી અઝાન થઈ હોય અથવા અઝાન થયા પછી (જમાઅત પહેલાં) મસ્જિદમાં આવ્યો હોય. [ઉમ્દતુલ્ફિકહ–૨/૩૩૯]

પૂછેલ સૂરતમાં આપના લખવા મુજબ મોઅઝ્ઝિન સાહબ જયારે અઝાન દઈ રહયા હોય છે, તે જ સમયે મદ્રસહની છુટ્ટી થવાને લઈ છોકરાઓ જે મસ્જિદમાં જ મદ્રસા હોવાને લઈ પઢી રહ્યા હતા, તેઓ નમાઝ અદા કરયા વગર ઘરે ચાલ્યા જાય છે, આ કૃત્ય ખરેખર વખોડવા પાત્ર અને રોકવા પાત્ર છે, ઉપર મસ્અલહમાં જણાવ્યા મુજબ ફુકહાના મત મુજબ આ રીતે કરવું મકરૂહે તહરીમી છે. જે લગભગ હરામના નજીક શુમાર કરવામાં આવે છે. આવું હરામ કૃત્ય રોજ થઈ રહ્યું હોય અને વડીલો (દીની અને દુન્યવી લાઈનના) એને જોઈ રહ્યા હોય છતાં તેને રોકવાનો પ્રબંધ ન કરે, બલ્કે આ તરફ તેઓનું

ધ્યાન દોરવા છતાં આ ખોટી રીત ચાલુ રાખે, એ ખરેખર અફસોસજનક છે. આપે આ ખોટું કૃત્ય રોકવા માટે જે રીત બતાવી છે, તે ખરેખર મુનાસિબ છે. ઝિમ્મેદારોને જાઈએ કે તેને અપનાવી રોજ આચરવામાં આવતા આ ગુનાહનો દરવાજો બંધ કરે. કમિટી સભ્યોએ જે ઉઝર બતાવ્યો છે, તે શરઈ રૂએ એટલો પ્રબળ નથી કે તેના લઈ આ ગુનાહનું કૃત્ય આચરવાની ઈજાઝત આપવામાં આવે. આપે સુચવેલી રીતમાં તે ઉઝર પણ બાકી રહેતો નથી. આ તકે એટલું યાદ રહે કે મદ્રસહમાં પઢનારા તે છોકરાઓ જેઓ બાલિગ છે, તેઓ તે શરીઅતના આ હુકમ હેઠળ આવતા હોવાને લઈ એ ઉપર અમલ કરવાના પાબંદ છે જ અને જેઓ બાલિગ નથી, પરંતુ તેઓની વય સાત વરસ અથવા તેથી ઉપરની છે, તેઓ પણ શરીઅતના આદેશને લઈ આમાં શામેલ કરવામાં આવશે, અલ્બત્ત જેઓની વય ૭ વરસથી ઓછી છે, તેઓને જવા દેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મુઅઝિઝન લાયકાત ધરાવતો ન હોય તો જવાબદાર કોણ ?

**સવાલ :–** મુઅઝિઝન સા. ની ઝબાનમાં લુકનત હોય અથવા લોકોના કહેવા છતાં અઝાન સહીહ ન દેતા હોય તે મુઅઝિઝનનું અઝાન દેવું જાઈઝ છે કે નહિ. સહીહ અઝાનનો શું હુકમ છે ?

**જવાબ :–** અઝાન શરીઅતે બતાવેલ સહીહ રીત મુજબ આપવી જરૂરી છે. જેથી અઝાન આપવા માટે જે વ્યકિતની નિમણુંક કરવામાં આવે તે અગર અઝાન સહીહ રીતે આપવાની લાયકાત ધરાવતી નથી તો તેને આ ખિદમત માટે મુકર્રર કરવું દુરૂસ્ત નથી. વહીવટ કરનારા ગુનેહગાર અને જવાબદાર છે. કેટલીક ભૂલો અઝાનમાં એવી પણ શકય છે જેનાથી અઝાન દુરૂસ્ત થતી નથી, જેથી કોઈ જાણકાર તજવીદની માહિર અને મસાઈલથી સારી રીતે વાકિફ વ્યકિત સામે મુઅઝિઝન સા. થી અઝાન કહેવડાવી ચોકસાઈ કરી લેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૮) નમાઝ

**૧. કઝા નમાઝમાં તરતીબ અને ઉમરી કઝા નમાઝના મસાઈલ.**

**સવાલ (૧) :–** 'કઝા નમાઝ' અને 'ઉમરી કઝા નમાઝ' નમાઝોમાં શું ફરક છે? આ બન્ને નમાઝો પઢવા માટેની નિયત શું કરવાની રહે? બન્ને નમાઝો પઢવાની રીત (પધ્ધતી) તરીકો વિગતવાર સમજાવશો.

**સવાલ (૨) :–** ચાલુ દિવસોમાં એક સમયની કઝા નમાઝ, બીજા સમયની નમાઝ પઢતાં પહેલાં કઝા નમાઝ પઢી લેવી જરૂરી છે ? શું અસરની કઝા નમાઝ મગરીબની નમાઝ પઢતાં પહેલાં પઢી લેવી જરૂરી છે ? જો મગરીબની નમાઝ પઢયા પછી અસરની કઝા નમાઝ પઢી શકાય કે કેમ ?

**જવાબ (૧)-(૨) :–** શરીઅતે જે નમાઝો ફર્ઝ અને વાજીબ રૂપે માણસ ઉપર જરૂરી ઠેરવી છે તેની અદાયગી તે નમાઝો માટે શરીઅત તરફથી નકકી કરવામાં આવેલ ટાઈમમાં જરૂરી છે અને તે નમાઝોને એ મુજબ તેના માટે નકકી કરેલ ટાઈમમાં પઢવાને શરીઅતની પરિભાષામાં 'અદા નમાઝ' કહેવામાં આવે છે. વળી અદા નમાઝ પઢતી વેળા અન્ય ઘણી બાબતોને પણ અમલી રૂપે ધ્યાનમાં લેવામાં આવે છે. દા.ત. તે નમાઝ મસ્જિદમાં જમાઅત સાથે અદા કરવી અને તે ફર્ઝની અદાયગી સારી રીતે થાય તે માટે તેના પહેલા અને તેના પછી સુન્નત તેમજ નફલરૂપે કેટલીક રકઅતો પણ પઢવાની રહે છે, પરંતુ અગર કોઈક વ્યકિત નમાઝ માટે નકકી કરવામાં આવેલ સમયમાં તે નમાઝ પઢી ન શકયો ત્યાં સુધી કે તે ટાઈમ પસાર થઈ ગયો તો પણ તે પોતાની જવાબદારીમાંથી મુકત થયો નથી. બલ્કે તેના ઉપર જરૂરી છે કે ટાઈમ પસાર થઈ ગયો હોવા છતાં હવે બીજા ટાઈમમાં તે નમાઝ પઢી પોતાને એ જવાબદારીથી મુકત કરે તેની પણ રીત શરીઅત તરફથી બતાવવામાં આવી છે, તેમાં તે નમાઝની આગળ પાછળ

સુન્નત તેમજ નફલરૂપે પઢવામાં આવતી રકઅતો ન પઢતાં માત્ર ફર્ઝ અથવા વાજિબરૂપે જેટલી નમાઝ પઢવાની હતી, તેટલી જ પઢવાની રહે છે, અલબત્ત નિય્યતરૂપે એટલું ધ્યાનમાં રાખવું પડશે કે હું મારા ઉપર ફલાણાં દિવસની ફલાણાં ટાઈમની ફર્ઝ નમાઝ પઢી નથી શકયો તેને પઢી રહયો છું અને આ રીતે તે માણસ પોતાને પોતાની જવાબદારીથી મુકત કરી શકે છે. આ રીતે પઢવામાં આવેલી નમાઝને શરીઅતની પરિભાષામાં 'કઝા નમાઝ' કહેવામાં આવે છે.

ઘણાં લોકો એવા હોય છે જેઓ બાલિગ(પુખ્તવય) થતાં જ બલ્કે તે પહેલાથી જ નમાઝ પઢતા ચાલ્યા આવે છે. અલબત્ત કોઈકવાર ગફલતના લઈ તેઓની કોઈક નમાઝ વખતમાં પઢવાથી રહી જાય છે તેવા લોકો માટે શરઈ હુકમ એ છે કે બીજા સમયની જે નમાઝ તેમના ઉપર પઢવી જરૂરી થઈ ચુકી છે. તેને પઢતાં (અદા કરતા) પહેલા આગલા વખતની છુટેલી નમાઝને પઢી લે, તે વગર તેઓની આ ચાલુ ટાઈમની અદા નમાઝ દુરૂસ્ત ઠરશે નહીં. અલબત્ત અગર આગલા વખતની છુટેલી નમાઝ એવી રીતે ભુલી ગયો કે ચાલુ વખતની નમાઝ અદા કરતી વેળા આગલા વખતની નમાઝ બિલકુલ ધ્યાન બાહર જતી રહી, તો ચાલુ વખતની નમાઝ દુરૂસ્ત ઠરશે અથવા ચાલુ વખતની નમાઝનો સમય એટલો ઓછો રહી ગયો કે અગર આગલા વખતની નમાઝ કઝા કરી ચાલુ વખતની નમાઝ પઢવા જશે તો ચાલુ વખતની નમાઝ અદા રૂપે પઢી શકાશે નહીં, તો એ સુરતમાં પણ તેને જોઈએ કે ચાલુ વખતની નમાઝ પહેલાં પઢી લે ત્યાર પછી છુટેલી નમાઝ કઝા કરે, આ પધ્ધતીને શરીઅતની પરિભાષામાં 'તરતીબ' કહેવામાં આવે છે.

જયારે કેટલાક લોકો એવા હોય છે જેઓને બાલિગ થતાં જ અથવા બાલિગ થવા પહેલાથી જ નમાઝ પઢવાની આદત હોતી નથી, જેના લઈ તેમની ઘણી બધી નમાઝ છુટી ગયેલી હોય છે. દા.ત. એક વ્યકિતને ૨૫ વરસની ઉમરે હિદાયત થઈ અને ભાન થયું કે મારે નમાઝ પઢવી જોઈએ અને તેણે નમાઝ પઢવાનું શરૂ કરી દીધું. હવે બાલિગ થયા પછીના આગલા

દસ અથવા તેથી વધુ વરસોની નમાઝ જે તેની છુટી ગઈ છે તે પણ તેણે કઝા રૂપે પઢવી જરૂરી છે. જેના માટે સમય ફાળવી પોતાની જવાબદારીમાંથી મુકત થાય. જેને પઢવા માટે એ રીત અપનાવે કે મારા ઉપર ફજરની જે ઘણી બધી નમાઝો બાકી છે તેમાંથી પહેલી ફજરની નમાઝ હું કઝા રૂપે પઢું છું એવી નિય્યત કરે અને એ રીતે પાછળની બાકી રહેલી બધી ફજરની નમાઝ કઝા રૂપે પઢે. એજ પ્રમાણે અન્ય ટાઈમોની નમાઝો જેમકે ઝોહર, અસર, મગરિબ, ઈશા, વિત્ર માટે પણ એ રીત અપનાવે. આ બધી પાછળની નમાઝોની કઝા રૂપે અદાયગીને શરીઅતની પરિભાષામાં 'ઉમરી કઝા' નમાઝ કહેવામાં આવે છે.

આપે પુછેલં પ્રશ્ન નં. (૧)અને (૨) નો જવાબ ઉપરોકત લખાણમાં આવી જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. આંખો બંધ કરી નમાઝ પઢવી.

**સવાલ** :- આંખો બંધ રાખી નમાઝો પઢવામાં કંઈ હરકત આવે કે કેમ?

**જવાબ** :- નમાઝમાં આંખો બંધ કરવું મકરૂહે તન્ઝીહી છે. પરંતુ અગર આંખો ખૂલ્લી રાખવાને લઈ એવી વસ્તુઓને જોવાથી જે દિલના ધ્યાનને હટાવી રહી છે નમાઝના ખુશૂઅમાં ફર્ક આવતો હોય અને આંખો બંધ કરવાથી ખુશૂઅ પ્રાપ્ત થતો હોય અને દિલ ખૂબ લાગતું હોય તો મકરૂહ નથી, બલ્કે બેહતર છે, (પરંતુ પૂરી નમાઝ આંખો બંધ કરીને ન પઢે બલ્કે જરૂરત મુજબ બંધ કરતો રહે, નહિં તો ખુલ્લી રાખે અને નજરને મુસ્તહબ રીત મુજબ રાખે.) [ઉમ્દતુલ ફિકહ ૨/૨૬૯] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. તહજ્જુદની ફઝીલત અને શરઈ હૈસીયત.

**સવાલ** :- 'તહજ્જુદ'ની નમાઝ 'નફલ નમાઝ' છે કે 'સુન્નત નમાઝ' છે ? ફજરની નમાઝ પહેલા પહેલા પઢી શકાય ?

**જવાબ** :- તહજ્જુદની નમાઝની ફજીલતો હદીષમાં ઘણીજ આવી

છે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફર્માવ્યું કે 'ફર્ઝ નમાઝો પછી રાતની નમાઝ કિંવા તહજ્જુદનો મરતબો છે,' સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમથી લઈ આજ સુધી ઉમ્મતના તમામ સાલિહીનનો મા'મુલ રહયો છે બલ્કે આગળી ઉમ્મતવાળાઓ પણ આ નમાઝ પઢતાં હતા અને હઝરાતે સુફિયાએ કિરામ ફરમાવે છેં કે કોઈ માણસ તહજ્જુદની નમાઝ પઢયા વગર વલીનો દરજ્જે પહોંચી નથી શકતો, એ બાબત મતભેદ છે કે તહજ્જુદની નમાઝ મુસ્તહબ છે યા સુન્નત છે ? વધુ સહીહ અને માનવા પાત્ર વાત એ છે કે આ નમાઝ સુન્નત છે. [ઉમ્તદુલ ફિકહ ૨/૩૦૨]

સુબ્હે સાદિકના તુલૂઅ થવા પહેલા સુધી તહજ્જુદ પઢી શકાય છે. અને સુબ્હે સાદિક થઈ ચુકયા પછી તહજ્જુદ પઢી શકાય નહીં,જેથી અગર કોઈ માણસ ફજર પહેલા એ રીતે તહજ્જુદ પઢે કે તેની પુરી નમાઝ સુબ્હે સાદિક પહેલા અદા થઈ જાય તો દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. સુબ્હે સાદિક પછી ફજરની નમાઝ પઢવી.

**સવાલ :–** 'ફજરની નમાઝ' 'સુબ્હ સાદિક'ના વખત થયા પછી 'પાંચ મિનિટ' બાદ નમાઝ પઢી લેવામાં કંઈ હરકત છે કે કેમ ? તે જાઈઝ છે ?

**જવાબ :–** સુબ્હે સાદિક તુલૂઅ થઈ ગયા પછી તુરતજ ફજરની નમાઝ પઢી શકાય છે. અને એ રીતે પઢવાથી નમાઝ અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. જમાઅતકે વકત મુસલ્લી કબ ખળે હો ? ઈમામ આનેમેં તાખીર કરે તો કયા હુકમ હે?

**સવાલ :–** (૧) હુઝુર (સ.અ.વ.)નમાઝ પળહાતે થે ઉસ વકત જમાઅત કે વકત આપકા આનેકા તરીકા કીસ તરહ થા યાને આપ આગે મુસલ્લેપે બેઠે હોતે થે યા ફીર પીછેસે આતે થે. હુઝુર (સ.અ.વ.) કે આને સે પેહલે સહાબા ખડે હોજાતે થે યા ફીર આપકે આનેકે બાદ ખડે હોતે થે.

(૨) હમારી મસ્જીદમેં ઈમામ સાહબ અકસર પીછે બેઠતે હંય જમાઅત

કા વકત હોને પર તુરન્ત ખડે ભી નહી હોતે હંય ઔર મુસલ્લી પીછે પલટકર દેખતા હય તો ઉસે બોલતે હંય કી પીછે નહી દેખનેકા આગે કીબલેકી તરફ દેખો ઔર જો ઈમામ સે પેહેલે ખડા હોજાતા હંય ઉસેભી બોલતે હૈ કી ઈમામ સે પેહેલે ખડે હોના ગુનાહ હૈ ઈમામ સાહબ કા ઈસ તરહા કેહના સહી હય ?

(૩) કઈ મરતબા ઈમામ સાહબ જમાઅત કે વકત સે ભી એક દો મીનીટ લેટ આતે હંય બેચારા મોઅઝઝીન જમાઅતખાને મે દેખતા હય નઝર નહી આને પર વઝુખાને મે દેખતા હય તો પતા ચલતા હય કે ઈમામ સાહબ વઝુ કર રહે હંય. એક મરતબા મેને મોઅઝ્ઝિન કો કહા કી તુમ નમાઝ પળહાદો તો ઉસને જવાબ દીયા કે મુજે ઈમામ સાહબ ને કહા કી પેહલે દેખનેકા; ઈસ તરહ તુરન્ત આગે નહી બળનેકા; ઈસ તરહ જમાઅત કે વકતમે લેટ કર સકતે હૈ ?

**જવાબ :-** (૧) હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જૈસે હી હુજરએ શરીફહ સે કદમ બાહર નિકાલતે ફૌરન તકબીર શુરૂ હો જાતી ઔર તમામ નમાઝી ખડે હો જાતે, યહાં તક કે આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મુસલ્લે પર જીસ વકત પહોંચતે તો સબ નમાઝી ખડે હો ચૂકે હોતે. યહ મઅમૂલ નહિ થા કે પેહલે સે મુસલ્લે પર આકર બેઠ જાએં ફિર તકબીર શુરૂ હો ઔર જબ મુકબ્બીર હય્યા અલસ્સલાત પર પહોંચે તો ઉસ વકત ખડે હોં. [ફતાવા મહમૂદિય્યહ કરાચી ૫/૪૭૪]

**નોટ :-** યહ યાદ રહે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કે હૂજરએ શરીફહ કા દરવાઝહ જીસસે આપ નમાઝ પઢાને કે લીયે તશરીફ લાતે થે મસ્જિદમેં ખૂલતા થા ઔર હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કો બાહર તશરીફલાતે હુવે દેખતે હી હઝ. બિલાલ(રદી.) ઈકામત (તકબીર) શુરૂ કર દેતે થે.

(૨) અગર ઈકામત કે વકત ઈમામ નમાઝીયો કી પુશ્ત કી તરફ સે મસલન હૌઝ યા વુઝુખાનહ કી તરફ સે આતા હય તો જીસ સફ તક ઈમામ પહોંચતા જાએ વોહ સફ ખડી હોતી જાએ યહાં તક કે જબ મુસલ્લે પર

પહોંચે તો તમામ સુફુફ ખડી હો ચુકી હો. અગર સામને સે આતા હો મસલન હુજરએ ઈમામ અંદરુને મસ્જિદ હો. વહાં સે આએ તો જબ ઈમામ પર નઝર પડે ફૌરન તમામ નમાજી ખડે હો જાએ.

[ફતાવા મહમૂદિય્યહ કરાચી ૫/૪૭૨,૪૭૩]

જો મુસલ્લી ઈમામ સે પહેલે ખડે હો જાતે હંય, ઉનકો ઐસા નંહિ કરના ચાહિયે, ઈસ લીયે ઈસ તરહ ઉનકો પેહલે ખડે હોને સે ઈમામ સા. કા મના કરના તો દુરૂસ્ત હય. અબ રહી બાત જમાઅત કા વકત હો જાને કે બાવજુદ ઈમામ સા. કા તુરંત ખડા ન હોના. અગર ઉનકી કિસી મઅઝુરી કી વજહ સે હય મસલન કુછ દેર બેઠનેકી વજહસે પાંવ જકડ જાતે હંય ઔર ફૌરી ઉઠના મુશ્કિલ હોતા હય. તબ તો ઉનકી યહ તાખીર દુરૂસ્ત ઔર દરગુઝર કે કાબિલ હય. લેકિન અગર જાનબુજકર વોહ તાખીર કરતે હંય તો ઉન્હેં ઈસ તરહ કસદન તાખીર કરકે મુસલ્લીયોં કો આઝમાઈશ મેં ડાલના નંહિ ચાહિયે. અહસનુલ ફતાવા સે એક જવાબ નકલ કિયા જાતા હય જીસ મેં ઈસ મસ્અલહ સે મુતઅલ્લીક તફસીલ હય.

"હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકે અહદે મુબારક ઔર કુરૂને ઉવલા મેં નીઝ હઝરાતે ફુકહા (રહ.) કે દૌર મે ન દુન્યવી મશાગિલ ઝયાદહ થે ઔર ન ઘડીયાં થી, ઈસ લીયે જમાઅત કા ઉસુલ યહ રહા કે વકત દાખિલ હોને કે બાદ અઝાન હુઈ ઔર ઉસકે બાદ જબ નમાજીયોં કા ઈજીતમાઅ હો ગયા. જમાઅત કાઈમ હુઈ. ઈસ ઝમાનહમેં એક તરફ દુન્યવી મશાગિલ મેં મસ્રૂફિય્યત બદરજએ ઈન્હિમાક ઔર દુસરી જાનિબ દીન મેં ગફલત–વ–બે એઅતેનાઈ કે પેશે નઝર ઘડીયોંકી સહુલત સે ઈસ્તિફાદહ ના ગુજીર હો ગયા. લિહાઝા આજકલ કે હાલાત કે પેશે નઝર ઘડીસે વકત કી તઅયીન ઔર ઈમામ કે લીયે વકતે મુઅય્યન કી પાબંદી ઝરૂરી હય, હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઔર સહાબાએ કિરામ (રદિ.) કે ઝમાનહ મેં લોગોં કે ઈજિતમાઅ કો મલહુઝ રખા જાતાથા અબ ચૂંકે ઘડી કે મુઅય્યન વકત પરહી નમાજી જમા હોતે હંય લિહાઝા યહ અમ્રભી ઈસકો મુકતજી હય કે મુઅય્યન વકત સે તાખીર ન કી જાએ. અલાવહ અઝીં કુરૂને

ઉવલા કે અઈમ્મહ તનખ્વાહ નંહિ લેતેથે ઔર ઈસ ઝમાનહ કા ઈમામ તનખ્વાહદાર મુલાઝિમ હય, ઈસ લીયેભી ઉસ પર મુતઅય્યન વકત કી પાબંદી લાઝિમ હય. અલબત્તહ નમાઝીયોં પર ઉમુરે ઝયલ કા ખયાલ રખના ઝરૂરી હય.

(૧)અગર કભી બ તકાઝએ બશરિય્યત ઈમામ કો ચાર–પાંચ મિનીટ તાખીર હો જાએ તો બે સબરી ઔર ચીખ–વ–પુકાર કે બજાએ સબર–વ–તહમ્મુલ સે કામ લેં ઔર ઈસ તાખીર કો કિસી ઉઝર પર મહમુલ કરકે ઈમામ પર ઝબાન દરાઝી ઔર તઅન સે એહતેરાઝ કરેં.

(૨) અગર ઈમામ હંમેશહ તાખીર સે આનેકા આદી હો તો ઉસે મુલાતફત (નરમી) સે સમજાને કી કોશિશ કી જાએ.

(૩) અગર તફહીમ કે બાવજુદ ઈમામ કી રવીશ નંહિ બદલતી તો મુન્તઝિમહ ઉસે મઅઝુલ કર સકતી હય. મગર ઉસ સુરત મેંભી ઈમામ સે મુતઅલ્લીક બદ ઝબાની ઔર ઉસ કી ગીબત હરગીઝ જાઈઝ નંહિ.

[અહસનુલ ફતાવા ૩/૩૦૧]

સુરતે મસ્ઉલહમેં તો ઈમામ સા. વહાં મવજૂદ હંય. અલબત્તહ મુસલ્લીયોં કોભી ચાહિયે કે મુકર્રરહ વકત પર ઘડી કી સૂઈ પહોંચતેહી ઈમામ કી તરફ મૂડ કર ન દેખેં. એક–આધ મિનિટ કી તાખીર કોઈ ઐસી તાખીર નંહિ કે ઉસકી વજહ સે ઈસ તરહ પીછે મૂડ કર દેખ કર ઈમામ સા. કો ઉલઝન મેં ડાલા જાએ. બહર હાલ ઈમામ સા. ઔર મુસલ્લી દોનોં કો ચાહિયે કે સમજદારી સે કામ લેં ઔર ઈસ મુઆમલહ કો નિઝાઅ ઔર ઈખ્તિલાફ કી બુનિયાદ ન બનાએં વૈસે ભી મુસલમાનોમેં નિઝાઆત ઔર ઈખ્તિલાફાતકી કમી નંહિ.

(૩) ઈસકા જવાબ ઉપર અહસનુલ ફતાવા કી ઈબારત મેં આ ચૂકા હય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. અવાઝમાં પડઘા પડે તેવા લાઉડસ્પીકરનો નમાઝમાં ઉપયોગ.

**સવાલ :-** Eco Sound System (ઈકો સાઉન્ડ સીસ્ટમ) જેનો ઉપયોગ અઝાન–નમાઝ–વઅઝ વિગેરેમાં કરવામાં આવે છે. જેને લઈ અવાઝના પડઘા પડે છે. એવી સીસ્ટમનો ઉપયોગ ઉપરોકત બાબતમાં કરી શકાય કે નહિ ?

**જવાબ :-** કિરાઅત તેમજ રૂકુઅ, સિજદા વિગેરેની તકબીરોમાં અવાજ મધ્યમસરની કાઢવાનો હુકમ છે. હદથી વધારે અવાજ કાઢવું મકરૂહ છે. (દુર્રે મુખ્તાર તહતાવી ૧/૩૨૮)

(قوله بقدر حاجة للاعلام الخ) وان زاد كره (شامي ١-٤٤٣)

و يجهر الامام وجوبا بحسب الجماعة فان زاد عليه أساء.

[درمختار ١/٤٩٧]

લાઉડ સ્પીકરમાં અવાજ જરૂરતથી વધારે પડતી બુલંદ થાય છે. બલ્કે ઈકો સિસ્ટમમાં આપના લખવા મુજબ પડઘા પડે છે. માટે એના વપરાશથી બચવામાં આવે. [ફતાવા રહીમીય્યહ ૧/૯૧ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. તકબીરે ઈન્તેકાલ કયારે શુરૂ કરે ?

**સવાલ :-** ઈમામ સાહબ નમાઝ પઢાવે ત્યારે તકબીરે ઈન્તેકાલીયા રૂકનના શરૂથી ચાલુ કરે યા રૂકનમાં ગયા પછી કરે?

**જવાબ :-** કયામથી રૂકુઅ તરફ જવા માટે કહેવામાં આવતી તકબીર બાબત "ઉમ્દતુલ ફિકહમાં" છે કે કિરાઅતથી ફારિગ થઈને રૂકુઅ કરે એવી રીતે કે ઉભા હોવાની હાલતમાં અલ્લાહુ અકબર શરૂ કરે અને કહેતા–કહેતા ઝુકતો જાય એ રીતે કે તકબીરની શરૂઆત ઝુકવાની શરૂઆત સાથે હોય અને ફરાગત તે વખતે હોય જયારે રૂકુઅ માં ચાલ્યો જાય. [૨/૧૦૮]

આગળ જતાં લખે છે અને સમિઅલ્લાહુલિમન હમિદહ રૂકુઅથી ઉભા થતી વખતે કહેવું કિવા માથું ઉઠાવવાની સાથે જ આ શબ્દો શરૂ કરે અને ઉભા થતાની સાથે જ પુરા કરી દે. (રૂકુઅમાં) ઝુકેલા હોવાની હાલતમાં

અથવા (કવમહ માં) સીધા થઈ ગયા પછી ન કહે અને જયારે સીધો થઈ જાય તો રબ્બના લકલ હમ્દ કહે, એજ સુન્નત છે. કોઈ માણસે રૂકુઅથી ઉઠતી વખતે સમિઅલ્લાહુ લિમન હમિદહ ન કહયું અને સીધો ઉભો થઈ ગયો તો હવે સમીઅલ્લાહુલિમન હમીદહ ન કહે અને એજ હુકમ દરેક તે ઝિકરનો છે જે હાલતે ઈન્તેકાલ કિંવા રૂકન બદલવા માટે હોય કે જયારે તેને તેની જગ્યા ઉપર અદા ન કર્યુ જેમ કે તકબીર જે કયામથી રૂકુઅ તરફ ઝુકતી વેળા અથવા રૂકુઅથી સિજદા તરફ ઝુકતી વેળા અથવા સિજદાથી ઉઠતી વખતે કહે છે. એજ પ્રમાણે સજદહમાં જે તસ્બીહ બાકી રહી જાય તે માથું ઉઠાવ્યા પછી ન કહે બલ્કે જરૂરી છે કે દરેક વસ્તુમાં તેની જગ્યાનો ખ્યાલ કરવામાં આવે. [૨/૧૦૯]

એવું કરવામાં ઘણીવાર ગેર સમજને લઈ મુકતદીઓની નમાઝ ભયમાં આવી જાય છે. દા. ત. કોઈ ઈમામ સમિઅલ્લાહુ લિમન હમિદહ રૂકુઅ થી ઉભા થયા પછી કવમહની હાલતમાં કહેશે અને પાછલી સફમાં નવો આવનાર મુકતદી જે માત્ર ઈમામની અવાજ જ સાંભળી રહયો છે એવું સમજીને કે હજુ ઈમામ સા. રૂકુઅથી ઉઠયા નથી. પોતાની નિય્યત બાંધી રૂકુઅમાં ચાલ્યો ગયો હાંલાકે ઈમામ સા. તે ટાંણે રૂકુઅથી ઉભા થઈ ચુકયા હતા, પરંતુ તેમના સમિઅલ્લાહુ લિમન હમિદહ ન કહેવાને લઈ મુકતદીને આ ગેર સમજ થઈ, જેનું પરિણામ એ આવશે કે મુકતદી એવું સમજી રહયો છે કે મને રકઅત મળી ગઈ. જયારે કે વાસ્તવમાં એવું નથી, માટે નમાઝ પઢાવનાર ઈમામોએ આ બાબત ઘણી જ સાવચેતી રાખવાની જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. બગાસાથી નમાઝ કયારે તુટે છે ?

**સવાલ :–** બગાસુ (જમાઈ) નમાઝમાં આવે અને એનાથી આહ–ઉહ કે વાહ જેવા અવાઝ નીકળે તો શું હુકમ છે ?

**જવાબ :–** બગાસામાં મજબુરીના દરજજામાં હુરૂફ પૈદા થાય તો તેની નમાઝ નહિં તુટે, અગર મજબુરી વગર તબિયત કિંવા પ્રકૃતિના તકાઝાથી વધીને હુરૂફ અદા કરશે દા. ત. બગાસુ ખાનાર હાહ, હાહ બે વખત કહે તો

નમાઝ તુટી જશે. અને જો અવાઝમાં હુરૂફ પૈદા નહિં થયા હોય તો નમાઝ નહિ તુટશે. (ઉમ્દતુલ ફિક્હ ૨/૨૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ઝોહરની સુન્નતો ફર્ઝ પછી પઢવાની આદત બનાવી લેવી કેવું છે ?

**સવાલ** :– ઝોહરની ૪ સુન્નતે મુઅક્કદહ હંમેશા ફર્ઝ બાદ પઢવાની આદત બનાવવાની ગુંજાઈશ છે? આમ કરવાથી કંઈ ખરાબી આવે છે?

**જવાબ** :– હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હંમેશા એ ચાર રકઅતને ફર્ઝ પહેલાં પઢતા હતા. એકાદ વાર રહી જવાની સુરતમાં ફર્ઝ પછી પઢી હતી. વળી એ ચારેવ રકઅતનો શુમાર ઝોહર પહેલાની સુન્નતમાં થાય છે. હવે જે વ્યકિત એને હંમેશ ફર્ઝ પછી પઢવાની આદત બનાવી લીયે, તો એનું આ કૃત્ય શરઈ આદેશોથી કેટલું સુસંગત છે ? તે આપ જ વિચારી લીયો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. જરૂરત વગર નમાઝમાં લાઉડસ્પીકરનો ઉપયોગ.

**સવાલ** :– હમારે ત્યાં મસ્જીદમાં ઈમામની અવાઝ ફર્ઝ નમાઝમાં (લાઉડ સ્પીકર વગર) તકબીર અને કીર્અતની જમાઅતખાના અને જમાઅતખાનાની બહાર જયાં લોકો સુન્નત અને નફલ પઢે છે ત્યાં બલ્કે બંને દરવાજા સુધી ચોખ્ખી સાંભળી શકાય છે. તો આવી હાલતમાં શરીઅત ની દ્રષ્ટીએ ઈમામ માટે કઈ રીત અફઝલ છે? લાઉડ સ્પીકરમાં નમાઝ પઢાવવાની કે લાઉડ સ્પીકર વગર ? હમારે ત્યાં જમાઅતખાનામાં સાત સફ છે એક સફમાં ૨૨–૨૩ માણસો ઉભા રહી શકે છે. જમાઅતખાનાની બહાર બીજી સાત સફ છે.

**જવાબ** :– અગર ઈમામની તકબીરે તહરીમા તેમજ તકબીરાતે ઈન્તેકાલ (એક રૂકનથી બીજા રૂકનમાં જવા માટે કહેવામાં આવતી તકબીરો)ની અવાજ છેલ્લી સફવાળા સુધી પહોંચી જાય છે. તો એ સુરતમાં જેવી રીતે મુકબ્બીર (તકબીર કહેવાવાળા)નું નક્કી કરવું મના અને બિદઅત

છે. એજ રીતે લાઉડ સ્પીકરનો વપરાશ પણ ના જાઈઝ અને બિદઅતે મકરૂહ ઠરશે.

واعلم أن التبليغ عند عدم الحاجة اليه بأن بلغهم صوت الامام مكروه ،

وفي الذخيرة وفي السيرة الحلبية اتفق الأئمة الأربعة على أن التبليغ حينئذ

بدعة منكرة أي مكروهة [شامي ١-٤٤٤] [فتاوى رحيمية ٤-٣٤٢]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૯) દુઆ

## ૧. ફર્ઝ નમાઝ પછી ઝોરથી દુઆ માંગેકે આહીસ્તા માંગે.

**સવાલ :-** (૧)ફરજ નમાજ બાદ છેલ્લા બે-ત્રણ મહિનાથી ઈમામ સાહબ દુઆ ધીમી માંગે છે. (પાછળ મુસલ્લી પણ સાંભળી શકતા નથી) મુસલ્લીઓ નારાજ છે મુબારક મહિનામાં પણ અમુક ગામોમાં દુઆ બાબત બોલાચાલી મસ્જીદમાં થઈ છે. શું અવાજથી દુઆ ફરજ નમાઝમાં માંગવી ગુનોહ છે ?આખી ઝિંદગી ઈમામ સાહબે અવાજથી દુઆ માંગી અને હવે ધીમી દુઆ માંગવીઆ બાબતના લઈ હજુ પણ ટેન્શન મસ્જીદોમાં ચાલુ છે.

(૨) ઘણા ઉલમા/મુફતી સાહબ ફરજ નમાઝ બાદ અવાજથી દુઆ માંગે છે ? તે કેવું છે ? આપ માનવંત બુઝુર્ગ મૌલાના મુફતી સાહબ લખવામાં ગલતી હોય તો માફ કરશો પણ આ હાલ નાજુક મસ્અલો છે જે ઝગડાનું રૂપ દિવસે દિવસે ધારણ કરે એ પહેલા કોઈ નિરાકરણ માટે આપ જેવા નેકદિલ બુઝુર્ગોની દરમ્યાનગીરી આવશ્યક છે.

**જવાબ :-** (૧)(૨) ફર્ઝ નમાઝો પછી ઈમામ અને મુકતદીએ મળીને દુઆ માંગવાની મોટી ફઝીલત છે અને તેનો સુન્નત તેમૂજ અફઝલ તરીકો એ છે કે ઈમામ અને મુકતદી બન્નેવ ધીમે-ધીમે દુઆ માંગે, આ રીત

ઈખ્લાસથી ભરપુર, ખુશુઅ,ખુઝુઅ, આજીજીવાળી તેમજ દિલ પર અસરકારક, કબુલિય્યતથી વધુ નઝદીક અને રિયાકારીથી દુર છે. દુઆમાં અસલ ધીમેથી કરવું છે. કુર્આને પાકમાં અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે :-

ادعوا ربكم تضرعا وخفية إنه لا يحب المعتدين

અર્થાત :- એ બંદાઓ ! પોતાના પરવરદિગારથી કરગરીને અને ધીમે-ધીમે દુઆ કરતા રહો, (અવાઝથી દુઆ કરવું મર્યાદાને ઓળંગવુ છે અને)બેશક અલ્લાહ તઆલા મર્યાદાને ઓળંગનારાઓને પસંદ નથી કરતા.

ઉપરોકત આયતમાં અલ્લાહ તઆલાએ દુઆના બે-અદબો બયાન ફરમાવ્યા છે. (૧) દુઆ આજીજી તેમજ કરગરીને હોવી જોઈએ.(૨) દુઆ ધીમે-ધીમે માંગવી જોઈએ.

હઝ. ઝકરિય્યા (અ.સ.)ની પણ એજ રીત હતી, કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :- اذ نادى ربه نداء خفيا.

અર્થાત :- ઝકરિય્યા (અ.સ.)એ પોતાના પરવરદિગારને ધીમે-ધીમે પુકાર્યા, હદીસ શરીફમાં છે કે બેહતરીન દુઆ ધીમે-ધીમે છે.

તફસીરે કબીરમાં ઈમામે રાઝી (રહ.) ફરમાવે છે ખૂબ સારી રીતે સમજીલીયો કે દુઆનું ધીમે હોવુંજ અમલપાત્રછે અને તેની કેટલીક દલીલો છે.તે પૈકી પહેલી દલીલ ઉપરોકત આયત છે. આ આયત બતલાવે છે કે અલ્લાહ તઆલાએ બંદાઓને ધીમે-ધીમે દુઆ માંગવાનો આદેશ આપ્યો છે. અને આદેશાત્મક વાકય વાજીબ હોવું સાબિત કરે છે. નંહિ તો ઓછામાં ઓછુ મુસ્તહબતો કહેવાશેજ, અને આયતના છેલ્લા વાકયથી સાબિત થાય છે કે દુઆમાં કરગરવા તેમજ ધીમે હોવાની બાબતમાં મર્યાદા ઓળંગનારાઓને અલ્લાહ તઆલા પસંદ નથી કરતા.

તફસીરે બયઝાવીમાં છે કે ધીમે-ધીમે દુઆ માંગવું ઈખ્લાસની દલીલ છે. (અને અલ્લાહ તઆલાને ઈખ્લાસવાળો અમલ ઘણોજ પસંદ છે.)

તફસીરે મહાયિમીયહમાં છે દુઆનું ધીમે હોવું અફઝલ છે.

તફસીરે મઝહરીમાં હઝ. હસને બસરી (રહ.) નું કથન નકલ કરવામાં

આવ્યું છે. કે ધીમી દુઆ અને જોરથી કરવામા આવતી દુઆમાં સિત્તેર દરજજાઓનો ફર્ક છે (અર્થાત ધીમી દુઆ જોરથી માંગવામા આવતી દુઆની તુલનામાં સિત્તેર દરજજા બેહતર છે.)

ચારેવ ઈમામો એ વાત પર એકમત છે કે નમાઝ પછી ધીમે દુઆ માંગવું બેહતર છે.

ફતાવા બઝઝાઝીયહ માં છે કે ઈમામ મુકતદીઓને શિખવાડવા માટે જોરથી દુઆ કરી શકે છે. અને જયારે મુકતદીઓ શીખી જાય ત્યારે મુકતદી અને ઈમામ બન્નેવ ધીમેથી દુઆ કરે. અગર જોરથી દુઆ કરશે તો એ બિદઅત છે. એનાથી માલૂમ પડયું કે હંમેશા જોરથી દુઆ નહીં માંગવી જોઈએ.

સારાંશ કે ઉપરોકત્ત મોહદ્દીસીન, મુફસ્સીરીન તેમજ ફુકહાના કથનોથી સ્પષ્ટરૂપે જણાયું કે ધીમેથી દુઆ માંગવી ઈમામ, મુકતદી તેમજ મુનફરિદ દરેકના માટે અફઝલ તેમજ સુન્નત છે.ઈમામનું જોરથી દુઆ માંગવાની આદત બનાવી લેવું ખિલાફે અવલા તેમજ મકરૂહ છે. ઈમામોને જોઈએ કે સુન્નતની અઝમત અને મહત્વ ઓળખે અને તે ઉપર અમલ કરવાની કોશિશ કરે. અવામ તેમજ નફસાની ખ્વાહિશની પેરવી ન કરે.

હઝ. મુફતીએ અ'અઝમ મવ. મુફતી કિફાયતુલ્લાહ સા. (રહ.) લખે છે કે ઈમામનું જોરથી દુઆ માંગવુ પણ મકરૂહ છે ચાહે તન્ઝીહી અને ખિલાફે અવલા જ છે પરંતુ તેને અપનાવવું અને આદત બનાવી લેવાની શું જરૂરત છે ? મકરૂહ હર હાલતમાં મકરૂહછે. એને છોડવું જ બેહતર છે. (ફતાવા રહીમીયહ ૪/૩૨૬ થી ૩૩૨ સુધીનો ટૂંકસાર)

આ વિગતવાર લખાણથી આપને સમજાય ગયું હશે કે દુઆ કેરી રીતે માંગવી જોઈએ, દુઆમાં અસલ હુકમ એજ છે કે આહિસ્તા માંગવામા આવે, લોકો દુઆ શીખે તે માટે કોઈકવાર જોરથી દુઆ માંગી લે તો તેની ગુંજાઈશ આપવામાં આવી છે, પરંતુ જોરથી દુઆ માંગવાની આદત બનાવી લેવું મકરૂહ અને ખિલાફે અવલા છે.

આપ પુછો છો કે શું જોરથી દુઆ માંગવુ ગુનાહ છે ? તો આપને

પુછવામાં આવે છે કે શું આહિસ્તા દુઆ માંગવુ ગુનાહ છે ? શરીઅતનો સ્પષ્ટ હુકમ દુઆનાં બાબત વિગતવાર ઉપર જણાવી દેવામાં આવ્યો છે ત્યાર પછી પણ જોરથી દુઆ માંગવા માટે આગ્રહ રાખવું શરીઅતના આદેશનું ખુલ્લમ ખુલ્લું ઉલ્લંઘન છે. માટે પોતાની ખ્વાહિશને છોડી શરીઅતના હુકમ ઉપર અમલ કરવા દિલથી તૈયાર થઈ જાઓ, એમાં જ આપણી સૌની ભલાઈ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૦) જમાઅત

## ૧. મસ્જિદમાં જમાઅતે સાનિયહ મકરૂહ છે.

**સવાલ** :– અમારી મસ્જિદમાં ઘણી વખત એક આલિમ સાહબ જમાઅતે સાનિયહ બનાવે છે અને ઘણી વખત એવું થાય છે કે જમાઅતે ઉલામાં તકબીરે ઉલા સાથે (યાની બાંગી સાહબ જયારે તકબીરે કહે ત્યારે) જેટલા મુકતદી ન હોય તેટલા જમાઅતે સાનિયહમાં થઈ જાય છે.

એક વખત એવુ પણ જોવામાં આવ્યું છે કે ફજરની જમાઅતે સાનિયહ એક આલિમ સાહબે એક મુકતદી સાથે પઢી ત્યાર પછી તરતજ બીજા મુકતદીઓએ જમાઅતે સાનિયહ બનાવી અને હાલમાં ઈશાની પણ જમાઅતે સાનિયહ બનાવતા જોવામાં આવ્યા છે અને અવામને પણ અસરની અથવા બીજા વખતની જમાઅતે સાનિયહ બનાવતા જોવામાં આવ્યા છે.

આ રીતે જમાઅતે સાનિયહ બનાવે છે તેઓ જમાઅતથી નમાઝ પોતાના ઘરમાં પઢી શકે છે. પછી પણ શા કારણે મસ્જિદમાં જમાઅતે સાનિયહનો રિવાજ જારી રાખે છે અને મસ્જિદમાં પણ તેઓ પઢે તો અલગ–અલગ નથી પઢતા.

આથી અમારી મસ્જિદમાં આવી રીતે જમાઅતે સાનિયહની આદત બનાવી લેવામાં આવે છે તો ડર એ છે કે લોકો ભવિષ્યમાં જમાઅતે સાનિયહની આદત બનાવતા રહેશે અને જમાઅતે ઉલાની અહમિયત ખતમ

કરી બેસશે, આથી મુફતી સાહબને ગુજારીશ છે કે અમારી મસ્જિદમાં જમાઅતે સાનિયહની આદત બનાવી લેવામાં આવે છે તેથી સવાલનો જવાબ કુર્આન અને હદીસની રોશનીમાં આપશો.

**જવાબ :–** મહોલ્લાના રોજિંદા નમાજીઓ મસ્જિદમાં નમાઝના નિયત સમય મુજબ મસ્જિદના નિયુકત ઈમામની પાછળ જમાઅત કરી નમાઝ પઢી લે તો પાછળથી આવનારાઓએ એવી મસ્જિદમાં બીજી જમાઅત કરવું મકરૂહે તહરીમી છે. [શામી ૧/૪૦૮]

જેથી સવાલમાં જણાવ્યા મુજબ આલિમ સાહબનું જમાઅતે સાનિયહ બનાવવું અને ત્યાર પછી બીજા મુકતદીઓનું પણ જમાઅતે સાનિયહ બનાવી નમાઝ પઢવું દુરૂસ્ત નથી.

અલ્લામહ શામી રહમતુલ્લાહ અલયહિએ નકલ કર્યુ છે કે હઝરત રસુલે મકબુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એક વાર અન્ય કોઈ જગ્યાએ લોકોમાં ઝઘડો થયો હતો તેઓમાં સુલહ કરવા માટે ગયા હતા. ત્યાંથી જયારે મસ્જિદે નબવીમાં પાછા ફર્યા તો આપે જોયું કે જમાઅત થઈ ચૂકી છે તો આપ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે ત્યાં બીજી જમાઅત નહીં કરતા પોતાના મકાન પર તશરીફ લઈ ગયા અને ઘરવાળાઓ સાથે જમાઅતથી નમાઝ પઢી. આ બનાવ નકલ કરી અલ્લાહમહ શામી રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે અગર મસ્જિદમાં જમાઅતે સાનિયહ કરવું દુરૂસ્ત હોત તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મસ્જિદમાં જમાઅતથી નમાઝ પઢવાના બદલે ઘરમાં નમાઝ ન પઢતે. [શામી : ૧/૪૦૯] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૧) મસ્બૂક

**૧. ઈમામ નમાજમાં હોય ત્યારે આવનાર વ્યકિત (મુસલ્લી) કેવી રીતે નમાઝમાં દાખલ થાય ?**

**સવાલ :–** ઈમામ સાહેબ રૂકૂઅ–સજદામાં હોય ત્યારે નમાઝમાં કઈ રીતે દાખલ થવું ? તકબીરે તહરીમા પછી હાથ બાંધવા કે નહિં ? સના પઢવી કે નહિં ?

**જવાબ :–** ઈમામ રૂકૂઅમાં છે, એવી હાલતમાં કોઈ મસ્જિદમાં દાખલ થયો, એ માણસને ગાલિબ ગુમાન એવું છે કે હું સના પઢયા પછી પણ ઈમામને રૂકૂઅમાં પકડી લઈશ તો એ ભાઈ તકબીરે તહરીમા કહી, હાથ બાંધી, સના પઢી, તકબીર કહી, રૂકૂઅમાં ઈમામથી મળી જાય અને જો એવું ગાલિબ ગુમાન ન હોય તો તકબીરે તહરીમા કહે અને હાથ બાંધ્યા વગર બીજી તકબીર કહી, રૂકૂઅમાં ઈમામ સાથે મળી જાય.

ઈમામ પહેલા સજદામાં હોય તો પણ ઉપર મુજબ વિગતવાર હુકમ છે અને બીજા સજદામાં હોય તો તકબીરે તહરીમા કહી, હાથ બાંધ્યા વગર, બીજી તકબીર કહી, સજદામાં ચાલ્યો જાય. સના પઢે નહિં. ઈમામ કાયદામાં હોય તો પણ એ જ હુકમ છે. [કબીરી–૩૦૫, દુર્રે મુખ્તાર, શામી–૧/૩૬૧] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૨) ઈમામત

## ૧. ઈમામ માટે બીજાના સહકાર વડે ઈમામતના હોદ્દા ઉપર ચિટકી રહેવું કેવું છે ?

**સવાલ (૧) :–** મસ્જિદના ઈમામ સા. ને જો ટ્રસ્ટીઓ છુટા કરી દે છતાં ઈમામ સા. અમુક મુસલ્લીઓ તથા મહોલ્લાના અમુક વ્યકિતઓના સહકારથી અથવા ઈમામ સા.ના સહકાર માંગવાથી ઈમામત કરી શકે કે નહિં, તેમની પાછળ નમાઝ થશે કે નહિં ?

**સવાલ (૨) :–** પાંચ વખતની નમાઝ પઢવાવાળા મુસલ્લીઓ (અમુક) ઈમામથી નારાઝ હો તો ઈમામ વિષે અને મુસલ્લીઓ વિષે શું હુકમ છે ?

**જવાબ (૧) :-** મસ્જિદનો વહિવટ શરીઅતે નક્કી કરેલ ધારા-ધોરણ મુજબ શરીઅતની મર્યાદામા રહી ચલાવવા માટે ટ્રસ્ટીઓની નિમણુંક કરવામાં આવે છે અને તેઓની ફરજ છે કે પોતાની મનમાની નહિં કરતા શરીઅતના હુકમો મુજબ મસ્જિદનું સંચાલન કરે. હવે જો એ ટ્રસ્ટીઓ ઉપર લખ્યા મુજબ મસ્જિદનું સંચાલન કરી રહ્યા છે અને તેના અનુસંધાનમાં તેઓએ ઈમામ સા.ને છૂટા કર્યા છે. તો પછી તે ઈમામ સા. નું મોહલ્લાની અમુક વ્યકિતઓના સહકારથી ઈમામના હોદ્દા ઉપર ચિટકી રહેવું શરઈ રૂએ કેટલું યોગ્ય છે તેનો ફેસલો દરેક સમજદાર વ્યકિત કરી શકે છે. મુફતીને પુછવાની જરૂરત નથી.

**જવાબ (૨) :-** અગર તે મુસલ્લીઓની ઈમામથી નારાઝગી સહીહ શરઈ કારણોસર હોય તો ઈમામ સા.ને જોઈએ કે પોતાની ભુલ સુધારી તે કારણોને દુર કરે અને જો તે મુસલ્લીઓની નારાઝગી સહીહ શરઈ કારણોસર નથી બલ્કે ઈમામ સા. સાથેની વ્યકિતગત અદાવત અથવા અણગમાને લઈને છે તો તે મુસલ્લીઓને જોઈએ કે પોતાની આ નારાઝગી દુર કરી ઈમામ સા. થી સફાઈ કરી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સીફલી ઈલ્મ વડે ધોકો આપનાર બાપુને સાથ આપનાર ઈમામની ઈમામત.

**સવાલ :-** એક ગામના ઈમામ સાહબ એક ઢોંગી બાપુ જે શરીઅતના તથા નમાજના પાબંદ નથી. શર્ટ પેન્ટ પહેરે છે. પેન્ટ ઘુંટીની નીચે સુધી અને સીફલી ઈલ્મથી લોકોને ચમત્કાર બતાવીને ૩૦૦થી ૪૦૦ રૂા. લે છે અને કહે છે કે મને મોઅકકલ તાબે છે. એવા બાપુની એડવર્ટાઈઝ એક ઈમામ સા. લોકોમાં કરે છે અને ઈમામ સા. ઘરાક શોધે છે અને ઈમામ સા. પોતે પણ એનો ઈલાજ બાપુ પાસે કરાવેલો. હવે સવાલ એ છે કે એવા બાપુને લઈ ફરનાર, એવા બાપુને સાથ આપનાર, જેઓ લોકોને ધોકોઆપી પૈસા પડાવે છે, એવા ઈમામ પાછળ મુકતદીઓને જાણ થઈ ગયા પછી અમુક મુકતદી એમના પાછળ નમાઝ પઢવાનું ના કહે છે કે તો આપ સાહબ જવાબ આપશો એવા ઈમામ પાછળ નમાઝ સહી થઈ શકે છે, એમાં એક

મુદર્રિસ જેઓ બચ્ચાઓને પઢાવે છે હાફેઝ છે તે પણ શામિલ છે.

**જવાબ** :- એવું સીફલી ઈલ્મ જેના કરવાથી ઈમાનની જરૂરી શરતોમાંથી કોઈક શરતના વિરૂધ્ધ કૃત્ય કરવું પડતું હોય તો તે કુફ્ર છે, નહીં તો કુફ્ર નથી. પરંતુ ગુનાહ જરૂર લાગે પડે છે. [શામી ૧/૩૩] જે માણસ શરીઅતનો પાબંદ નથી અને ધોકો આપી લોકો પાસેથીપૈસા પડાવે છે તેના આવા ગુનાહિત કૃત્યમાં સાથસહકાર આપવો અને લોકોને તેની જાળમાં ફસાવવા એ પણ ગુનાહિત કૃત્ય જ છે.

ઈમામત જેવા ઉચ્ચ હોદા ઉપર બિરાજમાન વ્યકિતનું આવા કૃત્યો કરવું ખરેખર નિંદનીય છે અને તેમના આવા કૃત્યોને લઈ લોકો એમની પાછળ નમાઝ પઢવાને નાપસંદ કરે છે, તેવા ઈમામ માટે હદીષે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે 'અલ્લાહ તઆલા તે માણસની નમાઝ કબુલ નથી કરતો જે ઈમામત કરતો હોય અને લોકો તે ઈમામતને નાપસંદ કરતા હોય.'' [અબુ દાવૂદ શ.]

માટે ઈમામ સાહબને જોઈએ કે પોતાના આ કૃત્યથી તવબહ કરે, અગર તેઓ પોતાના આ કૃત્યોથી તવબહ નથી કરતા અને બીજી વ્યકિત એમના સિવાય ઈમામતના લાયક મવજુદ છે તો એવા ઈમામ પાછળ નમાઝ મકરૂહ છે. ઝિમ્મેદારોને જોઈએ કે એમને હટાવી બીજી લાયક વ્યકિતની નિમણુંક કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. હનફી મસ્લકવાળો શાફીઈ મસ્લક મુતાબિક નમાઝ પઢાવે તો.

**સવાલ** :- હનફી મસ્લકવાળો શાફીઈ મુસલ્લા પર શાફીઈના મસલક મુતાબિક નમાઝ પઢાવી શકે છે અને જો નમાઝ પઢાવી લે તો એની નમાઝ થશે કે નહી. જેહરી નમાઝ અને સીર્રી નમાઝ બેઉ મસઅલાનો જવાબ વિગતવાર આપશો.

**જવાબ** :- નમાઝ થઈ જશે, પરંતુ એ માણસ ગુનેહગાર ઠરશે. (તનકીહે ફતાવા હમીદીય્યહ ૨/૩૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ટી.વી. ઉપર મેચ જોનાર નમાઝીની ઈમામતનો શરઈ હુકમ.

**સવાલ :–** મોહલ્લાની મસ્જીદમાં જે ઈમામ સાહબ નમાઝ પઢાવે છે એમના ઘરે ટી.વી. છે એમની પાછળ નમાઝ પઢી શકાય ? પઢેલી નમાઝ થઈ જશે ? ટી.વી. રાખનાર ઈમામ સાહેબને નમાઝ માટે રાખી શકાય અથવા મુસલ્લીઓમાંથી કોઈના ઘરે ટી.વી. હોય અને એ નમાઝ પઢાવે તો નમાઝ પઢી શકાય ?

**જવાબ :–** ટેલીવીઝન જોવું ના–જાઈઝ છે. અને એવા ઈમામની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. પરંતુ નમાઝ થઈ જશે. લોટાવવી જરૂરી નથી. (અહસનુલ–ફતાવા ૩/૨૮૮) એવા માણસને ઈમામ તરીકે મુકર્રર કરી શકાય નહિ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. લંગડા ઈમામની ઈમામત

**સવાલ :–** અમારૂ ઈબાદતખાનું છે જેમાં પાંચો વખત જમાતની સાથે નમાઝ થાય છે. અને સાથે મકતબ પણ ચાલે છે.

એક વરસ થયુ અમો એ એક ઈમામ સાહેબ રાખેલ છે. જે મૌલવી તેમજ હાફીઝ છે. ઈપરોકત ઈમામ સાહેબ એક પગે માઅજુર છે (ડાબા પગમાં પોલીયોની અસર છે.) જેથી ડાબો પગ આખો જમીન ઉપર મૂકી નહિ શકવાથી ફજરની નમાઝ પણ મુખતસર રીતે પઢાવે છે તેથી નમાજીઓને કોઈ એતરાજ નથી. કેમકે ઈમામ સાહેબનું કુર્આન શરીફ પઢવાનું સહીહ અને સંતોષ કારક છે. ઉપરોકત ઈમામ સાહેબ (જે એક પગ ઉપર વજન આવવાથી) રમઝાન મહિનામાં તરાવીહ ઉભા રહીને પઢ ાવી શકતા ન હોવાથી બેસીને તરાવીહ પઢાવવા તૈયાર છે. સાથે બે હાફિઝ પણ છે જે એક હાફીઝ આઠ રકાત અને બીજા હાફિઝ ચાર રકાત ઉભા રહીને પઢાવે છે. તો ઉપરોકત માઅઝુર ઈમામ સાહેબ આઠ યા બાર રકાત તરાવીહ બેસીને પઢાવી શકે અને નમાજીઓ પાછળ ઉભા રહીને તરાવીહ પઢી શકે કે નહિ ? એ જણાવવા મહેરબાની કરશો.

ઉપરોકત માઅઝુર ઈમામ સાહેબ આગળ પાલનપુરમાં ઈમામત કરતા હતા. અને ત્યાં બે વરસ સુધી તરાવીહ બેસીને પઢાવી હતી. અને પાછળ આસરે ત્રણ સો થી ચારસો નમાઝીઓ ઉભા રહીને તરાવીહ પઢતા હતા.

**જવાબ :–** હઝરત મવ. મુફતી હબીબુર્રહમાન સા. (મ.ઝિ.) મસાઈલે ઈમામતમાં લખે છે, " એવો માણસ જે મુતશર્રેઅ, નમાઝ, રોઝાનો પાબંદ છે કુર્આન પણ સહીહ પઢે છે. પરંતુ તે લંગડો હોવાને લઈ બન્નેવ પગ સંપૂર્ણ રૂપમાં ટેકવીને ઉભો નથી રહી શકતો. માત્ર એક પગ ઉપર સારી રીતે ઉભો રહે છે. એવા માણસની ઈમામત ખિલાફે અવલા અને મકરૂહે તન્ઝીહી છે. નમાઝ એના પાછળ દુરૂસ્ત છે. પરંતુ બેહતર એ છે કે સહીહ સાલિમ હાથ–પગવાળા ને ઈમામ બનાવવામા આવે. (શામી ૧/૩૭૮) (મસાઈલે ઈમામત પેજ–૨૧૬)

ઈમ્દાદુલ ફતાવા ૧/૩૯૯ ઉપર પણ એવા માણસની ઈમામત મકરૂહે તન્ઝીહી લખેલ છે.

વળી આપે સવાલમાં લખ્યું છે કે એ ઈમામ સાહબ પોતાની આ મઅઝુરી ને લઈ ફજર ની નમાઝ મુખ્તસર પઢાવે છે. ઝાહિર છે કે આ રીતે ફજરમાં સુન્નત કિરાઅતથી સદંતર મહરૂમી રહે છે. એવી વ્યકિતની ઈમામત ઉપર ભલે લોકો રાજી હોય પરંતુ સુન્નતનો એહતેમામ ન થઈ શકવાને લઈ બીજા ઈમામો પણ આસાનીથી મળી જાય છે. તો શા માટે એમને જ ઈમામ તરીકે ચાલુ રાખવા ?

તરાવીહની નમાઝ ફર્ઝ અને વાજીબ ન હોવાને લઈ બેસીને પણ સહીહ થઈ જાય છે. પરંતુ પુરા મહિના માટે આ રીતે તરાવીહ પઢાવવામાં કાંઈ એવું ન થાય કે આખી મસ્જિદ જ બેસીને તરાવીહ પઢવા લાગે. માટે મુનાસિબ એ જ છે કે ઉભા રહીને પઢાવે એવી વ્યકિતને તરાવીહ પઢાવવાની ઝિમ્મેદારી સોંપવામા આવે અને એવું તો કંઈ નથી કે એમના સિવાય બીજા કોઈ સહીહ અને સારૂં પઢનારા ઈમામ મળતા જ ન હોય. આજે તો અલ્હમ્દુલિલ્લાહ સહીહ અને સારૂં કુર્આન પઢનારાઓ દરેક જગ્યાએ ઘણીજ સરળતાથી મળી જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૩) સુત્રહ

**૧. જમાઅતખાનાની સપાટીની ઉંચાઈનો શુમાર સુતરહમાં થઈ શકે કે નહી ?**

**સવાલ :–** અમારે ત્યાં મસ્જિદના જમાઅતખાનાની સપાટી કરતાં મસ્જિદની બહારની સહેન ૧૪ થી ૧૫ ઈંચ નીચી છે. માટે મસ્જિદના જમાઅતખાનાની સપાટી પરથી બહારની સહેનમાં નમાઝ પઢનારની સામેથી પસાર થવા માટે સુતરહની ઉંચાઈ કેટલી હોવી જોઈએ ? ઉપરથી પસાર થવા માટે જમાઅતખાનાની સપાટીની ઉંચાઈનો એ'તિબાર થશે ? યા સુતરહની ઉંચાઈ માટે અલગ કોઈ ચીઝ હોવી જરૂરી છે ? જમાઅતખાનાની સપાટીની ઉંચાઈ અને સુતરહ માટે મુકવામાં આવેલ વસ્તુ બન્ને મળી સુતરહની ઉંચાઈ માટે કાફી થઈ શકશે કે નહિં ?

**જવાબ :–** અહસનુલ ફતાવામાં છે : અગર એટલી નાની મસ્જિદ અથવા રૂમ અથવા સહેનમાં નમાઝ પઢી રહ્યા હોય કે તેનું કુલ ક્ષેત્રફળ ચાલીસ હાથ = ૮.૩૬ ચોરસ મીટરથી ઓછું હોય તો નમાઝ પઢનારની સામેથી પસાર થવું નાજાઈઝ છે. ચાહે તેની પાસેથી પસાર થાય અથવા દુરથી, હર હાલમાં ગુનાહિત કૃત્ય છે. અલબત્ત અગર ખુલ્લા મેદાનમાં અથવા ૮.૩૬ ચોરસ મીટર અથવા એનાથી મોટી મસ્જિદ અથવા મોટા રૂમમાં યા મોટા સહેનમાં નમાઝ પઢી રહ્યો છે, તો સજદહની જગ્યા ઉપર નજર જમેલી હોવાની સુરતમા આગળ જયાં સુધી નજર પહોંચતી હોય ત્યાં સુધીથી પસાર થવું જાઈઝ નથી. તેની આગળથી પસાર થવું જાઈઝ છે. મેં તેનો અંદાઝો લગાવ્યો તો સજદહની જગ્યાથી એક સફના લગભગ થયું માટે નમાજીની ઉભા રહેવાની જગ્યાએથી બે સફના બરાબર (લગભગ ૮ ફૂટ = ૨.૪૪ મીટર) છોડીને પસાર થવું જાઈઝ છે. [અહસનુલ ફતાવા–૩/૪૦૯]

માટે જો આપની મસ્જિદની સહેન ઉપર જણાવ્યા મુજબ ૮.૩૬ ચોરસ મીટર અથવા એથી મોટી છે તો નમાજીના ઉભા રહેવાની જગ્યાથી લગભગ

બે સફ જેટલી દુરી ઉપરથી પસાર થઈ શકાય છે.

મસ્જિદ નાની હોવાની સુરતમાં મસ્જિદની બહાર સહેનમાં નમાઝ પઢનાર માણસના સામેથી મસ્જિદના જમાઅત ખાનાની સપાટી ઉપરથી કોઈ વ્યકિત પસાર થઈ રહી છે અને પસાર થનારના શરીરના અવયવ નમાઝીના શરીરના અવયવોની સામે આવી રહ્યા છે તો એ પ્રમાણે પસાર થવું મકરૂહે તહરીમી કહેવાશે. [ઉમદતુલ ફિકહ.ઉપરથી] એ સુરતમાં નમાઝીની સામે સુતરહ હોવો જોઈએ.

સુતરહની ઉંચાઈ ઓછામાં ઓછી એક હાથ કિંવા બે વેંત હોવી જોઈએ. આપે સવાલમાં દર્શાવેલ જમાઅતખાનાની સપાટીની ઉંચાઈનો સુતરહમાં શુમાર થશે નહિ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૪) તરાવીહ

## ૧. તરાવીહ પઢાવનારને રકમ અથવા રિવાજી તોહફા આપવા.

**સવાલ :–** રમઝાનુલ મુબારકમાં કુર્આન શરીફના હાફિઝો તરાવીહ પઢાવે છે, તરાવીહ પઢાવવા માટે કોઈ પણ જાતનું મહેનતાણું નક્કી કરવામાં આવતું નથી તથા મહેનતાણું આપવાનું ટ્રસ્ટીઓ તરફથી કહેવામાં આવતું નથી. તરાવીહ ખતમ થાય ત્યારે પણ મસ્જિદના પૈસામાંથી કોઈ ઉજરત કે મહેનતાણું આપવમાં આવતું નથી. છતાં છેલ્લા દિસે તરાવીહ પઢનારાઓ, મહોલ્લાવસીઓ પોતાના તરફથી હાફિઝે કુર્આનની ઈઝઝત કરી ખુશીથી રોકડા અથવા કપડું વિ. તોહફા રૂપે આપે છે. જે બાબતે કોઈ જબરજસ્તી હોતી નથી.

ગયા વરસે હમારે ત્યાં તરાવીહ પઢાવનારને આજ રીતે રોકડા કે વસ્તુ બક્ષીસ મળેલાં જે તેમણે સ્વિકારેલાં, હવે તેઓ આ ભેંટ–તોહફા પાછા આપી દેવાનું કહે છે, જો તેમના તરફથી આ તોહફા પાછા લઈ લેવામાં આવે તો આ

સંજોગોમાં તોહફા આપનારાઓનો શોખ દબાઈ જાય અને ભવિષ્યમાં તોહફા આપવાની આદત છૂટી જાય.

તોહફા પરત આપવાનું કહેનાર હાફિઝ સા. કદાચ સાહિબે માલ હોય શકે પરંતુ ભવિષ્યમાં કોઈ એવા હાફિઝ આવે કે જેઓ મહેનતાણું માંગતા નથી, છતાં તેમને જો કોઈ તોહફા મળે તો સ્વીકારવા તૈયાર છે અને તેમને આપવું યોગ્ય પણ લાગતું હોય પરંતુ તોહફા આપનારાઓની આદત છૂટી ગઈ હોવાથી તોહફા મળતા નથી, જયારે કે જો હાફિઝ સા. ને તોહફા મળતે તો તે મળેલી બક્ષીસ તેમના માટે ખુશીનો મોકો બની શકત. આ સંજોગોમાં ગયા વરસે હમારે ત્યાં તરાવીહ પઢાવનાર હાફિઝ સા. ને મેં કહ્યું કે લીધેલા તોહફા તમે પરત ન આપો જેથી તોહફા આપનારની આદત છૂટી જાય. તેના બદલે તમે એ તોહફા કોઈ ઝરૂરતમંદને આપી દો, પરંતુ તેઓ આ રીતે માનવા તૈયાર નથી, તો આ બાબતે ઘણું જ માર્ગદર્શન જરૂરી હોય, શરઈ સંપૂર્ણ માર્ગદર્શન આપવા મહેરબાની કરશો.

**જવાબ** :– વર્તમાનયુગના મહાન મુફતીઓએ ફતવો આપ્યો છે કે તરાવીહમાં કુર્આન પઢવા ઉપર લેવડ–દેવડ કરવી, ચાહે પેહલાથી નક્કી કરીને હોય અથવા નક્કી કર્યા વગર, જાઈઝ નથી. બધા જ મોઅતબર ફતાવામાં એનો સ્પષ્ટ ઉલ્લેખ છે, જુઓ ફતાવા રશીદિય્યહ પેજ–૩૯૨, ફતાવા મઝાહિરે ઉલૂમ–૧/૪૮, ઈમ્દાદુલ ફતાવા–૧/૪૮૧, કિફાયતુલ મુફતી–૩/૨૬૫, ફતાવા દારૂલ ઉલૂમ–૪/૨૪૬, જવાહિરૂલ ફિકહ–૧/૩૮૨, ફતાવા મહમૂદિય્યહ–૭/૧૭૧, અહસનુલ ફતાવા–૩/૫૧૪, ફતાવા રહીમિય્યહ–૧/૩૪૯. [તોહફએ રમઝાન પેજ–૮૩ ઉપરથી]

તરાવીહ પઢાવનારને રકમ આપવાનો રિવાજ હોવાને લઈ ચાહે પહેલેથી મહેનતાણું નક્કી કરવામાં ન આવ્યું હોય, તો પણ એ રિવાજને લઈ હદયા અને તોહફામાં આપવામાં આવતી રકમ પણ હઝરાતે ફુકહાએ નક્કી કરેલ સિધ્ધાંત (અલ્મઅરૂફ કલ્મશ્રૂત) મુજબ નક્કી કરેલ મહેનતાણાના જ હુકમમાં ગણી ના–જાઈઝ ઠરે છે.

આપ તોહફા આપનારની આદત છુટવાની વાત કરી રહ્યા છો, જયારે

શરીઅતે એ પ્રમાણે રિવાજી તોહફાને પણ ના–જાઈઝ ઠેરવ્યો તો પછી એનાથી બચવું જ શરઈ રૂએ જરૂરી ઠરે છે, એવી આદત તો તિલાંજલી પાત્ર જ છે, એના છૂટવા ઉપર અફસોસ કરવાનો શું મતલબ ?

તે હાફિઝ સા. માટે જરૂરી છે કે તોહફા રૂપે મળેલી તે રકમ અને વસ્તુ આપનારાઓને પરત કરી દે અને આપનારાઓને પણ જોઈએ કે તોહફાના નામે આપેલ તે રકમ પરત લઈ લે, નહિં તો બન્નેવ પક્ષો ગુનેહગાર ઠરશે, કોઈ જરૂરતમંદને આપવાથી હાફિજ સા.ની ઉપર શરઈ રૂએ પરત કરવાની જવાબદારી અદા થતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. તરાવીહ પઢાવનાર કે સાંભળનાર હાફિઝને તોહફા રૂપે મહેનતાણા પેટે રકમ આપવી જાઈઝ નથી.

**સવાલ :–** (૧) અમારી મસ્જિદમાં રમઝાનુલ મુબારકમાં ત્રણ ચાર અથવા પાંચ હાફીઝ સાહેબ તરાવીહ પઢાવે છે. ૪–૪ રકાત અને એજ હાફિઝ સાહેબ લુકમો પણ આપે છે. ભૂલ બતાવવાનું કામ પણ કરે છે. મતબલ કે મુઅલ્લીમ ટાઈપનું કામ પણ કરે છે. તો આ હાલતમાં તેઓ બધા જ પૈસા લેવાના હકદાર છે કે નહી. તે જણાવશો. અને પૈસા લેવાના કયા કયા તરીકા છે તે જણાવશો. અને જેટલી કિતાબોના પણ હવાલા હોય તે બધા જ રજુ કરવા અમારી નમ્ર ગુજારીશ છે. માટે તફસીલથી બયાન કરશો.

(૨) તરાવીહ પઢાવનાર હાફેઝ સાહેબોને પૈસા આપવાના સહીહ તરીકા કયા કયા છે તે જણાવશો.

**જવાબ :–** (૧)(૨) "તોહફએ રમઝાન" માં હઝ મુફતી સલમાન સા. (મ.જી.) લખે છે" કુર્આને પાકની તિલાવત અને તેનું ખતમ એક આગવી ઈબાદત છે તેના વડે દુન્યા પ્રાપ્ત કરવું અને પહેલેથી (મહેનતાણુ) નક્કી કરી અથવા રિવાજ મુજબ (તોહફાના નામે) મહેનતાણું લેવું જાઈઝ નથી. નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે કુર્આન પઢ યા કરો અને તેને ખાવા–કમાવવાનું સાધન ન બનાવો અને તેના વડે ધન

અને દૌલત ભેગી ન કરો અને તેનાથી મોઢુ ન ફેરવો તેમજ અતિશયોકિતથી પણ કામ ન લીયો (મુસન્નફે ઈબ્ને અબી શયબહ ૨/૧૭૧) હઝ. વાકિદ (રહ.) ફરમાવે છે કે મેં હઝ. ઝાઝાન (રહ.) ને આવું કહેતા સાંભળ્યા કે જે માણસ કુર્આને કરીમને ખાવા–કમાવવાનું સાધન બનાવશે તે કયામતના દિવસે એવી હાલતમાં આવશે કે તેના ચહેરા ઉપર હાડકા જ હાડકા હશે. ગોશ્ત નહિં હોય (મુસન્નફે ઈબ્ને અબી શયબહ ૨/૧૭૧) એટલા માટે હઝરાતે સહાબહ (રદિ.) અને સલફે સાલિહીને તરાવીહમાં કુર્આન પઢવા ઉપર મહેનતાણુ સ્વીકાર્યુ નથી. અબૂ ઈસ્હાક ફરમાવે છે કે હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલે (રદિ.) રમઝાનુલ મુબારકમાં લોકોને તરાવીહ પઢાવી જયારે ઈદનો દિવસ આવ્યો તો ઉબેદુલ્લાહ ઈબ્ને ઝિયાદે તેમની સેવામાં એક જોડ કપડાં અને પાંચસો દિરહમ રજુ કર્યા, તો આપે તેને પરત કરી આપ્યા અને ફરમાવ્યું કે અમે કુર્આન શરીફ પઢવા ઉપર કોઈ મહેનતાણું લેતા નથી.(મુસન્નફે ઈબ્ને અબી શયબહ ૨/૧૭૦) આજ પ્રમાણેનો બનાવ હઝ. અમ્ર ઈબ્ને નોઅમાન ઈબ્ને મુકરિનથી પણ નકલ કરવામા આવ્યો છે. કે હઝ. મુસ્અબ ઈબ્ને ઝુબેર (રદિ.) એ તરાવીહમાં કુર્આન સાંભળવા ઉપર બે હજાર દિરહમ તેમની સેવામાં પેશ કર્યા પરંતુ તેમણે સ્પષ્ટ શબ્દોમાં જવાબ આપ્યો કે અમે કુર્આનને દુન્યા પ્રાપ્તિ માટે નથી પઢતા.(મુસન્નફે ઈબ્ને અબી શયબહ ૨/૧૭૦)

ઉપરોકત રિવાયતોના અનુસંધાનમાં વર્તમાન યુગના મહાન મુફતીઓએ એ ફત્વો આપ્યો છે કે તરાવીહમાં કુર્આન પઢવા ઉપર નક્કી કરીને અથવા નક્કી કર્યા વગર લેવડ–દેવડ કરવું શરઈરૂએ જાઈઝ નથી. બધાજ વિશ્વાસ પાત્ર ફતાવાની કિતાબોમાં એનો ઉલ્લેખ છે. જુઓ ફતાવા રશિદિય્યહ પેજ ૩૯૨, ફતાવા મઝાહિરૂલ ઉલુમ ૧/૧૪૮. ઈમ્દાદુલ ફતાવા ૧/૪૮૧, કિફાયતુલ્લાહ મુફતી ૩/૨૬૫, ફતાવા દારૂલ ઉલુમ ૪/૨૪૬, જવાહિરૂલ ફિકહ ૧/૩૮૨, ફતાવા મહમૂદિય્યહ ૭/૧૭૧, અહસનુલ ફતાવા ૩/૫૧૪, ફતાવા રહિમીય્યહ ૧/૩૪૯, (તોહફએ રમઝાન પેજ. ૮૨,૮૩)

માટે જેવી રીતે પહેલેથી નક્કી કરી મહેનતાણાં રૂપે તરાવીહ

પઢાવનારને કંઈક આપવું જાઈઝ નથી. એજ પ્રમાણે પહેલેથી નકકી કર્યા વગર પાછળથી તોહફાના નામે કાંઈક આપવું પણ જાઈઝ નથી.

તોહફાના નામે આપવામાં આવતી રકમ બાબત અલ્લામહ શામી (રહ.) લખે છે કે લિલ્લાહ કુર્આન પઢવું અને લિલ્લાહ મદદ કરવી જાઈઝ છે. પણ આ જમાનામાં એ કયાં છે.? એક વખત પૈસા નહિ મળશે તો બીજી વખત હાફિઝ આવશે નહિ. તો લિલ્લાહ કયાં રહયું.

[શામી ૫/૪૭] [ફતાવા રહિમીય્યહ ગુજરાતી ૧/૧૮૭]

બલ્કે તરાવીહ પઢાવનાર હાફિઝને મહેનતાણા રૂપે અથવા તોહફારૂપે જે રકમ આપવામાં આવે છે તેના માટે ફંડફાળો ઉઘરાવવામાં આવે છે. તેમાં રકમ આપવું પણ જાઈઝ નથી.હઝ. મુફતી ઈસ્માઈલ બિસ્મીલ્લાહ સા.(રહ.) લખે છે " તરાવીહ ઉપર ઉજરત કે નાણા લેવું જાઈઝ નથી. તેના ફંડફાળામાં નાણાં આપવા એટલે ના-જાઈઝ કામમાં મદદ કરવા સમાન ગણાય આથી એવા ચંદામાં નાણાં આપવા નહિં. [ફતાવા સંગ્રહ ૨/૩૨૫]

તરાવીહમાં કુર્આન સાંભળવા ઉપર કિંવા તરાવીહ પઢાવનાર હાફિઝોને લુકમો આપવા માટે નક્કી કરેલ વ્યકિત માટે પણ મહેનતાણું લેવું અને તેને આપવું દુરૂસ્ત નથી. (તોહફએ રમઝાન પેજ-૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. તરાવીહમાં ૨૭ મી રાત્રે કુર્આન શરીફ ખત્મ કરવા ઉપર આગ્રહ.

**સવાલ :-** આ એક સવાલ જમાત તરફથી પુછી રહયો છું. ડો. ઈબ્રાહીમ કાજી સા. એક ગુજરાતી કિતાબ બારહ મહીનાની ફજીલત અને દરેક માસમાં કરવાના કામો અને ન કરવાના કામો વિષે લખ્યું છે. એમાં પુષ્ઠ નં. ૪૯ પર લખ્યું છે કે આજ કાલ રમઝાન માસની ૨૭મી તારીખેજ લોક કુર્આન શરીફ ખત્મ કરવું જરૂરી સમજે છે. એ બીદઅત અને ગુમરાહી છે. અહીંયા પણ હાફેજીઓએ ૨૫ મી રમઝાનના ખત્મ કરવાનું એઅલાન કર્યુ તો એક (નીમ મુલ્લા) એ અને એની સાથે બે ત્રણ જાહીલોએ વિરોધ કર્યો કે રમઝાનની

૨૭મીના જ ખત્મ કરવું જોઈએ. આ રીવાજ બાપ દાદાથી ચાલ્યો આવે છે. અને બાપ દાદા કંઈ ગાંડા ન હતા. માટે ફરજીયાત ૨૭મીના રાત્રે જ ખત્મ થવું જોઈએ. બાપ દાદાની રસ્મ છે. એ જ પ્રમાણે થશે. બાપ દાદાની રસમ છોડવી ન જાઈએ. અને દલીલમાં કહે છે રમઝાનની ૨૭ મી રાત જ મોટી રાત હોય તો આ મુબારક રાત્રે જ ખત્મ થવું જોઈએ. પુછવાનું એટલું કે શું રમઝાનની ૨૭ મી એજ ખત્મ કરવું જરૂરી છે ? શું બાપ દાદની રસમ પ્રમાણેજ ખત્મ થવું જોઈએ. અથવા કોઈબી રાત્રે ખત્મ કરે તો કંઈ વાંધો ખરો ? અને બીજી દલીલ કે ૨૭ મી રાત મોટી રાત હોય તો એ બાબત પુછવાનું કે શું હદીસ થી ૨૭ મી મોટી રાત (શબે કદ્ર) હોય છે ને એજ રાત મોટી છે. એવું હદીસથી સાબીત છે. અને ૨૭ મી રાત ૨૧ થી ૩૦ સુધીમાં તાકમાં તલાશ કરવાનું આવ્યું તો એ વિશે મોટી રાત કઈ ? ફરજીયાત ૨૭મી જ છે. એનો ખુલાશો આપશો કે બાપ દાદાની રસ્મ છોડવી કંઈ ગુનો ખરો ?

**જવાબ :–** તરાવીહ નું કુર્આને–પાક રમઝાન મુબારક ની કોઈ પણ રાત્રીએ ખત્મ કરી શકાય છે. સત્તાવીસ મીની રાત્રેજ ખતમ થવું જોઈએ એ જરૂરી કે વાજીબ નથી. અલબત્ત હઝરાતે ફુકહા (રહ.) એ સત્તાવીસમી રાત્રે ખત્મ કરવાને મુસ્તહબ લખ્યું છે. (ફતાવા મહમૂદીય્યહ) માં (બહરૂર્રાઈક) ના હવાલાથી લખ્યું છે " સત્તાઈસ્વી શબકો ખત્મ કરના મુસ્તહબ હય " (ભાગ–૨, પેજ–૩૫૫) "મુસ્તહબ" નો મતલબજ એ છે કે એને કરવું સારૂ કહેવાશે અને નહિં કરવાથી કોઈ કરાહત લાજીમ નથી આવતી. અને નહિ કરનારને કાંઈ ઠપકો આપી શકાય નહિં. (શામી ભાગ–૧, પેજ.૯૧) જેથી તરાવીહ પઢાવનારાઓ અન્ય કોઈ રાત્રીએ ખત્મ કરે તો તે ઉપર વાંધો ઉઠાવી ગામ–લોકોને એના વિરૂધ્ધ ઉશકેરવા તેમજ સત્તાવીસમી રાત્રેજ ખત્મ કરાવ્વા માટે આગ્રહ કરવું ખોટું અને જહાલત ભર્યું છે.

સત્તાવીસમી રાત્રી બાબત શબે કદ્ર હોવાની શકયતા છે. કેટલીક રિવાયતોમાં એનો ઉલ્લેખ પણ છે. જેમ કે મહાન સહાબી હઝ. ઉબય્ય ઈબ્ને કઅબ (રદી.)તો કસમ ખાઈને ફરમાવતા હતા કે શબે કદ્ર સત્તાવીસમી

રાત્રી છે. જો કે હદીસની અન્ય રિવાયતોને નજર સમક્ષ રાખીને મુહકિકક તેમજ મહાન ઉલમાએ કિરામ નું કથન એ છે કે તે નક્કી નથી. સત્તાવીસમી પણ હોઈ શકે છે. અને અન્ય કોઈ પણ હોઈ શકે છે.

આજ કાલ લોકો દીની–ઈલ્મથી એટલા દૂર અને અજાણ છે કે ફરાઈઝ અને વાજીબાત નું ઈલ્મ પણ હોતું નથી. જેને લઈ આવા નીમ મુલ્લાઓ ને લોકોમાં ગેર–સમજ ફેલાવવાનો મોકો મળે છે. જેથી સૌ પ્રથમ તો આવશ્યક અને જરૂરી હતું કે ગામ–લોકોને સહીહ મસાઈલથી વાકિફ કરવા માટે મહેનત કરવામાં આવે. અને જયારે લોકો સંપૂર્ણ રીતે વાકિફ થાય ત્યારે સવાલમાં દર્શાવ્યા મુજબના એલાન કરવામાં આવે. તે વગર માત્ર એલાન કરી દેવાથી મતલબ હાસીલ થતો નથી.બલ્કે આવાં પગલાં લોકોમાં મતભેદ અને ફાટફુટનું કારણ બને છે. અને દીની મસાઈલ, ત્થા અલ્લાહ તઆલાની ખુશનુદી ઈખ્લાસ વિ. બાજુ પર રહી જઈ પોતાની વાતને ઉંચી રાખવાની લાગણી કામ કરતી થઈ જાય છે. જેને લઈ શયતાન ને મોકળુ મયદાન મળી જાય છે. અલ્લાહ તઆલા સૌને સદ બુધ્ધી આપી સદ માર્ગે ચાલવાની તવફીક આપે. (આમીન) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. તરાવીહની આઠ રકાત પઢવી.

**સવાલ :-** હનફી મઝહબમાં માનનાર ટ્રસ્ટીઓ તરાવીહની ૨૦ રકાત પઢાવે છે. લોકો એવુ ઈચ્છતા હોય કે ૨૦ રકાતના બદલે ૮ રકાત પઢાવવામાં આવે અને કુરઆન શરીફ પુરેપુરો પઢવામાં આવે તો ચાલે કે નહિ ?

**જવાબ :-** તરાવીહ ની વીસ રકઅત બાબત ચારેવ ઈમામોમાં કોઈ મતભેદ નથી અને કોઈ પણ ઈમામનો મત આઠ રકઅતનો નથી. એ બાબ્રત આગવા ફત્વાઓ અને પુસ્તિકાઓ પણ પ્રગટ થઈ ચૂકી છે. જેથી આઠ રકઅત ઈચ્છનારાઓની ઈચ્છા મુજબ અમલ કરવામાં આવશે નહિ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. તરાવીહ પઢાવનાર માટે મસ્જિદમાં ચંદો કરવું.

**સવાલ** :- રમઝાન માં હાફીઝ માટે તરાવીહ પઢાવવાનો ચંદો મસ્જીદમાં કરવો જાઈઝ છે?

**જવાબ** :- રમઝાનમાં તરાવીહ પઢાવનાર હાફિઝને તરાવીહ પઢાવવાના મહેનતાણા રૂપે કંઈ પણ આપવું જાઈઝ નથી. એજ પ્રમાણે હદયાના નામે જે કંઈ આપવામાં આવે છે તે પણ શરઈરૂએ اَلْمعروف كالْمشْرُوْط. (કિંવા જે વસ્તુનો રિવાજ હોય તે પણ શર્ત કરેલ વસ્તુ મુજબ સમજવામા આવશે) ના સિધ્ધાંત મુજબ લેવું કે આપવું જાઈઝ નથી. અને જે રકમની લેવડ-દેવડ શરઈરૂએ ના-જાઈઝ હોય તેના માટે મસ્જિદમાં અથવા મસ્જિદની બહાર ચંદો કરવું પણ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૫) મુસાફિર

## ૧. મુસાફિરે કસરના બદલે પુરી નમાઝ પઢી લીધી તો ?

**સવાલ (૧)** :- મુસાફરી દરમયાન 'કસ્ર' નમાઝ પઢવાની થાય ત્યારે 'કસ્ર' બે રકાત નમાઝ પઢવાની નિય્યત કરી હોય અને ધ્યાન બહાર (ભુલથી) 'ચાર રકાત' પુરી પઢી લીધી તો તે કસ્ર નમાઝ ગણાશે કે કેમ ?

**જવાબ** :- અગર કોઈ મુસાફરે કસર નમાઝ બે ના બદલે ચાર રકઅતો પઢી લીધી અને બીજી રકઅત પછી તશહહુદ પઢવા જેટલી વાર કાયદો કર્યો તો છેલ્લે સજદએ સહવ કરી લેવાથી નમાઝ જાઈઝ થઈ જશે અને પહેલી બે રકઅતો ફર્ઝ અને છેવટની બે રકઅતો નફલ કહેવાશે. અલબત્ત જાણી બુજીને આવું કરવાથી ગુનેહગાર કિંવા મકરૂહે તહરીમીનો આચરનાર ઠરશે અને જો ભૂલથી એવું કરી લીધુ હોય તો ગુનોહ પણ નથી. અને અગર બીજી રકઅતમાં અત્તહિય્યાત પઢવા જેટલી વાર બેઠો ન હોય તો છેલ્લો કાયદો જે ફર્ઝ છે તેને લઈ તેની ફર્ઝ નમાઝ બાતિલ થઈ ગઈ અને ચારેવ

રકઅતો નફલ બની ગઈ, જેથી એને જોઈએ કે નવેસરથી ફર્ઝ પઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. [ઉમ્દતુલ ફિકહ ૨/૪૧૧]

**સવાલ (૨) :–** તેવી જ રીતે ચાર રકાત ફર્ઝ નમાઝની કસ્ર નમાઝ પઢતાં પહેલા કસ્રની નિય્યત કરી ન હોય અને નમાઝમાં યાદ આવી જાય તો બે રકાત કસ્ર નમાજ પઢી લેવાય કે કેમ ?

**જવાબ :–** જે મુસાફર ઉપર તેના સફરને લઈ ચાર રકઅતવાળી ફર્ઝ નમાઝ કસરરૂપે બે પઢવી જરૂરી ઠરે છે તેણે અગર પોતાની નિય્યતમાં બે રકઅતનો ઉલ્લેખ કર્યો ન હોય તો પણ બે રકઅતજ પઢવી જરૂરી છે જેથી તે બે રકઅત અદા કરે, તેની નમાઝ દુરૂસ્ત થઈ જશે અને નિય્યતમાં કસરનો ઉલ્લેખ નહિં કરવાને લઈ નમાઝ ઉપર કોઈ બાધ આવશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૨. મુસાફિર કિબ્લાની દિશા કેવી રીતે નકકી કરે ?

**સવાલ :–** ટ્રેનમાં મુસાફરી કરતા હોય અને રાત્રીનો વખત હોય. કુતુબનુમાં (compass) ન હોય. તો કોઈપણ દિશાએ ગાલિબ ગુમાન કરી નમાઝ પઢી શકાય ?

**જવાબ :–** ત્યાં કોઈ જાણકાર દીનદાર હોય તો તેને પુછી લે, નહિં તો તહર્રી કરે. તહર્રીનો મતલબ એ છે કે સહીહ કિબ્લો જાણવા માટે પોતાની પુરી વૈચારિક શકિત કામે લગાડી જે તરફ દિલ ગવાહી આપે કે આ કિબ્લો છે તે તરફ મોઢું કરી નમાઝ પઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૯) ઈસ્તિસ્કા

### ૧. વરસાદ (મેવલો) માંગવાની પ્રચલિત રીત.

**સવાલ :–** વરસાદ માટે મેવલો માંગવું કેવું છે ? મેવલો માંગનાર નાના છોકરા તથા છોકરીઓને લોકો પૈસા તથા અનાજ વિગેરે આપે છે. તે પૈસા અને અનાજથી ખાવું પકાવી મેવલો માગનારા અને સાથે બીજા લોકો

પણ એ ખાવું ખાય છે તો પૈસા તથા અનાજ લેવું અને ખાવું કેવું છે? અને એ ખાવું પકાવી આપવું કહવું છે?

**જવાબ :-** વરસાદ માંગવા માટે શરીઅતે મુત્હહરહમાં ત્રણ રીત આવી છે. વરસાદની જરૂરત તો છે, પરંતુ સખત જરૂરત નથી તો એ સુરતમાં બે રીત છે (૧) ફર્ઝ નમાઝો પછી દુઆ માંગવી. (૨) ખુત્બએ જુમ્અહમાં દુઆ માંગવી અને જો જરૂરત સખત હોય તો તમામ લોકો સાચા દિલથી તૌબહ કરે પોતાના નાના-મોટા ગુનાહોની માફી યાચે. મુસ્લિમોનો કોઈ સામુહિક નિઝામ હોય તો તેમનો વડો (શહેરનો ઈમામ અથવા કાઝી અથવા મુફતી) જેને સૌ માનતા હોય તે સૌને ભલાઈની વાતોની તાકીદ કરે અને મુસ્લિમોને આપસના હકોની અદાયગી તેમજ સદકા-ખયરાતની તાકીદ કરી ત્રણ દિવસ લગાતાર રોઝા રાખી, ચોથા દિવસે તમામ મુસ્લિમ (સ્ત્રી, પુરૂષ, નાના-મોટા) વસ્તીની બહાર મેદાનમાં ભેગા થાય. દિલોમાં અલ્લાહનો ડર, પોતાના ગુનાહો ઉપર પ્રાશ્ચાતાપની સાથે અલ્લાહની રહમતની ઉમ્મીદ સાથે ઈમામ બે રકાત પઢાવી જુમ્અહની જેમ બે ખુત્બા આપે અને પછી દુઆ કરે. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી કરે. [ફતાવા રહીમિય્યહથી ટૂંકસાર બહવાલએ આલમગીરી-શામી]

સવાલમાં પુછેલી રીતે કોઈ કિતાબમાં અથવા બુઝૂર્ગોના અમલમાં જોવામાં આવી નથી. જેથી તેને તિલાંજલી આપવી જોઈએ, પોતાની રીતે ખાવું પકાવી ગરીબોને સદકહ રૂપે ખવડાવવું જોઈએ. પુછેલી રીત તો સદકહ ખયરાતને બદલે સામુહિક ઉજવણીને વધુ મળતી આવે છે માટે એનાથી બચે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. યાસીન શરીફ ખત્મ કરી વરસાદ માટે દુઆ કરવું.

**સવાલ :-** વરસાદ માટે યાસીન શરીફનો ખત્મ કરી દુઆ કરવું કેવું છે?

**જવાબ :-** હદીસ તેમજ ફિકહથી સાબિત નથી. બુઝૂર્ગોના અમલમાંથી છે. [અઝ. ફતાવા દારૂલ ઉલૂમ-૧/૧૫૧] ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

# (૧૭) જુમ્અહ

## ૧. જુમ્અહની નમાઝમાં મોડું કરવું.

**સવાલ :-** હમારે ત્યાં ઈંગલેંડમાં અકસર લોકો સવારે છ થી લઈ બપોરે બે વાગ્યા સુધી અને બપોરે બે થી રાત્રે ૧૦ વાગ્યા સુધી ફેકટરીઓ યા હોસ્પિટલો યા બસોમાં નોકરીઓ કરે છે અને દરેક મુસ્લિમ કામદારો એ ચાહે છે કે હમો જુમ્અહની નમાઝ અદા કરીએ. હવે શિયાળામાં ઝવાલ લગભગ સાડા બાર વાગે થઈ જાય છે. અને ઉનાળામાં ૧-૧૫ સવા એક વાગે થાય છે. જે લોકો બે વાગે નોકરી ઉપર જાય એમને જુમ્અહની નમાઝ આસાનીથી મળે છે. અને જે લોકો ૬ વાગયાથી બે વાગયા સુધી નોકરી ઉપર જાય એમને જુમ્અહની નમાઝ મળતી નથી. દરેક ભાઈઓ જુમ્અહની નમાઝ અદા કરી શકે એ ખયાલ થી અમુક મસ્જિદમાં બાજુના મદ્રેસાના મકાનમાં યા હોલ માં અઢી વાગે યા ત્રણ વાગે જુમ્અહની નમાઝો યાને બીજી જુમ્અહ પઢવામાં આવે છે. અને એ જુમ્અહની નમાઝો એક છાયા દરમિયાન પઢી લિએ છે. હવે શિયાળામાં જો એક છાયો યાને શાફિઈ લોકોનો અસરનો ટાઈમ શરૂ થાય તે પહેલાં જો જુમ્અહની નમાઝ પઢવા ચાહે તો બપોરે બે વાગ્યા પહેલાં પઢી લેવી પડે. તો બે વાગે નોકરી પરથી છુટતા લોકોની જુમ્અહની નમાઝ અદા થતી નથી. ઉપરની હકીકતો ધ્યાનમાં લઈ હમોને નીચેના સવાલોનો જવાબ જલ્દીથી આપવા મહેરબાની કરશો.

(૧) બીજી જુમ્અહ હમો બાજુના મદ્રેસાના મકાનમાં પઢી લીએ કે કેમ ? એ શરઈ રીતે જાઈઝ છે કે કેમ ?

(૨) હનફી મઝહબ મુજબ અસરના શરૂ ટાઈમ પહેલા હમો બીજી જુમ્અહ મદ્રેસાના મકાનમાં પઢીએ તો ચાલી શકે કે કેમ ? યા તો શાફિઈના અસરના વખત પહેલાં જ પઢી લેવી પડે કે કેમ ?

(૩) હમારે ત્યાં બે ઈમામો હોય છે. જેમાં નાયબ ઈમામ પહેલી જુમ્અહ થાય તે ન પઢે અને બીજી જુમ્અહ પઢાવે તો જાઈઝ છે કે કેમ ? તેમની નમાઝમાં કોઈ સવાબમાં કમી પડે કે તે જ સવાબ બીજી જુમ્અહ પઢાવે તો પણ મળે. બીજી જુમ્અહ પઢાવવાની નાયબ ઈમામની જવાબદારી હોય જેથી પહેલી જુમ્અહમાં શરીક ન થાય અને બીજી જુમ્અહ પઢાવે તો તેમને ઈમામતમાં યા તેમની પોતાની જુમ્અહની અદાયગીમાં કઈ વાંધો પડે કે કેમ ? લગભગ એકસોથી વધુ લોકો ફકત એક જ મસ્જિદમાં થઈ જાય છે અને બીજી મસ્જિદોમાં પણ એ જ પ્રમાણે આખા શહેરમાં હોય છે. અગર હમો જુમ્અહ બંધ કરી દઈએ તો ઘણાં જ માણસો જુમ્અહની નમાઝ થી મહરૂમ રહી જાય છે અને ઈંગ્લેંડમાં લોકો જુમ્અહની નમાઝ ન પઢી શકવાથી બહું જ અફસોસ કરે છે. તેમ બહું જ કોશિશો કરવા છતાં ફેકટરીના માલિકો જુમ્અહ પઢવા માટે રજા આપતા નથી. તેમ હાલના સંજોગોમાં અકસર મુસલમાનોની સાથે જાણી જોઈને તેમને અમલથી દુર રાખવા કોશિશ થઈ રહી છે અને રોજીનો બહું જ મોટો સવાલ હોવાથી આપ શરઈ રોશનીમાં જે રીતે ગુંજાઈશ હોય તે પ્રમાણે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :-** (૧) જુમ્અહની નમાઝના સહીહ થવા માટે મસ્જિદ હોવું શર્ત નથી. બલ્કે માત્ર એટલું કાફી છે કે જે જગ્યાએ જુમ્અહની નમાઝ પઢવામાં આવતી હોય ત્યાં પ્રવેશ થવાની દરેક મુસ્લિમને છુટ હોય.

والسابع الاذن العام (درمختار) ( قوله الاذن العام) اى ان ياذن للناس اذناً عاماً بان لا يمنع احداً ممن تصح منه الجمعة عن دخول الموضع الذى تصلى فيه [شامی ۱-۶۰۰]

માટે મદ્રસહમાં જુમ્અહ અદા કરવાથી જુમ્અહ સહીહ થઈ જશે. પરંતુ જયારે શહેરમાં એકથી વધુ મસ્જિદો મવજુદ છે તો જુમ્અહની નમાઝ એક મસ્જિદમાં પહેલા અદા કરવામાં આવે જયાં બીજી શીફ્ટવાળા પઢી લિએ. અને બીજી મસ્જિદમાં જુમ્અહની નમાઝ પછીથી પઢવામાં આવે જયા પહેલી શીફ્ટવાળા જે નોકરીએથી આવ્યા છે તે પઢી શકે. જેથી દરેકને

જુમ્અહની સાથે સાથે મસ્જિદની ફઝીલત પણ પ્રાપ્ત થાય.

(૨) શરીઅતમાં જુમ્અહની નમાઝ માટે તે જ વખત છે, જે ઝોહરની નમાઝ માટે છે.

(والجمعة كالظهر) اصلاًواستحباباً فى الزمانين ذكره الاسبيجابى

[طحطاوى على المراقى ص٩٨]

અલબત્ત વખત ગુઝરી ગયા પછી ઝોહરની નમાઝ અદા નહિં પણ કઝાની શકલમાં પઢી શકાય છે. જયારે જુમ્અહની નમાઝમાં કઝા ન હોવાને લઈ વખત ગુઝરી ગયા પછી જુમ્અહ દુરૂસ્ત નથી બલ્કે જુમ્અહની નમાઝ પઢવાના દરમિયાન જો ઝોહરનો વખત ખતમ થઈ ગયો તો જુમ્અહ બાતિલ થઈ જશે.

والثالث وقت الظهر فتبطل الجمعة بخروجه مطلقاً

[در مختار على هامش الشامى ١-٥٩٧]

અલબત્ત ઝોહરનો વખત કયા સુધી રહે છે ? એ બાબત ઈમામ અબુ હનીફહ રહમતુલ્લાહિ અલયહિ અને આપના બન્નેવ મહાન શાગિર્દો ઈમામ અબુ યુસુફ રહમતુલ્લાહિ અલયહિ તથા ઈમામ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ (કિંવા સાહિબૈન) ના દરમિયાન મતભેદ છે. ઈમામ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મત મુજબ દરેક વસ્તુનો છાયો સાયએ અસ્લીને છોડીને વસ્તુની ડબલ જેટલો થાય ત્યાં સુધી રહે છે. જેને આપણી બોલચાલમાં અસરે-હનફી કહેવામાં આવે છે. જયારે સાહિબૈનના મત મુજબ દરેક વસ્તુનો છાયો સાયએ અસ્લીને છોડી તે વસ્તુના જેટલો થાય ત્યાં સુધી રહે છે જેને આપણી બોલચાલમાં અસરે-શાફેઈ કહેવામાં આવે છે. હનફી પંથના ઉલમાએ કિરામમાંથી કેટલાકે ઈમામ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મત મુજબ ફતવો આપ્યો છે. જયારે બીજા કેટલાકે સાહિબૈનના મત ઉપર ફતવો આપ્યો છે. આ મતભેદને લઈ મુહક્કિક ઉલમાએ કિરામે લખ્યું છે કે એહતિયાત (સાવચેતી) એમાં છે કે ઝોહરની નમાઝ અસરે

શાફેઈનો ટાઈમ થાય તે પહેલાં પઢી લેવામાં આવે. [તહતાવી અલા મરાકિલ ફલાહ-૯૮, શામી-૧/૨૬૪] જેથી સૌના મત મુજબ તેની ઝોહર વખતની અંદર પઢાવેલી કહેવાય. બલ્કે કેટલાક ઉલમાએ સ્પષ્ટતા કરી છે કે અસરે શાફેઈના ટાઈમ પછી અગર ઝોહર પઢી (ચાહે અસરે હનફીના ટાઈમ પહેલાં પઢી હોય) તો મકરૂહ છે. [તહતાવી-૯૮, શામી-૧/૨૬૯] ઉપરોક્ત વિગત નજર સમક્ષ રાખતાં એટલી વાત સ્પષ્ટ રૂપમાં જણાય આવશે કે જુમ્અહની નમાઝ અસરે શાફેઈનો વખત દાખલ થતાં પહેલાં પઢી લેવી જોઈએ. કારણ કે ઝોહરમાં અગર મોડું કર્યું કિંવા અસરે શાફેઈના વખત પછી પઢી તો સાહિબૈનના મત મુજબ કઝાના રૂપમાં અને ઈમામ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મત મુજબ અદાના રૂપમાં થઈ બહર હાલ તે માણસ જવાબદારી મુકત તો થશે જ. જયારે જુમ્અહમાં એવું કરવાથી ઈમામ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મત મુજબ તો જવાબદારી મુકત થશે. પરંતુ સાહિબૈનના મત મુજબ જવાબદારી મુકત નહિં થાય.

(૩) અગર મુસલ્લી લોકોની ઝરૂરતને લઈ ઈમામે પણ જુમ્અહની નમાઝ મોડેથી પઢી, પરંતુ અસરે શાફેઈના વખત પહેલાં પઢી છે તો ઈન્શાઅલ્લાહ તેની અદાયગીમાં પણ વાંધો નહિં પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. જુમ્અહની નમાઝ પહેલાં અને પછીની સુન્નત નમાઝનો સુબુત.

**સવાલ** :- ગુઝારીશ કે નીચે લખેલ વિગતમાં હવાલા સાથે જવાબ આપવા ગુઝારીશ... મેમેણ વેલફર "ઈદ અંક"માં જુમ્અહ સકલનકર્તા મોઈનુદીન મનીયાર લેખિતમાં પેજ ૯૫ ઉપર જુમ્અહની નમાઝ માત્ર બે ફરઝ રકાત છે અને ખુત્બહ સાંભળવું એ જુમ્અહની નમાઝનો જ એક ભાગ છે. ખુત્બહ ચાલુ હોય ત્યારે વાતચીત કરવી ન જોઈએ. મુસ્લિમ શરીફ, બુખારી શરીફ તેમજ રીયાઝુસ્સાલેહીન જેવી હદીસની આધારભૂત કિતાબો જોતા માલુમ પડે છે કે "જુમ્અહ પહલાં કોઈ જ સુન્નત નમાઝ નથી."

પરંતુ તહીયતુલ મસ્જિદ જુમ્અહના દિવસે ખાસ પઢવાની તાકીદ કરેલ જોવા મળે છે. જુમ્અહની ફરજ નમાઝ બાદ ચાહો તો બે રકાત સુન્નત પઢો અથવા ચાર રકાત સુન્નત પઢો. હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુની રિવાયતથી માલુમ પડે છે. જુમ્અહની નમાઝ બાદ ૬ રકાત સુન્નત પઢવાની છે. પ્રથમ બે સુન્નત ત્યારબાદ ચાર સુન્નત, પરંતુ હમારા મસ્લકમાં જુમ્અહ બાદ પ્રથમ ચાર સુન્નત અને પછી બે સુન્નત પઢવામાં આવે છે. વળી હનફી ફિકહમાં પણ એ રીતે જુમ્અહના ફરજ પહેલાં ચાર સુન્નત દ્રષ્ટિગોચર થતું નથી. હઝરત અલ્લામા મુહમ્મદ નાસિરૂલ અલ્બાની (જામેએ દમીશ્કના મશ્હુર આલિમ હતા (ર.હ.) એક રીસાલામાં જુમ્અહ પહેલાં (ચાર) સુન્નત પઢવાનો વિરોધ કર્યો છે. (નકારી કાઢયું છે.) અને બિદઅત કહી દીધું છે.

તો લખવાનું કે અત્રે આમ જુમ્અહ પહેલાં ચાર રકાત સુન્નત નમાઝ પઢે છે. જુમ્અહ પહેલાં ચાર રકાત સુન્નત પઢવી કે કેમ અને ચાર રકાત સુન્નત જુમ્અહ પહેલાં પઢવાની હનફી મસ્લક પ્રમાણે સહીહ છે? હદીસ તેમજ ઈમામ સાહેબનો કોલ તેમજ હનફી કિતાબનો હવાલો આપશો.

**જવાબ** :– હનફી મસલક મુજબ જુમ્અહ પહેલાં ચાર રકાત સુન્નતે મુઅક્કદહ છે. [દુર્રે મુખ્તાર, શામી–૧/૪૯૭, બદાઈઉસ્સનાઈઅ–૧/૨૮૫, કન્ઝુદકાઈક મઅ બહરૂર્રાઈક–૨/૫૧, ઝયલઈ અલલ–કન્ઝ–૧/૧૭૧, કબીરી અલલ–મુન્યહ–૩૮૮ વિગેરે]

અલ્લાહ ઈબ્ને કય્યીમ તેમજ કેટલાક શાફિઉલ મસ્લક ઉલમા તેમજ ઝાહિરીય્યહ જુમ્અહ પહેલાં ચાર રકાત સુન્નતમાં માનતા નથી. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમા જુમ્અહ પહેલાં અને પછી ચાર રકાત પઢવાનો હુકમ આપતા હતા. મુસન્નફે અબ્દુર્રઝ્ઝાકમાં કવી સનદથી આ રિવાયત મવજૂદ છે, મુઅજમે–અવસત તબરાનીમાં હઝરત અલી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જુમ્અહ પહેલા અને પછી ચાર –ચાર રકાત પઢતા હતા. હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમા થી પણ એ જ મુજબ રિવાયત આવી છે. અલ્લામહ હયસુમી રહમતુલ્લાહિ અલયહિએ મજમઉઝ ઝવાઈદમાં

એની સનદને દુરૂસ્ત ઠેરાવી છે. આ બાબત હઝરત અલ્લામહ ઝફર અહમદ ઉસ્માની રહમતુલ્લાહિ અલયહિએ વિગતવાર ચર્ચા અને છણાવટ પોતાની પ્રખ્યાત કિતાબ એ'અલાઉસ્સુનનના ભાગ–૭ પેજ ૭ થી ૧૧ ઉપર કરી, અલ્લામહ ઈબ્ને કય્યીમની ચર્ચાનો જવાબ આપ્યો છે. નાસીરૂદ્દીન અલબાની સાહબ ગેર મુકલ્લિદ આલિમ છે. તેઓ ઘણી સહીહ હદીસોને પણ ઝઈફ બતલાવવામાં પ્રખ્યાત છે. એમની વાતો તરફ લક્ષ આપવાની ઝરૂરત નથી. મુઈનુદ્દીન મનીયાર સાહબ કોણ છે તે હું જાણતો નથી. આપે લખેલ વાતોથી એટલું ફલિત થાય છે કે એમના આ લેખની બુન્યાદ કોઈ ગેર મુકલ્લિદ આલિમનો લેખ અથવા કૃતિ હશે, માટે એ તરફ લક્ષ આપવાની ઝરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ખુત્બા વખતે અસા પકડવા બાબત.

**સવાલ :–** અમારે ત્યાં એક બિન જરૂરી વિવાદ ચાલે છે. જેમાં આપના માર્ગદર્શનની જરૂર છે. જુમ્આના દિવસે મિમ્બર ઉપર જે અસો ઈમામ સા. પકડે છે તે કયો ભાગ પકડે ? એક તરફથી પાતળો ભાગ છે, બીજા તરફ જાડો. જાડો ભાગ પકડે તો પાતળો નીચે રહે. હવે પુછવાનું એ કે આ અસો પકડવો કેટલા હદ સુધી જરૂરી છે ? હવે એ શું જરૂરી છે કે પાતળો ભાગ ઉપર રહે કે જાડો ભાગ ? અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો તરીકો શું હતો ? માર્ગદર્શન આપવા ગુજારિશ છે.

**જવાબ :–** ફતાવા દારૂલ ઉલૂમ, ઈમ્દાદુલ મુફતીય્યિનમાં આ બાબત હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા. રહમતુલ્લાહિ અલયહના એક વિગતવાર ફતવો મવજૂદ છે જેમાં ચર્ચાના અંતે તેઓ લખે છે કે હનફિય્યહનો ઝાહિર મઝહબ જે આમ કુતુબે અહનાફથી માલૂમ પડે છે એજ છેકે આ અમલ (હાથમાં અસા લેવા) ને આદત પૈકી શુમાર કરવામાં આવ્યો છે. જે ખુત્બો આપતી વખતે જાઈઝ જરૂર છે. પરંતુ ખુત્બાના આદાબ અને ઈસ્તેહબાબમાં દાખલ નથી. (આગળ જતાં લખે છે) આપણા બુઝુર્ગો જેઓને અમે જોયા છે તેઓનો મામૂલ મોટા ભાગે ખુત્બો આપતી વખતે હાથમાં અસા લેવાનો ન હતો. [૨/૩૭૯, ૩૮૦ ઉપરથી]

જેથી અસા હાથમાં પકડવા ઉપર આગ્રહ રાખવામાં ન આવે બલ્કે આગ્રહને લઈને આ અમલ મકરૂહ ના દરજે પહોંચી જશે.

વળી અસાનો કયો ભાગ ઈમામ સા. હાથમાં પકડે એ ચર્ચા અને વિવાદ તો ખરેખર બિન જરૂરી હોવાની સાથે શરઈરૂએ ટીકાપાત્ર છે. શામીમાં એવાજ પ્રકારની ચર્ચાઓ અને વિવાદો ને મકરૂહ ઠેરવ્યું છે. [શામી ૫/૫૩૨]

જેથી એ વિવાદને છોડી પોતાની આંખિરત સુધારવાને લગતી બાબતો તરફ ધ્યાન આપવાની જરૂરત છે. આ પ્રકારની ચર્ચાઓને મુહકકીકીન ઉલમાએ કૌમની પડતીની નિશાનીઓમાં ગણાવી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. જુમ્આ પછીની સુન્નતો છોડી ચાલ્યા જવું.

**સવાલ** :– જુમ્માની નમાઝમાં ઘણા ભાઈઓ ફર્ઝ નમાઝની દુઆ બાદ તાત્કાલીક મસ્જીદ છોડી ચાલ્યા જાય છે. આ પ્રમાણે થવાથી તેમની જુમ્મા બાદની ૬ સુન્નતે મોઅકેદહ ત્થા આ પ્રમાણે કરવાથી જુમ્માની પુરી નમાઝ અદા થાય કે નહીં એ અંગે શરીઅતની રૂએ શું હુકમ છે ?

**જવાબ** :– ઉમ્દતુલ ફિકહમાં છે કે સુન્નતે મોઅક્કદહ વાજીબના નજીક હોય છે અને ફર્ઝો તેમજ વાજીબોની પરિપૂર્ણ કરનારી છે. કોઈ પણ ઉઝર વગર એક વાર પણ છોડીદે તો તે ઠપકા ના લાયક છે, અને જો છોડવાની આદત બનાવી લીધી તો તે ફાસિક અને દોઝખનો હકદાર છે. તેની ગવાહી કબુલ કરવામાં નંહિ આવે. [૨/૨૯૭]

જુમ્અહની નમાઝ પછી ઈમામ અબૂ હનીફહ (રહ.)ના કથન મુજબ ચાર–રકઅત એક સલામથી પઢવી સુન્નતે મોઅક્કદહ છે અને ઈમામ અબૂ યુસુફ (રહ.) ના કથન મુજબ ૬ રકઅત સુન્નતે મોઅક્કદહ છે. પહેલાં ચાર રકઅત એક સલામથી અને પછી બે–રકઅત એક સલામથી.

[ઉમ્દતુલ ફિકહ ૨/૨૯૭]

માટે જે લોકો જુમ્અહ ના ફર્ઝ અદા કર્યા પછી તુરતજ મસ્જિદ છોડી ચાલ્યા જાય છે અને જુમ્અહ પછીની સુન્નતે મોહક્કદહ મસ્જિદ તેમજ ઘરે

અદા કરતા નથી તેઓ ગુનેહગાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. નમાઝ લાંબી ખુત્બો ટૂંકો.

**સવાલ :-** જુમ્અહના ખુત્બાની મીકદાર (લંબાઈ) કેટલી હોવી જાઈએ. જુમ્અહની નમાઝ જેટલી કે તેનાથી વધુ. ખુત્બો લાંબો હોવો જોઈએ કે નમાઝ ?

**જવાબ :-** ખૂત્બહને લાંબો ન કરવું સુન્નત છે. બન્નેવ ખૂત્બાઓ તિવાલે મુફસ્સલ પૈકી કોઈક સુરતની બરાબર રહે. એનાથી લાંબા કરવું મકરૂહ છે. (ઉમ્દતુલ ફિકહ ૨/૪૪૭,૪૪૮) નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે માણસની નમાઝનું લાંબુ હોવું અને તેના ખૂત્બહનું ટુંકા હોવું તેની દીની સમજદારીની નિશાની છે. માટે નમાઝને લાંબી કરો અને ખૂત્બહને ટુંકો રાખો. (મિશ્કાત પેજ-૧૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૯) ઈદૈન

### ૧. ઈદૈનમાં દુઆ કયારે કરે ?

**સવાલ :-** વ્યારામાં વર્ષોથી ઈદૈનની નમાઝ પછી દુઆ માંગવામાં નથી આવતી, બલ્કે ખુત્બા પઢવા પછી દુઆ માંગવામાં આવે છે તો આ અમલ કેવો ? રિવાજ, બીદઅત, કે જાઈઝ ? હવે પછી ઉલમાઓએ શું કરવું જોઈએ ? નમાઝ પછી દુઆ કરવાથી મજમામાંથી ઘણા નમાજી ખુત્બો સાંભળવા રોકાતા નથી, એટલે આવું કરવામાં આવે છે તો નમાઝ પહેલાં નમાજીઓને સમજાવી શકાય કે નહિં ?

**જવાબ :-** આપના ત્યાં ઈદૈનની નમાઝમાં સલામ પછી તુરત જ દુઆ માંગવાના બદલે ખુત્બા પછી દુઆ માંગવાનો જે સિલસિલો ચાલી રહ્યો છે, તેની પણ ગુંજાઈશ છે. અલબત્ત આપણા અકાબિરે દેવબંદનો અમલ નમાઝ પછી દુઆ માંગવાનો હતો. હઝરત મવ. મુફતી અઝીઝુર્રહમાન ઉસ્માની

રહમતુલ્લહિ અલયહિ (દારૂલ ઉલૂમના સર્વપ્રથમ સદર મુફતી) લખે છે :–

"આપણા અકાબિર જેમ કે હઝરત મવ. રશીદ અહમદ સા. ગંગોહી કુદિસ સિર્રૂહુ અને હઝરત મવ. કાસિમ સા. નાનોત્વી રહમતુલ્લહિ અલયહિ અને બીજા હઝરાતે અસાતિઝહ જેમ કે હઝરત મવ. મોહંમદ યાકુબ સા. રહમતુલ્લાહિ અલયહિ (સાબિક સદર મુદર્રિસ દારૂલ ઉલુમ દેવબંદ) અને હઝરત (શૈખુલહિંદ) મવ. મહમુદ હસન સા. (સદર મુદર્રિસ મદ્રેસા હાઝા) વગેરેનો એ જ મઅમૂલ રહ્યો છે કે અન્ય નમાઝોની જેમ ઈદૈનમાં પણ નમાઝ પછી હાથ ઉઠાવીને દુઆ માંગતા હતા." [ફતાવા દારૂલ ઉલૂમ, અઝીઝુલ ફતાવા દારૂલ ઈશાઅત કરાંચી–૩૦૭]

માટે આપના ત્યાં પણ લોકોને મસ્અલાની સહીહ સુરત બતાવી અને સમજાવી બેહતર સુરત ઉપર અમલ શકય હોય અને કોઈ ફિત્નાનો ભય ન હોય તો નમાઝ પછી જ દુઆ માંગવામાં આવે.

એ બાબત અમારો એક ઉર્દૂ વિગતવાર ફત્વો માસિક અઝાને બિલાલ રબીઉલ અવ્વલ ૧૪૨૭ હિ.માં છપાઈ ચુકયો છે. તેને જોઈ લેશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ટોળા રૂપમાં ઈદગાહ જવાનો રીવાજ.

**સાવલ** :– વ્યારામાં ઈદૈનની નમાઝ ઈદગાહમાં પઢવા જવા માટે મસ્જિદમાં બોર્ડ ઉપર લખી તથા એલાન કરી નમાજીઓને મસ્જિદ પાસે જમા કરી ટોળાની શકલમાં ઈદગાહ જવા માટે કહેવામાં આવે છે અને તેવું કરવું મો. ઉસ્માન હથોડવી સુન્નત કહે છે. તો તેની અસલ શું છે? અને ગેર ઉપર દબદબા માટે આવું કરવું જોઈએ, તેવું તેમનું બયાન છે. તેની હકીકત શું છે? આવું કરવું જાઈઝ છે? સુન્નત છે કે કેમ?

**જવાબ** :– ઈદૈનની સુન્નતો તેમજ મુસ્તહબ્બોનું વર્ણન ફિકહની કિતાબોમાં વિગતવાર કરવામાં આવ્યું છે. તેમાં આપે સવાલમાં લખેલ બાબતનો ઉલ્લેખ કોઈપણ કિતાબમાં જોવામાં આવ્યો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. ઈદ અંગે.**

**સવાલ :–** હમારે ત્યાં ઈદના દિવસે ઈદની નમાઝ પઢી લોકો કબ્રસ્તાને જાય છે અને ત્યાં ભેગા મળી કબ્રોના સામે ઉભા રહી હાથ ઉઠાવી દુવા માગે છે તો પુછવાનું એ કે કબ્રોના સામે ઉભા રહી હાથ ઉઠાવી દુઆ માગવું કેવું છે?

**જવાબ :–** ઝિયારતે કબ્રની મસનુન રીત એ છે કે કબ્રસ્તાનમાં દાખલ થતી વેળા આ પ્રમાણે સલામ કહે, "અસ્સલામુ અલયકુમ દાર–કવમિં મુઅમિનીન વઈન્ના ઈનશાઅલ્લાહુ બિકુમ લાહિકૂન વ નસ્અલુલ્લાહ લના વ લકુમુલ આફિયહ" પછી મય્યિતના પગ તરફથી ચહેરા સામે આવી ઉભા રહી (હાથ ઉઠાવ્યા વગર) લાંબી દુઆ (એકલા) કરે, અગર બેસવા માંગતો હોય તો હયાતીમાં મય્યિત સાથેના સંબંધ મુજબ નજીક અથવા દુર બેસે (કિંવા મય્યિતની હયાતીમાં તેના અદબને લઈ જેટલો દૂર બેસે). જેટલું શકય હોય તિલાવત કરી મય્યિતને તેનો સવાબ પહોંચાડે. ખાસ કરી સુરએ બકરહના શરૂથી લઈ "મુફલિહુન" સુધી, આયતૂલ કુર્સી, સુરએ બકરહની છેલ્લી બે આયતો, સુરએ યાસીન, સુરએ તબારક, અલ્હાકુમુત્તકાસુર અને સુરએ ઈખ્લાસ બાર અથવા અગિયાર યા સાત યા ત્રણ વાર પઢી તેનો સવાબ બખ્શી દે. [શામી ૧/૬૬૫,૬૬૬] [અહસનુલ ફતાવા ૫/૨૧૨] કબ્રસ્તાનની ઝિયારત વેળા બધાએ ભેગા મળી દુઆ કરવું સાબિત નથી. જેથી એકલો જ દુઆ કરે. "દુઆ વેળા હાથ ઉઠાવવા માંગતો હોય તો મોઢું કિબ્લા તરફ કરી પીઠ કબ્ર તરફ કરે" જેથી કોઈ જોનારને એવો વહેમ ન જાય કે કબ્રવાળાથી હાજત માંગી રહયો છે. [ફતાવા રહીમીય્યહ ઉર્દુ ૩/૧૦૨ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪. ઈદની નમાઝ પછી મુસાફહો કરવાનો સાબિત નથી.**

**સવાલ :–** ઈદના દિવસે ઈદની નમાઝ બાદ લોકો મસ્જિદમાં મસ્જિદના વરંડામાં તથા મસ્જિદના બહાર પરસ્પર મુસાફો કરે છે જે આગળથી એક એવો રિવાજ ચાલ્યો આવ્યો છે તો પુછવાનું એ કે ઈદના દિવસે ઈદની નમાઝ પછી મુસાફો કરવો કેવો છે. દારૂલ ઉલુમ કંથારીઆના પ્રકાશન વિભાગથી

પ્રગટ થયેલ ઈસ્લામી અરકાન નામી કિતાબમાં બિઅદત લખ્યું છે તો એ બરાબર છે ?

**જવાબ :-** ઈદના દિવસે ઈદની નમાઝ પછી ઈદના લઈ જે મુસાફહો લોકો આપસમાં કરે છે એનો શરીઅતમાં સુબુત ન હોવાને લઈ એ બિદઅત છે. શરૂ મુલાકાત વેળા શરીઅતે મુસાફહો બતાવ્યો છે. નમાઝો પછીનો મુસાફહો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ, સહાબાએ કિરામ રદીયલ્લાહુ અન્હુ અને દીનના ઈમામોથી સાબિત નથી. [અહસનુલ ફતાવા ૧/૩૫૪, ફતાવા મહમૂદિય્યહ-૧/૨૧૬, ખયરૂલ ફતાવા-૧/૫૬૯, ૫૭૦, શામી ૫/૨૭૦]ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૩) જનાઝહ

## ૧. જનાઝહની નમાઝ પઢવા માટે આગવી જગ્યા હોવા છતાં અન્ય જગ્યાએ જનાઝો પઢાવવાની વસિય્યતનો હુકમ.

**સવાલ :-** અમારા ગામમાં ચાર વરસ અગાઉ સુધી મસ્જિદના સહનમાં જનાઝાની નમાઝ પઢાતી હતી. ગામમાં ટી.પી. સ્કીમ મૂકવામાં આવતા રોડ માર્જીનને કારણે કબ્રસ્તાનનો અડધો કરતાં વધારે ભાગ કપાતમાં જતો હતો. સંસ્થાએ વાંધા અરજી કરી તેમજ દોડ-ધામ કરતાં હાલ પુરતું આ જોખમ ટળ્યું છે. જેથી સંસ્થાએ વિચાર્યું કે કબ્રસ્તાનમાં રસ્તાને અડીને જે ખાલી જગ્યા છે તેમાં ઈબાદતખાનું કાયમ કરીએ તો આસપાસના લોકો તેમ જતાં-આવતા લોકોને નમાઝની આસાની થાય અને જનાઝાની નમાઝ પણ ત્યાં જ અદા થઈ શકે તેથી અવર-જવર થતી રહે અને રસ્તામાં જતી જમીનને બચાવી શકાય. કબ્રસ્તાન બચાવવા માટેની લડત છેલ્લા વરસથી ચાલુ જ છે. અને અલ્લાહના ફઝલથી છેલ્લા ૫ થી ૬ વરસથી ત્યાં જનાઝાની નમાઝ ચાલુ થઈ ગઈ છે. કોઈ મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢાવવાનો

આગ્રહ રાખે તેમને પણ સમજાવી કબ્રસ્તાનમાં જ પઢાવવામાં આવે છે. કેટલાકને ત્યાં નમાઝ પઢે તો વાંધો છે. તેમની દલીલ છે કે અશકત–બિમાર–વૃધ્ધ માણસ કબ્રસ્તાનમાં કઈ રીતે જઈ શકે?

તાજેતરમાં એક વડીલનું મૃત્યુ થયું તેમના વારસદારોનું કહેવું હતું કે મર્હૂમ મસ્જિદમાં જ જનાઝાની નમાઝ પઢાવવાની વસિય્યત કરી ગયા છે. આ બાબતે ગામમાં વિવાદ થયો કે જયારે કમિટીએ જનરલ મિટીંગમાં નક્કી કર્યું એના ઉપર અમલ કરો. કમીટી એટલા માટે ચૂપ રહી કે મય્યતના દિવસે વિખવાદ ન થાય. તો શું આવી રીતે ગામમાં મહેનત કરી દાતાઓ પાસે દાન મેળવી જેની ગામમાં ઉણપ હતી અને કબ્રસ્તાનની હિફાઝત અને તેમજ સરળતા ખાતર એક જગ્યા ઉભી કરવામાં આવી અને માશાઅલ્લાહ તેનો ઉપયોગ શરૂ થઈ ગયો છતાં કોઈ વ્યકિત જિદ–હઠાગ્રહને લઈ આવી વસિય્યત કરે અને અમુક મય્યતના વારસદારો મસ્જિદના સહનમાં જનાઝાની નમાઝનો આગ્રહ રાખે તો કમિટી અટકાવી શકે?

જો આ રીતે દરેક વ્યકિત પોતાની મનમાની કરે તો કમિટીનો શું અર્થ?

જો કમિટી રોકે તો ઝઘડો થાય. તો શું સમજદાર લોકોની ફરજ નથી કે ઉમ્મતમાં ઝઘડો ન થાય? આવી ઘણી વસિય્યતો થાય છે. તો કેવી વસિય્યત માનવામાં આવે અને કેવી વસિય્યત માનવામાં ન આવે?

આ બાબતે છણાવટ કરી યોગ્ય માર્ગદર્શન આપશો.

**જવાબ :–** આપના ત્યાં જનાઝહની નમાઝ પઢવા માટે જયારે આગવી જગ્યા બનાવવામાં આવી છે તો હવે ગામ લોકોને પણ જોઈએ કે ત્યાં જ પોતાના જનાઝાઓની નમાજ પઢવા–પઢાવવાની તકેદારી લે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક ઝમાનામાં જનાઝહની નમાઝ પઢવા માટે મસ્જિદે નબવીની બાજુમાં એક આગવી જગ્યા નક્કી કરવામાં આવી હતી અને ત્યાં જ જનાઝાઓ પઢવામાં આવતા હતા. [બુખારી શરીફ–૧/૧૭૭]

ફતાવા મહમૂદિય્યહમાં છે "જયારે કે કબ્રસ્તાનમાં જનાઝહની નમાઝ માટે આગવી ઈમારત મવજૂદ છે, તો ત્યાંજ જનાઝહની નમાઝ પઢવામાં

આવે.” [ફતાવા મહમૂદિય્યહ કરાચી–૮/૭૦૨ ઉપરથી]

એવી સુરતમાં મરનારને પણ જોઈએ કે અન્ય જગ્યાએ (દા.ત. પુછેલી સુરતમાં મસ્જિદનાં સહનમાં) જનાઝો પઢાવવાની વસિય્યત ન કરે, અને શરઈ રૂએ એ પ્રકારની વસિય્યત ઉપર અમલ કરવું જરૂરી પણ નથી. [દુર્રે મુખ્તાર શામી–૧/૬૫૦] અને એવી વસિય્યતની બુનિયાદ પર વારસદારોનું નક્કી કરેલ જગ્યાએથી હટી અન્ય જગ્યાએ જનાઝો પઢાવવા ઉપર આગ્રહ રાખવું મુનાસિબ નથી, કેટલાક લોકો અશકત, બિમાર અને વૃધ્ધ માણસ ત્યાં જઈ નથી શકતા તેને દલીલ રૂપે રજૂ કરવું શરઈ રૂએ એટલા માટે દુરૂસ્ત નથી કે શરીઅતે એવા લોકોને ત્યાં જવાના પાબંદ પણ બનાવ્યા નથી જે પાબંદી શરીઅતે રાખી ન હોય તેને આગળ ધરી એક નક્કી કરવામાં આવેલ વ્યવસ્થાને ખોરવવું પસંદીદહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ગાઈબાનહ નમાઝે જનાઝહ.

**સવાલ :–** પાકિસ્તાનના જનરલ જીયાઉલહકક વિમાન અકસ્માતમાં ગુજરી ગયા ત્યાર પછી એમની જનાઝાની નમાઝ પાકિસ્તાનની ઘણી મસ્જિદોમાં પઢાવવામાં આવી. તથા બહારના દેશોમાં પણ જનાઝાની નમાઝ પઢવામાં આવી અને ત્યા જનાઝો હાજર ન હતો, તો શરીયતના રૂએ આ રીતે જનાઝાની નમાઝ પઢી શકાય. આ રીતે નમાઝ પઢવું હનફી મઝ્હબમાં જાઈઝ છે કે નાજાઈઝ તેનો ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** નમાઝે જનાઝહ કે લિયે મય્યિતકા હાઝિર હોના જરૂરી હય, ગાઈબ પર દુરૂસ્ત નહિ. ઈલ્લા યહ કે બગેર નમાઝે જનાઝહ દફન કર દિયા ગયા હો તો કબર પર ખાસ મુદ્દત તક કે અંદર નમાઝે જનાઝહ પળ્હી જાએ. હઝરત નબીએ અકરમ (સલ્લલ્લાહો અલયહિ વસલ્લમ)ને નજ્જાશી (શાહે હબશહ ) કે જનાઝહ પર ગાએબાનહ નમાઝ પળ્હી હય, યેહ રિવાયત મોઅતબર હય, શુર્રાહે–હદીસને લિખ્ખા હય કે નજ્જાશી કા જનાઝહ આપકે સામને કર દિયા ગયા થા. વોહ ગાઈબ નહિં થા, નમાઝ પળ્હનેવાલે સહાબાએ કિરામ આપ (સલ.) કે તાબેઅ થે. અલ્લામહ ઈબ્ને

તયમિયહ (રહ.)ને લિખ્ખા હય અગર મય્યિત કો કિસી શહરમે બિલા નમાઝે જનાઝહ દફન કર દિયા ગયા હો, જૈસા કે નજજાશી કા હાલથા તો દુસરે શહર કે લોગ ગાઈબાનહ નમાઝે જનાઝહ પળ્હેં, અગર નમાઝે જનાઝહ પળ્હકર દફન કિયા ગયા હો તો ન પળ્હેં કયું કે ફર્ઝ પહેલી નમાઝ કે ઝરીઅહ અદા હો ગયા, ઓરભી બઅઝ નામ બઅઝ રિવાયતમેં આયે હંય, જિન પર ગાઈબાનહ નમાઝે જનાઝહ કા તઝીકરહ હય, લેકીન મુહદ્દિસીનને ઉન પર જરહ કી હય, ઔર જનાઝહ સામને કરનેકી ઉસમેં તશરીહ મવજૂદ હય તા–હમ ઈતના મુસલ્લમ હય કે યેહ આપ (સલ.)કી આદત નહિંથી, બહોત સે સહાબા (રદી.) ને દુર દરાઝ મકામાત પર વફાત પાઈ જૈસે બીરેમઉનહ કા વાકિઅહ પેશ આયા ઔર આપ (સલ.) કો બ–ઝરીએ વહી ખબર ભી દી ગઈ, આપ (સલ.) કો સદમા ભી હુવા લેકીન આપ (સલ.) ને ઉનકી નમાઝે જનાઝહ નહિં પળ્હી.

આપ (સલ.) કે બાદ સહાબાએ કિરામ (રદી.)કા કિસી મય્યિતે ગાઈબકી નમાઝે જનાઝહ પળ્હના કહીં નહિં દેખા, અગર યેહ અમલ સુન્નતે મુતવારિસહ હોતા તો સહાબાએ કિરામ (રદી.)ભી ઝરૂર ઉસ પર અમલ કરતે ઓર બતરીકે તવારૂસ મનકૂલ હોતા. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

[ફતાવા મહમૂદીય્યહ ૨/૩૯૪–૩૯૫ ]

## ૩. દફન કરતી વેળા ફુલ અને તબારકની માટી આપવું.

**સવાલ :–** મુર્દાને દફનાવ્યા પછી મીટ્ટી વાળવા (નાખવા) પહેલા ઘણા માણસો થોડી–થોડી મીટ્ટી આપે છે. તેના ઉપર સુ. ઈખ્લાસ યા ન જાણે શું પઢીને ફુંક મારે છે અને તેને ફુલ કી મીટ્ટી–તબારકકી મીટ્ટી કહે છે. તો આ અમલની કોઈ વિશિષ્ઠતા છે ? બહરહાલ આ અમલ કેવો છે ?

**જવાબ :–** શરીઅતમાં સુબુત નથી એને છોડવું જરૂરી છે. [અહકામે મય્યીત ૨૩૬]ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. વીજળીના શોર્ટથી મૃત્યુ પામેલ શહીદ છે.

**સવાલ :–** ઈલેકટ્રીક (વીજળી)ના શોર્ટથી (આંચકો) લાગવાથી મૃત્યુ

થાય તો તે શહીદીની મોત ગણાશે ?

**જવાબ :–** ઉમ્મીદ તો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૦) ઈસાલે સવાબ

## ૧. ઈસાલે સવાબની નિય્યતમાં પૂરી ઉમ્મતે મુહમ્મદીયાનો સમાવેશ.

**સવાલ :–** મર્હુમોના સવાબ અર્થે, દા. ત. હું તહજજુદની નમાઝ પઢુ છું. અને સલાતુત્તસ્બીહ પઢું છું. અને નફીલ નમાઝ પઢું છું. કુરઆન પઢું છું. હજજ–ઉમરા તેમજ સદકા – ખૈર – ખૈરાયત લિલ્લાહીયત કરૂં છું. આ આમાલ કર્યા બાદ નિય્યત કરું છું કે, આનો સવાબ અમારા પ્યારા રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને પહોંચાડો તેમજ એક લાખ ચોવીસ હજાર નબીઓ આવ્યા તેમને સવાબ પહોંચાડો, સહાબાઓ, તાબેઈન, તબ્એ તાબેઈન, ઉલ્માએ કિરામ એમને હમારા સુધી દીન પહોંચાડયો અને દીન શીખવાડયો તેમને સવાબ પહોંચાડો. તેમજ અમારા મા–બાપ અમારા ભાઈઓ બહેનો અમારા રીશ્તેદારો અમારા ખુંની રીસ્તાઓને સવાબ પહોંચાડો. તેમજ ઉમ્મતે મુહમ્મદીયાને સવાબ પહોંચાડો. કિયામત સુધી આવનાર ઉમ્મતે મુહંમદીયાને સવાબ પહોંચાડો, તો આ નિય્યત સહીહ છે? અને સહી નથી તો વિગત જણાવશો.

**જવાબ :–** બહરૂર્રાઈકમાં લખ્યું છે કે માણસ પોતાના અમલ ચાહે તે નમાઝ હોય અથવા રોઝો અથવા સદકો અથવા કુર્આનની તિલાવત અથવા ઝિક્ર અથવા તવાફ અથવા હજ અથવા ઉમરહ અથવા અન્ય કોઈ અમલનો સવાબ બીજા કોઈને બખશવા ચાહે તો બખ્શી શકે છે. (૩/૬૩)

આગળ જતાં બદાઈઅના હવાલાથી લખ્યું છે કે કોઈ માણસે રોઝો રાખી અથવા નમાઝ પઢી અથવા સદકો કરી તેનો સવાબ અન્ય કોઈ જીવંત અથવા મૃત વ્યકિતને પહોંચાડયો તો તે જાઈઝ છે. અને અહલે સુન્નત વલ

જમાઅતના મસ્લક મુજબ તે સવાબ તેઓને પહોંચી જશે. (ત્યાર પછી બહરૂર્રાઈકના કર્તા અલ્લામહ ઈબ્ને નુજયમ લખે છે કે) એનાંથી જણાયું કે જેને સવાબ પહોંચાડવામાં આવી રહયો છે તે જીવંત હોય અથવા મૃત, બન્નેવમાં કોઈ ફર્ક નથી અને અમલ કરતી વખતે જ તે વ્યકિત માટે સવાબની નિય્યત કરી હોય અથવા અમલ તો પોતાના માટે કર્યો ત્યાર પછી બીજી વ્યકિતને સવાબ બખશયો, બન્નેવ દુરૂસ્ત છે. (૩/૬૩,૬૪)

અલ્લામહ શામી (રહ.) એ વિગતવાર ચર્ચા કરી લખ્યું છે કે નબીયે કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમને પણ સવાબ બખ્શી શકાય છે. બલ્કે મુસ્તહબ છે. (શામી ૧/૬૬૬,૬૬૭) અલ્લામહ શામી (રહ.) એ ફતાવા તતારખાનિયહ ના હવાલાથી લખ્યું છે કે જે માણસ નફલ સદકો કરે તેણે જોઈએ કે બધાજ મોઅમિનીન અને મોઅમિનાતની નિય્યત કરે, કારણ કે તે સવાબ તેઓને પહોંચે છે. અને અમલ કરનારના સવાબમાં કોઈ કમી આવતી નથી. (૧/૬૬૬)

માટે આપે પોતાના નેક અમલોનો સવાબ બખશવા માટે જે રીત ઈખ્તિયાર કરી છે, જેમાં બધી જ ઉમ્મતે મુહમ્મદીયહનો સમાવેશ કરી લીધો છે, તે દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઈસાલે સવાબ માટે માસિકવાળી ઔરતનું કુર્આન શરીફ પઢવું કે પકડવું કેવું છે?

**સવાલ :-** મારા સાળાની વાઈફ કે જેમનું નામ હાજીયાણી હસીનાબીબી છે. એમણે પણ મૌલાનાને એક સવાલ પુછ્યો હતો કે ઔરતને માસિક આવ્યું હોય ત્યારે કુર્આન શરીફ પકડાય કે નહી? તો એમણે કહયું કે ઔરતને માસિક આવ્યું હોય તો પણ કુર્આન શરીફ પકડી શકાય છે અને એ જ હાલતમાં કુર્આન શરીફ પઢી શકે છે અને છોકરાઓને કુર્આન શરીફ પઢાવી પણ શકે છે.

**જવાબ :-** અવરતને જયારે માસીક આવ્યું હોય ત્યારે તેણી માટે કુર્આને પાકને કોઈ પણ જાતની આડાશ વગર પકડવું તેમજ પઢવું તથા

પઢાવવું જાઈઝ નથી (બદાઈઉસ્સનાઈઅ ૧/૩૮) જમહુર ઉલમા (કિંવા આલિમોનો મોટો સમુદાય) જેમાં ઈમામ અબુ હનીફા (રહ.) ઈમામ શાફેઈ (રહ.) ઈમામ અહમદ (રહ.)નો પણ સમાવેશ થાય છે, તેઓ ઉપર જણાવ્યા મુજબનો જ મત ધરાવે છે. અલબત્ત ઈમામ માલિક (રહ.) અને અન્ય ગણ્યા ગાંઠયા કેટલાક ઉલમા માસિકવાળી અવરત માટે કુર્આન પાક પઢવાની ઈજાઝત આપે છે. હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) નબીએ કરીમ સલલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન નકલ કરે છે કે "હયઝ અને નિફાસવાળી અવરત કુર્આને પાક બિલકુલ ન પઢે" (તિરમીઝી શરીફ)

વર્તમાન યુગના ગેર મુકલ્લિદો માસીક વાળી અવરત માટે કુર્આને પાક પકડવા તેમજ પઢવાને જાઈઝ બતાવે છે. આપે સવાલમાં જે આલિમ નો ઉલ્લેખ કર્યો છે કદાચ તે પણ ગેર–મુકલ્લિદ હશે. જેના લઈ તેવણે ઈજાઝત આપી. આપણા હનફી મસલકવાળાઓ માટે જાઈઝ નથી કે તેવણના ફત્વા ઉપર અમલ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ગેર મુસ્લિમ તરફથી ઈસાલે સવાબ.

**સવાલ :–** અહિયાં એક જોરાવર પીર દરગાહ છે. ગઈ કાલે મારા ઉપર વલસાડથી એક પારસી માણસે ૧૧૦/– રૂા. નો મનીઓર્ડર મોકલ્યો છે અને તેણે મનીઓર્ડરની રશીદ ઉપર લખ્યું છે કે મસ્જીદમાં જોરાવર પીરના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરાવીને આ પૈસાની શીરીની વહેંચી દેશો. તો મોકલનાર માણસ ગેર મુસ્લિમ (પારસી) છે તો તેના તરફથી ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરાવી શકીએ કે નહીં ? અને જો નહીં કરી શકતા હોય તો પછી એ પૈસાનો શું ઉપયોગ કરવો ? તે જરા ખુલાસાવાર લખી જણાવશો.

**જવાબ :–** ઈસાલે સવાબનો મતલબ એ છે કે માણસ કોઈ નેકી તથા ઈબાદતનું કામ કરે અને તે ઈબાદત તેમજ નેકી ઉપર અલ્લાહ તઆલા તરફથી એને જે સવાબ મળ્યો તે એણે બીજા મુસલમાન ભાઈને બક્ષી આપ્યો. હવે એટલું યાદ રાખો કે ઈબાદત ના દુરૂસ્ત અને સહીહ થવા માટે ઈસ્લામ

(મુસલમાન હોવું) શર્ત છે. માટે કોઈ ગેર મુસ્લીમ પોતે કોઈ સારૂં કામ (દા.ત. કોઈને પૈસા આપવા અને મદદ કરવી વિ.) કરે તો તે ઈબાદત નથી. એટલે તેના પોતાના તરફથી કોઈને ઈસાલે સવાબ શકય નથી. અલબત્ત તેની ઈચ્છાને માન આપી કોઈ મુસલમાન કોઈ નેક કાર્ય અલ્લાહ વાસ્તે કરી તેનો સવાબ કોઈ મુસલમાનને બક્ષે તો તે શકય છે. હવે રહી વાત કુર્આન ખ્વાની કરાવવાની તો " કુર્આનની તિલાવત ઈસાલે-સવાબ માટે નિશંક મહત્વ ધરાવે છે. પરંતુ આજકાલ લોકોએ એને એક રસમ (રીવાજી વસ્તુ) બનાવી દીધી છે. અને એના માટે ભેગા મળવાનો પ્રબંધ તેમજ એને જરૂરી સમજવું એજ પ્રમાણે દઅવત વિ. નો પ્રબંધ એ બધી વાતો બિદઅત અને નાજાઈઝ છે. (અહસનુલ ફતાવા ૧/૩૬૨) " વળી કેટલાક કુર્આન ખ્વાની કરનારા શીરીનીને પોતાનો હકે ખિદમત કિવાં પઢવાની અવેજી સમજે છે. ચાહે એનું નામ અવેજી ન રાખતાં હોય માટે એ સુરત નાજાઈઝ છે. કેટલીક વેળા નાના-મોટાઓની ભીડ થાય છે અને તેઓ ધાંધલ-ધમાલ, ખેંચ-તાણ કરે છે. કેટલાક લોકો શીરીની ની લાલચમાં પગોની પાકીનો ખ્યાલ રાખ્યા વગર મસ્જીદમાં આવી જાય છે. જેથી મસ્જીદનો અદબ જળવાતો નથી. એ સુરતોમાં નાજાઈઝ હોવું વધારે સખ્ત બની જાય છે. (ફતાવા-મહમુદિય્યહ ૧/૨૫) હવે રહી એ રકમ તો એનો માલિક મવજૂદ છે, તેને વાપસ કરી દેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૧) ઝકાત

## ૧. મકતબ માટે ઝકાતની રકમનો હીલો કરવું.

**સવાલ :-** હમારો મદ્રસો ફુરકાનિયહ વ દીનિયાહ, માંડવી જે ચંદા રકમ ઉપર આધાર રાખે છે. ચંદા વગર મઝકુર મકતબની કોઈ આવક નથી. તો ચાલુ વરસે જે ચંદો જમા થયો છે. એ ચંદાની રકમમાં ઝકાતની પણ રકમ છે. તો મઝકૂર ઝકાતની રકમને લિલ્લાહ કરવા માટે હીલો કરવામાં

આવે છે તો એ રકમનો હિલો કયા તરીકે કરવો, તે શરીઅતની રૂએ કઈ રીતે જાઈઝ ઠરશે ? જવાબ આપી આભારી કરશો.

**જવાબ :–** આપના મદ્રસાના નિભાવ માટે જે ચંદો કરવામાં આવે છે. તે રકમ માત્ર મુદર્રિસોના પગાર અથવા મદ્રસાના બાંધકામ તેમજ મરમ્મતમાં જ વપરાતી હોય તો તે ચંદામાં આપ ઝકાતની રકમ લઈ શકતા નથી. કારણ કે, એમાં ઝકાત વાપરવાથી ઝકાત અદા થતી નથી અને જો આપના મદ્રસા તરફથી ગરીબ બાળકોના ખાવા–પીવા તથા રહેવાની વ્યવસ્થા કરવામાં આવતી હોય તો તે ગરીબ બાળકો ઝકાતના હક્કદાર છે. તેઓને એ રકમના માલિક બનાવી ખોરાકી–ફીસ રૂપે તેઓ પાસેથી એ રકમ વસૂલ કરી શકો છો. ગરીબ બાળકોને માલિક બનાવ્યા વગર એને સીધી રીતે વાપરી શકતા નથી. જે મકતબમાં માત્ર મુદર્રિસોના પગાર તેમજ તામીરી ખર્ચ હોય તેની જવાબદારી ખુદ પઢનાર બાળકોના વાલીઓ તેમજ ગામ–વાસીઓની છે. જેવી રીતે પોતાના ઘરના સભ્યો માટે માણસ ખાવા–પીવા રહેવાની સગવડ કરે છે, તેવી જ રીતે પોતાના બાળકો માટે ફર્ઝે અય્ન (ઈબ્તિદાઈ) દીની તઅલીમની સગવડ પણ કરવી જોઈએ. એમાં ઝકાતની રકમ વાપરવાની શરઈ રૂએ ઈજાઝત નથી. હીલો કરી ઝકાતની રકમ મકતબમાં પણ વાપરશો તો પછી ગામના ગરીબોને ઝકાત આપવાને બદલે માલદાર લોકો એ રકમ મકતબમાં જ આપી એક તરફ ગરીબોને મહરૂમ કરશે, બીજી તરફ મકતબ ચલાવવા–નિભાવવાની પોતાની જવાબદારી ચુકશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઝકાતની રકમથી મકાન બનાવી ગરીબોને આપવાની વિવિધ સુરતો.

**સવાલ :–** ગુજરાત રાજયમાં પાછલાં મહીનામાં કોમી રમખાણો થયા હતાં, તે બાબત હમારા જીલ્લામાં ઘણા ગામો એવા છે જયા મદ્રેસા તેમજ મસ્જિદ નથી. હવે પછી આ ભાઈઓને હમો (રીલીફ કમિટી) કોઈ એવા મોટા ગામમાં જયાં મુસ્લિમ આબાદી વધારે છે ત્યાં મુકમ્મલ મકાન

સાથે સ્થાયી કરવા માંગીએ છીએ. તો ઉપરોકત વિગતમાં અમોને સાહિબે ખૈર તરફથી મદદ આપવાની તૈયારી દર્શાવેલ છે પરંતુ મસાઈલની લાઈનથી અમુક ગુંચવણો છે જે હમો પૂછવા માંગીએ છીએ.

**સવાલ (૧)** :– જમીન ટ્રસ્ટના નામે ખરીદીએ તો તે જમીનના એન.એ. તેમજ દસ્તાવેજ ખર્ચની માફી ગર્વમેન્ટ તરફથી મળી શકે છે તેમ હમારા અહીંની જમીનનો વેપાર કરતા વેપારીઓ કહે છે તો શરીઅતની રૂએ આ પ્રમાણે દસ્તાવેજ કરાવવાથી કોઈ ગુનો બનતો નથી ને ? શું આ રીતે ખરીદી શકીએ છીએ ?

**સવાલ (૨)** :– ઉપરોકત જમીન પેટે અમોને જે રકમ મળવાની છે તે ઝકાત તેમજ સદકાત વગેરેની છે તો તે રકમથી જમીન કેવી રીતે ખરીદી શકાય તેમજ બાંધકામ કેવી રીતે કરી શકાય તેની મુકમ્મલ માહિતી આપશો.

**સવાલ (૩)** :– આગળ એવા અનુભવ થયેલા છે કે આવી રીતે મકાન આપ્યા પછી મકાન માલિકો તે મિલકતને વેચીને બીજે જતા રહે છે. તો શું આ મકાન ન વેચવાનો ટ્રસ્ટ ઠરાવ કરી શકે છે ? અગર કરી શકે છે તો કેવી રીતે ?

એટલે કે આ સોસાયટીઓ જે રિલીફ કમિટી તરફથી બનાવવામાં આવી રહેલ છે તેના મુકમ્મલ માલિક ટ્રસ્ટ જ રહે અને એટલા માટે કે સોસાયટીવાળા તે વેચીને બીજે વસવાટ ન કરે અને આમ મિલ્કીયતની દ્રષ્ટિએ સાહેબે મકાન માટે યોગ્ય છે કે નહિં ? ઉપરોકત બંધારણ ખાસ એટલા માટે બનાવવું છે કે મકાન વેચીને બીજે રહેવા માટે જતા ન રહે, તો શું ટ્રસ્ટના નામની મિલ્કત આ રીતે કાયમ સુધી રાખવી જાઈઝ છે? એટલા માટે કે તે ઝકાતની રકમ છે.

**સવાલ (૪)** :– જે ગામોમાં તોફાનો થયા છે, અમુક ગામોમાં મસ્જિદો મદ્રસા શહીદ કરી દેવામાં આવ્યા છે અથવા તેમાં તોડફોડ કરીને ઘણું જ નુકસાન કરવામાં આવ્યું છે હવે તે ગામોના લોકો હિજરત કરી કેમ્પોમાં રોકાયેલ છે અને તેઓની વાપસ ગામમાં જવાની હાલ પુરતી જાહેરી એતિબારથી કોઈ શકલ–સૂરત જણાતી નથી. એવા ગામોના

મદ્રસા–મસ્જિદોનું શું કરવું ? અમુક ગામના લોકો દહેશતને કારણે પાછા જવાનું જ ના કહે છે અને શહેરમાં વસવા લાગ્યા છે તો એ મસ્જિદો અને મદ્રસા, કબ્રસ્તાનની જમીનોનું શું કરવું? તે શરઈ રૂએ જણાવવા મહેરબાની કરશો.

**જવાબ (૧)(૨)** :– ઝકાત આપનારાઓ તરફથી અગર આપની રીલીફ કીમટીને ઈજાઝત મળી હોય કે આ રકમ વડે જમીન ખરીદી તેના ઉપર મકાન બનાવી ગરીબોને ઝકાત રૂપે માલિકી ધોરણે આપવું તો એ સુરતમાં અગર રીલીફ કમિટી ઉપર લખ્યા મુજબ જમીન ખરીદ કરી તેનાં ઉપર મકાનો બનાવી ઝકાતના હકદાર ગરીબોને માલીકી ધોરણે આપશે તો ઝકાત આપનારાઓની ઝકાત અદા થઈ ગયેલી ગણાશે અને જો ઝકાતની રકમ આપનારાઓ તરફથી એ રીતે જમીન ખરીદી, મકાન બનાવી ગરીબોને ઝકાત રૂપે આપવાની ઈજાઝત આપવામાં આવી ન હોય તો એ સુરતમાં કમીટીને એ રીતે વહિવટ કરવાની શરઈ રૂએ ઈજાઝત નથી અને તે છતાં અગર કમીટી એવું કરશે તો ઝકાત આપનારાઓની ઝકાત અદા થયેલી ગણાશે નહિં અને કમીટી તેઓની રકમની ઝામીન ઠરશે. ઉપર મુજબ ઈજાઝત આપવાની સુરતમાં શરૂઆતમાં અગર ટ્રસ્ટના નામે જમીન ખરીદ કરવામાં આવે અને એન.એ. તેમજ બીજી સરકારી વિધીઓ પુરી કરી મકાનો તય્યાર થઈ ગયા પછી તે મકાનો ગરીબોને માલીકી ધોરણે ઝકાત રૂપે આપવામાં આવે તો પણ વાંધો નથી. પરંતુ તેઓના માલિકી હકમાં વિક્ષેપ નાંખનાર કોઈપણ શરત કરવી (દા.ત. તે મકાન વેચવાનો હક તેને ન આપવો અથવા એ જ પ્રકારની અન્ય કોઈ શરત કરવી) જાઈઝ નથી.

ઝકાત આપનારાઓ તરફથી મકાન બનાવીને આપવાની ઈજાઝત સ્પષ્ટ શબ્દોમાં પણ હોય શકે છે અને કમીટીએ અગર એ મુજબનો પોતાનો પ્રોગ્રામ રજુ કરી તેઓથી રકમની માંગણી કરી અને તેના જવાબમાં માલિકો તરફથી ઝકાતની રકમ આપવામાં આવી તો એ પણ એક પ્રકારની ઈજાઝત જ કહેવાશે. એવી રકમ આપનારાઓ તરફથી કમીટીને એ મુજબ કરવાનો ઈખ્તિયાર આપવામાં આવ્યો તો પણ દુરૂસ્ત છે.

અગર ઝકાતની રકમ આપનારાઓ તરફથી ઉપર મુજબની ઈજાઝત અથવા ઈખ્તિયાર આપવામાં આવ્યો  ન હોય તો એ સુરતમાં કમીટી જે ગરીબોને મકાન બનાવી આપવા માંગે છે તેઓના નામોનું ખાતું ખોલી તેઓના હાથમાં કોઈ ચોક્કસ રકમ (જે ઝકાતના નિસાબથી ઓછી હોય) આપી તેઓને એવું કહે કે તમે આ રકમ તમારા ખાતામાં જમા કરાવો (એટલું યાદ રહે કે આ ખાતું બેંકમાં ખોલાવવાનું નથી બલ્કે કમીટીની ઓફીસમાં જ તેઓના નામથી ખોલવામાં આવે) પછી જયારે તેમની જમા કરાવેલી એ રકમ જમીન ખરીદવા અથવા મકાન મટેરીયલ ખાતે વપરાય જાય ત્યાર પછી તેઓને બીજી રકમ એ મુજબ આપી તેમના ખાતામાં જમાં કરાવવાનું કહેવામાં આવે. મકાનો તય્યાર થતાં સુધી આ મુજબ તેઓના હાથે તેમના નામે ખોલવામાં આવેલા ખાતામાં રકમો જમા થતી રહે.

ઈજાઝત અથવા ઈખ્તિયાર મળ્યા ન હોય તે સુરતમાં એક બીજી શકલ એ પણ છે કે જે ગરીબોને મકાનો બનાવી આપવાનો પ્રોગ્રામ છે તેઓ કમીટીમાંના જ કોઈ સભ્યને પોતાના તરફથી ઝકાત વસુલ કરવાનો વકીલ બનાવી આપે અને તે સભ્ય ઉપર મુજબ તે ગરીબો તરફથી તેઓના ખાતામાં રકમો જમા કરાવતો રહે.

**જવાબ (૩) :-** આવી રીતે મકાનો બનાવી આપ્યા પછી આગળ જતાં કેટલાક એવા પણ બનાવો બન્યા જેમાં તેઓ એ મકાન વેચી બીજી જગ્યાએ જતા રહ્યા. આ કારણને લઈ આપનું એમ વિચારવું કે એ મકાનોનાં માલિક ગરીબોને બનાવવાને બદલે ટ્રસ્ટની  જ મિલ્કતમાં રહેવા દેવામાં આવે જેથી તેઓ મકાન વેચી અન્ય જગ્યાએ જતા ન રહે. સૌ પ્રથમ તો આપ આંકડો રજુ કરી બતલાવો કે આવું કેટલી જગ્યાએ અને કેટલી સંખ્યામાં બન્યું છે ? શકય છે અપવાદ રૂપ એવા એક–બે બનાવો બન્યા હોય તેના લઈ કમીટીએ ઉપર મુજબ વિચારવું ઝકાત બાબત શરીઅતે નક્કી કરેલ ધારાધોરણથી એકદમ વિરૂધ્ધ છે.

બીજું અગર તેઓએ એવું કૃત્ય કર્યું પણ હોય તો શરઈ રૂએ તેઓ એ મકાનના માલિક હોવાને લઈ તેઓને એવું કરવાની શરઈ રૂએ પુરી સત્તા

હતી. પછી આપે આવું વિચારવાની જરૂરત શા માટે ? ઝકાત આપનારાઓની ઝકાત અદા થઈ ગઈ અને આપ જેવા રીલીફનું કામ કરનારાઓને પુરેપુરો સવાબ મળી ગયો, માટે આપની આ વિચાર દ્રષ્ટિ ખરી રીતે જોતાં એ ગરીબોને હમેશાના માટે ટ્રસ્ટ અને ટ્રસ્ટના સંચાલકોના દબાણમાં રાખવાની એક ખોટી રીત જ છે. જયારે કે ઝકાત બાબત કિતાબોમાં સ્પષ્ટ રૂપે લખવામાં આવ્યું છે કે જેને ઝકાત આપવામાં આવી હોય તેનાથી કોઈ પણ પ્રકારનો લાભ ખાવો અથવા તેને પોતાના દબાણમાં રાખવો ઝકાત રૂપી ઈબાદતની અદાયગીમાં વિક્ષેપ નાંખનારી વસ્તું છે. જેથી આપ તમામ સભ્યો આવો વિચાર છોડી ઈખ્લાસની સાથે પોતાની મુસ્લિમભાઈ તરીકેની ફરજ અદા કરી છુટા થઈ જાવ.

અમારી વિચાર દ્રષ્ટિએ તો માલિકી ધોરણે આપવાની સુરતમાં બીજાને વેચીને ચાલ્યા જવાની શકયતા ઓછી રહેલી છે કારણ કે પોતાની માલિકીના મકાનને કારણ વગર છોડવું ઈન્સાની ફિતરતના વિરૂધ્ધ છે. જયારે કે આપ જે રીતે વિચારી રહ્યા છો તેમાં જે લોકોને વસાવવામાં આવશે તેમનું એ મકાનોને છોડીને ચાલ્યા જવાની શકયતા વધારે છે કારણ કે એ સુરતમાં તેઓ વિચારશે કે આપણી માલિકીનું તો છે નહિં.

બીજું આપની આ વિચાર શૈલી ખોટા અને ખયાનતી લોકોને આવા કામોમાં વધુ પ્રમાણમાં જોડાવા માટે આશીર્વાદ રૂપ બનશે.

**જવાબ (૪) :–** એવા ગામોના લોકોને સંપૂર્ણ સહકાર તેમજ હિમ્મત આપી ત્યાં જ વસવાટ કરવા માટે પ્રોત્સાહન આપવામાં આવે જેથી મદ્રેસાઓ તેમજ મસ્જિદો વિ. બાબત આ પ્રશ્ન ઉપસ્થિતજ ન થાય, તે છતાં ભવિષ્યમાં એવી પોઝીશન આવી પડે તો મુફતીઓની સંયુકત કમીટી સમક્ષ આ પ્રશ્ન રજુ કરી એનો હલ મેળવવમાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. શેર દલાલની આવક ઉપર ઝકાત અને હજ બાબત અહકામ.

**સવાલ :–** હું શેર દલાલીનું કામ કરું છું. મારી ઉપર મુખ્ય દલાલની

ઓફિસ છે. જેની મારફત કામ થાય છે અને મુખ્ય દલાલની ઓફિસ મુંબઈમાં છે.

હાલના કાયદા મુજબ જે કોઈ ગ્રાહક મારી મારફત શેર ખરીદે તો એણે બીજે દિવસે ખરીદ કિંમતનો ચેક મને આપવો પડે. જે હું અહિંની ઓફિસે મોકલું અને તેઓ મુંબઈની ઓફિસે જમા કરાવે.

ગ્રાહક શેર લે ત્યારે અને વેચે ત્યારે પણ કાયદા મુજબ મને દલાલી મળે. જે મહીનાના વેપારનો હિસાબ થયે મને ચેકથી ચૂકવવામાં આવે.

હવે એવું બને છે કે ગ્રાહક પોતાની ખરીદીનો ચેક આપવામાં ઢીલ કરે છે. ૮-૧૦-૧૫ દિવસ લેટ થાય તો હું તથા અહીંની ઓફિસ ચલાવી લઈએ છીએ. દરમિયાન મહીનો પુરો થતાં અહીંની ઓફિસ (મુંબઈ ઓફિસના હુકમ પ્રમાણે) હિસાબ જુએ છે. ગ્રાહકે ખરીદેલા શેરની રકમ હજી એણે જમા કરાવી નહીં હોય તો બધા જ એવા ગ્રાહકોની બાકી રકમ જેટલી રકમ મારી દલાલીની મને મળવા પાત્ર રકમમાંથી રોકી લેવામાં આવે છે અને એ પછી પણ જે મારી દલાલી બાકી રહે તેમાંથી પણ કંપનીના કાયદા મુજબ અમુક ટકા રકમ જમા રાખી બાકીની રકમનો જ ચેક મને મળે છે. એ રીતે મારી સારી જેવી મૂડી કંપનીમાં મારા નામે જમા છે. પણ હું એ લઈ શકતો નથી, ઉપર લખ્યું તેમ એમના કાયદા પ્રમાણે જ મને રકમ મળે. બાકી ત્યાં જમા રહે છે.

એ અંગે હવે નીચેના સવાલ છે.

(૧) આવી જમા થયેલી મારી રકમની જે તે વરસની ઝકાત મારે કેવી રીતે આપવી ?

(૨) હવે મારી રકમ એટલી છે કે મારી ઉપર હજ ફર્ઝ થઈ જાય તો મારી ઉપર હજ ફર્ઝ થયો ગણાશે ?

એવું પણ બન્યું છે અને બને છે કે મારી દલાલીની મળવાપાત્ર રકમ મને ૧,૨,૩,૪ બલ્કે પાંચ મહીના પછી પણ મળી છે. જે દરમિયાન મારે ઓફિસ તેમજ ઘર ખર્ચ ચલાવવામાં માટે કર્ઝ લેવું પડયું છે, લેવું પડે છે. તો મારે કર્ઝ લઈ હજ કરવી ? જો કર્ઝની રકમ મને એ શર્તે મળે કે મને જેમ

જેમ દલાલીની રકમ મળતી જાય તેમ તેમ વહેલામાં વહેલી તકે હું આ કર્ઝ અદા કરી દઉં, તો મારે હજ કરવા જવું જોઈએ ?

(૩) જો આવું કર્ઝ ન મળે તો ઈમાનદારીથી ઘર, ઓફિસનો ખર્ચ કાઢયા પછીની બચત હું જમા કરતો જાઉં અને જયારે એ બચત હજ પૂરતી થઈ જાય ત્યારે હજ કરવા જાઉં. તો મેં હજ માટે તાખીર કરી ગણાશે ?

(૪) મારા વાલિદ સાહેબ તથા મારો ભાઈ લાખોના કર્ઝદાર (દેણદાર) છે. તેમના કર્ઝખ્વાહ (લેણદાર) એમ કહે કે પહેલાં અમારો કર્ઝ અદા કરો પછી હજ કરો. તો એ સંજોગોમાં મારે માટે શો હુકમ છે ?

**જવાબ (૧) :–** ગ્રાહક તરફથી ખરીદ કરવામાં આવેલ શેરની કિંમત તેમજ તેની સાથે સરકારી ટેકસો અને આપ તેમજ મુંબઈ ઓફિસની દલાલીની રકમ વિગેરેનો સંયુકત ચેક જે મુંબઈ ઓફિસના નામનો બને છે, જયારે મુંબઈ ઓફિસ પર પહોંચ્યા પછી તેઓના ખાતામાં જમા થઈ જાય તો એનો મતલબ એ કહેવાશે કે મુંબઈ ઓફિસવાળાઓએ ગ્રાહક પાસેથી વસુલ કરવામાં આવતી આપની દલાલીની રકમનો આપના તરફથી કબ્જો મેળવી લીધો અને એ રીતે દલાલીની એ રકમ આપની માલિકીમાં આવી ગઈ, માટે તે દિવસથી જ આપ તેના માલિક બની ગયા છો. અગર આપની પાસે એ રકમ માલિક બનવા પહેલાંથી અન્ય રકમો અથવા સોનું–ચાંદી અથવા વેપારનો માલ ઝકાતના નિસાબ મુજબ હતો, તો આગળની રકમો વિગેરેમાં આ નવી રકમનો પણ સમાવેશ કરી આગળની રકમની સાથે આ રકમની ઝકાત પણ આપના ઉપર વાજિબ થઈ જાય છે, અલ્બત્ત મુંબઈ ઓફિસ તરફથી એ રકમ રોકી લેવામાં આવેલી હોય અગર તેના હિસાબે આવતી ઝકાત વરસ પુરૂં થતાં જ અદા કરવાને બદલે રકમ હાથમાં આવ્યા પછી અદા કરવા ચાહો તો પણ કરી શકો છો.

(૨) આપણા ત્યાંથી જયારે લોકો હજ કરવા માટે રવાના થાય છે તે દિવસોમાં અગર આપની પાસે એટલી રકમ હોય જેનાથી જવા–આવવાનું ભાડું ત્યાં રહેવાનો તેમજ ખાવા–પીવાનો ખર્ચ અને તમો હજની સફરમાં રહો તે દરમિયાન અહિંયા તમારા બાલ–બચ્ચાઓનો એટલી મુદતનો ખર્ચ

નિકળી શકતો હોય તો આપના ઉપર હજ ફર્ઝ થઈ જાય છે, અલબત્ત તે રકમ રોકી લેવામાં આવેલી હોય આપના હાથમાં ન હોવાથી આપ, તેને ખર્ચ કરી શકતા ન હોવાને લઈ આપના ઉપર હજ ફર્ઝ થશે નહિં, તે છતાં અગર આપને કર્ઝ રૂપે એ શર્તે રકમ મળતી હોય કે જેમ-જેમ આપની રકમ આપના હાથમાં આવતી જાય તેમ-તેમ વહેલી તકે આપ એ કર્ઝ અદા કરતા રહો, તો તે સુરતમાં મુનાસિબ એ જ છે કે હજ કરી લો.

(૩) એ તાખીર નહિં ગણાય.

(૪) લેણદારોનું આ કહેવું શરઈ રૂએ દુરૂસ્ત નથી. શરઈ રૂએ આપની ઉપર હજ ફર્ઝ થવા માટે વાલિદ સા. અને ભાઈના કર્ઝની બાદબાકી દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. પાછલા વરસોની ઝકાત ગણવાની રીત.

**સવાલ :-** મેં સી.ટી.ડી.માં ૩૧/૧/૮૦થી દર મહીને રૂપિયા ૨૦૦/- કપાવવાનું શરૂ કરેલું તે ૧૯ જાન્યુઆરી ૧૯૯૦ સુધી કપાયા. હવે વરસ પુરૂં થતાં ૨૪૦૦/- રૂપિયા થાય. પરંતુ ૨૪૦૦/- પર પુરૂં વરસ થતું નથી. પરંતુ પહેલા ૨૦૦/- રૂા. પર પુરૂં વરસ થાય છે એ રીતે દર વરસની આખેર ૨૪૦૦/- પર દસ વરસની ઝકાત નહીં ગણાય તો ઝકાત ગણવાની રીત બતાવશો અથવા આપ ગણી આપો તો આપનું મોટું એહસાન.

**જવાબ :-** આપે જે રકમ કપાવવાનું ચાલુ કર્યું હતું તે સિવાય પણ આપની પાસે બીજી રોકડ રકમ એટલી હતી જેનાથી સાડા બાવન તોલા ચાંદી ખરીદી શકાતી હોય, અથવા સાડા સાત તોલા સોનું હતું, અથવા બધું જ થોડું થોડું હતું જે સૌ મળીને સાડા બાવન તોલા ચાંદીની કિંમત આપની પાસે થઈ જતી હતી. તો આપ પહેલા દિવસથીજ "સાહિબે નિસાબ" હોવાથી આપના ઉપર ઝકાત વાજિબ થઈ જતી હતી. માટે હિસાબ કરવામાં રૂા. ૨૪૦૦ રૂપિયાની ઝકાત પહેલા વરસની રૂા. ૬૦/- કાઢવી. હવે બચેલા ૨૩૪૦માં બીજા વરસના ૨૪૦૦/ ઉમેરી બીજા વરસની રૂા. ૪૭૪૦ની ઝકાત રૂા. ૧૧૮= ૫૦ ગણવી, હવે બાકી રહેલા ૪૬૨૧=૫૦માં ત્રીજા

વરસના ૨૪૦૦ ઉમેરી ત્રીજા વરસની રૂા. ૭૦૨૧=૫૦ની ઝકાત ગણવી એ રીતે હિસાબ કરી શકો છો. દસ વરસની કુલ ઝકાત રૂા. ૩૦૬૩=૭૧ થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૫. નિસાબના ત્રણ પ્રકાર, ઝકાત ફંડથી કોને ઝકાત આપી શકાય ?**

**સવાલ :–** મુસ્લિમ રીલીફ ફંડ કમીટી ગરીબ હાજતમંદ મુસ્લીમોને ઝકાતફંડમાંથી મકાનો બાંધવા – બેવાઓને ઈમદાદ – ગરીબના બાળકોને કપડાં – ચોપડાં – સ્કુલ ફી – મદ્રેસા ફી – શાદી પ્રસંગના ખર્ચ માટે – ખેતીવાડીના સાધનો લેવામાટે ઝકાત ફંડમાંથી ઈમદાદ કરે છે. ઝકાતની માંગણી કરવા પહેલાં ઝકાતના મસઅલાથી વાકેફ થાય તે માટે તેઓને જાણકારી આપવાનું મુનાસીબ માનું છું. આપની રીતે જરૂરી માર્ગદર્શન શરીઅત મુજબ આપવા વિનંતી છે.

નીચેના મુદ્દા આપના ધ્યાન ઉપર આવે તે હેતુથી લખી રહયો છું. બીજા કોઈ મુદ્દા આપના ધ્યાન ઉપર આવે તે પણ સમાવી લેવા વિનંતી છે.

ઈમદાદ માટે માંગણી ફોર્મ છાપવાના છે તેની પાછળ ઝકાતના મુસ્તહીક કોણ કહેવાય તેની માહિતી છાપવા ઈરાદો છે જે આપની જાણ ખાતર.

(૧) કેટલી રકમ બેલેન્સ હોય તો ઝકાત લઈ શકાય ?

(૨)ખેતીની જમીન ધારણ કરતા હોય તો તે લઈ શકે કે કેમ ?

(૩) જર જવેરાત કેટલું હોય તો ઝકાત લઈ શકે ?

(૪) આખા વરસ ઘરના બધાને ખાવા અનાજ પૂરતુ સ્ટોકમાં છે, અને બીજુ કોઈ અલગ સાધન નથી તો લઈ શકે કે કેમ ?

(૫) ફેકટરીમાંથી શેરડીના પૈસા આવવાના હોય તેના વચલા ગાળામાં કોઈ રકમ નથી તો લઈ શકે કે કેમ ?

(૬) ના બાલિગ કે બાલિગ સમજુ છોકરા–છોકરી કેવા સંજોગોમાં ઝકાત લઈ શકે ?

(૭) માં-બાપની – કે વાલીની ઈજાજત વગર ઝકાત લઈ શકે કે કેમ ?

(૮) મકાન બાંધવા કેટલી લીમીટમાં ઝકાતની રકમ લઈ શકે ? ૩ કે ૪ લાખ સુધી ઝકાત ફંડમાંથી મદદ કરી ગરીબોને મકાન બાંધી આપવામાં આવે તો તે માટે શું ચાલે કે ન ચાલે ?

(૯) મકાન બાંધકામનો સામાન ગરીબોને આપવામાં આવે તો ચાલે કે કેમ ? કે પછી રોકડા આપવામાં આવે ?

(૧૦) મકાન બાંધકામનો સામાન ઝકાત ફંડમાંથી આપવામાં આવે અને તે માલ સામાન મકાન બાંધકામ માં પૂરેપૂરો વપરાય નહી ત્યાં સુધીમાં બીજો માલ ઝકાત ફંડમાંથી લાવી આપવામાં આવે તો ચાલે કે કેમ ?

(૧૧) કપડાં – ચોપડાં – અનાજ ઝકાતના પૈસામાંથી લાવી આપવામાં આવે તો ચાલે કે નહીં ?

(૧૨) ધણી–ધણીયાણીમાંથી કોઈ એક પાસે એટલો માલ છે કે સાહિબે માલ છે તો તેપૈકીના ધણી કે પત્નિ જે સાહિબે માલ નથી તો તે ઝકાત લઈ શકે કે કેમ ?

(૧૩) માં–બાપ ઝકાતના હકદાર પણ નથી અને ખર્ચ કરી છોકરાને તાલીમ પણ આપી શકાતાં નથી. તો તેવા બાળકોની તાલીમ માટે રકમ ઝકાતમાંથી આપવી હોયતો કેવી રીતે આપવી ?

(૧૪)કઈ કઈ વસ્તુ હોય તો તે ઝકાત ન લઈ શકે ?

(૧૫) કેટલી ઉંમરના બાળકોને તેના વાલીની ઈજાઝત વગર ઝકાત આપી શકાય ?

(૧૬) ગરીબ હાજત મંદનું દવાનું–હોસ્પીટલનું બીલ ડાયરેકટ ભરી શકાય કે કેમ ?

આ ઉપરાંત આપના ધ્યાનમાં આવે તેવા કોઈ મુદ્દા હોય તો તે પણ શામેલ કરી જવાબ આપવા અરજ છે.

**જવાબ :–** આપના સવાલોના જવાબ પહેલાં કેટલીક વાતો પ્રાથમિક જાણકારી રૂપે લખવી મુનાસીબ સમજુ છું. જેથી જવાબો સારી રીતે સમજમાં

આવી જાય.

માલની એક ચોક્કસ મિકદાર (માત્રા) ના કોઈક વ્યકિતની માલિકીમાં હોવાને લઈ તે વ્યકિતને શરીઅતના કેટલાક ખાસ-ખાસ હુકમો લાગુ પડે છે. માલની એ ચોક્કસ મિકદારને શરીઅતની પરિભાષામાં "નિસાબ" કહેવામાં આવે છે.શરીઅતમાં એ "નિસાબ" ના ત્રણ પ્રકાર છે.

**પહેલો પ્રકાર :-** જેના લઈ તેની માલિકી ધરાવનાર ઉપર ઝકાત ફર્ઝ થવાની સાથે કુરબાની તેમજ સદકએ-ફિત્ર વાજીબ થાય છે. એવી વ્યકિત માટે ઝકાત-સદકાત સ્વીકરાવું જાઈઝ નથી.

આ પ્રકારના નિસાબમાં તે માલનો જ સમાવેશ કરવામાં આવ્યો છે, જેમાં નુમૂં કિવા વૃધ્ધિની સલાહિયત હોય. વૃધ્ધિની સલાહિયત ધરાવતા માલો શરીઅતે નક્કી કરી આપ્યા છે. જે ત્રણ પ્રકારના છે. (૧) સોનું-ચાંદી (૨) વેપારનો માલ (કિવા જેનો વેપાર કરતો હોય, ચાહે તે માટી-પથ્થરજ કેમ ન હોય ?) (૩) ઢોર-ઢાંખણ (ઉંટ, ગાય, ભેંસ,બકરી)

ઉપરોકત ત્રણ પ્રકારના માલમાં જ ઝકાત ફર્ઝ થાય છે. અલબત્ત તેના માટે અમુક શર્તો છે. જેમાંની એક શર્ત નિસાબ પણ છે. કિવા તે ચોક્કસ માત્રા (મિકદાર)માં હોવા જાઈએ. સોનામાં ઝકાત ફર્ઝ થવા માટે હદીસમાં વીસ મિસકાલની મિકદાર આવી છે. જે આપણા દેશના જુના માપતોલના હિસાબે સાડા સાત તોલા (યાદ રહે કે તોલાનું જુનુ વઝન, એક તોલા બરાબર બાર માશાનું મુરાદ છે, જે લગભગ સાડા અગીયાર ગ્રામ થાય છે. નવું વજન દસ ગ્રામવાળું નંહિ) અને નવા માપ-તોલના હિસાબે ૮૭ ગ્રામ અને ૪૭૯ મીલીગ્રામ થાય છે. ચાંદીમા ઝકાત ફર્ઝ થવા માટે હદીસમાં બસો દિરહમની મિકદાર આવી છે. જે આપણા દેશના જુના માપ-તોલના હિસાબે સાડા-બાવન તોલા અને નવા માપ-તોલના હિસાબે ૬૧૨ ગ્રામ અને ૩૫૦ મીલીગ્રામ થાય છે. વેપારના માલમાં ઝકાત ફર્ઝ થવા માટે જરૂરી છે કે એની કિંમત સોના અથવા ચાંદીના નિસાબ જેટલી હોય. સોના-ચાંદીના ભાવોમાં તફાવત હોવાની સુરતમાં જેનો ભાવ ઓછો હોય તે માન્ય કહેવાશે. જેમકે આજકાલ ચાંદી સસ્તી હોવાને લઈ ચાંદીનો હિસાબ જ ગણાય છે.

ઢોર—ઢાંખણમાં ઝકાત ફર્ઝ થવા માટે પણ નિસાબ (કિવા ચોક્કસ મિકદાર) નક્કી છે. જેની વિગત અત્યારે ગેર—જરૂરી હોઈ છોડી રહયો છું. અગર કોઈ મુસ્લીમ, આકિલ,બાલિગ વ્યકિત ઉપર જણાવેલ નિસાબનો માલિક હોય. અને તેના ઉપર એક વરસ વીતી જાય. સાથે જ તે માણસ દેવાદાર ન હોય. અને આ નિસાબી માલ તેની બુન્યાદી જરૂરતો સિવાય હોય, તો તેના ઉપર આ માલમાં ઝકાત ફર્ઝ થાય છે.

અગર કોઈ વ્યકિત દેવાદાર હોય તો અગર તેનું દેવું બાદ કરતાં ઉપર મુજબ નિસાબ જેટલો માલ બચે છે તો તે પ્રમાણે ઝકાત ફર્ઝ થશે. અને જો નિસાબ જેટલો માલ બચતો નથી તો ઝકાત ફર્ઝ થશે નહિ.

બુન્યાદી જરૂરતોનો મતલબ એ છે કે માણસને જીવન જીવવા માટે એની જરૂરત પડે છે. જેમકે રોજીંદો ખર્ચ. અને રહેવાનું ઘર (ચાહે ભાડાનું અથવા કોઈનું વાપરવા આપેલું કેમ ન હોય?) સ્વબચાવના હથિયાર ઘરવખરી,સવારી (ચાહે ઘોડો વિ. અથવા સ્કુટર, મોટર બાઈક, સાયકલ વિ.) પહેરવાના કપડાં ત્રણ જોડ (ત્રણ જોડથી વધુ કપડાંનો શુમાર જરૂરતથી વધારામાં થાય છે.) જે લોકો હુનર—ઉદ્યોગ વડે રોજી મેળવે છે તેમના ધંધાના સાધનો નો સુમાર બુનિયાદી જરૂરતોમાં થાય છે જેમ કે ટેલર માટે સીલાઈ મશીન ઈલેકટ્રીશીયન માટે તેના અવજાર વિ.વિ. જે ઉલમા પઢવા—પઢાવવાની પ્રવૃત્તિમાં રોકાયલા છે તેમના માટે ઈલ્મની કિતાબો બુનિયાદી જરૂરતમાં ગણાશે.

ઝકાત ફર્ઝ થવા માટે એક શર્ત એ પણ છે કે ઉપરોકત નિસાબ જેટલા માલ ઉપર પુરૂ એક વરસ વીતી જાય. વરસની ગણત્રીમાં ઈસ્લામી ચાંદનું વરસ માન્ય છે. મતલબ કે જે દિવસે ઉપરોકત માલનો એ માલિક બન્યો. ત્યારથી ઈસ્લામી હિસાબે વરસની ગણતરી કરવી દા.ત. એક માણસ પાસે પહેલી રબીઉલ—અવ્વલના રોજ નિસાબ જેટલો માલ આવ્યો તો બીજા વરસે પહેલી રબી.અવ્વલના રોજ એના ઉપર ઝકાતની અદાયગી ફર્ઝ થશે. જો તે પહેલાં એ માલ એની પાસેથી ચાલ્યો ગયો તો ઝકાત ફર્ઝ થાય નહિ. અગર વરસનાં બન્નેવ છેડાઓમાં તે માણસ માલિક છે, અને દરમીયાનમાં

કંઈક કમી આવી જાય તો પણ ઝકાત ફર્ઝ રહેશે. દા.ત. પહેલી રબી.અવ્વલના નિસાબનો માલિક બન્યો. પછી દરમિયાનમાં માહે શવ્વાલમાં થોડા દિવસ એવા પણ પસાર થયા જેમાં પુરો નિસાબ તેની પાસે નહિ રહયો બલ્કે તેમાંથી થોડીક મિકદાર (માત્રા) ઓછી થઈ ગઈ. ત્યાર પછી ફરી પાછો નિસાબ સંપૂર્ણ થઈ ગયો તો બીજા વરસની પહેલી રબી.અવ્વલના રોઝ ઝકાત ફર્ઝ થશે.અલબત્ત એના માટે જરૂરી છે કે તે નિસાબ સંપૂર્ણ પણે ખતમ થયો ન હોય. તેનો કોઈક અંશ તો બાકી રહયો જ હોય. અને જો તે નિસાબ સંપૂર્ણ રૂપે ખતમ થઈ ગયો. દા.ત. પહેલી રબી.અવ્વલના રોજ કોઈ માણસ પાસે નિસાબ જેટલો માલ આવ્યો પછી દરમિયાનમાં શાબાન મહીનામાં તે માલ સંપૂર્ણ પણે એની પાસેથી ખતમ થઈ ગયો. એનો થોડો ભાગ પણ ન રહયો. પછી શવ્વાલમાં ફરી તેની પાસે નિસાબ જેટલો માલ આવ્યો તો હવે પહેલી રબી.અવ્વલના વરસ પુરૂં થયું નહિ કહેવાય. બલ્કે શવ્વાલથી નવેસરથી વરસ શરૂ થયેલું કહેવાશે.

સારાંશ કે જે વ્યકિત નિસાબના આ પહેલા પ્રકારની માલિક હોય તેના ઉપર ઝકાત ફર્ઝ થાય છે. અને સદકએ ફિત્ર પણ વાજીબ થાય છે. અને એવી વ્યકિતને ઝકાત અથવા વાજીબ સદકાત આપવું દુરૂસ્ત નથી.

**બીજો પ્રકાર** :- જે માણસ પોતાની બુન્યાદી જરૂરતો સિવાય, તેના ઉપર જે કર્ઝ છે તે બાદ કરીને ૬૧૨ ગ્રામ અને ૩૫૦ મીલીગ્રામ ચાંદી અથવા એટલા રૂપિયા અથવા એટલી કિમતના માલ-સામાનનો માલિક હોય. (ચાહે તે માલ-સામાન વ્હેપાર માટે ન હોય, અને ભલે તે ઉપર વરસ પુરૂં નહિ થયું હોય) તો તેના ઉપર સદકએ ફિત્ર તેમજ કુરબાની વાજીબ થઈ જાય છે. અને એવી વ્યકિતને ઝકાત તેમજ વાજીબ સદકાત દેવું દુરૂસ્ત નથી. તે ઝકાતનો હકદાર નથી. દા.ત. એક માણસ પાસે વધારાની ઘરવખરી (વાસણ-ગોદડાં, કુરસી, ટેબલ, ટી.વી, રેડીયો વિ.) છે. જેમ કે આપણા સમાજમાં લોકો પાસે હોય છે. અને તેની કિમત ૬૧૨ ગ્રામ-૩૫૦ મી. ગ્રામ ચાંદી જેટલી યા એથી વધુ છે. તો એવો માણસ ઝકાતનો હકદાર નથી. બલ્કે એના ઉપર કુરબાની તેમજ સદકએ-ફિત્ર પણ વાજીબ થાય છે.

અલબત્ત તેના ઉપર ઝકાત ફર્ઝ નથી.

**નોટ** :- પહેલા પ્રકાર અને બીજા પ્રકારનાં નિસાબમાં જે તફાવત છે તેની ચોખવટ આવશ્યક સમજી કરૂં છું. (૧) પહેલા પ્રકારના નિસાબ માટે શર્ત છે કે તેમાં વૃધ્ધિની સલાહિય્યત હોય એટલા માટેજ એમાં ત્રણ જાતના માલનો જ સમાવેશ કરવામાં આવ્યો છે. (જેની વિગત ઉપર આવી ચુકી છે.)જયારે બીજા પ્રકારના નિસાબ માટે એ શર્ત નથી, એટલા માટે જ સોના–ચાંદી અને ઢોર ઢાંખણ સિવાય અન્ય માલ માટે પહેલા પ્રકારમાં વેપાર માટેનો હોવું જરૂરી કહેવામાં આવ્યું. અને બીજા પ્રકારમાં વેપારની શર્ત રાખી નથી (૨) પહેલા પ્રકારના નિસાબ માટે વરસ વિતવું શર્ત ઠેરવવામાં આવ્યું છે. જયારે બીજા પ્રકારમાં વરસ વિતવાની શર્ત નથી. એટલા માટેજ અગર કોઈ માણસ પાસે ઈદુલ અઝહાની આગલી રાત્રે બીજા પ્રકારના નિસાબ જેટલો માલ આવ્યો તો ભલે તેના ઉપર વરસ નથી વિત્યું (બલ્કે ૨૪ કલાક પણ પુરા થયા નથી) તો પણ તેના ઉપર કુરબાની વાજીબ છે.

**ત્રીજો પ્રકાર** :- જે માણસ પાસે એના તેમજ એના ભરણ પોષણમાં રહેતા માણસો (પત્નિ, ના–બાલિગ અવલાદ વિ.) ની એક દિવસની જરૂરીયાત પુરી થઈ જાય એટલો માલ મવજુદ છે તો એવા માણસ માટે કોઈનાથી સવાલ કરવો મના છે. ભલે આ માણસ ઝકાત લેવાનો હકદાર છે. પરંતુ તે છતાં એના માટે કોઈ પાસે ઝકાતની રકમ માંગવી જાઈઝ નથી.

**નોટ** :- આપણા સમાજમાં કેટલાક લોકો એવા હોય છે. જે પહેલા તેમજ બીજા પ્રકારના નિસાબના માલિક નહિ હોવાને લઈ ઝકાત લેવાના હકદાર હોય છે. પરંતુ તેઓ પાસે ત્રીજા પ્રકારના નિસાબ જેટલો માલ હોવા છતાં લોકો પાસે હાથ ફેલાવે છે. જે જાઈઝ નથી.

હવે આપે રજુ કરેલ સવાલોના જવાબો ક્રમવાર આપું છું.

**(૧)** જે માણસ પાસે ૬૧૨ ગ્રામ અને ૩૫૦ મી. ગ્રામ ચાંદીની કિંમત જેટલું બેલેન્સ છે અને કર્ઝદાર નથી તો તે ઝકાત લઈ શકતો નથી. એજ પ્રમાણે એટલી કિંમત નું બેલેન્સ તો નથી પરંતુ તેની માલીકીમાં બુન્યાદી જરૂરતો થી વધારો એટલો માલ (ચાહે વાસણ કુસણ અથવા વધારાના કપડાં,

અથવા શોકેશમાં મુકવામાં આવતી વસ્તુઓ. અથવા ટી. વી. યા રેડીયો ટેપ રેકોર્ડર વિ.) છે. જેની કિંમત ઉપર મુજંબ છે તો તે પણ ઝકાતનો હકદાર નથી.

(૨) જે માણસ પાસે ખેતીની જમીન છે જેને ખેડી અથવા ખેડાવી આવક મેળવે છે. પરંતુ તેની આવક તેના અને ઘરવાળા પુરા વરસના ખર્ચ માટે કાફી નથી, તો એવા માણસ માટે ઝકાત લેવી હલાલ છે. (ઉમદતુલ–ફિકહ ૩/૧૪૧) અલબત્ત એની બીજી કોઈ આવક ન હોવી જોઈએ.

(૩) જર–જવેરાત ૬૧૨ ગ્રામ અને ૩૫૦ મી. ગ્રામ ચાંદીની કિંમત જેટલું છે તો તેના માટે ઝકાત લેવી જાઈઝ નથી. અલબત્ત અગર તે કર્ઝદાર છે, અને કર્ઝ ચુકવ્યા પછી આટલી કિંમતનું જર–ઝવેરાત બચતું નથી તો લઈ શકે છે.

(૪) આવકનું બીજું સાધન નંહિ હોવાની સાથે, વધારાનો આટલો માલ પણ ન હોય જેની કિંમત ઉપર મુજબ ચાંદીની કિંમત જેટલી થાય, તો ઝકાતનો હકદાર છે.

(૫) નંહિ.

(૬) ના–બાલિગ છોકરા–છોકરીની પોતાની માલીકીમાં ચાંદીના નિસાબની કિંમત જેટલો માલ હોય અથવા તેના બાપની માલીકીમાં એટલો માલ હોય તો તેઓને ઝકાત આપી શકાય નંહિ.

બાલિગ છોકરા–છોકરીની પોતાની માલીકીમાં ચાંદીના નિસાબની કિંમત જેટલો માલ નથી તો તેઓને ઝકાત આપી શકાય છે. પછી ભલેને એમનો બાપ માલદાર હોય અને તેઓ તેની સાથે રહેતાં હોય (ઉમદતુલ ફિકહ ૩/૧૪૨)

(૭)ઉપર જણાવ્યા મુજબ અગર તે હકદાર છે તો વાલીની ઈજાઝત વગર ઝકાત લઈ શકે છે. અલબત્ત અગર તે ના–બાલિગ છે તો સમજુ હોવો જોઈએ.

(૮) અગર મકાન બાંધી તૈયાર કરીને આપવામાં આવતું હોય તો તે

ગમે તેટલી કિમતનું કેમ ન હોય, (લાખ બે લાખ વિ.) આપી શકાય છે. અને જો મકાન બાંધવા માટે રકમ જ આપવી હોય તો એક સાથે એટલી રકમ નંહિ આપવી જેની કિમત ચાંદીના નિસાબની કિમત જેટલી થતી હોય. બલ્કે એનાથી ઓછી આપવી. પછી જયારે તે ખર્ચ થઈ જાય ત્યારે બીજી એટલી આપવી, એ રીતે આપતા રહેવું અથવા તેને કહેવામાં આવે કે તું મકાન બનાવવાનું મટીરીયલ ઉધાર ખરીદી લાવ. પછી જયારે તે ઉધાર ખરીદી લાવી કર્ઝદાર બની જાય ત્યારે એનું જેટલું કર્ઝ હોય એટલી રકમ આપી કર્ઝ ભરપાઈ કરાવી દેવું. ફરી એ રીત અપનાવવી. ત્યાં સુધી કે મકાન તૈયાર થઈ જાય.

(૯)ચાલે પરંતુ બેહતર એ છે કે તેની પાસેજ ખરીદ કરાવી જયારે તે કર્ઝદાર બનીજાય ત્યારે એટલી રકમ આપી કર્ઝ ભરપાઈ કરાવી દેવામાં આવે.

(૧૦) ચાલે.

(૧૧) ચાલે. પરંતુ બેહતર એ છે કે તેની પાસેજ ખરીદ કરાવી જયારે તે કર્ઝદાર બનીજાય તેનું કર્ઝઅદા કરવા માટે ઝકાતની રકમ આપવામાં આવે.

(૧૨) લઈ શકે.

(૧૩) અગર છોકરો બાલિગ છે અને તેની માલીકીમાં નિસાબ જેટલો માલ નથી તો તેનેજ આપી શકાય છે. અને ના–બાલિગ હોય તો બાપ તેની તાલીમ માટે કર્ઝ લઈ ખર્ચ કરે પછી તેનું કર્ઝ ઝકાત વડે અદા કરાવી દેવાની વ્યવસ્થા કરી આપવામાં આવે.

(૧૪) ઉપર પ્રસ્તાવનામાં વિગત આવી ચુકી છે.

(૧૫) બાલિગને આપી શકાય અગર તે સાહિબે–નિસાબ નથી. શરીઅતમાં બાલિગ થવા માટે છોકરો હોય તો એહતેલામ થવું અને છોકરી હોય તો હયઝ આવવું અથવા એહતેલામ થવું અથવા હમલ રહેવું. અને જો આ નિશાનીઓમાંથી કોઈ નિશાની નંહિ જણાય પરંતુ તેની ઉમર પંદર વરસની (ઈસ્લામી વરસ મુજબ) થઈ ગઈ તો છોકરો હોય કે છોકરી તે

બાલિગ કહેવાશે.

(૧૬) તે હયાત છે અને તેના કહેવાથી અને તેની ઈજાઝતથી બીલ ભરવામાં આવ્યું છે તો ઝકાત અદા થઈ જશે. અને જો તેના કહેવા વગર અથવા તેની ઈજાઝત વગર બીલ ભરવામાં આવ્યું છે તો ઝકાત અદા થશે નંહિ. અને જો તે મૃત્યુ પામ્યો છે. તો તેનું બીલ ભરવાથી ઝકાત અદા થશે નંહિ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. ઝકાતમાં કપડા આપવા.

**સવાલ :-** (૧) મારી રેડીમેઈડ ગારમેન્ટ ની શો–રૂમ /દુકાન છે. તો ઝકાતના હકદારને એમાંથી તૈયાર કપડાં ઝકાતની રકમમાંથી આપું છું. તો તે ઝકાત અદા થશે ? અમુક ભાઈઓ કહે છે કે કપડાં આપવાથી ઝકાત કબુલ– અદા થતી નથી.

**જવાબ :-** (૧) ઝકાતની અદાયગીમાં અસલ હુકમ તો એ છે કે જે માલમાં ઝકાત ફર્ઝ થઈ રહી છે, તેનો જ ચાલીસમો હિસ્સો ઝકાત રૂપે આપવામાં આવે, પરંતુ અગર કોઈ વ્યકિત તેના બદલે તેની કિંમત ઝકાતરૂપે આપે તો પણ ઝકાતની અદાયગી સહીહ અને દુરૂસ્ત છે.

પુછેલી સુરતમાં આપ રેડીમેઈડ કપડાનો વેપાર કરો છો તો એમાં પણ અસલ એજ છે કે આપની પાસે વેપારનો જે માલ રેડીમેઈડ કપડા રૂપે છે તેનો જ ચાલીસમો હિસ્સો ઝકાતરૂપે આપો પરંતુ તેના બદલે તેટલા હિસ્સાની કિંમત આપશો તો પણ ઝકાત અદા થઈ જશે, જેનો મતલબ એ થયો કે અગર આપ એ કપડાને જ ઝકાતરૂપે આપશો તો આપ અસલ હુકમ પર અમલ કરનાર બની આપની ઝકાત અદા થઈ જશે, જેથી પેલા ભાઈઓનું એ કહેવું કે ઝકાતમાં કપડા આપવાથી તમારી ઝકાત અદા થશે નહિં. શરઈરૂએ ખોટું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. કલીનીકની દવાની ઝકાત વેચાણ કિમત મુજબ અદા કરે.

**સવાલ :-** મારી કલીનીકમાં જે દવાઓ મારી પાસે છે તે દવાઓ ની

ઝકાત કઈ રીતે અદા થાય ? વેચાણ કિંમત પર યા ખરીદ કિંમત પર ?

**જવાબ :–** વેચાણ કિંમત મુજબ ઝકાત કાઢવામાં આવે. (અહસનુલ ફતાવા ૪/૨૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. પ્રોવીડન્ટ ફંડમાં કયારે કેટલી ઝકાત કાઢવી?

**સવાલ :–** ૧૯૭૧ની સાલથી હું સરકારી નોકરીમાં જોડાયો છું. સરકારી કોલેજમાં પ્રોફેસર છું. ૧૯૭૪માં પ્રોવિડન્ટ ફન્ડ (P.F.) કપાવવાનું શરૂ કરાવ્યું. શરૂઆતમાં (P.F.) ની કપાત ઓછી હોઈ વ્યાજની રકમ ઓછી હતી. ત્યાર બાદ પગારમાં વધારો થતાં, ઈન્કમટેક્ષમાં પણ વધારો થાય. સરકારના નિયમ મુજબ જો (P.F.) ની રકમ વધારે કપાવવામાં આવે તો ઈન્કમટેક્ષમાં રાહત મળે (ઓછો થાય) તેથી (P.F.) ની રકમ વધારે કપાવતાં (P.F.) ના વ્યાજની રકમ પણ વધુ થઈ.

૧૯૮૪માં મારી બદલી થતાં એક દારૂલ ઈફતામાં મસ્અલો પુછયો હતો. તો તેમના જવાબ મુજબ પગારમાંથી જે રકમ પ્રોવિડન્ટ ફંડમાં કપાત થાય છે તેની ઉપર જે વ્યાજની રકમ ઉમેરાય છે તે વ્યાજ તરીકે ઉમેરાતું હોવા છતાં વ્યાજ ગણાતું નથી.

ત્યાર પછીથી મેં એક યા બીજા કારણસર પ્રોવિડન્ટ મારા ઉપયોગમાં લેતો. (ઉપાડ) જોકે નિયમ પ્રમાણે (P.F.)માંથી વધુમાં વધુ ૯૦ ટકા રકમ જ ઉપાડી શકાતી તેથી ૧૦ ટકા રકમતો (P.F.)માં જમાં રહે જ છે.

તો શરીઅત અને તકવાની દ્રષ્ટીએ શું કરવું જોઈએ તે જણાવશો. શું ઉપરોકત જણાવેલ બાબતોમાં કંઈ ગલત છે. ? તે જણાવશો.

(૧) મારી નોકરી દરમીયાન (P.F.)ખાતામાં જે રકમ જમાં થતી તેની ઝકાત મેં જે તે વરસે ગણતરીમાં લઈ અદા કરેલ નથી. પરંતુ જયારે (P.F.)માંથી રકમ ઉપાડતો ત્યારે તેમાંથી જરૂરતનો ખર્ચ કર્યા બાદ જે રકમ બાકી રહેતી જેની જે તે વરસમાં સીલક રહેતી તે વરસમાં તેટલી રકમની ઝકાત આપી છે. શું તે બરાબર છે. જો ના હોય તો હવે શું કરી શકાય ? જેથી આગલા વર્ષોની P.F.ની રકમની ઝકાત અદા થઈ જાય.

**જવાબ** :– પ્રોવિડન્ટ ફંડ બાબત શરીઅતનું ઉસુલી માર્ગદર્શન લખવામાં આવે છે. એને નજર સમક્ષ રાખી હુકમ સમજી લેશો.

**મસ્અલહ નં. (૧)** :– ફરજિયાત પ્રોવિડન્ટ ફંડમાં કર્મચારીના પગારમાંથી જે રકમ દર મહિને કાપવામાં આવે છે અને તેના ઉપર જે વધારો સંસ્થા (ચાહે તે સરકારી હોય અથવા ગેર–સરકારી) પોતાના તરફથી કરે છે. અને પછી તે પુરી રકમ ઉપર વાર્ષિક વ્યાજના નામે જે જમાં કરે છે. એ ત્રણેય રકમોનો એકજ હુકમ છે. અને તે એ કે આ બધી રકમો વાસ્તવમાં પગાર નો જ એક ભાગ છે. ચાહે વ્યાજ અથવા અન્ય કોઈ નામે આપવામાં આવે. જેથી કર્મચારીએ તેને લેવું અને પોતાના વપરાશમાં લાવવું જાઈઝ છે. એમાંથી કોઈ પણ રકમ શરઈરૂએ વ્યાજ નથી. અલબત્ત અગર મરજિયાત રીતે પોતાના તરફથી પ્રોવિડન્ટ ફંડમાં કોઈ રકમ કપાવવામાં આવે તો તેના ઉપર જે રકમ સંસ્થા વ્યાજના નામે આપશે, તેનાથી બચવું જોઈએ. કારણ કે તેમાં વ્યાજથી મુશાબહત હોવાની સાથે વ્યાજ ખાવાનો જીરયો બનાવી લેવાનો ભય છે. જેથી એવી રકમ વસુલ જ ન કરે અથવા વસુલ કરી સદકો કરી આપે (ચેતવણી) ધ્યાનમાં રહે કે જે કર્મચારી મસ્અલો ન જાણવાને લઈ એવું સમજતો હતો કે ફરજિયાત (P.F.) પર સંસ્થા વ્યાજના નામે જે રકમ આપે છે. તે શરઈ રૂએ પણ વ્યાજ છે. પછી તેણે વ્યાજ સમજીને જ સંસ્થાથી રકમની માંગણી કરી તો એ વધારાની રકમ ભલે તેના માટે હલાલ છે પરંતુ વ્યાજ પ્રાપ્તિ ની જે નિય્યત હતી એ નિય્યત ગુનાહ છે. તેને જોઈએ કે પોતાની આ ખોટી નિય્યતથી તવબહ કરે.

**મસ્અલહ નં. (૨)** :– જે હુકમ મસ્અલહ નં. ૧ માં બતાવવામાં આવ્યો એ ત્યારે છે જયારે તે કર્મચારીએ (P.F.)ની રકમ પોતાના તરફથી કોઈક વ્યકિત અથવા કંપની વિગેરેની સોપણીમાં આપી ન હોય. બલ્કે સંસ્થાએ પોતાની પાસેજ રાખી હોય અથવા કોઈ કંપની વિગેરે ને આપી હોય તો સંસ્થાએ પોતાની રીતે પોતાની જવાબદારી પર આપી હોય અને જો કર્મચારીએ પોતાની જવાબદારી પર આ રકમ કોઈક વ્યકિત અથવા બેંક અથવા વીમા કંપની અથવા કોઈ અલગ કમિટી દા.ત. કર્મચારીઓના

પ્રતિનિધીઓથી બનેલ બોર્ડ વિગેરેની સોપણીમાં આપી હોય તો તે એવું જ છે જેમકે પોતે વસુલ કરીને તેને આપી હોય. હવે અગર બેંક અથવા કંપની વિગેરે તે રકમ પર કાંઈક વ્યાજ આપે તો શરઈરૂએ તે વ્યાજ કહેવાશે. જેનું લેવું કર્મચારી માટે હરામ છે. ફંડ ચાહે ફરજિયાત હોય અથવા મરજિયાત.

**મસ્અલહ નં. (૩) :–** પગારમાંથી જે રકમ P.F.રૂપે કાપવામાં આવે છે અને તેના ઉપર દરમહિને જે વધારો સંસ્થા પોતાના તરફથી કરે છે પછી તે ભેગી રકમ ઉપર જે રકમ વાર્ષિક (વ્યાજના નામે) કર્મચારીના હિસાબમાં જમા કરે છે. ઈમામે અઅઝમ અબૂ હનીફહ (રહ.) ના મસ્લક મુજબ એમાંથી કોઈ રકમ ઉપર વિતેલા વર્ષોની ઝકાત વાજીબ નથી. અલબત્ત વસુલ થયા પછી કાયદા મુજબ તેના ઉપર ઝકાત વાજીબ થશે. પરંતુ સાહિબયન (ઈમામ અબૂ યુસુફ અને ઈમામ મુહમ્મદ) ના મત મુજબ આ રકમ વસુલ થયા પછી વિતેલા વર્ષોની ઝકાત પણ વાજીબ થશે. માટે કોઈક વ્યકિત તકવા અને એહતિયાત પર અમલ કરી વિતેલા વરસોની ઝકાત પણ આપી દીયે તો અફઝલ અને બેહતર છે. ન આપે તો કોઈ ગુનાહ નથી કારણ કે ફત્વો ઈમામે અઅઝમ ના કથન પર છે P.F.ચાહે ફરજિયાત હોય અથવા મરજિયાત, ઝકાતના મસ્અલહમાં બન્નેવનો હુકમ એક છે.

**મસ્અલહ નં. (૪) :–** ઉપરોકત હુકમ ત્યારે છે જયારે કે કર્મચારીએ પોતાના ફંડની રકમ પોતાની જવાબદારી પર કોઈક અન્ય વ્યકિત અથવા કંપની વિગેરેની સોપણીમાં આપી ન હોય. અગર એવું કર્યુ કિંવા પોતાના ફંડની રકમ પોતાના તરફથી પોતાની જવાબદારી પર અન્ય વ્યકિત અથવા બેંક , વીમા કંપની યા અન્ય કોઈ આગવી કંપની અથવા કર્મચારીઓના પ્રતિનિધીઓથી બનેલી બોર્ડની સોપણમાં આપી તો તે એવું જ છે જેમકે પોતે પોતાના કબ્જામાં લીધી હોય કારણ કે એ રીતે તે રકમ જેની પાસે ટ્રાન્સફર થઈ છે તે (કંપની અથવા વ્યકિત વિગેરે) તે કર્મચારીની વકીલ બની ગઈ અને વકીલ નો કબ્જો શરઈરૂએ મોઅક્કીલ (વકીલ બનાવનાર) ના કબ્જાના હુકમમાં છે. માટે જયારથી એ રકમ તેના તરફ ટ્રાન્સફર થઈ ત્યારથી તેના ઉપર ઝકાતના હુકમો લાગુ પડશે અને દર વરસની ઝકાત

કાયદા મુજબ વાજીબ થતી રહેશે.

**મસ્અલહ નં. (૫)** :– જયારે એ રકમ કર્મચારી અથવા તેના વકીલના હાથમાં ગઈ તો ઝકાતના મસાઈલમાં ઈમામ અબૂ હનીફહ (રહ.)ના મત મુજબ તેનો હુકમ અને કાયદો તેજ રહેશે જે કોઈ નવી આવકનો હોય છે. જેની વિગત નીચે મુજબની છે.

(૧) કર્મચારી એ રકમ વસુલ કરવા પહેલાંથી (ઝકાતનાં) નિસાબનો માલિક ન હતો અને ફંડની રકમ પણ એટલી ઓછી છે કે તેને મેળવીને પણ એનો બધો માલ નિસાબ જેટલો નથી થતો તો તેના ઉપર ઝકાત વાજીબ થવાનો પ્રશ્નજ ઉપસ્થિત થતો નથી.

(૨) અને જો પહેલેથી નિસાબનો માલિક ન હતો પરંતુ આ રકમ પ્રાપ્ત થવાથી નિસાબનો માલિક બની ગયો તો વસુલીના સમયથી લઈ જયાં સુધી પુરૂ એક ઈસ્લામી વરસ ન પસાર થાય તેના ઉપર ઝકાતની અદાયગી વાજીબ થશે નહિ. અને વરસ પુરૂ થવા પછી પણ એ શર્તે વાજીબ થશે કે ત્યાં સુધી એ માણસ નિસાબનો માલિક રહે. માટે અગર વરસ પુરૂં થવા પહેલાં માલ ખર્ચ થઈ ગયો અથવા ચોરી વિગેરેને લઈ એટલો ઓછો થઈ ગયો કે આ માણસ નિસાબનો માલિક ન રહયો તો ઝકાત વાજીબ થશે નહિં. અને જો ખર્ચ થયા પછી પણ સાલના છેવટમાં નિસાબ જેટલો માલ બચી રહયો તો જેટલો બચી રહયો માત્ર તેની જ ઝકાત વાજીબ થશે. અને જે ખર્ચ થઈ ગયો તેની વાજીબ થશે નહિં.

(૩) અને જો એ કર્મચારી પહેલાથી નિસાબનો માલિક હતો. તો ફંડની રકમ ચાહે નિસાબ જેટલી હોય અથવા ઓછી તેનું વરસ અલગ ગણાશે નહિ. બલ્કે જે માલ પહેલાથી એની પાસે હતો. જયારે તેનું વરસ પુરૂ થશે ફંડની વસુલ થયેલ રકમ ઉપર પણ તેજ વખતે ઝકાત વાજીબ થઈ જશે.ચાહે આ નવી રકમ ઉપર એક દિવસ જ પસાર થયો હોય. દા.ત. એક માણસની માલિકીમાં પંદર હજાર રૂા. પહેલાથી મવજૂદ હતા. વરસ પુરૂ થવાના એક દિવસ પહેલાં તેને P.F.ના પાંચ હજાર રૂા મળ્યા. તો હવે આગલા દિવસે તેણે પુરા વીસ હજારની ઝકાત અદા કરવી પડશે. સારાંશકે જે વ્યકિત

નિસાબની માલિક હોય વરસના દરમ્યાન માલના ઘટવા–વધવાનો એના પર કોઈ અસર પડશે નહિ. બલ્કે વરસ પુરૂં થતાં જેટલો માલ મવજૂદ હશે તેની ઝકાત વાજીબ થશે.

**મસ્અલહ નં. (૬) :–** ઝકાતના મસ્અલાઓની આ વિગત ઈમામ અઅઝમ અબૂ હનીફહ (રહ.) ના મતમુજબ છે અને જો સાહિબૈનના મત મુજબ એહતિયાતી રૂએ પાછલા વરસોની પણ ઝકાત આપી દેવામા આવે તો તે ઘણુંજ બેહતર અને અફઝલ છે અને એની રીત એ છે કે જયારથી કર્મચારી નિસાબનો માલિક બન્યો હોય ત્યારથી દર વરસના પુરા થવા પર એટલો હિસાબ કરી લે કે હવે તેનાં ફંડમાં કેટલી રકમ જમાં છે . જેટલી તે વખતે હોય તેની ઝકાત અદા કરીદે. એજ મુજબ હર વરસ કરતો રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. મદ્રસહમાં ફીસ ભરવાથી ઝકાતની અદાયગી.

**સવાલ :–** ભીતવાડી, મોટી દમણમાં, મદ્રસા તાલીમુલ બનાત, અંજુમને હિમાયતુલ મુસ્લિમીનના માતહત ચાલતો મદ્રસો છે. જેમાં મકામી તાલીબાતને ખાવા રહેવાના ઈન્તેઝામ વગર તાલીમ આપવામાં આવે છે. જેનો ખર્ચ રમઝાન માસ માં ચંદો કરી પુરો કરવામાં આવે છે, જેમાં ઝકાતની રકમ પણ હોય છે. શુરૂ સાલમાં અમો તમામ છોકરીઓની ફીસ નક્કી કરીએ છીએ તેમાં જે માલદાર છોકરી હોય છે તેઓ પોતાની ફીસ ભરી દે છે. અને ગરીબ છોકરીઓને અંજુમન તરફથી તે ઝકાત ની રકમ આપી મદ્રસાની ફીસ અદા કરવા કહીએ છીએ અને નાબાલીગ છોકરી હોય તો એમના વાલીદૈનને બોલાવી આ શકલ ઈખ્તિયાર કરવામાં આવે છે. અને એ રકમને આ રીતે અમો મદ્રસામાં ઈસ્તેમાલ કરીએ છીએ તો આ શકલ અમારા માટે સહીહ છે. ?

**જવાબ :–** સવાલમાં દર્શાવેલ સુરત શરઈરૂએ દુરૂસ્ત છે. અને એ રીતે ઝકાત આપનારાઓની ઝકાત અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. મકાનની વ્યવસ્થા માટે ઝકાતની રકમ સ્વીકારવી.

**સવાલ :-** આજથી બે ત્રણ વરસ પહેલાં મેં રૂા. ૧૫૦૦૦૦/- દોઢ લાખ કારોબાર માટે કર્ઝ લીધા હતા. તેના અંદરથી ૫૦૦૦૦ રૂા. પચાસ હજાર રૂા. કર્ઝ ખ્વાહને પરત કરી દીધા હતા. અને બાકીના એક લાખ રૂા. કારોબારમાં જ રાખ્યા હતા. તેમાં જ લગભગ ૫૦૦૦૦/- રૂા. નું નુકસાન આવ્યું અને બાકીના ૫૦૦૦૦/- રૂા. ઘરેલુ ખર્ચ (બે ઓપરેશન, છુટક દવા દારૂ, બીજી જરૂરીયાત)માં ખર્ચ થઈ ગયા. હવે હાલમાં મારા પાસે પોતાનું મકાન નથી કે જમીન નથી અને ઘર ગુઝરાન માટે ત્રણેક હઝારની નોકરી કરી લઉં છું.તે પણ હાલની મોંઘવારીને જોતા તે ચાલતા તો નથીજ પરંતુ ઉછીપાછીના કરીને ઘર ગુઝરાન ચલાઉ છું. વત્તા ૧૦૦૦૦૦/- રૂા. એક લાખ રુપિયાનો કર્ઝદાર છું. તો શું આ પરિસ્થિતીમાં ઝકાતની રકમ લઈ શકું છું? અને શું ઝકાતની રકમથી નાના મોટા મકાનનો બંદોબસ્ત કરી શકું છું ? અને મકાન માટે પ્લોટ ખરીદીને લેવો પડેતો શું તેના માટે આ રકમ લઈ શકું છું.

**જવાબ :-** પુછેલી સુરતમાં આપ ઝકાતના હકદાર છો. જેથી કોઈ આપને ઝકાતની રકમ આપે, તો લઈ શકો છો. આપ એક લાખના કર્ઝદાર હોઈ કોઈ આપને એક સામટી એક લાખ અથવા એનાથી ઓછી રકમ ઝકાતરૂપે આપે તો તે પણ લઈ શકો છો. તે મુજબ મળેલી રકમથી મકાનની વ્યવસ્થા કરી શકો છો. અલબત્ત એટલું યાદ રહે કે આપના કર્ઝથી વધુ ઝકાતની એટલી રકમ જે ૬૧૨.૩૫ ગ્રામ ચાંદીની કિંમત બરાબર હોય લેવું મકરૂહ ઠરશે. અને એટલી રકમ માલીકીમાં હોવા પછી તેનાથી વધુ લેવું દુરૂસ્ત પણ નથી. આપનારની ઝકાત અદા થશે નહિં. મકાનની વ્યવસ્થા માટે કોઈ આપને ઝકાતની રકમ આપવા ઈચ્છતું હોય તો તે સ્વીકારવા બાબત કોઈ માહિર અને અનુભવી મુફતીથી જબાની વાતચીત કરી સમજી પછી જ આગળ વધવું. જેથી ઝકાત આપનારની શરઈરૂએ અદાયગીમાં કોઈ બાધ ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૧. બાપકી સરપરસ્તીમેં રહનેવાલી અવલાદકી કમાઈમેં ઝકાતકા હુકમ.**

**સવાલ (૧):-** મેરી લડકી કે અલાવા મેરે તમામ લડકે સરકારી મુલાઝમત અલગ અલગ મુકામ પર કરતે હૈં ઓર ખૂશ હાલ હૈં, મેરી સરપરસ્તીમેં હય, ઈનકો જો તનખ્વાહ યા ઔર આમદની હોતી હે વો મેરી હે યા ઈનકી ? ઈસ તરહ ઉનકો જો આમદની હોતી હે ઉસકી જકાત સદકએ ફિત્ર કુરબાની કૌન અદા કરે મૈં યા યહ લોગ ખૂદ ?

**જવાબ (૧) :-** વોહ જો મુલાઝમત કરતે હંય અવર ઉસકી જો તનખ્વાહ ઉનકો મીલતી હય યા વોહ અપને તોર પર કોઈ કારોબાર કરતે હંય ઉસસે જો આમદની ઉનકો મીલતી હય ઉસકે માલિક વોહ લોગ હી હંય. અવર ઉસકી ઝકાત વિ. ભી ઉન પર હી વાજીબ હોગી.

**સવાલ (૨) :-** મેરી તમામ ઔલાદ કો જો આમદની હોતી હે બીલફઝ વો પુરે કે પુરી મુજકો દે દેં ઓર ફિર મેં ઉનકો ઉનકે ખર્ચ કે એતેબારસે જરૂરત કે બ કદર દૂં ઓર બાકી સબ મેરેહી પાસ રહે ઈસ સુરત મેં જકાત સદકએ ફિત્ર વગેરા કોન અદા કરેગા ? ન અદા કરને મેં ગુનેગાર કોન હોગા ?

**જવાબ (૨) :-** અગર વોહ આપકો હદિયે કે તોર પર માલિક બનાકર દેતે હંય તો ઉસ સુરતમેં અગર બાકી બચી હુઈ રકમ નિસાબ જીતની હય તો ઉસકી ઝકાત વિ. આપ પર વાજીબ હોગી અવર અદા ન કરને કી સુરત મેં આપહી ગુનેહગાર હોંગે.

અવર અગર વોહ આપકો અપની આમદની અમાનત કે તોર પર યા ઈન્તેઝામ કે તોર પર દેતે હંય તો ઉસ સુરતમેં આપ માલિક નહિ હંય. ઉસ સુરતમેં બાકી રકમ જીસકી ભી હય વોહ અગર નિસાબ કા માલીક હય તો ઉસ પર ઝકાત વાજીબ હોગી. જીસકી અદાયગી ન કરને કી સુરત મેં વોહ ગુનેહગાર હોગા. અલબત્તહ આપ કે લીયે જરૂરી હોગા કે ઉસકો સુરતે-હાલસે વાકિફ કર દેં. ફકત વલ્લાહુ અ'અલમ.

## ૧૨. ઝમીન પર દુસરેકા કબજા હોનેકી સૂરતમેં ઝકાત વાજીબ નહી.

**સવાલ :-** મેરી ૧૪ બરસકી તંગદસ્તી કે હાલતમે મેં ઝકાત, સદકએ, ફિત્ર, કુરબાની વગેરા કૂછ અદા ન કર સકા. હાલાંકે મે ઝમીન જાયદાદકા માલીક થા લેકીન જમીન સે મુજકો કૂછ આમદની ન હોતી થી, અબ અગર મે વહ રૂકી હુઈ ઝકાત, સદકએ ફિત્ર, કુરબાની અદા કરના ચાહું તો ઉસકી કયા સુરત હોગી. ઓર વહ અદા હોગી યા નહી. ?

**જવાબ :-** જબ આપ તંગ-દસ્ત થે અવર જમીન પર દુસરે કા કબજા થા અવર આપકે પાસ નિસાબ જીતના માલભી મવજૂદ નંહિથા તો આપ પર ઝકાત વિ. વાજીબ હી નંહિ હુવાથા તો અબ ઉસકી અદાયગી યા કઝા ભી આપ પર નંહિ હય. ફકત વલ્લાહુ અ'અલમ.

## ૧૩. રમઝાનમાં ઝકાત આપવાની ફઝીલત.

**સવાલ :-** રમઝાનુલ મુબારકમાં જે નેકીયોનો ભાવ વધારી આપવામાં આવે છે તો કોઈ શખ્સ ઝકાત અદા કરશે તો તેનો અજ્ર પણ ૭૦ ગણો મલશે ?

**જવાબ :-** હદીસે પાકમાં ફર્ઝનો સવાબ ૭૦ ગણો કરી આપવાની ફજીલત આવી છે. જેથી ઝકાત પણ એમાં શામેલ હોય આ ફજીલત હાસિલ થશે. અલબત્ત ફુકહા લખે છે કે વરસ પુરૂ થઈ જવાને લઈ ઝકાતની અદાયગી લાઝિમ થઈ ચૂકી હોય તો રમઝાનના ઈન્તેજારમાં તેમાં મોડું કરવામા ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. સૈયદની બીવીને ઝકાત આપી શકાય.

**સવાલ :-** ખાવિંદ સૈયદ હોય પરંતુ બીવી ગેર સૈયદ હોય અને તે મુસ્તહિક હોય તો તેની બીવીને ઝકાત આપી શકાય ?

**જવાબ :-** જી હાં ! આપી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. ઝકાતની રકમ ધંધામાં વાપરી શકાય ?

**સવાલ :-** હમારૂ કુટુંબ અલ્લાહના ફજલો કરમથી વિશાળ છે અને હમારો ધંધો કાપડ, રેડીમેડ, હોઝયરી, ફુટવેર વગેરેનો છે.

હમો ઝકાત કાઢીને એક તરફ એ રકમ જમા કરીએ છે. અને એ રકમમાંથી કોઈ જરૂરત મંદ હોય તેને આપીએ છે. અને એ રકમનો હમો તાત્કાલિક નિકાલ કરતા નથી.

આ ઝકાતની રકમથી હમો હમારા ધંધા માટે ઉછીની રકમ તરીકે લઈએ છે. અને પછી એ રકમ પરત મુકીએ છે. આ રીતે વારંવાર કરીએ છે. અને ઘણાં વખતનો ઘણો લાંબો સમય સુધી રકમ પાછી મુકી શકાતી નથી.

આ ઝકાતની રકમ હજુ સુધી હમારી પાસે પડેલી છે. હવે ઉપરની વિગતોમાં ઈસ્લામી શરીઅતનો શો હુકમ છે.

હમારાથી એ ઝકાતની રકમ કેટલો ટાઈમ રાખી શકાય અગર "હા" તો એ રકમ "ઉછીની" રકમ તરીકે હમો ધંધા કે બીજા કોઈ કામમાં વાપરી શકીએ કે કેમ તેનો ખુલાશો કરીને યોગ્ય માર્ગદર્શન આપશો. આ તમામ હકીકતમાં હમોએ ભુલ કરી છે તો એનો ઈલાજ શું છે ? તે જણાવવા મહેરબાની કરશોજી.

**જવાબ :-** વરસ પુરૂં થતાંજ ઝકાતની અદાયગી વાજીબ થઈ જાય છે. માટે ત્યાર પછી મોડું નંહિ કરવું જોઈએ. અગર મોડું કર્યું તો ગુનેહગાર ઠરશે. તે છતાં અગર કોઈ માણસ વરસ પુરૂં થતા હિસાબ કરી ઝકાત ની રકમ અલગ કાઢી લઈ જેમ જેમ જરૂરત મંદ આવતા જાય તેમ-તેમ તેઓને આપતો રહેશે તો પણ ઝકાત અદા થઈ ગયેલી કહેવાશે. પરંતુ રકમ અલગ કર્યા પછી જ્યાં સુધી જરૂરત મંદ ને આપી નથી ત્યાં સુધી તે રકમ તે માણસની માલીકી માંજ છે એટલે અગર તે રકમ ને તે માણસ પોતાના બીજા કામમાં વાપરવા ચાહે છે તો વાપરી શકે છે. માટે આપને જોઈએ કે વરસ પુરૂ થવા પછી ઝકાત અદા કરવામાં મોડું ન કરતાં વહેલી તકે એને મોહતાજોમાં વહેંચી આપો જેથી ગુનેહગાર ન ઠરો. મોડું કરવામાં બીજું

એક નુકસાન એ છે કે અગર અચાનક મૃત્યુ થયું તો માથા ઉપર ઝકાત બાકી રહી જશે. અને એ ગુનાહ સાથે અલ્લાહના દરબારમાં જવું પડશે.જે એક મોમીનની શાનને લાયક નથી. (શામી ૨/૧૩-૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. રખને કે લિએ ખરીદી હુઈ ઝમીન પર તિજારતકી નિય્યત કરનેસે ઝકાતકા હુકમ.

**સવાલ** :- હમ ચાર ભાઈને બીસ સાલ પહેલે એક બળી જમીન ખરીદી થી લેકીન તિજારત કી નિય્યત નંહિ થી ફીરભી દિલ મેં યહ થા કે કુછ સાલ બાદ ઈસકી અચ્છી કિંમત હોજાએગી.

પીછલે તીન સાલસે હમ ઈસ ઝમીન કો બેચને કી નિય્યત સે બેચને કી કોશીશ કર રહે હય. આ જ ઈસ ઝમીનકી અચ્છી કિંમત મિલ રહી હય. કયા ઈસ સુરતમેં મુજકો અપને હિસ્સે કી જમીન કી કિંમત કી જકાત અદા કરની પડેગી ઔર અગર હય તો કબસે ઔર કિત્ની ગિન્તીસે ?

**જવાબ** :- જો જમીન આપને ખરીદ કર ડાલે રખનેકે લીયે લી તિજારત કી નિય્યત નહીથી. તો ઉસમેં ઝકાત વાજીબ નંહિ. અલબત્તહ અગર ખરીદતે વકત તિજારત કી નિય્યત થી. યઅની ખરીદતે વકત દિલમેં યહ સોચા થા કી જબ અચ્છી કિંમત હોજાએગી તબ ઉસકો બેંચેગે તો ઉસ સુરતમેં ઉસ પર ઝકાત વાજીબ હય.

પેહલી સુરતમેં પીછલે તીન સાલસે બેચને કી નિય્યત ઓર કોશીશ કે બાવજુદ ઉસ ઝમીન પર ઝકાત વાજીબ નંહિ, જબ બિક જાએગી ઓર ઉસકી કિંમત હાથમેં આયેગી ઉસ કિંમત પર ઝકાત કે ઉસુલ કે મુતાબિક ઝકાત વાજીબ હોગી. (મઅખૂઝ અઝ ફતાવા ઉસ્માની ૨/૪૧) ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૧૭. મકાન ઝકાત રૂપે આપવા પછી કોઈ રકમ કે તેનું ભાડું લેવું.

**સવાલ** :- રૂા. ૧૨૫૦૦૦/- સોહાનાબેને ઝકાત આપી. રૂા.

૧૫૦૦૦૦-૦૦ અબ્દુલ ભાઈએ ઝકાત આપી. ઝકાતના રૂપિયાથી મકાન તૈયાર કર્યું અને આ મકાન રેહમાન ભાઈને આપ્યું અને તેમને ૨૦૦1 વરસમાં મકાન માલિક બનાવ્યા અને તેઓ મકાનમાં રહેવા ગયા તેમને એ શર્તે આપ્યું કે શરૂઆતમાં ભાડુ લેવાનું, જયારે મકાન ભાડું રૂ. ૭૫૦૦૦/- થાય ત્યારે મકાન સંપૂર્ણ સોપ્યું, ઉપરાંત બીજા રૂપિયા ૧૫૦૦૦૦-૦૦ રેહમાન ભાઈએ આપવાના તે પણ ચૂકવી દીધા ત્યાર બાદ ૨૦1૦ ના વરસમાં મકાન ખાલી કરાવ્યું અને જે ૨૭૫૦૦૦-૦૦ રૂપિયા ઝકાતનું મકાન બનાવેલું તે રૂપિયા ઝકાતના હવે રહમાન ભાઈને પાછા આપી દેવાના છે. મકાન બનાવનારે મકાન પોતાના કબ્જે લઈ લીધું.

**પ્રશ્ન-૧** :- એક મકાન બનાવી જે રેહમાન ભાઈને આપ્યું ઈ. સ. ૨૦૦1ના વરસમાં અને હમણા ઈ.સ. ૨૦1૦ ના વરસમાં મકાન ખાલી કરાવ્યું અને ઝકાતના રૂપિયાથી બનાવેલું મકાન રેહમાન ભાઈને આપવાનું નથી. તો શરીઅતના હુકમ મુજબ બરાબર છે ?

**પ્રશ્ન-૨** :- સવાલાખ + દોઢ લાખ ઝકાતથી ૨૦૦1 પહેલાં મકાન બનાવ્યું હવે એ મકાન ૧૦ વરસ પછી પાછું લઈ રેહમાન ભાઈને ઝકાત રોકડી આપી દેવાની છે. તો શું સહીહ છે કે ગલત ?

**પ્રશ્ન-૩** :- મકાન પેટે રોકડા ૧૫૦૦૦૦-૦૦ રૂપિયા રેહમાન ભાઈએ આપેલા તે પણ પાછા આપી દીધા તો શું શરીઅત મુજબ શું હુકમ છે. ?

વરસ ૨૦૦૨માં પોતાના મકાનમાંથી તોફાનીઓએ લુટી લીધેલું તે પેટે ૫૦૦૦૦-૦૦ રૂપિયા મળેલા હતા. ઉપરોકત પ્રશ્નોના જવાબ આપશો.

**પ્રશ્ન-૪** :- ભાડા પેટે ૭૫૦૦૦-૦૦ રૂપિયા રેહમાન ભાઈએ આપેલા તેનું શું ? રેહમાન ભાઈને પાછા પરત કરવા જાઈએ કે નહિ. ?

**જવાબ** :- (૧)(૨) જે મકાન ઝકાતની રકમથી તૈયાર કરી ઝકાતરૂપે ઝકાતની હકદાર વ્યકિતને માલિકી ધોરણે આપી દેવામાં આવ્યું તે મકાનનો તે વ્યકિત માલિક બની ચુકયો છે. હવે તેની પાસેથી તે મકાન પરત લેવું

જાઈઝ નથી.

(૩) જે વ્યકિતને મકાન ઝકાતરૂપે આપવામાં આવ્યું હતું તેની પાસેથી ૧૫૦૦૦૦-૦૦ રૂપિયા કયા આધારે લેવામાં આવ્યા હતા.? તેની ચોખવટ સવાલમાં કરવામાં આવી નથી, એ વાત તો સ્પષ્ટ છે કે ઝકાત રૂપે આપવામાં આવતી વસ્તુની કિંમત પેટે ઝકાતના હકદાર પાસેથી કાંઈ પણ લઈ શકાય નહિ. નહિ તો ઝકાત અદા થશે નહિ.

(૪) જયારે એ મકાન ઝકાત રૂપે ઝકાતની હકદાર વ્યકિત (રેહમાનભાઈ) ને આપવામાં આવ્યું હતું તો પછી તેમની પાસેથી ભાડા પેટે ૭૫૦૦૦/- રૂપિયા કયા આધારે લેવામાં આવ્યા ? કારણકે મકાનનાં માલિક તો રેહમાન ભાઈ ઝકાતના હકદાર હોવાને લઈ બની ચુકયા છે. અને માલિક પાસેથી ભાડું લેવાનો શું મતલબ ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૨) ઉશ્ર

## ૧. પૂળા, ગોતરમાં ઉશ્ર નથી.

**સવાલ** :- ખેતરમાં સેઢા પર જે ઘાસ થાય છે. તેમાંથી દસ્મો હિસ્સો કાઢી શકાય કે ફકત અનાજ અને બીજી પેદાવાર માંથી જ આપી શકાય, એ પ્રમાણે જુવાર, બાજરીના પૂળાનો શું હુકમ છે ?

**જવાબ** :- ઉશ્ર (દસમો ભાગ) અસલ પેદાવારમાંથીજ કાઢવું પડે છે. પુળા, ગોતર વિ.માંથી નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૩) સદકા-લિલ્લાહ

## ૧. વધુ સવાબ દીની કામોમાં ખર્ચ કરવામાં છે કે

## રીશ્તેદારો ઉપર ખર્ચ કરવામાં ?

**સવાલ :–** અમુક સાહેબોની માલી હાલત સારી તંદુરસ્ત છે. જેઓ દીની કામો મસ્જિદો, મદ્રસા, કબ્રસ્તાન, ઈબાદતખાના વગેરેમાં ખુબ સારી ઈમદાદ કરે છે. જે ખુશીની વાત છે. હવે તેમનાજ રિશ્તેદારોમાંથી કોઈક ને સંજોગોને લઈ જરૂરત પડી, જેઓ માટે ભલામણ કરવામાં આવી ઈમદાદ રૂપ થવા, જે કરીબી સગાં હોય. તો જે તે સાહેબનું કહેવું છે કે વધુ સવાબ દીની મસ્જિદ—મદ્રસાનો જ છે . તો શરઈ દ્રષ્ટિએ આપ હઝરાતનો જવાબ જે તે બાબતે શું છે.?

**જવાબ :–** અલ્લાહના રસ્તામાં તેમજ નેકીના કામોમાં ખર્ચ કરવામાં સવાબ તો ચોક્કસરૂપે મળે જ છે. એ હકીકતથી કોઈ ઈનકાર કરી શકતું નથી. હવે રહી વાત સવાબના વધુ અથવા ઓછા મળવાની. તો તેની બુનિયાદ બાહય પરિબળો ઉપર છે. જે જગ્યાએ ખર્ચ કરવામાં આવી રહયો છે સમય અને સંજોગોને લઈ તેનું મહત્વ વધી જતું હોય તો તેના લઈ તેમાં ખર્ચ કરવામાં સવાબ વધુ મળે છે. અને એ વાતનો ફેસલો સમય અને સંજોગોને નજર સમક્ષ રાખી જ કરવામાં આવશે. હદીસે પાકમાં છે હઝ. સઅદ ઈબ્ને અબી વક્કાસે (રદી.)પોતાની વફાત પછી વસિય્યતરૂપે પોતાનો બધો જ માલ નેકીના કામોમાં ખર્ચ કરવાની ઈચ્છા નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ સમક્ષ રજૂ કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી તો, ૨/૩ માલ ખર્ચ કરવાની ઈચ્છા જાહેર કરી તેનાથી પણ રોકવામાં આવ્યા તો અડધો માલ ખર્ચ કરવાની ઈચ્છા જાહેર કરી તેનાથી પણ રોકવામાં આવ્યા તો ૧/૩ માલ ખર્ચ કરવાની ઈચ્છા જાહેર કરી, તેની ઈજાઝત આપતા ફરમાવ્યું એ પણ વધારે છે. અને આગળ ફરમાવ્યું કે તમે તમારા વારસદારોને માલવાળા છોડીને જાઓ એ વાત કાંઈક બેહતર છે એની તુલનામાં કે તમે તેઓને ગરીબ—મોહતાજ અને લોકોની સામે હાથ ફેલાવનારા છોડીને જાઓ. (બુખારી શરીફ)

જુઓ આ રિવાયતમાં રિશ્તેદારો ઉપર ખર્ચ કરવામા અન્ય જગ્યાએ ખર્ચ કરવાની તુલનામા મહત્વ આપવામાં આવ્યું છે. વળી શ્તિેદારોને

આપવામાં સદકાના સવાબની સાથે સાથે સિલારહમીનો સવાબ પણ મળે છે. જેથી તે લોકોનું એમ કહેવું કે મસ્જિદ મદ્રસહમાં ખર્ચ કરવાથી જ સવાબ વધારે મળશે, ઉસુલી તૌર પર સહીહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સંસ્થાની શરતચુકથી પરત મળેલ રકમ વાપરવું જાઈઝ છે કે નહી ?

**સવાલ** :– એક મોમિને એક લાખ રૂપિયા લિલ્લાહ એક સંસ્થાને આપ્યા છે. જે સંસ્થાએ કર્ઝે હસ્ના પેટે પણ અમુક રકમ લોકો પાસે એજ ટાઈમ દરમ્યાન લીધેલ છે. જે પરત કરવાના ટાઈમે સંસ્થાએ જે મોમિન પાસેથી એક લાખ રૂપિયા લિલ્લાહ પેટે મેળવ્યા હતા તેને પણ શરતચુકથી પરત કરેલ છે

હવે તે મોમિનને આ વાતથી વાકેફ કરીને સંસ્થા પરત પૈસા કરવા માટે જણાવે છે. ત્યારે તે મોમિન કહે છે કે સંસ્થાને હવે નાણાંની જરૂરત નહી હોય જેથી તે નાણાં તેઓ કોઈ અન્ય વ્યકિતને કે સંસ્થાને ચુકવવા માંગે છે. તો આપ સાહેબ માર્ગદર્શન આપશો કે સંસ્થાએ આ બાબતમાં શું કરવું જોઈએ અને મોમિનને તેઓ જે કરવા માંગે છે તે બાબત કેટલી છુટ છે.

સંસ્થાનો હિસાબ સેટ થતો નથી. સંસ્થાને હજુ નાણાંની જરૂરત પણ છે. સંસ્થા જે હેતુ માટે બનેલ છે તેના ઘણા અગત્યના કામ બાકી છે. તેમજ તે મોમિન સાહબે સંસ્થાના હોદ્દેદારો સમક્ષ પણ ઘણી વખત પોતે ૧ લાખ રૂપિયા લિલ્લાહ દાન કરવાની વાતને ખાતરી આપી છે. અને બાકીની તેમના કુટુંબ દ્વારા આપેલ કર્ઝે હસ્નાની રકમ વિષે પણ તેમને ચોખવટ કરેલ છે અને આજ સમયગાળા દરમ્યાન પરત મેળવેલ છે તે મોમિનના રિશ્તેદારે પોતે આપેલ કર્ઝે હસ્નાની રકમની રસીદ સાથે મોમિનની રસીદ પણ રજુ કરીને બન્ને રસીદ પેટે (જે લિલ્લાહની રસીદ પણ આપેલ હતી) પુરી રકમ શરતચુકથી લઈ ગયેલ છે. હવે બૈતુલ માલ તરીકે મળેલ રકમના હિસાબમાં સંસ્થા ગુંચવણ અનુભવે છે તો એક વખત લિલ્લાહ આપેલ રકમને

તે મોમિન આ રીતે મેળવવા પાત્ર છે કે કેમ તે સુચવવા મહેરબાની કરશો.

**જવાબ :–** આપનાર મોમિને લિલ્લાહ રૂપે જે એક લાખ રૂા. સવાલમાં દર્શાવેલ સંસ્થામાં આપ્યા હતા તે રકમ સંસ્થાએ પોતાના કામોમાં વાપરી કાઢી હતી અને ત્યાર પછી પોતાની પાસે આવેલ અન્ય રકમોમાંથી એક લાખની રકમ તે મોમિનને એવું સમજી પરત કરી કે આ રકમ સંસ્થાને કર્ઝ હસ્નહ રૂપે મળી હતી તો એ સુરતમાં તે મોમિન માટે જાઈઝ નથી કે તે પરત મળેલ રકમ પોતાની પાસે રોકી રાખે બલ્કે તેના માટે જરૂરી છે કે એ રકમ જે શરતચુકથી એની પાસે આવી ગઈ છે સંસ્થાને પરત કરે. કારણ કે એણે લિલ્લાહરૂપે જ રકમ આપી હતી તે રકમ સંસ્થાએ પોતાના કામોમાં વાપરી કાઢી હોવાથી તે રકમ જે આશય હેઠળ આપવામાં આવી હતી તે આશય પ્રાપ્ત થઈ ચુકયો છે, જેથી હવે એ મોમીન સંસ્થા પાસેથી રકમ પરત મેળવવાનો હકદાર નથી. [તન્કીહુલ ફતાવા, હામિદિય્યહ ૨/૨૪૮]

અને જો સંસ્થાએ લિલ્લાહ રૂપે આપવામાં આવેલ તે રકમ હુબહુ (અર્થાત જે નોટો વિગેરેની શકલમાં તે મોમિન તરફથી સંસ્થાને મળી હતી તેજ) પરત કરી હોય તો તે મોમિન તરફથી આપવામાં આવેલ અસલ રકમ તેના આશયમાં વપરાઈ નથી અને શરતચુકથી ફરીવાર તે મોમિનના હાથમાં આવી છે તો એ સુરતમાં અગર તે મોમિન એ રકમ પોતાની પાસેથી રોકી રાખવા ચાહે અને સંસ્થાને પરત ન કરે તો એની પણ ગુંજાઈશ છે. પરંતુ એકવાર જે રકમ અલ્લાહ ખાતર પોતાની પાસેથી પોતાની માલિકીમાંથી કાઢી સંસ્થાને સુપરત કરી આપી તો હવે એવી રકમને જે શરત–ચુકથી ફરીવાર આપનારની પાસે આવી ગઈ છે પોતાની પાસે રોકી રાખવું મુનાસિબ અને યોગ્ય નથી કારણ કે તે એવી રકમ છે જે અલ્લાહને રાજી કરવા ખાતર પોતાની માલિકીમાંથી કાઢી સંસ્થાને સોંપી દેવામાં આવી હતી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૪) રોઝહ

## ૧. ઈન્જેકશન લેવાથી રોઝો તુટતો નથી.

**સવાલ :–** રોઝાની હાલતમાં બિમાર વ્યકિત/ડાયાબીટીશવાળી વ્યકિત 'ઈન્જેકશન' લઈ શકે કે કેમ ?

**જવાબ :–** રોઝાની હાલતમાં ઈન્જેકશન લઈ શકાય છે. અને તેનાથી રોઝો તુટશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. રોઝહકા ફીદયા.

**સવાલ :–** મેં ઓર મેરી બીબી તકરીબન ૮–૧૦ સાલસે બહોત જયાદા બીમાર હોને કી વજહ સે ફર્ઝ રોઝે ન રખ સકે ઔર આજભી હાલત એસી નહી હે કે રોજા રખ સકું તો મે ઈસ ફરીજેકો કીસ તરાહ અદા કરૂં ?.

**જવાબ :–** ઈસ સુરતમે આપ પર ઉસકા ફિદયહ વાજીબ હય. એક દિનકે રોઝેકા ફિદયહ એક કીલો છસો બાસઠ (૧૬૬૨) ગ્રામ ગેહું યા ઉસકી કિમત હય. જો કીસી ફકીર કો દેકર ઉસકો માલીક બના દીયા જાયે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. રોઝહની હાલતમાં એહતેલામ થાય તો પણ રોઝો સહીહ છે.

**સવાલ :–** રમઝાનની સહેરી કરી હતી. અને સહેરી પછી થોડો સમય સુઈ જતા સ્વપ્ન દોષ (એહતિલામ) થઈ જતાં ગુસલ કરવાનું ભુલી ગયો હતો. તો મારો રોઝો માન્ય ગણાશે કે નહી. રોઝો તેના સમયે ઈફતાર કર્યો હતો. અને અઝાન પણ મગરેબની આપી હતી. વિર્ય ૧ રૂપિયાના સીકકા ના ઘેરાવાથી ઓછો હતો.

**જવાબ :–** આપનો રોઝો તો સહીહ થઈ ગયો. એના ઉપર કોઈ બાધ આવ્યો નથી. અલબત્ત એ હાલતમાં (ગુસલ કર્યા પહેલાં) જે ફર્ઝ નમાઝો અદા કરી છે, તેને લોટાવી લેવી જરૂરી છે. મગરીબની અઝાન પણ તેવી

હાલતમાં આપી હોય. તેને લોટાવવી જોઈતી હતી. પરંતુ હવે જયારે સમય પસાર થઈ ચૂકયો છે. એની જરૂરત રહી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૫) રૂઅ્યતે હિલાલ (ચંદ્રદર્શન)

**૧. ચંદ્રદર્શનનો શરઈ સુબુત ખગોળશાસ્ત્ર તેમજ અન્ય સાધનો અને કાયદાકીય હિસાબો વડે થઈ નથી શકતો.**

**સવાલ** :– છેલ્લા કેટલાક સમયથી ખાસ કરીને શવ્વાલ (રમઝાન ઈદ)ના ચાંદ બાબતનો ખુબ વિવાદ થાય છે, આ સંબંધમાં કચ્છ જિલ્લાના એક સાપ્તાહિક "ફારૂક"ના તંત્રી લેખની નકલ આ સાથે પેશ ખિદમત છે. કુર્આન–હદીસની રોશનીમાં આ વિવાદના હલ અંગે તંત્રી શ્રીએ અપેક્ષા જાહેર કરી છે. મિલ્લતના લાભાર્થમાં આ અંગે શરઈ માર્ગદર્શન પુરૂં પાડવા ગુઝારિશ છે.

**જવાબ** :– આપે કચ્છ જિલ્લાથી પ્રકાશિત ફારૂક સાપ્તાહિક તા. ૨૨–૧૦–૦૭ના તંત્રી લેખની ઝેરોક્ષ કોપી મોકલાવી છે. જેમાં તંત્રી સાહબે ઈસ્લામી મહીનાની શરૂઆત નક્કી કરવા બાબત ખગોળશાસ્ત્રની મદદ લેવા ઉપર ભાર મુકયો છે, તેઓ લખે છે "વર્તમાન યુગમાં જે ટેકનોલોજી ઉપલબ્ધ છે, તેના પરિપેક્ષમાં ચાંદના ફિકહી મસાઈલો અંગે વિદ્વાન આલિમો સવિસ્તાર ચર્ચા કરે તેવો સમય પાકી ગયો છે, કચ્છ એર્ટોનોમી કલબના પ્રમુખશ્રી નરેન્દ્ર ગોર જણાવે છે કે સો વરસ બાદ કઈ તારીખના પૃથ્વીના કયા વિસ્તારેથી ચંદ્ર કઈ સ્થિતિમાં હશે અને એવી રીતે સો વરસ પુર્વ ચંદ્ર કઈ સ્થિતિમાં હતો, તે દર્શાવતો સોફટવેર વિકસી ગયો છે."

તેમનું માનવું છે કે જેવી રીતે નમાઝના ટાઈમ બાબત આજીવન સુર્યોદય અને સુર્યાસ્તના સમય પત્રકને બુનયાદ બનાવી, ગીચ શહેરોમાં વસ્તા મુસ્લિમો સુર્ય નિહાળ્યા વગર ચોક્કસ સમયે નમાઝ, સહેરી, ઈફતારીની

અદાયગી કરે છે. એવી જ રીત અગર વર્તમાન યુગમાં વિકસિત પામેલા ખગોળશાસ્ત્ર તરફથી તૈયાર કરવામાં આવેલ સોફટવેરને નજર સમક્ષ રાખી, જે વિસ્તારોમાં નવો ચાંદ બની જઈ નજર આવવાની સ્થિતિમાં હોવા છતાં વાદળોના લઈ ૨૯મીની સાંજે નરી આંખે ન જોઈ શકાય તો ખગોળશાસ્ત્રના હિસાબની બુન્યાદ પર આગલા દિવસે ઈસ્લામી નવા મહિનાની શરૂઆત માની લેવામાં આવે તો શું વાંધો છે ?

તંત્રીશ્રી તરફથી ચંદ્રદર્શન બાબત વારંવાર થતા મતભેદોના નિવારણ રૂપે જે ઉકેલ રજુ કરવામાં આવ્યો છે, તે બાબત આપ પુછો છો કે શરઈ રૂએ શું તે અમલ પાત્ર છે ? આ વિષય ઉપર વિગતવાર ચર્ચા કરી એનો શરઈ હુકમ પણ ઉલમાએ કિરામ વર્ષો પહેલાં બતલાવી ચુકયા છે, એટલું યાદ રહે કે ખગોળશાસ્ત્ર એ કોઈ નવું જ્ઞાન નથી, સદીયો પહેલાં આ બાબતના બધા સિદ્ધાંતો અને હિસાબો ચર્ચાના એરણ ઉપર પારખીને અમલી રૂપ મેળવી ચુકયા છે.

અલ્લામહ અબુ રયહાન અલ બયરૂનીની મહારત અને નિપુણતા આ વિષયમાં જગ પ્રસિદ્ધ છે અને આજે પણ મોટા ભાગે તે સમયના સિદ્ધાંતો જ અમલમાં છે. અલબત્ત કોમ્પ્યુટર તેમજ હિસાબના ઈલેકટ્રોનિક સાધનોની શોધે તેને વધારે બારીકાઈ આપી છે.

બહરહાલ આ બાબત જે શરઈ હુકમ હઝરાતે ઉલમા તેમજ ફુકહાએ છણાવટ કરીને બતાવ્યો છે, તે રજુ કરવામાં આવે છે. હઝરત મવલાના મુહમ્મદ બુરહાનુદ્દીન દામત બરકાતુહુમ લખે છે, સુખ અને સમૃદ્ધિના વર્તમાન સાધનોની રેલમ છેલને લઈ માનવ જીવન સુખી બનવાની સાથે કેટલાક પ્રશ્નો ઉત્પન્ન કરી, માનસિક તણાવના કારણોમાં વધારો થયો છે, આ સાધનોમાં નવા સંચાર સાધનો, વેધ શાળાઓ અને તેના તરફથી આપવામાં આવતી જાણકારીઓ પણ છે, આ વસ્તુઓ પોતાના અંદર લાભદાયક પાસાઓની સાથે બીજા કેટલાક પરિણામો ઉત્પન્ન કરે છે. દા.ત. કોઈ જગ્યાએ ચાંદ થઈ જવાની રેડીયો વડે મળેલ ખબર (ખાસ કરીને ઈદના ચાંદની ખબર) જયા પહોંચે છે (અને જયાં નથી પહોંચતી) ત્યાં એક ખાસ

પ્રકારની આડ અસર ઉત્પન્ન કરી મોટા ભાગે વિવાદનું કારણ બની જાય છે, લગભગ એ જ હાલત (ચાંદ બાબત) વેધ શાળાઓ તરફથી આપવામાં આવતી ખબરોની પણ છે. હાલાંકે ચાંદ સાથે ઘણાં શરઈ હુકમો સંકળાયેલા છે, જેથી નમાઝ, રોઝહ વિગેરે ઈબાદતને લાગતા મસ્અલાઓમાં જેવી રીતે માત્ર શરીઅત પ્રતિ રૂજુઅ કરવામાં આવે છે, એવી જ રીતે ચાંદ અને તેને લગતી તમામ બાબતોમાં પણ માત્ર શરઈ આદેશ પ્રતિ જ રૂજુઅ કરવાની જરૂરત હતી અને તેનાથી જ માર્ગદર્શન મેળવવાની જરૂરત હતી.

ઈસ્લામી આદેશોનું સામાન્ય જ્ઞાન ધરાવનાર ઉપર પણ આ વાત છુપાયેલી નથી કે ઈસ્લામ બધી જ બાતોમાં સાદી–સરળ અને પ્રાકૃતિક રીતો અપનાવવાનો હુકમ આપે છે અને દરેક વિશ્વવ્યાપી ધર્મ માટે એમ કરવું જરૂરી પણ છે, કારણ કે સાધનો તેમજ શાસ્ત્રીય હિસાબોના જાણનાર લોકોનું દરેક જગ્યાએ ઉપલબ્ધ હોવું જરૂરી નથી, અગર તેના ઉપર જ શરઈ આદેશોને અવલંબિત કરવામાં આવ્યા હોત તો ઘણા, બલ્કે વધુ ભાગના લોકો માટે અમલ કરવા પાત્ર ન રહેત, યા લાંબી મુદ્દત સુધી (સાધનોની શોધખોળ સુધી) તે ઉપર અમલ શકય ન હોત, ઈસ્લામ જેના અનુયાયીઓ દરેક પ્રકાર અને દરેક સ્તરના લોકો છે, તેના આદેશો તેમજ કાનુનોમાં બધાનો જ ખ્યાલ રાખવામાં આવ્યો છે. એટલા માટે દરેક આદેશ ઉપર અમલની એવી રીત નક્કી કરવામાં આવી છે, જે બધાઓ માટે સરળ અને અમલ પાત્ર હોય. એ જ કારણ છે કે શરીઅતના તે આદેશો જેનો સંબંધ ચોક્કસ સમય સાથે છે, દા.ત. નમાઝ કે તેના માટે સુર્યોદય અને સુર્યાસ્ત તેમજ મધ્યાહન વિગેરેને માપદંડ બનાવવામાં આવ્યું, એ જ રીતે ચોક્કસ મહિનાઓને લગતા આદેશો માટે ચંદ્રદર્શન (કિંવા કોઈ સાધનની મદદ વગર નરી આંખે નવો ચાંદ જોવા)ને આદેશની બુન્યાદ બનાવવામાં આવ્યું. (ચાંદના આકાશ પર હોવાને નહિં.) કારણકે સુર્ય તેમજ ચંદ્ર પ્રકાશથી પુરૂં વિશ્વ અને તેનો ખુણે ખુણો પ્રકાશિત છે અને તેની અસર વિશ્વવ્યાપી છે અને એટલા માટે જ રમઝાન તેમજ ઈદના આવવા તેમજ જવા માટે સહીહ હદીસોમાં તે જ પ્રાકૃતિક અને સાદી રીત બતાવવામાં આવી છે, જે ઈસ્લામી તઅલીમાતનો

તકાઝો છે. કિંવા શાસ્ત્રીય વસ્તુઓની પ્રાપ્તિ, ખગોળશાસ્ત્રના સાધનો, ગણિતના આંકડાઓની મોહતાજી વગર આ પ્રશ્ન ઉકેલવામાં આવે. એટલા માટે જ હુકમ દેવામાં આવ્યો. "સુમુ લિરૂયતિહી વ અફતિરૂ લિ રૂયતિહી." (છેવટ સુધી) અર્થાત : ચાંદ જોઈને રોઝા રાખવાનું ચાલુ કરો અને ચાંદ જોઈને રોઝા રાખવાનું છોડો અને જો ચાંદ છુપાયેલો રહે તો ત્રીસ દિવસ પુરા કરો. [મુસ્લિમ શરીફ–૧/૩૪૮, બુખારી શરીફ–૧/૨૫૭] સારાંશ કે ચાંદ જોવા માટે દુરબીન અથવા ખગોળશાસ્ત્રના અન્ય સાધનો અને હિસાબી કાયદાઓની મદદ લેવાની જરૂરત નથી અને એના માટે કોઈ પણોજળમાં પડવાની જરૂરત નથી. બલ્કે જયારે (૨૯ના) નવો ચાંદ દેખાય ત્યારે રોઝો રાખવાનું શરૂ કરી દિયો (અગર રમઝાનનો ચાંદ છે) અને ઈદ કરી લિયો (અગર ઈદનો મહિનો છે) અને જો ચાંદ ન દેખાય તો ત્રીસ દિવસ પુરા કરી લેવા પછી આગળવાળો દિવસ એના માટે આપોઆપ નક્કી જ છે.

ઉપરોકત લખાણના આ પાસા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂરત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે નવા મહિનાને નવા ચાંદના જોવા (કિંવા નરી આંખે જોઈ લેવા) ઉપર આધારિત રાખ્યો છે. અર્થાત તેવા ચાંદનું આકાશ ઉપર મવજૂદ હોવું અથવા તેના દર્શનની માત્ર શકયતા ઉપર આધાર રાખ્યો નથી.

ઉપર ટાંકવામાં આવેલી હદીસના શબ્દો "અને જો ચાંદ છુપાયેલો રહે"થી પણ આ વાત સમજમાં આવી રહી છે. કારણ કે આ રજુઆતનો સ્પષ્ટ મતલબ એ જ છે કે શકય છે, ચાંદ આકાશ ઉપર મવજૂદ હોય, પરંતુ કોઈ રૂકાવટ (વાદળ અથવા ધુળની ડમરી અથવા ધુમ્મસ વિગેરે)ને લઈ ૨૯મી ની સાંજે નજર ન આવે, તે છતાં શરઈ હુકમ એ જ છે કે ત્રીસ દિવસ પુરા કર્યા પછી નવો મહીનો શરૂ કરવામાં આવે.

પરંતુ અબુદાવુદ અને તિર્મિઝી શરીફમાં હદીસે પાકના જે શબ્દ ટાંકવામાં આવ્યા છે, તેનાથી તો આ પાસુ વધારે સ્પષ્ટ, બલ્કે નક્કી બની જાય છે અને તે સિવાય અન્ય કોઈ ભાવાર્થની ગુંજાઈશ જ નથી રહેતી, સુનને અબુદાવુદમાં છે (રમઝાનનો) નવો ચાંદ જોયા વગર રોઝા ન રાખો

પછી (રમઝાન મહીનો આવી ગયા પછી) બરાબર રોઝા રાખતા રહો, ત્યાં સુધી કે આગલો ઈદનો ચાંદ જોઈ ન લ્યો, અગર તેના જોવાની આડે વાદળ આવી જાય તો ત્રીસની ગણતરી પુરી કરી લ્યો. [અબુદાવુદ–૧/૩૧૮]

હદીસના આ શબ્દોનો એ જ મતલબ છે કે અગર ચાંદ આકાશ ઉપર મવજુદ પણ હોય, પરંતુ તેના નરી આંખે જોવામાં વાદળ અથવા અન્ય કોઈ ચીઝ રૂકાવટ બની જાય અને ચાંદ નજર ન આવી શકયો તો એ સુરતમાં પણ શરીઅતનો હુકમ એ જ છે કે ત્રીસ દિવસ પુરા કરી લેવામાં આવે.

એનાથી એ વાત સ્પષ્ટ જઈ જાય છે કે મહીનાના આવવા અને જવાનો આધાર શરઈ રૂએ ચંદ્રદર્શન પર છે, ચાંદના આકાશ ઉપર મવજુદ હોવા અથવા ચાંદ જોવાની શકયતા ઉપર નથી અને એનાથી જ એ પણ સાબિત થઈ જાય છે કે હિસાબી રીતે અથવા ખગોળ શાસ્ત્રના સાધનો વડે સાબિત થનારો ચાંદ શરઈ અહકામના માટે બુન્યાદ બની શકતો નથી, કારણ કે સાધનો અને હિસાબી કાયદાઓ વડે (વધુમાં વધુ) નવા ચાંદની શકયતા માલુમ પડી શકે છે, જેના માટે ફિકહી કિતાબોમાં "તવલીદે હિલાલ" અથવા "વિલાદતે કમર" (ચંદ્રનો જન્મ) વિગેરેના શબ્દો વાપરવામાં આવ્યા છે અને અંગ્રજીમાં એને ન્યુ મુન (NEW MOON) કહેવામાં આવે છે, વાસ્તવમાં ચાંદ પોતાની ચાલના એક ચોક્કસ તબક્કામાં સુર્યની બિલ્કુલ લગોલગ આવી જાય છે અને ચાંદનું અસ્તિત્વ એકદમ છુપાય જાય છે જાણે કે સુર્યના ઝળહળતા વર્તુળની અંદર ગાયબ થઈ જાય છે. આ કૈફિયત બે ત્રણ મિનિટ રહે છે ત્યાર પછી ધીરે ધીરે બન્નેવના વચ્ચે અંતર વધતું જાય છે તો ફરીથી ચાંદનું અસ્તિત્વ નજર આવતું જાય છે અને લગભગ વીસ કલાક પછી (નરી આંખે) જોવાના લાયક બને છે.

ચાંદના ઉપરોકત ફેરફારો જન્મથી લઈને દર્શન લાયક બનવા સુધીના શરઈ હુકમોની રૂએ ગણના પાત્ર નથી, અલ્બત્ત જયારે દર્શન સાબિત થઈ જાય ત્યારે હુકમ લાગુ પડશે, તે અગાઉ નહિં, ખગોળશાસ્ત્રના સાધનો અને હિસાબો નરી આંખે જોવાનું કામ આપી શકતા નથી, જેના ઉપર શરઈ હુકમોનો આધાર છે.

આ વાત ઉપર જણાવવામાં આવેલ હદીસોથી સ્પષ્ટ રૂપે જણાય છે. અન્ય કોઈ દલીલની જરૂરત રહેતી નથી, પરંતુ વધુ સંતોષ ખાતર એક મશહુર ફકીહ અને આલિમ અલ્લામહ ઈબ્ને આબિદીન શામી (જેમની પ્રખ્યાત કિતાબ રદ્દુલ મુહતાર ઉર્ફે શામીના હવાલાઓ વિવિધ ફતવાઓમાં વારંવાર આપવામાં આવે છે)નું બયાન નકલ કરવામાં આવે છે. તેઓ પોતાની ઉપરોકત કિતાબ રદ્દુલ મુહતાર ઉર્ફે શામીમાં લખે છે :

આપણા ઉલમાએ એ વાતની ચોખવટ કરી આપી છે કે રમઝાન (વિગેરે ઈસ્લામી મહીનાઓ)ના સુબુત માટે ગ્રહોની ચાલના માહિરીન (ખગોળશાસ્ત્રીઓ)ની વાત ઉપર બુન્યાદ રાખવામાં નહિં આવે, કારણ કે રોઝાનું વાજિબ હોવું, હદીસે નબવીની રૂએ રમઝાનનો નવો ચાંદ નરી આંખે જોવા ઉપર અવલંબિત છે, જયારે કે ચંદ્ર જન્મ (ન્યુ મૂન)ની જાણકારી ચંદ્ર જોવા ઉપર નથી હોતી, બલ્કે હિસાબી કાયદાઓ ઉપર હોય છે, જે એકદમ સહીહ છે, પરંતુ કયારેક તે રાત્રે જેમાં ચંદ્રનો જન્મ થયો છે, ચાંદ નજર આવે છે, કયારેક નથી આવતો, હાલાંકે ચાંદના જન્મ ઉપર શરઈ હુકમ મવકૂફ નથી, બલ્કે શરીઅતે રોઝાના વાજિબ હોવાનો હુકમ ચાંદ જોવા ઉપર અવલંબિત કર્યો છે. [રદ્દુલ મુહતાર શામી–૧/૨૮૯]

જેમકે ઉપર વારંવાર જણાવી ચુકયા છીએ કે ચંદ્રદર્શનનો સુબુત સાધનો તેમજ કાયદાકિય હિસાબો વડે થઈ નથી શકતો, ઉપરોકત દલીલોથી આ હકીકત સારી રીતે પુરવાર થઈ જાય છે. પરંતુ અલ્લાહની શાન તો જુઓ કે એ વગર લેટેસ્ટ વૈજ્ઞાનિક સાધનોથી પણ એને જ ટેકો મળે છે, પાકિસ્તાનના એક પ્રખ્યાત લેખક આધુનિક તઅલીમ પામેલ જનાબ ઝિયાઉદ્દીન સાહબ જેમના કેટલાય કદ્ર પાત્ર લેખો ચંદ્રદર્શનના વિષય ઉપર છપાય ચુકયા છે અને તે બધા લેખોનો સંગ્રહ પુસ્તકના રૂપમાં લંડનથી પ્રગટ થઈ ચુકયો છે. આપે યુનિવર્સિટી ઓફ લંડનથી ઓબ્ઝર્વેટરીના ફિઝીકસ તેમજ ખગોળ શાસ્ત્રના સ્ટંટ ડાયરેકટરથી આ વિષય પર પત્ર વ્યવહાર કરી, જાણકારી પ્રાપ્ત કરી. ડાયરેકટર સાહબે એનો જવાબ આપ્યો, તેનો ખુલાસો જનાબ ઝિયાઉદ્દીન સાહબના શબ્દોમાં ટુંકાવીને રજુ કરવામાં આવે છે.

આપે પુછેલ એ પ્રશ્ન કે શું વેદ્ય શાળાના વૈજ્ઞાનિકો કોઈ એવો માપદંડ નક્કી કરવાના લાયક થઈ ચુકયા છે, જેનાથી નવા ચંદ્રદર્શનના સમય બાબત ચોક્કસ આગાહી કરી શકાય ? મને અફસોસ છે કે એનો જવાબ નકારમાં છે.

આગળ જતાં ડાયરેકટર સાહબ વધુમાં લખે છે.... વાસ્તવમાં ચંદ્રદર્શન બાબત કોઈ પણ અડ સટ્ટો લગાવી શકાતો નથી. મને અફસોસ છે કે મારા ધારવા મુજબ એવી કોઈ વૈજ્ઞાનિક રીત નથી, જેનાથી આ બાબત ઈસ્લામે નક્કી કરેલ આવશ્યકત શર્તો (નરી આંખે ચાંદ જોવા બાબત) પુરી કરી શકાય. [રૂયતે હિલાલ મવજુદહ દૌરમેં પેજ-૧૫]

ઝિયાઉદ્દીન સાહબે પોતાના આ પુસ્તકમાં વિશ્વ વિખ્યાત વેધ શાળા ગ્રીનીચના સાયન્સ રિસર્ચ કાઉન્સીલના શ્વેત પત્રનો ભાગાર્થ પણ આપ્યો છે. જેનો એક ભાગ અહિંયા નકલ કરવામાં આવે છે. દરેક મહીનાના નવા ચાંદના પહેલી વખત નજર આવવાની તારીખો બાબત આગાહી કરવી શકય નથી, આગળ જતાં લખે છે એ વાત સ્પષ્ટ છે કે ચંદ્રદર્શન બાબત કોઈ પણ આગાહી અચોક્કસ હોય છે. આ બધી વિગતોને નજર સમક્ષ રાખી સાદિકો મસદુક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન "ઈન્ના ઉમ્મતુન ઉમ્મીય્યુન લા નકતુબુ વલા નહસીબુ" (છેવટ સુધી)ની સચ્ચાઈ વધારે સ્પષ્ટ થઈ જાય છે. ઉપરોકત હદીસનો ભાવાર્થ એ છે કે અમો (ઉમ્મતે મુસ્લિમહ) ઈબાદત, તેમજ અન્ય શરઈ આદેશો માટે (મહીનાઓની શરૂઆત તેમજ નક્કી કરવા બાબત) હિસાબ-કિતાબ ઉપર આધાર રાખવાને બંધાયેલા નથી, એટલા માટે શરઈ હુકમ એ છે કે અગર સાદી રીતે ચાંદ નજર આવી જાય તો ૨૯ દિવસનો મહિનો રહેશે, નહિં તો ૩૦ દિવસનો. હઝરત શાહ વલિયુલ્લાહ સા. રહમતુલ્લાહિ અલયહિ આ હદીસનું સ્પષ્ટીકરણ કરતા લખે છે કે શરીઅતના હુકમોનો આધાર બાહ્ય નિશાનીઓ પર રાખવામાં આવ્યો છે. શાસ્ત્રીય, આંટી ઘુંટીઓ અને હિસાબો પર નહિં, બલ્કે શરીઅતે તો હિસાબ વિગેરે ઉપર (શરઈ હુકમનો) આધાર રાખવાની કોશિષથી પણ રોકયા છે. (હુજ્જતુલ્લાહ)(મવજુદહ ઝમાનેકે મસાઈલકા શરઈ હલ ઉપરથી)

અહિંયા એક સવાલનો ઉત્તર આપવો ઝરૂરી થઈ જાય છે. જેને તંત્રી સાહબે પણ દલીલ રૂપે રજુ કર્યો છે કે જેવી રીતે નમાઝના સમયોમાં અસલ આધાર સુર્યના ઉદય તેમજ અસ્ત અથવા પડછાયાના માથા ઉપર હોવા ન હોવા ઉપર છે. પરંતુ ઘડિયાળની શોધખોળ પછી બધા જ કોઈપણ પ્રકારના મતભેદ વગર તકવીમો અને ઘડીયાળોના હિસાબે નમાઝ અદા કરવા લાગ્યા, બલ્કે ખુદ રોઝાની સેહરી અને ઈફતારીમાં પણ કોઈ પણ ન તો સુબ્હે સાદિકને જુએ છે, ન ગુરૂબે આફતાબને, બલ્કે તકવીમો અને ઘડિયાળો ઉપર વિશ્વાસ કરી, સેહરી તેમજ ઈફતારી કરવામાં આવે છે. એ જ પ્રમાણે અગર આ વૈજ્ઞાનિક યુગમાં નરી આંખના ચંદ્રદર્શનને છોડી ખગોળશાસ્ત્રના હિસાબો વડે ચાંદ હોવાને ફેસલો કરી લેવામાં આવે તો શું વાંધો છે?

એનો ઉત્તર આપતા હઝરત મવ. મુફતી મુહમ્મદ શફીઅ સાહબ રહમતુલ્લાહિ અલયહિ લખે છે..... થોડો પણ વિચાર કરવાથી આ બન્નેવમાં જમીન આસમાનનો ફર્ક નજર આવશે, કારણ કે સુર્યના ઉદય અને અસ્ત બાબત જંત્રીઓ અને ઘડિયાળો ઉપર વિશ્વાસ કરવાથી શરઈ સિદ્ધાંત અને ઉસુલ બદલાય નથી જતો, માત્ર એક સગવડ પેદા થાય છે, જયારે કે ચાંદના બાબત એવું કરવાથી શરઈ સિદ્ધાંત બદલાય જાય છે. કારણ એ છે કે સુર્યોદય તેમજ સુર્યાસ્ત અને સુબ્હે સાદિકનો પ્રકાશ આંખો વડે જોવાની વસ્તુ છે, દરેક વ્યકિત હર પળે દરેક જગ્યાએ જોઈ શકે છે, એમાં ઘડિયાળો તેમજ જંત્રીઓ ઉપર એટલા માટે આધાર રાખવાની રજા આપવામાં આવી કે જયારે પણ ઘડિયાળ અથવા જંત્રી બાબત થોડી ઘણી શંકા ઉપસ્થિત થાય તો દરેક વ્યકિત ગમે ત્યાં એનું સચ–જુઠ પારખી શકે છે અને આજે પણ ગામડાંઓ અને જંગલોમાં જયાં તકવીમો તેમજ ઘડિયાળો નથી, ત્યાં દરેક વ્યકિત એ પ્રમાણે જ સુર્યોદય અને સુર્યાસ્ત જોઈને નમાઝ વિગેરે અદા કરે છે, જેથી જે સિદ્ધાંત ઉપર સમયો આધારિત હતા, કિંવા સુર્યનો ઉદય તેમજ અસ્ત અને પડછાયો વિગેરે તે સિધ્ધાંત અત્યારે પણ કાયમ અને કાર્ય સિદ્ધ છે, જયારે કે ચાંદના બાબત અગર નરી આંખના ચંદ્રદર્શનને છોડી દુરબીન અથવા ખગોળ શાસ્ત્રના સાધનો ઉપર વિશ્વાસ કરવામાં આવે તો હુકમનો

બધો આધાર ચાંદના અસ્તિત્વ ઉપર થયેલો કહેવાશે, ચંદ્રદર્શન ઉપર નહિં, અને તેનું સચ-જુઠ જાણવા માટે ન તો સામાન્ય મુસલમાન પાસે કોઈ સાધન છે અને ન તો હર જગ્યાએ હર એક માણસ એને જાણી શકે છે.

એનાથી જણાયું કે એમાં ઘડિયાળો અને જંત્રીએ સિદ્ધાંતને બાકી રાખી તે ઉપર અમલમાં સગવડ પૈદા કરી છે, જેથી તે સ્વીકારી લેવામાં આવી. જયારે કે ખગોળ શાસ્ત્રના સાધનો અને હિસાબોથી ચંદ્રદર્શનમાં કોઈ સગવડ પ્રાપ્ત થવાને બદલે ચંદ્રદર્શનના સિદ્ધાંતને જ જડમુળથી ત્યજવું અને ચાંદના આકાશ પર મવજુદ હોવાને સિદ્ધાંત રૂપે માનવું લાઝિમ આવે છે, જે શરીઅતના સ્પષ્ટ આદેશોની વિરૂદ્ધ છે. [રૂયતે હિલાલ, પેજ-૨૫,૨૬] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. રૂઅયતે હિલાલ (ચાંદ જોવા બાબત શરઈ વિગતો.

અસ્સલામુ અલયકુમ વ.વ.

**સવાલ :-** સલામ મસ્નુન બાદ જણાવવાનું કે શું ફરમાવે ઉલમા એ દીન ઔર મુફતીયાને કિરામ આ મસ્અલામાં જે નીચે લખવામાં આવી રહયો છે. પુછનાર મુ. કોઠી, તા. વાંકાનેર, જી. રાજકોટ કાઠીયાવાડથી કે ઈદુલ ફિતરનો ચાંદ અહલે સુન્નત વલ જમાઅતના જ ગવાહની જ શરઈ દ્રષ્ટિએ ગવાહી કબુલ કરવામાં આવે તેવા અહલે સુન્નત વલ જમાઅતના ૩૫૦ મકાનો છે. અને ૧૧ થી ૧૨ ગામમાં બધીજ જગ્યાએ થોડા થોડા મકાનો છે. અને બીજું કે ઈદના ચાંદની ખબર આવેલ બાદ બીજા દિવસે રોઝો રાખવું કેવું છે. એમાય બે ગામ મહીકા અને મેસરિયા ગામમાં જુમ્આની નમાઝો થાય છે. તો તે લોકોને ઈદ કરવી કે ન કરવી તે વિશેષમાં જણાવશો. અને અમારા ઈલાકામાં અમુક મૌલાનાનું કહેવું એમ છેકે સમાજ ને સાથે રાખીને ઈદ કરવી જોઈએ. અને અહલે બિદઅત લોકો અમારી ગવાહી માન્ય રાખતા નથી. અને તે લોકો અમદાવાદની ચાંદ કમિટી કહે તેમ ચાલે છે. અને અહલે હકવાળા ચાંદ જોવે છે. એમાં બે મોટા ગામનો ઉલ્લેખ કરેલો છે. તે લોકોનો શું મસઅલો છે તે જણાવશો. અને અહલે બિદઅતના સાથે

અમારો દિનનો કોઈ તઅલ્લુક નથી તે પણ જણાવી દઈએ. તો મસ્અલાનો જવાબ મુફસ્સલથી આપશો. અને બીજું કે ઈદુલફિત્ર હવે ચોમાસામાં જ થોડાક વરસો આવશે. તો તેના માટે ચાંદની ગડબડ રહેશે. તેનો ઉલ્લેખ કરશો કે અહલે હકવાળા ચાંદ જોવે તો અમે લોકો ઈદ કરીએ કે ન કરીએ? તેના વિશે પણ ખાસ જણાવશો. બસ ફકત વસ્સલામ.

**(નોંધ)** :– એહલે બિદઅતના લિધે અમુક મૌલાના ઈદ પણ કરવા દેતા નથી અને રોઝો પણ રાખવા દેતા નથી. આની ખાસ નોંધ લેશો.

**જવાબ** :– ઈદુલફિત્રનાં ચાંદ નો સુબુત શરઈ ધારા ધોરણ મુજબ થઈ ચુકયો હોય તો શવ્વાલની પહેલી તારીખે રોઝો રાખવું હરામ છે. અને ઈદની નમાઝ શરઈ કારણ વગર શવ્વાલની બીજી તારીખે પઢવું જાઈઝ નથી, અલબત્ત અગર કોઈ શરઈ અને મોઅતબર કારણ ના લીધે ઈદની નમાઝ બીજે દીવસે ઝવાલ(સૂર્ય આકાશ વચોવચ આવવા)પહેલા પઢવું જાઈઝ છે.

હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના મુબારક દોરમાં ઈદના ચાંદની ગવાહી મોડી આવવાના લીધે બીજે દીવસે ઈદની નમાઝ પઢવાનો હુકમ આપવામાં આવ્યો હતો.

عن ربعی بن حراش عن رجل من أصحاب النبی ﷺ قال : اختلف الناس فی آخر یوم رمضان، فقدم أعرا بیان فشهدا عند النبی ﷺبا لله لأهلا الهلال أمس عشیة، فأمر رسول ﷺ الناس أن یفطر وا و رو اه یغدوا الی مصلاهم رواه الدار قطنی الخ [اعلاء السنن ۸ـ۱۰۲]

والحدیث فیه دلا لة علی جواز عید الفطر فی الیوم الثانی عند العذر [ایضًا ۱۰۳]

આ ઉપરથી હઝરાતે ફુકહા લખે છે કે મોઅતબર કારણોના લીધે ઈદુલફિત્રની નમાઝ શવ્વાલની બીજી તારીખે પઢી શકે છે, ફિકહની મશહુર કિતાબ શામી માં છે :

(وتؤخر بعذر) كمطر (الى الزوال من الغد فقط) (قوله بعذر كمطر) دخل فيه ما اذا لم يخرج الامام وما اذا غم الهلال فشهدوابه بعد الزوال أو قبله بحيث لا يمكن جمع الناس أو صلاها في يوم غيم و ظهر أنها وقعت بعد الزوال كما في الدر وشرحه للشيخ اسماعيل،وفيه عن الحجة :امام صلى العيد على غير وضوء لم علم بذلك قبل أن يتفرق الناس توضأ ويعيدون،وان تفرق الناس لم يعد بهم وجازت صلاتهم صيانة للمسلمين أعمالهم

[شامی : ٢-١٧٦]

આપના ઈલાકાની હાલત આપે સવાલમાં દર્શાવી છે અને અમુક ઉલ્મા નું કથન નકલ કર્યુ છે. કે સમાજને સાથે રાખીને ઈદ કરવી જોઈએ. ઈલાકા અને સમાજની અસલ હાલત અને ખરી હકીકતથી ત્યાંના ઉલ્માઓજ વધારે વાકીફ હોય છે. ઉપરોકત ઉલ્માઓના કથનથી ફલીત થાય છે કે આપના ઈલાકાના ઉલ્માઓ સમાજમાં ફુટફાટ ન થાય એ કારણે ઈદની નમાઝ શવ્વાલની બીજી તારીખે પઢવા ઉપર સહમત છે. માટે જે સ્થાને શરઈ ધારા ધોરણ મુજબ ઈદની નમાઝ સહીહ હોય એવી જગ્યામાં અગર દેવબંદી હઝરાત અલગ ઈદની નમાઝ પઢતા હોય અને ફિત્ના ફસાદનો ભય ન હોય તેમજ એહલે બિદઅત સાથે સમાજી વ્યવહારમાં કોઈ પ્રકારનો વાંધો આવતો ન હોય તો શવ્વાલની પહેલી તારીખે જ ઈદની નમાઝ પઢીલેવી જરૂરી છે. અને જો એવું ન હોય બલ્કે ઈદની નમાઝ પહેલી શવ્વાલે પઢવાના લીધે એહલે બિદઅત સાથે વ્યવહાર ખરાબ થવાનો ભય હોય તેમજ આ રીતે ઈદની નમાઝ પઢવું સમાજનો અન્ય પ્રસંગો ટાણે આપસમાં વેરવિખેરનું કારણ બનતુ હોય કિંવા મુસલમાનો માં આપસ માં દુરી થવાનો ભય હોય અથવા અન્ય મઅકુલ ઉઝર હોય તો પછી શવ્વાલની બીજી તારીખે (ઝવાલ પહેલા) ઈદની નમાઝ પઢવાની ગુંજાઈશ (છુટ) છે.

"શામી" ની ઈબારત ઉપર ટાંકવામાં આવી છે તેમાં ઈદની નમાઝ બીજે દીવસે પઢવા બાબત જે મસાઈલ દર્શાવ્યા છે તે આ મુજબ છે.

૧. પહેલા દીવસે કિંવા શવ્વાલની પહેલી તારીખે વરસાદના કારણે.

૨. ઈદની નમાઝ પઢાવનાર ઈમામ મવજુદ ન હોવાના કારણે.

૩. ચાંદની ગવાહી મોડી આવવા ના કારણે.

૪. ઝવાલ પછી ઈદની નમાઝ પઢવાના કારણે બીજે દીવસે ઈદની નમાઝ પઢી શકાય છે.

ત્યાર પછી છેવટમાં એક મસ્અલો આ છે કે ઈમામે ઈદની નમાઝ પઢાવી લીધી ત્યાર પછી જાણ થઈ કે વુઝુ વગર નમાઝ પઢાવી હતી તો અગર લોકો હજુ જુદા પડયા ન હોય તો વુઝુ કરી ફરી નમાઝ પઢવામાં આવે કિંવા ઈમામ વુઝૂ કરી બીજી વખત લોકોને નમાઝ પઢાવે અને અગર લોકો નમાઝ પઢી જુદા થઈ ચુકયા હતા તો બીજી વખત નમાઝ દોહરાવવાની જરૂરત નથી, પહેલા પઢેલી નમાઝ કાફી છે આ મસ્અલો દર્શાવ્યા પછી તેનું કારણ લખયુ છે. صيانة للمسلمين اعمالهم મુસલમાનો (માં આપસમાં ફૂટ અને લોકોમાં વાતોથી બચવા અને તેઓ)ના અઅમાલ (કામો, પ્રોગ્રામો) ની હિફાઝત ના લીધે. આ મસ્અલા ઉપર વિચાર કરો, બધાજ જાણે છે મુકતદીઓની નમાઝ ઈમામની નમાઝ ઉપર અવલંબીત છે. ઈમામની નમાઝ સહીહ તો મુકતદીઓની નમાઝ સહીહ, ઈમામની નમાઝ ફાસીદ તો મુકતદીઓની નમાઝ ફાસીદ, ઉપરોકત મસ્અલામા ઈમામે વુઝુ વગર પઢાવેલી નમાઝ સહીહ હોવાનો સવાલ જ પૈદા થતો નથી, માટે મુકતદીઓની નમાઝ સહીહ થતીજ નથી તે છતાં બીજી સુરત (લોકો જુદા થઈ જવાની)માં મુકતદીઓને નમાઝ દોહરાવવાનો હુકમ આપવામાં આવ્યો નહી. હાલાંકે શવ્વાલની બીજી તારીખ સુધી નમાઝ પઢી શકાય છે. એનું કારણ માત્ર અને માત્ર મુસલમાનો અને તેઓના કામોની હિફાઝત દર્શાવ્યું. આ મસ્અલા ઉપરથી સમજમાં આવે છે કે મુસલમાનોમાં આપસમાં ફૂટથી બચવા ખાતીર શવ્વાલની પહેલી તારીખે ઈદની નમાઝ ન પઢવી અને શવ્વાલની બીજી તારીખે પઢવી વગર વાંધે જાઈઝ છે જયારે કે બીજી શવ્વાલે

ઉઝર નાં લીધે ઈદની નમાઝ પઢવાની ઈજાઝત પણ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે. الفتنة اشد من القتل ફિત્ના—ફસાદ (નુકસાન ની દ્રષ્ટિએ) કતલ કરતાં પણ વધારે ખરાબ છે (સુ.બકરા ૧૯૧) "નિઝામુલ ફતાવા" માં છે : ઈદની નમાઝ અગર કોઈ મોઅતબર, ઉઝર ના કારણે પહેલે દીવસે ન પઢવામાં આવી હોય તો બીજે દીવસે સવાર (ઝવાલ) સુધી મુઅખ્ખર કરી (પઢી) શકાય છે (નિઝામુલ ફતાવા ભાગ છનો બીજો ભાગ પેજ ૭૩ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોટ :–** ઈદનો આ ઈજતેમાઈ મસ્અલો ઘણો અહમ અગત્યનો છે. આપને ત્યાંના ઝિમ્મેદાર ઉલ્મા અને કવમના સમજદાર ઝિમ્મેદારો જેઓ પોતાના ત્યાંનાં હાલાતથી જાણકારી રાખે છે તેઓ સાથે પણ મશ્વેરો કરી લેવામાં આવે જેથી આપણા તબકામાં વિખવાદ ન પૈદા થાય, અને આ બાબતે બીજા દારૂલ—ઈફતા ના મુફતી સાહેબોથી પણ પુછી લેવામાં આવે તેમાં વધુ સાવચેતી છે.

## ૩. આસમાન ચોખ્ખું હોવા છતા ચાંદ નહી દેખાયો ત્યાં અન્ય જગ્યાએથી આવેલ ખબર ઉપર અમલ કરવા બાબત.

**સવાલ :–** હમણાં જ તા.૪ જાન્યુઆરી ૦૮ નું ઉમ્મીદ હાથમાં આવ્યું. ખોલતા સર્વથી પ્રથમ નઝર ફતાવા વિભાગ ઉપર પડે છે. જેમાં સમજમાં ન આવતાં મસ્અલા બાબતમાં વધુ તશરીહનો ખ્વાહિશમંદ છું.

સવાલ નં ૧૫ના જવાબમાં "આસમાન એકદમ ચોખ્ખું અને ચટ છે. અને સુરતમાં લોકોની એટલી મોટી સંખ્યામાં ચાંદ જોવું જરૂરી છે જેમના બાબત એ વાત માન્ય હોય કે આટલા બધા લોકો જુઠ પર એક મત નથી થઈ શકતા" આનો મતલબ હું સમજયો છું કે આકાશ ચોખ્ખું હોય તો મોટી સંખ્યામાં જેને "ટોળુ" કહેવાય ચાંદ જોનાર હોય તો જ એલાન થઈ શકે.

હવે સવાલ નં ૧૮માં દર્શાવ્યા મુજબ વડોદરા શહેરનું વાતવરણ ચોખ્ખું છે અને ચાંદ નજર આવ્યો નથી ત્યાંના સ્થાનિક લોકોએ ચાંદ જોયો નથી તો

સવાલ નં.૧૫ના જવાબ મુજબ તો એલાન રૂયતે હિલાલ થઈ શકતુ નથી.

પરંતુ જવાબ નં.૧૮ માં દર્શાવ્યા મુજબ શરઈ ધારા ધોરણ મુજબ ખબર મળી હોય તો વડોદરામાં કે જયાં વાતાવરણ ચોખ્ખું હોવા છતાં ચંદ્ર દર્શન થયા નથી. ચાંદ દેખાયાનું એલાન કરી શકાય છે. આ બન્ને જવાબોની તશરીહ કરવા ગુઝારિશ.

મજકુર સવાલ જવાબના અનુસંધાનમાં નાચીઝના દિમાગના સવાલ ઉઠે છે કે દક્ષિણ ગુજરાતમાં પાછલી રમઝાનમાં ઘણાં ગામોમાં શહેરોમાં ચાંદ જોવાની જગ્યા સાફ હતી અને કોશિશ છતાં ચાંદ દેખાયો નહીં અને અમુક ગામો કે જયાં અબર વાદળી હતી ત્યાં ચાંદ જોવામાં આવ્યો તો એક જ પ્રદેશમાં સાફ વાતાવરણવાળી જગ્યાઓ ઉપર ચાંદ જોવામાં ન આવ્યો અને જયાં વાદળ હતું એવી જગ્યાથી ચાંદ જોવાની ગવાહી આવતાં ચાંદ દેખાયાનું એલાન કરવામાં આવ્યું તો શું એ એલાન સહીહ ગણાય ?

હવે આવનારા થોડા વર્ષો માહે મુબારક ચોમાસાની સિઝનમાં આવનારા હોય આ બાબતે અવામ ખવાસ ચાંદ કમિટીઓમાં સહીહ દીની જાણકારી આપે તે ખુબ જ જરૂરી બાબત છે.

**જવાબ** :– રમઝાન તેમજ ઈદનો ચાંદ લોકોની મોટી સંખ્યા જુએ અને તલાશ કરે છે, હવે જયારે ચાંદ નજર આવવાની જગ્યા કિંવા આસ્માન ચોખ્ખું અને ચટ છે અને ચાંદ જોવામાં અને ચાંદ તલાશમાં લાગેલા લોકો મોટી સંખ્યામાં છે તે જોતાં બે–ત્રણ વ્યકિતઓ જ એવું કહે કે અમે ચાંદ જોયો છે, જયારે કે આસ્માન ચોખ્ખું ચટ હોવાને લઈ ચાંદને છુપાવનારી કોઈ આડ પણ નથી, તો આ બધાં પરિબળો એ વાતનો સુબુત છે કે જે બે–ત્રણ વ્યકિત ચાંદ જોવાનું કહી રહી છે. તેનેજ કોઈ ધોકો થઈ ગયો છે. નહિં તો આટલા બધા લોકો જોઈ રહયા હતા અને ચાંદને છુપાવનારી કોઈ આડ પણ ન હતી, તે છતાં બધાને ચાંદ નહિં દેખાયો અને આ બે–ત્રણ વ્યકિતઓનેજ કેમ દેખાયો ? આ રીતે તેઓની ગવાહી શંકાના ઘેરાવમાં આવી ગઈ અને તેનો સ્વીકાર કરી ફેસલો આપવા લાયક ન રહી.

[દુર્રે મુખ્તાર, શામી ૨/૧૦૦ ઉપરથી]

બીજી જગ્યા અને શહેર જયાં આસ્માન ચોખ્ખું નથી, બલ્કે વાદળ અથવા અન્ય કારણસર ચાંદ જોવાની જગ્યા સાફ નથી, ત્યાં અગર બે-ત્રણ એવું કહે કે અમે ચાંદ જોયો છે. ત્યાં શકય છે કે જે જગ્યાએ તેઓએ ચાંદ જોયો તે જગ્યા ઉપરથી થોડીક વાર માટે વાદળ ખસ્યું હોય, અને તે સમયગાળામાં જ આ લોકોની નજર ત્યાં પડી અને તેઓને ચાંદ નજર આવી ગયો, જયારે તે વેળા અન્ય જનસમુહની નજર ત્યાં ન હતી, બલ્કે બીજી જગ્યાએ હતી જેના લઈ તેઓને ચાંદ નજર ન આવ્યો, જેથી ચાંદ જોવાનો દાવો કરનારાઓની ગવાહી શંકાસ્પદ ઠરતી નથી અને એટલેજ તેનો સ્વીકાર કરી તે મુજબ ફેસલો આપવામાં આવશે. અને એજ કારણસર રમઝાન તેમજ ઈદ સિવાયના ચાંદમાં આસ્માન ચોખ્ખુંચટ હોવાની સુરતમાં પણ બે વ્યકિતની ગવાહીને "બહરુર્રાઈક"ના લેખક અલ્લામા ઈબ્ને નુજૈમ રહમતુલ્લાહિ અલયહિ એ માન્ય રાખવાના કથનને અપનાવ્યું છે કારણ તે મહિનાઓના ચાંદને જોવા તેમજ તલાશ કરવા માટે મોટું ટોળું હોતું જ નથી.

[દુર્રે મુખ્તાર, શામી ૨/૧૦૧]

ઉપરોકત વિગતથી એટલું સમજી ગયા હશો કે ગવાહી માન્ય રાખવા અથવા નહીં રાખવા બાબત બન્નેવ જગ્યાનો હુકમ અલગ અલગ કેમ છે ?

હવે આગળના તબકકામાં કિંવા જયાં વાદળિયું આસમાન હોવાને લઈ શરઈ ધારા ધોરણ મુજબ ગવાહી માન્ય રાખી ચાંદનો ફેસલો શરઈ ધારા ધોરણ મુજબ એવી જગ્યાએ પહોંચ્યો જયાંનું આસ્માન કિંવા ચાંદ જોવાની જગ્યા ચોખ્ખીચટ હતી, ત્યાં પહેલી જગ્યાની ગવાહી શંકાના ઘેરાવમાં આવતી નથી, જેથી તેને માનવામાં અથવા તે ફેસલો (અગર શરઈ ધારા ધોરણ મુજબ પહોંચયો હોય તો) તે ઉપર અમલ કરવામાં શરઈ રૂએ કોઈ બાધ નથી.

મવ. મુફતી સલમાન સાહબ લખે છે : ઈખ્તેલાફે મતાલિઅ મોઅતબર ન હોને કે મુફતા બિહી કોલસે પતા ચલતા હે કે અગર કિસ્સી શહેરમેં મતલા સાફ હોનેકે બાવુજુદ ચાંદ દિખાઈ ન દે, મગર દુસરે શહેરસે ચાંદકા સુબુત શરઈ તોર પર હો જાએ તો ઉસ સુબુતકા એતેબાર કિયા જાએગા.

[તુહફએ રમઝાન પે.૪૦]

વળી અહિંયા એ વાત પણ ધ્યાનમાં રાખવા જેંવી છે કે શહેરોનું વાતાવરણ જંગલ તેમજ રણપ્રદેશની તુલનામાં કલૂષિત હોય છે. ચાહે ઉપર–છલ્લી રીતે જોવામાં સાફ કેમ ન લાગતું હોય ? આપણા ફુકહાએ જયાં ચાંદનો મસ્અલો બયાન કર્યો છે ત્યાં આ બાબત વિગતવાર ચર્ચા કરી છે. [જુઓ દુર્રે મુખ્તાર, શામી ૨/૧૦૧] અને શહેરની બહારથી આવેલી એક્ની ગવાહીને પણ એ બુન્યાદ પર સ્વીકાર્ય બતલાવી છે. હવે આપ વિચારો તે જમાનામાં જયારે કે વર્તમાન યુગની જેમ ફેક્ટરીઓ, મિલો, તેમજ કારખાનાઓની ભરમાર ન હતી ત્યારે તેઓએ આ દ્રષ્ટિકોણ અપનાવ્યો તો પછી આજે આપણે જે વાતાવરણમાં રહીએ છીએ તેમાં ઘણીવાર એવું બને છે કે ચાંદ જોવાની જગ્યાને આપણે ચોખ્ખી સમજી રહયા હોઈએ છીએ જયારે વાસ્તવમાં તે કલુષિત હોય છે, બહરહાલ ચાંદ કમિટીઓમાં અનુભવી, માહિર અને અભ્યાસી ઉલમાએ કિરામનું હોવું અત્યંત આવશ્યક છે અને તેઓ શરઈ ધારા ધોરણો તેમજ ચાંદ બાબત જે વિગતો ફિકહી કિતાબોમાં લખી છે તેને નજર સમક્ષ રાખી કોઈ ફેસલો કરે છે, તો તે ફેસ્લાને ટીકાનું નિશાન બનાવતાં પહેલાં અવામે સો વાર વિચારવાની જરૂરત છે. અગર દલીલોની બુન્યાદ પર માહિર ઉલમામાં આ બાબત મતભેદ થયો હોય તો તેના લઈ તેઓથી બદઝન પણ ન થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૯) એ'તિકાફ

## ૧. મુઅતકીફ ગરમી દૂર કરવા માટે ગુસલ કરી શકે.

**સવાલ :–** રમઝાનુલ મુબારકમાં આખરી અશરાના એતેકાફમાં બેસનાર વગર નાપાકી કે વગર એહતેલામે પણ ગુસલ કરી શકે છે. મતલબ કે ગરમીના કારણે કે રોઝામાં ઠંડક હાસીલ કરવા કે પસીનાના કારણે ગુસલ કરી શકે છે ?

**જવાબ** :– સવાલમાં દર્શાવેલ ગુસલ કરવા માટે એઅતેકાફમાંથી નિકળવું દુરૂસ્ત નથી. અલબત્ત અગર પૈશાબ–પાખાનાની હાજત માટે નિકળ્યો હોય અને ગુસલખાનામાં જઈ શરીર ઉપર પાણી વહાવી લીયે જેમાં સમય પણ વધુ લેવાની નવબત ન આવે. તો એમ કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૨. દરેક વસ્તીમાં એતેકાફ કરે કે દરેક મસ્જિદમાં ?

**સવાલ** :– રમઝાનુલ મુબારકના આખરી દસ દિવસના એતીકાફમાં પુરા શહેરના એતેબારથી એક વ્યકિતને એતેકાફમાં બેસવું વાજીબ છે કે દરેક મહોલ્લાવાંઈઝ પણ એતેકાફમાં બેસવું વાજીબ છે?

**જવાબ** :– દરેક વસ્તીમાં એક વ્યકિતનું એ'અતેકાફ કરવું સુન્નતે મુઅક્કદહ અલલ કિફાયહ છે. અગર વસ્તીની કોઈ પણ મસ્જિદમાં કોઈ પણ માણસ એ'અતેકાફ કરી લેશે તો પુરી વસ્તીવાળાઓ તરફથી સુન્નત અદા થઈ જશે. પરંતુ બેહતર એ છે કે દરેક મસ્જિદમાં એ'અતેકાફનો પ્રબંધ કરવામા આવે, કારણકે કેટલાક ઉલમા દરેક મહોલ્લાવાળાઓ માટે એ'અતેકાફ ને સુન્નત ગણાવે છે. (અહસનુલ ફતાવા ૪/૪૯૮) (તોહફએ રમઝાન પેજ–૧૦૧ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૭) હજ

### ૧. માથાના પા ભાગ થી ઓછા વાળ કાપી વિવિધ જિનાયતો આચરવી.

**સાવલ** :– મેં સને ૨૦૦૭ની સાલમાં હજ કરેલ છે. તા. ૨૬/૧૨/૨૦૦૬ના રોજ બોમ્બેથી હજ માટે રવાના થયા હતા. બે રાત્રી બાદ મક્કા શરીફ પહોંચ્યા બાદ ઉમરાહ કરવા માટે ગયા હતા. મારી તબીઅત પહેલેથી નાજુક હોવાથી તવાફ કર્યા બાદ સઈ વ્હીલચેરમાં કરી હતી. સઈ પૂરી કર્યા બાદ સંજોગ વશાત તબીઅત એકાએક બગડી ગઈ હતી અને ધ્રુજારી ભરાઈ હતી. તેથી હલક કરવાની કાર્યવાહી થઈ શકી ન હતી. તે

ટાઈમે ઝોહરની નમાઝનો ટાઈમ થતાં નમાઝ પઢી સંજોગોને લઈને મારી અહલ્યા મારાથી અલગ થયેલ હતી. મારી નાજુક તબીઅતને લઈને મારી યાદશકિત પણ કમજોર થઈ ગયેલ.હતી. મારી અહલ્યાની શોધખોળમાં રાત્રે ઈશાનો ટાઈમ થઈ ગયેલ હતો. મારો મુકામ કુદઈ (૩ કિ.મી. દૂર) મુકામે હતો. ત્યાં પહોંચતાં દરમિયાન મારી હાલત નાપાકીની થઈ ગયેલ હતી. ત્યારબાદ હલકની કાર્યવાહી કરવાની બાકી હોય તે યાદ આવતા હેન્ડલ રેઝરથી હલકની કાર્યવાહી કરેલ. પરંતુ ફકત કાનની ઉપરનો થોડો ભાગ (વાળ) કાઢેલ. (પા ભાગથી પણ ઓછો) રાત્રે ૧૧.૩૦ કલાકે લગભગ ત્યાર બાદ ગુસલ કરી એહરામ ઉતારી ઈશાની નમાઝ રૂમ પર પઢેલ. તેથી મસ્અલો એ પેદા થયેલ કે હલકની વિધિ અધૂરી રહેલ હોય તો એ બાબતે કફ્ફારો લાગુ પડે કે દમ લાગુ પડે ? હવે તેના વિકલ્પમાં હમો શું કરી શકીએ ? તે અંગે હદીસની રોશનીમાં સ્પષ્ટતા આપશોજી. (હાલે પણ મારી તબીઅત નાજુક હોય રૂબરૂમાં આવી શકું તેમ નથી.) વધુમાં તે બાબતે ત્યાં હજ દરમિયાન સદકો કરેલ છે, તે આપની જાણ ખાતર. (તા.ક. : મારે જે કંઈ રકમ આપવાની થાય, તે હરમ શરીફમાં જ આપવાની કે અહિં આપું તો ચાલે કે કેમ ? તે પણ દર્શાવવા અરજ છે.)

**જવાબ** :– આપે ઉમરહના તવાફ અને સઈથી ફારિગ થયા પછી હલકની કાર્યવાહી રૂપે હેન્ડલ રેઝરથી કાનની ઉપરના થોડા ભાગના જ વાળ સાફ કર્યા હતા, જે આપના લખવા મુજબ પુરા માથાના પા ભાગથી પણ ઓછા હતા. માટે એ મુજબ હલક કરવાથી આપ પોતાના એહરામથી બાહર નિકળ્યા નથી, બલ્કે શરઈ રૂએ એહરામના હુકમમાં જ ચાલું રહ્યા. હવે આપે એહરામના કપડાં ઉતારી ગુસલ કરી લીધું તો એ સુરતમાં આપના ઉપર શું લાગુ પડે ? તે બાબત આપે પ્રશ્ન ઉઠાવ્યો છે, દર અસલ આપના આ સવાલનો જવાબ એ જાણવા ઉપર મૌકુફ છે કે આપે એહરામના કપડાં ઉતારી ગુસલ કરી, કયા–કયા કામો કર્યા હતા? કારણ કે દરેક તે કામ જે એહરામની હાલતમાં કરવું મના છે, તે કરવાથી આપના ઉપર સજા રૂપે દમ અથવા સદકો વાજીબ થાય છે. દા.ત. આપે નહાતી વખતે નહાવાનો

ખૂશ્બુદાર સાબુ પુરા શરીર ઉપર લગાવ્યો. તેનાથી આપના ઉપર એક દમ કિંવા એક બકરા અથવા ઘેટાંને ઝબહ કરવું વાજીબ થઈ ગયું. ત્યાર પછી આપે સિવેલા કપડાં પહેર્યા, તેનાથી બીજું દમ વાજીબ થયું. આપે માથા ઉપર ટોપી પહેરી, માથાને ઢાંકયું, તેનાથી ત્રીજું દમ વાજીબ થયું, હાથ અને પગના નખો કાપીને સાફ કર્યા, તેનાથી ચોથું દમ વાજીબ થયું, બહરહાલ આપ પોતે જ વિચારીને બતલાવશો કે આપે કયા કયા કામો કર્યા હતા ? તે મુજબ આપને જવાબ આપી શકાશે.

દમ રૂપે જે બકરો અથવા ઘેંટો ઝબહ કરવું વાજીબ ઠરે છે, તેને હરમમાં ઝબહ કરવું જરૂરી છે, હરમ સિવાય અન્ય જગ્યાએ ઝબહ કરી શકાય નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મર્હૂમની વિવિધ જિનાયતોના દમો કયાં આપવા?

**સવાલ** :- નહાતી વખતે ખૂશ્બુદાર સાબુ લગાવેલ છે. (૨) ગુસલ કરી સીવેલા કપડાં પહેર્યા છે. (૩) ટોપી પહેરેલ છે. (૪) હાથ-પગના નખો કાપેલ છે, તે બાબત વાલીદહને પૂરેપૂરી ખબર નથી.

તે ઉપરાંત, વધુમાં માલુમ થાય કે, મારા વાલીદ સાહેબે મંગળવારે રાત્રે આ રીતે ગુસલ કરેલ, ત્યારબાદ બુધવારનો દિવસ કુદદઈ મુકામે ગુજારી, જુમેરાતે એહરામ પહેરી, હજ કરવા માટે રવાના થયેલ.

હવે તમારો જવાબ આવતાં પહેલાં મારા વાદીદ સાહબનો તા. ૨/૩/૨૦૦૮ના રવિવારના રોજ સવારે ઈન્તિકાલ થયેલ છે. એટલે પૂછેલ પશ્નો મારી વાલીદહને પૂછી જવાબ આપેલ છે.

હવે હાલમાં એમનો ઈન્તિકાલ થયા પછી દમ લાગે કે કફ્ફારો લાગે ? દમ અગર લાગે છે તો ત્યાં જ આપવો પડે ? અને દમના બદલામાં સદકો આપે તો ચાલે કે કેમ ?

**જવાબ** :- નહાતી વખતે ખૂશ્બુદાર સાબુ વાપરવાને લઈ દમ રૂપે એક બકરી વાજીબ થઈ. એ જપ્રમાણે સિવલો કપડાં પહેરવાથી પણ એક બકરી, ટોપી વડે માથું ઢાંકવાને લઈ એક બકરી, એમ કુલ ત્રણ બકરી દમ

રૂપે વાજીબ થઈ હતી. જેનું એમની જિંદગીમાં ત્યાં હરમમાં જ ઝબહ કરાવવું જરૂરી હતું, અને એમ ન કરવાની સુરતમાં મૃત્યુ વખતે વસિય્યત કરવું જરૂરી હતું, પરંતુ બન્નેવમાંથી કોઈ સુરત થઈ નથી.

હવે આપ વારસદાર હોય તેમની વસિય્યત ન હોવા છતાં આ ત્રણેવ દમ અદા કરશો તો અદા થઈ જશે, અને આ દમ હરમમાં જ ઝબહ કરાવી ગરીબોમાં વહેંચાવવું જરૂરી છે, એ દમના બદલામાં સદકાથી કામ ચાલી શકશે નહિં. [મુઅલ્લિમુલ હુજ્જાજ–૨૨૪ થી ૨૨૬] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. હજ્જે બદલ કઈ જગ્યાએથી કરાવવામાં આવે?

**સવાલ** :– મારા વાલિદ સાહબને ગુજરી જવાને આશરે ૫૫ વરસ થયા છે, મારા દાદાની હાલત લગભગ ૬૦–૬૫ વરસ પહેલાં ઘણી સારી હતી અને તેઓ માલદાર પણ હતા પણ તે છતાં ન મારા દાદા કે દાદીમાં અને ન તો ત્રણે કાકા કોઈએ હજ કરેલ નથી, હું જયારે નાનો હતો ત્યારે મારા વાલિદ સાહેબને હાર્ટ એટેક આવવાથી એજ જગ્યા પર ઈન્તિકાલ થઈ ગયો હતો જેથી તેઓ કોઈ વસિય્યત કરી શકયા નથી, ખુદાના ફઝલથી હવે મારી સ્થિતિ સારી છે. મારો ભત્રીજો સઉદી અરબમાં રહે છે મેં તેઓને ફોનથી મારા પિતાની હજ્જે બદલ કરવાની વાત કરી તેઓને મેં હજ માટે મોકલેલા અને પુરો ખર્ચ મેં આપી દીધો હતો, પરંતુ અહીં અમુક લોકોનું કહેવું એમ છે કે હજ્જે બદલ કરવા માટે જે જગ્યાથી મોકલે ત્યાંનો રહેવાસી હોવો જોઈએ, તો આ લોકોનું કહેવું સહીહ છે કે નહિં અને મારા પિતાની હજ્જે બદલ સહીહ થઈ ગણાય કે નહિં,

**જવાબ** :– મર્હૂમો પર હજ ફર્ઝ હોય અને તેઓએ હજ્જે બદલની વસિય્યત કરી હોય અને તેમણે છોડેલ રકમથી હજ્જે બદલ માટે આદમી મોકલવામાં આવે તો હિન્દુસ્તાનથી કિંવા મર્હૂમોના વતનથી મોકલવું જરૂરી ઠરે છે, અન્ય કોઈ જગ્યાએથી મોકલવાથી હજ્જે બદલ દુરૂસ્ત ઠરશે નહિં, મર્હૂમોની વસિય્યત વગર વારસદારો પોતાના તરફથી પોતાની રકમથી હજ્જે

બદલ કરાવવા ચાહે તો જયાંથી ચાહે કરાવી શકે છે. અલ્બત્ત વતનથી કરાવવું બેહતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ફર્ઝ હજની અદાયગીમાં વાલિદની નારાઝગી અસરકારક નથી.

**સવાલ :-** હાલ હજ ૨૦૦૭ માટે હજ કમીટી દ્વારા મારૂં ફોર્મ પાસ થઈ ગયું છે અને મેં હજનો ઈરાદો કર્યો છે પરંતુ હજ માટે ખર્ચ મારી માં એ જે હાલ યુ.કે.માં છે, હજનો પુરેપુરા ૮૦૦૦૦ રૂા. મોકલી આપ્યા છે મારા થકી બચત કરી કોઈ રકમ મારી પાસે નથી, તો એમારી વાલિદાએ મોકલાવેલ પૈસાથી હજ કરી શકું કે નહિં અને કરી શકું તો એમાં કોઈ કરાહત આવે કે નહિં.

એ પુછવું એટલા માટે થયું કે મારી માંની મારા બચપનમાં તલાક થઈ ગઈ હતી. ત્યાર બાદ મારી માં છેલ્લા ૨૫ વરસથી યુ.કે.માં રહે છે એમણે વરસ ૨૦૦૪માં હજ કરી હતી (મારા મામા સાથે) તે વખતે મારી માનો એ પણ ઈરાદો હતો કે મારી હજ તે વરસે થઈ જાય પરંતુ મારી પાસે પાસપોર્ટ ન હોય અને કોશિશ કરતાં પણ બન્યો નહિં, આથી ૨૦૦૪માં મારી હજ મુલ્તવી થઈ ગઈ પરંતુ મારા મામા સાથે ફોન પર વાતચીત થતા મને બે વરસ બાદ હજ કરાવીશું એવી ફોન પર વાત થઈ હતી.

આથી હાલ હજની મૌસમાં તેમને યાદ દિહાની કરાવી મારા તરફથી કોઈ પણ પ્રકારની બળજબરી પણ ન કરી હતી. તેમણે હજ માટે મને પરવાનગી આપી અને કહ્યું હતું કે "હજનો પુરેપુરો ખર્ચ મોકલી આપીશું" ત્યાર બાદ મેં અહિયા મારા વાલીદ સાહબ સાથે રહું છું. હું શાદી શુદહ છું, ત્રણ છોકરા છે, મેં ઘરમાં એ વાતની ચર્ચા કરી, પરંતુ વાલિદ સાહબ આ વાતના ઉપર ખુબજ નારાજ ગઈ ગયા. મને એ વાતની ઈજાઝત ન આપી પરંતુ મને અલ્લાહના ઘરના દીદારનો શોખ, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મસ્જિદના દીદારનો ઘણો જ શોખ છે. મેં જે વખતે

હજ કમીટીના ફોર્મ જુન મહીનામાં બહાર પડયા હતા તે વખતે ફોર્મ ભર્યું હતું. અલ્લાહના ફઝલથી કુર્રામાં મારું ફોર્મ મંજૂર થઈ ગયું હતું. એ વાતી જાણ મેં મારી માંના ઉપર કરી તો તેમણે ખુશી સાથે રમઝાન માસમાં હજની ખર્ચાની રકમ મોકલી આપી, પરંતુ વાલિદ સાહબની નારાઝગી અને ઝઘડા કંકાસથી મેં કોઈને વાત કરી ન હતી. પરંતુ હજ કમીટી દ્વારા લેટર બુકીંગનો આવ્યો એટલે કોઈ વખત ન બચતા મેં મારા વાલિદ સાહબને વાત કરી, હવે સફરનો સમય વધુ નથી, પરંતુ મારા વાલિદ સાહબ ઘણા જ નારાજ છે.

મેં ઘરમાં વાતચીત કરવામાં એટલા માટે રાખ્યું હતું કે મારી માં મને હજ કરાવે છે એ વાત વાલિદ સાહબને પસંદ નથી અને વાત ઘરમાં ચર્ચા થતા ઝઘડાનું રૂપ ધારણ કરે છે આથી મને કોઈ વાત સમજમાં આવતી નથી, એક તરફ અલ્લાહના ઘરની ઝિયારતનો શોખ છે બીજી બાજુ વાલિદ સાહબ નારાજ છે. મારી માં એ ખર્ચ માટે રકમ પણ મોકલી આપી છે.

હાલ મારી કમાઈમાં મારા ખર્ચ માટે પણ પુરતો નથી, હું મારી ઔલાદ અને મારી બીવીનો ખર્ચનો ઈન્તિઝામ કરી હજનો સફર કરું કે વાલિદ સાહબના નારાજ થવાથી મુલ્તવી રાખું.?

જવાબ :- હવે જયારે કે હજ કરવા માટેની જરૂરી રકમ આપની માલિકીમાં આવી ચુકી છે. હજના મહીનાઓ પણ શરૂ થઈ ચુકયા છે ક્ષઅને હજ કમિટીમાં ફોર્મ મંજૂર થવાને લઈ કોઈ સરકારી રૂકાવટ પણ રહી નથી તો આપના ઉપર હજની અદાયગી ઝરૂરી અને ફર્ઝ થઈ ચુકી છે અગર આપ નહિં જશો તો શરઈ રૂએ ગુનેહગાર ઠરશો અને આપના શીરે હજનો ફર્ઝ બાકી રહેશે.

જેથી આપ જરૂર હજમાં જાઓ, રહી વાલિદ સાહબની નારાઝગી તો શરઈ રૂએ અલ્લાહ તરફથી લાગુ પડેલ ફર્ઝ અદા કરવામાં વાલિદ સાહબની એ નારાજગીથી કોઈ ફર્ક પડતો નથી, એ તો એવું જ છે કે આપ પાંચ ટાઈમની ફર્ઝ નમાઝ પઢવા જાઓ અને વાલિદ સાહબ તેનાથી નારાજ રહે તો એમની નારાજગીને લઈ નમાઝ છોડવાની હરગીઝ ઈજાઝત નથી, બલ્કે તેમની આ નારાજગી શરઈ રૂએ નાદુરૂસ્ત હોવાને લઈ પોતાની આ

નારાજગીને લઈ તેઓ જ ગુનેહગાર ઠરે છે. તેમને જોઈએ કે આપના આ સફરની આડેથી પોતાની નારાજગી દુર કરી લે અને પુરી રજામંદી અને ખુશીની સાથે આપને હજ માટે જવાની પરવાનગી આપે. ખુદા ન કરે અગર તેઓ આ જાણવા છતાં તમને પરવાનગી નહિં આપશે તો પણ આપના માટે હજ માટે જવું જરૂરી છે. [ફતાવા આલમગીરી ૫/૩૬૫] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. રૂશ્વત આપી હજનું ફોર્મ પાસ કરાવવું.

**સવાલ** :– એક માણસ પર હજ ફર્ઝ થઈ ગઈ છે તો શું ? હજના ફરીઝા માટે રીશ્વત આપી ફોર્મ પાસ કરાવવું કેવું છે અને રીશ્વત આપ્યા પછી પણ એ લોકો બીજા સ્ટેટના ઉમેદવારોના હક મારી આપણું ફોર્મ પાસ કરી આપે છે તો શું એ પ્રમાણે રીશ્વત આપને ફોર્મ પાસ કરાવવું જાઈઝ છે કે કેમ ?

**જવાબ** :– કાનૂની રૂએ તમારો હક હોય અને સંબંધિત અમલદાર રૂશ્વત આપ્યા વગર તમને તમારો એ હક આપતો ન હોય તો એ સુરતમાં તેની માંગણી ઉપર કાંઈક આપી પોતાનો હક મેળવી શકાય છે અને જો હક ન હોય પરંતુ રૂશ્વત આપી બીજાનો હક મારવામાં આવતો હોય તો એ નાજાઈઝ અને હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. પહેલા ફર્ઝ અદા કરે ત્યાર પછી મન્નત માનેલી હજ અદા કરે.

**સવાલ** :– મેં મન્નત માનેલી, જો મારૂં કામ થઈ જાય તો મારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમના ઈસાલે સવાબે માટે હજ પઢવી. હવે મારૂં કામ થઈ ગયું છે, મારા ઉપર એ માનેલી હજ અદા કરવું વાજિબ થઈ ગયુ છે. પરંતુ મેં મારી પોતાની હજ મારા ઉપર ફર્ઝ હોવા છતાં મે એ ફર્ઝ અદા કરી નથી, જેથી હું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના ઈસાલે સવાબ માટે મન્નત માનેલી હજ બીજા માણસ પાસે અદા કરાવું તો મારી મન્નત અદા થશે કે નહિ, ખુલાસાથી જવાબ આપશો.

**જવાબ** :- મન્નતરૂપે માનવામાં આવેલી હજ પોતે જ અદા કરવી જરૂરી છે, બીજા પાસે અદા કરાવવાથી મન્નતમાંથી તમારી જવાબદારી પુરી થશે નહિં. અલબત્ત અગર તમને કોઈ એવી મઅઝુરી આવી જાય જેના લઈ તમે પોતે હજની સફર કરવાના લાયક રહ્યા નહિં તો એ સુરતમાં બીજા પાસે તે હજ અદા કરાવી શકાય છે, હવે જયારે તમારા ઉપર હજ ફર્ઝ પણ થઈ ચૂકી છે તો આપ પહેલાં પોતાની ફર્ઝ હજ અદા કરો અને ત્યાર બાદ મન્નત માનેલી વાજિબ હજ અદા કરજો અને ખુદા નખ્વાસ્તહ તે પહેલાં મૃત્યુ થાય તો તેની અદાયગી માટે વસિય્યત કરવી જરૂરી છે. (શામી—આલમગીરી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ઉમરો કરવું, કરાવવું સવાબે જારીયહ નથી.

**સવાલ** :- હમારા વાલિદ ખુદાની રહેમતે પહોંચી ગયા છે. તેમની મિલ્કતમાંથી મારો વારસાઈ હિસ્સો રૂા. ૧૭૦૦૦/- અંકે સત્તર હજાર રૂપિયા પુરા. એ રકમની હમોએ હમારા મરહુમ માંના ઉમરા કરવા માટે હમારી દિકરી આ વરસે હજ પઢવા જાય છે. તો એ રકમ હમો હમારી માંના ઉમરા કરવા માટે આપું તો ઉમરા અદા થશે કે કે તેનો જવાબ આપવા મહેરબાની કરશો. રૂા. ૧૭૦૦૦/- માં હજ થઈ શકતી નથી. પરંતુ તે રકમ મરહુમના સવાબે જારીયહ માટે ઉમરા કરવા માટે આપીએ તો સહીહ છે કે કેમ તેનો જવાબ આપશો.

**જવાબ** :- આપ પોતે અથવા અન્ય કોઈ પાસે ઉમરો કરી અથવા કરાવી એનો સવાબ પોતાની મરહુમહ માંને બખ્શી શકો છો. પરંતુ એ સવાબે જારીયહ નહિં કહેવાય.

સવાબે જારીયહ તો એવા નેકીના કામને કહેવામાં આવે છે. જેનાથી ફાયદો લોક ઉઠાવતા રહે. દા.ત. મસ્જિદ બંધાવી આપવી, મદ્રેસો બંધાવી આપવો અથવા અન્ય એવું કામ કરવું જેનાથી લોકો હરહમેંશ ફાયદો ઉઠાવતા રહે. કુવો બંધાવી આપવો, પાણીની વ્યવસ્થા કરવી વિ. ઉપરોકત કામો સંપુર્ણ નહિં કરી શકતા હોય તો પોતાની શકિત મુજબ એમાં ભાગ લેવાથી

પણ સવાબે જારીયહ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. હજ્જે બદલ બાબત.

**સવાલ** :-(૧) હજ્જે બદલ કરવાની સહીહ રીત દર્શાવશો.

(૨) ઔરતની હજ્જે બદલ ઔરતજ કરી શકે કે કોઈ મર્દ વ્યકિત પણ ઔરતની હજ્જે બદલ કરી શકે છે ?

(૩) જો ઔરતની હજ્જે બદલ કોઈ ઔરત જ કરી શકતી હોય તો ઔરત જોડે કોઈ મર્દને સાથે જવું જરૂરી છે. જે એનો શોહર, સગોભાઈ, કે સગોપિતા હોય તો ઔરતના હજ્જે બદલ માટે બે જણાને જવું પડશે ?

**જવાબ** :- (૧) હજ્જે બદલ કરનાર વ્યકિત એહરામ બાંધતી વખતે મોકલનાર તરફથી (જેના માટે હજ્જે બદલ કરી રહયો છે તેના તરફથી) હજની નિય્યત કરે, નિય્યતના શબ્દો આ પ્રમાણે કહી શકે છે. "અહરમતુ અન ફુલાનીન અથવા લબ્બયક બિ હજજતીન અન ફુલાનીન અથવા નવયતુલ હજ્જ અન ફુલાનીન," બેહતર એ છે કે તેના તરફથી હજની નિય્યત આ રીતે કરે "અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલ હજ્જ અન ફુલાનીન વઅહરમતુ બિહી લિલ્લાહી તઆલા અન્હુ લબ્બયક બિહજ્જતીન અન્હુ."

ઉપરોકત દરેક વાકયમાં ફુલાનીન શબ્દની જગ્યાએ જે માણસની હજ્જે બદલ કરી રહયો છે તેનું નામ લીયે.

નિય્યતના ઉપરોકત શબ્દો ઝબાનથી કહેવું અફઝલ છે. જરૂરી નથી, દિલથી નિય્યત કરી લેવું પણ કાફી છે. (ઉમ્દતુલ ફિકહ ૪/૩૫૮)

એહરામ બાંધતી વખતે ઉપરોકત રીત મુજબ નિય્યત કરી બાકી હજની રીત તેજ છે જે પોતાના માટે કરનારના હજની રીત છે. મતલબ કે ઉપર મુજબ નિય્યત કરતી વેળા જેના તરફથી હજ્જે બદલ કરી રહયો છે તેના તરફથી હજની નિય્યત કરી લીધા પછી હજના તમામ અ'અમાલ કરતી વેળા અલગથી કોઈ નિય્યત કરવાની જરૂરત નથી. દા.ત. તવાફે કુદુમ કરતી વેળા, મીના, અરફાત, મુઝદલફહના કયામ વેળા, સફા—મરવહની સઈ વેળા કોઈ પણ જગ્યાએ મોઢેથી એવું બોલવાની અથવા દિલથી એવી નિય્યત

કરવાની જરૂરત નથી કે આ અમલ ફલાંના તરફથી કરી રહયો છું. બલ્કે શુરૂમાં કરેલી નિય્યત જ આ બધા માટે કાફી છે.

(૨) અવરતની હજજે બદલ અવરત અને મર્દ કોઈ પણ કરી શકે છે. અલબત્ત મર્દ થકી હજ કરાવવું અફઝલ છે. (ઉમ્દતુલ ફિકહ ૪/૩૮૨)

(૩) અવરતના વતનથી હજની જગ્યા શરઈ સફરના અંતર (૪૮ માઈલ) જેટલી અથવા એથી વધુ દુર હોય, તો એ સુરતમાં અવરતની સાથે તેના મહરમ અથવા ધણીનું સફરમાં હોવું જરૂરી છે. આ હુકમનો અસલ સંબંધ સફરથી છે. હજથી નથી કિંવા અગર હજની જગ્યા શરઈ સફરના અંતરથી ઓછી દુરી પર હોય તો સાથે મહરમ અથવા શૌહરનું હોવું જરૂરી નથી. અને જો કોઈ અવરત હજ સિવાય અન્ય કોઈ કારણસર સફરે શરઈ જેટલા અંતરની દુરી ઉપર જવા માટે નિકળે તો સાથે મહરમ અથવા શૌહરનું હોવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. હજજે બદલકે બા'ઝ મસાઈલ.

**સવાલ (૧) :–** મેરી ઉંમર ૭૫સાલ હે મેરી હયાત બીબીકી ઉંમર ૬૫ સાલ હે હમદોનો મીયાબીબી તકરીબન ૮–૧૦ સાલ સે બીમાર હે ઔર ઉઠના બેઠનાભી બગેર સહારે મુશ્કીલ હે, મેરી પહેલી બીબીકા એક લડકા દુસરી બીબી કે તીન લડકે સરકારી મુલાજીમત કરતે હે ઔર ખુશ હાલ હે, સીર્ફ મેરી એક લડકી જીસકી ઉમર ૩૮ સાલકી હે ઓર વો અભીતક કુંવારી હે, વહ હમારી ખીદમત કરતી હે, મેરે વાલેદૈનકી જાયદાદ કે એતેબારસે ઉન પર હજ ફર્ઝ હો ચુકા થા ચૂંકે વહ તકરીબન ૧૫૦ એકર જમીન કે માલીક થે, લેકીન કીસી વજહ સે વહ હજ ન કર સકે. ઔર ઈસ દુનીયાસે રૂખસત હો ગયે. અબ મેરે હાલાત સાજગાર હુએ તો મેભી ઈસ કાબીલ નહી રહા કે હજ પઢને જા સકું. લીહાજા મૈં અપની તરફસે ઔર અપની દોનો બીબીઓંકે તરફસે ઔર અપને વાલેદૈનકી તરફસે હજજે બદલ કરાના ચાહતા હું તો ઈસકી કયા સુરત હોગી. શરીઅત કે એઅતેબારસે એસા કરના કૈસા હે.

જવાબ :- (૧) આપકે વાલિદૈન પર અગર હજ ફર્ઝ હોચુકાથા ઔર ઉનહોને નહીં કિયા તો ઉનકે લીએ ઝરૂરી થા કે અપને માલમેં સે હજજે બદલ કરાનેકી વસીય્યત કર જાતે. લેકીન ઉન્હોને વસિય્યતભી નંહિ કી ઈસ લીએ આપ પર ઉનકી તરફસે હજ કરના યા કરાના ઝરૂરી નંહિ હૈ. ફીરભી અગર આપ અપની તરફસે ઉનકા હજજે–બદલ કરાએંગે તો અલ્લાહ તઆલાકી ઝાત સે ઉમ્મીદ હય કે વોહ ઉન્કે ફર્ઝ હજ કી તરફસે કબૂલ ફરમા લેગા.

આપ પર હજ ફર્ઝ હો ગયા હય, લેકીન બીમારી કી વજહસે આપ સફર નંહિ કર સકતે હંય યા સફર કરને સે શદીદ તકલીફ મેં મુબ્તલા હોનેકા અન્દેશહ હય તો આપ કીસી દુસરે આદમી કો અપની તરફસે હજજે–બદલ કે તોર પર ભેજ સકતે હંય. હજજે બદલમેં અયસે આદમી કો ભેજના અફઝલ હય જો આલિમે બાઅમલ ઔર મસાઈલ સે ખૂબ વાકિફ હો અવર અપના ફર્ઝ હજ પેહલે કરચુકા હો. ફકત.

સવાલ (૨) :- મેરી જમીન કે અલાવા નકદરકમ મેરે પાસ કૂછનહી હે તો કયા મેં મેરી જમીન કો ફરોખ્ત કર કે હજજે બદલ કરવા સકતા હું?

જવાબ (૨) :- જી,હાં કરા સકતે હંય.

સવાલ (૩) :- હજજે બદલ કરને કે લીયે જીસ શખ્સ કો ભેજા જાયે ઉસકે સફર કે તમામ ઈખરાજાત મેરે જીમ્મે હોંગે લેકીન ઉસકે લોટકર આને તક ઉસકે જેરે સરપરસ્તીમે રહેને વાલોકે ઈખરાજાત ઔર નાન નફકાકી જીમ્મેદારી કીસકી હોગી?

જવાબ (૩) :- વોહ ઝિમ્મેદારી ઉસી પર હય.

સવાલ (૪) :- સફરે હજકો રવાના હોને કે બાદ હજ પઢને સે પહેલેહી મોત આજાયે તો હજ અદાહોગી યા નહી. ?.

જવાબ (૪) :- હજ પઢને સે પેહલેહી જબ મવત વાકેઅ હો ગઈ તો ફિર હજ કહાં હુવા?

સવાલ (૫) :- હજ પઢકે આતે વકત રાસ્તેમે યા મદીના મુનવ્વરહમે યા મક્કા મોઅઝઝમાં મે હજજે બદલ કરનેવાલે શખ્સ કા ઈન્તેકાલ હોજાયે

તો ઉસકી સરપરસ્તી મે રહેનેવાલોંકે નાન નફકેકા જીમ્મેદાર કોન હોગા ? નકદ રૂપિયા દેના હોગા તો કિતના દેના હોગા ઔર કબતક ?

**જવાબ (૫)** :- ભેજનેવાલા ઝિમ્મેદાર નંહિ હય.

**સવાલ (૬)** :- જીસ શખ્સ પર મુજકો એતેબાર હે ઉસકો હજજે બદલકે લીયે રવાના કીયા, લેકીન વો શખ્સ કોઈ ગુના કરે યા સોના ચાંદી ખરીદકર લાયે યા સરકારને જીન ચીજોકી લાનેકી મુમાનીઅત કર રખ્ખી હો એસી ચીઝેં ખરીદ કર લાયે તો ઈન તમામ ગુનાહોંકા જીમ્મેદાર કોન હોગા ?

**જવાબ (૬)** :- આપને યેહ સમજતે હુએ ભેજા હો કે વોહ અયસા નંહિ કરેગા, લેકીન આપકે ખિલાફે ઉમ્મીદ ઉસને અયસા કિયા તો ઉસકી કોઈ ઝિમ્મેદારી યા ગુનાહ આપ પર નંહિ હય.

**સવાલ (૭)** :- મેરી જાયદાદ (જમીન) કો ફરોખ્ત કરનેકે બાદ મેરી ઔલાદકે હિસ્સે મે કુછ જાયદાદ (જમીન) ન રહેગી ઓર વહ બિન ખેડૂત યાની કિસાન ન રહેગી. ઈસ લીયે મુજે કયા કરના હોગા. ?

**જવાબ (૭)** :- જાયદાદ આપકી હય, આપ ઈસકે માલિકો મુખ્તાર હંય. આપ અપની એક જરૂરત સે ફરોખ્ત કર રહે હંય તો કોઈ હરજ નંહિ. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

# (૨૮) નિકાહ

## ૧. છૂપી રીતે કરેલ નિકાહે ફાસિદનો શરઈ હુકમ.

**સવાલ** :- મારી અંદર શહેવતનો માદો ખુબજ વધારે છે. જેથી મારી આદતો બાળપણથી જ ખરાબ છે. અત્યારે મારી ઉમર ૨૧ (એકવીસ) વરસ છે. જયારે હું ૧૬ વરસનો હતો ત્યારે મારાથી મારી ફોઈની છોકરી સાથે ઝિના થઈ ગયો હતો. ત્યાર બાદ હું જમાતમાં ગયો ત્યારે મને તે ગુનાહનો એહસાસ થયો. મેં તે ગુનાહની તવબહ કરી લીધી. ત્યાર બાદ ચાર પાંચ

વરસ પછી ફરીથી જયારે તે છોકરી મારા ઘરે આવી ત્યારે તેણે મને ઝિના કરવા માટે કહયું અને મારી ખરાબ આદતને કારણે હું બચી શકું તેમ ન હોતો. તેથી મેં તેણી સાથે છુપી રીતે નિકાહ કરવાનું વિચાર્યુ. મેં તેને કહયુ કે તું મારી સાથે છુપી રીતી નિકાહ કરી લે, તે તેયાર થઈ ગઈ. અમે અલ્લાહ તથા તેના ફરિશ્તાઓને ગવાહ બનાવીને નિકાહ કરી લીધા. તેની ઉમર માત્ર ૧૨ વરસની છે. જેથી જાહેરમાં નિકાહની રજા મળી શકે જ નહી. ત્યાર બાદ મેં વિચાર્યુ કે જયારે તેના નિકાહ બીજે નકકી થશે ત્યારે હું તેને તલાક આપી દઈશ. પરંતુ તેમાં ઈદ્દતનો મસ્અલો આવશે. એટલે મેં તેની સાથે હમબિસ્તરી કરી નથી. પરંતુ એક બે વાર શરીરને અડકયો છે. શું આ રીતે કરેલ નિકાહ શરીઅતના મુજબ યોગ્ય છે ? તથા આ રીતે તલાક આપવાથી ઈદ્દત કાઢવી પડશે કે નહીં ? અને હવે પછી મારે શું કરવું ? અમારા આ નિકાહને અમે બે અને અલ્લાહ તઆલા જ જાણે છે.

**જવાબ :-** કોઈ પણ નિકાહના સહીહ થવા માટે શરઈ રૂએ જે શરતો ઝરૂરી ઠેરવવામાં આવી છે તે પૈકી એક શર્ત એ પણ છે કે તે નિકાહ ઉપર ગવાહો બનાવવામાં આવ્યા હોય, ગવાહી માટે બે મર્દ, આકિલ, બાલિગ, આઝાદ, મુસલમાન અથવા એક આકિલ, બાલિગ, આઝાદ, મુસલમાન મર્દ અને બે આકિલ, બાલિગ, આઝાદ અવરતોનું હોવું જરૂરી છે અને એ પણ શર્ત છે કે તે બન્નેવ ગવાહો નિકાહના ઈજાબ અને કબુલને એકજ સાથે સાંભળે. [ફતાવા આલમગીરી ૧/૨૬૭, ૨૬૮ ઉપરથી]

નિકાહના સહીહ હોવાની શરતોમાંથી એક શર્ત એ પણ છે કે નિકાહ કરનાર અરવત બાલિગ હોવાની સુરતમાં તેની રઝામંદી હોય, અગર ગવાહો વગર નિકાહ કરવામાં આવશે તો શરઈ રૂએ એવા નિકાહ ફાસિદ ઠરે છે અને એ નિકાહમાં શરઈરૂએ જરૂરી ઠરે છે કે કાઝી (ઈસ્લામી જજ) બન્નેવમાં જુદાઈ કરાવી આપે અથવા નિકાહ કરનાર મર્દ તે અવરતને છોડી આપે. દા.ત. તેને એવું કહે કે મેં તને ત્યજી આપી અથવા છોડી દીધી અથવા એવું કહે કે તુ ચાલી જા અને બીજા નિકાહ કરી લે આમ કહેવાથી તે નિકાહ ખતમ થઈ ગયેલા ગણાશે.

પુછેલી સુરતમાં આપના માટે જરૂરી છે કે આપ તુરતજ તેને છોડી તેનાથી અલાહિદગી ઈખ્તિયાર કરી લો, તેનાથી સંભોગ કરવું અથવા બીજી કોઈ રીતે ફાયદો ઉઠાવવું જાઈઝ નથી. ગુનાહિત કૃત્ય છે અને આપના તેણીને છોડી આપ્યા પછી તેણીના નિકાહ અન્ય પુરુષ સાથે દુરુસ્ત થઈ જશે. ઈદ્દતની જરૂરત નથી, કારણકે આપના લખવા મુજબ આપે તેણી સાથે હમબિસ્તરી કરી નથી. અગર હમ બિસ્તરી કરી હોત તો ઈદ્દત રૂપે ત્રણ હેઝ ગુજારવું જરૂરી ઠરશે. અને જો હૈઝ આવવાનું શરૂ ન થયું હોય તો ત્રણ મહીના પુરા કરવા પડશે. ત્યાર પછી તેણીના નિકાહ અન્ય કોઈ પુરૂષ સાથે થઈ શકશે.

[દુર્રે મુખ્તાર, શામી ૨/૬૫૦, ૬૫૧,]

બહર હાલ આપનું આ રીતે તેણી સાથે વગર ગવાહે છૂપી રીતે નિકાહ કરી લેવું શરઈરૂપે સખત ગુનાહિત કૃત્ય છે અને આ રીતના નિકાહ કરવાથી તેણી તમારા માટે હલાલ થઈ નથી. જેથી આપના માટે જરૂરી છે કે વહેલામાં વહેલી તકે તેણી સાથેનો છેડો ફાડી જુદા થઈ જાઓ અને પોતાના આ ગુનાહિત કૃત્યથી સાચા દિલથી તવબહ કરી લો. ફતાવા આલમગીરી માં લખ્યું છે કે અગર કોઈ માણસ કોઈ અવરત સાથે નિકાહ કરે ગવાહ મવજૂદ નથી અને તે એવું કહે કે મેં અલ્લાહ અને ફરીશતાઓને ગવાહ બનાવ્યા તો તે માણસ કાફિર થઈ ગયો. [આલમગીરી ૨/૨૬૬] માટે આપ બન્નેવ ઉપર જરૂરી છે કે તવબહ કરી નવેસરથી કલમો પઢો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. વાલિદહને નારાઝ કરી છુપી રીતે નિકાહ કરવા ખતરનાક પગલું છે.

**સવાલ :-** હું એક મુસ્લિમ બાઈ છું. મારે એક મુસ્લિમ જોડે મોહબ્બત થઈ ગઈ છે અને હું વચનથી બંધાઈ ગઈ છું તે એવી રીતના કે અલ્લાહને અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને હાઝિર નાઝિર રાખીને હું વચન આપું કે હું તમારા સાથે નિકાહ કરીશ તો પછી મેં મારી વાલિદહને પૂછયૂં કે મારે આના જોડે નિકાહ કરવા છે. વાલિદ સાહબ તો નથી તો મારી

વાલિદાહે ના પાડી દીધી, એટલે હું બન્ને તરફથી વિચાર કરતી થઈ ગઈ છું. એક તરફ વચનથી બંધાઈ ગઈ અને બીજી તરફ વાલેદાએ ના પાડી તો મારે શું કરવું ? મને ખુદાનો ઘણોજ ડર લાગે છે. મારૂં આખેરતમાં શું થશે. મારી દીલી મોહબ્બત છે. એક–દમ છોડી પણ શકતી નથી. તેમ વાલેદાહની પણ નાફરમાની કરી શકતી નથી તો આ ચિઠીનો મને જવાબ આપશો. મારે શું કરવું, હું પુરેપુરી ઉમર લાયક છું.

તા.ક. : સામાવાળાનું કહેવું છે કે જે તારા ઘરના માણસ તને અટકાવે છે તો તું બાતિનમાં મારા સાથે નિકાહ કરી લે અને અલ્લાહને મંજુર હશે તો આપણે દુનીયામાં મળીશું. નહિં, તો આખેરતમાં મળીશું. તો મારે નિકાહ કરવા યા નહિં અને નિકાહ ન કરૂં તો હું ગનેહગાર ખરી કે ? કારણ વચનથી બંધાઈ છું એટલે વધારે ગભરાટ થાય છે.

**જવાબ :–** ઈસ્લામી શરીઅતે એક મુસ્લિમ સ્ત્રી માટે જે ધારા ધોરણો નકકી કર્યા છે તે મુજબ તેના માટે જરૂરી છે કે તે પરાયા પૂરૂષોથી પોતાને બચાવેલી રાખે, તેઓ સમક્ષ આવવાને કે તેમની સાથે એકાંતમાં બેસવાને કે તેમની સાથે (પ્રેમ–મોહબ્બતની) વાતચીત કરવાને હરામ ઠેરવ્યું છે. નબીએ કરીમ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નું ફરમાન છે કે (પરાઈ) અવરત સાથે એકાંતમાં બેસવાથી બચો, તે ઝાતની કસમ જેના કબજામાં મારી જાન છે, જયારે પણ કોઈ મર્દ કોઈ (પરાઈ) સ્ત્રી સાથે એકાંત મેળવે છે તો શયતાન બન્નેવના દરમિયાન પેસી જાય છે. [કન્ઝુલ–ઉમ્માલ ૫/૩૨૩] બીજી એક રિવાયતમાં નબીએ કરીમ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નું ફરમાન છે કે "કોઈ પુરૂષ કોઈ (પરાઈ) સ્ત્રી સાથે એકાંત મેળવે છે તો એ બન્નેવ સાથે ત્રીજો શયતાન હોય છે." [કન્ઝુલ–ઉમ્માલ ૫/૩૨૩] એક રિવાયતમાં નબીએ કરીમ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે (પરાઈ) અવરતો સાથે વાતચીત કરવાથી બચો, કારણ કે જયારે કોઈ પુરૂષ એવી અવરત સાથે જે મહરમ નથી એકાંત મેળવે છે તો તેના તરફ ઢળે છે. [કન્ઝુલ–ઉમ્માલ ૫/૩૨૭] એજ પ્રમાણે હદીશ શરીફમાં (પરાયા પુરૂષને) જોવાને આંખનો ઝિના અને તેની સાથે (પ્રેમ–મોહબ્બતની) વાતો

કરવાને ઝબાનનો ઝિના કહેવામાં આવ્યો છે, માટે આપે એવી મોહબ્બતના આવેશમાં આવી જે વચન આપ્યું છે તે વાસ્તવમાં શયતાની હરકત છે, એવા વચનને લઈ ગભરાટમાં પડવાની કોઈ જરૂરત નથી.

નિકાહ એ કાયમી અને જીવનભર માટેનું બંધન તથા રિશ્તો છે. એવા અગત્ય અને મહત્વના નિર્ણયો ઘણા પાસાંઓ ઉપર વિચાર વિમર્શ કરીને કરવાના હોય છે. મોહબ્બતના આવેશમાં નહિ. માટે જયારે તમારી વાલિદહ સા. નારાઝ છે તો આપ હરગીઝ એવું પગલું ભરશો નહી, એક માણસે સહાબી હઝરત અબૂ દર્દાઅ રદિયલ્લાહુ અન્હુની સેવામાં હાજર થઈ અરજ કરી કે મારી અવરત છે અને મારી મા મને હુકમ કરી રહી છે કે એને તલાક આપી દે તો હું શું કરૂં ? તો હઝરત અબુ દર્દાઅ રદિયલ્લાહુ અન્હુ એ ફરમાવ્યું કે મેં હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ફરમાવતા સાંભળ્યા કે માં જન્નતનો શ્રેષ્ઠ દરવાજો છે, માટે અગર તું ચાહે તો એ દરવાજો સાચવી રાખ અથવા બરબાદ કરી દે. [મિશ્કાત શ. ૪૧૯]

બાકી રહી બાતિનમાં નિકાહ કરવાની વાત તો એ ઝાહેરી નિકાહથી વધારે ખતરનાક પગલું છે. જેમાં આખેરતની સાથે દુન્યા પણ બરબાદ થવાનો ભય સમાયેલો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. વિદેશ જવા માટે કોર્ટ દ્વારા થયેલ નિકાહનો શરઈ હુકમ.

**સવાલ** :– ભારતવાસીઓ જે હાલ કેનેડામાં રહે છે, તે લોકો ત્યાં પોતાની છોકરીઓના નિકાહ ભારતમાં રહેતા છોકરા સાથે કરવા માંગે છે. ત્યારે છોકરીઓ ના પાડે છે તે છતાં પણ છોકરાને એપ્લાઈ કરી ત્યાં બોલાવે છે અને કોર્ટમાં નિકાહ પઢાવે છે પછી તે છોકરી અલગ થઈ પોતાનું જયાં મન થાય ત્યાં વગર તલાકે નિકાહ કરે છે, તો આ સૂરત જાઈઝ છે કે નહિં ? અને કોર્ટવાળા નિકાહ થયા કે નહિં ? અગર થયા હોય તો પછી છોકરી વગર તલાકે બીજા નિકાહ કરી શકે કે નહિં ?

**જવાબ** :– કોર્ટમાં જે નિકાહ પઢાવવામાં આવે છે તેની વિગત આપે લખી નથી. અગર કોર્ટમાં પઢાવવામાં આવતા એ નિકાહમાં છોકરા–છોકરી

દરમિયાન ઈજાબ–કબુલ કરવામાં આવતું હોય અને ઈજાબ–કબુલ ટાણે ત્યાં બે મુસ્લિમ મર્દ અથવા એક મર્દ અને બે ઔરતો મવજૂદ હોય જે છોકરા–છોકરી દરમિયાન થતા તે ઈજાબ–કબુલને સાંભળી રહ્યા હોય તો એ નિકાહ શરઈ દ્રષ્ટિએ સહીહ થઈ ગયા. હવે તે છોકરી પેલા છોકરાના નિકાહમાં આવી ગઈ અને જયાં સુધી તે છોકરો એ છોકરીને તલાક આપી પોતાના નિકાહમાંથી છુટી ન કરે અને (ઈદ્દતની જરૂરત હોવાની સુરતમાં) તેની ઈદ્દત પુરી ન થાય ત્યાં સુધી એ છોકરી બીજા મર્દ સાથે નિકાહ કરી શકતી નથી અને જો કોર્ટમાં પઢાવવામાં આવતા નિકાહમાં ઈજાબ–કબુલ તો કરાવવામાં આવ્યું હોય પરંતુ તે ટાણે ત્યાં શરઈ ગવાહો (બે મુસ્લિમ મર્દ અથવા એક મર્દ અને બે ઔરતો) મવજૂદ ન હોય તો એ નિકાહે ફાસિદ કહેવાશે. જેમાં છોકરા–છોકરીમાંથી દરેક એ નિકાહ ખત્મ કરી શકે છે. કિંવા અગર છોકરી એ નિકાહ ખત્મ કરી અલગ થઈને બીજા નિકાહ કરવા ચાહે તો કરી શકશે અલ્બત્ત અગર બન્નેવમાં સંભોગ થયો હોય તો ઈદ્દત ગુઝારવી પડશે. [શામી--૨] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. તલાકશુદા અવરતથી નિકાહની ફઝીલત.

**સવાલ** :– મુતલ્લકા અવરત સાથે નિકાહની ફઝીલત મઝહબે ઈસ્લામમાં શું છે ?

**જવાબ** :– દીની મસ્લહતને નજર સમક્ષ રાખી. સય્યિબહ (મુતલ્લકા તેમજ બેવહ) અવરતથી નિકાહ કરવાને શરીઅતે પ્રાધાન્ય આપ્યુ છે. હઝરત જાબિર રદિયલ્લાહુ તઆલા અન્હુએ પોતાની વાલિદની વફાત પછી પોતાની બહેનોનો ખ્યાલ કરી એક સય્યિબહ અવરતથી નિકાહ કર્યો તેને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સરાહયો, અને તેમના આ પગલાને વખાણ્યું. ખુદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝ. ઝેનબ રઝિયલ્લાહુ તઆલા અન્હાથી નિકાહ ફરમાવ્યા, જેમને હઝ. ઝેદ રઝિયલ્લાહુ તઆલા અન્હુ તરફથી તલાક આપવામાં આવી હતી. બલ્કે હઝ. ઝેનબ રદિયલ્લાહુ તઆલા અન્હાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમના નિકાહ ખુદ અલ્લાહ તઆલા એ ફરમાવ્યા. હઝરત ઝેનબ રદિયલ્લાહુ તઆલા અન્હા બીજી અવરતો સમક્ષ ફરમાવતી હતી કે તમારા નિકાહ તમારા વડીલોએ કરાવ્યા અને મારા નિકાહ ખુદ અલ્લાહ તઆલાએ આસ્માન ઉપર કર્યા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. તલાક પામેલ સ્ત્રી સાથે નિકાહ કરનારને રોકવું કેવું છે ?

**સવાલ :–** કોઈ ભાઈ મુતલ્લકા અવરત સાથે નિકાહ કરવા રાજી હોય તેને અગર એવા સારા કામથી રોકે એ રોકવું શરઈ રીતે કેવું છે? શું એ રોકવું ગુનાહિત કામમાં દાખલ તો નથી ? ઉમ્મીદ છે તફસીલથી આ વિષયમાં રોશની નાખી મમ્નૂનો મશ્કૂર ફરમાવશે.

**જવાબ :–** અગર તે અવરત જેના સાથે પેલો માણસ નિકાહ કરવા ઈચ્છે છે તેમાં કોઈ શરઈ અને દીની ખરાબી હોય તો એને લઈ બીજો માણસ તેની સાથે નિકાહ કરવાથી રોકે છે તો રોકનાર ગુનેહગાર નથી. બલ્કે શરઈરૂએ તેનું આ કૃત્ય સરાહનીય છે અને જો તેમાં કોઈ દીની ખરાબી નથી, બલ્કે માત્ર તે મુતલ્લકહ છે એટલા માટે રોકે છે તો તેનું આ કૃત્ય વખોડવા લાયક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. બીવી પર વહમ શયતાની કારસ્તાન છે.

**સવાલ :–** મને મારા દિલમાં કાયમ એ વહેમ રહે છે મારી બીબીને શાદી પહેલા કોઈના સાથે ગલત સંબંધ હતો. તેવું મને કાયમ લાગ્યા કરે છે, મેં આ બારામાં મારી બીબીને પુછયું, સમજાવી તેમજ ખુબજ પરેશાન કરી, છતાં તે મને સાચું કહેતી નથી તેવું મને લાગ્યા કરે છે. તેમજ હું કયારેક શાન્તી થી વિચાર કરૂં છું તો લાગે છે કે એવું મારી બીબી ન કરે. તથા મારેને મારી બીબીને ખુબજ પ્રેમ છે. હું તેના વગર રહી શકતો નથી. મને પણ એવું લાગે છે કે તે પણ મારા વગર રહી શકતી નથી. છતાં પણ મને શંકા લાગે છે કે તે શાદી પહેલા કોઈપણ સાથે ગલત સંબંધ હોઈ, અમારી શાદીને ૪ વરસ થઈ ગયા છે. ૨ બેબીઓ છે છતાં પણ મારા દિમાગમાંથી શંકાનો કીડો

નીકળતો નથી. છતાં પણ હું તેને પ્રેમ કરૂં છું. તેના વગર રહી શકતો નથી. આ શંકાનો કીડો મારા મગજમાં એ વખત આવ્યો હતો જયારે એક દિવસ મસ્જિદની અગાસીમાં સુતો હતો. ત્યારે મને સપનું આવેલું હતું. આ વાત શાદી પહેલાની છે. મોહતરમ જનાબ મારે શું કરવું હું બીબીને તલાક આપી દઉં. અગર હું તલાક આપું તો તેના વગર જીવી શકું તેમ નથી. અગર રાખુ છું તો પ્રેમ પણ કરૂં છું. સાથે ફરીએ છીએ. હું મારી બીબીને સારૂં ખવડાવું છું તથા સારૂં કપડું પહેરાવું છું. છતાં કયારેક કયારેક શંકા જાય છે. જોકે હમણાં મારી બીબીને કોઈની સાથે લફરૂં નથી. તેવું હું ૯૯ ટકા જાણું છું. તો મારે શું કરવું તે જણાવશો. મોલાના સાહેબ માંરૂં મગજ કાંઈ કામ કરતું નથી, માટે આપ યોગ્ય ઈસ્લામી જવાબ આપશો. હું બીજી શાદી કરી શકું, ના કરી શકું તે જણાવશો.

**જવાબ** :- મીયાં-બીવીનો આપસનો ઝઘડો અને તેઓના દિલોમાં એક બીજા વિષે બદગુમાની અને વહેમ પેદા કરવો એ શયતાનને ઘણું જ પસંદ છે. શયતાન કોઈ બુરા કૃત્ય થી એટલો વધુ ખુશ થતો નથી જેટલો મીયાં-બીબીના આપસના ઝઘડા અને તકરારથી ખુશ થાય છે. એટલા માટે જ શયતાનના ચેલાઓ હર વખત એ કોશિશમાં લાગેલા રહે છે કે કોઈપણ રીતે મીયાં-બીબીમાં લડાઈ અને નાઈત્તીફાકી પૈદા કરાવો. કારણકે એના પરિણામ રૂપ બન્નેવની દીન-દુન્યાની બરબાદી અને કુંટુંબો અને ખાનદાનોમાં વેરઝેર તેમજ દુશ્મનાવટ પૈદા થાય છે અને કેટલાય બાળકોની ઝિંદગી બરબાદ થાય છે અને કેટલાય ગુનોહોમાં બન્નેવ સંડોવાય છે. આપના દિલમાં આપની બીબી બાબત જે શંકા થાય છે એ શયતાની વસવસો અને તેના ચેલાઓની કારસ્તાની છે. સ્વપ્નમાં જે કાંઈ આવે છે તે બધુંજ સત્ય હોતું નથી. બલ્કે હદીષે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઈરશાદ ફરમાવ્યા મુજબ કેટલાક સ્વપ્નો શયતાની અસર ને લઈ હોય છે. માટે શાદી પહેલા જોયેલ તે સ્વપ્નની બુનિયાદ ઉપર પોતાની પાક દામન બીવી ઉપર શંકા કરવી ઘણીજ નાદાની અને ગુનાહનું કૃત્ય છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા નો ઈરશાદ છે (કેટલીક શંકાઓ ગુનાહિત

છે.) જે શંકાનો કોઈ મજબૂત આધાર ન હોય તે સર્વે ગુનાહમાં શુમાર થાય છે. આપની શંકા પણ એવીજ છે. કિયામતના દિવસે એવી શંકાઓ ઉપર સાક્ષીઓ રજુ કરવા પડશે અને જો સાક્ષીઓ રજુ નહીં કરી શકો તો પુલસિરાત ઉપર રોકી રાખવામાં આવશે. માટે પોતાની આ શંકાથી તવબહ કરી અલ્લાહ તઆલાથી એનાથી હિફાઝતની દુઆ કરો. અલ્લાહ તઆલા આપને એવી શંકા–કુશંકાઓથી બચાવે. આમીન...ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. શાદી બાદ છોકરો છોકરીના ઘરે રહી શકે છે.

**સવાલ** :– મારી મંગણી ઈંગ્લેન્ડ નિવાસી છોકરી સાથે થઈ છે. છોકરીની ઈચ્છા એવી છે કે શાદી બાદ હું એની સાથે ઈંગ્લેન્ડમાં રહું. આથી મેં વિઝા મેળવવા પ્રયત્ન કર્યો. પરંતુ વિઝા ઓફીસર એવું કહે છે કે ઈસ્લામમાં શાદી બાદ ઔરત શોહરના ઘરે જાય છે. તો શું ઈસ્લામ એવું કહે છે કે શાદી બાદ ઔરતને શોહરના ઘરેજ રહેવું? શું એઓ બન્ને પોતાની મરજી પ્રમાણે જયાં રહેવું હોય ત્યાં નહી રહી શકે ? મારા આ સવાલનો જવાબ લેખિત સહી સીકકા સાથે આપવા મહેરબાની કરશોજી.

**જવાબ** :– નિકાહ પછી ધણીને પોતાની પત્નિ ઉપર એક પ્રકારનું વડપણ પ્રાપ્ત થાય છે. અને ઘરના વડીલ તરીકેનું સ્થાન પતિ ભોગવે છે. પરંતુ શાદી પછી છોકરી રૂખસત થઈ છોકરાને ઘરે જઈને રહે. એવું ઈસ્લામમાં જરૂરી નથી. અગર છોકરો છોકરીના ઘરે જઈને તેની સાથે રહેવા ચાહે તો એવું પણ ઈસ્લામી આદેશની રૂએ સહીહ અને દુરૂસ્ત છે. છોકરાનું છોકરીના ઘરે જઈ તેની સાથે રહેવું ઈસ્લામી તાલીમ વિરૂધ્ધ નથી. પયગમ્બરે ઈસ્લામ હઝ. મુહમ્મદ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પવિત્ર સાહબઝાદી હઝ. ફાતિમા રદિયલ્લાહુ તઆલા અન્હાના નિકાહ હઝ. અલી રઝિયલ્લાહુ તઆલા અન્હુ સાથે થયા હતા અને હઝ. અલી રદિયલ્લાહુ તઆલા અન્હુને હઝ. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ પોતાના ઘરમાંજ જગ્યા આપી હતી. હઝ. અલી રદિયલ્લાહુ તઆલા અન્હુ અને

હઝ. ફાતિમા રદિયલ્લાહુ તઆલા અન્હા બન્નેવ ત્યાંજ રહેતા હતા. [બુખારી શરીફ] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. ચિઠ્ઠી દ્વારા થયેલ નિકાહનો શરઈ હુકમ.

**સવાલ (૧) :–** હમે બે જણા યાને હું અને એ છોકરી જેના સાથે હું પ્યાર કરૂં છું. બેઉ જણાએ ચિટ્ઠીમાં નિકાહની દુઆ પઢી છે તો નિકાહ ગણાશે.

**સવાલ (૨) :–** હવે અમારા બેઉ જણાના મા–બાપ શાદી કરાવવા તૈયાર હોય તો શું અમારે પાછા નિકાહ પઢવા પડે. અમે બેઉ જણાએ બબ્બે ગવાહ રાખ્યા હોય અને એક–એક વકીલ રાખ્યો હોય તો અમારા નિકાહ ગણાશે કે નહિં તે જણાવશો.

**જવાબ (૧) :–** ચિટ્ઠીમાં નિકાહની દુઆ પઢવાથી આપની મુરાદ એ હોય કે (તેણીએ ચિટ્ઠી વડે આપના ઉપર પોતાની જાતને આપના નિકાહમાં આપ્યાની જાણ કરી અને ત્યાર પછી આપે એનો સ્વીકારવાનો ઉત્તર પણ ચિટ્ઠી વડે જ આપ્યો) તો શરઈ રૂએ એ નિકાહ દુરૂસ્ત થયાં નથી. ચાહે ચિટ્ઠીમાં બન્નેવે બબ્બે ગવાહો પણ રાખ્યા હોય તેનાથી પણ કાંઈ ફેર પડશે નહિં અને જો આપની મુરાદ બીજી કાંઈ હોય તો તેની ચોખવટ કરી ફરી પુછી લેશો.

**જવાબ (૨) :–** જો આપ બન્નેવ જણાએ ઉપર મુજબ કાર્યવાહી કરી હોય તો ફરીથી નિકાહ પઢવા પડશે, એટલું યાદ રહે કે છોકરીનું મુસ્લિમ હોવું નિકાહ દુરૂસ્ત થવા માટે જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. પતિને ઝલીલ ગુલામ સમજનાર પત્નિનું શું કરે?

**સવાલ :–**આજથી ૨૮ વરસ પહેલા એક ગામના એક ભાઈની શાદી શહેરની એક છોકરી જોડે થઈ હતી તે વખતે મજકુર માણસની સંયુકત વારસાગત થોડી જમીન હતી. અને ગામમાં સહિયારૂં ઘર હતું. સમય જતાં જમીનના ભાગલા પડી ગયા. અને શોહરે પોતાના ભાગે આવેલી થોડી જમીન ને સરકારી નોકરીના કારણે બરાબર ધ્યાન ન આપી શકતાં વેચી

નાખી હતી. ઘરનો હજુ સુધી ભાઈઓ વચ્ચે બટવારો થયો નથી. તે આ પૂછેલા ફતવા માટે જરૂરી હોય ઉલ્લેખ કરવો પડયો છે.

પહેલાંતો ધણી ધણીયાણીનું વિવાહિત જીવન રાબેતા મુજબ ચાલ્યું. ત્રણ સંતાનો પૈકી સૌથી નાની છોકરી હાલ આઠ વરસની અપંગ છે. બંને છોકરાઓ જુવાન થઈ ગયા છે. પરંતુ કોઈ કારણ વશ હજુ સુધી કુંવારાજ છે. કમાતા પણ થઈ ગયા છે. સમય જતાં બૈરીમાં ધીરે ધીરે પરિવર્તન થતું ગયું. અને દરેક બાબતમાં પોતાનું વર્ચસ્વ વધારતી ગઈ કે ઘરના વડીલ તરીકે મરદનો કોઈ રૂતબો જ ન રહયો. મરદને સરનો તાજ નહિ બલ્કે પગની જૂતી જેટલું તુચ્છ સમજવા લાગી. છોકરાઓ નાના હતા એટલે શૌહરે મેણા ટોણા અને ગાળ ગલોચ સહન કર્યે રાખી, દરમ્યાનજ પતિએ પોતાના નજીવા પગારમાંથી એક ઘર બનાવ્યું અને જરૂરી ઘર વખરી વસાવી. પરંતુ પત્નિ એવો દાવો કરે છે કે બધું તેણે પોતાની આવડતથી બચત કરીને વસાવ્યું છે. માલ મિલ્કતનો પતિને મોહ નથી એટલે ત્યાં સુધી તો શૌહર ને કોઈ વાંધો નથી. મગર જે મુજબની વાત બૈરીએ અઠ્ઠાવીસ વર્ષોથી પોતાના સીનામાં દબાવી રાખેલી તે હકીકત આખરે પત્ની એ પતિ આગળ જાહેર કરી દીધી. સદર રાઝ જણાવતાં પહેલાં આપ સાહેબને એ વાતથી વાકેફ કરી દેવા જરૂરી સમજું છું કે શૌહર દેખાવે ખરેખર કદરૂપો છે. (ઠીંગણો અને ચીબી નાકવાળો બદ સૂરત) પરંતુ નપુસક કે કમજોર નથી. બૈરીએ શૌહરને આ પ્રમાણે કહયું " મેં તારૂં રૂપ જાઈને તારી જોડે શાદી નથી કરી. તારી મિલ્કત જોઈને શાદી કરી. તારી મનહૂસ શકલથી મને સખ્ત નફરત છે કે તારો ભુંડો ચહેરો જોઈનેજ મારી તારી જોડે હમબિસ્તરી કરવાની ઈચ્છા ખલાસ થઈ જાય છે. તારી સાથે લગ્ન કરીને મારી ઝિંદગી નર્ક થઈ ગઈ છે. અરમાનજ અધુરા રહી ગયા છે. વિગેરે વાકયોનો ઉચ્ચારપણ ખરેખર સંભોગ કરવાની અણી પર પત્ની કરે તો પતિ ની શી વલે થાય ?

હવે આપ સાહેબને સવાલ પુછવાનો કે પોતાના શૌહર પ્રત્યે આવો અણગમો રાખનાર ઔરત તેના નિકાહમાં રહે છે કે કેમ, તે જણાવશો. અથવા તો નિકાહમાંથી કયારે નિકળી જઈ શકે. કારણ આવી ઝીલ્લતથી મરદ

હતાશ થઈ ગયો છે અને હવે આવી નીચ વિચારો ધરાવતી ઔરત જોડે કોઈ પણ ભોગે સંબંધ રાખવા શૌહર તૈયાર નથી. આથી અપમાનિત ઝિંદગી કરતાં મોત બેહતર રહેશે. એમ મરદ માને છે. તો યોગ્ય ફતવો આપશોજી. શૌહરનું એમ પણ કહેવું છે કે જયારે ધણી ગમતોજ ન હતો તો પછી શાદી કરીને મર્દને દગો કેમ દીધો. આટલા વર્ષો સુધી અંધારામાં કેમ રાખ્યો. ઔલાદ થઈ ગયા પછી વાંધા વચકા કાઢીને શૌહરને બિલ્કુલ લાચાર ગુલામ બનાવી દેવાની ચાલ છે કે શું તે તો પત્ની અને ખુદાપાકજ વધુ જાણનાર છે.

**જવાબ** :– અવરતોનું માનસ જે પ્રકારનું છે. તેને લઈ તેના તરફથી આ પ્રકારનુ વર્તન કાંઈક આશ્ચર્ય જનક નથી, તેઓના સ્વભાવમાં વંકાઈ તો હોયજ છે. નબીએ કરીમ (સલ.)નો ઈરશાદ છે કે. " અવરત પાંસળીની જેમ છે. જો તમે એને સીધી કરવા જશો તો તુટી જશે. અને જો તમે એનાથી ફાયદો ઉઠાવવા ચાહો તો એની વંકાઈ સાથે ફાયદો ઉઠાવી શકો છો." (બુખારી શરીફ ૨/૭૭૯) અન્ય એક ઈરશાદ છે. " અવરતો બાબત મારી તરફથી ભલાઈની વસીયત સાંભળો. કારણ કે તે પાંસળીથી પયદા કરવામાં આવી છે. અને પાંસળીનો સૌથી વાંકો ભાગ ઉપરનો હોય છે. જો તમે એને સીધી કરવા જશો તો તોડી નાખશો." (બુખારી શરીફ ૨/૭૭૯) આપ (સલ.)નો એ પણ ઈરશાદ છે કે અવરતો શરીફ અને સજજન પુરૂષો ઉપર વર્ચસ્વ જમાવી લીએ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે " અવરતો સાથે ભલાઈ ભર્યું જીવન વિતાવો." (સૂ. નિસાઅ ૧૯) શોહરને જોઈએ કે લગ્ન જીવનના અઠ્ઠાવીસ વરસ તેની સાથે વિતાવી ચુકયો છે. તો હવે એનાથી સંબંધ તોડવાનો વિચાર પડતો મૂકે, શોહરે પહેલા દિવસથી જોઈતું હતું કે આ અવરતની દીની તરબીયત તરફ ધ્યાન આપી તેનું માનસ દીની બનાવવા કોશીશ કરતે. આજે જયારે અઠ્ઠાવીસ વરસથી એના નિકાહમાં છે તો પહેલા દિવસથી શરૂ કરેલી એ મહેનત જરૂર ફળ લાવતે.

એટલું યાદ રહે કે આ રીતે અણગમો રાખવાથી અવરત નિકાહમાંથી નીકળી જતી નથી. અલબત્ત અગર તેનો આ અણગમો ઈરાદા પૂર્વક છે તો તેણી ગુનેહગાર છે. અને જો સ્વભાવિક અને આપો આપ છે તો તેણી મઅઝૂર

છે.

શોહરના માટે એક અમલ લખું છું. અલ્લાહ તઆલા તેની બરકતથી શકય છે અવરતના દિલની હાલત બદલી આપે. નીચે લખેલી દૂઆ ઈશાની નમાઝ પછી એકજ જગ્યાએ કિબ્લારૂખ બેસી ૨૦૦ વાર પઢે. શરૂ કરવા પહેલાં અને પુરૂં કર્યા પછી ૧૩/૧૩ વાર દુરૂદ શરીફ પઢો.

يا مقلب القلوب والابصار يا خالق الليل والنهار يا عزيز يا لطيف يا غفار

ઉપરોકત અમલ ૪૦ દિવસ લગાતાર કરે, ૪૦ દિવસ પછી એ દુઆ દરરોજ ૨૧ વાર પઢતો રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. બેવાબાઈના બીજા નિકાહ બાબત સો શહીદોનો સવાબ.

**સવાલ** :– બેવા બાઈ નિકાહ કરે તો એને કેટલો સવાબ મળે. ?

**જવાબ** :– બેહિશ્તી ઝેવરમાં હઝ. હકીમુલ ઉમ્મત થાનવી (રહ.) લખે છે કે ખોટી રસ્મો પૈકી એક એ પણ છે કે બેવહ અવરતના નિકાહને બુરૂં અને શર્મજનક સમજે છે. ખાસ કરીને ઉચ્ચ ખાનદાન ના લોકો એમાં વધુ પડતા સપડાયેલા છે. શરઈ અને અકલીરૂએ જેવો પહેલો નિકાહ એવોજ બીજો નિકાહ, બન્નેવમાં ફર્ક સમજવું વિના કારણે અને બેવકુફી છે. માત્ર ગેર–મુસ્લીમોના સહવાસ અને માલ–મિલ્કતની મોહબ્બતથી આ ખયાલ જમી ગયો છે. ઈમાન અને અકલની વાત તો એ છે કે જેવી રીતે પહેલો નિકાહ રોક–ટોક વગર કરી આપે છે એવીજ રીતે બીજો નિકાહ પણ કરી આપે. અગર બીજા નિકાહથી દિલમાં ઓછું આવે છે, તો પહેલા નિકાહથી કેમ નથી આવતું. ? અવરતોની એવી બુરી આદત છે કે પોતે કરવું અને રગબત અપાવવું તો દુરની વાત રહી અગર કોઈ અલ્લાહની બંદી અલ્લાહ અને રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના હુકમને માથે ચઢાવીને કરી પણ લે તો તુચ્છ નજરથી જુએ છે. વાત–વાતમાં ટોણો મારે છે. ઠેકડી ઉડાવે છે. અપમાન કરે છે. સારાંશ કે દરેક વાતે વાર કર્યા વગર રહેતી નથી. આ મહાન ગુનાહિત કૃત્ય છે. બલ્કે એને અયબ સમજવામાં કુફ્રનો ભય છે. કારણ કે

શરીઅતના હુકમને અયબ સમજવું, તે ઉપર અમલ કરનારને તૃચ્છ અને અપમાનિત સમજવું કુફ્ર છે. વિચારવાની વાત છે કે આપણાં પયગમબર હઝ. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બધીજ પુનિત પત્નીઓ હઝ. આયશા (રદી.) સિવાય, કોઈ પણ કુંવારી ન હતી. એક–બે નિકાહ એમના થઈ ચૂકયા હતા. તો શું નઉઝુબિલ્લાહ નઉઝુબિલ્લાહ તેણીઓને પણ બુરૂં કહેશો ? શું તવબહ તવબહ તમારી શરાફત તેણીઓથી પણ વધી ગઈ? કે જે કામ તેણીઓએ કર્યું અલ્લાહ અને રસુલે જેનો હુકમ આપ્યો તે કરવાથી તમારી ઈજજત ઘટી જશે.? આબરૂમાં બટ્ટો લાગશે ? નાક કપાય જશે ? પછી તો એવું કહો કે મુસલમાન બનવું જ તમારા મત મુજબ બે–ઈજજતીની વાત છે. ખૂબ યાદ રાખો કે જયાં સુધી આ ખયાલને પોતાના દિલમાંથી કાઢશો નહિં અને પહેલા અને બીજા નિકાહને એક સમાન સમજશો નહિં, ત્યાં સુધી તમારૂં ઈમાન દુરૂસ્ત અને ઠીક ન થશે. (આગળ જતાં લખે છે)હદીસમાં છે. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : જે કોઈ મારા છૂટેલા તરીકાને ફરી ફેલાવે અને ચાલુ કરે તેને સો શહીદોનો સવાબ મળશે. (મિશ્કાત પેજ–૩૦) માટે બેવહ અવરતોના નિકાહમાં જે પણ કોશિશ કરશે અને તેનો રિવાજ પાડશે અને જે બેવહ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખુશ્નુદી માટે અને રિવાજ પાડવા માટે પોતાના નિકાહ કરશે તેને સો શહીદોનો સવાબ મળશે. (અખ્તરી બહેશ્તી ઝેવર ૬/૪૬,૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. વિદેશમાં વસવાટ કરનાર શોહરનું ઈન્ડિયામાં રહેતી પત્નિને પોતાના માં બાપ સાથે રહેવા ઉપર મજબુર કરવું.

**સવાલ :–** મારા શૌહર ૨ વરસથી આફ્રિકા ગયા છે. ૧ વરસ રૂપિયા મોકલ્યા અને જેને મેં કર્ઝ હતા તે એમના ભાઈને અને બીજાઓને આપી દીધા. એમની બહેનો ના કહેવાથી મારા પર ત્રણ મહીનાથી ફોન પણ કરતા નથી. એક વરસથી રૂપિયા પણ મોકલતા નથી. તો તે શોહર ને શું હુકમ લાગે ? એમના માં–બાપ મને જરા પણ જોવા નથી માંગતા. હું મારા

પીયરમાં છું. પહેલાં ૨ વરસ અલગ જ રહેતા હતા. હવે મારા શોહર જે આલીમ છે તે મને પોતાના ઘરે જવાનું કહે છે. એમના માં–બાપ એમની બહેનો મારાથી બહુ જ નફરત કરે છે. બહેનોની ચઢાવણીથી રૂપિયા માં–બાપ અને બહેનોને મોકલે છે.

**જવાબ** :– આપના શોહર આપને અહિં દેશમાં છોડી વિદેશમાં કમાવવા માટે ગયા છે. તેઓ ઉપર આપના ભરણ–પોષણનો પુરો ખર્ચ શરઈ ધારા–ધોરણ મુજબ વાજિબ છે. અને તેની અદાયગી તેઓ ઉપર પ્રતિ માસ જરૂરી છે. તેઓનું એમની બહેનોના કહેવાથી આપના ભરણ–પોષણની રકમ ન મોકલવું શરઈરૂએ ગુનાહિત અને વખોડવાપાત્ર છે.

તેઓ ત્યાંથી આપને પોતાના (કિંવા એમના માં–બાપના) ઘરે જવાનું કહે છે. તો અગર ત્યાં તમારા રહેવા માટે શરઈ ધારા–ધોરણ મુજબની વ્યવસ્થા તેઓએ કરી હોય તો આપે ત્યાં જઈને રહેવું જોઈએ. અને જો એ મુજબની કોઈ વ્યવસ્થા તેઓએ કરી નથી અને તેઓના માં–બાપ તેમજ તેમની બહેનો જે ત્યાં રહે છે તમારા સાથે નફરત ભર્યું વર્તન રાખે છે, તો એ સુરતમાં આપના માટે ત્યાં જવું શરઈરૂએ જરૂરી નથી. જયાં સુધી શરઈ ધારા–ધોરણ મુજબની અલગ વ્યવસ્થા ન થાય. ત્યાં સુધી તમો પોતાના પિયરમાં રહી શકો છો. અને એ દરમ્યાન તમારા ભરણ–પોષણનો ખર્ચ પણ શોહરે આપવો જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. સમૂહ લગ્ન સાથે ખુરાફાત.

**સવાલ** :– હમારે ત્યાં બે વરસથી ઈજતેમાઈ શાદીનું આયોજન થઈ રહયું છે. જેમાં અમુક વસ્તુઓ નાજાઈઝ થઈ રહી છે. દા. ત. આ સમુહ લગ્નનું (ઈજતેમાઈ શાદીનું) વિડીયો રેકોર્ડીંગ કરવામાં આવે છે. તથા ટી.વી. ચેનલો વાળાઓ તરફથી પણ એનું રેકોર્ડીંગ કરવામાં આવે છે. અને જયાંથી ઉલમાએ કિરામ બયાન કરતા હોય છે તેઓના પણ ખુલ્લેઆમ ફોટા પાડવામાં આવે છે. તો શું શરીઅત શાદી જેવી ઈબાદતમાં આ વસ્તુઓની ઈજાઝત આપે છે. ? અને દીનદાર લોકોએ તથા ઉલમાએ કિરામે આ

મજલીસમાં શિર્કત કરવું જાઈઝ છે ? જયારે કે પહેલેથી ખબર હોય છે કે આ વસ્તુઓ આ મજલીસમાં થવાનીજ છે અને આ દરેક ખુરાફાતનું કારણ એ આયોજકો એ આપે છે કે એનાથી ભંડોળ ભેગુ કરવામાં સહુલત રહે છે. ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની તથા બની શકે તો આ સવાલોના જવાબ ગુજરાતી દીની સામાયીકમાં પણ આવી જાય તો ઘણા લોકોને ફાયદો થશે.

**જવાબ :–** સવાલમાં લખ્યા મુજબ આપ પોતેજ એ કામો ને નાજાઈઝ સમજી રહયા છો. તો પછી પુછવાની શું જરૂરત પડી તે સમજાયું નંહિ ? કોઈ પણ મુસ્લીમ માટે એવી મજીલસોમાં જયાં શરીઅત વિરૂધ્ધ કામો થતા હોય, જવું દુરૂસ્ત નથી. ઉલમાની ઝિમ્મેદારીતો એથી પણ વધુ છે. તેઓની ફરજ છે કે આવા કામોથી રોકવાની ભરપુર કોશિશ કરે.

શરીઅતનો એક ઉસુલ છે કે મુસ્તહબ અથવા જાઈઝ કામ કરવામાં કોઈ ગુનાહ નું આચરણ કરવામા આવે તો તે આખું કૃત્ય ગુનાહિત થઈ ના–જાઈઝ ઠરે છે. ગરીબો અને બે–સહારા લોકોની શાદીમાં મદદ કરવું એક જાઈઝ અને મુસ્તહબ કૃત્ય કહી શકાય. પરંતુ તેમાં ભંડોળ ભેગું કરવા માટે ફોટાઓ પાડવું (જેનું હરામ હોવું હદીસે પાકમાં સ્પષ્ટ શબ્દોમાં આવ્યું છે. અને એવા લોકો માટે હદીસે પાકમાં સખ્ત અઝાબની વઈદ આવી છે.) કોઈ હાલમાં જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. પોતાની અવરતને ખાલા કહેવું.

**સવાલ :–** મારી મામા બહેન તેમજ તેમના શોહર ચાલુ સાલે મુલ્કે બરતાનીયાથી હમારા ગામે આવ્યા હતા. એક દિવસે હું એમના ઘરે બેઠો હતો. સાથે મારી મામા બહેન તેમ તેમના શોહર તેમજ ઘરના રંગકામ કરવા એક મુસ્લિમ ભાઈ આવેલા હતા, તે પણ હતા. હમો બેસીને આ–પેલી વાતો કરતા હતા. વાત વાતમાં મારી બહેનના શોહર મારી બહેન ને કહેવા લાગ્યા કે કેમ ખાલા એ બાબત માં તમારૂં શું કહેવું છે. તો શું શોહર પોતાની અવરતને ખાલા કહી બોલાવી શકે છે, અને હમો બે ગવાહોના રૂબરૂ હમારી

બહેનના શોહરે હમારી બહેન ને ખાલા કહી બોલાવ્યા છે તો આ સુરતમાં એમનાં નિકાહની કોઈ સલામતી રહી કે નહિ. એનો જવાબ તાકિદે કુર્આન હદીસની તેમ અનેક કિતાબો ના હવાલા સહિત આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** પુછેલી સુરતમાં પોતાની અવરત ને ખાલા કહી સંબોધન કરવાથી નિકાહમાં કાંઈ બાધ આવ્યો નથી. નિકાહ સલામત છે. પરંતુ પોતાની અવરતને એ પ્રકારનું સંબોધન કરવું મકરૂહ હોવાને લઈ ગુનોહ છે. (શામી ૨/૬૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. દુધ શરીક ભાઈની બહેનથી નિકાહ.

**સવાલ :–** વલી મોહંમદ અને ઉમર બન્ને જણા ભાઈ છે. વલી મોહંમદની બીવી ખદીજા અને ઉમરની બીવી આમીના. અને ખદીજાનો એક છોકરો લુકમાન અને આમીનાને (બે) એક છોકરો, એક છોકરી (ઈમરાન અને મેહફુજા) અને ઈમરાને લુકમાનની વાલેદહથી દુધ પીધું તો લુકમાન ઈમરાનની બહેન સાથે નીકાહ કરી શકે છે કે નંહિ ? આ બાબતે જવાબ આપવાની મહેરબાની કરશો.

**જવાબ :–** પુછેલી સુરતમાં લુકમાન ના નિકાહ ઈમરાનની બહેન મહફુઝહ સાથે દુરૂસ્ત છે. દુર્રે મુખ્તારમાં છે :

(وتحل اخت اخيه رضاعاً) يصح اتصاله بالمضاف كأن يكون له اخ نسبى له اخت رضاعية وبا المضاف اليه كأن يكون لآخيه رضاعاً اخت نسبا

[در مختار على هامش الشامى ٢-٤٤٢]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૯) મહર

## ૧. શરીઅતે મુકર્રર કરેલ મહર અને મહરે ફાતિમી પર આગ્રહ.

**સવાલ** :- આજકાલ " મહેરે ફાતીમી" આપવા માટે કેટલાક લોકો ભાર આપે છે. પરંતુ એ સમયે એ સચ્ચાઈને નજર અંદાઝ કરે છે કે દુલ્હાની હૈસીયત ખરેખર મહેરે ફાતિમી આપવાની છે કે કેમ ?

થોડા સમય ઉપર એક શાદીના મોકા ઉપર બન્ને પક્ષે નક્કી થઈ ગયા મુજબ મહેર ની રકમ રૂપિયા સવા અગ્યાર હજાર પુરા (૧૧૨૫૦/-) નક્કી થઈ હતી. પરંતુ દુલ્હનના બાપના રીશ્તેદાર એવા એક મુફ્તી સાહેબે બળ જબરી કરી કે મહેર ફાતિમીજ અદા કરવામાં આવે અને તેના અવેજમાં રૂા. ૩૭૫૦૦/- નકદ અદા કરવામાં આવે.

દુલ્હાના બાપે ઉપર જણાવેલ પ્રથમ પેરેગ્રાફની બાબતો તરફ દુલ્હનના બાપનું ધ્યાન ખેંચ્યું તે ઉપરાંત જે મસ્જીદમાં નિકાહ થવાના હતા તે મસ્જીદ ટ્રસ્ટના નિકાહ ના ચોપડાના અગાઉના પાનાઓ ઉપરની હકીકત પણ રજુ કરી કે ઘણા નિકાહમાં રૂા. ૭૫૦૦/- જેટલી મહેર લખાયેલી જણાય છે. પરંતુ ફીતનાખોર મુફતીની વાતમાં આવી જઈ દુલ્હન ના બાપે રૂા. ૩૭૫૦૦/- ની મહેર અદા કરવા મજબુર કર્યા . આમ અજાણી બસ્તીમાં દુલ્હાનો બાપ કફોડી હાલતમાં મુકાઈ જતા મજબુર બની હાથ ઉછીની રકમ લઈ મહેર અદા કરવી પડી.

આ સંજોગોમાં મહેરે ફાતિમી જ અદા કરવાનો ફતવો આપનાર મુફતી સાહેબ બાબત શું હુકમ છે? દુલ્હન ના બાપ બાબત શું હુકમ છે ? શું મુફતી અને દુલ્હનના બાપે સંજોગોનો ફાયદો ઉઠાવી જુલમ નથી કર્યો ?

જવાબ આપવા વિનંતી છે.

**જવાબ** :- અવરત પોતાની જાતને શરીઅતે મુકર્રર કરેલા કાયદાઓ અને વિધી અનુસાર પોતાના થનાર ધણીને અર્પણ કરે અને તેના બદલામાં જે રકમ આપવામાં આવે છે તેને શરીઅતની પરિભાષામાં મહેર કહેવામાં આવે છે. જે અવરતને શરીઅતે અર્પિત કરેલો હક છે, જેની અદાયગી પતિના જિમ્મે જરૂરી છે, ઈસ્લામમાં મહેરની ઓછામાં ઓછી મર્યાદા આપણા હનફીમસ્લક મુજબ દસ દિરહમ છે. એનાથી ઓછી મહેર મુકર્રર કરી શકાતી નથી, વર્તમાન યુગના તોલ માપ મુજબ ૧૦ દીરહમ લગભગ ૩૧

ગ્રામથી થોડી વધુ ચાંદી થાય છે, એટલે મહેરમાં ઓછામાં ઓછી ૩૨ ગ્રામ ચાંદી અથવા તેની કિંમત મુકર્રર કરવી જરૂરી છે. મહેરની વધુમાં વધુ મર્યાદા શરીઅતે મુકર્રર કરી નથી, જેથી વધુ મહેર મુકર્રર કરવા ચાહેતો કરી શકે છે, પરંતુ એ માટે મર્દનું તેની અદાયગી ઉપર શકિતમાન હોવું જરૂરી છે, કારણ કે જે માણસ નિકાહ કરતી વખતે મહેર ન આપવાના વિચારે મોટી મહેર મુકર્રર કરી નિકાહ કરે. અથવા ખાનદાની મોટાઈ બતાવવામાટે મોટી મહેર બાંધે, હાલા કે તે જાણે છે કે તે કદી એનેઅદા કરી શકશે નહિ. તો જો કે એવી મહેર પર નિકાહ તો થઈ જશે પરંતુ સખ્ત ગુનેહગાર ઠશે. બહરહાલ મહેર બાબત હઝરાતે ફુકહા લખે છે કે વધારે મહેર બાંધવું જાઈઝ છે પરંતુ અફઝલ અને સર્વોત્તમ રીત એ છે કે મહેર એટલી બાંધવામાં આવે જે આસાનીથી અદા કરી શકાય. હદીસે પાકમાં ઓછા ખર્ચવાળા નિકાહ ને બરકતી કહેવામાં આવ્યો છે.

નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની પુનિત પત્નીઓ અને પવિત્ર બેટીઓની મહેરરૂપે પાંચસો દિરહમ નક્કી કર્યા હતા અને એને જ મહેરે ફાતિમી કહેવામાં આવે છે. મહેરની આ મીકદાર બાબત હઝ. મવ. બુરહાનુદ્દીન સા. સંભલી (દા.બ.) લખે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અમલથી જેવી રીતે એ વાત જણાયી કે મહેરની મિકદાર એટલી વધારે પડતી ન હોવી જોઈએ કે તેની અદાયગી મુશ્કીલ બની જાય એજ પ્રમાણે એનાથી એ પણ જણાયું કે મહેર એટલી ઓછી પણ ન હોવી જોઈએ જેનાથી અવરતની બે-વકઅતી બલ્કે બે-કિંમત હોવાનો એહસાસ થવા લાગે. (મુઆશરતી મસાઈલ દીને ફીતરત કી રોશની મેં.)

પુછેલી સુરતમાં જયારે કે બન્ને પક્ષોએ મહેર માટેની રકમ પરસ્પરની રજામંદીથી સવા અગ્યાર હજાર રૂા. નક્કી કરી લીધી હતી. તો પછી નિકાહ ના ટાંણે અચાનક દુલ્હન ના બાપનું મહેરે ફાતિમી પર આગ્રહ કરવું અયોગ્ય હતું. અને જે મુફતી સાહબે દુલ્હનના બાપને આવો દુરાગ્રહ કરવા પ્રેરયા, એ પણ ખોટું જ હતું. તે છતાં જયારે દુલ્હાના બાપે તે મુજબ મહેર સ્વીકારી

અદા કરી આપી. તો તે શરઈરૂએ દુરૂસ્ત થઈ ગઈ. દુલ્હન પક્ષવાળાઓનું આ રીતે સંજોગોથી ગેર લાભ ઉઠાવવું શરઈરૂએ વખોડવા પાત્ર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૦) તલાક

## ૧. વગર કુસુરે તલાક આપવી તલાક આપનારને સજા આપવી.

**સવાલ** :- હમારી કોમની અંદર વધારે ભાગે માલદારોમાં એવી બીમારી ફેલાએલી છે કે વગર કોઈ કુસુરે અવરતને તલાક આપી દે છે. તલાકશુદહ અવરતથી પછી હમારી કોમમાં કોઈ શાદી કરતું જ નથી. જયારે તલાકોનો મામલો મરદની તરફથી ઝુલ્મન વધી રહયો છે. એને રોકવા માટે જે શોહર વગર કુસુરે અવરતને તલાક આપે છે અને કોમની છોકરોઓની જીંદગી બરબાદ કરે છે. આવી છોકરીઓની ઈઝઝતની બાદમાં કોઈ હિફાઝત રહેતી નથી અને ફાસિક લોકો આવી છોકરીઓની મજબુરીનો ગલત ફાયદો ઉઠાવે છે. આવી સુરતે હાલમાં અગર જમાતના પટેલો આવા શોહરો ઉપર કોઈ દંડ વસુલ કરે જેનાથી આવા કિસ્સાઓ બનતાં અટકે આ દંડની રકમ મુતલ્લકાના નીભાવ માટે કોઈ રોજીનો ઝરીઓ ઉભો કરે તો તેવો દંડ કરવો અને તેવી રકમ મજકુર અવરતને આપવી મુનાસિબ છે કે નહીં ? જો આવો દંડ કરવામાં નહીં આવે આ વબા બહુજ ફેલાશે આવી સુરતે હાલમાં આવું પગલું ભરવું શું શરીઅતના વિરૂધ્ધ ગણાશે ? અગર શરીઅતના વિરૂધ્ધ ગણાય તો મજકુર અવરતનું શું અને આવા શોહરને આવા નાજાઈઝ કામોથી રોકવાની શું શકલ છે ? તફસીલી જવાબ મોકલવા મહેરબાની કરશો.

**જવાબ** :- આજકાલ તલાકનો જે રિવાજ છે તેમાં ઘણા ગુનાહોનું આચરણ થાય છે. તલાકની સહીહ રીત એ છે કે પહેલા આપસમાં સંબંધ સુધારવાની કોશીશ કરવામાં આવે તે તરફથી નિરાશા સાંપડવાની સુરતમાં

નેક લોકોથી સલાહ–મશ્વેરો કરી ઈસ્તેખારહ કરવામાં આવે. ત્યાર પછી પણ તલાક આપવું જ યોગ્ય લાગે તો અવરત હૈઝથી પાક થાય ત્યારે તેની સાથે સંભોગ કરવા પહેલાં માત્ર એક રજઈ તલાક આપવામાં આવે, આજકાલ આ રીતના બિલ્કુલ વિરૂધ્ધ નીચે મુજબના ગુનાહોનું આચરણ થાય છે :

(૧) વિચાર વિમર્શ કર્યા વગર ઉતાવળ કરવામાં આવે છે.

(૨) સંબંધ સુધારવાની કોઈ કોશીશ થતી નથી.

(૩) કુટુંબની પ્રભાવશાળી અને નેક વ્યકિતઓથી સલાહ–મશ્વેરો કરવામાં આવતો નથી.

(૪) ઈસ્તેખારહ કરવામાં આવતો નથી.

(૫) હૈઝથી પાક થવાની રાહ જોવામાં આવતી નથી.

(૬) એક સાથે બે–ત્રણ બલ્કે ત્રણજ તલાકો જરૂરી સમજવામાં આવે છે.

(૭) ત્રણ તલાકો આપવા પછી ફરીવાર નિકાહમાં લેવાનો રસ્તો નથી રહેતો તો હલાલહ માટે ગેર–શરઈ રીત અપનાવવામાં આવે છે અને કેટલાક તો હલાલહ કર્યા વગરજ જીવનભર ઝિનામાં સપડાયેલા રહે છે.

ઉપરોકત કારણોને લઈ તલાકની હાલની રીત નિશંક સજા પાત્ર ગુનોહ છે. ઈસ્લામી હુકુમત હોય તો તેની ફરજ છે કે આવા ગુનાહ ઉપર ઈબ્રતનાક સઝા આપે અને ઈસ્લામી હુકુમત ન હોવાની સુરતમાં બિરાદરી (જમાત) તરફથી બાયકોટ ની સજા યોગ્ય છે. [અહસનુલ ફતાવા ૫/૧૯૫] દંડ રૂપે માલ વસુલ કરવાની શરઈરૂએ ઈજાઝત નથી. આપની બિરાદરીમાં તલાક–શુદા ઔરતથી કોઈ નિકાહ કરતું નથી એ રિવાજ પણ ઘણોજ ખોટો અને શરીઅત વિરૂધ્ધ છે. એની સુધારણા માટે આગેવાન લોકો એ ચળવળ ચલાવવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. તલાક આપનારના ઘરમાં ઔરતને ફરી લાવનાર વ્યકિત માટે શરઈ હુકમ.

**સવાલ :–** એક માણસે પોતાની બાઈને આ પ્રમાણે તલાક આપી છે.

લડાઈ ઝગડો થતાં એ માણસે પોતાની બાઈને ચારથી પાંચ (૪થી ૫) વખત તલાક લફઝ કહયા છે. ઝગડો થતાં ગુસ્સામાં બોલ્યો છે. જોકે એના દિલમાં તલાકની નિય્યત ન હતી, ખાલી ગુસ્સામાં તલાક લફઝ કહયા છે. ઉપર જણાવ્યા મુજબ એ બાઈની તલાક થઈ કે નહિ. એ હમુને જણાવા મહેરબાની.

બાદ જણાવ્વાનું કે હાલની તારીખમાં પણ બન્નેવ મિયાં બીવીની જેમ રહે છે. જો કે આ બનાવ બનવાને ૬ થી ૭ મહિના થઈ ગયા છે. એ બન્નેવ જણા મિયા બીવીની જેમ રહી શકે? અને નહિં રહી શકતા હોય તો આજ સુધી રહયા એનું શું ? એ ગુનાહ નો કફ્ફારો કેવી રીતે અદા કરવો એ હમુને જણાવા મહેરબાની.બીજુ કે એ માણસ મિયા–બીવીના જેમ રહેતો છે અને રહેવા માંગે છે એનું કહેવું એ છે તલાક થઈ જાઈ છતા પણ મારે એ બાઈને રાખવીજ છે એ ગુનોહ હું સહન કરી લેવા, ખરેખર એ માણસ એને રાખવા માંગતોજ છે અને વગર નિકાહ એ પણ રહેતાજ છે. તો આ માણસ પર હલાલુ જાઈઝ થશે યા નહિ ? અગર કોઈને કહેવામાં આવે કે આ બાઈ સાથે હલાલુ કર. અને ત્રણ ચાર દિવસ કે મહિનો દિવસ નક્કી કરવામાં આવે અથવા હમ બીસ્તરી કરી તલાક આપી દેવાની, તો શું આ રીતના જાઈઝ ગણાશે ? અને હલાલુ કરાવવા વારા પર તેમજ હલાલુ કરવાવારા પર કોઈ વઈદ આવશે એ પણ જણાવા મહેરબાની, શરીઅત પ્રમાણે કેવી રીતના હલાલુ કરાવવું અને હલાલુ જાઈઝ થશે યા નહિ એ હમુને જણાવા મહેરબાની, ફરી જણાવાનું કે પોતાની બાઈ પણ કબુલ કરે છે કે મારા ધણીએ ઝગડો થતાં ગુસ્સામાં ખાલી તલાક લફઝ ચાર પાંચ વખત બોલ્યા છે. એના દિલમાં શું છે એ ખબર નથી. એ લોકોને એ મસ્અલાની ખબર ન હતી. આ લોકોની તલાક થઈ કે નહિ એ હમુને દલીલ થી જણાવા મહેરબાની,

**જવાબ** :– પુછેલી સુરતમાં તે અવરત ઉપર ત્રણ તલાક પડી જવાથી ધણી માટે તે અવરત હરામ થઈ ગઈ હવે તે ધણી માટે તે અવરત સાથે ધણી જેમ રહેવું જાઈઝ નથી. બલ્કે હરામ છે. તેને જોઈએ કે તુરતજ તે અવરતથી અલગ થઈ જાય. અને હવે તે મરદ શરઈ હલાલા વગર તેણી થી ફરી નિકાહ

પણ કરી શકતો નથી. હલાલાની રીત આ છે કે બીજો કોઈ મરદ તે અવરત સાથે ઈદ્દત પછી તલાક ની પૂર્વ–શર્ત વગર નિકાહ કરી લીએ અને નિકાહ પછી તેની સાથે સંભોગ પણ કરે ત્યાર પછી તેની વફાત થઈ જાય અથવા તે તલાક આપી છૂટી કરે અને ઈદ્દત વિત્યા પછી પહેલો ધણી નવા નિકાહ કરી શકે છે. [દુર્રે–મુખ્તાર, શામી ૨/૫૮૩,૫૮૪]

હલાલા માટે કોઈની સાથે પૂર્વ શર્ત કરવામાં ન આવે. બલ્કે કોઈ એવો માણસ જે આ હાલાતથી વાકેફ હોય પોતાની રીતે તે અવરતથી ભલાઈની નિય્યતે નિકાહ કરે તો મકરૂહ નથી બલ્કે દુર્રે–મુખ્તાર ના કથન મુજબ એવા માણસને સવાબ મળશે. [દુર્રે–મુખ્તાર, શામી ૨/૫૮૭]

ત્રણ તલાક આપ્યા પછી એવું જાણવા છતાં કે તલાક પડી ગઈ છે, અને હરામ થઈ ચુકી છે, અને નિકાહ વગર તે અવરતને રાખી મુકી છે તો હવે એ દરમીયાન થયેલા સંભોગથી જે અવલાદ પૈદા થશે તે ઝીનાની અવલાદ કહેવાશે. (શામી ૨/૬૬૧– ૩/૧૬૭–૧૬૮) એ માણસનું આ કૃત્ય હરામ છે. એનાથી તુરતજ રૂકી જઈ તવબહ કરવી લાઝીમ છે. મુસ્લીમ જમાઅત ને જોઈએ કે બન્નેવ ને અલગ રહેવા માટે સમજાવે. જો માની જાય તો ઠીક છે નહિ તો તેમને જમાઅત બહાર મુકે અને જયાં સુધી પોતાના આ કૃત્યથી તવબહ ન કરે ત્યાં સુધી તેઓથી સંબંધ ન રાખે. (કિફાયતુલ–મુફતી ૨/૧૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. વાલિદના કહેવાથી પત્નિને તલાક આપવી.

**સવાલ :–** બાપ કહે છે છોકરાને : તારી ઘરવાળીને તલાક આપીદે. તો છોકરો બાપના કહેવાથી આપી શકે છે. ?

**જવાબ :–** જી હાં ! આપી શકે છે. બલ્કે આપી દેવી જોઈએ. (ફતાવા રશીદીય્યહ પેજ–૨૨૪) મિશ્કાતમાં તિરમીઝી અને અબુ દાવુદના હવાલાથી રિવાયત છે કે એક માણસ હઝ. અબુ દરદહ (રદી.) ની પાસે આવ્યો અને પુછયું કે મારી એક અવરત છે અને મારી માં મને તેણીને તલાક આપવાનું કહે છે તો હઝ. અબુ દરદહ (રદી.) એ જવાબ આપ્યો કે મેં રસુલુલ્લાહ

સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમને ફરમાવતા સાંભળ્યા છે કે : વાલિદ (માં અથવા બાપ) જન્નતનો શ્રેષ્ઠ દરવાજો છે. તું ચાહે તો એને સાચવી રાખ અથવા ખોઈ નાંખ. (મિશ્કાત પેજ–૪૧૯,૪૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. તલાકે બાઈનના અમુક શબ્દોનો હુકમ.

**સવાલ** :– ત્યારબાદ એક દિવસે મારી મામા બહેન તેમજ એમના શોહર કોઈ બાબતમાં ઝઘડી પડયા, દરમ્યાન ત્યાં હું પહોંચી ગયો, મને ત્યાં જતાંજ હમારી બહેન ના શોહર મને કહેવા લાગ્યા કે આને તમો તમારી ઘરે લઈ જાવો એ મને જરીયે કામની નથી. બોલતા બોલતા ગુસ્સામાં મારી બહેન ઉપર મારવા દોડી ગયા. અને પગથી એક લાત મારી દીધી અને પછી ચંપલથી માર પાડયો. એટલે હું દોડી ગયો. અને બહેન ના શોહરને ખેંચી લાવી એક બાજુ બેસાડી દીધા, તરતજ મારી બહેન એક કાગળ લઈ દોડી આવ્યા અને કહેવા લાગ્યા કે લ્યો, આ કાગળ હમણાં જ મને લખી આપો વાર લાગે. (એટલે તલાક માટે) આ બાજુ બહેનના શોહર બોલી ઉઠયા કે લાવ હમણાંજ લખી આપું વાર લાગે, પરંતુ મેં કાગળ પકડવા દીધું નંહિ. પછી મારી બહેન ના શોહર બોલ્યા કે આજથી એના હાથનું ખાવું મારા માટે હરામ છે. આવું કહેવા છતાં હાલ કેટલા દિવસથી બહેનના હાથનું જ ખાય છે. પછી છેલ્લે બહેનના શોહરે બહેનને કહયું જા આજથી તુ મારાથી અલગ રહેજે, હું તને રહેવા માટે રહેવાનું ઘર પણ અલગ આપી દઈશ. આ બાબત બની તે દિવસે મેં મારી બહેનને કહયું બહેન તમારા શોહર ઝઘડા દરમ્યાન જે અલ્ફાઝ તમને બોલ્યા એનાથી નિકાહ તૂટવાનો તેમ તલાક થઈ જવાનો ખતરો લાગે છે. તો મારી બહેને મને બીજે દિવસે કહયું કે મે તમારા બનેવી ને કહી દીધું કે આજથી તમારી સાથે મારે કોઈ તાલ્લુક નથી. તો ઉપર લખ્યા મુજબ શબ્દો બોલવાથી એમના નિકાહની કોઈ સલામતી રહી કે નહિ. તો તાકિદે કુર્આન અને હદીસ તેમ અનેક કિતાબો ના હવાલા સહિત જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :-** આને તમો તમારા ઘરે લઈ જાવો. એ મને જરાયે કામની નથી " તલાકે કિનાયહ" ના શબ્દોમાંથી છે. અગર તલાકની નિય્યતથી આ શબ્દો શોહરે પોતાની અવરતને કહયા છે તો તલાકે–બાઈન પડી ગઈ. નહીં તો પડી નથી. માટે શોહરથી પુછવામાં આવે કે તેઓની નિય્યત આ શબ્દો બોલવાથી શું હતી. જો તેવણ કહે કે મેં તલાક ની નિય્યતથી કહયા હતા તો એક " તલાકે – બાઈન" પડી ગઈ. અને જો તે નિય્યતનો ઈન્કાર કરે તો તેવણથી કસમ લેવામાં આવે, જો કસમ ખાઈલે તો તેવણની વાત માન્ય રાખવામાં આવશે. (કિફાયતુલ મુફતી ૬/૨૪) (ફતાવા દારૂલ ઉલૂમ મુકમ્મલ મુદલ્લલ ૯/૪૫૧) ત્યાર પછી અવરતે કાગળ લાવી જે શબ્દો કહયા કે " લ્યો આ કાગળ હમણાજ લખી આપો વાર લાગે " એના જવાબમાં શોહરના શબ્દો " લાવ હમણાજ લખી આપું વાર લાગે " એનાથી તલાક પડી નથી. કાગળ હાથ માં આવવા ઉપર તલાક લખી આપવાની વાત શોહરે કરી છે. જે માત્ર એક વાયદો છે. અને તે મુજબ અમલ થયો નથી. ત્યાર પછી શોહરનું આ કહેવું " આજથી એના હાથનું ખાવું મારા માટે હરામ છે. તે છતાં કેટલાય દિવસથી ખાવું ખાય છે. તો એવણ ઉપર કસમનો કફ્ફારો વાજીબ છે. (શામી ૩/૧૦૨) કફ્ફારો એ છે કે દસ ગરીબોને બે–ટાઈમ પેટ ભરીને ખાવું ખવડાવે અથવા સદકએ–ફિતરમાં જે મિકદાર આપવામાં આવે છે એટલી મિકદાર દરેક ફકીર ને આપી દીએ અથવા એટલી કિંમત આપે. અથવા હરેકને એક જોડ કપડાં આપે (દુર્રે મુખ્તાર–શામી ૩/૬૬) ત્યાર પછી છેલ્લે જે શબ્દો ધણીએ કહયા " જા આજથી તું મારાથી અલગ રહેજે. હું રહેવા માટે રહેવાનું ઘર પણ અલગ આપી દઈશ. તેમાં પણ અગર ધણીએ તલાકની નિય્યતથી કહયા છે તો એક તલાકે–બાઈન પડી ગઈ અને જો તલાકની નિય્યતે નથી કહયા તો તલાક પડી નથી. (શામી ૨/૫૦૫) જે સુરતમાં એક તલાકે–બાઈન પડે છે. તેનો હુકમ એ છે કે બન્નેવ જણા આપસમાં રાજી હોય તો ઈદ્દતની અંદર અથવા ઈદ્દત પછી નવેસરથી નિકાહ પઢી રહી શકે છે. પરંતુ હવે શોહરને બેજ તલાક નો ઈખ્તેયાર રહેશે. જેના આપી દેવાથી હલાલા વગર નવેસરથી નિકાહ પઢી શકશે નહિ. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

**૫. ત્રણ તલાક આપનાર ઉપર પત્નિથી ફરી નિકાહ પઢવા બાબત આગ્રહ.**

**સવાલ** :- લગભગ આઠ—નવ વરસ અગાઉ મારા નિકાહ મારાજ કુટુંબના એક સારા ઘરની સારી છોકરી સાથે થયા હતા.જેનાથી મને બે પુત્ર છે. હાલમાં એ મારા ઘરમાંજ રહે છે.

હકીકત એ છે કે નિકાહ થવાના અઠવાડિયામાંજ અમારા આપસમાં કોઈ ને કોઈ બાબતે મતભેદ થવા લાગ્યા. આટલા વર્ષો પછી પણ હું એ નતીજા પર છું કે કોઈ પણ સંજોગોમાં અમારા દરમ્યાન બની શકે એમ નથી. અને આટલા વર્ષોથી હું એના ઉપર બની ન શકવાના કારણે એના હુકૂક (બાહમી) અદા ન કરી શકી ગુનેહગાર બની રહયો છું. કારણ કે હું એ નતીજા પર છું કે એની સાથે એક ઔરતની રીતે ઈન્સાફ કરી નહી શકું. પણ કુટુંબીજનો નો ઈસરાર છે કે (ખાનદાની ના ઈત્તેફાકી ના ડરના લીધે) આ પગલું ન ભરાય.

આ દરમ્યાન એક મસલો ઉપસ્થિત પણ થયો છે જે મઝકુર છે. એક વાર અમારા કુટુંબિક અનબનાવ માં મારી હિફાઝત માટે આમ કહયું હતું કે " જો ફાતમા (મારી પત્નિ) ના કુટુંબીજનો તરફથી મારૂ જાની કે માલી નૂકસાન કરવાની કોશિષ કરવામાં આવે તો ફાતમાં ને તલાક ". તેના બીજા એક બે દિવસમાંજ મારા સાળા દંડા લઈને મને મારવા આવ્યા હતા. તો એક તલાકે રજઈ થઈ ગઈ એમ મકામી મુફતીઓનું માનવું હતું. અને મને સમજાવવાથી મેં રૂજૂઅ કર્યું હતું.

ત્યાર બાદ ફરી મારા વિરૂધ્ધ મારા સાળાઓએ એક પત્રિકા વ્હેંચી હતી. જયારે એ પત્રિકા મેં વાંચી તો મેં એક તલાક આપી દીધી હતી. પણ ખાનદાની ના ઈત્તેફાકી ના ડરથી રૂજૂઅ કરી લીધું હતું.

ત્યાર બાદ ફરી એકવાર આપસી ઝઘડામાં મારી પત્નિ દ્વારા " મને છૂટી કરીદો હમણાંજ " એવો ઈસરાર કરવામાં આવ્યો તો મેં જવાબમાં " હા

છુટી કરી દીધી" એમ કહેતા કહેતાં ઘર છોડી દીધું હતું. આમ મારી દ્રષ્ટિએ ત્રણવાર આવુ બન્યું છે. તો હવે શરઈ રૂએ શું કરવું ?

આ મસ્અલો પેશ આવ્યા પછી અને કુટુંબીજનોના લાખો પ્રયત્નો છતાં હું એની સાથે ઈન્સાફ થી રહી શકતો નથી. એવા તારણ છતાંય હીલા–હવાલા દ્વારા ઈઝદેવાજી ઝિંદગી કાયમ રાખવી જાઈઝ છે ?

જો સંજોગોનૂસાર અમારે અલગ થવું પડે તો કુટુંબી જનોનો મારાથી અથવા મારો કુટુંબી જનોથી કતઅ તઅલ્લુક જાઈઝ છે ?

**જવાબ :–** આપે સવાલમાં જે વિગત દર્શાવી છે તે જોતાં આપની પત્નિ ઉપર ત્રણ તલાક પડી, તેણી આપ પર હરામ થઈ ચૂકી છે. શરઈ હલાલહ વગર તેણી સાથે આપના નિકાહ જાઈઝ અને દુરૂસ્ત નથી. ઈદ્દત પુરી થયા પછી તે અવરત બીજા પુરૂષ સાથે કોઈ પણ પ્રકારની પૂર્વ શરત વગર નિકાહ કરી શકે છે. તે નિકાહ થયા પછી રૂખ્સત થઈ તેની સાથે રહે અને તે બીજો ધણી તેણી સાથે સોહબત પણ કરે અને પછી તે ધણીનો ઈન્તેકાલ થાય અથવા કોઈ કારણસર તે તલાક આપી દીયે ત્યાર પછી શરઈ ધારા–ધોરણ મુજબ વફાત અથવા તલાકની ઈદ્દત પુરી થયા પછી તે અવરત આપના માટે હલાલ ગણાશે, કિવા આપ એ સુરતમાં તેણી સાથે ફરી નિકાહ કરી શકસો.

આપના લખ્યા મુજબ અગર આપ તેણીના પત્નિ તરીકેના હક્કો અદા નથી કરી શકતા અને તેણી સાથે શરીઅતે લાઝિમ ઠેરવેલ ઈન્સાફ ભર્યું દાંપત્ય જીવન ગુજારી નથી શકતા એવું ગાલિબ ગુમાન હોવાની સુરતમાં નિકાહ કરવું મકરૂહે તહરીમી છે અને જો એનો યકીન હોય તો હરામ છે. દુર્રે–મુખ્તાર શામીમાં છે :–

ومكروها لخوف الجور فان تيقنه حرم ذلك (در مختار) (قوله و مكروها) اى تحريما بحر (قوله فان تيقنه) اى تيقن الجور حرم لان النكاح انما شرع لمصلحة تحصين النفس و تحصيل الثواب و بالجوريأثم و يرتكب المحرمات فتنعدم المصالح لرجحان هذه المفاسد.

[بحر] [در مختار- شامی ۲۸۳۲]

એ સુરતમાં કુટુંબીજનોને જોઈએ કે શરઈ હુકમ વિરૂધ્ધ કોઈ પગલું લેવા માટે આપને દબાણ ન કરે. નહિ તો તેઓ પણ ગુનેહગાર ઠરશે. વળી તેઓના એ પ્રકારના શરીઅત વિરૂધ્ધ અમલ માટે કરવામાં આવતા આગ્રહ ને વિવશ થઈ તેઓની એ વાતને માનવું આપના માટે દુરૂસ્ત નથી. હદીસે પાકમાં છે :–

(لا طاعة فی معصیة انما الطاعة فی المعروف)

[બુખારી–મુસ્લિમ, મિશ્કાત પેજ–૩૧૯]

અન્ય એક રિવાયતમાં છે :–

(لا طاعة لمخلوق فی معصیة الخالق)

[મિશ્કાત પેજ–૩૨૧]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૧) ઈલાઅ

## ૧. પતિ તરીકેના તમામ હકો ઉઠાવી લેવાનું લખાણ અને ઈલાઅનો શરઈ હુકમ.

**સવાલ :–** મારા નિકાહ આજથી પચ્ચીસ વરસ પહેલા યુ. કે. ખાતે થયા હતા. શાદીની પહેલી રાત્રીથી જ મારા પતિ એ મારા ચારિત્ર ઉપર શંકાઓ કરવા માંડી હતી. મારા પતિની આવક થોડી હોવાથી માથે કર્ઝ હતું. જેથી એમની સંમંતિથી ઘરમાં સિલાઈકામ – ઓફિસ કામ તેમજ બાહર જઈને સરકારી અને માતા તેમ બાળકોની સંભાળનું કામકાજ હોસ્પીટલમાં પણ કર્યું. અને આવક વધારી ખંત અને મહેનત પૂર્વક સુખી જીવન મેળવવા ધંધાર્થે સફળતા મેળવી. અલહમ્દુલિલ્લાહ સારી બરકતો અને ત્રણ પુત્રો પણ થયા. પરંતુ શરૂથીજ અમારા સામાજીક સંબંધોમાં ખેચતાણ અને અણબનાવ થતો રહયો અને દિવસે દિવસે એમા વધારો થતો

રહયો.એમના પોતાના નબળા ચારીત્રના પ્રતિબીંબથી તેઓ શંકા–કુશંકાઓથી મારા તરફ નિહાળતા અને ઝઘડા થતા. તે વિષે કુર્આન– ઈમાન – અલ્લાહ રસુલના કસમ અને વાસ્તાથી એમની શંકાઓ ઈલ્ઝામો જુઠ અને મનઘડત હોવાની સાબીતીઓ આપતી રહી. છતાં એમના ધ્યાનમાં આવતું નહીં. હજની મુબારક સફરોમાં પણ એ ઝઘડાઓ ચાલુજ રહયા.જેમકે મસ્જીદે હરામમાંથી સાથેજ નિકળવું અને જવું અને તેમ નહીં થાયતો તલાક વગેરે વગેરે... જે તલાકોને મેં અલ્લાહના હુકમોને સામે રાખી સાચવી લીધી. વાતચિતમાં મને "ખાલા" અને "ચાચી" કહીને પણ સંબોધે, મારપીટ કરે, તારા બાપને ત્યાં ચાલતી પકડ વગેરે દબાણ કરી દુઃખો વરસાવતા રહયા, જે બધું ફકત વાલેદૈન ની ઈઝઝત અને ખુશીઓ માટે નેકીના ઈરાદાથી સહન કર્યું. અને અવલાદોના હકો પણ અદા કર્યા. અલ્લાહથી સબરના સાથે બેહતરીની દુઆઓ કરતી રહી. સમાજમાં ઈઝઝત થી મારી ફર્ઝો નિભાવી. ઓગષ્ટ ૧૯૯૧માં શારીરીક તેમ દિમાગી કમઝોરી અનુભવી ઓપરેશન થી બે કીલો જેટલી મોટી ગાંઠ પેટમાંથી કઢાવી છે. છેલ્લા સાતેક વરસથી આ ઓપરેશન ની જરૂરત હતી. તેમજ ડોકટરે એક વરસ માટે સંપૂર્ણ આરામની (દિમાગી તેમ શારીરીક) સુચના આપી હોવા છતાં મારા મુશ્કેલ ટાઈમમાં પણ મારા સાથે ઝુલ્મ ભર્યું વર્તન એમનું ચાલુ રહયું છેલ્લા ત્રણ ચાર વરસથી નેક સગાઓની (વડીલોની) સમજાવટ અને મહેનત પણ શાંતિ માટે કામ ન આવી. હવે મારી શારીરીક અને દિમાગી તંદુરસ્તી ઉપર મોટી અસર મને વરતાય છે, જેના લઈને તેમના જુઠા–મનઘડત–પાયા વગરના ઈલ્ઝામ અને સવાલો ના જવાબોમાં મોટો ઝઘડો થઈ જાય છે અને આજે પણ પૂરો ઘરખર્ચ અને સંપૂર્ણ જવાબદારી અલ્લાહની મદદથી હું ઉપાડું છું. અલ્હમ્દુલિલ્લાહ એમની મોહતાજ નથી. અલ્લાહે બધું આપ્યું છે. બસ ફકત મને મારા જીવનમાં શાંતિ જોઈએ છે.

ઓપરેશન પછી એકવીસ નવેમ્બર ૧૯૯૧ ના મારી કમઝોર તબિયત દરમ્યાન એમને ઘર અને છોકરાઓની બાપ તરીકેની જવાબદારીઓ

ઉપાડવા દબાણ કર્યું તેના ઉપરથી આદત મુજબ મગજ ગુમાવી ઝઘડો કરી મને ધક્કાઓ મારી અચકાટી નાંખી ગમે તેવા શબ્દોના સાથે મોટા અવાજે સ્પષ્ટ ઈરાદો સંભળાવ્યો કે ખુદાની કસમ આજથી હું તારા સાથે કોઈ દિવસ હમબિસ્તરી કરીશ નહીં. એજ શબ્દો બે વાર સાફ અને ચોખ્ખા શબ્દોમાં બોલ્યા.. એના થોડીવાર પહેલાંજ એજ ઝઘડામાં જોશમાં આવી મને કહયું કે ચાલ તું જે લખે તેના ઉપર હું સાઈન કરી આપું. જેથી કંટાળેલી હોય સાથે બિડેલો કાગળ મેં લખ્યો. જે એમણે ગુસ્સા સાથે વાંચ્યા બાદ જઝબાતમાં આવી જઈ પૂરી સમજ સાથે સાઈન કરી આપી. જે બાદ મેં કહયું કે તમો સમજો છો કે શાના ઉપર તમે સાઈન કરી આપી ? મેં એ કાગળ ફરીથી એમને વાંચી સંભળાવ્યો. જે ઉપર તેમણે એ ઝુંટવી લેવા પૂરી કોશીશ કરી અને તે દરમ્યાન એમણે હમબિસ્તરી નહીં કરવાના કસમ ખાધા હતા. એમ પણ અમારામાં અણ બનાવ હોવાથી ઘણીવાર અમારા બેડરૂમ અલગ હોય છે. તા. ૨૧ નવેમ્બર ૧૯૯૧ના ઝઘડા પછી હમોએ હમબિસ્તરી યા ધણી—ધણીયારી તરીકેના બીજા સંબંધ જોડયા નથી. તો શું એ કસમ ખાવા ઉપર તલાકે બાઈન થઈ જાય છે? જો થઈ જાય તો ઈદ્દતની વિગત જણાવશો.

સાથે મોકલેલ ઈંગ્લીશ લખાણનો તરજુમો એવો થાય છે કે મારા ધણીએ એમની પત્નિ પરથી પતિ તરીકેના તમામ હકો ઉઠાવી લીધા છે તેમ મિલ્કતો ઉપરથી પણ.

તો આપ હઝરાત એ કાગળનું લખાણ સારા અંગ્રેજી જાણકારથી વાંચી સમજી જવાબ આપશો કે એ લેટરના આધારે શું મારી તલાક ગણાય ? હાલમાં એઓ પોતે કસમ ખાવાના તેમ તલાક આપવાનો ઈન્કાર કરે છે. પરંતું એમની સહી સાથેનું લખાણ મવજુદ છે. વળી એઓ બોલીને ફરી જવામાં મશ્હુર છે. અને જયારે પણ ઝઘડાઓ થાય ત્યારે બે—બુન્યાદ ઈલ્ઝામો પછી છેવટે મારા તેમ લોકો આગળ કુર્આન ના કસમ ખાઈને કહે છે કે મારી ઓરત પાક છે. અને માફી પણ માંગે છે. અને મેં ઘણી વેળા માફ પણ કર્યું છે. હવે શાંતિ ખાતર જુદા થવા માંગુ છું.એમના સ્વભાવમાં કે અમારા સંબંધોમાં હવે કોઈ સુધારો આવે એવી ઉમ્મીદ હવે બાકી રહી નથી.

**જવાબ** :- આપે સવાલ સાથે જોડેલ કાગળમાં જે લખાણ છે તે ઈંગ્લીશમાં છે. અને હું અંગ્રેજી જાણતો નથી. આપે એનો જે ગુજરાતી અનુવાદ લખ્યો છે તે વાંચ્યો, મેં કેટલાક અંગ્રેજી જાણનારાઓથી પુછયું. પરંતુ આપે કરેલ અનુવાદ ને ટેકો મળતો નથી. આપે અનુવાદમાં " પતિ તરીકેના તમામ હકો ઉઠાવી લીધા " લખ્યું છે. એમાં (પતિ તરીકે) કયા શબ્દનો તરજુમો છે. ? બહર હાલ આપે જણાવેલ અનુવાદ માન્ય રાખવામાં આવે તો અગર આપના ધણીએ તે વખતે તલાકની નિય્યત કરી હશે તો એ લખાણથી એક તલાકે-બાઈન પડી ગઈ. અને જો તેવણની નિય્યત તલાકની ન હતી તો તલાક પડી નથી. ફતાવા આલમગીરમાં છે :-

امرأة قالت لزوجها أنا بريئة منك فقال الزوج: أنا بريءٌ منك أيضاً ، فقالت: انظر ماذا تقول ، فقال: ما نويت الطلاق لا يقع لعدم النية كذا في المحيط (٣٧٦/١)

અને તલાકની નિય્યત હતી યા નંહિ એ બાબત ધણીની વાત માન્ય રાખવામાં આવશે, અલબત્ત અવરત ચાહેતો ધણી પાસે કસમ ખવડાવી શકે છે. (દુર્રે-મુખતાર, શામી ૨/૫૦૪,૫૦૫) અને જો કાગળમાં લખાયેલ શબ્દો અંગ્રેજી ભાષામાં તલાક માટે જ વપરાતા હોય, બીજા અર્થમાં ન લેવાતા હોય તો એ સુરતમાં તલાક પડી જશે. ચાહે ધણી નિય્યતનો ઈનકાર કરે.

અને જો ધણી એ લખાણનો ઈનકાર કરતા હોયતો તલાક નંહિ પડે. (શામી ૨/૪૬૫)

ત્યાર પછી ધણીએ જે કસમ ખાધી તેને શરીઅતની પરિભાષામાં " ઈલાઅ " કહેવાય છે. " ઈલાઅ" દુરૂસ્ત હોવા માટે અવરતનું નિકાહમાં હોવું શર્ત છે. માટે જો ઉપરવાળા લખાણમાં ધણીની નિય્યત તલાકની હતી. તો તેનાથી તલાકે-બાઈન પડી ગઈ હોવાને લઈ કસમ ખાતી વેળાએ નિકાહ બાકી ન રહયો હતો. એટલે " ઈલાઅ" સહીહ થયું નથી. અને જો તે લખાણમાં ધણીની નિય્યત તલાક ની ન હતી તો પેલા લખાણથી તલાક પડી ન હતી અને કસમ વેળા નિકાહ બાકી હતો. જેથી " ઈલાઅ" સહીહ

થઈ ગયું.અને "ઈલાઅ" નો શરઈ હુકમ એ છે કે જો ધણી પોતાની અવરતથી સોહબત ન કરે ત્યાં સુધી કે કસમ ખાવાને ચાર મહીના પુરા થઈ જાય તો "ઈલાઅ" ને લઈ આપો–આપ એક તલાકે બાઈન પડી જાય છે. અને ત્યારથીજ ઈદ્દત શરૂ થઈ ગયેલી ગણાશે. અગર હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ પુરા થઈ જવાથી ઈદ્દત પૂર્ણ થઈ ગયેલી કહેવાશે. અને જો હૈઝ ન આવતું હોય અને હમલ પણ નથી તો ત્રણ મહીના પુરા થયે ઈદ્દત પુરી થઈ જશે. અને હવે નિકાહ બાકી રહયો નથી.ધણી તરીકે એનો આપના ઉપર કોઈ અધિકાર રહયો નથી. અલબત્ત અગર તેઓ કસમ ખાવાનો (ઈલાઅનો) ઈનકાર કરતા હોય તો આપના ઉપર ગવાહો રજુ કરવા જરૂરી છે. માત્ર આપના કહેવાથી માન્ય રાખવામાં નહિ આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૨) ખુલ્અ

## ૧. ખુલ્અની રીત.

**સવાલ :–** મારી જાણ મુજબ સ્ત્રી પોતાની ઈચ્છાથી પતિથી છૂટી થવા માંગે તો તલાક ન લખાય પણ ખુલઅ લખાય તો ખુલઅનો શરીઅતમાં શું દરજો છે તેનો અર્થ શો થાય તે તલાકનું કેવું રૂપ છે અને તેનું લખાણ કેવી રીતે લખાય.

**જવાબ :–** મીયાં–બીવી માં કોઈ પણ રીતે નિભાવ શકય ન હોય અને ધણી તલાક પણ ન આપતો હોય તો અવરત માટે જાઈઝ છે કે કાંઈક માલ આપી અથવા પોતાની મહેર આપી ધણીથી એવું કહે કે આટલી રકમ લઈ મારી જાન છોડી આપ અથવા એવું કહે કે મારી મહેર જે તારા માથે છે તેના બદલામાં મારી જાન છોડી આપ. તેના જવાબમાં ધણી કહે કે મેં છોડી આપી. તો આવું કહેવાથી અવરત પર એક બાઈન–તલાક પડી જશે. આ બધી વાતો એકજ બેઠકમાં થવી જોઈએ, કિંવા અવરત તરફથી રજુઆત જે બેઠકમાં કરવામાં આવે તેજ બેઠકમાં ધણી તરફથી સ્વીકાર થવો

જોઈએ. અગર ધણીએ એજ બેઠકમાં સ્વીકાર નહિં કર્યો બલ્કે તે ટાણે તો ઉઠી ગયો પાછળથી સ્વીકાર કર્યો તો સહીહ નથી. ઉપરોકત કાર્યવાહીનું નામ ખુલઅ છે. અવરત પોતાની ઈચ્છાથી છૂટી થવા માંગતી હોય ત્યારે પણ જો ધણી તલાક આપવા ચાહે તો આપી શકે છે. મના નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ખુલ્અમાં રકમ લેવી.

**સવાલ** :- મારી શાદી આજથી લગભગ (૩૩) વરસ ઉપર થઈ હતી. તે ઔરતથી સાત ઔલાદ થઈ જેમાં પાંચ હયાત છે. અને મારા મોટા છોકરા ને ત્યાં પણ પાંચ ઔલાદ છે. હવે સવાલમાં લખવાનું કે મારી ઔરત તે ગામના એક માણસ સાથે ભાગી જઈ બે વરસથી પરગામ રહે છે. તે માણસ હજ પણ પઢી આવેલ છે. તે પરદેશ નો વતની છે. મારી ઔરતને સમજાવી ફોસલાવી તને પરદેશ લઈ જઈશ એવી બધી લાલચ આપી છે. મેં મારી ઔરતને છુટી કરી નથી. અને સામાવાલા કહે છે કે એમને જોઈએ એટલી રકમ આપું પણ એને છુટી કર. મારી ઔરતે મારા ઉપર ખોરાકી દાવો કરેલ છે, અને કેસ ચાલુ છે. મેં પણ સામાવાલા પર ફોજદારી કેસ કરેલ છે.

કેસ સાબિત થયેથી સામાવાલાને (૪૯૩) (૪૯૮) કલમ મુજબ દસ વરસની સજા થાય છે. તો શરીઅતથી આવી રકમ લેવી મારા માટે જાઈઝ છે કે નંહિ અથવા એનો હું ગુનેહગાર થાઉં છું. મારી માલી હાલત પણ સારી નથી. ઘર પણ ભાડાનું છે. ઘણાં લોકોનું કહેવું કે રકમ લઈને છુટી કરી દો, તો એ રકમ લેવી મારા માટે જાઈઝ છે? તે કુર્આન અને હદીસની રોશનીમાં જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ** :- તમારી અવરતની અખ્લાકી ખરાબીને લઈ અગર તમને એ ભય છે કે તમારા બન્નેવ ધણી-ધણીયાણીમાં અણબનાવ કાયમ રહી એક બીજાના હકોની અદાયગીમાં કોતાહી થશે તો એ સુરતમાં તમે અવરત પાસેથી કાંઈક રકમ લઈ તેની સાથે ખુલ્અ કરી એને પોતાના નિકાહમાંથી

છુટી કરો તો એ જાઈઝ છે. એમાં કાંઈ વાંધો નથી. ખુલ્અની રીત એ છે કે આપ તેને એવું કહો કે મેં આટલી રકમના બદલામાં તારાથી ખુલ્અ કર્યુ અને અવરત તેજ બેઠકમાં એને મંજુર કરી લીએ તો ખુલ્અ થઈ ગયું અને અવરત ઉપર તે રકમ વાજીબ થઈ ગઈ અને તેના ઉપર એક બાઈન તલાક પડી ગઈ, અલ્બત્ત એટલું યાદ રહે કે ઉપરોકત સુરતમાં બેહતર એજ છે કે તમે એ અવરત ને મહેર પેટે જેટલી રકમ આપી હતી તેટલી રકમ તેના પાસેથી લઈ ખુલ્અ કરો, અને જો એનાથી વધુ રકમ લીધી તો પણ ખુલ્અ દુરૂસ્ત કહેવાશે. પરંતુ વધુ રકમ લેવું અયોગ્ય છે. જો કે એમાં ગુનોહ નથી. (શામી ૨/૬૦૫-૬૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (33) ઈદ્દત

## ૧. ઈદ્દતે વફાત વિતવામાં શોહરનું દફન થવું જરૂરી નથી.

**સવાલ** :- એક માણસનો ઈન્તેકાલ થઈ ગયો હોય અને અમુક વિદેશના કાયદાઓ હોય છે કે જયાં સુધી મરનારના પ્રુફ ન હોય ત્યાં સુધી મુસ્લીમ મય્યત હોય કે જે તે હોય તેને દફન નથી કરવા દેતા. અહીંયા સુધી કે મય્યતની બોડી ચાર મહિના ઉપર સુધી પણ મુદત વીતી જાય છે. તો પણ દફન નથી કરવા આપતા તો હવે સવાલ એ છે કે મરનારની ઓરત હોય તો ઓરત ઈદ્દત ગુજારે તો કેવી રીતે ગુજારે ? શું તે વિશે મુરદાનુ દફન હોવું જરૂરી છે ? દફન થાય પછી જ ઈદ્દત ગણાશે અથવા તો મૃત્યુ થવાના દિવસથી જ ઈદ્દત ગણાશે ? રહી વાત ઓરતની, ઓરત વિદેશમાં નથી. મર્દ વિદેશમાં છે અને ઓરત બીજી જગ્યાએ એટલે પોતાના દેશમાં જ રહે છે. જે જાણ પુરતું. તો આપથી ગુજારીશ છે કે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ** :-ઈદ્દતે વફાતની શરૂઆત શોહરના મૃત્યુ થી જ થઈ જાય છે ત્યાં સુધી કે એ અવરતને શોહરના મૃત્યુની જાણ હોવી પણ જરૂરી નથી. બહેશ્તી ઝેવરમાં મસ્અલો લખ્યો છે કે કોઈકના શોહરનો ઈન્તેકાલ થઈ

ગયો પરંતુ તેણીને ખબર ન પડી, ચાર મહિના દસ દિવસ પસાર થઈ ચૂકયા પછી ખબર પડી, તો તેણીની ઈદ્દત પુરી થઈ ચૂકી છે. જયારથી ખબર મળે છે ત્યારથી ઈદ્દતમાં બેસવું જરૂરી નથી. માટે પુછેલી સુરતમાં ઈદ્દતની શરૂઆત શોહરના મૃત્યુથી જ થઈ ચૂકી છે. ચાહે તેની દફન વિધી થઈ હોય યા ન થઈ હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઈદ્દત દરમિયાન ટીચીંગ માટે બહાર નીકળવું.

**સવાલ** :– મારી શાદી ગામનાજ રહેવાસી સાથે થઈ હતી. શાદી પછી મારા હસબન્ડ બે મહિના અહીંયા રહીને આફ્રિકા ચાલ્યા ગયા હતા. ત્યાંથી એક મહીના સુધી ફોન આવ્યા હતા. ત્યાર પછી ફોનનો વહેવાર પણ બંધ થઈ ગયો હતો. અને ગઈ કાલે જમાઅતવાળા ઉપર કાગળ લખીને તલાક મોકલી આપી છે.

હવે હું આશરે ૫ થી ૬ વરસથી ટીચર ની સર્વીસ કરૂં છું. મારો પરમેનન્ટ જોબ છે. સર્વીસ છોડી શકાય તેમ પણ નથી. કારણકે મારા ફાધર રીટાયર્ડ છે. અને મારા માથા ઉપર ૫૦,૦૦૦/– અંકે રૂપિયા પચાસ હજારનું કર્ઝ છે. જે અદા કરવાનું છે. અને મારે ઈસ્લામના હુકમ મુજબ ઈદ્દત પણ કરવાની છે. તો હું ત્યાં જ સ્કુલ પાસે રૂમ ભાડે રાખીને મારી સ્કુલ પણ ચાલુ રાખી શકું અને ઈદ્દત પણ ગુઝારી શકું એવી કોઈ શકલ હોય તો બતાવવા આપને નમ્ર અરજ છે.

**જવાબ** :– તલાક થયેલ અવરતને તલાકની ઈદ્દત દરમ્યાન ઘરથી બહાર જવાની ઈજાઝત નથી. માટે આપ ઈદ્દત દરમ્યાન ટીચીંગ માટે બહાર નિકળી શકતા નથી. (શામી ૨/૬૭૩, આલમગીરી ૧/૫૩૪, ખયરૂલ ફતાવા ઉપરથી ૫/૨૮૪)

في الدر المختار ولا تخرج معتدة رجعي وبائن لو حرة مكلفة من بيتها

أصلاً لا ليلاً ولا نهاراً ، اهـ [شامية ٢-٦٧٣]

ان كانت معتدة من نكاح صحيح وهي حرة مطلقة بالغة عاقلة مسلمة

والحالة حالة الاختيار فانها لا تخرج ليلاً ولا نهاراً سواء كان الطلاق ثلاثاً أو

بائناً أو رجعياً ، كذا في البدائع [عالمگیری ١-٥٣٤]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૪) હિઝાનત (પરવરીશ)

## ૧. હકકે હિઝાનત (બચ્ચાની પરવરીશ)નો હક ધરાવનાર વ્યકિત બાળકને વિદેશ લઈ જઈ શકે નહિં?

**સવાલ** :– મારી છોકરીના નિકાહ લુસાકા (ઝામ્બીઆ) થયા હતા. તેના શોહરના ઈન્તિકાલ પછી મારી છોકરી તેના બન્નેવ છોકરાઓને લઈને મારા સાથે મલાવીમાં રહેતી હતી.

હવે એ છોકરીને એનાં છોકરાઓ સાથે મેં ઈંગ્લેન્ડમાં સેટલ કરી છે જેમનો ભરણ પોષણનો બધો જ ખર્ચ હું મારી ખુશીથી આપું છું.

હવે મારી છોકરીના સસરાનું એવું કહવું છે કે મારી રજા અને ખુશી વગર આટલી દૂર ન રહેવાય.

મારી છોકરીને કહે છે કે તારે લુસાકા જ રહેવાનું જયાં સુધી છોકરો સાત વરસનો અને છોકરી નવ વરસની થાય ત્યાં સુધી રહેવાનો ઈન્તિઝામ હું કરીશ.

તો શું મારી છોકરીના સસરાનું આવું દબાણ શરીઅતની રોશનીમાં બરાબર છે કે નથી ?

**જવાબ** :– બાળક જયારે માના પાસે ઉછરી રહ્યું હોય અને માં તેને અન્ય કોઈ શહેરમાં લઈ જવા ચાહે તો બાપની રજા વગર લઈ જઈ શકતી નથી, અલબત્ત માંના બાપનું શહેર બાપના શહેરની સિવાય કોઈ શહેર હોય અને બાપે તે શહેરમાં તેણી સાથે નિકાહ કર્યા હોય, તે સૂરતમાં તણી બાળકને પોતાના માં–બાપના શહેરમાં લઈ જઈ શકે છે.

[મસાઈલે બહેશ્તી ઝેવર–૧/૫૯૫]

પુછેલી સૂરતમાં બાપના ઈન્તિકાલ પછી છોકરાનો દાદા બાપના હુકમમાં છે. જેથી આપની દિકરી આપની સાથે મલાવી (જે આપનું રહેઠાણ છે)માં તો રહી શકે છે પરંતુ ઈંગ્લેન્ડમાં છોકરાને પોતાની સાથે લઈ જઈ શકતી નથી, છોકરાના દાદાની માંગણી શરઈ રૂએ દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૫) નફકહ

## ૧. નાફરમાન પત્નિ પીયર ચાલી ગઈ, બીજી શાદી, ભરણ પોષણ વિગેરેના અહકામ.

**સવાલ :–** મારા સાસરીયાવાળા મારી બીવીને ચઢાવે છે જેથી મારી બીવી સાથે ઘરમાં ઝઘડાઓ થાય છે. એ માટે મારી બીવીને મારા માં–બાપ સાથે હેરાન પરેશાન કરાવે છે. મારી બીવી મારી તેમજ મારા માં–બાપની તરફેણ કરવા કરતા મારા ભાઈ તેમજ એના ભાઈની તરફેણ કરી ઘરમાં કંકાસ કરાવે છે. અને મારા ઘરની સીક્રેટ (ખાનગી) બધી વાતો પણ એમને જણાવી આપે છે. અને મારા ઘરમાં મારા માં–બાપની સાથે પણ સારૂ વર્તન કરતી નથી. હવે મારી બીવી મને કહે છે કે તમારે મારા સાથે રહેવું હોય તો મારા માં–બાપને છોડીને ઘરમાંથી અલગ રહું. જે હું કરી શકું તેમ નથી. મારા માં–બાપને હું કોઈપણ સંજોગોમાં છોડી શકું તેમ નથી.

મારી માં ને ત્રણ બિમારી છે. (૧)હાઈ–લો બ્લડ પ્રેસર (૨)માનસીક રોગ (૩) હદય કમજોર છે. જે ઝઘડાથી મે કંટાળીને મારી બીવીને એના ઘરે (પિયરમાં) જવા માટે જણાવ્યું. ત્યારે મારો મોટો સાળો, મારો નાનો સાળો, મારો ભાઈ તેમજ અન્ય સગાસંબધી કુલ ૧૫ જણા મારા ઘરે આવીને એની બહેનને સમજાવવાના બદલે મારી મમ્મી–પપ્પા અને મને મારી ઝુડીને અમારી સોસાયટીની અંદર અમારી ઈજ્જત ખરાબ કરીને એની બહેન મારી બીવી અને બે છોકરીને જબરદસ્તીથી એના પિયર લઈ ગયા.

એ વાતને ત્રણ મહિના થઈ ગયા.મારી બે છોકરી મારી બીવી સાથે છે અને ૧ છોકરો નાનો મારી સાથે છે.

મારી મમ્મીની ઉમર ૫૮ વરસની છે. અને પપ્પાની ઉમર ૬૦ વરસની છે. આ ઉમરે હવે મારી મમ્મીથી ઘરકામ તેમજ બીજું કંઈ કામ થઈ શકે નહિં, કારણકે એમને ત્રણ બીમારી હોવાથી હવે એમનામાં અશકિત હોવાથી ઘરકામ તેમજ અન્ય કામ થતું નથી. મારી બીવી મારા ઘરે આવવા તૈયાર નથી.

મારા ઘરમાં ઝઘડો છેલ્લા ત્રણ વરસથી થતો હતો એ દરમીયાન મારી બીવીએ મને ૧૦૦ રૂપિયાના સ્ટેમ્પ પેપર ઉપર લખાણ કરીને ખાધા ખોરાકી તેમજ કોઈપણ જાતનો હક, હિસ્સો તેમજ દાવો ન કરવો અને બીજી શાદીની ઈજાજત પણ આપી છે. મેં હજુ છુટા છેડા આપ્યા નથી.

હવે મારે એ જાણવું છે કે ઈસ્લામના કાયદાની રીતે અગર હું બીજી શાદી કરૂં તો મને કઈ વાંધો તો નથી.

**જવાબ** :- આપના લખવા મુજબ જયારે આપની હાલની પત્ની આપને છોડીને ચાલી ગઈ છે અને આપ પોતાની માં ની વિવિધ બિમારીઓને લઈ તેમને છોડી શકતા નથી. આપના વાલિદ સા. ની ઉમર પણ ૬૦ વરસની હોવાને લઈ તેઓ આપની સેવા ચાકરીના મોહતાજ છે અને આપની હાલની પત્ની પિયર ચાલી જવાની સાથે તેણીએ ૧૦૦ રૂ.ના સ્ટેમ્પ પેપર ઉપર લખાણ કરીને ખાધા-ખોરાકી તેમજ કોઈ પણ જાતનો હક-હિસ્સો તેમજ દાવો ન કરવાની સાથે બીજી શાદીની ઈજાઝત આપી દીધી છે. એ સુરતમાં આપ બીજી શાદી કરવા ચાહો તો કરી શકો છો. અલબત્ત અગર આપે પોતાની હાલની પત્નીને છુટા છેડા ન આપ્યા અને ભવિષ્યમાં તે પિયરથી ફરી તમારી પાસે રહેવા આવી જાય તો એ સુરતમાં તેણીને પણ તેના પત્ની તરીકેના હકો ખાધા-ખોરાકી, રહેઠાણ પોશાક વિગેરેની સાથે રાતવાસાનો હક અદા કરવો એ રીતે કે શરીઅતે નક્કી કરેલ ધારા-ધોરણ મુજબ બન્નેવમાં ન્યાય અને ઈનસાફ સાથે બરાબરી રહે તે મુજબ જરૂરી ઠરશે.

એટલું યાદ રહે કે રહેઠાણ માટે અગર પત્ની તરફથી અલગ મકાનની માંગણી કરવામાં આવે અને તેણી પોતાના ઘરની માલદાર હોય, તો તેણીને અલગ મકાન આપવું વાજીબ છે. અને જો તેણી મધ્યમ વર્ગની હોય તો માં-બાપવાળા મકાનમાં એક આગવા રૂમની સાથે કિચન બાથરૂમ-ટોયલેટ પણ આગવું હોવું જરૂરી છે અને જો તેણી ગરીબ વર્ગની હોય તો માત્ર એક રૂમ આપવું કાફી છે. કિચન, બાથરૂમ-ટોયલેટ સહિયારા હોય તો વાંધો નથી (અહસનુલ ફતાવા ૫/૪૭૯) જે સુરતમાં પત્ની માટે અલગ રહેઠાણની વ્યવસ્થા કરવી જરૂરી ઠરે છે, તે મુજબ વ્યવસ્થા હોવા છતાં પત્ની અગર પતિની રજા વગર ઘરેથી ચાલી જાય તો તે નાશિઝહ કિંવા ના ફરમાન કહેવાય છે. અને તેની ખાધા-ખોરાકી ધણી પર નથી, પરંતુ અગર પતિ એવા રહેઠાણની વ્યવસ્થા ન કરે, તેના લઈ પત્ની વગર રજાએ બીજી જગ્યાએ ચાલી જાય તો તે નાશિઝહ કિંવા નાફરમાન ઠરતી નથી. એટલે તેની ખાધા-ખોરાકી પતિ ઉપર જરૂરી રહે છે. (અહસનુલ ફતાવા ૫/૪૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મુતલ્લકહ બહેનના બીજા નિકાહ બાબત ભાઈઓમાં વિવાદ.

**સવાલ :-** જણાવવાનું કે મારી એક છોકરીના નિકાહ થયા હતા. ૪ છોકરાની માં બની છે. ઘરના અંદર હાલાત આવવાથી બનેવીએ ગુસ્સામાં તલાક આપી દીધી. ૮ મહીનાનો એક છોકરો પણ હતો. મારા ૬ છોકરાઓ છે. આ બહેન તલાક પછી બે ભાઈઓને ઘરે લગભગ ૧ વરસ રહી અને બહેન વધારે બીમાર હતી. બે ભાઈઓએ દવા કરી બહેનને સારૂ થઈ ગયું અલહમ્દુલીલ્લાહ. હવે ૬ ભાઈઓએ મશ્વેરો કરીને નક્કી કર્યું કે હવે બહેન ને ત્યાં મોકલવી નથી. છોકરાઓને મારા બનેવીને આપી દીધા. હવે મારા છોકરાઓ એ બહેનને સોનાની ચેન આપી હતી, મારા છોકરાઓએ માંગ કરીને ચેનના બદલામાં ૭૦૦૦ રૂપીયા લીધા. હવે ૧ વરસ પછી ૬ ભાઈઓમાં બે વિભાગ થઈ ગયા. જેણે બહેનની ખીદમત કરી બહેન માટે

દુશ્મની કરી બહેનને ઘરમાં રાખી. બીજા ભાઈઓ અને રીશ્તેદારોએ બહેન ને ત્યાંજ સમાધાન કરીને નિકાહ પઢાવી હલાલા પછી નિકાહ થઈ ગયા. બહેનને પણ જવું હતું. બીજું વાલીદહ પણ એટલે પુછનાર પણ રાજી હતી. અને છોકરાઓની હાલત ગંભીર હતી એટલે બે ભાઈઓને અંધારામાં રાખીને હમોએ આ કામ કર્યું છે. બહેનના ૭૦૦૦ હજાર રૂપીયા બે ભાઈઓ પાસે છે. ભાઈઓ એટલે મારા બે છોકરા કહે છે કે બહેનની પાછળ ખર્ચ થયેલો છે, બહેન ઘણીજ બીમાર હતી . તમોએ હમારી સાથે ગદ્દારી કરીને મોકલી છે એટલે પહેલા હમારો ખર્ચ અને પછી ૭૦૦૦ હજાર રૂપીયા મળશે. આ પ્રમાણે છોકરાઓએ જીદ પકડી છે. ૪ વરસથી બે છોકરાઓ બહેન સાથે બોલતા નથી. અને ગામમાં પણ આવતા નથી. ઘણાંજ નારાજ થયા છે. તો આ પ્રમાણે હમારા કુંટુંબનો હાલ છે. આ પ્રમાણે બે છોકરાઓ હમારી સાથે વહેવાર રાખે છે. હવે આ મામલાની સહી સમજ આપી શરીઅતની રોશનીમાં તફસીલથી જવાબ આપી શુક્રીયાનો મોકો આપશો.

**જવાબ** :– સવાલમાં જણાવેલ વિગત મુજબ આપની એક દિકરી જેના ગામમાં જ નિકાહ થયા હતા અને ચાર છોકરાઓની માં બની હતી. ધણી તરફથી તેને ત્રણ તલાક આપી છુટી કરી દેવામાં આવી ત્યાર પછી તેણી એક વરસ બે ભાઈઓની સાથે રહી અને બિમાર હોવાથી ભાઈઓએ તેની સેવા–ચાકરી અને ઈલાજ કરાવ્યો અને તે દિકરી તંદુરસ્ત થઈ ગઈ, બધાજ ભાઈઓએ મશ્વેરામાં એ નક્કી કર્યું કે હવે બહેનને ત્યાં (પહેલા ઘરે) મોકલવી નથી. પરંતુ ત્યાર પછી સમય જતાં તે બે–ભાઈઓ કે જેઓને ત્યાં આપની તે દિકરી રહી હતી, તેઓ સાથે મશ્વેરો તેમજ તેઓને જાણ કર્યા વગર બીજા ભાઈઓ તેમજ અન્ય રિશ્તેદારોએ શરઈ હલાલહ પછી તેને પહેલા ઘણીને ત્યાં જ મોકલી આપી. તેણીને પણ ત્યાં જવું હતું. (જેનું કારણ સ્પષ્ટ છે કે તેની ચાર અવલાદ ત્યાંજ હતી અને એક માં નું દિલ માં હોવાના નાતે અવલાદથી હટી શકતું નથી.) અને આપ કિંવા એ સૌ અવલાદની માં પણ રાજી હતા (આપનું રાજી હોવું પણ સ્વભાવિક છે. કારણ કે આપ પોતાની દિકરીનું લગ્ન જીવન સુખી અને સંતોષિત રહે. એવું જ

ઈચ્છો છો અને તેણીને અવલાદથી દુર રાખી અન્ય જગાએ નિકાહ કરાવવાથી અથવા નિકાહ કરાવ્યા વગર તેણીને ઘરેજ રાખવાથી તેણીને કેમ કરી સુખ અને સંતોષ મળી શકે છે? આ તો એક સ્વભાવિક વાત છે.) અને આપના લખવા મુજબ છોકરાઓની હાલત ગંભીર હતી એ પણ એક સ્વભાવિક વસ્તુ છે, કે બધાં ભાઈઓનું મળીને આઈન્દહ તેણીને પહેલાં ધણીને ત્યાં નહિં મોકલવાનો ફેસલો એકમતે કરી લેવું તો ઘણુંજ આસાન છે પરંતુ તે ફેસ્લાને નિભાવવું અને છેવટ સુધી પેલી બહેનને સદ્વર્તણૂંક સાથે પોતાની પાસે રાખવું વર્તમાન યુગમાં કેટલું મુશ્કીલ છે. તે પણ દરેક સમજી શકે છે.આવા હાલાતમાં બીજા ભાઈઓએ પેલા બે-ભાઈઓ (જે આગળ કરવામાં આવેલ ફેસ્લા ઉપર વળગી રહેવા માંગતા હતા) ને અંધારામાં રાખી તે દિકરીના ભવિષ્યને વિચારી શરઈ રીતને અપનાવી તેણીના નિકાહ ફરી પહેલા ઘરેજ કરાવી આપ્યા. તો તેઓનું એ પગલું ભલે ઝાહિરી રીતે પેલા બે-ભાઈઓ સાથે એમના કહેવા મુજબ ગદારી હોય, પરંતુ વાસ્તવિકતાને નઝર સમક્ષ રાખતા વાંધા જનક કહી શકાય નહિં. હવે પેલા બે-ભાઈઓ પોતાની કૌટુંબિક ગયરત અને અહમને લઈ ગામમાં પણ આવતા નથી તેમજ ઘણાજ નારાજ થઈ માંનો માં તરીકેનો હક પણ શરીઅત મુજબ અદા કરવા તૈયાર નથી. તેઓને હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના મુબારક ઝમાનામાં બનેલ એક બનાવ જણાવી રેહબરી કરવામાં આવે છે. બુખારી શરીફમાં છે કે હઝ. મઅકિલ ઈબ્ને યસાર (રદી.) એ પોતાની બહેન ના નિકાહ એક આદમી સાથે કરાવ્યા હતા. તેણે તલાક આપી દીધી અને ઈદ્દત પણ પસાર થઈ ગઈ (પેલા માણસે તલાકે રજઈ આપી હતી. જેને લઈ ઈદ્દતની મુદત દરમ્યાન તેના માટે રૂજુઅ કરી પોતાની અવરતને પોતાના નિકાહમાં ચાલુ રાખવું દુરૂસ્ત હતું તે છતાં તેણે એવું કર્યું નહિં ત્યાં સુધી કે ઈદ્દત પસાર થઈ ગઈ.) ત્યાર પછી તે માણસ પોતાના કૃત્ય ઉપર પસ્તાયો. અને ઈરાદો કર્યો કે ફરી નિકાહ કરી લીયે. તેની પત્ની કિંવા હઝ. મઅકિલ ઈબ્ને યસાર (રદી.)ની બહેન પણ તે માટે તૈયાર થઈ ગઈ. પરંતુ જયારે તે માણસે હઝ. મઅકિલ (રદી.) થી એ બાબત કહયું તો

તેઓને તેના તલાક દેવાના લઈ ગુસ્સો હતો. તેથી તેવણે જવાબ આપ્યો કે મેં તારૂં સન્માન કર્યું. મારી બહેન તારા નિકાહમાં આપી. તેં એની એ કદર કરી કે તેણીને તલાક આપી દીધી. હવે ફરી તુ મારી પાસે આવ્યો છે કે ફરીવાર તારા નિકાહમાં આપું, ખુદાની કસમ હવે તેણી તારા નિકાહમાં ફરીવાર નહિં આવશે. આ ઉપર કુર્આને પાકની આયત ઉતરી....

(فَلَا تَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ اَزْوَاجَهُنَّ اِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ)

(અર્થાત :– તલાક થયેલ અવરતોને એ વાતથી ન રોકો કે તેણીઓ પોતે નક્કી કરેલ પતિઓ સાથે નિકાહ કરે. (ચાહે તે પહેલાવાળા હોય જેઓએ તલાક આપી હતી. અથવા અન્ય) અલબત્ત એ જરૂરી છે કે તે બન્નેવ શરઈ ધારા–ધોરણ મુજબ રાજી થયા હોય) આ આયત ઉતરવા ઉપર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝ. મઅકિલ ઈબ્ને યસાર (રદી.) ને સંભળાવી. આ સાંભળતાંજ તેવણનો ગુસ્સો ઠંડો થઈ ગયો અને પોતે જઈને તે માણસ સાથે પોતાની બહેનના નિકાહ ફરી કરાવી આપ્યા અને કસમ નો કફ્ફારો પણ અદા કર્યો. (મઆરિફુલ કુર્આન ૧/૫૭૫).

આ આયતની તફસીર કરતાં હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) લખે છે કે આ આયતમાં તે અન્યાય અને અત્યાચાર ના ઉપર રોક લગાવવામાં આવી છે. જે મોટે ભાગે તલાક થયેલ અવરતો સાથે કરવામાં આવે છે. કે તેણીઓને ફરી નિકાહ કરવાથી રોકવામાં આવે છે. પહેલો પતિ પણ આમ તૌર પર પોતાની તલાક આપેલ પત્નીને બીજા આદમીના નિકાહમાં જવાથી રોકે છે. અને આ વાતને પોતાની ઈજજતના વિરૂધ્ધ સમજે છે. અને કેટલાક કુટુંબોમાં છોકરીના વાલીઓ (અને કુટુંબીઓ) પણ તેણીને બીજા નિકાહથી રોકે છે. અને એમાંથી કેટલાક એ લાલચમાં રોકે છે કે બીજા નિકાહ પર અમે કોઈક રકમ મેળવી લીયે. કેટલીક વાર તલાક થયેલ અવરત પોતાના આગલા પતિથી ફરીવાર નિકાહ પઢવા રાજી થઈ જાય છે. પરંતુ અવરતના વાલીઓ અને કુટુંબીઓને તલાક દેવાને લઈ પેલાથી એક પ્રકારની દુશ્મનાવટ થઈ જાય છે. અને તેઓ હવે બન્નેવના રાજી હોવા છતાં તેઓને

નિકાહ કરવાથી રોકે છે. આ એક અન્યાય અને અત્યાચાર હતો. જેને આયત વડે ખતમ કરવામાં આવ્યો. [મઆરિફુલ કુર્આન ૧/૫૭૪, ૫૭૫]

માટે પેલા બન્નેવ ભાઈઓને જોઈએ કે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સહાબી હઝ. મઅકિલ ઈબ્ને યસાર (રદી.) નું અનુકરણ કરી પોતાનો ગુસ્સો ખતમ કરે અને બહેન સાથે તેમજ બીજા ભાઈઓ જેઓએ આ નિકાહ કરાવડાવ્યા તેઓ સાથે બોલચાલનો વ્યવહાર શરૂ કરી આપે. અલ્લાહ તઆલાના આદેશનું પાલન એ જ છે.

હવે રહયું તે બન્નેવ ભાઈઓનું એમ કહેવું કે અમે બહેનના ઈલાજ પાછળ જે ખર્ચ કર્યો હતો. પહેલા તે ખર્ચ અમને આપો. તો તેઓએ સમજવું જોઈએ કે જયારે તેઓએ બહેનની બિમારીમાં તેના માટે એ ખર્ચ કર્યો ત્યારે તેઓએ તેણી પાસેથી ખર્ચ કરવામાં આવતી રકમ વસુલવાની શર્ત કરી ન હતી. જેનો મતલબ એ થયો કે આ કામ તેઓએ એહસાન અને સદ્‌વર્તન રૂપે કર્યું હતું અને જે કામ એ રીતે કરવામાં આવ્યું હોય પાછળથી એ ખર્ચ વસુલ કરવું જાઈઝ અને દુરૂસ્ત નથી. માટે તેઓને જોઈએ કે બહેનની સોનાની ચેન ની રકમ રૂા. ૭૦૦૦/- તેઓ પાસે જમા છે. તે તુરત જ બહેન ને પરત કરી આપે.

બહર હાલ આવી બાબતોને મન પર લઈ આપસના સંબંધો તોડવા અને ભાઈ-બહેનો તેમજ સગાવહાલાઓ સાથે બુરૂંવર્તન કરવું શરઈરૂએ સખ્ત ગુનાહિત કૃત્ય છે. કુર્આન અને હદીસમાં તેના ઉપર ઘણીજ વઈદો (ધમકીઓ) આવી છે, માટે એ બધું ભુલીને આપસના સંબંધો સુધારી લેવા જરૂરી છે. હદીસે પાકમાં છે કે નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે કોઈ મુસ્લીમ માટે જાઈઝ નથી કે પોતાના મુસ્લીમભાઈથી ત્રણ દિવસથી વધુ સંબંધ કાપેલો રાખે. જે આદમી ત્રણ દિવસથી વધુ સંબંધ કાપશે અને તે હાલતમાં તેનું મરણ થશે તો જહન્નમમાં જશે. (મિશ્કાત પેજ-૪૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. શોહર વિદેશમાં હોય તો બીવીને ભરણ-પોષણનો ખર્ચ મોકલવા બાબત.

**સવાલ** :- મારા શોહર બે વરસથી આફ્રિકા ગયા છે. એક વરસ રૂપિયા મોકલ્યા અને જેને મેં કર્ઝ હતા, તે એમના ભાઈને અને બીજાઓને આપી દીધા. એમની બહેનોના કહેવાથી મારા પર ત્રણ મહિનાથી ફોન પણ કરતા નથી. એક વરસથી રૂપિયા પણ મોકલતા નથી.

તો તે શોહરને શું હુકમ લાગે ? એમના માં-બાપ મને જરા પણ જોવા નથી માંગતા. હું મારા પીયરમાં છું. પહેલાં બે વરસ અલગ જ રહેતા હતા. હવે મારા શોહર જે આલિમ છે, તે મને પોતાના ઘરે જવાનું કહે છે. એમના માં-બાપ, બહેનો મારાથી બહુ જ નફરત કરે છે. બહેનોની ચઢાવણીથી રૂપિયા માં-બાપને અને બહેનોને મોકલે છે. જે શાદીશુદા છે. એમના માં-બાપને પેન્શન મળે છે. ગડત આવે છે. બીજા ત્રણ ભાઈઓ વરસે એક લાખ જેટલા મોકલે છે. આ દિકરાને એમની કોઈ જ લાગણી નથી. બસ ફકત રૂપિયા જ માંગે છે ને બે ભાઈઓ લંડનમાં છે એક ભાઈ આફ્રિકામાં છે. એમનું તો અહિંયા પણ કશું જ નથી. બધું બહેનોના હાથમાં છે તો તે માં-બાપને શું કહેવું ? તે બહેનો ભાઈનો જ રૂપિયો ખાય છે. મારા શોહર આલિમ છે. તો બહેનો એમની ભોળપણ કે કમઅક્કલનો ફાયદો ઉઠાવી દબાણથી રૂપિયા ખાયા કરે છે તો વિગત વાર જવાબ આપશો.

**જવાબ** :- આપના શોહર આપને એહિં દેશમાં છોડી વિદેશમાં કમાવવા માટે ગયા છે, તેઓ ઉપર આપના ભરણ-પોષણનો પુરો ખર્ચ શરઈ ધારા-ધોરણ મુજબ વાજિબ છે. અને તેની અદાયગી તેઓ ઉપર પ્રતિ માસ ઝરૂરી છે, તેઓનું એમની બહેનોના કહેવાથી આપના ભરણ-પોષણની રકમ ન મોકલવું શરઈ રૂએ ગુનાહિત અને વખોડવા પાત્ર છે.

તેઓ ત્યાંથી આપને પોતાના (કિંવા એમના માં-બાપના) ઘરે જવાનું કહે છે, તો અગર ત્યાં તમારા રહેવા માટે શરઈ ધારા-ધોરણ મુજબની અલગ વ્યવસ્થા તેઓએ કરી હોય તો આપે ત્યાં જઈને રહેવું જોઈએ, અને જો એ મુજબની કોઈ વ્યવસ્થા તેઓએ કરી નથી અને તેઓના માં-બાપ તેમજ તેમની બહેનો જે ત્યાં રહે છે, તમારા સાથે નફરત ભર્યું વર્તન રાખે છે, તો એ સુરતમાં આપના માટે ત્યાં જવું શરઈ રૂએ ઝરૂરી નથી, જયાં સુધી

શરઈ ધારા–ધોરણ મુજબની અલગ વ્યવસ્થા ન થાય, ત્યાં સુધી તમો પોતાના પિયરમાં રહી શકો છો અને એ દરમિયાન તમારા ભરણ–પોષણનો ખર્ચ પણ શોહરે આપવું ઝરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ગુજરેલ મુદ્દતની ખાધા ખોરાકી પતિ ઉપર વાજિબ નથી.

**સવાલ :–** મારી પત્નિ મારા પરદેશ હોવાના કારણે તેની તથા તેના માં–બાપની અને મારા માં–બાપની સ્વેચ્છા એ તેના પિયર રહી હવે તે છુટાછેડા માંગે છે તો શું તે છૂટા થતી વખતે છૂટા થતાં પહેલાંની ખોરાકી દવા કે બીજા ખર્ચ માંગી શકે છે ? ઈદદતનો ખર્ચ માંગી શકે છે ? તેનું માર્ગદર્શન આપશો. આ સમય દરમ્યાન હમલ દૂર કરાવ્યુ છે.

**જવાબ :–** જે મુદત ગુજરી ગઈ તેની ખાધા–ખોરાકી વાજિબ રહેતી નથી. દવાનો ખર્ચ પણ ધણીના ઝિમ્મે નથી. ઈદ્દતનો ખર્ચ અગર ખુલઅમાં માફ નહિં કર્યો હોય તો આપવો પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. અવરતના ભરણ પોષણ દવા ઈલાજનો ઝિમ્મેદાર કોણ ?

**સવાલ :–** અવરતના ભરણ પોષણ ની ઝિમ્મેદારી કોની હોય છે? તે બિમાર પડે તો દવાનો ખર્ચ કોણ કરે? અવરત પાસે પોતાના વાપરવાના પૈસા હોય પોકેટ ખર્ચ સારો હોય, તો બિમારીનો ખર્ચ કોણ ઉઠાવે? પોતે થોડું બહારનું કામ કરી પોતેજ કરે, કે પછી પોતાનો શોહર કરે? કે અવરતનાં બાપ કરે ?

**જવાબ :–** અવરતના ભરણ–પોષણની જવાબદારી તેણીના શવહર ઉપર હોય છે. અલબત્ત દવા–ઈલાજનો ખર્ચ શવહરના ઝિમ્મે નથી, કારણ કે દવા–ઈલાજ કરાવવાનું શરઈ રૂએ વાજીબ અને જરૂરી નથી. તો જે વસ્તુ વાજીબ અને જરૂરી ન હોય તેનો ખર્ચ બીજાના ઝિમ્મે કેમ કરી લાગુ કરી શકાય ? તે છતાં અગર શવહર આ ખર્ચ આપે તો તે તેનો એહસાન ગણાશે

અને જો તે આ ખર્ચ ન આપે તો અવરતે પોતાના પાસેથી ખર્ચ કરવો પડશે, અને જો તેણી પાસે માલ ન હોય અને તે દવા–ઈલાજ કરાવવા ઈચ્છતી હોય તો ઝકાત તેમજ સદકો લઈ દવા–ઈલાજ કરાવી શકે છે. (મસાઈલે બહેશ્તી ઝેવર ૧/૪૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૬) નઝર (મન્નત)

## ૧. ખાવું ખવડાવવાની મન્નતમાં પૈસા પણ આપી શકાય.

**સવાલ** :–એક માણસે નિય્યત કરી હતી કે મારો ભાઈ ઈંગ્લેન્ડ જાય અને વીઝા મળી જાય તો રૂપિયા ૧૦૦૦/–નુ ખાવાનું ગરીબોને ખવડાવીશ. તો હવે ખાવાના બદલામાં ગરીબોને પૈસાજ વહેંચી આપે તો ચાલે કે પછી ખવડાવવુંજ પડશે. ?

**જવાબ** :– પૈસા વહેંચી દેશો તો પણ નઝર (મન્નત) અદા થઈ જશે. (શામી ૨/૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૭) કસમ

## ૧. વિદેશ બોલાવવા માટે ખોટું ડેકલેરેશન મોકલનાર, અને આવા કામમાં ભાગ લેનાર માટે શરઈ હુકમ.

**સવાલ** :–૧૯૬૭ માં મારા મોટાભાઈ ના છોકરાને મેં છોકરા તરીકે યુ. કે. બોલાવ્યો, ઘરમાં રાખ્યો ભણાવ્યો, અમારી ઔલાદની માફક જી. સી. સુધી ભણાવ્યો, અમારી ઔલાદની જેમ પાલવ્યો, જવાન થયો. કામ કરવાને લાયક થયો. બીજા અમારા ભાઈ લંડનમાંજ રહેતા હતા તેની છોકરી સાથે નિકાહ કરાવ્યા. આ બધું કરવા છતાં ભત્રીજો સંબંધ રાખવા માગતો નથી. હવે મેં જે છોકરા તરીકે બોલાવ્યો, જુઠું ડેકલેરેશન મોકલ્યું, જુઠું સોગંદનામું

કર્યુ. એનો કફફારો, ફીદયો એની પાસેથી લઈ શકાય, કે નહીં? લઈ શકાય તો કેટલો લેવાય? તે જણાવશો, ગરીબ તલ્બા-મિસ્કીન લોકોને આપવાથી અલ્લાહ તઆલા આ ગુનોહ માફ કરે. તો આનો ખુલાસો જણાવશો.

બન્નેવ પાર્ટીનો ગુનો છે. આવનાર અને બોલાવનાર. બોલાવનાર સંબંધોમાં ગુંચવાઈ જઈ અમ્મા સા. ના કાગળથી મજબુર થઈ ગયો.

**જવાબ :-** કોઈ માણસ ભુતકાળમાં બનેલ કોઈ બનાવ ઉપર જાણી જોઈને જુઠી કસમ ખાય તેને શરીઅતની પરિભાષામાં યમીને ગમૂસ કહેવામાં આવે છે. આ જુઠી કસમ મહાન ગુનાહે કબીરહ અને દુન્યા તેમજ આખિરતમાં વબાલનુ કારણ છે. પરંતુ તેના ઉપર કોઈ કફફારો વાજીબ થતો નથી. તવબહ તેમજ ઈસ્તિગફાર જરૂરી છે. અને એટલાજ માટે તેને શરીઅતની પરિભાષામાં યમીને ગમૂસ કહેવામાં આવે છે. કારણ કે ગમૂસ નો અર્થ ડુબાડનાર થાય છે. આ કસમ માણસને ગુનાહ તેમજ વબાલમાં ડુબાડી દીયે છે. (મઆરિફુલ કુર્આન ૩/૨૨૨ ઉપરથી) મિશ્કાત શરીફમાં બુખારી અને મુસ્લિમના હવાલાથી એક રિવાયત નકલ કરવામાં આવી છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે કબીરહ ગુનાહો અલ્લાહ તઆલા સાથે શિર્ક કરવું અને માં-બાપની નાફરમાની કરવી તેમની સાથેનો સંબંધ તોડી દેવું અને કોઈને નાહક કતલ કરવું અને યમીને ગમૂસ છે. (મિશ્કાત પેજ-૧૭)

આપે પોતાના ભાઈના છોકરા (કિંવા ભત્રીજા) ને જુઠું ડેકલેરેશન અને જુઠું સોગંદનામું કરી દિકરા તરીકે બોલાવ્યો. આપની એ કસમ શરઈરૂએ યમીને ગમૂસ છે. જે સખ્ત ગુનાહિત કૃત્ય કિંવા ગુનાહે કબીરહ છે. વળી આપના ડેકલેરેશન ની રૂએ ત્યારથી લઈ આજ સુધી એ છોકરાના બાપ તરીકે સરકારી ચોપડાઓમાં આપનુંજ નામ ચાલી રહયું હશે. એ કૃત્ય પણ સખ્ત ગુનાહિત હોવાને લઈ હદીસે પાકમાં એના ઉપર વઈદો આવી છે. બુખારી શરીફમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ નકલ કરવામાં આવ્યો છે કે જે માણસ પોતાના હકીકી બાપના સિવાય અન્ય સાથે પોતાને જોડે (કિંવા તેને પોતાનો બાપ બતલાવે) હાલાં કે

તે જાણે છે કે વાસ્તવમાં તે અન્ય વ્યકિત તેનો બાપ નથી, તો એવા માણસ ઉપર જન્નત હરામ છે. (બુખારી શરીફ ૨/૧૦૦૧) જેથી આપનો તે ભત્રીજો પણ સખ્ત ગુનેહગાર અને કબીરહ ગુનાહમાં સપડાયેલો છે. વળી આવું ખોટું કામ કરવા માટે જેઓએ આપના ઉપર દબાણ કર્યું (કિંવા મોટા ભાઈ તેમજ અમ્મા સાહેબહ) તેઓ પણ ગુનેહગાર છે. માટે દરેકે પોતાના ગુનાહથી સાચી પાકી તવબહ તેમજ ઈસ્તિગફાર કરવું જરૂરી છે. આપ પોતે પોતાના એ ગુનાહિત કૃત્યથી તવબહ અને ઈસ્તિગફાર કરવાની સાથે જે અન્ય વ્યકિતઓ આ કિસ્સામાં ભાગીદાર રહી તેઓને પણ જાણ કરી તવબહ અને ઈસ્તિગફારની તાકીદ કરો. એટલું યાદ રહે કે કોઈ પણ ગુનાહિત કૃત્ય જેમાં અલ્લાહ તઆલાની નાફરમાની થતી હોય તેમાં કોઈના પણ ચાહે તે માં-બાપ કેમ ન હોય દબાણથી વશ થઈ તેને કરવું જાઈઝ નથી. એના જે પરિણામો આપ જોઈ રહયા છો તે પણ દર હકીકત અલ્લાહ તઆલાની નાફરમાનીનું પરિણામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૮) ચોરી

### ૧. મીટર બંધ કરવાનો ગુનોહ વાયરમેનના શીરે કે બંધ કરાવનારના શીરે ?

**સવાલ** :- હમારા ગામમાં એક મુસલમાન વાયરમેન છે અને તે વાયરીંગનું કામ કરે છે. પરંતુ તેને લોકો એમ કહે છે કે, મારૂં મિટર બંધ કરી આપ, પણ તે કામ તે વાયરમેન કરે છે અને કરવા પહેલાં એમ કહે છે કે ગુનો તમારા માથે રહેશે. (જે મુસલમાન મિટર બંધ કરાવે છે તેના શિરે) તો ગુનો કોનો ગણાશે? મિટર બંધ કરાવનારનો? વિગતવાર જવાબ આપવા મહેરબાની કરશો. અને જો વાયરમેન તે મિટર બંધ કરાવવાનું કામ બીજાને બતલાવે તો તેનો ગુનો કોના શીરે ? બતાવનારને કે બંધ કરાવનારને ?

**જવાબ** :- લોકો તે વાયરમેન પાસે જે મીટર બંધ કરાવે છે તેનો

આશય વીજળીની ચોરી કરવાનો હોય તો જાહેર છે કે તેઓનું આ કૃત્ય ગુનાહિત છે કે વીજળી ખાતાની વીજળી વાપરી તેની કિંમત અદા ન કરવી, અને વીજળી ખાતાવાળાઓને એ રીતે ધોકો આપવો એમાં ચોરીની સાથે ધોકાબાજી પણ છે અને એનું ગુનાહિત કૃત્ય હોવું જગ–જાહેર છે. હવે જે લોકો આ કૃત્ય કરાવે છે તેઓ તો ગુનેહગાર છે જ અને વાયરમેન તેઓના આ ગુનાહિત કામમાં સહાય કરી તેમના ગુનાહમાં ભાગીદાર બને છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે અર્થાત "ગુનાહ અને ના–ફરમાની (ના કાર્યો)માં સહાયરૂપ ન બનો" જેથી પુછેલી સુરતમાં બન્ને ગુનેહગાર ઠરશે. કરાવનારને ચોરી અને ધોકાબાજીનો ગુનોહ થશે અને વાયરમેનને તેમાં સહાયરૂપ થવાનો થશે. "ગુનાહ તમારા શીરે રહેશે" એવું કહેવાથી વાયરમેન ગુનાહથી મુકત થઈ જતો નથી. દરેકને પોત–પોતાનો ગુનોહ લાગુ પડે છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે અર્થાત "કોઈ એક વ્યકિત બીજાના ગુનાહનો ભાર ઉઠાવી શકતી નથી."

જો વાયરમેન મિટર બંધ કરવાનું કામ બીજાને શીખવાડતો હોય તો અગર એનો આશય વીજળી–કામનો હુનર બીજાને શીખવાડવાનો છે અને તેના એક ભાગરૂપે આ કામ પણ તેને શીખવાડે છે તો વાયરમેન ગુનેહગાર ઠરશે નહિં અને જો વાયરમેન વીજળી ચોરી કરવાની તરકીબરૂપે શીખવાડતો હોય તો ગુનેહગાર ઠરશે. એ સુરતમાં મિટર બંધ કરવાનો અસલ ગુનેહગાર બંધ કરનારજ ઠરશે. અલબત્ત વાયરમેનને પોતાના કૃત્યનો ગુનાહ લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૯) લુકતહ
# કિંવા જડેલી વસ્તુ

**૧. રીપેરીંગ માટે આપેલ વસ્તુઓ ગ્રાહકો લેવા ન આવે તો રીપેર કરનાર શું કરે ?**

**સવાલ :-** અમારી દુકાન નડીયાદમાં છે. જેમાં થર્મોસ, ઈલે. ટોર્ચ, ઈસ્ત્રી, થર્મોસ બેગ, સ્ટવ, વિગેરે વસ્તુઓ (નવી) વેચાણ થાય છે. સાથે સાથે ગ્રાહકોની એવીજ વસ્તુઓનું રીપેરીંગ કામ પણ થાય છે. ઘણા ગ્રાહકો અમારી પાસે રીપેરીંગ કરાવવા આવે છે. જેમાં ઘણા ખરા ગ્રાહકો પોતાની વસ્તુઓ રીપેરીંગ કરાવ્યા પછી પાછી લઈ જાય છે. જયારે કેટલાક ગ્રાહકો એવા છે કે જેઓએ પોતાની વસ્તુઓ રીપેરીંગમાં આપ્યા પછી ઘણા મહીનાઓ અને વર્ષો સુધી પરત લઈ ગયા નથી. આમ જે ગ્રાહકો પોતાની વસ્તુઓ ખાસ કરીને બેટરી (ટોર્ચ) વગેરે રીપેરીંગ કરાવ્યા પછી પરત લઈ ગયા નથી.. એવી વસ્તુઓ અમારે ત્યાં ઢગલા બંધ થઈ ગઈ છે. અમો એવા ગ્રાહકોના ફકત નામ લખીએ છીએ. જયારે એમના સરનામા લખતા નથી. કે અમો એમને એમના સરનામે આવી વસ્તુઓ પરત લઈ જવા જાણ કરી શકીએ. અથવા પહોંચાડી શકીએ. હવે આવી વસ્તુઓમાં અમારી મહેનતની સાથે સાથ એ વસ્તુઓના નવા સ્પેરપાર્ટ પણ અમોએ જે તે વખતે નાખેલ છે. અને આવી રીતે અમારૂં મૂડી રોકાણ પણ અમોએ કરેલ છે. આવી વસ્તુઓ ઢગલાબંધ હોવાથી અમારી દુકાનમાં રાખવાની જગ્યા પણ ન હોવાથી અમો આવી ટોર્ચ વગેરે વસ્તુઓ અમારા ઘરે લઈ ગયા છે. અને એક રૂમમાં રાખેલ છે. જેથી અમો રૂમનો બીજા કોઈ કામમાં વપરાશ પણ કરી શકતા નથી. હવે આવી વસ્તુઓનું અમારે શું કરવું. ?અમોએ કરેલ મહેનત નું શું ? તથા રોકેલ મૂડી રોકાણ નું શું. ?

**જવાબ :-** આપ સૌ પ્રથમ ત્યાંના સ્થાનીક પેપરમાં જે તમારા વિસ્તારમાં વંચાતુ હોય એક જાહેરાત આ મુજબ ની આપી દયો કે જે લોકોએ અમારે ત્યાં ,પોતાની વસ્તુઓ થર્મોસ, ઈલેકટ્રીક ટોર્ચ, સ્ટવ, ઈસ્ત્રી બેગ વિ. રીપેર કરવા આપી છે અને આટલો સમય પસાર થયા પછી પણ હજુ સુધી લઈ ગયા નથી તેમને આ જાહેરાત વડે જાણ કરવામાં આવે છે કે તેઓ જાહેરાતના દિવસ ૩૦માં પોતાની વસ્તુઓ લઈ જાય. જો તેઓ નહિં લઈ જાય તો અમો તે વસ્તુ વેચી દઈશું. ત્યાર પછી પણ કોઈ લેવા ન આવે તો આપ તે વસ્તુઓ વેચી દઈ એની જે કિંમત આવે તેમાંથી તમારી મહેનત

અને સ્પેર પાર્ટસ વિ. ની કિંમત કાઢી લઈ બાકીની રકમ નો ગરીબોમાં સદકો કરી દિયો.(શામી ૩/૩૫૩) અલબત્ત ત્યાર પછી જો માલીક આવી પોતાની વસ્તુની માંગણી કરે તો આપ તેને બતાવી દિયો કે અમે આટલા સમય સુધી તમારી રાહ જોઈ અને આપ ન આવ્યા તો પેપરમાં આ મુજબની જાહેરાત આપ્યા પછી તે વસ્તુ વેચી દઈ તેની કિંમતમાંથી અમારૂ મહેનતાણું વિ. વસૂલી લઈ બાકી રકમનો તમારા તરફથી સદકો કરી આપ્યો છે. જો તે વ્યકિત એને મંજુર રાખે તો ઠીક અને જો તે એને માન્ય નહિ રાખે તો જેટલી રકમનો સદકો કર્યો છે તેટલી આપ એને ચુકવી આપો અને તે સુરતમાં પેલી રકમનો બધો સવાબ આપને મળશે. આપની દુકાનમાં કામ કરતા કારીગરોમાં કોઈ ગરીબ હોય તો વધારાની રકમ તેને પણ સદકા રૂપે આપી શકો છો. [શામી]

એક વાત યાદ રહે કે પેપરમાં આપવામાં આવેલી જાહેરાતનો ખર્ચ આપે પોતેજ ઉપાડવાનો છે. અને ભવિષ્યમાં આપ માત્ર નામ લખવાને બદલે પુરૂ સરનામું લખવાનો પ્રબંધ કરો જેથી માલીક સુધી તેની વસ્તુ પહોંચાડવાની ફરજ સારી રીતે અદા થઈ શકે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૦) વકફ

### ૧. મસ્જિદ બનાવવાના ઈરાદે ખરીદેલ જમીનમાં ફેરબદલ કરવું.

**સવાલ :–** અમારે ત્યાં ભકિતનગરમાં આજે લગભગ બે વરસ થયા, મસ્જિદ બનાવવાના ઈરાદે એક જમીન વેચાણ લીધી છે. પણ અત્યાર સુધી તે જમીન પર કોઈ જાતનું બાંધકામ થયું નથી. હવે હાલમાં અમારો વિચાર તે જગ્યા પર મસ્જિદ બનાવવાનો નથી. તેના બદલામાં અમારા ત્યાં મદ્રેસાના બાજુમાં એક જગ્યા છે, તે જગ્યા પર મસ્જિદ બનાવવાનો અમારો વિચાર

છે, કે જેથી મસ્જિદ અને મદ્રેસો સાથે રહે અને મદ્રેસાના બાજુમાં જે જગ્યા છે, એ જગ્યા મસ્જિદ કે મદ્રેસાની નથી, બલ્કે વેચાણ લેવાનો ઈરાદો છે. તો શું આવી રીતે ફેરબદલી થઈ શકે ? એક જગ્યા મસ્જિદ બનાવવાના ઈરાદે લીધી હોય, તે છોડીને બીજી જગ્યા પર મસ્જિદ બનાવી શકાય અથવા નહિં ?

**જવાબ :-** લોકો પાસેથી મસ્જિદ માટે જમીન ખરીદવાના નામે ફંડ-ફાળો ઉઘરાવી સદરહુ જમીન ખરીદ કરી છે તો હવે એને છોડી કે ફેરબદલી કરી શકાય નહિં. અને જો કોઈ વ્યકિત પોતાના પૈસાથી એ જમીન ખરીદ કરી હતી અને ખરીદ કરતી વેળા મસ્જિદ બનાવવાની નિય્યત કરી હતી, પરંતુ આજ સુધી સોંપણી કરી નથી, બલ્કે પોતાની પાસે જ રાખી મૂકી અને બદલે બીજી જમીન આપવા માંગે તો આપી શકે છે. [શામી-૩/૪૦૫] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. કર્ઝની ભરપાઈ માટે વકફ જમીન વેચી શકાય નહિં.

**સવાલ :-** એક જમીન છે તેના ઉપર ઉસ્તાદોના માટે મસ્જિદના ઘર બનાવવામાં આવ્યા છે. હવે એમાં ઘર બંધાય ગયા છે,પરંતુ બહારથી (પરદેશથી) જે રકમ પુરેપુરી આવવાની હતી, તે પૂરી રકમ આવી નથી. પરંતુ ત્યાથી અર્ધી રકમ આવી છે. બાકીની રકમના માટે કર્ઝ બોલાય છે. તે એ રકમ ચુકવવા માટે જમાતની જમીન છે તો તે જમીનને વેચાણ કરી, આ ઉપરની બાકી રકમની ભરપાઈ કરી શકાય કે નહિં ? તે ખુલાસાવાર જણાવવા મહેરબાની કરશો.

**જવાબ :-** જમાતની જે જમીન છે તે આપણા ત્યાંના રિવાજ મુજબ વકફ જ હશે અને વકફ જમીનનું વેચાણ શરઈ રૂએ જાઈઝ અને દુરૂસ્ત નથી. જેથી આપ તે જમીન વેચી સવાલમાં દર્શાવેલ કર્ઝ ભરપાઈ કરી શકતા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. વકફ મિલ્કત ઉપર ભાડૂતો જબરદસ્તી કબ્જો જમાવે તો ટ્રસ્ટી શું કરે ? વકફ બાબત ઉદ્દેશો-મસાઈલ.

**સવાલ** :– ઉપરોકત ટ્રસ્ટની મિલ્કત બાબતની વિગત આપું છું અને તેમાંથી થતા સવાલોમાં શરીઅતનો શું હુકમ લાગુ પડે છે? વિગતે જણાવવા વિનંતી છે.

ઉપરોકત ટ્રસ્ટની મિલ્કત આશરે ૯૦ થી ૧૦૦ વરસ જુની મસ્જિદ અને તેની સાથેનો ભાગ ૪૫ × ૭૫ છે. હાલમાં તેના આગળના ભાગમાં ત્રણ દુકાનો આવેલ છે. અને આ ભાડૂઆતો આશરે ૪૦ વરસ જુના છે. ભાડૂઆતો જાહેર રીતે દીનદાર છે. હવે થોડા વખત પહેલાં સદર ભાડૂઆતો પાછળનો ભાગ બેસી ગયો છે, જેની મરમ્મત ખર્ચ કરીબ એક લાખ થાય એમ છે. આ પાછળના ભાગમાં ઉપર મસ્જિદના કામે આવે છે. નીચે ગોડાઉન છે. જે ભાડૂઆતના કબજામાં છે. જે બિનઉપયોગી છે. ટ્રસ્ટીઓ સદર મિલ્કત સંપૂર્ણ ઉતારી નવો પ્લાન બનાવી મિલ્કત ફરી મરામત કરવા માંગે છે અને તે બાબત ભાડૂઆતને જે હાલ વપરાશમાં તેમના કબ્જામાં છે, તેટલા ચો. ફૂટ કોઈ પણ જાતના બાંધકામ ખર્ચ લીધા વગર તેમજ ભાડૂતના ભાડામાં કોઈપણ જાતનો વધારો કર્યા વગર બાંધકામ બાદ તેમને મળશે. ભાડૂઆત નંબર–૨ જેના કબ્જામાં ગોડાઉન છે. જેની લંબાઈ પહોળાઈ ૪૫×૨૪ છે. જે બિનઉપયોગી છે. જે ટ્રસ્ટ પોતાના કબ્જામાં લઈ લેશે. આ રીતે સદર જગ્યામાં બેજમેન્ટ (ઉપર) + ગ્રાઉન્ડ ફલોર (નીચે) પર દુકાન થાય, તેમજ દુકાનના પાછળના ભાગે નમાઝીઓ તથા જમાઅતને (તબ્લીગી) વધુ સહુલત થાય, તેમજ આ મિલ્કતમાંથી મસ્જિદની આવક પણ થાય એમ છે. સદર મિલ્કતનો બચેલો ભાગ પણ લાંબો સમય ટકે એમ નથી અને ખુદા નાખ્વાસ્તા એ મિલ્કત પડી જાય તો જાનહાની થાય એમ છે. તેમજ દુન્યવી કાયદા મુજબ ટ્રસ્ટીઓ જવાબદાર રહે છે. આવા સંજોગોમાં શરીઅત શું હુકમ કરે છે ?

(૧) ભાડૂઆતનો જબરદસ્તીથી કબ્જો જમાવવો અને ખ્યાનત કરવી.

(૨) લિલ્લાહ (વકફ) મિલ્કતનો આ રીતે ગેરફાયદો ઉઠાવી ટ્રસ્ટને વિમાસણમાં નાંખવા.

(૩) ટ્રસ્ટીઓ કાનૂની રીતે પગલાં ભરવા જાય તો ફિતનો અને દુશ્મની પેદા થાય છે તો ટ્રસ્ટીઓએ શું કરવું ?

(૪) નાજાઈઝ કબજો જમાવનારા સામે પગલાં ભરવાથી ટ્રસ્ટીઓને અંગત અદાવત થાય એ઼મ છે. તો શું ટ્રસ્ટીઓએ રાજીનામા આપી દેવા જોઈએ ? ઉપરોકત બાબત સવિસ્તાર જવાબ આપવા નમ્ર ગુઝારિશ છે.

**જવાબ :–** ઈસ્લામી ફિકહમાં વકફના મસાઈલ માટે આગવો વિભાગ રાખી અલગ પ્રકરણમાં તેના ઉપર વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે. વકફ મિલ્કતોને લગતા શરીઅતે જે આદેશો આપ્યા છે, તેનો મુખ્ય ઉદ્દેશ અને ધ્યેય એ છે કે વકફ મિલ્કતને કોઈપણ જાતની હાનિ પહોંચ્યા વગર જે મકસદ ખાતર એ મિલ્કત વકફ કરવામાં આવી છે. તેમાં એનો વધુમાં વધુ અને સારી રીતે ઉપયોગ થાય. સાથે જ તે મિલ્કત વધુમાં વધુ સચવાયેલી અને જળવાયેલી રહે, દાખલા રૂપે કેટલાક મસાઈલ રજુ કરૂં છું.

(૧) વકફની મિલ્કતને એક સાથે લાંબા ગાળા માટે ભાડે આપવાની મનાઈ છે. અગર મકાન–દુકાન હોય તો એક વરસની મુદત માટે અને ખેડાણ જમીન હોય તો ત્રણ વરસની મુદ્દત માટે એક સામટી ભાડે આપી શકાય છે. એથી વધુ મુદત માટે નહિં. અને જો એથી વધુ મુદત માટે ભાડે આપવું જ હિતાવહ લાગતું હોય તો એના માટે ઈસ્લામી કાજીની સંમતિ લઈ આપી શકાય છે. [જુઓ દુર્રે મુખ્તાર, શામી–૩/૪૩૫] આ આદેશનું કારણ એ જ છે કે લાંબા ગાળા માટે એક સામટું ભાડે આપવાની સુરતમાં ભાડૂઆતો તરફથી ભય રહે છે કે તેઓ જ એના ઉપર કબ્જો જમાવી માલિક ન બની બેસે.

(૨) ટ્રસ્ટીઓ માટે જરૂરી છે કે વકફની મિલ્કતને બજાર ભાવ મુજબ ભાડે (કિંવા એવી મિલ્કતનું હાલના ધોરણે જે ભાડું બજારમાં ચાલતું હોય તે મુજબ જ ભાડું નક્કી કરી ભાડે) આપે. તેનાથી ઓછા ભાડેથી ભાડે આપવું જાઈઝ નથી. ત્યાં સુધી કે જે વ્યકિત ભાડે આપી રહી હોય તે વ્યકિત જ ભાડાથી ફાયદો ઉઠાવનાર કેમ ન હોય ? દા.ત. કોઈ માણસે પોતાનું મકાન વકફ કર્યું અને તેની આવક પોતાની અવલાદ માટે વકફ કરી અને તેની અવલાદમાં એક જ વ્યકિત રહી ગઈ છે અને તે જ ટ્રસ્ટની ફરજ બજાવે છે. હવે એ ટ્રસ્ટી પોતે જ તે મકાનના ભાડાનો હકદાર છે. અને એણે જ એ

ભાડાથી ફાયદો ઉઠાવવાનો છે તે છતાં એના માટે જાઈઝ નથી કે તે વકફ મકાનને બજારમાં ચાલતા ભાડાથી ઓછા ભાડે આપે કારણ કે ચાહે અત્યારે તો એ ભાડાથી ફાયદો એ જ ઉઠાવે છે. પણ આ રીતથી આગળ જતાં વકફ-મિલ્કતને નુકસાન છે. [જુઓ દુર્રે મુખ્તાર, શામી-૩/૪૩૬] આ આદેશમાં વકફની મિલકતને ખોટ લાગતી હતી એટલા માટે ઓછા ભાડે આપવાની મનાઈ ફરમાવવામાં આવી. હાલાંકે ટ્રસ્ટીના આ પગલાંથી અત્યારે તો એનું પોતાનું જ નુકસાન થઈ રહ્યું હતું.

(૩) વકફ મિલ્કતને બજારમાં ચાલતા રેટ મુજબ એક વર્ષ માટે ભાડે આપી દેવામાં આવી ત્યાર પછી બજારમાં ચાલતા ભાડાના રેટમાં ઉછાળો આવ્યો. અને એ મિલ્કતનું બજાર ભાડું વધી ગયું તો ટ્રસ્ટી માટે ઝરૂરી છે કે જે ભાડૂઆતને એ મિલ્કત ભાડે આપવામાં આવી છે, તેની સાથે ભાડા કરાર કેન્સલ કરી નવા રેટ મુજબ ભાડું વધારી નવો ભાડા કરાર કરે, અને જો તે ભાડૂઆત નવા રેટ મુજબ ભાડું વધારે આપવા તૈયાર ન હોય તો પછી બીજી વ્યકિત જે એ મુજબ આપવા તૈયાર હોય તેને મિલ્કત ભાડે આપે. [જુઓ દુર્રે મુખ્તાર, શામી-૩/૪૩૭] આ મસ્અલામાં ભાડા કરાર થઈ ચૂકયો છે. મિલ્કત એક નિયત સમય માટે ભાડે અપાય ચુકી છે, તે છતાં બજાર ભાડામાં ઉછાળો આવવાને લઈ થઈ ચુકેલા ભાડા કરારને બાકી રાખવામાં વકફ મિલ્કતને ખોટ થઈ રહી હતી એટલે ટ્રસ્ટીઓને હુકમ આપવામાં આવ્યો કે નવા રેટ મુજબ ભાડા કરાર નવેસરથી કરે અને તે માટે પેલો ભાડૂઆત તૈયાર ન હોય તો અન્ય વ્યકિતને ભાડે આપે.

ઉપરોકત ત્રણ મસ્અલાઓ નમૂના રૂપે રજૂ કર્યા છે. એની રજૂઆતથી મારો આશય માત્ર એટલો જ છે કે વકફની મિલ્કત બાબતે ઈસ્લામી દ્રષ્ટિ બિન્દુ નજર સમક્ષ આવે. હવે આપે પુછેલા પ્રશ્નોના ઉત્તર આપવમાં આવે છે. (૧)-(૨) વકફની માલિકીની દુકાન તેમજ ગોડાઉન ઉપર ભાડૂઆતોએ સરકારી કાયદા કાનૂનનો લાભ લઈ કબ્જો જમાવવો અને એનું કાયદેસરનું જે બજાર ભાડું છે, તે અદા નહિં કરતાં જુના ઓછા ભાડે જ ચાલ્યે રાખવું અને આ રીતે ટ્રસ્ટીઓને મુંઝવણમાં મુકવું ગુનાહિત કૃત્ય છે, અને વકફ

મિલ્કતનું આ શોષણ શરઈ રૂએ ગસબ (બિનઅધિકૃત કબજો જમાવવો) જ કહેવાશે. ફુકહાએ વકફ મિલ્કતના શોષણને પણ યતીમના માલના શોષણની જેમ જ ગણાવ્યું છે અને યતીમના માલને નાહક હડપ કરનારાઓ માટે કુર્આન તેમજ હદીસમાં ઘણી જ સખ્ત વઈદો આવી છે, આ દુન્યવી જીવન ક્ષણીક છે, એક દિવસ મૌત આવવાનું જ છે, અને અલ્લાહ તઆલા સમક્ષ રજુ થઈ પોતાના બધા જ કર્મોનો હિસાબ અલ્લાહ તઆલાને આપવાનો છે. જેઓ આ રીતે વકફ મિલ્કતો પર ખોટો કબ્ઝો જમાવી રહ્યા છે. અને કાયદેસરનું બજાર ભાડું અદા નહિં કરી એનું શોષણ કરી રહ્યા છે, તેઓએ વિચારી લેવું જોઈએ કે કાલે કિયામતના દિવસે શું જવાબ આપશે ?

وَ سَيَعْلَمُ الَّذِيْنَ ظَلَمُوْٓا اَيَّ مُنْقَلَبٍ يَّنْقَلِبُوْنَ. [સૂ. શુઅરા-૨૨૭] અર્થાત :- બહું જ જલ્દી તે લોકોને ખબર પડી જશે, જેઓએ (અલ્લાહ તઆલા અને બંદાઓના હકોમાં) ઝુલ્મ કરી રાખ્યો છે કે કેવી (દુઃખદાયક) જગ્યાએ તેઓએ પાછા ફરીને જવાનું છે.

(૩) ટ્રસ્ટીઓની ફરજ છે કે આ બાબત કાનૂની પગલાં ભરીને વકફ મિલ્કતના હિતની રક્ષા કરે, અલબત્ત એ માટે ઝરૂરત જણાય તો પહેલાં જનરલ મીટીંગ બોલાવી તમામ મહોલ્લાવાસીઓને ભેગા કરી ટ્રસ્ટને પહોંચી રહેલા નુકસાનોની વિગતો તેઓ સમક્ષ રજુ કરી, એનાથી બચાવના ઉપાયો ઉપર બધા મળી ચર્ચા-વિચારણા કરે, અને બધા મહોલ્લાવાસીઓનો સહકાર મેળવી આગળ પગલાં ભરે, જેથી ફિત્નો ન થાય, ફિત્નાનો ભય તો ત્યારે જ રહે છે, જયારે લોકો સમક્ષ સત્ય હકીકત આવી નહિં હોય, ઉપર મુજબની રીત અપનાવવાથી ઈન્શાઅલ્લાહ ફિત્નાનો ભય ટળશે.

(૪) રહયો અંગત અદાવતનો પ્રશ્ન તો આ મહાન ધ્યેય પ્રાપ્ત કરવા માટે અગર ટ્રસ્ટીઓ આટલી તકલીફ વેઠી લેશે તો એમનું આ પગલું માત્ર અલ્લાહ તઆલાને ખાતર હોય એમની આ કુરબાનીની અલ્લાહ તઆલાના દરબારમાં ઘણી જ મોટી કદર થશે. અને તેઓ મહાન અજર સવાબના હકદાર ઠરશે. આજે આપણે અંગત લાભ માટે અદાવતો વેઠીએ છીએ તો અલ્લાહ તઆલા ખાતર વેઠેલી આ અદાવત ઈન્શાઅલ્લાહ અન્ય તમામ

અદાવતોનો કફફારો થઈ જશે. આવી અદાવતોથી ડરીને રાજીનામા ધરી દેશો તો પછી દીનનું કામ કોણ કરશે ? હિમ્મત અને ધીરજથી કામ લઈ પોતાની ફરજ બજાવ્યે રાખો, અલ્લાહ તઆલાની ખાસ મદદ આપની સાથે છે. એટલું ધ્યાન રહે કે તેઓની અંગત અદાવતના પ્રત્યુત્તર રૂપે આપ લોકો અંગત અદાવતની આગમાં કુદશો નહિં. અલ્બત્ત અગર અંગત અદાવતો ઉગ્ર સ્વરૂપ ધારણ કરી લઈ આપના માટે અસહ્ય બની જાય, અને તેના પરિણામ રૂપ આપને દીની–દુન્યવી અસાધારણ નુકસાન પહોંચતું હોય તો રાજીનામું મુકીને મુકત થઈ શકો છો. પરંતુ આ સુરત સમગ્ર મુસ્લિમ સમાજ માટે વિચારવા લાયક બનશે. કારણકે તેનો મતલબ તો એ થયો કે પછી કોઈ પણ વ્યકિત ટ્રસ્ટી તરીકેની શરઈ જવાબદારી અદા કરી શકશે નહિં. અલ્લાહ તઆલા એવો દિવસ ન લાવે.

**નોટ :–** હાલાંકે મસ્જિદ, મદ્રેસાઓનો કારભાર ઠીક રીતે ચલાવવો અને તેનું શોષણ થતું અટકાવવું એ તમામ મુસ્લિમોની સામુહિક ફરજ હોવાને લઈ ફર્ઝે કિફાયહ ના દરજામાં છે. અત્યારે આપ લોકો તમામ મહોલ્લાવાસીઓ તરફથી આ ફર્ઝે કિફાયહ અદા કરી સૌને ગુનાહથી બચાવી રહ્યા છો, ખુદા ન કરે કાલે તમે લોકો રાજીનામું દઈ દયો અને અન્ય કોઈ (આ કામને સહીહ રીતે કરવા શકિતમાન) અલ્લાહનો લાલ આ કામને સહીહ રીતે ચલાવનાર આગળ આવી એને સ્વીકારવા તૈયાર નહિં થાય તો બધા જ ગુનેહગાર ઠરશે. અલ્લાહ તઆલા એવો દિવસ ન લાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. સરકાર કબ્રસ્તાનને બળજબરી થી રેલ્વે લાઈન નાખવા માટે લઈ લે તો મય્યિતને અન્ય જગ્યાએ ટ્રાન્સફર કરી શકાય ?

**સવાલ :–** અમારા ગામનું કબ્રસ્તાન રેલ્વે લાઈનની બાજુમાં પૂર્વમાં આવેલ છે અને રેલ્વે લાઈન તરફ ઘણાં મર્હુમો આજથી ૨૦ થી ૩૦ વરસ પૂર્વે દફન થયેલ છે, હાલમાં રેલ્વે ખાતાએ જાહેર કર્યુ છે કે ટ્રેનોની સંખ્યામાં

વધારો થવાથી, બે લાઈનથી કામ ચાલી શકે એમ નથી જેથી એક લાઈનનો વધારો થઈ રહયો છે અને એ લાઈન મજકુર કબ્રસ્તાન તરફ આવનાર છે અને એના માટે લગભગ ૮૦ ફૂટ જગ્યાની જરૂરત છે.

હવે એ રેલ્વે લાઈનનું કામ ચાલુ કરવામાં આવે તો અમારા ગામના કબ્રસ્તાનની પણ અમુક જગ્યા ચાલી જવાની બીક છે. એ સુરતમાં એ જગ્યામાં દફન થયેલા મર્હુમોના વારીસો પોતાના મર્હુમોને કબ્રસ્તાનનાં બીજા ભાગમાં મુન્તકિલ કરવા ચાહે તો આ મુન્તકિલ કરવું એ શરીઅતની રૂએ સહીહ છે ?

તો હઝરત વાલાને ગુઝારીશ છે કે સવાલનો જવાબ આપી શુક્રિયહનો મવકો અતા ફરમાવશો.

**જવાબ** :- ફતાવા મહમુદિય્યહમાં છે કે અલ્લામહ તહતાવી રહમતુલ્લાહ અલયહિ એ દફન થઈ ચુકયા પછી મય્યિતને અન્ય જગ્યાએ ટ્રાન્સફર કરવા બાબત ત્રણ સુરતો લખેલી છે. પહેલી એ કે મય્યિતને પરાઈ જમીનમાં માલિકની રજા વગર દફન કરવામાં આવી હોય, જેનાં લઈ જમીનનો તેટલો ભાગ ગસબ થઈ ગયો (કિંવા બિન અધિકૃત રીતે તેના ઉપર કબ્જો કરી લેવામાં આવ્યો) અને જમીન માલિક મય્યિતને ત્યાં રાખવા બાબત કોઈપણ હાલમાં રાજી નથી, બલ્કે તેને ત્યાંથી કાઢવા ઉપર આગ્રહી છે, તો એ હાલતમાં મજબુરીના દરજજામાં (મય્યિતને) બીજી કબરમાં ટ્રાન્સફર કરવામાં આવે, આ સુરત (બધા જ મશાઈખના મત મુજબ) જાઈઝ છે. બીજી સુરત એ છે કે મય્યિતને અન્ય કબ્રસ્તાનમાં લઈ જવું જ નજર સમક્ષ છે (ચાહે મય્યિતની મહોબ્બત અને અઝમતના કારણે હોય અથવા તેની તમન્ના અને વસિય્યતને લઈને હોય) આ સુરત બધાજ મશાઈખના મત મુજબ નાજાઈઝ છે, ત્રીજી સુરત એ છે કે મય્યિતની કબર ઉપર પાણી ગાલિબ આવી જાય જેના લઈ મય્યિત મહફુઝ ન રહી શકે, એ સુરતમાં કેટલાક મશાઈખ મય્યિતને અન્ય જગ્યાએ લઈ જવાની ઈજાઝત આપે છે, અને કેટલાક મના કરે છે. (ફતાવા મહમુદિય્યહ જદીદ ૯/૧૩૧, હાશ્યએ તહતાવી અલા મરાકિલ ફલાહ બાબ અહકામે જનાઈઝ)

આપે સવાલમાં જે વિગત દર્શાવી છે તે મુજબ એ ત્રીજી સુરતમાં ગણી શકાય, પરંતુ તે પણ અત્યારે નહિં. બલ્કે ચોકકસ રૂપમાં સરકારી પ્લાન જાહેર થઈ જાય અને સરકાર કબ્રસ્તાનનો કેટલોક ભાગ બળજબરી પૂર્વક લઈ લે (ત્યારે પણ પેહલી કોશીશ તો એજ હોવી જોઈએ કે એને સરકારી હાથમાં જવાથી બચાવવામાં આવે પરંતુ ભરપુર કોશિશ કરવા છતાં તેમાં સફળતા ન મળે) તો મજબુરીના દરજજામાં એ જગ્યા ઉપર જે-જે કબરો છે તેમાં અગર મય્યિતનું શરીર સલામત રહયું હોય, તો પુરી મય્યિત, નહિ તો એના શરીરના જે અવયવો (હાંડકા વિગેરે) નિકળે તેને સાથેની સલામત જગ્યા પર દફન કરવામાં આવે, પરંતુ એ માટે ઉતાવળ હરગીઝ કરવામાં ન આવે, ગામ લોકો જયારે જુએ કે રેલ્વે લાઈન નાખવા માટે આ જગ્યાનું ખોદકામ શરૂ થઈ ચુકયું છે ત્યારે જ આ પગલું ભરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. મસ્જિદની વસ્તુઓને વેચવી અથવા બીજા કામમાં ઉપયોગમાં લેવી.

**સવાલ :-** (૧) મસ્જિદની જાજમ (પાથરણાં) તથા પટ્રોમેક્ષને વીડિઓ પ્રોગ્રામ માટે ફીમાં અથવા ભાડેથી આપવું કેવું છે? તથા મસ્જિદના જનરેટરને ટી.વી. પર ક્રિકેટના પ્રોગ્રામ માટે ભાડેથી આપવું શરીઅતની રૂએ જઈઝ છે ? (૨) મસ્જિદના સામાનને મદ્રેસા અને કબ્રસ્તાનના કામ માટે આપવું યા મદ્રેસા અને કબ્રસ્તાનના સામાનને મસ્જિદના કામ માટે આપવું કેવું છે?(૩) તથા મસ્જિદની મિલ્કતને કબ્રસ્તાન માટે યા કબ્રસ્તાનની મિલ્કતને મસ્જિદ માટે ટ્રાન્સફર કરવું કેવું છે ?(૪) તથા મસ્જિદ મદ્રેસા યા કબ્રસ્તાનના સામાનને કોઈને વાંપરવા આપવું યા વેચાણથી આપવું શરીઅતની રૂએ જાઈઝ છે ? (૫) ઈસ્લામીક સંસ્થા માટે ક્રિકેટ મેચની રમત ચાલતી હોય ત્યાં માઈક કોમેન્ટરી બોલવા માટે આપવું અને તેની આવક લેવી કેવું છે?

**જવાબ :-** (૧) જે વસ્તુઓ મસ્જિદ માટે વકફ કરવામાં આવી

અથવા મસ્જિદના વપરાશ માટે ખરીદ કરવામાં આવી તેનો વપરાશ શરીઅતની રૂએ મસ્જિદ પુરતો મર્યાદીત રહે છે. તેને બીજા કોઈ કામમાં ફીમાં અથવા ભાડેથી આપવું જાઇઝ નથી [ફતાવા મહમુદીય્યહ ૬/૨૦૪] મસ્જિદમાંજ પઢવા માટે જે કુર્આને પાક અને કિતાબો વકફ કરવામાં આવે છે તેને પઢવા માટે મસ્જિદની બહાર પણ લઈ જવાની ઈજાઝત નથી. [શામી ૩/૪૧૨] તો પછી મસ્જિદની વસ્તુઓ બીજા કામ માટે મસ્જિદથી બહાર લઈ જવાની ઈજાઝત કેમ હોય ?

(૨) ઉપરના જવાબમાં વિગત આવી ચુકી છે

(૩) જે મિલ્કત મસ્જિદ માટે વકફ કરવામાં આવી છે તેને કબ્રસ્તાન માટે ટ્રાન્સફર કરવું અને જે કબ્રસ્તાન માટે વકફ કરવામાં આવી છે તેને મસ્જિદ માટે ટ્રાન્સફર કરવું જાઇઝ નથી, મુતવલ્લીતો શુ ખુદ વકફ કરનારને પણ એવું કરવાની ઈજાઝત નથી અને જે મિલ્કત મસ્જિદની રકમથી ખરીદ કરવામાં આવી હોય અથવા કબ્રસ્તાનની આવકથી ખરીદવામાં આવી હોય અને હવે મસ્જિદ અથવા કબ્રસ્તાનને એની જરૂરત રહી નથી તો એને વેચી શકાય છે, એ સુરતમાં પૈસા (કિંમત) વસુલ કરી મસ્જિદની મિલ્કત કબ્રસ્તાનના નામે અથવા કબ્રસ્તાનની મિલ્કત મસ્જિદ નામે ટ્રાન્સફર કરી શકાય છે. [દુર્રે મુખ્તાર, શામી ૩/૪૦૨, ૩/૪૪૫]

(૪) વાપરવા આપવું તો હર હાલમાં જાઇઝ નથી. જવાબ (૧)માં વિગત આવી ચુકી છે.

વેચાણ બાબત વિગત એ છે કે અગર તે સામાન જુની મસ્જિદમાંથી તુટીને અલગ થયેલો હોય તો બહેતર એ છે કે તેને જ ફરીથી મસ્જિદના ઉપયોગમાં લેવામાં આવે. અગર ફરીથી તેનો ઉપયોગ શકય ન હોય તો ગામ લોકો (અથવા મહોલ્લાવાળા)થી મશ્વરો કરી એને વેચી તેની કિમતથી બીજો સામાન ખરીદ કરી મસ્જિદમાં લગાવવામાં આવે. [શામી ૩/૪૦૭] અને જો તે સામાન મસ્જિદની જરૂરત માટે ખરીદ કરવામાં આવ્યો હતો અને હવે તેની જરૂરત રહી નથી તો તેને વેચી શકાય છે. જે કિંમત આવે તેને મસ્જિદના કામમાં લેવામાં આવે. [ફતાવા મહમુદિય્યહ ૧૦/૧૭૪] કબ્રસ્તાન

માટે પણ એ જ હુકમ છે.

(૫) બેહતર તો એ જ છે કે એવા વ્યર્થ કામો માટે ભાડે આપવામાં ન આવે તે છતાં જો આપી ચુકયા હોય તો તેની આવકને સંસ્થા પોતાના કામોમાં વાપરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ઘરની વસીય્યતમાં જરૂરત વખતે તબદીલીની ગુંજાઈશ છે.

**સવાલ** :– શું ફરમાવે છે ઉલમાએ કિરામ વકફના મસ્અલામાં :

એક સાહેબે તેમની હયાતીમાં પોતાની મિલ્કતનો અમુક હિસ્સો વકફના નામે તેમની છોકરીના નામે કર્યો. એ કારણ ખાતર કે ગવર્નમેન્ટ ફ્રેન્ચમાં વકફનો કોઈ કાયદો ન હોવાને લઈ મિલ્કતને વ્યકિતગતના નામે કરવું પડે છે. ગોયા ઝાહેરમાં જેના નામે હોય તેની માલીકીમાં ગણાય છે તો હવે એ મજકુર મિલ્કત વેચી કોઈ બીજા દેશમાં જયાં વકફ એકટ હોય. મિલ્કત એજ કિંમતની ખરીદી વકફ કરી શકાય કે નહી. વકફ કરવામાં કાંઈ વાંધો તો નથી ? વકફ કરનારનો ઈન્તેકાલ થઈ ગયો છે એ જાણ ખાતર. જયારે છોકરીને આપેલ વસીય્યતનામાની નકલ સાથે રવાના કરી રહયો છું, જેમાં વકફની વિગત જણાવી છે તે લખાણ મુજબ અમલ કરવો જોઈએ કે એમાં કોઈ ફેરફાર થઈ શકે. એક વસીય્યતનામું જે ફ્રેન્ચમાં લખવામાં આવ્યું છે તેમાં એ ઝિકર કરવામાં આવ્યો છે કે મજકુર વકફ ફંડમાંથી ચાહે કોઈ પણ મઝહબ ધરમનો માણસ હોય અને જરૂરતમંદ મોહતાજ નિરાધાર હોય તો તેને પણ મદદ કરવી. એ ઈબારત મજકુર બાઈના વસીય્યતનામામાં નથી. તો શું કોઈ કોમના ગરીબ નિરાધાર માણસને વકફમાંથી આપી શકાય. મજકુર વકફ ફંડમાથી ફેમેલીના કયા માણસો વસીય્યત પ્રમાણે લાભ ઉઠાવી શકે.

**જવાબ** :– મરનાર ભાઈએ જે ઘરના વકફની વસીય્યત કરી છે તે મકાનની કિંમત મરનારે વફાત વખતે જે માલ–મિલ્કત છોડી હતી તેમાંથી એના કફન–દફનનો મધ્યમસરનો ખર્ચ અને દેવું બાદ કર્યા પછી બચતી મિલ્કતના ત્રીજા ભાગ જેટલી અથવા એથી ઓછી થાય છે તો તે પુરૂં મકાન

મરહુમની વસીય્યત મુજબ વકફ ગણાશે અને જો તે મકાનની કિંમત છોડેલી મિલ્કતના ત્રીજા ભાગ થીવધુ છે તો મિલ્કતના ત્રીજા ભાગ જેટલો હિસ્સો વકફ ગણાશે. હવે જયારે મકાન વકફ થઈ ગયું તો તેનું વેચાણ સહીહ નથી.
[શામી ૩/૩૯૭–૪૦૨]

વકફની જમીન અથવા મકાનને બદલવાની શર્ત વકફનામામાં કરવામાં આવી હોય તો તે શર્ત મુજબ એમાં તબદીલી થઈ શકે છે. પરંતુ જો એવી કોઈ શર્ત કરવામાં આવી નથી તો પછી એમાં તબદીલી જાઈઝ નથી. (શામી ૩/૪૨૪) વકફ કરનાર ભાઈ પણ ફ્રાન્સ સરકારના કાયદાથી અજાણ ન હતા, તે છતાં એમણે આ ઘર વકફ કરવાની વસીય્યત કરી છે માટે માત્ર એટલો ઉઝર તબદીલી માટે કાફી નથી, અલબત અગર આગળ જતાં એવો ભય ઉભો થાય કે વ્યકિતગત નામ ઉપર રહેવા દેવાથી એ વકફ ઉપર કોઈ કબ્જો જમાવી લેશે અને વકફ બરબાદ થઈ જશે તો જયારે એવો સમય આવે ત્યારે ત્રણ અથવા પાંચ દીનદાર મુસ્લિમોની જમાઅત (જેમાં એક મસાઈલનો જાણકાર આલિમે દીન પણ હોય) સમક્ષ આ મામલો રજુ કરવામાં આવે અને તેઓને પણ એવું લાગે કે આ મકાન વેચી બીજુ ખરીદ કર્યા વગર આ વકફના બચવાની બીજી કોઈ સુરત નથી તો તેઓના ફેસલા બાદ એમાં તબદીલી કરવાની ગુંજાઈશ છે. (શામી ૪/૪૨૪–૪૨૫) વકફની આવકના ખર્ચ માટે મરનારે જે જે વિગત વસીય્યતનામામાં જણાવી છે તે મુજબજ તે આવક ખર્ચ થઈ શકશે. બીજી જગ્યાએ નહિં. બીજા વકફનામાનો અનુવાદ (તરજુમો) જોયા પછી તે વિષે કાંઈક કહી શકાય, ફેમીલીનો જે માણસ વકફનામામાં લખેલી શરતો ઉપર પુરો ઉતરતો હોય તેનેજ એ આવકમાંથી આપી શકાય છે. (શામી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. વકફ મિલકત વેચી અથવા ટ્રાન્સફર કરી શકાય?

**સવાલ :–** અમારા ગામમાં એક ટ્રસ્ટ છે જેની નિગરાનીમાં કબ્રસ્તાન, મસ્જિદ, મદ્રસો છે. આ સંસ્થાઓના નિભાવ માટે ગામના સખી દાતાઓએ જમીન વકફ કરેલ છે જે જમીનમાંથી ઘણી ટ્રસ્ટના નામે છે અને અમુક

જમીનો એવી પણ છે જે વકફ કરનારના નામે છે. હવે તે જમીનો કાયદા પ્રમાણે ટ્રસ્ટના નામે થઈ શકે એમ નથી માટે એવી જમીનને વેચી બીજી મિલ્કત જે ટ્રસ્ટના નામે થઈ શકતી હોય ખરીદવું કેવું છે

**નોટ** :- યાદ રહે કે અમુક વકફ કર્તા ફિલહાલ હયાત છે.

(૨) અમુક જમીન જહાલતના સમયે પીરના નામ પર વકફ કરવામાં આવેલ છે. સરકારનો કાયદો (રહે તેનું ઘર અને ખેડે તેની જમીન) આવ્યો ત્યારે સરકારે અમુક હપ્તો નકકી કરેલ હતો. તે હપ્તો ટ્રસ્ટના ઝિમ્મેદાર લોકોએ ભર્યો અને જમીન પોતાના નામ પર કરી લીધી અને તે જમીન પણ ખેડૂતના નામ પર છે તો આ જમીનને વેચી શકાય ? અથવા ટ્રસ્ટના ઝિમ્મેદારો પોતાના હસ્તક કરી મસ્જિદ મદ્રસહમાં ટ્રાન્સફર કરી તેની આમદની મસ્જિદ મદ્રસહના કામમાં વાપરી શકે કે નહી ?

**જવાબ** :- જે જમીન વકફ કરી દેવામાં આવે છે તે હંમેશાના માટે વકફ થઈ જાય છે તેને વેચવાની કોઈને પણ સત્તા રહેતી નથી, ન તો વકફ કરનારને, ન તો મુતવલ્લીને, અગર વેચી દેવામાં આવે તો શરઈ રૂએ તે વેચાણ રદ બાતલ ઠરે છે. અલબત્ત અગર વકફ કરનારાએ વકફ કરતી વેળા શરત કરી હોય કે જયારે જમીન ફાયદો ઉઠાવવા લાયક ન રહે તો એને બીજી જમીન વડે બદલી શકાય છે તો એ સુરતમાં તે શરતને લઈ તેને તબદીલ કરવું દુરૂસ્ત છે. ચાહે જમીનના બદલે જમીન લઈને કરવામાં આવે અથવા જમીન વેચીને તેની જગ્યાએ બીજી જમીન ખરીદ કરી વકફ કરવામા આવે.

અગર કોઈ એવી સુરત પેશ આવે કે વકફ કરનારાની નિય્યત પુરી થઈ શકતી નથી અને વકફ થયેલ જમીન ઉપર કોઈનો બિન અધિકૃત કબજો એ રીતનો થઈ જાય જેને લઈ વકફ જ બરબાદ થઈ જાય તો મજબુરીના દરજજામાં તેની કિંમત વસુલ કરી બીજી જમીન ખરીદ કરીને વકફ કરવામાં આવે. [ફતાવા મહમુદિય્યહ કરાચી : ૧૪/૨૮૮.૨૮૯]

એજ પ્રમાણે સારી ઉપજ મેળવવા માટે પણ એવું કરવું જાઈઝ નથી. વકફ કર્તા ભલે હયાત હોય, પરંતુ વકફ કરતી વેળા તબદીલીની શરત લગાવી ન હતી તો હવે પાછળથી તેઓ તરફથી આપવામાં આવેલી ઈજાઝત

મોઅતબર નથી. [ઈમદાદુલ અહકામ : ૩/૭૬]

પીરના નામ પર આપવામાં આવેલી એ જમીન સવાલમાં દર્શાવેલી રીત મુજબ ટ્રાન્સફર કરી તેની આમદની મસ્જિદ મદ્રસહના કામમાં લઈ શકાય છે. [ફતાવા મહમુદિય્યહ કદીમ : ૧૫/૩૮૩ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. પોતાની જમીન સાથે મસ્જિદ અને મદ્રેસાની જમીન એક પાર્ટીએ બીજી પાર્ટીને, બીજીએ ત્રીજી પાર્ટીને વેચી તો શું હુકમ છે ?

**સવાલ :–** એક પાર્ટીએ પોતાની જમીન વેચી તેની સાથેજ (સફીલ) માં મસ્જિદ અને મદ્રેસાની જમીનનો પણ કબ્જો આપી દીધો. ખરીદનાર પાર્ટી વેચનાર પાર્ટીની જે માલિકીની જમીન હતી તેનો દસ્તાવેજ પોતાના કબ્જામાં રાખી તેનો વહિવટ કર્યો (૨ વરસે) બે વરસે પછી બીજી પાર્ટીએ ત્રીજી પાર્ટીને આ જમીન વેચી. માલિકીની જમીનનો દસ્તાવેજ કર્યો અને ચુકતે જમીન વેચનાર પાર્ટીને પોતાની સમજીને એની ઈમાનદારી ઉપર સોદો કર્યો અને સાત વરસથી માલિકી તરીકે એના કબ્જામાં છે. હમણાં ગામમાં મસ્જિદ અને મદ્રેસાની નવી કમિટી બની એ કમિટીએ એવી જાહેરાત કરી કે આ જમીનમાં મસ્જિદ અને મદ્રેસાની એક વિંધુ અને ૧૫ વસા જમીન છે તો એ મસ્જિદ અને મદ્રેસાની જમીનની જવાબદારી કોની ? યાદ રહે કે બીજી વેચનાર પાર્ટીએ ત્રીજી પાર્ટી સામે આ વાતનો કોઈપણ ઉલ્લેખ કર્યો નથી કે આ જમીનમાં મસ્જિદ અને મદ્રેસાની જમીન પણ છે. ત્રીજી પાર્ટીએ તો ચુકતે જમીન વેચનારની માલિકીની સમજીને એની ઈમાનદારી પર ભરોસો કરી સોદો કર્યો. દસ્તાવેજ કરતી વેળા ત્રીજી પાર્ટી એમજ સમજી કે ચુકતે જમીનનો દસ્તાવેજ થઈ ગયો. જે આજે સાત વરસથી એના વહિવટ કબ્જામાં છે. હવે આ જમીનનું શું ? શરીઅતનો શું હુકમ છે ? ખરો ગુનેહગાર કોણ ?

**નોંધ :** પહેલી પાર્ટી અને બીજી પાર્ટીએ બન્ને મસ્જિદ અને મદ્રેસાના

ટ્રસ્ટીઓ હતા. વેચાણ કરતી વેળા પહેલી પાર્ટી ચાલુ ટ્રસ્ટી તરીકે હતા. જયારે રાખનાર બીજી પાર્ટી ભુતપૂર્વ ટ્રસ્ટીમાં હતા. પહેલી પાર્ટીનું કહેવું છે કે મેં જયારે જમીન વેચી તે વેચાણ રાખનાર બીજી પાર્ટીને કહયું હતું કે મારી પોતાની માલિકીની જમીનનો દસ્તાવેજ કરી આપું. મસ્જિદ અને મદ્રેસાની જમીનનો દસ્તાવેજ થાય નહીં માટે એ જમીનનો કબ્જો આપી દઉં. હવે પહેલી પાર્ટીએ બીજી પાર્ટીને આ વાત કરી હતી અને બીજી પાર્ટીને આ વાતની ખબર હતી. (કે આ જમીનમાં મસ્જિદ–મદ્રેસાની જમીન છે) તેના ત્રણ ગવાહી આપવા તૈયાર છે. હવે ઉપરોકત બાબત વિષે બીજી પાર્ટીએ ત્રીજી પાર્ટીને વેચતી વખતે કંઈ પણ કહયું નથી કે આમાં મસ્જિદ અને મદ્રેસાની જમીન છે. ત્રીજી પાર્ટી એ તો બીજી પાર્ટીની ઈમાનદારી અને ભરોસા ઉપર સોદો કર્યો. દસ્તાવેજમાં પણ ચુકતે જમીન આવી ગઈ એમ સમજીને કર્યો.

**નોંધ** : પહેલી વેચનાર પાર્ટી આજે દુન્યામાં હયાત નથી.

**જવાબ** :– મસ્જિદ–મદ્રેસાની જમીન વકફ હોવાને લઈ તેનું વેચાણ શરીઅતની રૂએ જાઈઝ નથી. બલ્કે બાતિલ છે. [દુર્રે મુખ્તાર,શામી ૩/૪૦૨, ૩/૪૩૧]જેથી એ જમીન મસ્જિદ–મદ્રેસાને પરત કરવામાં આવે એ જમીનને ત્રણેવ પાર્ટીઓએ જેટલા વરસ પોતાના કબ્જામાં રાખી દરેક પાર્ટી ઉપર તેણે પોતાના કબ્જામાં રાખેલ વરસોનું ભાડું કાયદેસરનું જે થતું હોય તે વાજિબ છે. [દુર્રે મુખ્તાર શામી ૩/૪૦૨] પહેલી અને બીજી પાર્ટી જેઓને વેચાણ સમયે ખબર હતી કે આ જમીન મદ્રેસા–મસ્જિદની છે તે છતાં તેનું ખરીદ–વેચાણ કર્યું. અને પોતાના કબ્જામાં રાખી તેનો ગુનોહ પણ છે. જેનાથી તવબહ કરાવી જરૂરી છે. ત્રીજી પાર્ટી જેણે આ ખરીદી અજાણતામાં કરી છે તે ગુનેહગાર નથી. પણ જાણ થયા પછી પણ તેણે પોતાનો કબ્જો જે ચાલુ રાખ્યો તે ગુનાહ છે. જેનાથી તવબહ જરૂરી છે અને વહેલી તકે એ જમીન મસ્જિદ–મદ્રેસાને વાપસ કરવી જરૂરી છે.

હવે જેટલી જમીન પહેલી પાર્ટીની માલિકીની હતી, તેટલી જમીનમાં તેણે કરેલું વેચાણ અને બીજી પાર્ટીએ કરેલી ખરીદી અને એજ પ્રમાણે

તેટલી જમીનનું બીજી પાર્ટીએ કરેલું વેચાણ અને ત્રીજી પાર્ટીએ કરેલી ખરીદી દુરૂસ્ત છે. [દુર્રે મુખ્તાર, શામી ૪/૧૧૬,૧૧૭] પહેલી પાર્ટીએ બીજી પાર્ટી પાસેથી જે કિંમત વસુલ કરી હતી તે અગર બન્નેવ જમીનોની ભેગી કરીને ગણવામાં આવી હતી તો બીજી પાર્ટી પહેલી પાર્ટી પાસેથી મસ્જિદ–મદ્રેસાવાળી જમીન (જેનું વેચાણ રદ–બાતલ ઠર્યુ છે તે) ના ભાગે આવતી કિંમત પાછી વસુલ કરે. એજ પ્રમાણે બીજી પાર્ટીએ ત્રીજી પાસેથી જે કિંમત વસુલ કરી હતી તે બન્નેવ જમીનોની ભેગી ગણવામાં આવી હતી તો હવે ત્રીજી પાર્ટી મસ્જિદ–મદ્રેસાની એક વિંધુ અને ૧૫ વસા જમીનની કિંમત બીજી પાર્ટી પાસેથી વાપસ મેળવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ચાલુ ઉપયોગના કબ્રસ્તાનમાં માટી પુરાણ કરવાથી ઉપસ્થિત થેયલ સવાલો.

**સવાલ** :– મૌજુદા હાલાત–માહોલ ને ધ્યાનમાં રાખી નીચે દર્શાવેલી પરિસ્થીતિ અનુસાર કઠીન મજબુરીઓના સંજોગોમાં ટ્રેકટર, ટ્રોલી જેવા સાધનો વડે સમગ્ર કબ્રસ્તાનમાં ૩ ફુટ જેટલું માટી પુરાણ કરી જમીનનું લેવલ ઉંચું કરવા બાબતે મુફતીઆને કિરામ કુર્આનેપાક અને શરીઅતની રોશનીમાં શું ફરમાવે છે ? સહીહ માર્ગદર્શન અને ગુંજાઈશ ના અભાવે ઘણા વર્ષોથી નીચેની તકલીફ–હાડમારીઓ વેઠવી પડે છે.

હમારા ગામમાં અંદાજે ૩૦૦ વરસ પુરાનું જૂનું એક માત્ર કબ્રસ્તાન વિસ્તાર આશરે ૦–૪૨ ગુંઠા નું આવેલુ છે. ગામમાં હાલ મુસ્લીમોના આશરે ૫૦૦ મકાનો છે ગામ તાલુકા મથકનું હોઈ વ્યાપાર–ઉદ્યોગ ક્ષેત્રે ઘણીજ પ્રગતિ અને વિકાસ થતો રહે છે. સૌરાષ્ટ્ર, મધ્ય ગુજરાતને જોડતો હાઈવે ગામને અડીને પસાર થાય છે. જેથી ભવિષ્યમાં પણ મુસ્લીમ આબાદીનો વધારો થતો રહેવાની પુરેપુરી સંભાવના છે.

(૧) કબ્રસ્તાન હાલની મુસ્લીમ આબાદીના મુકાબલે ઘણું જ નાનું અને વર્ષો પુરાણું હોવાથી કબરોથી ભરાઈ ગયેલું છે. આખા કબ્રસ્તાનમાં

કોઈ જગા એવી બચી નથી જેમાં ભુતકાળમાં મૈયત દફનાવેલ ના હોય.

(૨) ઘણા સમયથી જયારે પણ નવી કબર ખોદવામાં આવે છે. ત્યારે અગાઉ દફન થયેલ મૈયતના અવશેષો (હડ્ડીઓ)નીકળતા હોય છે. જેને એક બાજુ ભેગા કરી એજ કબરમાં દફન કરી દેવામાં આવે છે.

(૩) કબ્રસ્તાનની જમીન આજુબાજુની જમીનો અને રોડ–રસ્તાના લેવલ થી નીચી છે. કબ્રસ્તાનને અડીને પસાર થતા ગામના ગંદા પાણીના નીકાલના કાંસ (ખાડી) માં બારેમાસ પાણી રહે છે. વરસાદની સીઝનમાં વરસાદી પાણી પણ આજ કાંસ (ખાડી)માંથી વહેતુ હોય કબ્રસ્તાનમાં કેટલાય મહિનાઓ સુધી પાણી ભરાઈ રહે છે. આ સમયે મૈયત દફનાવવું મુશ્કેલ હોય બહાર ગામ લઈ જવું પડે છે.

(૪) બારેમાસ હંમેશા દરેક સીઝનમાં પણ સદરહું કબ્રસ્તાનની જમીનમાં બે થી ત્રણ ફુટ ઉંડે સુધી કબર ખોદતાંજ પાણી આવી જાય છે. હંમેશા આ પરિસ્થીતિ રહેતી હોય મૈયતને પાણી અને કીચડમાંજ દફન કરવું પડે છે. મૈયતના અઝીઝ–રીશ્તેદારોના માટે આ દ્રશ્ય ઘણુંજ ગમનાક અને કરૂણા જનક હોવા છતાં લાચાર અને મજબુર બની વેઠવું પડે છે.

(૫) ગામના આ એક માત્ર નાના એવા કબ્રસ્તાનમાં કેટલાક ઈસમોએ છેલ્લા પંદરેક વરસથી પોતાના મર્હુમ રીશ્તેદારોની યાદગીરી–નિશાની માટે કબરના સિરહાણે તખતી લગાવવાનુ શરૂ કરેલ છે. જેમાં દિન–પ્રતિદિન વધારો થઈ રહયો છે. આબાદીના મુકાબલે કબ્રસ્તાન ઘણુંજ નાનુ અને તંગ છે. કબરો ઉપરજ કબરો બનતી જઈ રહી છે. આ સ્થતિમાં મર્હુમોની યાદ ગીરી કે નિશાની બાકી રાખવા થતા બાંધકામથી ઘણી બધી જગા હંમેશા માટે રોકાઈ જતી હોય છે. અને એજ જગ્યાએ વરસો પછી પણ નવી કબર બનાવી શકાય તેમ રહેતું નથી જેથી મુશ્કેલીમાં ઓર વધારો થઈ રહયો છે.

(૬) હાલની કબ્રસ્તાનની બાજુમાંથી પસાર થતા પાણીના નિકાસ કાંસ (ખાડી) ઉપર સ્લેબ ભરી દુકાનો માટેનુ શોપીંગ સેન્ટર બનાવવા ગામની પંચાયત તરફથી પ્રયત્નો થઈ રહયા છે. આ બાંધકામ થશે ત્યારે કાંસ (ખાડી) ના પાણીના નિકાલમાં અટકાવ થતા કબ્રસ્તાનમાં તેમજ કબરોમાં મોટા

પ્રમાણમાં પાણી નીકળતાં હાલની મુશ્કેલીમાં ઓર વધારો થાય તેમ છે.

(૭) કબ્રસ્તાન માટે બીજી જમીન ખરીદવા ઘણી કોશિષો કરી છે. પરંતુ ગામનું વાતાવરણ વર્ષોથી કોમવાદી હોય કબ્રસ્તાન માટે જમીન વેચાણ મળતી નથી. ગામના વિકાસને લઈ ગામની ચારેબાજુની રોડ–રસ્તાને અડીને આવેલી જમીનો એક ગુંઠા દિઠ રૂા. બે લાખ ની કિંમતથી પણ વેચાણ મળતી નથી. અગાઉ રોડ–રસ્તાથી અંદરના વિસ્તારમાં કબ્રસ્તાન માટે નવી જમીન ખરીદેલી પરંતુ અવર–જવર માટેના રસ્તા ની તેમજ અડોશ–પડોશ ના ગેરકોમના જમીનદારો સદરહું જમીન કબ્રસ્તાનના હેતુએ ઉપયોગમાં લેવાય તે માટે રાજી ના હોઈ સરકારી મંજુરી મેળવવું મુશ્કેલ બનતાં વેચી દેવી પડેલ છે. કબ્રસ્તાન માટે ઉપયોગમાં લેવાતી જમીન ની આજુબાજુની જમીનો રહેણાક માટે કે અન્ય ઉપયોગ માટે કોઈ ખરીદતું નથી. જેથી નવા કબ્રસ્તાન માટે કોઈપણ ભાવથી જમીન વેચાણ મળતી નથી. કબ્રસ્તાનને લાયક જમીન કોઈ મુસ્લીમ ભાઈ કે ખેડુત ધરાવતો નથી. અને અન્ય ગેરકોમ કોઈ પણ ભાવે મુસ્લીમ કબ્રસ્તાન માટે જમીન વેચાણ આપવા તૈયાર નથી. સરકાર હસ્તક ગૌચર વિગેરે જેવી જમીનો પણ ગામથી ઘણી દુર હોવા છતા કબ્રસ્તાન માટે મળી શકે તેમ નથી ઘણી કોશિષો ના અંતે માલુમ પડે છે કે કબ્રસ્તાન માટે નવી જમીન મેળવવું લગભગ અશકય અને દુર્લભ્ય છે.

(૮) આ કબ્રસ્તાન ગામના મુખ્ય પ્રવેશ દ્વાર ને અડીને આવેલું હોય ભવિષ્યમાં સરકારની ભેદભાવ ભરી વર્તણુક–નિતિ ને લઈ વિઘ્ન સંતોષીઓ ના કાવા–દાવાઓ નો ભોગ બની હંમેશા માટે સમાજ પાસેથી છીનવાઈ જાય તેમ છે. સદરહું કબ્રસ્તાન વિસ્તારની નજીકમાં કોઈ મુસ્લીમ રહેણાકના મકાનો તેમજ અન્ય મિલ્કતો ધરાવતા ન હોય હંમેશા મુસ્લીમોની હાજરી રહેતી નથી.

(૯) હાલના આ ચાલુ કબ્રસ્તાનથી અગાઉ વર્ષો પહેલા ઉપયોગમાં લેવાતું કબ્રસ્તાન ગામની બજાર મધ્યે આવેલી મસ્જીદની સામે હાલ "તકીયા" તરીકે ઓળખાય છે. જે ગામની વસ્તી વચ્ચે આવી ગયેલ હોય ત્યાં મકાનો બની ગયા છે. અને જેનું ખરીદ–વેચાણ કરી લોકો વર્ષોથી

વસવાટ કરે છે. જેમાં ઘણા વરસોથી મૈયત દફનાવવામાં આવતા નથી. હાલના ચાલુ કબ્રસ્તાનની ચારે બાજુ બાંધકામ અને રોડ–રસ્તા પહોળા કરવાનું કામગીરી ચાલતી રહે છે. જેથી ભવિષ્યમાં આ કબ્રસ્તાનની પણ અગાઉના બંધ થઈ ગયેલ કબ્રસ્તાન જેવી દશા થઈ શકે છે. જેથી હાલના ચાલુ ઉપયોગના કબ્રસ્તાનની જાળવણી અને હીફાજત માટે આ જ કબ્રસ્તાનમાં માટી પુરાણ કરી હંમેશા ઉપયોગ કરતા રહેવું ઘણુંજ જરૂરી છે.

(૧૦) ઉપર જણાવેલા સંજોગો પ્રમાણે જો ચાલુ કબ્રસ્તાનમા ૩ (ત્રણ) ફુટ જેટલું નવી માટીનું પુરાણ કરવામાં આવે તો ૪ (ચાર) થી ૪ાા (સાડા ચાર) ફુટ ઉંડે સુધી કબર ખોદવામાં આવે તો જુની કબરના અવશેષો (હડ્ડીઓ) તેમજ પાણી ના નીકળે તેમ થઈ શકે છે. અને મૈયતને પાણી કે કીચડમાં દફનાવવાથી બચાવી શકાય તેમ છે.

(૧૧) આ સાથે નકશામાં બતાવ્યા મુજબ હાલના કબ્રસ્તાનની ત્રણે બાજુ ગેર કોમનું રાઈસમીલ, રહેણાકની સોસાયટીઓ વિગેરે બાંધકામ થઈ ગયેલ છે. કંપાઉન્ડ વોલ બની ગયેલ છે. જેથી તે ત્રણે બાજુએથી કબ્રસ્તાનમાં માટી લાવી શકાય તેમ નથી. કબ્રસ્તાનમાં પુરાણ માટે ફકત પ્રવેશદ્વારે થી જ માટી લાવી શકાય તેમ છે. કબ્રસ્તાનના પ્રવેશદ્વાર ને અડીને રોડ ક્રોસીંગ સર્કલ આવેલુ હોઈ જયાં આખો દિવસ તેમજ મોડી રાત સુધી ટ્રાફીકની ભારે અવર–જવર રહે છે. દિવસ દરમિયાન વારંવાર ટ્રાફીક જામ થઈ જાય છે. જેથી ટ્રાફીક વ્યવસ્થા માટે હંમેશા પોલીસ બંદોબસ્ત રહે છે. જેથી પ્રવેશદ્વાર ની બહાર કે અંદર પુરાણ માટેની માટી એકત્ર(ભેગી) કરી માણસો કે જાનવરોથી કબ્રસ્તાનમાં નાખવામાં આવે જે મુશ્કેલ અને અશકય છે. જેથી ડાયરેકટ ટ્રેકટર, ટ્રોલી કે સાધન કબ્રસ્તાનમાં જ દાખલ કરવુ પડે તેમ છે. ટ્રેકટર કે ટ્રોલી કબ્રસ્તાનમાં દાખલ થતા કે નીકળતા કબરો પરથી પસાર થવાથી બચાવી શકાય તેમ નથી. સમગ્ર કબ્રસ્તાનનું માટી પુરાણનુ કામ ટ્રેકટર કે સાધનથી કરવામાં આવે તો કબરો ઉપરથીજ પસાર થવું પડે તેમ છે. તો આ રીતે ટ્રેકટર, ટ્રોલી જેવા સાધનોથી સદરહું કબ્રસ્તાનમાં માટી પુરાણ કરી શકાય કે કેમ ?

(૧૨) ચાલુ કબ્રસ્તાનને ઉપયોગમાં રાખવા માટે માટીનું પુરાણ કરી જમીનનું લેવલ ઉંચુ કરવા સિવાય અન્ય કોઈ વિકલ્પ નથી. નવેસરથી માટી પુરાણ કરી જુની કબરોની યાદગીરી કે નિશાનીઓને ઢાંકી દઈ અગાઉની કબરના મૈયતને અસર ના પહોંચે તેમ તે જગ્યાઓનો નવી કબરો બનાવવામાં ઉપયોગ કરી શકાય કે કેમ ?

(૧૩) સદરહું કબ્રસ્તાન ઘણુ નાનુ અને તંગ હોવાસાથે કબરોથી ભરાયેલું છે. જેથી નમાઝે જનાઝા પણ મોટાભાગે બહાર જાહેર રોડ-રસ્તા પર ચારે તરફના વાહનોના ટ્રાફીકને રોકી રાખી અદા કરવી પડે છે. વરસાદની સીઝનમાં જાહેર રોડ-રસ્તા પર પાણી અને કીચડ હોઈ રોડ-રસ્તાને પાણીથી ધોવાની તકલીફ ઉઠાવવી પડે છે. જેથી સદરહું કબ્રસ્તાનની અંદરના ભાગમાં પ્રવેશદ્વાર નજીક માં જ આવેલી અગાઉની જૂની કબરોને માટી પુરાણથી ઢાંકી દઈ તેના ઉપર ઓટલાનું બાંધકામ કરી તેના ઉપર પતરા કે સ્લેબનો શેડ મારી નમાજે જનાઝા અદા કરવા માટે વ્યવસ્થા કરી શકાય કે કેમ ? અને આ વિસ્તારમાં નજીકમાં મસ્જીદ ન હોઈ આ નમાઝ જનાઝહ અદા કરવા માટે બનાવેલ જગાનો ફરજ નમાઝ માટે ઈબાદત ગાહ તરીકે ઉપયોગ કરી શકાય કે કેમ ?

(ઉપરના મસાઈલનો હલ કરી લેખીત જવાબ આપવા આપ હઝરાતની ખિદમતમાં આઝિજાના ગુજારીશ છે. અલ્લાહ તઆલા આપ સાહેબોની ખિદમાતોને કબુલ ફરમાવી બંને જહાનમાં અજરે અજીમ સાથે બેહતર બદલો અતા ફરમાવે આમીન...

**જવાબ :-** આપના લખાણને વાંચતા ખૂલાસા રૂપ જણાય છે કે આપ નીચેની ચાર બાબતોનો શરઈ હુકમ જાણવા ચાહો છો.

(૧) પુરા કબ્રસ્તાનની માટી પુરાણ કરી તેના પરિણામરૂપ તૈયાર થયેલી જગ્યામા મૂરદાઓને દફન કરવા બાબત.

(૨) માટી પુરાણ માટે ટ્રેક્ટર અથવા ટ્રક ને કબ્રસ્તાનમાં કબરો ઉપરથી પસાર કરવા બાબત.

(૩) લોકોએ પોતાના સ્વજનોની કબરો ઉપર યાદગીરીરૂપે જે

તખ્તીઓ લગાવી છે, તેને આ માટી પુરાણમાં ઢાંકી દેવા બાબત.

(૪) જનાઝહની નમાઝ પઢવા માટે કબ્રસ્તાનમાંજ પ્રવેશદ્વાર નજીક ઓટલાનુ બાંધકામ કરવા બાબત. અને તે ઓટલાને ફર્ઝ નમાઝ માટે ઈબાદતગાહ રૂપે ઉપયોગ કરવા બાબત.

આપના આ ચારેય સવાલોનો જવાબ ક્રમવાર આપવામાં આવે છે :–

(૧) આવાજ એક સવાલના જવાબમાં હઝ. મવલાના ઝફર અહમદ સા. ઉસ્માની (રહ.) લખે છે– જયારે એ વાત માન્ય છે કે આ કબ્રસ્તાનની વધુ સંખ્યામાં મુરદાઓની દફન વિધિને લઈ કોઈ જગ્યા બાકી રહી નથી, તો હવે એ કબ્રસ્તાનને છોડી બીજી કોઈ જમીન મુરદાઓને દફન કરવા માટે લેવામાં આવે, અને જયાં સુધી પહેલા કબ્રસ્તાનના મુરદાઓના ગળી–સડીને માટી બની જવાનો ગાલિબ ગુમાન ન થાય ત્યાં સુધી અહિંયા અન્ય મુરદાઓ દફન કરવામાં ન આવે અને જે સુરત મહોલ્લાવાળાઓએ એકમતે પાસ કરી છે, તે સખ્ત જરૂરત અને મજબુરી વગર જાઈઝ નથી, માટે મજબૂરી અને જરૂરત બાબત ખૂલાસો કરવામાં આવે કે શું બીજી જગ્યા મુરદાઓ દફન કરવા માટે પ્રાપ્ય નથી ? [ઈમ્દાદુલ અહકામ ૩/૨૭૬,૨૭૭]

ઉપરોક જવાબમાં સવાલ કરનારાઓએ બીજી જગ્યાના અપ્રાપ્ય હોવાનો સવાલમાં ઉલ્લેખ કર્યો નથી, જેથી જવાબમાં તેઓથી એ બાબત ખૂલાસો માંગવામાં આવ્યો, પરંતુ આપે પોતાના સવાલમાં સ્પષ્ટ રૂપે જણાવ્યું છે કે અન્ય કોઈ જગ્યા મુરદાઓ દફન કરવા માટે પ્રાપ્ય નથી, માટે અગર ખરેખર એવું જ હોય, તો આપ હાલના કબ્રસ્તાનમાં માટીનું પુરાણ કરી તેનું લેવલ ત્રણ ફુટ જેટલું ઉચુ કરી એને નવેસરથી વાપરવા લાયક બનાવી શકો છો.

(૨) જુના કબ્રસ્તાનમાં જેમાં કેટલાય વરસોથી મુરદાઓને દફન કરવાનો સિલસિલો બંધ રહયો તેમાં જગ્યા–જગ્યાએ કાંટાળા ઝાડ અને છોડવાઓની સફાઈ તેમજ જગ્યા–જગ્યાએ પડી ગયેલ ખાડાઓને પુરવા માટે કબ્રસ્તાનમાં ટ્રેકટર અથવા બુલડોઝર ચલાવવા બાબત કરવામાં આવેલ એક સવાલના જવાબમાં હઝ. મુફતી સય્યિદ અ. રહીમ સા. લાજપુરી (રહ.)

લખે છે કે – આપના ત્યાં વકફ કબ્રસ્તાન ઘણું જુનું છે, આપ લોકો તેની સફાઈ અને તેને સપાટ કરવા ચાહો છો પરંતુ તે માટે એવી રીત અપનાવવી જોઈએ કે જેમાં મૂરદાઓ તેમજ કબરોનું એહતેરામ બાકી રહે, કબરોની બે–હુરમતી અને બે–અદબી કરવું કબરો ઉપર ચાલવું, બેસવું, ટેક લગાવવું જાઈઝ નથી, હદીસમાં છે હઝ. જાબિર (રદ.) થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કબરોને પાકી બનાવવા અને કબરો ઉપર ઈમારત ચણવા અને કબરો ઉપર બેસવાથી મનાઈ ફરમાવી છે.(મિશ્કાત પેજ.૧૪૮) હઝ. અબૂ હુરૈરહ (રહી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તમારામાંથી કોઈ આગના અંગારા ઉપર બેસે જેના લઈ એના કપડા બળી જાય અને આગની અસર એના શરીર સુધી પહોંચી જાય એ વાત એના કબર ઉપર બેસવાની તુલનામા બેહતર છે. (મિશ્કાત પેજ. ૧૪૭) વિચાર કરો કબર પર બેસવા ઉપર કેટલી સખ્ત વઈદ બયાન ફરમાવી છે. હઝ. અબૂ મરસદ ગનવી (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યું કે કબરો ઉપર ન બેસો અને કબરો તરફ મોઢું કરી નમાઝ ન પઢો. (મિશ્કાત પેજ–૧૪૮) હઝ. અમ્ર ઈબ્ને હઝમ (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મને કબર ઉપર ટેક લગાવી બેસેલો જોયો તો હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તમે આ કબરવાળા ને દુખ ન આપો (મિશ્કાત પેજ–૧૪૯) હઝ. આઈશા (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે મુરદાના હાડકાને તોડવું જીવંત માણસના હાડકા તોડવા બરાબર છે.

ઉપરોકત હદીસોને વારંવાર પઢો, ઈસ્લામમાં મુરદા અને કબરોનું કેટલું બધું એહતેરામ છે તે આ હદીસથી સમજમાં આવી શકે છે. બુલડોઝર અથવા ટ્રેકટરથી સફાઈ કરવામાં કબરોનું સખ્ત અપમાન અને બે–અદબી થશે. કબર ઉપર ચાલવા અને ટેક લગાવીને બેસવાથી મનાઈ ફરમાવવામાં આવી છે. તો બુલડોઝર અને ટ્રેકટર ચલાવવાની રજા કેમ આપી શકાય ?

[ફતાવા રહિમીય્યહ ૮/૧૮૨,૧૮૩]

માટે માટી પુરાણ માટે ટ્રેકટર અથવા ટ્રકને કબરો ઉપરથી પસાર કરવાની ઈજાઝત આપી શકાય નહિં. આપે જે કારણો રજૂ કર્યા છે આજના આ મશીની યુગમાં કયું કામ એવું છે જે અશકય હોય ?

(૩) કબર ઉપર યાદગીરી રૂપે મુરદાના નામની તખ્તી લગાવવાની ગુંજાઈશ તો છે પરંતુ જયારે કબ્રસ્તાનમાં મૂરદાઓને દફન કરવાની જ તંગી છે અને વકફ કબ્રસ્તાન હોવાને લઈ જરૂરતથી વધુ જગ્યાનું રોકાણ દુરૂસ્ત નથી. તો પછી આ રીતે યાદગરી માટે તખ્તીઓ લગાવી કબ્રસ્તાન જે હેતુ માટે વકફ કરવામાં આવ્યું છે તે મૂળ હેતુમાં વિક્ષેપ નાખવાની કેમ કરી ઈજાઝત હોય શકે ? ગુંજાઈશ નો મતલબ તો એટલો જ હોય છે કે અન્ય કોઈ શરઈ રૂકાવટ ન હોય તો એ કામ કરી શકાય છે. જયારે કે પુછેલી સુરતમાં એ તખ્તીઓને લઈ કબ્રસ્તાનમાં વધુ તંગી પૈદા થઈ રહી છે. તો પછી એ ગુંજાઈશ બાકી રહેતી નથી. માટે માટી પુરાણમાં એ તખ્તીઓને ઢાંકી દેવામાં કોઈ બાધ નથી અને તખ્તીઓ લાગેલ તે કબરોવાળાઓના વાલી–વારસોને એ ઉપર કોઈ વાંધો ઉઠાવવાની શરઈરૂએ ઈજાઝત નથી. અલબત્ત માટી પુરાણ પહેલાં તેઓ પોતાની લગાવેલી તખ્તીઓ ત્યાંથી ઉઠાવી ઘરે લઈ જવા ચાહે તો લઈ જઈ શકે છે.

(૪) કબ્રસ્તાન જયારે કે વકફનું છે અને તે મુરદાઓ દફન કરવા માટે વકફ કરવામાં આવ્યું છે અને વકફ ના મૂળ હેતુ માટે પણ તંગી પડી રહી છે. તો પછી જનાઝહની નમાઝ પઢવા માટે ત્યાં ઓટલો ચણવો અને તેને ફર્ઝ નમાઝો માટે વાપરવો, એ તંગીમાં વધારો કરશે. બલ્કે ફર્ઝ નમાઝોનો સિલસિલો શરૂ કરવાની સુરતમાં કબ્રસ્તાનના મૂળ હેતુ સિધ્ધ થવામાં અન્ય રૂકાવટો પણ ઉત્પન્ન થવાની શકયતા નકારી શકાય નહિ. માટે ત્યાં ઓટલો ચણવાના બદલે કબ્રસ્તાનની નજીક કોઈ જગા ખરીદ કરી ત્યાં શેડ બનાવી લઈ તેને આ કામમાં વાપરવામાં આવે. આપે સવાલમાં ગેર–મુસ્લીમો તરફથી જે વાંધાઓ લખ્યા છે, તેનો સંબંધ કબ્રસ્તાન રૂપે જમીન વાપરવાથી છે. નમાઝ માટે વાપરવાથી નથી. એ જગ્યાને વકફ કરવું પણ જરૂરી નથી. વકફ કર્યા વગર જમાઅતની માલિકીમાં રાખી ત્યાં જનાઝહની નમાઝ તેમજ

ફર્ઝ નમાઝો પઢવાની વ્યવસ્થા કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. દારૂલ ઈફતા બરબાદ થવાનો ભય હોય તો તેની કિતાબોનું શું કરે ?

**સવાલ** :–શું ફરમાવે છે મુફતીયાને કિરામ નીચેના મસ્અલામાં :

અમારા શહેરમાં કબ્રસ્તાનનાં એક ખુણામાં કબ્રસ્તાનની જગ્યામાં એક મસ્જિદ બનેલ છે. મઝકૂર મસ્જિદમાં એક રૂમની જગ્યા ખાલી પડેલ હતી. અમારા ગામના એક મુફતી સા. એ તે જગ્યાએ દારૂલ ઈફતા બનાવવાનો ઈરાદો–વિચાર કર્યો, જેથી તે મસ્જિદના પ્રમુખથી વાત કરી તે જગ્યાએ તે જ મસ્જિદ અને મહોલ્લાના એક ભાઈની નિગરાનીમાં બાંધકામ શરૂ કરાવ્યું. ઉપરોકત મુફતી સા. એ બાંધકામ માટે અઠ્ઠાવીસ હજાર (રૂાં. ૨૮૦૦૦/–) દર્શાવેલ ભાઈને આપ્યા એ સિવાય બીજા અમુક માણસો તરફથી સિમેન્ટ, ઈંટો, દરવાજા, રેતી કપચી વિગેરે મળવાથી રૂમનું બાંધકામ પુરૂ થઈ ગયું.

ઉપરોકત મસ્જિદની રકમમાંથી એક રૂપિયો પણ રૂમના બાંધકામમાં લાગેલ નથી. અમૂક માણસો તરફથી દારૂલ ઈફતા કાયમ કરવા માટે જ મદદ થયેલ છે.

દારૂલ ઈફતામાં કિતાબો હોવી જરૂરી હોઈ તે કિતાબો માટે મુફતી સાહબે જ રૂબરૂ અને ફોનથી પોતાના ચાર અકીદતમંદ–ચાહનારા અને મુખલિસ સાહિબોને વાત કરતા તે ચાર વ્યકિતઓએ મળીને કુલ ૨૫૦૦૦/– રૂા. આપ્યા એક પાંચમાં વ્યકિત જેઓ આલિમે દીન મવલાના છે અને કુતુબખાનાના માલિક છે. જેઓથી મુફતી સા.ની દોસ્તી, સંબંધ અને પઢવાના સાથીદાર હોવાના લીધે વાત કરતા ૨૫૦૦૦/– રૂા. ની કિતાબો એમ પાંચ વ્યકિતઓ તરફથી કુલ પચાસ હજાર (અંકે રૂા.૫૦૦૦૦/–) ની કિતાબો મુફતી સા. ની મહેનત અને અસરના આધારે પ્રાપ્ત થઈ, આ બધું કામ મુફતી સા. ની ઝિમ્મેદારી, જવાબદારી તહવીલમાં અને એતેમાદથી થયું. ઉપરોકત પાંચે ભાઈઓએ મુફતી સા. ને સામે રાખી તેમની

ઝિમ્મેદારીમાં પૈસા કે કિતાબો આપેલ છે.

આ વાત યાદ રહે કે પાંચેવના દિમાગમાં એ વાત હતી કે મુફતી સા. દારૂલ ઈફતા શરૂ કરી રહેલ છે. ખોલી રહેલ છે, તેઓ જ ત્યાં બેસશે અને પોતાના ટાઈમની કુરબાની વધુ થી વધુ પ્રમાણે આપશે. ફતવા પણ તેઓ જ લખશે વિગેરે. અને મુફતી સા. એ લિલ્લાહ પગાર વગર ટાઈમ અને પોતાના જાન–માલનો ભોગ આપી તે કરી બતાવ્યું. બલ્કે દારૂલ ઈફતા માટે નાની મોટી વસ્તુની જરૂર પડતી તો તે પણ પોતાના ખર્ચથી લઈ આવતા.

ઉપરોકત દારૂલ ઈફતામાં લેખીત ફતવા બહુજ ઓછા પ્રમાણમાં આવતા હતા. પાછલા છ મહીનામાં માત્ર ૧૭, સત્તર ફતવા અને તે પણ તલાક, મિરાસના જ પૂછાયા હતા. વધુ પ્રમાણમાં દારૂલ ઈફતા શરૂ કરવા પહેલાં મોબાઈલ ઉપર લોકો બલ્કે અહલે ઈલ્મ પુછતા હતા. તે જ પ્રમાણે દારૂલ ઈફતા શરૂ કરવા પછી પણ લોકો મોબાઈલ ઉપર જ મુફતી સા. થી પુછતા રહયા અને હાલમાં પણ પુછે છે.

હવે થયું એવું કે ઉપરોકત વ્યકિત જેની દેખરેખમાં બાંધકામ થયું, તેઓને બે–ચાર વખત શરીઅત વિરૂધ્ધ કામ કરતા કે જોતા મુફતી સાહબે તેઓને ટકોર અને નકીર કરી. તેમજ તે સિવાય મુફતી સા. ની સામે તે વ્યકિતના એવા હાલાત અને કામો આવ્યા કે તે લખતાં પણ શરમ આવે.

ગુજરાતીમાં કહેવત છે કે માણસ સાથે રહેવા, ઉઠક, બેઠક, વાત–ચીતથી ઓળખાય. તે વ્યકિતના કરતૂતો સામે આવવાથી તે ભાઈને પણ આ વસ્તુનો એહસાસ થવા લાગ્યો કે મુફતી સા. ને અહીંયા રહેવા દેવામાં મારૂ બહુજ નુકસાન છે. તેથી પોતાની ખરાબ આદતથી મજબુર હોય મુફતી સા. ને અહીંયાથી કાઢવાના કાવતરા કરવા લાગ્યો.

તે વ્યકિતના કરતૂતોના લીધે ઉપરોકત મસ્જિદના ઘણાં બધા નમાજી લોકોએ નમાઝ પઢવાનું તે મસ્જિદમાં બંધ કરી દીધું અને તે વ્યકિતએ મસ્જિદવાર જમાઅતના ઘણા મુખલિસ સાથીઓની પણ હકાલપટ્ટી કરી. તે જ રીતે મુફતી સા. ને પણ નસાડવાના પ્લાન અને સ્કીમો શરૂ કરી દીધી અને ઈખ્તિલાફ કરવા લાગ્યો. અહીં સુધી કે બે–ત્રણ વખત વાત–ચીત,

દુઆ—સલામ બંધ કરી દિધા. છેવટે મુફતી સા. થી લડાઈ ઝઘડો કરી દીધો.

મુફતી સા. એ આ હાલાત જોઈને ત્યાં જવાનું કે બેસવાનું બંધ કરી દીધું. મુફતી સા. ની જેમ બીજી કોઈ વ્યકિત પોતાના ટાઈમનો ભોગ આપે અને ફિકરથી કોઈ કામ કરે તે અઘરૂં અને કઠીન તેમજ મુશ્કિલ છે. દારૂલ ઈફતાના ઉર્દુ, ગુજરાતી, અંગ્રેજી સિક્કાઓ તેમજ લેટરપેડ મુફતી સાહબે પોતાના ખર્ચે બનાવેલ છે.

રૂમની જે તે જગ્યા ખાલી હતી તે જગ્યાએ એ ભાઈનો મહેમાનખાનું બનાવવાનો વિચાર પોતાના ફાયદા અને લાભ માટે હતો. પણ કોઈ બાંધકામની સગવડ ન હોય તે અનુસંધાને દારૂલ ઈફતાના બહાને રૂમ તો ઉભો તો કરી દો પછી નસાડતા ભગાડતા તો આપણને આવડે જ છે. તો હવે દારૂલ ઈફતાને એમ સમજો કે તાળું જ લાગી ગયેલ છે.

આ હાલાતમાં અમૂક અહમ સવાલો પેદા થયા છે :—

(૧) એ જગ્યાએ કિતાબ રહે અથવા રાખવામાં આવે તો કિતાબો બરબાદ થવાનો ભય છે.

(૨) જો કિતાબો વકફ માનીએ તો વકફનો માલ બરબાદ થવાનો પણ ૧૦૦ ટકા ભય છે.

(૩) એમ પણ બની શકે છે કે બે—ચાર વ્યકિતઓ મળી તેને વેચીને તે રકમને હડપ કરી જાય.

(૪) આ પણ બનવા જોગ છે કે તે જ મસ્જિદ, મદ્રસાના એક ઉસ્તાદ અને બીજા બે—ચાર વ્યકિતઓ આજે નહીં તો બે—ચાર, છ મહીના પછી માલિક બની બેસે.

ઉપરોકત બધા જ એહતિમાલાત અને ઈમકાનાત છે, આવી પરિસ્થિતિમાં અહમ સવાલ એ છે કે આ બધી કિતાબોનો શું મસ્અલો ? અને મુફતી સા. ની ઝિમ્મેદારીનો એક સવાલ ઉભો થાય છે.

(૧) તો શું આ કિતાબો અપાવનાર/આપનાર પોતાની રકમ પ્રમાણેની કિતાબો પાછી લેવાના હકદાર છે કે નહીં ?

(૨) જો હકદાર હોય તો તે કિતાબો અંગે તેઓનો અધિકાર રહે છે કે

પછી બીજી કોઈ મોઅતબર, સહીહ અને ઈત્મિનાનવાળી જગ્યાએ જયાં તેનો વપરાશ અને ઈસ્તેમાલ સહી થાય અને વકફ કરનારને તેનો સવાબ મળે વકફ કરવું જરૂરી છે ?

(૩) શું મુફતી સા. તે જગ્યાએથી કિતાબો કઢાવી પોતાના હાથ વડે દેનાર વ્યકિતઓને પરત કરે કે જેથી મુફતી સા. ની ઝિમ્મેદારી, તહવીલમાં જે તે કિતાબો મળેલ છે તે ઝિમ્મેદારી પુરી થઈ જાય. આ હક છે કે નહીં. જો હક બને અને પરત ન કરે તો તેનો શું ઉકેલ છે? પરત ન કરનાર ગુનેહગાર થશે કે નહીં તેમજ બીજા ગામના અમુક અસર ધરાવનાર વ્યકિતઓને વચ્ચે રાખી કઢાવી શકે કે કેમ ?

ઉપર લખેલ બધા જ ઈમકાનાત, એહતિમાલાતનો મોટામાં મોટો પ્રુફ અને દલીલ એ છે કે પાછલા વર્ષોમાં ત્રણ કુતુબખાનાઓની સારામાં સારી કિંમતી કિતાબો બરબાદ થઈ ગયેલ છે. આજે નહીં તો ચાર–છ મહીનાઓ પછી આ કિતાબો પણ બરબાદ થવાની જ છે.

ક્રમવાઈઝ સવાલનો જવાબ આપી મહેરબાની ફરમાવશો.

**જવાબ :–** (૧),(૨),(૩) એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસેડી શકાય એવી વસ્તુ દા.ત. ચટાઈ, પંખો વિગેરે કોઈક વ્યકિતએ ખરીદ કરીને પોતાના તરફથી મસ્જિદ માટે આપી અને આગળ જતાં મસ્જિદ વેરાન થઈ જવાને લઈ મસ્જિદને તે વસ્તુની જરૂરત ન રહી, તો એ સુરતમાં ઈમામ મુહમ્મદ (રહ.) ના કથન મુજબ આપવામાં આવેલ તે વસ્તુ આપનાર વ્યકિત અગર હયાત હોય તો તેની અને મૃત્યુ પામી ચૂકી હોય તો તેના વારસદારની ગણાશે અને ફત્વો ઈમામ મુહમ્મદ (રહ.) કથન ઉપર છે. બહરૂર્રાઈકમાં છે :

وفی الخانية رجل بسط من ماله حصيراً للمسجدفخرب المسجدووقع الاستغناء عنه فان ذلك يكون له ان كان حياًولورثته ان كان ميتاوان بلی ذلك كان له أن يبيع ويشتری بثمنه حصيراً آخرو كذالواشتری حشيشاً أو قنديلاً للمسجد فوقع الاستغناء عنه كان ذلك له ان كان حياًولورثته ان كان

ميتاً وعند ابى يوسف رحمه الله تعالى يباع ذلك ويصرف ثمنه الى حوائج المسجدفان استغنى عنه هذاالمسجديحول الى مسجدآخر,الفتوى على قول محمد رحمه الله تعالى . [البحر الرائق٥/٢٧٣]

(ومثله )فى الخلاف المذكور(حشيش المسجدوحصره مع الاستغناء عنهماو).(قوله ومثله حشيش المسجد الخ)أى الحشيش الذى يفرش بدل الحصر كمايفعل فى بعض البلاد كبلادالصعيد كمااخبرنى به بعضهم قال الزيلعى رحمه الله تعالى وعلى هذاحصير المسجدوحشيشه اذاستغنى عنهمايرجع الى مالكه عندمحمد رحمه الله تعالى وعندابى يوسف رحمه الله تعالى ينقل الى مسجدآخروعلى هذاالخلاف الرباط والبئراذالم ينتفع بهماه وصرح فى الخانية بان الفتوى على قول محمد رحمه الله تعالى قال فى البحروبه علم ان الفتوى على قول محمد رحمه الله تعالى فى آلات المسجدوعلى قول ابى يوسف رحمه الله تعالى فى تابيدالمسجداه والمرادبآلات المسجدنحوالقنديل والحصيربخلاف أنقاضه لماقدمناعنه قريباًمن ان الفتوى على ان المسجدلايعود ميراثاً ولايجوز نقله ونقل ماله الى مسجدآخر [در مختار شامى ٣/٤٠٧]

માટે પુછેલી સુરતમાં અગર તે દારૂલ–ઈફતા મસ્જિદના રૂમમાંથી ખતમ કરી આપવામાં આવે અને અન્ય કોઈ જગ્યાએ ખસેડવામાં ન આવે, તો એ સુરતમાં તે દારૂલ–ઈફતા માટે આપવામાં આવેલી કિતાબો જે વ્યકિતઓની રકમથી ખરીદ કરવામાં આવી હતી. તેમની રજા લઈ અન્ય કોઈ જગ્યાએ જયાં એનો સહીહ ઈસ્તેમાલ થઈ શકતો હોય, આપવામાં

આવે. સવાલમાં દર્શાવેલ મુફતી સાહબ જ વાસ્તવમાં રકમ આપનારાઓ ના વકીલ હતા અને તેમના વિશ્વાસ ઉપર જ આ રકમ આપવામાં આવી હતી, માટે તેઓજ રકમ આપનારાઓથી મળી સલાહ–મશ્વેરો કરી તેમની રજાથી યોગ્ય જગ્યાએ આપે. અને જો મસ્જિદમાં રૂમ તઅમીર કરી ત્યાં જે દારૂલ–ઈફતા શરૂ કરવામાં આવ્યું હતું તે દારૂલ–ઈફતા જ અન્ય કોઈ જગાએ ખસેડવામાં આવે તો આ બધી કિતાબો તેમાંજ રાખી એનાથી ફાયદો ઉઠાવવામાં આવે. માટે તે મુફતી સાહબને જોઈએ કે આ દારૂલ–ઈફતા ને જ અન્ય જગ્યાએ કાયમ કરી દીનની ખિદમતનો આ સિલસિલો ચાલુ રાખે. સવાલમાં દર્શાવેલ વ્યકિતના કરતૂતોને લઈ દારૂલ–ઈફતાને અન્ય જગ્યાએ ખસેડવામાં તો કોઈ વાંધો નથી. પરંતુ આ સિલસિલો સદંતર બંધ શા માટે કરવામાં આવે ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. વકતી વકફ દુરૂસ્ત નહી.

**સવાલ :–** મેરી જમીન જાયદાદ કે ફરોખ્ત કિયે બગેર જમીન કી સાલાના આમદનીકા અંદાજ નિકાલકર ઓર હજકે ખર્ચકા અંદાજ નીકાલકર જીતની મુદ્દતમે પાંચ લોગોં કે હજજે બદલકા ખર્ચ નીકલ આયે ઉતની મુદ્દત કે લીયે મેરી જમીન કિસી મદ્રેસા યા મસ્જીદ યા કિસી દીની દુનિયાવી અંજુમન મે વકફ કરદી જાયે. ઓર મુદ્દત પુરી હોને કે બાદ વાપસ લેલી જાએ તો હજ અદા હોગા યા નહી ?

**જવાબ :–** ઈસ તરહ વકફ કરના સહીહ નંહિ. ઔર ઈસસે હજ નંહિં હોગા. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૧૨. હિફાઝત ખાતર કબ્રસ્તાનની જગ્યા ઉપર દુકાનોનું આયોજન કરવું.

**સવાલ :–** અમો સુન્ની મુસ્લિમ વ્હોરા જમાઅતના હોદ્દેદારો તથા સભ્યોની નમ્ર અરજ છે કે, મસ્જીદ પાસે કબ્રસ્તાન આવેલ છે. જેમાં જમાઅત ૧૦ ફુટ ×૧૦ ફુટની દુકાનો નું આયોજન કરવા માંગે છે. જેના બાંધકામમાં પ્લીન્થ લેવલે ખુલ્લો સ્લેબ ભરવા માંગીએ છીએ. એટલે કે કબ્રસ્તાનની

જમીન થી સ્લેબ અધ્ધર હોય, દુકાન બાંધવાનો હેતુ કબ્રસ્તાનની હિફાઝત છે. હાલ જયાં દુકાનો બનાવવા માંગીએ છીએ ત્યાં કોઈ કબર કે કબ્રોનું નિશાન પણ જણાતું નથી અને મોટી ઉમરના વડીલોને પણ ત્યાં કોઈ કબર હોય એવું જાણમાં નથી.

જે જગ્યાએ દુકાનનું આયોજન છે ત્યાં કબ્રસ્તાનની જુની નાની દીવાલ છે, ત્યાં લોકો પેશાબ અને ગંદકી કરે છે. અમુક ખાણી-પીણીની લારીઓ પણ મુકવામાં આવે છે. તેમજ ભાડે ફરતા ટેમ્પાઓ પણ પાર્ક કરવામા આવે છે જેને લીધે પણ ગંદકી વધવાનો ભય છે. અને શકય છે કે ભવિષ્યમાં નગરપાલીકાને ધ્યાનમાં આવે તો એવો ઠરાવ કરી અહીંયા કેબીનો મુકવાનું આયોજન કરે પણ ખરા. આ બધા કારણોને ધ્યાનમાં રાખી દુકાનો બનાવે તો આ બધી ખરાબીઓથી બચી શકાય અને ભાડાની આવક પણ થાય.

ટ્રસ્ટ પાસે બીજુ પણ કબ્રસ્તાન વસ્તીથી દુર આવેલ છે. જેનો વહીવટ પણ આજ ટ્રસ્ટ કરે છે. તેની પણ હીફાઝત જરૂરી છે. ત્યાં પણ કમ્પાઉન્ડ બનાવવાની જરૂરીયાત છે. તો આ ભાડાની ઈન્કમમાંથી ટ્રસ્ટ આ દીવાલનું કામ પણ કરવા માંગે છે, અને આવકમાંથી આ કબ્રસ્તાનની સફાઈ વગેરેમાં પણ ખર્ચ થશે.

(૧) ઉપરોકત જણાવેલ વિગત મુજબનું બાંધકામ કબ્રસ્તાનની આ પ્રકારની જગ્યામાં કરી શકાય યા નહી ?

(૨) આ ઈન્કમમાંથી જાળવણી અને હીફાઝતનો ખર્ચ ટ્રસ્ટ દ્વારા સદર બંને કબ્રસ્તાન માટે કરી શકાય યા નહી ?

**જવાબ** :- શરીઅતે વકફ બાબત નક્કી કરેલ ધારાધોરણ મુજબ જે જગ્યા કબ્રસ્તાન રૂપે વકફ કરવામાં આવી હોય તેને મુસ્લીમ મુરદાઓને દફન કરવા સિવાયના અન્ય કોઈ કામ માટે વપરાશમાં લેવું ના-જાઈઝ અને વકફના ધ્યેયની વિરૂધ્ધ છે. જેથી અસલ હુકમ તો એ છે કે કબ્રસ્તાનની તે જગ્યા ઉપર આપ દુકાનોનું આયોજન કરી શકતા નથી. પરંતુ આપે સવાલમાં જણાવ્યા મુજબ કબ્રસ્તાનની દિવાલ પાસે લોકો પેશાબ અને ગંદકી કરે છે. અમુક ખાણી-પીણીની લારીઓ પણ મુકવામાં આવે છે. તેમજ

ભાડે ફરતા ટેમ્પાઓ પણ પાર્ક કરવામાં આવે છે. અને શકય છે કે ભવિષ્યમાં નગર પાલિકાના ધ્યાનમાં આવે તો તેઓ ઠરાવ કરી અંહિયા કેબિનો મૂકવાનું પણ આયોજન કરે. આ બધા કારણોને ધ્યાનમાં રાખી દુકાનો બનાવે તો આ બધી ખરાબીઓથી બચી શકાય અને ભાડાની આવક પણ થાય.

આપે સવાલમાં જે કારણો બતાવ્યા છે. માત્ર એની બુનિયાદ પર દુકાનોનું આયોજન કરવું દુરૂસ્ત અને જાઈઝ નથી. અગર કોઈ પાકી અને મોટી દિવાલ બનાવી લેવાથી કબ્રસ્તાનની હિફાઝતનો ધ્યેય પ્રાપ્ત થઈ જતો હોય. તો તેમજ કરવામા આવે અને તે દિવાલ બનાવવા માટે મુસ્લિમોથી લિલ્લાહ ચંદો કરી શકાય છે. પરંતુ આપના લખ્યા મુજબ અગર નગર પાલિકા તરફથી ભય હોય કે તેઓ ત્યાં કેબિનો મુકવાનું આયોજન કરશે અને એ ભયમાત્ર અનુમાન પુરતો નથી બલ્કે વાસ્તવિકરૂપે હોય તો કબ્રસ્તાનની હિફાઝત ખાતર આપ એવી રીતે કે કબ્રસ્તાનની જમીન ઓછામાં ઓછી વપરાય. કેબિનો મુકી દુકાનોનું આયોજન કરી શકો છો અને તેમાં આપની નિય્યત માત્ર કબ્રસ્તાનની હિફાઝતની હોવી જરૂરી છે. ભાડાની આવક થવાને બુનિયાદ બનાવવામાં ન આવે અને જેટલી ઓછામાં ઓછી જગા વપરાશમાં લઈ આ ધ્યેય પ્રાપ્ત થતો હોય તે મુજબ કરવામા આવે. અને તેનાથી થતી આવક એજ કબ્રસ્તાનની જાળવણી તેમજ વ્યવસ્થામાં વાપરવામાં આવે. બીજા દુર આવેલા કબ્રસ્તાનના કમ્પાઉન્ડમાં નહિ. અલબત્ત અગર આ આવક એટલી બધી હોય કે તેની આ કબ્રસ્તાનને ભવિષ્યમાં પણ જરૂરત નંહિ પડે તો એ સુરતમાં તે વધારાની આવકથી બીજા કબ્રસ્તાનનું કમ્પાઉન્ડ બનાવી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. વકફ પર્સનલ હોઈ શકતું નથી, વકફના વહીવટમાં ગેરરીતી આચરવામાં આવે તો ટ્રસ્ટી શું કરે ?

**સવાલ :–** હમારા વાલીદ તેમ એમના ત્રણ ભાઈઓ અને એક ફોઈ ભાઈએ મળી ભાગીદારીનો ધંધો ચાલુ કર્યો હતો. અલ્લાહના ફઝલથી તેમાં ખુબ નફો થવા લાગ્યો અને બરકત થઈ ત્યારે સૌ ભાગીદારોએ મળીને

નક્કી કર્યું કે એક વકફ હમારી દાદી તેમજ દાદાના નામથી બનાવવામાં આવે. અને નક્કી થયુ કે દર વરસે જે નફો થાય તેમાંથી અમુક ટકા (પરસન્ટેજ) વકફમાં આપવા. જે વરસો સુધી આપવાનું ચાલુ રહયું. અને વખતો વખત ભાગીદારો પોતે પણ અલગથી વકફમાં આપતા હતા. દર વરસે લીલ્લાહના કામ થતા રહયા. વકફના પૈસાથી બે પ્રોપર્ટી પણ ખરીદી જેની વરસ દીવસે આવક થતી રહી અને લીલ્લાહ ના કામો થતા હતા.

હમારા બાજીના ફોઈ ભાઈ ૧૯૮૧માં ગુજરી ગયા. ૧૯૮૮માં હમારા વાલીદ ગુજરી ગયા અને ૧૯૯૦માં હમારા મોટા કાકા ગુજરી ગયા. હવે બે કાકાઓ હયાત છે.

જે મોટા કાકા હયાત છે તેમના હાથમાં આ વકફ છે. નાના કાકાનું ચાલતું નથી, જો કે તેઓ પણ એક ટ્રસ્ટી છે. બધુ મોટા કાકા ના કબજામાં છે.

હવે હમારા મોટા કાકાનું કહેવું છે કે જે વકફ છે એ એણે પોતાના પૈસાથી બનાવ્યું છે. અને એ એનું પોતાનું (PERSONAL) વકફ છે. જે હમારા મુજબ ખોટુ છે. એ કોમન (COMMON) વકફ છે જે બધા ભાગીદારો એ મલીને બનાવ્યું હતું. હવે જયારે કે ત્રણ ભાગીદારો ગુજરી ગયા છે તેઓ પોતાની માલીકી જાહેર કરે છે. જો કે એ કોમન (COMMON) વકફ છે.

વકફ નામાની કોપી હમારા પાસે નથી. હવે એ વકફ જનરલ વકફ છે કે વકફુલ ઓવલાદ છે, જે વકફ નામુ મળવાથી ખબર પડે. થોડા વરસ પહેલાં " વકફ " શબ્દ ને કાઢી " ટ્રસ્ટ " કરવામાં આવ્યું હતું.

**સવાલ :-** (૧) હમારા મોટા કાકા ગેરવાજબી રીતે એ વકફ પોતાનું કરી લીધું છે. એ માટે શરીઅતની શું વઈદ છે ?

(૨) હમારા નાના કાકાએ ટ્રસ્ટી હોવા છતાં હમારા ધારવા મુજબ કઈ ચાલતું નથી. કઈ બોલી શકતા નથી. અગર હક બાબત માં તેવણ ન બોલે તો શું તેવણ અલ્લાહ તઆલાની નઝરમાં ગુનેહગાર થશે કે કેમ? એ બારામાં શું વઈદ છે ?

**જવાબ :-** કોઈ વસ્તુને પોતાની માલિકીમાંથી કાઢી અલ્લાહ

તઆલાની માલિકીમાં આપી દઈ તેનો લાભ ગરીબી અને અમીરીનો ખ્યાલ કર્યા વગર હંમેશના માટે અલ્લાહની રઝા પ્રાપ્તિ ખાતર વ્યકિતઓ, સંસ્થાઓ અથવા મસ્જિદો, કબ્રસ્તાનો અથવા અન્ય નેકીના કામો માટે નામાંકિત કરી દેવાને શરીઅતની પરિભાષામાં વકફ કહેવામાં આવે છે.

[મજમૂઅહ કવાનીને ઈસ્લામી પેજ ૩૪૩]

વકફના પૈસાથી ખરીદવામાં આવેલ પ્રોપર્ટી પણ વકફના હુકમમાં છે. તેની આવક પણ ત્યાંજ ખર્ચ કરવામાં આવશે. જયાં વકફની આવક ખર્ચ કરવામાં આવી રહી હોય. (મજમૂઅહ કવાનીને ઈસ્લામી પેજ ૩૫૫)

વકફ થઈ ચુકવાથી તે વસ્તુ વકફ કરનાર તેમજ અન્ય કોઈની માલિકીમાં રહેતી નથી તેમજ તે વસ્તુ અન્ય કોઈની માલિકીમાં (વેચાણ અથવા બખ્શીશ વડે) આપી શકાય નંહિ. તેને ગિરો મૂકી શકાય નંહિ.

[દુર્રે મુખ્તાર– શામી ૩/૪૦૨]

વકફ કોઈનું પર્સનલ હોતુ નથી. તેતો અલ્લાહ તઆલાની માલિકી ગણાય છે. જેથી આપના મોટા કાકાનું એ બાબત આમ કહેવું કે આ એમનું પર્સનલ વકફ છે. દુરૂસ્ત નથી. જેથી તેમનું એ વકફને પોતાના કબ્જામાં લઈ લેવું અને પોતાની વ્યકિતગત મિલ્કત જેમ તેનો વહીવટ કરવું શરઈરૂએ દુરૂસ્ત નથી. આપના નાના કાકા પણ ટ્રસ્ટી હોવા છતાં આ બાબત ચૂપ બેસી રહયાં છે. તેમની આ ચૂપકીદી શરઈરૂએ ટીકાપાત્ર છે. તેમને જોઈએ કે આપના મોટા કાકા તરફથી વકફના વહીવટમાં જે ગેરરીતિ આચરવામાં આવી રહી છે તેને દુર કરવાની પુરેપુરી કોશિશ કરે. નંહિતો શરઈરૂએ તેઓ પણ જવાબદાર ઠરશે. વળી જયારે જુના ટ્રસ્ટીઓમાંથી મોટા ભાગના દુન્યાથી રૂખ્સત થઈ ચૂકયા છે તો તેમની જગ્યાએ તેઓની અવલાદમાં થી લાયક વ્યકિતઓની નિમણૂંક કરવામા આવે જેથી વકફનો કારોબાર અને વહીવટ શરીઅત મુજબ અને વકફ કરનારાઓએ નક્કી કરેલ નિતી મુજબ ચાલતો રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. વકફ જમીન વધુ આવક મેળવવા ખાતર વેચવું.

**સવાલ** :– અમારા ગામમાં મસ્જીદ માં હાઈવે રોડ પર આવેલી

જમીન સ.નં.૨૪૮, એકર ગુંઠા ૧.૫ વાળી લગભગ બે વીંઘામાં ઓછી, તેની વાર્ષિક આવક રૂા. ૧૭૫ જેમાંથી મહેસુલ ખર્ચ બાદ જતાં રૂા. ૧૫૦/- મળે છે. હાલમાં મસ્જીદની આવક એવી નથી કે જેનાથી મસ્જીદના મુલાજીમ તેમજ બીજા ખર્ચા રીપેરીંગ વિગેરે પૂરા થઈ શકે. માટે મસ્જીદના ટ્રસ્ટીઓ અને જમાઅતવાસીઓ એમ નક્કી કર્યુ છે કે મજકુર જમીન ને વેચી જેની કીંમત આજે ચાલુ બજાર પ્રમાણે રૂા. ૧૫૦૦૦૦/- દોઢ લાખ જેટલી મળે છે. એ રકમમાંથી મસ્જીદની બીજી જમીન ઉપર ભાડે આપવા માટે રૂમો બાંધી એની સારી જેવી આવક) વાર્ષિક ઉપજ કરતાં સારી આવક (અંદાજે ૧૫ થી ૧૮ હજાર વાર્ષિક આવક થશે, તો સવાલ એ છે કે મજકુર ટ્રસ્ટની જમીન વેચી જમાઅતવાસી સવાલમાં દર્શાવેલી હકીકત ઉપર અમલ કરશે તો એમાં કઈ શરઈ વાંધા જેવું છે કે નહીં ?

તા. ક. આજે જે રૂા. દોઢ લાખ મળે છે તે આગળ જતાં સરકારી સુડા (શહેરી વિકાસ સત્તા મંડળ) લઈ લેશે તો રૂા. ૨૦/- (વીસેક હજાર) સુધીજ મળશે. વધુમાં એક ભાઈની જમીન રોડને લગતી રૂા. ૧૦ હજારમાં લઈ લીધી તે આનાથી ૦ાા કીલો મીટર પર છે. જેથી આપ મસ્જીદ વકફ ટ્રસ્ટને નુકશાન ન થતા લાભ દાયક થાય એ ઉપર ધ્યાન કરી જવાબ આપશો.

**જવાબ :-** વકફ કરનારે વકફ કરવામાં આવેલીએ ઝમીન ને વેચી બીજી મિલ્કત ઉભી કરવાની રજા વકફ નામાં માં આપી હોય, અથવા એ વકફ ઝમીનમાંથી કાંઈ પણ ઉપજ થતી ન હોય તો એ સુરતમાં તેને વેચી શકાય છે. અને જો વકફ કરનારે વકફ નામાં માં એને વેચી બીજી મિલ્કત ઉભી કરવાની રજા નથી આપી અને એ વકફ ઝમીનમાંથી ઉપજ મળે છે તો એને વેચવાની શરીઅતની રૂએ ઈજાઝત નથી. માટે વધુ આવક મેળવવા ખાતર પુછેલી સુરતમાં વેચવું જાઈઝ નથી.

[શામી. ૩/૪૨૪, ફતાવા આલમગીરી ૨/૩૯૯,૪૦૧]

અલબત્ત અગર તે ઝમીન ગામની વસ્તીની નજીક છે. અને ત્યાં મકાનો બાંધી તે મકાનો ભાડે આપવાની સુરતમાં જે આવક મળશે તે આવક ખેતી કરી મેળવેલી ઉપજ કરતાં વધારે છે તો તે ઝમીનમાં મકાનો

બાંધી ભાડે આપી શકાય છે. [ફતાવા આલમગીરી ૨/૪૧૪] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૧) મસ્જિદ

## ૧. પાઘડીની રકમ મસ્જિદ, મદ્રસહમાં આપવી.

**સવાલ :–** મુહમ્મદભાઈએ પોતાની માલિકીનું મકાન અથવા દુકાન પાઘડી લઈને યૂનુસભાઈને ભાડે આપ્યું. અમુક વરસ પછી તે મકાન યૂનુસભાઈએ બીજાભાઈ પાસેથી પાઘડી લઈને ભાડે આપ્યું. તો સરકારી કાનુન મુજબ જે યૂનુસભાઈને પાઘડી મળી છે, તેમાં ૩૩ ટકા પૈસા મુહમ્મદભાઈને મળે છે અને ૬૭ ટકા યૂનુસભાઈને મળે છે. તો જે મુહમ્મદભાઈને ૩૩ ટકા પૈસા મળ્યા છે, તે પૈસા મદ્રસહમાં અથવા મસ્જિદમાં આપી શકે છે કે નહિં ?

**જવાબ :–** મુહમ્મદભાઈ પાઘડીની એ રકમ મસ્જિદ અથવા મદ્રસહમાં આપી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. નીચેના ભાગમાં દુકાનો બનાવી ઉપરના ભાગે મસ્જિદ બાંધવી.

**સવાલ :–** અમદાવાદ શહેરમાં વાડીયા નામનો એક વિસ્તાર આવેલ છે. આ વિસ્તારમાં સંપૂર્ણ હિન્દુઓ વસે છે અને ત્યાં કોઈ પણ મુસ્લિમ વસ્તી નથી. ત્યાં વાડીયા ગોલવાડ નામની મસ્જિદ આવેલ છે. જે સને ૧૯૬૯ના હુલ્લડમાં નાશ પામેલ છે અને ત્યારથી તે મસ્જિદ તદન તુટેલી હાલતમાં પડી રહી છે. આ મસ્જિદમાં બાંધકામ થયેથી પણ નમાઝ થઈ શકે તેમ નથી. આ મસ્જિદની મોટી જગ્યામાં ગ્રાઉન્ડ ફલોર ઉપર દુકાનો બાંધવાની ઘણી જ ઓફરો આવે છે. પરંતુ દીની મસ્અલો હોવાથી સ્વીકારવામાં આવતી નથી અને ટ્રસ્ટને ઘણું જ આર્થિક નુકશાન થાય છે.

ઉપરના સંજોગોમાં પુછવા માંગીએ છીએ કે ભોંયતળીયાના ભાગમાં

દુકાનો બનાવી ઉપરના ભાગે મસ્જિદ બાંધીયે તો તે જાઈઝ છે કે નહિં તે જણાવશો. જો ત્રણ માળની ઈમારત બાંધીએ તો ત્રીજા માળે મસ્જિદ રાખીને ગ્રાઉન્ડ ફલોર, ફર્સ્ટ ફલોર ઉપર દુકાનો રાખી શકીયે કે નહિં ? તે અંગે પણ માર્ગદર્શન આપશો. જો આ જગ્યાનો ઉપયોગ કરવામાં નહિં આવે તો આ જગ્યા ચાલી જાય એમ છે. અને આ હાલમાં પણ ગલ્લાઓ મુકેલ છે અને સવારના પહોરમાં હિન્દુ વસ્તી કુદરતી હાજતે જાય છે.

(૧) આ જગ્યામાં પત્રમાં જણાવ્યા મુજબ જો ત્રણ માળની ઈમારત બાંધીએ તો મઝહબની દ્રષ્ટિએ આ બાંધકામ શકય છે કે નહિં, તે જણાવવા વિનંતી છે.

(૨) બાંધકામની પરવાનગી દીની દ્રષ્ટિથી મળે તો ઘણી મોટી રકમની આવક થાય તેમ છે. માટે યોગ્ય માર્ગદર્શન આપવા અરજ છે.

(૩) જો આ જગ્યાને આમને આમ જ પડી રહેવા દઈએ તો તે મસ્જિદમાંથી ખારીજ થઈ જશે. તથા હિન્દુ વિસ્તાર હોવાથી ત્યાં નમાઝીઓ આવવાની શકયતા ઘણી જ ઓછી છે. પરંતુ આ મીલ્કત હાથમાંથી ચાલી ના જાય તે માટે ત્રીજા માળે મસ્જિદ રાખીએ અને નીચેના માળ એટલે કે ભોંયતળીયું અને પહેલો માળ ભાડે આપીએ તેવો કોઈ લાભકારક રસ્તો કાઢી આપવા વિનંતી છે.

**જવાબ :–** આપના પ્રશ્નોનો અસલ જવાબ આપવા પહેલાં બે વાતો જાણવી જરૂરી છે. પહેલી વાત તો એ કે જે જગ્યાએ એક વખત મસ્જિદ બનાવવામાં આવે છે ત્યાં મસ્જિદની ઈમારત બાકી રહે યા ન રહે તેમાં કોઈ નમાઝ પઢે યા ન પઢે ત્યાં મુસ્લિમ વસ્તી રહે યા ન રહે. હર હાલતમાં તે જગ્યા કયામત સુધી મસ્જિદ જ રહેશે. અન્ય જમીનોની જેમ ફના નહિં થાય, બલ્કે જન્નતમાં પહોંચાડવામાં આવશે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે "કિયામતના દિવસે તમામ ઝમીનો ફના થઈ જશે, સિવાય મસ્જિદોના કે તે આપસમાં મળી જશે." [ફતાવા રહીમિય્યહ ૨/૧૮૨ ઉર્દૂ] બીજી વાત એ જાણી લ્યોકે કોઈ જગ્યાને જયારે મસ્જિદ બનાવવામાં આવે ત્યારે શરૂથી જ તે મસ્જિદ બનાવનાર (વકફ

કરનાર) એવી નિય્યત કરે કે મસ્જિદના નીચેના ભાગમાં મસ્જિદના નિભાવ ખાતર દુકાનો અને ઉપરના ભાગમાં ઈમામ–મુઅઝ્ઝિન માટે કમરા પણ બનાવવા છે કિંવા મસ્જિદના પહેલા પ્લાનમાં જ આ બધું શામેલ છે તો એ બનાવી શકાય છે, પરંતુ જયારે એક વખત મસ્જિદ તૈયાર થઈ ચુકી અને એ પ્રથમ તામીરમાં નીચે દુકાનો વિ. શામીલ ન હતું તો મસ્જિદનો ઉપરનો ભાગ આકાશ સુધી અને નીચેનો ભાગ તહતસ્સરા સુધી મસ્જિદના હુકમમાં જ છે અને હવે પછીની તામીરમાં મસ્જિદની આવક યા નિભાવ માટે દુકાન–કમરા વિ. બનાવવું જાઈઝ નથી. એ જગ્યાનું એહતેરામ મસ્જિદની જેમ જ કરવું જરૂરી છે. [દુર્રે મુખ્તાર, શામી ૩/૪૦૬]

હવે આપે સવાલમાં ટ્રસ્ટના આર્થિક નુકસાનને તો નજર સમક્ષ રાખ્યું છે, પરંતુ ૧૯૬૯થી નાશ કરવામાં આવેલ આ મસ્જિદને મસ્જિદ તરીકે કેમ આબાદ કરવી ? અને અને મસ્જિદ તરીકેનું એહતેરામ કેમ જળવાય રહે ? એ તરફ ધ્યાન આપ્યું નથી. આપના તમામ સવાલમાં એ મસ્જિદની જગ્યાએ એક મીલ્કત રૂપે અને આવકના સાધન રૂપે કબઝામાં રાખવાની લાગણી જ સામે આવે છે. માટે પ્રથમ તો આપ પોતાની એ લાગણી બદલી એ મસ્જિદનું એહતેરામ, ગૌરવ અને મસ્જિદવાળી હેસીયત કેમ બાકી રહે તેને જ પ્રાથમિકતા આપો, આપે જે નકશો મોકલ્યો છે તે જોતાં મુનાસિબ એ લાગે છે કે, જ્યાં પહેલાં દુકાનો હતી ત્યાં જ ફરી દુકાનો અને ઉપર ઓફિસો બનાવી આવક (તે પણ મસ્જિદના નિભાવ માટે જ) ઉભી કરો. અને મસ્જિદવાળી અસલ જગ્યા (જમાઅતખાના + સહેન)ને મઝબૂત બાંધી તેમાં પાંચ વખત નહિં તો કમ અઝ કમ જુમ્અહની નમાઝની વ્યવસ્થા કરો, જેથી એનું મસ્જિદ તરીકેનું એહતેરામ અને ગૌરવ જળવાઈ રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. ઈફતારીનું ખાવું બનાવવા માટે ઔરતનું મસ્જિદના કંપાઉન્ડમાં ઝોહરથી મગરીબ સુધી રહેવું.

**સવાલ** :- મસ્જીદ મદ્રેસા ના કંપાઉન્ડમાં રમઝાનુલ મુબારક

મહીનામાં ગામની ઔરતો ઈફતારીનું ખાવાનું બનાવે છે. અને ઔરતો મદ્રેસામાં ઈફતારી કરે અને મરદો મસ્જીદમાં, બાજુમાં ઈમામ સા. પણ રહે છે. બહારથી તબલીગ જમાત આવે અને બહારથી તરાવીહ પઢાવવા માટે હાફેઝો આવે તો આ બાબતે બહુજ શરમીન્દહ થવું પડે. ઝોહરથી મગરીબ સુધી ઔરતો રહે તો ઔરતો આવી રીતે ખાવાનુ બનાવી શકે ? ઈફતારી કરી શકે ? દીની મસાઈલથી વાકીફ ફરમાવશો.

**જવાબ :–** હઝ. મવલાના મુફતી કિફાયતુલ્લાહ સા. દહેલવી (રહ.) મુફતીએ અઅઝમ હિંદ લખે છે કે ફુકહાએ અહનાફે અવરતોને પંજ–વકત નમાઝોની જમાઅત તેમજ ઈદની નમાઝ તેમજ વઅઝની મજીલસોમાં જવાથી મનાઈ ફરમાવી છે. અને ફિકહની કિતાબોમાં સ્પષ્ટ રૂપે લખ્યું છે કે એ રીતે અવરતોનું જવું મકરૂહે તહરીમી કિંવા હરામથી નજીક છે. જેની દલીલ બુખારી શરીફમાં આવેલ હઝ. આઈશહ (રદી.) ની રિવાયત છે તેઓ ફરમાવે છે કે અગર અવરતોના કૃત્યો જે તેણીઓએ હવે અપનાવ્યાં છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જોતે તો તેણીઓને મસ્જિદમાં આવવાથી રોકી આંપતે, જેમકે બનુ ઈસરાઈલની અવરતોને રોકવામાં આવી હતી. આ હદીસથી સ્પષ્ટ રૂપે એ વાત જણાઈ આવી કે સહાબાએ કિરામ (રદી.) ના જમાનામાંજ અવરતોની હાલત એવી થઈ ગઈ હતી કે તેણીઓનું ઘરેથી નિકળવું અને નમાઝની જમાઅતમાં જવું ફિત્નાનું કારણ હતું અને તેના લઈ નેજ હઝ. ઉમર (રદી.), હઝ. આઈશા (રદી.) અને અન્ય મહાન સહાબા (રદ.) અવરતોને નમાઝની જમાઅતમાં આવવાથી રોકતા હતા.

અલ્લામહ અયની (રહ.) બુખારી શરીફની શર્હ ઉમ્દતુલ કારીમાં તે હદીસના હેઠળ જેમાં અવરતોનું રિસાલતકાળમાં ઈદની નમાઝમાં જવાનો ઉલ્લેખ છે. લખે છે કે ઉલમાએ ફરમાવ્યું છે કે અવરતોનું ઈદયનમાં જવું નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જમાનામાં એટલા માટે હતું કે તે જમાનો ખૈર–વ–બરકતનો હતો અને ફિત્નાનો ભય ન હતો. અને આજ કાલ યુવાન અવરતો હરગીઝ ન જાય અને એટલા માટે જ હઝ.

આઈશહ (રદી.) એ ફરમાવ્યું છે કે અગર રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અવરતોની આ હરકતો જોતે તો તેણીઓને મસ્જિદમાં આવવાથી રોકી દેતે જેમકે બનુ ઈસરાઈલની અવરતોને રોકવામાં આવી હતી.અલ્લામહ અયની (રહ.) ફરમાવે છે. કે હઝ. આઈશહ (રદી.)નો આ ઈરશાદ નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જમાનાથી ઘણાં જ ટુકા સમય પછીનો છે અને આજ કાલતો ખુદાની પનાહ. માટે અવરતોને ઈદ હોય અથવા અન્ય કોઈ, જવાની ઈજાઝત આપવામાં આવી શકાય નહિ. હઝ. મુફતી કિફાયતુલ્લાહ સા. (રહ.) અલ્લામહ અયનીના શબ્દો નકલ કરી ફરમાવે છે કે જયારે અલ્લામહ અયની પોતાના જમાના (કિંવા નવમી સદી હિજરી) બાબત આવું ફરમાવી રહયા છે કે આજકાલની અવરતોની હાલતથી ખુદાની પનાહ !, તો આપણા આ જમાના ચૌદમી સદી હિજરીની અવરતો બાબત તો શું કહેવું (અને હઝ. મુફતી કિફાયતુલ્લાહ સા. (રહ.) આજથી ૯૫ સાલ પહેલાં આ લખ્યું હતું તો હવે આપણા જમાનાની અવરતો બાબત શું કહેવું)

આગળ જતાં હઝ. મુફતી કિફાયતુલ્લાહ સા. લખે છે કે પાંચ–વકતની નમાઝની જમાઅત તેમજ ઈદયન અને જુમ્અહમાં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જમાનામાં અવરતો જતી અને શરીક થતી હતી.અને આ જમાઅતો ફર્ઝ નમાઝની જમાઅતો છે. અને ઈસ્લામના ધર્મ ચિન્હોમાંથી છે પરંતુ જમાનાના પલટા ખાવા અને હાલાતના બદલવાને લઈ સહાબાએ કિરામ તેમજ મહાન ઈમામોએ અવરતોને તેમાં જવાથી રોકી આપી. [કિફાયતુલ મુફતી ૫/૩૯૧ થી ૩૯૪ સુધી ટુંકાવીને]

તો પછી આપના લખવા મુજબ રમઝાનુલ મુબારક જેવા મહિનામાં અવરતોનું મસ્જિદ–મદ્રસાના કમ્પાઉન્ડમાં ઝોહરથી લઈ મગરીબ સુધી જમા થઈને રહેવું અને ઈફતારીનું ખાવું બનાવવું અને ત્યાં જ ઈફતારી કરવું કેવી રીતે જાઈઝ અને દુરૂસ્ત હોય શકે છે તે આપ સમજી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪. મસ્જિદનું નામ વાલિદહના નામ ઉપર રાખવાની**

## શર્ત કરનારની રકમ તઅમીરી ફંડમાં સ્વીકારી શકાય?

**સવાલ :-** હું એક મસ્જિદ નો ટ્રસ્ટી છું, અને તેનું હાલ બાંધકામ ચાલી રહયું છે. મસ્જીદ આશરે ૨૦૦ થી ૨૫૦ વરસ જુની હતી. જેનો ત્રીસ ટકા હિસ્સો દશ–બાર વરસ પહેલાં બની ગયો હતો. બાકીના હિસ્સાનું બાંધકામ ચાલુ છે. બાકીના હિસ્સાનું જે કામ ચાલે છે. તે પણ લગભગ ૮૦% પુર્ણ થઈ ગયું છે. ૨૦% કામ બાકી છે. એક સાહેબે યુ. કે. થી આવીને કહયું કે તમારી મસ્જીદમાં હું દશ લાખ રૂપિયા ડોનેશન આપું છું. જો મસ્જિદનું હાલનું નામ બદલીને મારી વાલીદાના નામથી "મસ્જીદે ફાતેમા " નામ રાખો તો. અને સાથે એમ પણ કહયું કે તમારા આખા મહોલ્લાવાળાની અમોએ મંજુરી લઈ લીધી છે. આ વાત થઈ ત્યારે મસ્જિદનું ૫૦ % કામ બાકી હતું. એમની વાત તરત સ્વીકારવાના બદલે બીજા દિવસે એમને હા કહયું એમ સમજીને કે એમણે આખા મહોલ્લાની મંજુરી લીધી છે. અને એમણે એમ પુછયું કે બાંધકામ કેટલા સમય ચાલશે ? તો અમોએ કહયું હતું કે આજથી છ માસમાં સંપુર્ણ થઈ જશે.

એમણે ત્યાર બાદ યુ. કે. જઈને આશરે અઢી માસ બાદ થોડા પૈસા મોકલાવ્યા આશરે એક લાખ રૂપિયા. એમના ભત્રીજા જે અહીં રહે છે, તે અમારા ઈમામ સાહબના હાથમાં આપી ગયા. પરંતુ તે દરમ્યાન લોકોના બીજા પૈસા આવ્યા અને મસ્જિદનું ૮૦ % કામ પુર્ણ થઈ ગયું હતું. જેથી તેઓને કહયું કે હવે અમોને દશ લાખની નહીં પરંતુ માત્ર ત્રણ લાખની જરૂરત છે. અને લોકોના પૈસાથી આટલું બધું કામ થઈ ગયું માટે અમોને મસ્જિદના ઉપર તમારી વાલીદાનું નામ રાખવાનું મંજુર નથી.

તે ઉપરાંત કે એમણે જે કહયું કે આખા મહોલ્લાની મંજુરી લીધી છે. તે વાત પણ ખરી નીકળી નહીં. મહોલ્લામાંથી ઘણા લોકોને આ વાત મંજુર નથી કે પૈસા આપીને મસ્જિદનું વર્ષો જૂનું નામ બદલાય, ભવિષ્યમાં કોઈ ૧૧ લાખ આપીને પાછું નામ બદલવાનું કહેશે, તો શું તમો બદલશો ? શું મસ્જિદના નામનો સોદો કરો છો ? અત્યાર સુધી જે લોકો એ પૈસા આપી આટલું બાંધકામ કરાવ્યું તે લોકોનું શું ? તેઓમાંથી પણ અમુક ને વાંધો છે.

બીજી બાબત એ છે કે તે ભાઈ યુ. કે. વાળા એમ કહે છે કે મસ્જીદ ફાતેમા માં ફાતેમા ના પાછળ (રદી.) પણ લાગવું જાઈએ નહીં. કારણ કે એ હુઝુર (સ.અ.વ.) ની બેટીનું નામ છે અને મારી માનાં નામથી મસ્જિદ બની છે, એવું લાગશે નહીં.

ઉપરોકત સંજોગોમાં અમોએ શું કરવું જોઈએ. તેનો જવાબ દીની રોશની માં આપવા મહેરબાની કરશોજી.

**જવાબ :-** કોઈક વ્યકિત સંપૂર્ણ મસ્જિદનો પુરો ખર્ચ પોતે ઉઠાવી કોઈ મસ્જિદ તઅમીર કરાવી આપે અને તેની આ માલી કુર્બાનીને નજર સમક્ષ રાખી મસ્જિદના મુતવલ્લીઓ તેમજ મહોલ્લાવાળાઓ પોતાના તરફથી, તે વ્યકિત તરફથી કોઈ પણ માંગણી ન હોવા છતાં તે મસ્જિદનું નામ તે વ્યકિત અથવા તેના કોઈક નજીકના સંબંધીના નામ સાથે જોડી નક્કી કરે, તો એવું કરવાની ગુંજાઈશ છે. પરંતુ તે બનાવનાર વ્યકિત પોતે એવી માંગણી કરે કે મારૂં નામ અથવા મારા ફલાણા સગાનું નામ પત્થર ઉપર કોતરી મસ્જિદ પર લગાવવામાં આવે, તો તેની આ માંગણી ઈખ્લાસના વિરૂદ્ધ છે.એનાથી તો માલુમ પડે છે કે તે પોતાની ખ્યાતિ ઈચ્છે છે. અને આ ઈચ્છા સદંતર ખોટી છે. સવાબ ને ખતમ કરનારી છે. દુન્યામાં એવી વ્યકિતની ખ્યાતિ અને વખાણ તો થઈ જશે. પરંતુ આખિરતમાં ખાલિસ અમલના સવાબથી મહરૂમ રહેશે. સહીહ બુખારી શરીફની શર્હ ઉમ્દતુલ કારીમાં અલ્લામહ ઈબ્ને જવઝી (રહ.) નું કથન નકલ કરવામાં આવ્યું છે, કે જે માણસ પોતે બનાવેલ મસ્જિદ ઉપર પોતાનું નામ કોતરાવે તો તેનું આ કૃત્ય ઈખ્લાસથી ઘણું જ દુર છે. [ઉમ્દતુલ કારી ૪/૨૧૩, ફતાવા મહમૂદિય્યહ કરાચી ૧૫/૨૬૪ ઉપરથી]

પુછેલી સુરતમાં જયારે કે આ મસ્જિદનું એક નામ પહેલેથી ચાલ્યું આવ્યું છે, અને તેનું નવું બાંધકામ લોકોએ આપેલ ચંદાથી લગભગ ૮૦% જેટલું થઈ ચૂકયું છે. હવે અગર બાકી રહેલ કામ માટે આપના લખ્યા મુજબ કોઈક ભાઈ કાંઈક રકમ એ શર્તે આપતા હોય કે એ મસ્જિદનું હાલનું નામ બદલી મારી વાલિદહના નામથી મસ્જિદે ફાતિમહ રાખો અને લફઝે

ફાતિમહથી કોઈ સાંભળનારને ગેર સમજ થઈ નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ ની સાહબઝાદી હઝ. ફાતિમહ (રદી.) તરફ ધ્યાન ન જાય તે માટે તકેદારી લઈ સાથે એવી શર્ત પણ લગાવી રહયા છે કે એ નામમાં ફાતિમહ શબ્દ પછી રદીયલ્લાહુ અન્હા પણ લાગવું જોઈએ નહિં. એનાથી જ અંદાજો આવી જશે કે એમની આ ઈમ્દાદમાં ઈખ્લાસનો અંશ કેટલા ટકા છે? વળી આ પ્રમાણે નામ રાખવામાં મહોલ્લાવાળાઓમાં કુસંપનું બીજ રોપાવાનો પણ સખ્ત ભય છે જેના માઠા પરિણામો ભવિષ્યમાં કેવા આવશે તેની ગેરંટી દઈ શકાય નહિં. માટે આપ તે ભાઈને સ્પષ્ટ શબ્દોમાં જણાવી આપો કે આપની આ શર્ત અમને માન્ય નથી. તે છતાં આપ મસ્જિદના તઅમીરી ફંડમાં રકમ આપવા રાજી હોવ તો અમને સ્વીકારવામાં વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. મસ્જિદની જગ્યા ઉપર બીજાના પૈસાથી ભાડામાં ૫૦% ભાગીદારીની શરતે બાંધકામ કરવુ.

**સવાલ** :– હમારી મસ્જિદની જગ્યા છે. જો એ જગ્યા ઉપર ત્રણ દુકાન તથા ઉપર બે માળ (મંઝિલ) બનાવવામાં આવે તો એમાંથી ભાડાની આવક થઈ શકે છે. પરંતુ એ મિલ્કત બનાવવા માટે મસ્જિદ પાસે એટલી રકમ નથી. એક સાહબ તરફથી રકમ મળે તો એના ઉપર બાંધકામ થઈ શકે, ત્રણ થી ચાર લાખ રૂપીયા ની જરૂર છે. એ સાહબનું કહેવું છે કે મારા પૈસાથી બાંધકામ કરાવી આપું. પરંતુ જે આવક થાય તેમાથી મને ૫૦% ભાડું આપવાનું રહેશે અને બાકીનું ૫૦% મસ્જિદ માટે વાપરવું (દા.ખ.) રૂા. ૧૦૦૦૦/– મહીનાની આવક થાય તો રૂા. ૫૦૦૦/– મસ્જિદ માટે અને રૂા. ૫૦૦૦/– જે સાહબ બાંધકામ માટે પૈસા આપે તેને. તો આવી રીતે શરીઅત પ્રમાણે થઈ શકે કે નહીં.

**જવાબ** :– આપે સવાલમાં જે સુરત લખી છે તેમાં બાંધકામ કરાવી આપનાર વ્યકિત ૫૦% ભાડું તેમને આપવાનું કહે છે, એટલી વાત તો સ્પષ્ટ છે કે ભાડામાં વધારો અને ઘટાડો જગ્યાની પોજીશન મુજબ થાય છે,

એ ભાઈ ત્રણથી ચાર લાખ રૂા. ઈમારતમાં લગાવશે અને મસ્જિદની જે જગ્યા ઉપર એ ઈમારત બની રહી છે, તે જગ્યાની બજાર કિંમત એ ભાઈ તરફથી લગાવવામાં આવી રહેલ રકમથી કાંઈ કેટલીય વધુ હશે, એ સુરતમાં ભાડા તરીકે ૫૦%ની માંગણી કેમ કરી યોગ્ય કહી શકાય? વળી આ સુરતને શરઈ રૂએ એ રીતે સહીહ કરવાની પણ કોઈ શકલ નથી જેમાં આગળ જતાં મસ્જિદને કોઈ નુકસાન ન હોય.

બહેતર સુરત તો એ છે કે મસ્જિદને આવક માટે બાંધકામની જરૂરત છે તે માટે ઈમદાદની અપીલ બહાર પાડી મહોલ્લાવાળાઓ તેમજ અન્ય સખી દાતાઓ પાસેથી ઈમદાદ મેળવી તઅમીરી કામ પુરૂં કરવામાં આવે, આગળ જતાં ભાડાની જે આવક મળવાની છે તેમાંથી વસુલ કરવાની શર્તે કોઈ કર્ઝ આપતા હોય, તો તે પણ મેળવી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## ૯. જુના ભાડુતોને મસ્જિદની મિલ્કત વેચવાની ગુંજાઈશ.

**સવાલ :–** હમારી પીરખજુરી મસ્જિદની મિલ્કત છે. જેમાં ૧૨ ભાડુત છે. ભાડું દર મહીને રૂા. ૧૦૦/– છે. પરંતુ જુના ભાડુતો ભાડું આપતા નથી. જો આ મિલ્કતને ભાડુતોને વેચી અને તેની મળેલી રકમ બીજી જગ્યા ઉપર રોકાણ કરવામાં આવે તો મસ્જિદની આવક વધી શકે એમ છે.

આ મિલ્કતનો મ્યુનીસીપલ વેરો અંદાજે રૂા. ૪૫૦૦૦/– બાકી છે. મિસ્જદની મિલ્કત શરીઅત પ્રમાણે વેચી શકાય કે નહી.

**જવાબ :–** આપના લખવા મુજબ એ મિલ્કતનું ભાડું માત્ર રૂા. ૧૦૦ છે અને ભાડુતો જુના હોવાને લઈ કેટલાક તો ભાડું આપે છે અને કેટલાક તે પણ આપતા નથી અને સરકારી કાયદાએ જુના ભાડુતોને જે હકો આપ્યા છે તે જોતાં તેઓ આ મિલ્કત કોઈપણ અવેજ લીધા વગર ખાલી કરી આપે, એની શકયતા જ નથી, વળી એજ મિલ્કતનો મ્યુનિસિપલ વેરો અંદાજે રૂાં ૪૫૦૦૦ બાકી છે, આ બધી હાલત જોતાં અગર આ મિલ્કત એજ ભાડુતોને વેચી તેની મળેલી રકમથી બીજી મિલ્કત ખરીદ કરી આવક ઉભી કરવામાં

આવે તો આવક પણ વધશે અને મસ્જિદને ફાયદો પણ થશે, તો એવું કરવાની શરઈ રૂએ ગુંજાઈશ છે, અલબત્ત એ માટે મહોલ્લાવાળાઓની જનરલ મિટીંગ બોલાવી તેમાં આ બાબત ચર્ચા કરી ફેસ્લો કરવામાં આવે, ફતાવા મહમુદિય્યહથી એક સવાલ અને જવાબ નકલ કરવામાં આવે છે.

**સવાલ :–** એક ઈસ્લામી ઈદારહમેં એક મવકુફહ મકાન હય, જિસકા કીરાયહ (મષ્લન ૫૦) માહાનહ હય ઓર વહ ઈસ કદ્ર ખસ્તહ હાલ પર હય કે કિસી વકત ભી મુનહદિમ હો સકતા હય, હર સાલ ઉસકી મરમ્મત વગેરહમેં ઉસ કી આમદનીસે ઝાઈદ ખર્ચ હોતા હય, ઈદારહકે પાસ ઈતના પૈસા નહિં હય કે ઉસ કો અઝ સરેનૌ તઅમીર કરા સકે. કયા ઐસી સુરતમેં ઉસ મવકુફહ મકાનકો બેચ કર ઉસકી કિંમતસે કોઈ દુસરી જાયેદાદ ખરીદી યા બનવાઈ જા સકતી હય ઔર ઉસકો ઉસ મવકુફહ મકાનકા નામ દિયા જા સકતા હય, અંદાઝહ કિયા ગયા હય કે ઉસ મકાનકી ઈતની કિંમત મિલ સકતી હય કે ઉસસે ખરીદી યા બનવાઈ હુઈ જાયેદાદ તકરીબન એકસો રૂપયે માહાનહ પર ઉઠેગી.

**જવાબ :–** જબકે ઉસકી મરમ્મતમેં રૂપિયા ઉસકી આમદનીસે ઝાઈદ ખર્ચ હોતા ઔર જદીદ તઅમીરકી ગુંજાઈશ નહિં તો ઉસકી મનફઅત મફકુદ હય, ઐસી હાલતમેં ઉસકો ફરોખ્ત કર કે ઉસકી જગહ દુસરા મકાન ખરીદ કર વકફ કર દિયા જાએ તો દુરૂસ્ત બલ્કે કાબિલે તહસીન હય, ખાસ કર જબ કે નૌખરીદ કરદહ મકાન સે આમદની નિસબતન ઝયાદહ હોગી. [ફતાવા મહમુદિય્યહ જદીદ ૧૪/૨૯૨, ૨૯૩] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ટ્રસ્ટીઓની સંમતી વગર મસ્જિદમાં કોઈ વસ્તુ આપવી.

**સવાલ :–** ટ્રસ્ટીઓની મંજુરી વગર (જો તેઓ ધ્યાન ન દેતા હોય) તો મસ્જિદમાં ચટાઈ, લાઈટ, પંખા વિગેરેની જરૂરત મસ્જિદમાં હોય તો ટ્રસ્ટીઓની સંમતી વગર વસ્તુઓ મસ્જિદમાં આપી શકાય કે નહિં ?

**જવાબ** :– મસ્જિદમાં જે વસ્તુઓ (જેમકે ચટાઈ, લાઈટ, પંખા, વિગેરે)ની જરૂરત હોય તેની વ્યવસ્થા કરવી ટ્રસ્ટીઓની ફરજ છે. છતાં અગર ટ્રસ્ટીઓ એ તરફ ધ્યાન આપના નથી અને પોતાની ફરજ બજાવતા નથી એ સુરતમાં મસ્જિદના મુસલ્લીઓ અગર આ વસ્તુઓ પોતાની રીતે મુકવા ચાહે તો મુકી શકે છે. અલ્બત્ત એ માટે મુનાસિબ છે કે ટ્રસ્ટીઓની સંમતી પણ લઈ લેવામાં આવે કારણ કે શરઈ અને કાનુની રીતે ટ્રસ્ટીઓ જ મસ્જિદના વહીવટ કરતા હોવાને લઈ તેઓની મરજી વગર કરવામાં આવેલું કામ તેઓના દિલમાં ખોટી ઝિદ પૈદા કરી કૌમમાં ઝગડા અને વિખવાદનું કારણ બનશે અને ટ્રસ્ટીઓને પણ જોઈએ કે આવી જરૂરતની વસ્તુઓ જે મુસલ્લીઓ તરફથી સ્વેચ્છાએ મસ્જિદમાં મુકવામાં આવી રહી છે, તેઓના આભાર સહિત સ્વીકારી લે. ટ્રસ્ટીઓની ઈમાનદારીનો એજ તકાઝો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. જમાઅતખાનાને શાદીનો હોલ બનાવવું.

**સવાલ** :– અમે મસ્જિદ, મદ્રેસા માટે એક ફેકટરી ત્રણ ફલોરની ખરીદી છે હવે તેમાં નીચેના ફલોર ઉપર નમાઝ ચાલુ કરી છે અને જમાતખાનું બનાવ્યું છે અને ફેકટરીમાં રીપેરીંગ કામ કરાવ્યું છે. પાયાથી મસ્જિદ બનાવી નથી. ઉપરના બીજા બે ફલોર ઉપર મદ્રેસો ચાલશે. હવે પુછવાનું એ રહયું છે કે ઉપરના બે હોલ મુસલમાનોને શાદીના પ્રસંગે ભાડે આપી શકાય કે નહિં અને તેમાં પણ ફકત મરદો માટેજ એવી શરત મસ્જિદ તરફથી હોય છે. હમારે ભાડે આપવાનો મતલબ ફકત એટલો જ છે કે ઓરતો અને મરદો સાથે ન થાય અને અહિંયા જે બીજા હોલો ભાડે મળે છે તેમાં ઓરતો અને મરદો સાથે હોય છે. તેમાં જે ખરાબ કામો થાય છે. તેનાથી બચવા માટે હમે વિચારી રહયા છે. દાખલા તરીકે બીજા હોલોમાં વીડિયો ઉતારવું, વાજા–ગાજા વગાડવું, ઓરતો–મરદોના ફોટા પાડવા તો આ કામોથી બચવા માટે વિચારી રહયા છે.

**જવાબ** :– જમાઅતખાનાને મદ્રેસો તેમજ શાદીનો હોલ બનાવવું

દુરૂસ્ત નથી. મસ્જિદની બેહુરમતી થશે. [ફતાવા રહીમિય્યહ–૬/૯૧]

અલબત્ત કોઈ મસનૂન રીત મુજબ મસ્જિદમાં નિકાહની મજીલસ કરવા ચાહે તો કરી શકે છે. [ઈમદાદુલ ફતાવા–૨/૬૭૬] કારણકે હદીસમાં એની ઈજાઝત બલ્કે તરગીબ આવી છે. પરંતુ એ ઉપર એનાથી ભાડું લઈ શકાય નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. કોમન પ્લોટમાં બનાવેલ મસ્જિદ માટે શરઈ માર્ગદર્શન.

**સવાલ :–** એક મસ્જીદ કમીટીએ મસ્જીદના પૈસાથી કેટલીક દુકાનો વેચાણે રાખી છે. જેને લગભગ આઠ–દસ વરસ થઈ ગયા. જે પાર્ટી પાસેથી દુકાનો વેચાણ રાખી હતી. તે પાર્ટી એ ત્યાં એક કોમન પ્લોટ પણ રાખ્યો હતો. જે દુકાનોની બિલ્કુલ સીધમાં હતો. અને તે કોમન પ્લોટને અડીને એક રોડ જુનો નેશનલ હાઈવે લાગે છે. કોમન પ્લોટની ખુલ્લી જગ્યાને કારણે રોડ ઉપર અવર જવર કરનાર વ્યકિતઓ દુકાનોને જોઈને આકર્ષાતા હતા. છેલ્લા બે વર્ષો દરમ્યાન તે પાર્ટી એ કોમન પ્લોટ વેચી નાખ્યો અને વેચાણ રાખનાર પાર્ટીએ ત્યાં એક ગેસ્ટ હાઉસ બનાવ્યું જેથી દુકાનો રોડથી અલોપ થઈ ગઈ અને ગ્રાહકોનું આકર્ષણ પણ ઓછું થઈ ગયું. કોમન પ્લોટનું વેચાણ ચેરીટી કમીશ્નર ના નિયમોનું ઉલ્લંઘન હતું. અને દુકાનોનું વેલ્યુ ડાઉન થઈ જવાથી મસ્જીદ કમીટીએ ચેરીટી કમીશ્નરમાં વાંધો ઉઠાવ્યો. અને નુકશાનીનો દાવો કર્યો. ચેરીટી કમીશ્નરે ફેસલો કર્યો કે કોમન પ્લોટમાં વ્યકિતગત બાંધકામ ખોટું છે. અને ધાર્મિક સંસ્થાને તેનાથી નુકસાન પણ છે. તેથી તે કોમન પ્લોટનું વેચાણ રાખનાર પાર્ટી ને આદેશ આપ્યો કે ધાર્મિક સંસ્થાને ખુશ કરી સમાધાન કરીલો. હવે તે પાર્ટી બે લાખ રૂપિયા દેવા તૈયાર છે. તો શું મસ્જીદ કમીટી આ પૈસા લઈ મસ્જીદમાં જમા કરાવી શકે? શું મસ્જીદ કમીટી સમાધાન કરી શકે ?

તા.ક. કોમન પ્લોટ વેચાણ રાખનાર પાર્ટીને કોમન પ્લોટ હોવાની માહિતી પહેલી જ પ્રાપ્ત હતી. પોતાની પહોંચના આધારે વેચાણ રાખ્યું હતું.

**જવાબ :–** દુકાનો રોડ ઉપરથી અલોપ થઈ ગઈ અને ગ્રાહકોનું આકર્ષણ ઓછું થઈ ગયું એ બુન્યાદ પર તો નંહિ, પરંતુ દુકાનોની માલીકીને લઈ કોમન–પ્લોટથી લાભ મેળવવાનો હક મસ્જીદનો પણ હતો. લેન્ડલોર્ડ પાર્ટીએ તે કોમન–પ્લોટ ત્રાહિત વ્યકિતને વેચી અને તેણે એમાં ગેસ્ટહાઉસ બનાવીને મસ્જીદને પોતાના હકથી વંચિત કરી મસ્જીદને નુકસાન પહોંચાડયું. તેથી મસ્જીદ પોતાનો એ હક છોડી આપવાના બદલા રૂપ, સુલેહ તરીકે કાંઈક લેવા ચાહે તો લઈ શકે છે.

أن الحق إذا كان متعلقاًبعين تبقى يجوز بيعه بشرط أن يكون معلوم المقدار، ولاتكون الجهالة فيه مفضية إلى المنازعة.

(تكملة فتح الملهم ١/٣٦٤)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. 'બીજાની રકમ લગાવવી નહિ'ની શર્તે મસ્જિદ બાંધવા માટે આવેલ રકમ ના કાફી થાય તો શું કરે ?

**સવાલ :–** એક ભાઈએ એક દીની ઈદારામાં જયાં મસ્જિદની જરૂરત હતી, મસ્જિદ તૈયાર કરી આપવાનો ઈરાદો જાહેર કર્યો અને એક પાર્ટીને તે ભાઈએ રૂા. દોઢ લાખ આપ્યાં અને કહયું આ રકમથી મસ્જિદ તામીર કરાવો અને એ મસ્જિદના તામીરી કામમાં બીજા કોઈની રકમ લગાવવી ન જોઈએ. હવે ઈદારાની જરૂરત મુજબની મસ્જિદ ઉપરની રકમથી બની શકે તેમ નથી તેવું તે ભાઈને જણાવતાં એ ભાઈએ બીજા રૂા. એક લાખ આપવવાનું કહયું હવે પ્લાન અને એસ્ટીમેન્ટ બનાવતા આ બધી રકમથી પણ ઈદારાની જરૂરત મુજબની મસ્જિદ તામીર થઈ શકતી નથી તો એ રકમનું શું કરવું ?

**જવાબ :–** એ ભાઈને જણાવવામાં આવે કે આપે આપેલી કુલ રકમથી પણ ઈદારાની જરૂરત મુજબની મસ્જિદ તૈયાર થશે નહિ. હવે જો તે ભાઈ બાકીની રકમ પણ આપી દે તો તે રકમ સ્વીકારી ઈદારાની જરૂરત મુજબની મસ્જિદ બનાવી આપવી, નહિ તો ઈદારાના સંચાલકો બીજા લોકોની રકમ

લઈ પોતાની જરૂરત મુજબની મસ્જિદ બનાવી શકે છે. પેલા ભાઈએ જે કહયું કે "બીજાની રકમ લગાવવી નહી" એની એ શર્ત ખોટી છે. અલબત્ત જો તે ભાઈએ પાર્ટીને એવું કહયું હોય કે "બીજાની રકમ લગાવવાની સુરતમાં મારી રકમ વાપરવી નહિ" તો એ સુરતમાં એ પાર્ટી ઉપર જવાબદારી આવી જાય છે કે બીજાની રકમ લગાવવાની હોય તો એ ભાઈની રકમ ન લગાવે, કારણ કે તે સુરતમાં રકમ લગાવવાની વકાલત રહેતી નથી. માટે પાર્ટી જો તે સુરતમાં રકમ લગાવશે તો એટલી રકમની ઝામિન થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. મસ્જિદમાં દાઢીમાં કંગી કરવી.

**સવાલ** :- અમુક માણસો જમાઅતખાનામાં દાઢીમાં કંગી કરે છે. એક ભાઈનું કહેવું છે કે, જમાઅતખાનામાં દાઢીમાં કંગી કરવું મના છે. તો ખરી હકીકત શું છે તે જણાવવા આભારી થશો.

**જવાબ** :- મસ્જિદમાં દાઢીમાં કંગી કરવાથી શકય છે કે દાઢીના બાલ ખરીને મસ્જિદમાં પડે માટે એનાથી બચવું જોઈએ, અલબત્ત મુઅતકિફ માટે ઈજાઝત છે. પરંતુ તેણે પણ એની તકેદારી રાખવી જોઈએ કે બાલ વિગેરે ન પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. મસ્જિદમાં દુન્યવી વાતો કરવા ઉપર સખ્ત વઈદ.

**સવાલ** :- મારે એક ગામ જવાનું થયું ત્યાં રાત્રે ઈશાની નમાઝ બાદ જમાત ખાનામાં તાલીમ બાદ મસ્જિદવાર જમાત બેસે છે. અમુક ઝિમ્મેદાર હઝરાતને બાદ કરતાં બાકીના બીજી વાતોએ ચઢી જાય છે અને જોર જોરથી વાતો કરી કોઈકવાર જોર જોરથી હંસે પણ છે. ત્યાં ના મુકીમ મૌલાના સાહેબે એમ કહયું કે તાલીમ બાદ મસ્જિદવાર જમાત બહાર બેસે તો સારું અથવા તાલીમ પણ બહાર કરીએ અને તાલીમ બાદ મસ્જિદવાર જમાત બહાર બેસે જેથી સવાબના બદલે ગુનોહ પડે નહીં. તો તબ્લીગના ઝિમ્મેદારો હઝરાત માનતા નથી. હમો દીનની વાતો કરીએ છીએ સાથે જરા વાત થઈ જાય છે. જરા હસી થઈ જાય તો ખુદા મુઆફ કરે. શરીઅતની રૂએ સમજાવવા

મહેરબાની કરશો. જમાઅતખાનામાં શું થવું જોઈએ ? શું ન થવું જોઈએ ? જરા વિગતથી સમજાવશો. જેથી સહી વાત હમારી સમજમાં આવે.

**જવાબ :–** મસ્જિદ અલ્લાહ તઆલાનું ઘર છે અને તેનો અદબ તથા એહતેરામ હકીકતમાં અલ્લાહ તઆલાનો અદબ અને એહતેરામ છે અને મસ્જિદની બે અદબી તથા બે–હુરમતી હકીકતમાં અલ્લાહ તઆલાની બેઅદબી તથા બેહુરમતીના હુકમમાં આવે છે. મસ્જિદમાં તાલીમ–તબ્લીગ, તિલાવત, ઝિક્ર, નવાફિલ વિ. કરવું મહાન નેકીનું કામ અને અલ્લાહ તઆલાની રઝામંદી તથા નજદીકીનો ઝરીઓ છે. માણસ જયારે કોઈ કામ અલ્લાહ તઆલાની રઝામંદી તથા નજદીકી પ્રાપ્ત કરવા માટે કરે છે ત્યારે એનો અઝલી દુશ્મન શયતાન તેના એ કામમાં કોઈક એવી વસ્તુ ભેળવી આપવાની તનતોડ કોશિશ કરે છે જેનાથી પેલું કામ અલ્લાહ તઆલાની રઝામંદીને બદલે નારાઝગીનું કારણ બની જાય જેથી કોઈપણ નેકીનું કામ કરનારે સંપુર્ણ રૂપે સાવચેત રહેવાની જરૂરત છે. જેથી શયતાનને પોતાનો દાવ અજમાવવાનો મવકો ન મળે. હદીષ શરીફ માં છે કે જયારે કોઈ માણસ મસ્જિદમાં દુન્યાની વાતો કરવાનું શરૂ કરે છે તો ફરિશ્તાઓ તેને કહે છે કે "અય અલ્લાહવાળા ! ચુપ થા." હવે જો તે ચુપ થતો નથી અને વાતોનો દોર ચાલુ રાખે છે તો ફરિશ્તાઓ કહે છે "અય અલ્લાહના દુશ્મન ! ચુપ થા." ત્યાર પછી પણ દુન્યાવી વાતોમાં લાગેલો રહે છે તો ફરિશ્તાઓ કહે છે "તારા ઉપર અલ્લાહની લઅનત, ચુપ થા." [અલ મુદખલ ૩/૫૫] કેટલી સખ્ત વઈદ છે. એક મુસલમાન માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઉપરોકત ઈરશાદ દુન્યવી વાતો મસ્જિદમાં કરવાથી રોકવા માટે પુરતો છે. ઈમામ સાહબે જયારે એક કોતાહી તરફ ધ્યાન દોર્યું તો તેમનો આભાર માની પોતાની આ ભૂલ સુધારી લેવાના બદલે સવાલમાં જણાવેલ રીત અપનાવવી એક મુસલમાન અને તે પણ દીનદાર અને ઝિમ્મેદાર વ્યકિત માટે શોભાસ્પદ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૩. મસ્જિદના બ્લેક બોર્ડ નષ્ટ કરનાર માટે શરઈ હુકમ.**

**સવાલ :–** અમારી મસ્જીદમાં ચાર મોટા મોટા બ્લેક બોર્ડ બનાવેલા હતા. એક વ્યકિતએ ટ્રસ્ટીઓને પૂછ્યા વિના એમની પરવાનગી લીધા વગર ત્રણ બ્લેક બોર્ડ ને તદ્દન મિટાવી દીધા. નામોનિશાન નહિ રાખ્યુ. બ્લેક બોર્ડો જે એક મસ્જીદની અમાનત હતી કેટલી મહેનતથી બોર્ડ બનાવેલા હતા. અને જેનો ઉપયોગ સારા કામ માટેજ થતો હતો. તો આપ સાહેબ અમને સહીહ રસ્તો બતાવશો કે આવી વ્યકિત બ્લેક બોર્ડ મિટાવી દેનાર ને કોઈ ગુનોહ લાગુ પડી શકે ખરો ?બધાજ બોર્ડ સારી કન્ડીશનમાં હતા.

**જવાબ :–** મસ્જિદમાં બનાવવામાં આવેલ બ્લેક બોર્ડો નમાઝ માટે આવતા મુસ્લીમ ભાઈઓને દીનની જરૂરી માહિતી પુરી પાડવા તેમજ મસ્જિદના હિતને લગતી બાબતોથી વાકિફ કરવા માટે હોય છે. જે વર્તમાન યુગની એક જરૂરત છે. અને જયારે તે બ્લેક બોર્ડો બનાવવામાં આવી ચુકયા હતા અને તેના બનાવવા ઉપર મસ્જિદની રકમ ખર્ચ થઈ ચુકી હતી તો હવે જે વ્યકિતએ તેને નષ્ટ કર્યા છે. શરઈરૂએ તે વ્યકિત ગુનેગાર થવાની સાથે આ બ્લેક બોર્ડો નષ્ટ કરવાથી જે નુકશાન મસ્જિદને થયું છે તેને ભરપાઈ કરવાની પણ જવાબદાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. મસ્જિદમાં ચંદાનું એલાન કરવાથી રોકવું.

**સવાલ :–** જેટલા પણ સફીરો ચંદા માટે આવે છે તેમાંથી અમુક તો ઘણાંજ દુરથી આવી ચંદો કરે છે. તો ગામડાની મસ્જીદોના મુતવલ્લીઓ અને અમુક નમાજીઓ તેઓને ચંદાના એલાનનું ના પાડે છે અને અમુક મસ્જીદોમાં તો નાનું એલાન લખેલ હોય છે કે મસ્જીદમાં કોઈ સફીરે ચંદાનું એલાન કરવું નહિ. હું પુછવા એ માંગુ છું કે. આ એલાન કરવું શરઈ દ્રષ્ટિએ કેવું છે. કારણ કે આતો એક ભલાઈના કામથી રોકવા સમાન છે. આપને નમ્ર ગુઝારીશ એ છે કે આપ આ મસ્અલાનો વિગત વાર ખુલાસો. ફતાવાની રોશનીમાં લખી જણાવશો.

**જવાબ :–** દીની જરૂરત માટે મસ્જીદમાં ચંદો કરવું જાઈઝ છે. અલબત્ત તેના લઈ નમાજીઓની નમાઝમાં ખલેલ ન પડવી જોઈએ. [ફતાવા

મહમુદિય્યહ ૧૫/૨૭૩] અગર આવનાર સફીરો ટૂંકમાં એ રીતે કે તેનાથી નમાજીઓની નમાઝમાં કોઈ ખલેલ પડતી ન હોય. એલાન કરતા હોય, તો તેઓને રોકવામાં ન આવે. અલબત્ત અગર શરઈ મસ્જિદની હદની બહાર કોઈ બોર્ડ ઉપર લખીને અથવા સહનમાં એલાન કરવામાં આવે તો વધારે મુનાસિબ છે.

મુતવલ્લીઓ અથવા અમુક નમાજીઓ તરફથી એલાનથી રોકવાનો આશય મસ્જિદનું એહતેરામ અને અદબ હોય, તો દુરૂસ્ત છે. અન્ય કોઈ આશય હોય તો તેની વિગત જણાવી પુછી લેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. મસ્જિદમાં રોજીંદુ સુવું મકરૂહ છે.

**સવાલ :–** અમારા મહોલ્લાની મસ્જિદમાં અમારા મહોલ્લાહના જ એક હાફિઝ સા. જેઓ એક મકતબમાં પઢાવે છે. તેઓનું મકાન પણ છે છતાંય દરરોજ સવાર–સાંજ મદ્રેસો પઢાવીને મસ્જિદની બીજી કે ત્રીજી સફમાં ચાદર–વિગેરે બિછાવ્યા વગર સુવાની આદત બનાવી લિધેલ છે. અમોએ મોલ્વીઓ અને મુફતીઓથી સાંભળેલ છે કે મસ્જિદમાં મહોલ્લાહના માણસે ટેવ બનાવીને સુવું મના છે. તો હવે પુછવું એ છે કે દર્શાવેલ ભાઈની આ હરકત કેવી ગણાશે. મસ્જિદમાં સુઈ શકે કે કેમ અને તેનું સુવું કેવું છે. મકરૂહે તહરીમી કે હરામ કે ના જાઈઝ ?

**જવાબ :–** મસ્જિદ નમાઝ પઢવા માટે બનાવવામા આવી છે. સુવા તેમજ આરામ કરવા માટે નહિં. કોઈ માણસ મુસાફિર પરદેશી હોય અથવા મોઅતકિફ હોય તેના માટે ગુંજાઈશ છે. પરંતુ પુછેલી સુરતમાં જયારે કે તેઓનું પોતાનું ઘર મહોલ્લામાં જ છે તે છતાં તેમનું મસ્જિદમાં સુવું અને તે પણ રોજીંદુ સુવું મકરૂહ છે. એનાથી બચવું જરૂરી છે.

وقيل لاباس للغريب ان ينام فيه والنوم فيه لغير المعتكف مكروه.

[كبيرى، فتاوى محمودية كراچى ١٥/٢٣٢،٢٣٣]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૯. મસ્જિદમાં કયા કયા કામો કરી શકાય ?

**સવાલ :–** મસ્જીદ ખુદાનું ઘર છે. તે નમાઝ, જીક્રે ઈલાહી, કુરઆન શરીફ પઢવા તથા બીજી નફીલ ઈબાદત કરવાનું સ્થાન છે. તે સિવાય ઉલમાએ કિરામ તરફથી જમાતખાનામાં તકરીર કરવામાં આવે છે. તે સિવાય શરીઅતની રૂએ મસ્જીદના જમાતખાનામાં બીજી કઈ પ્રવૃત્તિઓ કરી શકાય છે અને ઘણા લોકો જમાઅતખાનામા કપડા બદલવા, નાસ્તો કરવો, સુવુ વિગેરે ઘણી પ્રવૃત્તિઓ કરતા હોય છે. તે શરીઅતની રૂએ ઈબાદતખાનામાં થઈ શકે કે કેમ ?

**જવાબ :–** મસ્જિદમાં ખાવું તેમજ સુવું જાઈઝ નથી, અલબત્ત મુસાફિર અને મોઅતકિફ માટે જાઈઝ છે. તે સિવાય અન્ય કોઈને અગર જરૂરત હોય તો તે એ'અતેકાફની નિયતથી મસ્જિદમાં દાખલ થાય અને થોડી ઈબાદત કરી પછી પોતાના ખાવા અને સુવાની જરૂરત પુરી કરે.

મસ્જિદમાં અકદે નિકાહ કરવું મુસ્તહબ છે. અલબત્ત નિકાહ પછી ખારેક લુટાવવામાં ન આવે, બલ્કે લોકોની સામે મૂકી દેવામાં આવે.

મસ્જિદમાં ટહેલવું અને કસરતકરવું જાઈઝ નથી.

મસ્જિદમાં શેઅર પઢવું જાઈઝ નથી. અલબત્ત અગર તેમાં નસીહત તેમજ વઅઝ ની વાતો હોય અથવા અલ્લાહ તઆલાની હમ્દ–વ–સના અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નઅત હોય અથવા ઈસ્લામની હક્કાનિયતને લગતા હોય તો એવા શેઅરનું મસ્જિદમાં પઢવું એ શર્તે જાઈઝ છે કે તેમ કરવાથી નમાઝીઓ તેમજ ઝિક્ર અને તિલાવત કરનારાઓને અડચણ ન થાય.

મસ્જિદમાં ખરીદ–વેચાણ કરવું નાજાઈઝ છે. અલબત્ત મોઅતકિફ માટે જરૂરી વસ્તુનું ખરીદ–વેચાણ એ શર્તે જાઈઝ છે કે સામાન મસ્જિદમાં લાવવામાં ન આવે.

દુન્યવી વાતો કરવા માટે જ મસ્જિદમાં જવું અને ત્યાં જઈ દુન્યવી વાતો કરવું જાઈઝ નથી. ચાહે તે વાતો જાઈઝ જ કેમ ન હોય. અલબત્ત અગર વાતો કરવા માટે મસ્જિદમાં ન ગયો હોય બલ્કે ઈબાદત. દા. ત.

નમાઝ અને ઝિક્ર માટે મસ્જિદમાં બેઠો અને તે હાલતમાં દુન્યાની જાઈઝ વાત કરી જેમાં કોઈ ગુનાહિત વસ્તુ ન હોય, તો ગુંજાઈશ છે પરંતુ તે પણ વધારે ન હોવી જોઈએ, ખપ પુરતી જ હોય.

મસ્જિદમાં દસ્તકારી દા. ત. કપડા સીવવું, ટોપી વણવું વિ. જાઈઝ નથી.

મસ્જિદમાં સવાલ કરવું (માંગવું) મના છે અને કોઈ માંગનારને આપવું પણ મના છે.

ખોવાયેલી વસ્તુનું મસ્જિદમાં એલાન કરવું જાઈઝ નથી. [મસાઈલે બહેશ્તી ઝેવર ૧/૬૦૦,૬૦૧ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. મસ્જિદના મિનારા ઉપર રંગીન બલ્બ.

**સવાલ :–** મસ્જીદના મિનારા પર રાત્રે રંગીન બલ્બ સળગાવવું જાઈઝ છે કે ના જાઈઝ ? તે જણાવશો.

**જવાબ :–** કોઈ જરૂરત માટે અગર બલ્બ સળગાવવામાં આવતો હોય તો વાંધો નથી અને માત્ર દેખાવ માટે એમ કરવામાં આવતું હોય તો જરૂરત વગર મસ્જીદ ઉપર વિજળી કર નાખવો ખોટું કામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. મસ્જિદને લગતા અમુક મસાઈલ.

(૧) મસ્જિદની વસ્તુઓનો વપરાશ ધારા ઉપર છે.

(૨) મસ્જિદવાર જમાતથી થતો વિક્ષેપ

(૩) બાળકોને પઢાવવા ત્થા મારવા બાબત.

**સવાલ :–** અમો મસ્જીદનો વહીવટ કરીએ છીએ, જેમાં નાના–મોટા સવાલો આવે છે. જે બાબતે ધ્યાન દોરવાની રજા લઉ છું.

(૧) સામાન્ય રીતે પંખા નમાજથી પહેલાં ૫ મિનીટ તેમજ નમાજ બાદ ૧૫ મિનીટ ચલાવાનો રિવાજ હતો. પંખા લગભગ ૧૦/૧૨ હતા. હાલ મસ્જીદમાં થોડી વુસઅત થવાથી ૪૦ થી ઉપર પંખા છે. અને કોઈ પણ

માણસ તિલાવત ઝિક્ર – નવાફિલમાં મશ્ગુલ હોય મેં કમિટીની રજા લઈ જરૂરત મુજબના પંખા ચલાવવાનો ઓડર આપ્યો છે. હવે લોકોની અપેક્ષા એટલી વધી કે દરેક ચાહે છે કે એ જયાં ઉભો હોય, ઈબાદતમાં હોય, તિલાવતમાં હોય ત્યાં પંખો ચાલુ કરવામાં આવે. મોઅઝ્ઝીન ન ચાલુ કરે તો ઝઘડો કરે અને મારા જેવાને ફરિયાદ કરે છે. ઝઘડાનું મોં કાળુ એ વિચારે કોઈ વ્યકિત ઈબાદતમાં હોય તેમને જરૂરત મુજબ રાહત આપવામાં આવે. હવે પ્રશ્ન એ કે મુસલ્લીઓને કેટલી રાહત આપવામાં આવે ? ફર્જ જમાત સિવાય નવાફેલ તિલાવત કે ઝિક્રમાં હોય પંખાની ઈજાઝત આપવામાં આવે કે નહી ? આ રીતની ઈજાઝત મુતવલ્લી કે કમીટી આપી શકે કે નહી? આ ફાયદો મુસલ્લી કે ગામવાસીઓ માંગી શકે કે નહી ?

સાથે એજ સવાલ જમાઅત આવે છે ત્યારે પણ ઉભો થાય છે. એઓને પંખા–લાઈટ ગીજર–કીચનના ઉપયોગની છૂટ છે. પણ દરેક સાથી અલગ–અલગ પંખા ચાલુ કરી સુએ છે. તો અમુક સાહેબોનો એઅતેરાજ હોય કે આ મસ્જીદના રૂા. નો દુરૂપયોગ છે. આ બાબતે જો કમિટી કોઈક નિયમ બનાવે અથવા મોઅઝ્ઝીન ટોકે તો જમાતના સાથીઓ કમિટી અને મોઅઝ્ઝીનને જમાતના કામ વિરોધી તરીકે ચીતરે છે. આ બાબતે કોઈ નીતિ નિયમ જમાતના માટે રાખી શકીએ કે કેમ ?

ત્રીજુ રમજાનમાં ચંદાના સફીરો અને મુસાફરો આરામ માટે મસ્જીદના પંખા ચલાવે છે તેમને અટકાવી શકાય કે નહિ ?

ચોથું મસ્જીદનાં મુસલ્લીઓ અને અમુક ગામવાસીઓ મસ્જીદ બોર્ડ ને રેગ્યુલેટર જનરેટર ચાલુ હોય ત્યારે ઓછા–વત્તા પંખા ચાલુ કરી મસ્જીદને આર્થિક નુકશાન પહોંચાડે છે. તો તો તેમને રોકી શકાય કે નહી ?

**સવાલ :–** (૨) હમારી પાસે મસ્જીદમાં પૈસા જમા હોય રમજાનમાં એ પૈસામાંથી ઈફતારી કે તરાવીહ વખતે પાણીમાં બરફ નાખવા બરફ ખરીદી શકાય કે નહીં ?

**સવાલ :–** (૩) અમારે ત્યાં મોઅઝ્ઝીનને ખાવાનુ આપીયે છીયે. પરંતુ ચ્હાની વ્યવસ્થા જાતે કરે છે. હમોએ એક રૂમમાં ચૂલો મુકયો છે.

એમાં એ ચ્હા બનાવે છે અને જમાતના સાથીઓ પણ રાંધે છે. એ ગેસના પૈસા મસ્જીદમાંથી આપી શકાય કે નહી ? કારણ કે હજી ગામના કોઈ જમાઅતના સાથીઓએ આ પૈસા આપ્યા નથી. અને પુછયું પણ નથી કે પૈસા કયાંથી અપાય છે ?

**સવાલ :–(૪)** મસ્જીદના અંદર જ અલગ મકાનમાં એક મોઅઝઝીન ફેમેલી સાથે રહે છે. એ પોતાના તેમજ પરિવારના બાળકોના ગુસલ માટે મસ્જીદનું ગીજર વાપરે છે. જે મને ખબર મળતા મેં અટકાવ્યું છે. તો મારો સવાલ મોઅઝઝીન ગુસલ માટે મસ્જીદના ગીજરનો ઉપયોગ કરી શકે છે ? બીજા મોઅઝઝીન મસ્જીદના સહનમાં સુએ છે. તો એ મસ્જીદના પંખા અથવા ગુસલ માટે ગીજરનો ઉપયોગ કરી શકે છે ?

**સવાલ :– (૫)** હમારી મસ્જીદમાં મસ્જીદવાર જમાત બેસે છે. એમાં હું પણ બેસું છું. પહેલાં એ સહનમાં બેસતી. પછી જિમ્મેદારો તરફથી એવું કહેવામાં આવ્યું કે તમારે મિમ્બર પાસેજ બેસવું પાછળ બેસવાથી લોકો કોઈ અલગ જમાત સમજશે. અને તાલીમ પણ જમાતના સાથીઓજ કરે. હવે વરસોથી હમારે ત્યાં મસ્જીદના આલીમ જ તાઅલીમ કરે છે. હવે જો સાથીઓ કરશે તો અવામ પાછી દ્વિધામાં પડી જશે. દરેકને સમજાવવુ અઘરૂં છે. તેથી તાઅલીમ ઈમામ સા. જ કરે છે. પછી ત્યાંથી બીજા છેડે બેસીને જમાતના સાથીઓ તાલીમ કરી મુલાકાત નક્કી કરે છે. પરંતુ જમાતના સાથીઓ નવા–જુના – જઝબાતી – સંજીદા દરેક પ્રકારના હોય બેસે એટલે દિનથી હટીને પણ વાત થાય તે સ્વભાવિક છે. વળી કંઈક વધારે હોય અવાજ થાય તે પણ નક્કી. તેને લઈ જમાતખાનામાં ઝિક્ર–તિલાવત કરનારાઓને થોડુ ડિસ્ટર્બ થાય. તો તેઓ એઅતેરાઝાત કરે અથવા અંદર ઘુંઘવાયા કરે તો પ્રશ્ન એ કે કયો રસ્તો ઈખ્તેયાર કરવો જોઈએ. અમુક ચુસ્ત જમાતના માણસોનું કહેવું કે જીમ્મેદારો જે કહે તે જ થવુ જોઈએ. ભલે ગમે તે થાય એનાથી ભવિષ્યમાં સંઘર્ષ પણ થાય. બીજા નરમ પંથી માણસોનો વિચાર કે ઈખ્તેલાફ કે સંઘર્ષ થાય તેવું આપણે કશું કરવું જોઈએ નહિ. હવે આમા કમિટી સેન્ડવીચ બને, આને કહે તો આ નારાજ થાય અને જમાતને કહે તો જમાતના

મુખાલિફનું લેબલ લાગી જાય. આવા બે ત્રણ અનુભવ થઈ ચુકયા છે. અને મોટા ભાગની મસ્જીદ–ગામમાં આવુ બનતું હોય છે. આ માટે અમારી રહનુમાઈ માટે માર્ગ દર્શન આપશો. ખૂબ મહેરબાની થશે.

**સવાલ :–** (૬) મસ્જીદનો માળ જર્જરિત હતો. ઉધઈથી ખૂબ નુકશાન થતું. તે પણ વર્ષો પહેલા રિપેર કરાવેલું પણ વપરાશમાં ન આવતા પાછું જર્જરિત થઈ રહયું છે. મસ્જીદના બાજુમાં જ મદ્રેસો છે. જેમાં રૂમો ઘટે છે. તો મોટા છોકરાઓને પઢવા માટે મસ્જીદના માળ ઉપર બેસાડી શકાય કે નહિ ? મસ્જીદના માળ ઉપર મસ્જીદની હદમાં જ છે. જે જાણ માટે.

**સવાલ :–** (૭) સંસ્થા મદ્રેસો ચલાવે છે. મકતબ છે. સંસ્થાએ નિયમ બનાવ્યો છે કે ધો. ૮ સુધી બાળકોને મદ્રેસામાં આવવું અને આવે પણ છે. પણ ઉસ્તાદોના સખત રવૈયા અને સજા ને કારણે મા–બાપની રોજની ફરિયાદ આવે છે. અને સમસ્યા ઉભી કરે છે.કમિટીની સ્પષ્ટ મનાઈ છતાં અમુક જૂના ઉસ્તાદો તેની અવગણના કરી પોતાની મનમાની કરી બાળકોને સખત સજા કરે છે. હમો બાળકોને પટાવીને સામ–દામ–દંડની જેવી નીતિ અજમાવી બાળકોને મદ્રેસા લાવીએ છીએ. અને આ વડીલ ઉસ્તાદો પોતાના જડ સ્વભાવને લઈ બાળકોને ભગાડી દે છે. પરિણામે જવાબ નાઝીમે તાઅલીમે આપવો પડે છે. તો આ રીતે બાળકોને શારીરિક સજા દેવી યા ના મુનાસિબ ભાષા વાપરી અપમાનિત કરવું અને ફરિયાદી વાલીઓના સાથે બેહુદુ વર્તન કરવું અને દિલમાં કિનો રાખી બાળકો સાથે સુલુક કરવું કેટલા હદ સુધી મુનાસિબ છે ? આ રીતે કમિટીના આદેશની અવગણના કરી ગામમાં સંઘર્ષ જેવી સ્થિતી ઉભી કરવી કેટલા હદ સુધી યોગ્ય છે ? આવા ઉસ્તાદો વિરૂધ્ધ કમિટી પગલાં લઈ શકે કે નહી ? ગામના ઉસ્તાદો હોય વડીલ હોય અમે સબર કરીએ છીએ. પરંતુ તેઓ ઈસ્લાહ માટે તૈયાર જ નથી. તો છેવટે મેં નક્કી કર્યુ છે કે સંઘર્ષ થાય તેના કરતા હોદો છોડી દેવું. આ બાબતે રહનુમાઈ કરશો.

**જવાબ :–** (૧) મસ્જિદની લાઈટ અને પંખા બાબત શરઈ હુકમની બુનિયાદ રિવાજ અને ધારા ઉપર છે કિંવા અગર રિવાજ અને ધારો એ હોય

કે નમાઝની પાંચ-મિનિટ પહેલાં ચાલુ કરી નમાઝ ના પંદર મિનિટ પછી સુધી રહેવા દેવામાં આવે, તો એ મુજબજ અમલ કરવામાં આવે અલબત્ત અગર લાઈટ અને પંખાઓ લગાવનાર અને તેનું બિલ અદા કરનાર તરફથી ત્યાર પછી અથવા ત્યાર પહેલા પણ વાપરવાની ઈજાઝત હોય, તો વાપરી શકાય છે. તે વગર નંહિ, એજ પ્રમાણે વકફ કરનાર તરફથી ઈજાઝત આપવામાં આવી હોય તો પણ વાપરી શકાય છે. અથવા રિવાજ અને ધારો પુરી રાત જેટલી વાર સુધી જરૂરત હોય વાપરવા દેવાની ઈજાઝતનો હોય, તો પણ વાપરી શકાય છે.

ولا بأس بان يترك سراج المسجد فيه من المغرب الى وقت العشاء ولا يجوز ان يترك فيه كل اليل الا فى موضع جرت العادة فيه بذالك كمسجد بيت المقدس و مسجد النبى صلى الله تعالى عليه وسلم ومسجد الحرام او شرط الواقف تركه فيه كل اليل كما جرت العاده فى زماننا.

[البحر الرائق ٥۔ ٢٧٠، ٢٧١]

વર્તમાન યુગમાં શહેરો તથા મોટા ગામો અને વસ્તીઓમાં જયાં મસ્જિદોમાં મુસલ્લીઓની અવરજવર રાત-દિવસના મોટા ભાગમાં ચાલતી રહે છે. ત્યાં લાઈટ તેમજ પંખાના વપરાશ બાબત છુટછાટ આપવામાં આવે છે. જેથી કમિટી તરફથી તિલાવત-ઝિક્ર, નવાફિલમાં મશગુલ લોકો માટે જરૂરત મુજબ પંખા ચલાવવાનો ઓર્ડર આપવો દુરૂસ્ત છે. પરંતુ તેનો મતલબ એ નથી કે એક મસ્જિદમાં નમાઝના વખતો સિવાય તિલાવત કરનાર એક માણસ મસ્જિદના એક ખૂણામાં બેઠેલો છે, બીજો બીજા ખૂણામાં અને ત્રીજો ત્રીજા ખૂણામાં બેસી તિલાવત કરી રહયા છે. અને દરેક પોતાની સગવડ મુજબ અલગ-અલગ પંખો ચાલૂ કરીને બેઠા છે. શરઈ રૂએ એમ કરવાની ઈજાઝત નથી. મસ્જિદની દરેક વસ્તુ વકફનો માલ છે અને તેને વાપરવા માટે જે નિતી ઘડવામાં આવી છે, તેનું પાલન કરવું દરેકે જરૂરી છે. આ રીતે અગર પંખાઓ વાપરવની રજા આપવામાં આવશે તો મસ્જિદના ઉપર

વિજળીના બિલનો ગેર જરૂરી બોજો આવશે. જે જાઈઝ અને દુરૂસ્ત નથી. શરીઅતે વુઝુ સુધ્ધાંમાં શરઈ જરૂરતથી વધારે પાણી વાપરવાને ફુઝુલ ખર્ચ કહી મના ફરમાવ્યું છે. ચાહે નહેરના કિનારા ઉપર બેસી વુઝુ કરી રહયો હોય અને ત્રણ વખતથી વધું ધોવું શરઈ હાજતથી વધારે ગણવામાં આવ્યું છે. તો પછી આ રીતે મસ્જિદના પંખાઓ તેમજ લાઈટનો જરૂરતથી વધારે વપરાશ કેમ કરી જાઈઝ હોય શકે છે?

એજ હુકમ જમાઅત માટે પણ છે. માટે એ બાબત કોઈક નિયમ બનાવી તે મુજબ અમલ કરવાનો દરેક માણસ આગ્રહ રાખે, આ તો કમિટીની ફરજ છે જે તેણે અદા કરવી જાઈએ. તેના લઈ તેઓ ઉપર જમાઅતના કામના વિરોધી હોવાનો ઈલઝામ લગાવવું દુરૂસ્ત નથી.

મુસાફિર માટે શરીઅતે મસ્જિદમાં સુવાની ઈજાઝત આપી છે. તો તેઓને પણ જરૂરત મુજબ વપરાશની ઈજાઝત આપી શકાય છે અને બિન જરૂરી વપરાશથી રોકી શકાય છે.

જનરેટર તેમજ ઈનવરટર ની એક ચોક્કસ ક્ષમતા હોય છે. તેનાથી વધુ બોજ નાખવાની સુરતમાં મોટુ નુકશાન થાય છે. જેથી મુસલ્લી તેમજ ગામવાસીઓએ જયારે જનરેટર અને ઈનવરટરથી પંખા ચાલી રહયા હોય ત્યારે અન્ય વધારાના પંખાઓ ચાલુ કરી મસ્જિદને આર્થિક નુકશાન પહોંચાડવાથી બચવું જરૂરી છે. અને જો કોઈ એવું કરી રહયું હોય તો કમિટી તેને સખ્તીથી રોકી શકે છે. તે માટે કોઈ નિતી–નિયમ ઘડી તે મુજબ અમલ કરવાની દરેક વ્યકિત તકેદારી લીયે.

**જવાબ :–** (૨) મસ્જિદના નિભાવ માટે જે પૈસા હોય તેમાંથી બરફ ખરીદી શકાય નંહિ. અલબત્ત અગર પાણીની વ્યવસ્થા માટે કોઈએ રકમ આપી હોય અથવા એ ખાતામાં ખર્ચ કરવા માટે કોઈ આવકના સાધન વડે આવક થઈ હોય, તો તેને એ કામમાં લઈ શકાય છે.

**જવાબ :–**(૩) એનો પણ હુકમ ઉપર મુજબ જ છે.

**જવાબ :–**(૪) એની બુનિયાદ પણ રિવાજ અને ધારા ઉપર છે અને ધારો એ છે કે પરિવાર સાથે રહેનાર મોઅઝ્ઝીન વાપરી શકતો નથી અને

એકલા રહેનાર મોઅઝ્ઝીન વાપરી શકે છે.

**જવાબ :-(૫)** મસ્જિદમાં કોઈ આદમી નમાઝ અથવા તસ્બીહ વિગેરેમાં પરોવાયેલો હોય તે હાલતમાં મસ્જિદમાં જોરથી કુર્આન પઢવું તેમજ ઝિક્ર કરવું જાઈઝ નથી. [આદાબુલ મસાજિદ પેજ-૩૮] તો પછી સવાલમાં દર્શાવ્યા મુજબ દુન્યાની વાતો કરી ઘોંઘાટ વડે તિલાવત, તસ્બીહ વિગેરેમાં મશગુલ લોકોને અડચણ નાખવી કેમ કરી દુરૂસ્ત હોય શકે છે? આ બાબત શરીઅતના હુકમને નજર સમક્ષ રાખી પગલું ભરવું જોઈએ.

**જવાબ :-(૬)** મસ્જિદનો માળ પણ મસ્જિદના જ હુકમમાં છે. અને મહેનતાણુ લઈ મસ્જિદમાં પઢાવવું જાઈઝ નથી. જેથી મસ્જિદના માળ ઉપર છોકરાઓને પઢવા બેસાડી શકાય નંહિ. અલબત્ત અગર પઢાવનાર વ્યકિત મહેનતાણુ ન લેતી હોય અને છોકરાઓ મોટા હોવાને લઈ મસ્જિદનો અદબ પણ જાળવતા હોય, તો પઢવા માટે બેસાડી શકાય છે.

**જવાબ :-(૭)** બાળકના વાલીઓની ઈજાઝતથી તઅલીમની જરૂરત ખાતર સજાદેવું શરઈરૂએ દુરૂસ્ત છે. પરંતુ બાળકોને લાકડી વિગેરેથી નંહિ બલ્કે માત્ર હાથ વડે અને તે પણ તેમની સહન શકિત મુજબ ત્રણ ધોલ સુધી મારી શકાય છે. તે પણ માથું અને ચહેરાને છોડીને કિંવા ગરદન અને પીઠ ઉપર, તેનાથી વધુની ઈજાઝત નથી, નંહિ તો બાળકો કયામતના દિવસે બદલો લેશે, બાળકો ઉપર નરમી અને શફકત કરવામાં આવે. હવે મારવાનો જમાનો લગભગ ખતમ થઈ ચૂકયો છે. તેના પરિણામો સારા નથી હોતા (ફતાવા મહમૂદિય્યહ કરાચી ૧૪/૧૨૭ અને ૧૨૯ ઉપરથી)

અન્ય એક જગ્યાએ લખ્યું છે કે લાકડી અથવા કોરડા અથવા જોડા વિગેરેથી મારવાની રજા નથી. (૧૪/૧૨૮)

એજ રીતે બાળકોને ના મુનાસિબ ભાષા વાપરી અપમાનિત કરવું પણ જાઈઝ નથી. વળી મુદર્રિસોની આ ભૂલ ઉપર વાલીઓ તરફથી ફરિયાદ કરવાની સુરતમાં તેઓ સાથે બેહુદુ વર્તન કરવું તેમજ દિલમાં કીનો રાખી બાળકો સાથે બદ સુલુકી કરવું તો કોઈ કાળે જાઈઝ નથી, માટે કમિટીને જોઈએ કે એ બાબત નિતી-નિયમો ઘડી તે મુજબ અમલ કરવા મુદર્રિસોને

ફરજ પાડે, અને તેની અવગણના કરવાની સુરતમાં એકાદ–બે વાર નરમીથી સમજાવી અમલ કરવાની તાકીદ કરે અને ન માનવાની સુરતમાં આગળના પગલા પણ લઈ શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૨) મદ્રસહ

## ૧. વાલી ખોરાકી ફી પરત માંગી શકે.

**સવાલ :–** અમો મદરસામાં ખોરાકી ફી લેખે ૧૫૦ રૂા. બાળકોના વાલીથી વસુલ કરીએ છીએ. હાલ ત્રણ છોકરાઓ ખોરાકી ફી લઈ દાખલ કરેલ, હવે છોકરાઓ રહેવા ના પાડે છે અને રડે છે જેથી એમની વાલિદહ આવીને લઈ ગયેલ છે. ખોરાકી ફી પેટે ત્રણ બાળકોના ૪૫૦ રૂા. ભરેલ, હવે એ રકમ વાલિદહ પરત માંગી રહેલ છે. આજ સુધી આવું કદી પણ થયેલ નહીં. માટે આ બાબતે કૃપારાહે માર્ગદર્શન આપશો.

**જવાબ :–** ખોરાક ફી રૂપે જે રકમ બાળકોના વાલી પાસેથી લેવામાં આવે છે તે વાસ્તવમાં બાળકને આપવામાં આવતી ખોરાકની કિંમત છે, જે એડવાન્સ વસૂલ લેવામાં આવે છે, હવે જયારે તે બાળક મદરસામાંથી ચાલ્યું ગયું અને ખોરાક તેને આપવામાં નહિં આવી તો વાલી પોતાની એ રકમ પરત માંગી શકે છે. અને આપે તેનું પરત કરવું જરૂરી છે. અલબત જેટલા દિવસ તે છોકરાઓ મદરસહમાં રહયા અને મદરસાએ તેઓને ખોરાક આપી એટલી ખોરાકની કિંમત આપ વસૂલ લઈ બાકી રકમ પરત કરી શકો છો. [શામી ૪/૧૩–૧૪] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મકતબની નોકરીથી છુટા થનારે કેસ કરવો, કેસ લડવા માટે લિલ્લાહ ફંડથી ખર્ચ કરવો જાઈઝ નથી.

**સવાલ :–** શું ફરમાવે છે ઉલમાએ દીન નીચેના મસઅલામાં, હમો મુસ્લિમો એક મકતબ ચલાવીએ છીએ, જેમાં લગભગ ૯૦૦ થી ૯૫૦ બચ્ચાઓ દીની તઅલીમ હાસિલ કરે છે જેમાં ૨૦ થી ૨૨ ઉસ્તાદો દીની

તાલીમ આપે છે. જેમાં નકકી થયા મુજબ વજીફો દર મહિનાની પહેલી તારીખે આપીએ છીએ, તેમજ મહિનાનો પગાર પણ વધારી આપીએ છીએ તથા ૧૮ દિવસની હક રજા પણ આપીએ છીએ, બીજું ઉસ્તાદને રાખતી વખતે કોઈ શરત કરતા નથી. ઉસ્તાદ જયારે ચાહે છોડીને જઈ શકે છે અને જો તઅલીમમાં કોઈ કચાસ અથવા બીજી કોઈ ભુલ કરે તો હમો ભૂલ સુધારવા માટે નસીહત કરીએ છીએ. પણ જો ભૂલ નહીં સુધરે તો ના છૂટકે બાકીનો વજીફો જેટલા દિવસનો હોય તે આપી નાછૂટકે છૂટા કરીએ છીએ. છૂટા થયા બાદ પછી જો ઉસ્તાદ જુઠ્ઠું બોલી સરકારમાં મદરસાના ઝિમ્મેદારો પર ખોટા–ખોટા કેસ કરે છે. હમારી પાસે આપેલા વજીફાના પૂરા પૂરાવા છે. હવે ઉસ્તાદ ઈમામ થઈ જુઠ્ઠું બોલી જુઠ્ઠા કેસ કરી શહેરમાં ફિતનો ફેલાવે છે. ઈસ્લામ દુશ્મન રાજકીય પાર્ટીનો સહારો લઈ મદરસા તેમજ ઝિમ્મેદારોને બદનામ કરવાની કોશિશ કરે છે તો આવા ઈમામ ઈમામતને લાયક રહે છે? આવા ઈમામ માટે શરીઅતનો શું હુકમ છે?

મુસ્લિમ સંસ્થાઓ ચંદો કરી મદરસા ચલાવે છે. મદરસાની કોઈ આવકો નથી કે વજીફાથી વિશેષ આપી શકે. હવે બદમાશ લોકોના બેહકાવાથી દીની ઈદારાને નુકશાન કરવું કેવું છે? જો ઉસ્તાદ ખોટા કેસ કરશે તો જવાબ માટે અથવા કેસ લડવા માટે મદરસાના ફંડ (લિલ્લાહ) માંથી ખર્ચ કરવા પડશે એટલે મદરસાનું માલી નુકશાન થશે તો આવું ખોટું કામ કરવું ઉસ્તાદ માટે જાઈઝ છે? અને મસ્જિદમાં ઈમામ હોવા છતાં નોટીસમાં જણાવે છે કે મારી કોઈ મસ્જિદમાં નોકરી નથી. તો આવું જુઠ્ઠું બોલનાર ઈમામ ઈમામતને લાયક છે? વિગતવાર જવાબ આપશો જેથી હમો સવાલ–જવાબ ઈમામ સાહબને વંચાવીને ઈસ્લાહની કોશિશ કરી શકીએ, શું એકવાર નોકરીમાં રાખ્યા તો ગમે તેવી ભૂલ કરે તો પણ તેમને ચાલુ જ રાખવા જરૂરી છે ? શરીઅતની રૂએ મદ્રસા પાસે તેમની એક પાઈનો પણ હક બાકી નથી.

**જવાબ :–** આપે મદરસહના ધારા મુજબ ઉસ્તાદને છુટા કર્યા છે અને તેઓનો જે કંઈ પગાર મદ્રસહ ઉપર વાજિબ થતો હતો, તે પણ ચૂકવી

ચૂકયા છે, તો હવે અન્ય કોઈ રકમની માંગણી કરવી અને સરકારી કાયદાનો સહારો તેમજ ઈસ્લામ દુશ્મન સિયાસી પાર્ટીઓનો સહકાર લઈ મદ્રસહના ટ્રસ્ટીઓ અને ઝિમ્મેદારો ઉપર દબાણ લાવવું અને પોતાના આ કૃત્યને સહીહ ઠેરવવા માટે જુઠનો સહારો લેવો ઈસ્લામી તઅલીમ આપનાર એક મુદર્રીસ તો શું એક આમ અને સામાન્ય મુસલમાનના માટે પણ કલંક અને ઈમાની ગયરતના ખિલાફ કૃત્ય છે, શરઈ રૂએ તો ના–જાઈઝ જ છે અને સરકારી કાયદાને લઈ કોર્ટ અગર એ મુજબનો ફૈસ્લો કરી તેમની માંગણી મુજબ રકમ અપાવે તો પણ તેનું લેવું શરઈરૂએ હરામ રહેશે, અને એવી વ્યકિત જયાં સુધી પોતાના આવા કૃત્યથી જાહેરમાં તવબહ ન કરે ત્યાં સુધી ઈમામતના લાયક નથી.

મદ્રસહને જે ફંડ મુસલમાનો તરફથી લિલ્લાહરૂપે મુદર્રિસોના પગાર માટે તેમજ મદ્રસહની અન્ય જરૂરતો માટે આપવામાં આવ્યો છે તે રકમ કેસ લડવા માટે ખર્ચ કરવું ટ્રસ્ટીઓ માટે જાઈઝ નથી, જે કામ માટે તે રકમ આપવામાં આવી છે તેમાંજ ખર્ચ કરવું તેઓની ફરજ અને જવાબદારી છે, તે સિવાય અન્ય જગ્યાએ ખર્ચ કરવું શરઈરૂએ જાઈઝ અને દુરૂસ્ત નથી, અલબત આ અચાનક આવી પડનાર આપત્તિમાંથી નિકળવા માટે કેસ લડવું જરૂરી હોય તે માટે અલગ ફાળો ઉઘરાવવામાં આવે, જેવી રીતે મદરસહની અન્ય જરૂરતનોનું નામ લઈ ફાળો ઉઘરાવાય છે. આ પણ એક ઈમરજન્સી જરૂરત હોય સ્પષ્ટ શબ્દોમાં તેનો ઉલ્લેખ કરી તેના માટે અલગ ફાળો ઉઘરાવવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. મુદર્રિસો માટે સમયપત્રક રાખવાનો હુકમ.

**સવાલ** :– મકતબ મદ્રેસામા કમિટી દ્વારા મુદર્રિસો માટે સમય પત્રક (રજીસ્ટર) મુકવામાં આવે છે. જેમાં મદ્રેસામાં ઉસ્તાદોએ હાજર થવાનો તેમ મદ્રેસામાંથી છુટે ત્યારે (મદ્રેસામાંથી જવાનો) ચોક્કસ નક્કી કરેલો સમય લખવાનો હોય તે તેનો શું હુકમ છે?

**જવાબ** :– કોઈ પણ મદ્રસહ અથવા દીની સંસ્થાની સફળતાની ચાવી

એ છે કે તેના સભ્યો અને કર્મચારીઓમાં આપસમાં મહોબ્બત, મેળ–મેળાપ અને વિશ્વાસનું વાતાવરણ હોય અને દરેક પોતાની ફરજ અમાનતદારી પુર્વક બજાવતો રહે. અને એટલાજ માટે આપણાં વડીલો અને બુઝુર્ગોએ સમય પત્રકવાળી સિસ્ટમ અપનાવી ન હતી. માટે સૌ પ્રથમતો મુદર્રીસોએ અમાનતદારી પુર્વક પોતાની ફરજ બજાવીને વિશ્વાસનું વાતાવરણ બાકી રાખવું જોઈએ. અને કોઈક કર્મચારી તરફ થી કોઈકવાર ઉણપ રહી જાય, તો કમિટીએ દરગુજર કરવી જોઈએ. તે છતાં અગર મુદર્રીસો તરફથી પોતાની ફરજની અદાયગીમાં વારંવાર કોતાહી થતી હોય, તો એ મુજબની સિસ્ટમ પણ ચાલુ કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૩) બુયૂઅ

## ૧. ધંધાની મુડી ઉભી કરવા બાબત નાજાઈઝ સ્કીમ.

**સવાલ :–** આજકાલ શહેરોમાં ધંધો–વેપાર કરવા માટે પૈસા–મુડી રકમ ઉભી કરવા એક માણસ દસ–વીસ મેમ્બર બનાવે છે. અને દરેકના પાસે નક્કી રકમ ઉઘરાવે છે. દા.ત. દરેક મેમ્બર પાસે થી ૧૦૦/– રૂપિયા એક મહિના સુધી ઉઘરાવે છે. અને તે પૈસા ઉઘરાવનાર પોતાના પાસે જમા રાખે છે. જે વેપારીઓની ભાષામાં "વિશી" કહેવામાં આવે છે. મહિનાના અંતે તે જમા થયેલ રકમ ત્રીસ હજાર કે સાઠ હજાર રકમ મેળવવા માટે બધા જ મેમ્બર જમા થાય છે. અને "વિશી" ચલાવનાર એનું લિલામ કરે છે. એટલે કે બોલી બોલાય છે કે, આ સાઠ હજારની રકમ ઉપર ઓન આપવા કોણ તૈયાર છે. એટલે કે ખોટથી લેવા કોણ તૈયાર છે. તો એ લિલામમાં એ પુરી રકમ રાખનારે ભરપાઈ કરવાની હોવા છતાં હાલ પુરતું એ પૈસા વાપરવા મળે એ માટે એ સાંઠ હજાર માટે કોઈ પાંચ હજાર ખોટ ખાઈને બોલી બોલે છે. કોઈ દસ હજારની ખોટ ખાઈને બોલી બોલે છે એટલે કે દસ હજારની ખોટ ખાઈને લિલામમાં વીશી રાખે છે તો ભરપાઈ કરવાની રકમ ૬૦ હજાર

રૂપિયા અને તે વખતે મળે રૂપિયા ૫૦ હજાર, હવે જે ૧૦ હજાર રૂપિયા બચ્યા, વધ્યા, એને લિલામમાં રાખનાર સિવાયના બધા મેમ્બર તે ૧૦ હજાર રૂપિયા સરખે ભાગે વહેંચી લે છે. આ રીતે લાખ રૂપિયાની વીશીમાં ૪૦ હજાર રૂપિયા ખોટ ખાવાના દાખલા બન્યા છે. તો શું આ રીતે ધંધાની મુડી ઉભી કરવા કે પૈસા મેળવવા આ વીશી શરીઅતની રૂએ જાઈઝ છે? તેમજ વીશી ચલાવનાર કે લિલામવારી વીશીના મેમ્બર બનનાર ગુનેહગાર બને છે ? શું આ કિસ્સામાં સુદ-વ્યાજ ગણાય છે ? એનો વિગતવાર જવાબ આપવા મહેરબાની કરશો. વિશી ચલાવનારમાં ઘણા મુસલમાન પણ હોય છે.

**જવાબ :-** ૫૦ હજારની રકમ લઈ ૬૦ હજાર ભરપાઈ કરવા અથવા ૬૦ હજારની રકમ લઈ એક લાખ ભરપાઈ કરવા એ ચોખ્ખું વ્યાજ છે. જે હરામ અને સખ્ત ગુનાહનું કામ છે, વધેલી રકમ જેઓએ આપસમાં વહેંચી લીધી, તેઓને જોઈએ કે એ રકમ પેલા ભાઈને વાપસ કરે, અને આઈન્દહના માટે આ સિલસિલો બંધ કરે. વ્યાજની લેવડ-દેવડ ઉપર કુર્આન અને હદીસમાં સખ્ત વઈદો (ધમકીઓ) આવી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સ્થાવર મિલ્કત કબ્જો કરવા પહેલા બીજાને વેચવી.

**સવાલ :-** એક માણસ જમીન અથવા ફલેટ વેચવા માંગે છે અને બીજા ભાઈ લેવા માંગે છે. બન્ને વચ્ચે દસ લાખ રૂપિયાનો સોદો થયો છે. બાના પેટે એક લાખ રૂપિયા આપ્યા છે અને બીજા પૈસાની મુદત બે મહીનાની છે. બાનું આપીને જે ભાઈ જમીનના ખરીદાર છે, તેમની પાસે બીજા એક માણસ આ જમીન રૂા. એક લાખના નફા સાથે અર્થાત અગીયાર લાખમાં નફા સાથે વેચાતી માંગે છે. તો શું આ રીતે નવ લાખ રકમ ચુકવ્યા પહેલા જમીન વેચવી જાઈઝ છે કે નહિં? હાલ જમીન પર કબ્જો થયો નથી.

**જવાબ :-** જમીન અથવા સ્થાવર મિલ્કતો ખરીદ કરી ચુકયા પછી કબ્જો કરવા પહેલાં બીજાને વેચવી જાઈઝ અને દુરૂસ્ત છે. ઉધાર ખરીદ

કરેલ વસ્તુ બીજાને નફો લઈ વેચી શકાય છે. અલ્બત્ત ખરીદનારને ચોખવટની સાથે બતાવી દેવામાં આવે કે મેં આ વસ્તુ આટલી કિંમતે અને આટલી મુદતના વાયદે ઉધાર ખરીદી છે. જેથી સામેવાળી વ્યકિત ધોકામાં ન રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. નક્કી કરેલ મુદતમાં કિંમતની ચૂકવણી ન કરવાથી સોદો કેન્સલ થતો નથી.

**સવાલ** :- મારા બાજી તથા મારા મોટા કાકા એક ઘરમાં રહેતા હતા. ઘર એક ગાળો હતો જે બન્નેવ ભાઈના ભાગમાં હતો. (અડધું—અડધું) મારા વાલિદ તથા હમો સૌ પરદેશ ચાલ્યા ગયા ૧૯૬૪ પહેલા. પછી એ ભાગ યા ઘર મારા કાકા આખું વાપરતા હતા. મારી વાલિદા ૧૯૬૪માં પરદેશથી બારડોલી આવ્યા ત્યારે મારી (વાલિદા)એ હમારૂં અડધું મકાન જે મારા મોટા કાકા સાથે ભાગમાં હતું એ અમારો ભાગ મારા વાલિદાએ મારા મોટા કાકાને રૂા. ૫000/– પાંચ હજારમાં વેચી દીધો. પણ પૈસા ચૂકવવા ૧ થી ૨ વરસની વાત થઈ હતી ત્યાર પછી મારા બાજી તથા વાલિદા ૧૯૬૯ અથવા ૧૯૭૦માં આવ્યા ત્યારે મારા બાજીએ મારા મોટા કાકાને કહ્યું કે આપણે ત્રણ ભાઈ થઈને ઘર બનાવીએ. પૈસા બાંધકામના બધા હમણા હું આપીશ. થોડા થોડા કરી તમો બે ભાઈઓ પછી પૈસા મને આપશો. ત્રીજા કાકા છે જેમનું ઘર પણ હમારા ભાગ યા ઘર સાથે છે. એટલે સાથે બની જાય બધાનું, ત્યારે મારા મોટા કાકાએ કહ્યું કે જે આપણો ભાગ યા ઘર છે એમાંથી બહેને મને રૂા. ૫000/– માં તમારો ભાગ વેચી દીધો છે. ત્યારે મારા બાજીએ કહ્યું કે એક થી બે વરસના વાયદે રૂા. ૫000/—માં મારો ભાગ તમને વેચ્યો છે તેના પૈસા ૫ વરસ ઉપર થયા એક પણ પૈસો આપ્યો નથી. જેથી એ અડધા મારા ઘરનો એમણે કરેલો સોદો ફોક થાય છે (કેન્સલ ગણાય).

ત્યારે મારા મોટા કાકાએ કહ્યું તું ઘર નહિં આપશે તો હું મારા નામે ચાલતી જમીન ખરીદી છે, તેમને તમારા નામે કરીશ નહિં, આમ મારા કાકાએ બલેકમેલ કરી રૂા. ૫000માં લઈ લીધું અને પછી જમીન હમારી

મારા બાજી નામે કરી છે. આ બાબતમાં શરીઅત શું કહે છે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ** :- ઉધાર કરવામાં આવેલ સોદામાં કિંમત ચૂકવવા માટે જે મુદત નક્કી કરવામાં આવી હોય, તે મુદતમાં વાયદા મુજબ કિંમતની ચૂકવણી ખરીદાર માટે જરૂરી છે. કિંમત ચૂકવવાની હેસિયત હોવા છતાં નહિં ચૂકવવું શરઈ રૂએ ગુનાહિત અને વખોડવા પાત્ર કૃત્ય છે. પરંતુ તે છતાં અગર કોઈ ખરીદનાર નક્કી કરેલ મુદતમાં કિંમત નહિં ચૂકવે તો એનાથી શરઈ રૂએ સોદો કેન્સલ થતો નથી. પુછેલી સુરતમાં આપની વાલિદહએ આપના વાલિદનો મકાનમાં જે હિસ્સો હતો, તે આપના મોટા કાકાને રૂા. પાંચ હજાર માં વેચી આપ્યો હતો, અને તેમણે કરેલ આ સોદાને આપના વાલિદે માન્ય રાખ્યો હતો. જેની દલીલ એ છે કે પાંચ વરસ પસાર થવા છતાં કિંમત અદા ન કરવાને લઈ વાલિદ સાહબે સોદાને કેન્સલ ગણાવ્યો છે, પરંતુ તે ટાંણે પણ મેં આ સોદાને માન્ય રાખ્યો નથી એવું કહેતા નથી, બહરહાલ એ સોદો સહીહ હોવાને લઈ આપના વાલિદ સાહબનો ઘરવાળો હિસ્સો આપના મોટા કાકાની મિલકિયત ઠરે છે અને તેઓ અગર વફાત પામ્યા હોય તો તેઓના શરઈ વારસદારો એ હિસ્સાના માલિક છે, અલ્બત્ત અગર હજુ સુધી કિંમત ચૂકવવામાં આવી ન હોય તો કાકાએ છોડેલી મિલકતમાંથી કિંમત વસુલ કરવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. મકાનના સોદામાં વાડો શામેલ નથી.

**સવાલ** :- ઉપલા ઘરો પાછળ એક વાડો હતો, એ વાડો ઘર સાથેનો નથી. જે વાડો હમારા સગાના નામે ચાલતો હતો. પહેલાથી ઘણી જમીનો ચાલતી આવેલ ઈ.સ. ૨૦૦૦માં મારા મોટા કાકાના છોકરા પરદેશથી આવી એ વાડાની જમીન પોતાના બાજી તથા બીજા કાકાના જેમના ઘરને પણ વાડો લાગે છે. તેમના બેવના નામે કરી લીધો. જયારે તેઓ મારા કાકાભાઈને કહ્યું કે એ વાડામાં હમારા બાજીનો હિસ્સો લાગે છે ત્યારે મારા કાકાભાઈએ જવાબ આપ્યો તમોએ અડધું ઘર તમારૂં વેચ્યું તેના સાથે વાડો પણ શામેલ

છે. હવે એ બાબતમાં મારી જાણ છે તે મુજબ મારી બહેન જે મુંબઈમાં તે વખતે રહેતી હતી તેની જાણમાં પણ છે કે ઘર સાથે વાડો વેચેલો નથી. મારી વાલિદાએ ફકત ઘર વેચેલું હતું. હાલ એ બાબતે શરીઅત શું ફરમાવે છે જવાબ દેશો. મારા બાજી તથા મારી મા સાહેબા તથા મોટા કાકી–કાકા સૌ અલ્લાહને પ્યારા થયા છે જાણ માટે.

**જવાબ :–** અગર આપની વાલિદાએ મકાનનો સોદો કરતી વખતે સ્પષ્ટ રૂપે વાડાનો ઉલ્લેખ કર્યો ન હતો, તો એ વાડો વેચાણમાં શામેલ ગણાશે નહિં, અને તે આપના વાલિદની જ મિલકત ગણાશે, અગર આપના કાકાભાઈ એવો દાવો કરતા હોય કે ઘરવાળો હિસ્સો વેચતી વખતે વાડાનો પણ સ્પષ્ટ રૂપે ઉલ્લખે કરી તેને પણ સોદામાં શામેલ કરવામાં આવ્યો હતો તો એ માટે જરૂરી છે કે તેઓ શરઈ ગવાહ પેશ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. કોમન પ્લોટના ઉપયોગ બાબત શરઈ માર્ગદર્શન.

**સવાલ :–** મારી પોતાની ખેતીની જમીન હતી. બિન ખેતીમાં ફેરવવા માટે સરકારી ધારાધોરણ મુજબ પ્લોટીંગ કરી એન.એ. કરાવવું પડે છે. એન.એ. માટેના નિયમો મુજબ પ્લોટીગમાં કોમન પ્લોટ (સાર્વજીનક પ્લોટ) પણ રાખવો પડે છે. આ કાર્યવાહી સરકારી કાનુન હેઠળ કરવી પડે છે. સદર એન.એ. થયેલ જમીન પુરેપુરી મે કોઈને વેચી નથી. જેટલા પ્લોટ પડયા છે (કોમન પ્લોટ સહિત)તે બધા પ્લોટ સોસાયટી બનાવીને કોઈ એક સોસાયટીને પણ વેચ્યા નથી. દરેક પ્લોટ અલગ–અલગ રીતે અલગ–અલગ વ્યકિતને પ્લોટ તરીકે જે જમીન માપમાં આવતી હોય તેજ જમીને મેં વેચી છે. એમાં કોમન પ્લોટ જમીન (જે સરકારી કાયદા અનુસાર નામ આપવું પડે છે.)માં તમારો હક રહેશે તેવો કોઈ ઉલ્લેખ કરેલ નથી. વેચાણ–દસ્તાવેજમાં પ્લોટમાં જે જમીન આવતી હોય તેટલીજ જમીન વેચાણ તરીકે લખીને આપી છે. હવે આપને પુછવાનુ કે :

(૧) જે પ્લોટનું નામ સરકારી કાનુન અનુસાર કોમન (સાર્વજનીક

પ્લોટ) આપેલ છે. શરઈ રીતે તેનો માલિક કોણ ગણાશે? (૨) હું આ પ્લોટનું (જનું નામ કોમન પ્લોટ છે) વેચાણ કરી શકું કે કેમ? (૩) આ પ્લોટમાં હું પોતે મારૂ મકાન બનાવી શકું કે કેમ? (૪) શરઈ રીતે જોં હું માલિક હોઉ તો મારા આ પ્લોટને વેચાણ કરતા કે તેમાં બાંધકામ કરતાં, બીજી કોઈ વ્યકિત મને અટકાવી શકે કે કેમ ?(૫) એવો પ્લોટ શરઈ રીતે પણ સાર્વજનીક ગણાતો હોય, તો આવા પ્લોટને મુળ જમીન માલિક (એટલે કે હું) મસ્જિદ, મદ્રેસા માટે પોતાના મર્હુમીન માટે વકફ કરી શકું?

ઉપરોકત બાબતો માટે શરઈ માર્ગદર્શન આપવા ગુજારીશ છે.

**જવાબ** :- જે જમીન ખેતી તરીકે વપરાતી હોય તેને બિનખેતી અને રહેઠાણના કામમાં લેવા માટે સરકાર પાસે પરવાનગી લેવાની જે કાર્યવાહી એન.એ કરાવવાના નામે કરવામાં આવે છે અને તે વગર ખેતીની જમીનનો રહેઠાણ તરીકે ઉપયોગ કરવા માટે સરકાર ઈજાઝત આપતી નથી, તેનું અસલ કારણ એ છે કે કોઈપણ જમીનને રહેઠાણ તરીકે ઉપયોગમાં લેવા માટે જરૂરી છે કે રહેઠાણને લગતી સગવડો તેમાં મવજુદ હોય દા.ત. તે જમીનમાં બનાવવામાં આવી રહેલ મકાનોની પધ્ધતીસર ગોઠવણી જેથી કોઈ એક મકાનના રહીશોને બીજા મકાનના રહીશોથી કોઈ અડચણ કે આપત્તિ ન થાય એ માટે તેનું પ્લોટીંગ આવશ્યક છે. સાથેજ ત્યાં બનાવવામાં આવી રહેલ મકાનોમાં અવર–જવર માટે રસ્તાઓનું આયોજન. એકજ જગ્યાએ ઘણા માણસોનો એક જનસમુહ હળીમળી જીવન ગુજારી રહ્યો છે. તેને લઈ ઘણાં એવા પ્રસંગો પણ આવશે જેમાં ઘણાબધા માણસોને એક જગ્યાએ ભેગા મળવાની જરૂરત ઉભી થશે. (જેમકે શાદી, મોત–મય્યત બાળકોને ખેલ–કુદ માટે મેદાન તે સિવાય પણ) એ પ્રકારની સામુહિક જરૂરત પૂરી કરવા માટે ત્યાં એક એવી જગ્યા પણ હોવી જરૂરી છે, જેમાં તે જમીનમાં રહેતા બધા લોકો પોતાની આ જરૂરત પૂરી કરી શકે. સરકારની પરીભાષામાં એનેજ "કોમન પ્લોટ" કહેવામાં આવે છે. જયારે કોઈ માણસ પોતાની ખેતીની જમીનને બિન ખેતીમાં રૂપાંતર કરવા ઈચ્છતો હોય અને તે માટે પરવાનગી મેળવવા ખાતર સરકારમાં અરજી આપે ત્યારે કાયદાની રૂએ

તેની ફરજ ઠરે છે કે તે પોતાની આ અરજી સાથે પૂરો પ્લાન એ મુજબનો રજુ કરે જેમાં અરજદાર તરફથી સરકારશ્રી ને એ વાતની ગેરંટી આવવામા આવી હોય કે હું મારી આ ખેતીની જમીનને બિન ખેતીમાં રૂપાંતર કરવા માટે જે અરજી આપી રહ્યો છું, તેના માટે મેં એ રીતનું આયોજન કર્યું છે, કે તે જમીનમાં ભવિષ્યમાં જે લોકો મકાનો બનાવશે તેમની રહેણાંકને લગતી તમામ જરૂરતો પુરી કરવાની સંપૂર્ણ વ્યવસ્થા અને ગોઠવણ મવજુદ છે. અરજદાર તરફથી જયારે આ પ્રકારની બાહેંધરી (અન્ય બાાહેંધરી સાથે) આપવામાં આવે છે, ત્યાર પછીજ તે જમીનને બિન ખેતીમાં રૂપાંતર કરી, ત્યાં મકાનો બનાવવાની પરવાનગી સરકાર તરફથી મળે છે. અને એટલેજ એવી જમીનની કિંમત પણ ખુબ વધી જાય છે. એન.એ. થયા વગરની જમીનની કિંમત એકર અને વિંધામાં અંકાય છે, જયારે એન.એ. થયેલી જમીનની કિંમત વાર અને ફુટના હિસાબે આંકવામાં આવે છે. અરજદારે એન.એ. ની પરવાનગી મેળવવા માટે જે સગવડોની બાહેંધરી આપી હતી અને જેની બુનિયાદ પર એન.એ.ની પરવાનગી મળી છે, તેનું પ્લાન કરવું જરૂરી છે. કોમન પ્લોટનો મતલબજ એ છે કે એ પ્લોટથી ફાયદો ઉઠાવવાનો બધાને હક રહેશે, પછી ભલે તે કોમન પ્લોટ અસલ માલિકના નામ પરથી ફેરવાયો ના હોય. એ જમીનમાં જે રસ્તાઓ બનાવવામાં આવ્યા છે, જમીનનો તે ભાગ પણ અસલ માલિકના નામે ચાલી રહ્યો છે, તો શું તેનો એ મતલબ લેવામાં આવશે કે અસલ માલિક તે બીજાને વેચી દે ? અને બીજો તેના ઉપર બાંધકામ કરી લે. હમણાં જ નજીકના ભુતકાળમાં એન.એ. કાર્યવાહીમાં સરકાર તરફથી કરવામાં આવેલ ઓર્ડરમાં કોમન પ્લોટ માટે નીચે મુજબની સ્પષ્ટતા કરવામાં આવી છે.

(૧) કોમન પ્લોટમાં કોઈપણ પ્રકારનું બાંધકામ કરી શકાશે નહિં. (૨) સહિયારા/કોમન પ્લોટ અને રસ્તાની જમીન સોસાયટીની સહિયારી માલિકીની અથવા સર્વ પ્લોટ હોલ્ડરની સહિયારી માલીકીની ગણાશે. તે ઉપર મૂળ માલિકનો કોઈ હક રહેશે નહિં. (૩) રસ્તા અને કોમન પ્લોટની જમીનનું હરાજીથી, બક્ષિશથી કે અન્ય કોઈ રીતે વેચાણ કે તબદીલી થઈ

શકશે નહિં. તેમજ કોમન પ્લોટ અને આંતરિક રસ્તાની જમીન કાયમને માટે ખુલ્લી રાખવાની રહેશે. (૪) સહિયારા પ્લોટ/રસ્તા સહિતની જમીનનો બિનખેતી આકાર પ્લોટ વેચાણ કરવામાં આવે ત્યાં સુધી મૂળ ખાતેદારો અને પ્લોટો વેચાણ કર્યાથી તમામં પ્લોટ હોલ્ડરે પ્રમાણસર ભરવાનો રહેશે.

આપે લોકોને જે વેચાણ દસ્તાવેજ કરી આપ્યો છે. તેમાં નીચે મુજબનું એક વાકય લખ્યું છે "રસ્તા તેમજ ગેપ જવા આવવાના હક માટે છે, તેમજ ખુલ્લાા રાખવા માટે છે" આમાં વાપરવામાં આવેલ શબ્દ ગેપથી શું મુરાદ લેવામાં આવી છે ? ગેપમાં તે તમામ જગ્યાઓનો સમાવેશ થાય છે. જેને ખુલ્લા રાખવા માટે પ્લાનમાં રજુઆત કરવામાં આવી હતી. બહરહાલ કોમન પ્લોટની આપની માલિકી કહેવાશે નહિં. ભલે આપના નામ પર ચાલતો હોય. હવે આપે પુછેલ પ્રશ્નોનો જવાબ આપું છું.

(૧) તે પ્લોટથી ફાયદો ઉઠાવવાનો હક એ જમીનમાં રહેતા દરેક રહીશને રહેશે અને પોતાના નામ મુજબ એ સહિયારી મિલ્કત ગણાશે. (૨) આપ એનું વેચાણ કરી શકતા નથી. (૩) નહિ. (૪) ઉપર જવાબ આવી ગયો છે. (૫) નહિ. (૬) તે શરઈ મસ્જિદ કહેવાશે નહિં. (૭) નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ** :– અમારા ગામમાં એક ફેમીલીનું એક મોટું ફાર્મ (વાડી) હતું. આ ફેમીલીએ તે ફાર્મને એન.એ. કરાવીને પ્લોટીંગ કર્યુ. તેમાંથી લગભગ ૨૫ ટકાની આસપાસ પ્લોટોનું વેચાણ કરેલ છે અને બાકીના બીજા પ્લોટો આ ફેમીલીની મિલ્કત (કબ્જા)માં છે. એન.એ. થયા પછી આ ફેમીલીમાંથી એક વૃધ્ધ ઔરતે પોતાની માલીકીવાળા હિસ્સામાંથી એક પ્લોટ મસ્જિદ બનાવવા માટે અમારા પંચને વકફ કર્યો હતો. પરંતુ તે વકફ કરેલ પ્લોટ થોડો પાછળ હોવાથી પંચે રોડની સાથે લાગેલ એક કોમન પ્લોટમાં લગભગ પાંચ વરસથી "મસ્જિદ"ના નામે એક ઈમારત બનાવેલ છે. આ કોમન પ્લોટમાં બનેલ મસ્જિદ વિશે અમુક પ્રશ્નો ઉભા થાય છે.

(૧) મઝકુર ફેમીલીના જો બધાજ માલિકો પોતાની રાજી ખુશીથી કોમન પ્લોટમાં જે મસ્જિદ બનેલ છે, તેના વિશે રજા આપી છે અને હવે

પછી જયારે પણ એ ફેમીલીનો કોઈ પણ માલીક અન્ય વ્યકિતને પોતાની માલીકીવાળા પ્લોટોમાંથી કોઈ પ્લોટ વેચે ત્યારે ચોખવટ કરે કે આ પ્લોટનો હકક કોમન પ્લોટમાં લાગતો નથી. તેમાં મસ્જિદ બનેલ છે. આ ચોખવટ પછી ખરીદનાર રાજી ખુશીથી પ્લોટ ખરીદે અને ૨૫ ટકાની આસપાસ પ્લોટોનું વેચાણ થયું છે. તેના માલિકોએ પણ રાજીખુશીથી રજા આપી છે. તો શું આ ઈમારત મસ્જિદના હુકમમાં આવી શકે ?

(૨) કોમન પ્લોટમાં મસ્જિદ અથવા બીજી કોઈ સાર્વજનીક વસ્તુ સ્કુલ, હોસ્પિટલમાં એક–બે માણસ સિવાય બધાની સંમતી હોય તો શું તે વસ્તુ બનાવી શકાય ? અથવા કોઈ હલ બતાવશો.

(૩) વૃધ્ધ ઔરતે પંચને મસ્જિદ બનાવવા માટે પ્લોટ વકફ કર્યો હતો. ત્યાર બાદ તેમનો ઈન્તેકાલ થઈ ગયો અને કોમન પ્લોટમાં બનેલ મસ્જિદથી લગભગ ૨૦૦ મીટર અંતરે તે વકફ કરેલ પ્લોટ છે અને હાલમાં અને નજીકનાં ભવિષ્યમાં ત્યાં મસ્જિદની જરૂરત જણાતી નથી. તો હવે તે વકફ કરેલ પ્લોટનો ઉપયોગ મસ્જિદ માટે જ થઈ શકે ? અથવા બીજા કયા ઉપયોગમાં લઈ શકાય ?

(૪) **નોટ** : મઝકુર મસ્જિદની ઈમારત આશરે પાંચ વરસથી બનેલ છે. ત્યાં પાંચ ટાઈમની અને જુમ્આની નમાઝ પણ થાય છે. ત્યાં મસ્જિદ બની ત્યારે ફેમીલીના માલિકોની રજા લીધી હતી. પરંતુ અન્ય માલિકોની રજા લીધી ન હતી અને અન્ય માલિકોને મસઅલાની જાણકારી ન હોવાથી વાંધો જણાયો નથી અને હાલમાં પણ વાંધો જણાતો નથી. તો ત્યાં શરઈ રૂએ મસ્જિદ થઈ જાય એવી કોઈ શકલ–સુરત દર્શાવવા મહેરબાની કરશો.

**જવાબ** : (૧) એ સુરતમાં એ ઈમારત મસ્જિદે શરઈના હુકમમાં આવી જશે. (૨) જે એક–બે માણસોએ સંમતિ આપી નથી. તેનું કારણ તેઓને પડતી અગવડ હોય, તો તેનું નિવારણ જરૂરી છે અને જો તેઓને કોઈ અગવડ પડતી નથી, માત્ર જીદ અને હઠ ધર્મીના લઈ એવું કરે છે તો તેનો એઅતેબાર કરવામાં આવશે નહિ.

(૩) પ્લોટની માલીક ઔરતે પંચને પ્લોટ આપતી વેળા એવું કહયું

હોય કે હું આ પ્લોટ મસ્જિદ બનાવવા માટે આપું છું તમે તેમાં મસ્જિદ બનાવી ઉપયોગમાં લો. તો એ સુરતમાં હવે જયારે તેમાં મસ્જિદ બની નથી, તો એ પ્લોટ તે ઔરતનીજ માલીકીનો ગણાશે. તે જેવી રીતે એનો ઉપયોગ કરવા ચાહે કરી શકે છે અને જો પ્લોટ આપતી વેળા તે ઔરતે આ મુજબ કહયું હોય કે આ પ્લોટ હું મસ્જિદ માટે વકફ કરૂં છું અથવા મસ્જિદ માટે આ પ્લોટ વકફ કર્યો, તો એ સુરતમાં મસ્જિદ સિવાય અન્ય કોઈ કામમાં તેનો ઉપયોગ થઈ શકે નહિ.

(૪) એ સુરતમાં ત્યાં શરઈ મસ્જિદ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. સોદામાં જે વસ્તુ નકકી કરવામાં આવી હોય તે આપવી જરૂરી છે.

**સવાલ :–** અમુક માણસે ઝૈદ નામી માણસને એક રકમ આપી કહયું કે આ પૈસાના કપડા લાવી ગરીબ તાલિબે ઈલ્મો વિ.ને વહેંચી આપશો. ઝૈદે પોતાના મળનાર બકર નામના માણસને વાત કરી, જેઓ કપડાના વેપારી છે. બકરે કપડાંના નમુનાનો એક ટુકડો લાવી ઝૈદને કહયું અને બતાવ્યું કે આમાંનું કપડું રૂા.૨૨ના ભાવે આવશે અને ૨૦ મીટરનું થાન હશે. મૌલવી ખાલિદ કહે છે કે તાલિબે ઈલ્મો માટે છે તો મારે નફો બિલ્કુલ નહિં જોઈએ. હું થાન જે ભાવે મીલમાંથી લાવું છું. તેજ ભાવે આપી દેવા બલ્કે એમાંથી પણ કંઈ ઓછું કરાવા. ઝૈદે બકરની વાત સાંભળીને કહયું કે અગર તમારો મળનાર મૌલવી ખાલિદ સા. જો રૂા.૨૨નો ભાવ અને ૨૦ મીટરનો તાકો હોય તો મને ૨૦ તાકાની જરૂર છે. આ વાત થવા પછી બીજીવાર બકરભાઈ ઝૈદને મળ્યા અને કહયું મો.ખાલિદ કહે છે કે મીલવાળો રૂા. ૨૨ના ભાવે ત્યારેજ આપશે જયારે રોકડા પૈસા હોય, આ સાથે બકરે ઝૈદને કહયું મૌલવી ખાલિદે મને કહયું છે કે અગર આટલો માલ ઝૈદ લેશે તો તમને (બકર) ને એક જોડી કપડા મીલવાળા પાસે અપાવા. ઝૈદે કહયું તમને અપાવે મને વાંધો નથી. મને તો વાત મુજબ માલ મળવો જોઈએ. તે પછી ઝૈદે ૨૦ તાકાના

રોકડા પૈસા બકરને આપી દીધા. પૈસા લઈ જવા પછી અમુક દિવસે બકરભાઈ ઝૈદની ગેરહાજરીમાં કપડા જોઈ બકરને બોલાવી કહયું કે વાત મુજબ માલ નથી. આ તો ૨, ૫, ૬, ૧૨, ૧૫ મીટરનાં અને અનેક જાતનો જે માલ બતાવ્યો હતો તેમાંના પણ નથી. હાલાં કે ઝૈદે તો બકર સાથે તાકા બંધી (૨૦ મીટરના) થાનની વાત થઈ હતી. તો એ રીતથી ઝૈદે બકરને તાકાબંધીની વાત પ્રમાણે પુછયું કે વાત તો તાકાં બંધીની થઈ પછી આ રીતના કપડા આપે ? તેના જવાબમાં બકરે કહયુંઃ એ ખરૂં, પરંતુ તેનાથી અમુક માલ ઘણો સારો છે. છતાં ઝૈદે વાત મુજબ ન હોવાથી માલ પાછો આપ્યો. તો આ પ્રમાણે ઝૈદનું આ પ્રમાણે કરવું વ્યવહાર તેમજ શરીઅતની રૂએ કેમ છે ? અને બકર કે ઝૈદ માલ પાછો લેવા ઈન્કાર કરી શકે ખરો. શરીઅતનો એમાં શું હુકમ છે અને જયારે મૌલવી ખાલિદે પોતાની દુકાન ઉપર બોર્ડ પણ મારેલો છે કે વેચેલો માલ પાછો લેવામાં આવશે. જયારે ઝૈદે માલ પાછો આપ્યો તો ખાલિદે કહેવડાવ્યું કે ઝૈદને કહેજે કે મારા સાથે તો આવું કર્યું બીજા સાથે આવું નહીં કરે. તો શું મૌલવી ખાલિદનું આ કહેવું બરાબર છે.

બીજું જયારે વાત મુજબ રોકડા પૈસા આપેલ તે પૈસાની ઝૈદે બકરની મારફત માંગણી કરી તો ખાલિદે કહયું વેપારીને મારે આપવાના હતા તો આપી દીધા હવે મારા પાસે પૈસા નથી ત્રણ મહીના પછી આપીશ તો ખાલિદનો આ જવાબ બરાબર છે. શરીઅતનો એમાં શું હુકમ છે ?

**નોટ :-** મૌલવી ખાલિદે મીલમાંથી લાવી આપવાની વાત કરી અને તેણે પોતાની દુકાનમાંથી માલ આપી દીધો હતો જે બકરે પાછળથી કબુલ કર્યું કે તો શું એ ધોકો આપેલો નહીં કહેવાશે ? જો ખાલિદે માલ ખરીદવા ઉપર જે એક જોડ કપડા બકરને આપ્યા હતા તેના પૈસા મોલવી ખાલિદ પાછા લઈ શકે ખરા અને આ રીતે કપડાં આપવા રિશ્વતમાં ગણાશે કે નહીં. તેમજ તાલિબે ઈલ્મોની કપડાની સિલાઈ માટે અમુક પૈસા મૌલવી ખાલિદે બકરને આપ્યા હતા તે પાછા લઈ શકાય ખરા ? શરીઅતનો એમાં શું હુકમ છે ?

**જવાબ :-** સોદામાં જે વસ્તુ વેચાણ માલ તરીકે નકકી કરવામાં આવી

હોય તેનેજ આપવું જરૂરી છે. અગર એ સિવાય બીજી કોઈ વસ્તુ આપશે તો ખરીદનાર તેને વાપસ કરી શકે છે.

પૂછેલી સુરતમાં વેચાણ માલ રૂપે જે કાપડ નકકી કરવામાં આવ્યું હતું તેવું કાપડ વેચનારે હવાલે કર્યું નથી. જેથી ઝૈદે એને વાપસ કર્યું એ બરાબર છે. એના ઉપર વાંધો ઉઠાવવાનો મૌલવી ખાલિદને કોઈ હક નથી અને એ સોદો કેન્સલ થયો હોવાથી એની કિંમતરૂપે જે રકમ મૌલવી ખાલિદે વસુલ કરી હતી તેનેજ વાપસ કરવું મૌલવી ખાલિદ ઉપર જરૂરી છે. માટે એમણે એ રકમને વાપરી એ ખોટું કર્યું અને વહેલી તકે એ રકમ વાપસ કરવી એમની જવાબદારી છે. ત્રણ મહિના પછી આપવાની વાત દુરૂસ્ત નથી.

મૌલવી ખાલિદે એક જોડ કપડા જે બકરને આપ્યા તે સ્વેચ્છા એ આપ્યા હોય તો હવે એની કિંમત લઈ શકે નહિં અને દલાલી તરીકે આપ્યા હોય તો પાછા લઈ શકે છે.

સિલાઈ માટે આપેલી રકમ બકર પાસે અકબંધ પડેલી હોય તો પાછી લઈ શકે છે અને જો તે રકમ બકરે સિલાઈમાં વાપરી કાઢી હોય તો તેની માંગણી થઈ શકે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. આકટ્રોયથી બચવાની ગુંજાઈશ છે.

**સવાલ :–** દૂકાન માટે આપણે જે માલ વેચવા બહારથી મંગાવીએ છીએ તે શહેરમાં દાખલ થતા નગર પાલિકા તથા નગર પંચાયત તરફથી જકાત નાકા હોય છે. ત્યાં માલની ઓકટ્રોય ભરાવે છે તો ઓકટ્રોય ઈસ્લામમાં જાઈઝ છે? અને ઓકટ્રોય ભરાવવા માટે માલ ખરીદ કરેલ હોય તેનું બીલ બતાવવું પડે છે હવે અસલ બીલ ન બતાવીએ અને બીજું ઓછી કિંમતનું બીલ બનાવી બતાવીએ તો એ જાઈઝ છે અથવા એમ કરવાથી કમાઈ હરામ થશે ?

**જવાબ :–** ઈસ્લામમાં ઓકટ્રોયનો કોઈ સુબુત નથી. એવા ટેકસથી બચવા માટે એવી તદબીર ઈખ્તેયાર કરવી જેમાં ધોકાબાજી ન હોય તેની ગુંજાઈશ છે અને એમ કરવાથી કમાઈ હરામ નહિં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૮. ફ્લેટના અસ્તિત્વમાં આવ્યા પહેલા વેચાણ દર વેચાણ જાઈઝ નથી.**

**સવાલ** :- એક પ્રોજેકટ છે. ૩૨૧ રૂપિયા સ્કવેર ફુટના ભાવે સોદો કરવામાં આવ્યો. એના અંદરમાં ૩૦ હજાર સ્કવેરફુટનો કુલ પ્રોજેકટ થશે. એમાં પ્રોજેકટનું વેચાણ કરનાર બાંધકામ સાથે બે વરસના અંદરમાં પૂરો કરીને આપશે. હવે ખરીદનાર પાર્ટી બાંધકામ ચાલુ હોવાની હાલતમાં પ્લાન મુજબ ચાલુ હોવાની સીસ્ટમ રૂમોને બીજા ગ્રાહકોને હપ્તાવારી રકમોના બદલે વેચાણ કરવાનું શરૂ કરે તો શરીઅતના રૂએ જાઈઝ છે કે નહીં ? આજકાલ શહેરોમાં ગવર્મેન્ટમાં કાયદાના આધારે આવા મોટા પ્રોજેકટ માટેની રકમ સરકારને બતાવી પણ શકાય નહિં. અગર બતાવવામાં આવે તો ઈન્કમટેક્ષ એવા જંગી પાયા ઉપર વીંજે કે તે માણસ આવા પ્રોજેકટમાં પડેજ નહિં. એટલા માટે પ્લાન ઉપર આવા સોદાઓ કરી વેચાણ દર વેચાણ કરવામાં આવે છે, તો જે પ્રોજેકટનું અસ્તિત્વ થયું નહિં હોય અથવા થઈ રહયું હોય તેનું આવી રીતે વેચાણ કરવું શરઈ રીતે જાઈઝ છે કે નહિં ? જાઈઝ નહિં હોય એમાં શું ફેરફાર કરવાથી જાઈઝ થઈ શકે છે ?

**નોંટ** : પહેલા સોદા કરનાર સાથે પણ હપ્તા પ્રમાણે કિંમત ચુકવવામાં આવે છે આ સાથે પ્લાન પણ રાખવામાં આવ્યો છે.

**જવાબ** :- ફરમાઈશ મુજબ વસ્તુ બનાવડાવવી અને પહેલાથીજ તેનો સોદો કરવાને શરીઅતની પરિભાષામાં 'ઈસ્તીસ્નાઅ' કહેવામાં આવે છે. લોકોમાં જે વસ્તુઓ ફરમાઈશ ઉપર બનાવડાવવાનો રિવાજ હોય, તેવી વસ્તુઓમાં એ મુજબ બનાવી આપવાનો રિવાજ હોવાથી મકાનમાં એવો સોદો કરવાની ઈજાઝત છે. અલબત્ત સોદો કરતી વેળા એની પુરી ચોખવટ અને વિગત એવી રીતે બયાન થઈ જવી જોઈએ કે કોઈક વસ્તુ મોંઘમ રહીને પાછળથી તકરાર થવાનો ભય ન રહે. હવે જો તે મકાન ફરમાઈશમાં નકકી કરવામાં આવેલી વિગત તેમજ ચોખવટ મુજબ તૈયાર ન થયું હોય તો ફરમાઈશ કરનારને સોદો કેન્સલ કરવાનો હક રહેશે.

એક માણસે ફરમાઈશ મુજબ કોઈ મકાન બનાવડાવ્યું અને વેચનાર

પાસેથી તેનો કબજો મેળવ્યો ત્યાર પછી તે બીજાને વેચવા ચાહે તો વેચી શકે છે, પરંતુ ફરમાઈશ કરનારની ફરમાઈશ મુજબ મકાન હજુ સુધી તૈયાર થયું નથી. તે પહેલા ફરમાઈશ વડે ખરીદ કરનાર વ્યકિત તે મકાન બીજા માણસને વેચી શકતી નથી. અલબત્ત કાયદેસર સોદો ન કરતાં માત્ર વાયદા તરીકે તે કોઈને એવું કહે કે મારી ફરમાઈશ કરેલું મકાન તૈયાર થઈ ગયા પછી હું તમારા હાથ તેનું વેચાણ કરીશ. તો માત્ર વાયદાની કાર્યવાહી કરી શકે છે. અને કાયદેસરનું વેચાણ જયારે તે મકાન તૈયાર થઈ જાય તેના કબ્જામાં આવી જાય ત્યાર પછી કરે, બાકી સવાલમાં દર્શાવ્યા મુજબ પહેલા વેચાણ કરનાર કિંવા બનાવી આપનારે હજુ તે મકાન તૈયાર કર્યું નથી. તે પહેલા આપ બીજા ગ્રાહકોને વેચી શકો નહીં. હાં અગર આપ પોતે એ પ્રોજેકટ તૈયાર કરી રહયા હોત તો એ પ્રોજેકટ તૈયાર થઈ રહયો હોય તો શરૂ જવાબમાં લખયા મુજબ ગ્રાહકો સાથે વેચાણ–સોદો કરી શકતા હતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. અડદમાં બયએ સલમ.

**સવાલ :–** અમારા ગામમાં કેટલાક દીનદાર મુસ્લિમો અને આલિમો પણ નીચે જણાવ્યા પ્રમાણે વાયદાનો વેપાર કરે છે તો આ મુજબ વેપાર કરવો તે ખરીદનાર માટે તથા વેચનાર માટે જાઈઝ છે કે નહિં ? તે જણાવવા ગુજારિશ છે.

'અલિફ'ને પૈસાની જરૂરત હતી. તે 'બા' પાસે ગયો અને પૈસા માંગ્યા, બા એ કહયું કે સીઝન પર અડદ આપવા. તે બન્ને વેપારી પાસે ગયા. અડદના ભાવની પૂછપરછ કરી,સીઝન પર ઓછામાં ઓછો અડદનો ભાવ રૂા. ૮૦–૦૦ ૨૦ કિલો (૧ મણ) રહે છે. તે ગણતરી પ્રમાણે અલિફને રૂા. ૧૨૦૦૦/–ની જરૂરત હોવાથી સીઝનમાં ૧૫૦ મણ (૩૦૦૦)કીલો અડદ લાવી આપવા તેવો કરાર થયો અને બા એ અલિફને ૧૨૦૦૦ આપ્યા. સિઝનમાં આ અડદનો ભાવ મણના રૂા. ૧૪૦ (૨૦ કીલોના) હોવાથી ૧૫૦ મણના અડદના રૂા. ૨૧૦૦૦ અલિફે બાને ચુકવી દીધા અને બા એ રૂા.

૧૨૦૦૦ ને બદલે ૨૧૦૦૦ લઈ લીધા. આ પ્રમાણે વેપાર જાઈઝ છે કે નહીં ? ખરીદનાર માટે વેચનાર માટે જાઈઝ બને કે નહીં ? એ જણાવવા ગુજારીશ છે.

**જવાબ :–** શરીઅતમાં 'બયઅ' (વેચાણ) ના વિવિધ પ્રકાર છે. એક પ્રકાર તે છે જે વધુ ભાગે લોકોમાં પ્રચલિત છે કિંવા કિંમત અને વેચાણ થયેલ વસ્તુ બન્નેવ હાથો–હાથ હોય, ખરીદનાર કિંમત અદા કરે, અને વેચનાર વેચાણ થયેલ વસ્તુને એજ વખતે ખરીદનારના હવાલે કરે. બીજા પ્રકાર તે છે જેમાં વેચાણ થયેલ વસ્તુ તો તુર્તજ હવાલે કરવામાં આવે પરંતુ કિંમત ઉધાર રાખવામાં આવે, અને ત્રીજો પ્રકાર તે છે જેમાં કિંમત તુર્તજ ચૂકવી દેવામાં આવે અને વેચાણ થયેલી વસ્તુ ઉધાર રાખવામાં આવે, 'બયઅ'ના ત્રીજા પ્રકારને ફિકહી ભાષામાં 'બયએ સલમ' કહેવામાં આવે છે. લોકોની જરૂરતોને નજર સમક્ષ રાખી ને શરીઅતે આ ત્રીજા પ્રકારને પણ અમુક શરતોના સાથે જાઈઝ રાખ્યો છે અને એના માટે ખાસ અહકામ છે.જે ફિકહની કિતાબોમાં વિગતવાર વર્ણવવામાં આવ્યા છે. 'બયએ સલમ'ના સહીહ હોવા માટે જે શર્તો ફિકહની કિતાબોમાં લખી છે તે સાત છે : (૧)જેવસ્તુનું વેચાણ થઈ રહયું છે તેની જાતનું વર્ણન. દા.ત. ઘઉં, જુવાર વિ. (૨) તેના પ્રકારનું વર્ણન દા.ત. પીયાત, કોરાટ વિ. (૩) તેની કોટીનું વર્ણન દા.ત. નવા/જુના, ઉચ્ચ/ઉતરતી કક્ષાના વિ. (૪) તેની માત્રાનું વર્ણન દા.ત. દસ મણ. એક કવિન્ટલ વિ. (૫)સમયગાળાનું વર્ણન જે ઓછામાં ઓછો એક માસ હોવો જોઈએ. દા.ત. ત્રણ માસ પુરા થયે આપીશ વિ. (૬) કિંમતનું નકકી કરવું દા.ત. આટલા રૂપિયા વિ. (૭) વેચાણ થયેલ વસ્તુ કઈ જગ્યાએ ખરીદનારને સોંપવામાં આવશે તે જગ્યાનું વર્ણન. દા.ત. ઈલોલમાં, હિંમતનગરમાં વિ.

ઉપરોકત શરતોની સાથે એ પણ જરૂરી છે કે જે બેઠકમાં બન્નેવમાં સોદો નકકી થયો હોય તે બેઠકમાં જ ખરીદનાર, વેચનારને કિંમત રોકડી ચુકવી આપે, જો તે બેઠકમાં કિંમત ચુકવવામાં નહિં આવે તો એ વેચાણ શરઈ દ્રષ્ટિએ રદ બાતલ ગણાશે અને વેચનાર ખરીદનારને જે વસ્તુનું વેચાણ થયું છે તે વસ્તુજ અદા કરે, રકમ નહિં. મજકુર વિગત મુજબ સોદો થયો છે

તો શરઈ દ્રષ્ટિએ એ સોદો 'બયએ સલમ' હોઈ દુરૂસ્ત લેખાશે. નહિં તો દુરૂસ્ત નથી.

આપે સવાલમાં જણાવ્યા મુજબ છેવટે જયારે ચુકવણીનો સમય આવ્યો ત્યારે 'અલિફે' 'બા'ને અડદના બદલે અડદની કિંમત રૂપે રૂા. ૨૧૦૦૦/– ચુકવ્યા તે શરઈ રૂએ જાઈઝ નથી. બલ્કે એ તો રૂા.૧૨૦૦૦/– ની જગ્યાએ રૂા. ૨૧૦૦૦/– ચુકવાયા અને લેવાયા હોઈ ચોખ્ખું વ્યાજ છે જે હરામ છે. આપનાર માટે એ વધારો લેવો હરગિઝ જાઈઝ નથી. બન્નેવ સખ્ત ગુનેહગાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. રોકડ અને ઉધારની કિંમત અલગ અલગ.

**સવાલ :–** અલિફને પૈસાની જરૂરત હોવાથી 'જીમ' પાસે ગયા. અલિફે પૈસા માંગ્યા. તો જીમે કહયું મારી પાસે જીંરૂ છે.(તેનો હાલનો ભાવ રૂા. ૧૨૦૦/– ૨૦ કીલો પ્રમાણે છે) આ જીરૂં તુ ખરીદી લે અને જો તું ત્રણ મહીનામાં પૈસા પાછા આપે તો જીરાનો ભાવ રૂા. ૨૩૦૦/– અને ચાર મહીનામાં પૈસા પાછા આપે તો ભાવ રૂા. ૨૪૦૦/– અને પાંચ મહીનામાં પૈસા પાછા આપે તો આ જીરાનો ભાવ રૂા. ૨૫૦૦/– ૨૦કીલોનો રહેશે. આ રીતનો વેપાર અને ખરીદનાર વેચનાર માટે જાઈઝ છે ?

**જવાબ :–** કોઈ વસ્તુને રોકડી વેચવાની સુરતમાં કિંમત અલગ અને ઉધાર વેચવાની સુરતમાં કિંમત અલગ રાખવાની બે સૂરત છે.

પહેલી સુરત એ કે વેચાણ વખતે કિંમત નકકી નહિં કરી બલ્કે ખરીદનારથી કહયું કે જો આની કિંમત અત્યારેજ આપીશ તો એક રૂપિયો લઈશ, નહીં તો સવા રૂપિયો લઈશ. તો આ સુરતમાં કિંમત નકકી ન હોવાને લઈ જાઈઝ નથી. આવા વેચાણની હદીસમાં મનાઈ આવી છે. (કિંમત નકકી એટલા માટે નથી કે પ્રથમથી ખબર નથી કે ખરીદનાર રોકડ ખરીદી રહયો છે કે ઉધાર) ફતાવા આલમગીરી માં છે કે : "કોઈ માણસ એવી રીતે વેચે કે રોકડાની કિંમત આ રહેશે અને ઉધારની કિંમત આ રહેશે. એક મહીના માટે ઉધાર લેવું હોય તો આ કિંમત અને બે મહીના માટે ઉધાર લેવું હોય તો

આ કિંમત, તો આ બધી જ સુરતો નાજાઈઝ છે.''

[ફતાવા આલમગીરી, નવલ કિશોર ૩/૧૫૪]

બીજી સુરત એ છે કે પ્રથમ ખરીદનાર થી નકકી કરી લે કે રોકડથી લ્યો છો કે ઉધાર, અગર તેણે રોકડેથી લેવા કહયું તો એક રૂપિયો કિંમત બતાવી અને જો ઉધાર લેવા કહયું તો સવા રૂપિયો ઠેરવી તો એ જાઈઝ છે.

[ઈમ્દાદુલ ફતાવા ૩/૨૦]

આપના પૂછવા મુજબ કિંમત અચોકકસ હોવાના લઈ એ સોદો જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. મબીઅ (વેચાણ થએલ વસ્તુ)નો ભાવ અચોકકસ હોય તો સોદો દુરૂસ્ત નથી.

**સવાલ** :– અલિફને પૈસાની જરૂરત હોવાથી તે 'દાલ' પાસે આવ્યો. દાલે કહયું કે આ જીરૂં તું ખરીદી લે. (તેનો ભાવ હાલમાં રૂા.૧૨૦૦/– ૨૦ કીલોના) આ માર્ચ મહીનાની ૩૧ તારીખે તું પેસા પાછા આપે તો આ જીરાનો ભાવ રૂા. ૨૨૫૦/– લઈશ. દાલને ગરજ હોવાથી તે મંજુર કરી લીધું અને સૌદો કરવામાં આવ્યો. આ પ્રમાણેના વેપારમાં આલિમો અને દીનદાર માણસો પણ સપડાયેલા હોવાથી અવામ ખુબ જ બદજન છે. તેથી જાઈઝ–નાજાઈઝ વાતનો ખુલાસો થઈ જાય તેથી આ ત્રણ મસ્અલા લખયા છે તેનો શરઈ હવાલા સાથે ખુલાસો કરવા અરજ છે.

**જવાબ** –: સવાલમાં લખ્યા મુજબ જીરાનું વેચાણ ભાવ અચોકકસ હોવાને લઈ દુરૂસ્ત નથી, વિગત જવાબ નં. ૨ માં આવી છે.

**નોટ** : મસ્અલાઓની છણાવટ અને વિગત આપના સવાલને નજર સમક્ષ રાખી ઉપર મુજબ આપી છે. એટલૂં યાદ રહે કે શરીઅતે પોતાના આદેશમાં આપેલી છુટછાટ અને ઈજાઝતો પણ લોકોના લાભ અને સરળતા ખાતરજ છે. અગર કોઈક ચોકકસ વ્યકિત પોતાની બદનિય્યતીને લઈ એનો ખોટો ઉપયોગ કરે તો એના લઈ શરીઅતની ઉપર કોઈ બાધ આવતો નથી અને તે વ્યકિતની બદ નિય્યતી છતાં જો તેણે પોતાના મામલાનું રૂપ શરીઅતે બતાવેલ માળખા મજબ રાખયં છે તો તે મામલો શરઈરૂએ દરૂસ્ત હોવા

છતાં એ વ્યકિતને પોતાની બદનિય્યતી ની સજા ભોગવવી પડશે. હવે રહી સારી નિય્યત અને બુરી નિય્યત તો એ આંતરીક બાબત હોવાને લઈ અને દિલોના હાલથી આપણે ના–વાકિફ હોઈ એને અલ્લાહ તઆલાના હવાલે જ કરી દેવામાં આવે કે તેજ બધાના દિલોના હાલથી સારી રીતે વાકિફ છે. ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## ૧૨. મફ્ત્યાપરાની જમીનની લે–વેચ.

**સવાલ** :– હાલ દરેક ગામ–શહેરમાં ગામની બહાર મફત્યાપરા વસેલા છે. જે સરકારી જમીન ઉપર વગર કિંમત આપે તેમ મહેસૂલ કે અવેજ (ભાડું) આપ્યા વગર અમુક લોકોએ મકાનો બનાવી રહેણાંક શરૂ કરેલ છે તો અમુક લોકોએ પોતાનું ગામમાં માલીકીનું પુરતું રહેણાક હોવા છતાં મફત્યાપરામાં ફકત જગ્યા રોકેલ છે. તે જગ્યા બિન અધિકૃત રીતે દબાણ કરેલ જમીનમાં ચારે તરફ ફકત પથ્થર નાખી કબજો જમાવી અને પછી તેને (તે જગ્યાને) ફકત કબજો હોવાને કારણે બીજાને વેચાણ રીતે વેચવું જાઈઝ છે ? (મતલબ કે સરકારી જમીન કોઈપણ પ્રકારના હક્ક–હિત ડોકયુમેન્ટ વિના ફકત ગેર કાયદે કબજો કરી વેચાણ કરવું કેવું છે) લેનાર પણ સમજે છે કે આ જમીન ફકત ખોટો કબજો જમાવેલી જ બિન અધિકાર નાતે લઈ રહ્યો છું તો આ સોદો જાઈઝ છે? (એટલે આવી જમીનના પૈસા લેવા જાઈઝ છે.)

**જવાબ** :– એવો કબ્જો કરવાથી તે માલિક બન્યો નથી તો વેચવાનો પ્રશ્ન જ કયાં છે, શરઈ રૂએ એને વેચાણ કહેવું દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. સોદો કેન્સલ કરવાની સૂરતમાં વધારે રકમ પરત આપવી.

**સવાલ** :– હું એક બીલ્ડર છું અને ચાર વરસ પહેલાં એક મુસ્લીમ ભાઈને ૧૦૦ ફુટ જગ્યા બાંધી આપવા માટે કહેલું. ભાવ રૂપિયા ૧૦૦૦/– ફુટે અને બે થી ત્રણ વરસમાં થઈ જશે એમ કહેલું એ માટે પેલા ભાઈએ

મને રૂપિયા એક લાખ પુરા આપી દીધા. કામમાં એવી વાત થયેલી કે જો કોઈ સંજોગે કદાચ જગ્યા નહિ બની શકેતો રૂા. ૨૦૦/– ફુટે વરસના નફો આપવો. કારણકે જગ્યા ના ભાવો દર વરસે વધયા કરે છે. હવે આજે ચાર વરસ પછી પણ આ જગ્યા બની નથી. અને કદાચ બીજા બે થી ત્રણ વરસમાં બને પણ અને નહિ પણ બને તો આજની તારીખમાં જો હું એ ભાઈને એના આપેલ રૂપિયા એક લાખ ત્થા નફાના એંસી હજાર (૮૦૦૦૦/–) આપું તો જાઈઝ છે કે કેમ ? અને જો નહિ તો મને શું કરવું જોઈએ ?

**જવાબ :–** સોદો કેન્સલ કરવાની સુરતમાં જેટલી રકમ (કિંવા એક લાખ પુરા) આપે ખરીદનાર પાસેથી વસુલ કરી હતી. તેટલીજ રકમ તેને પરત કરવી. નફા ના નામે જે વધારો આપવાની વાત થઈ છે તે નફો નથી. બલ્કે વ્યાજ છે. જેનું લેવું અને દેવું બન્નેવ હરામ છે. લેનાર અને આપનાર બન્નેવ ગુનેહગાર છે. આપ તે ભાઈને જણાવો કે આપણે જે વાતચીત કરી હતી તે શરીઅત વિરૂધ્ધ હતી. અને એ મુજબની લેવડ દેવડ કરવાથી આપણે બન્નેવ ગુનેહગાર ઠરીશું. તે મુસલમાન છે. તે પણ શરીઅતના હુકમને માથે ચડાવશે. ઈન્શા અલ્લાહ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. આંબા ઉપર નાના ફળોના સોદાનો શરઈ હુકમ.

**સવાલ :–** હું ૫૦ વરસની ઉમરનો ખેડૂત છું. શેરડી કેળા મુખ્ય પાક છે. ઉપરાંત મારા માલીકીના ૩૦ આંબાના ઝાડ છે. જે વડીલો મર્હુમોએ રોપેલા છે. ઘણા વરસ સુધી હું જાતે કેરી ઉતારીને વેચતો હતો ત્યારે હિમ્મત–તાકત હતી. છેલ્લા કેટલાક વખતથી ઉભા મોળ (મરવા) થયે વેચાણ આપતો આવું છું. પહેલા વેપારી અડધા પૈસા શરૂઆતમાં આપે બાકીના કેરી ઉતારતા જાય અને આપે લગભગ દર વર્ષે ખોટ જાય કે ન જાય છતાં ખોટ ગઈ એવું બહાનું બનાવી પૈસા છેલ્લે ઓછા આપે. પછીથી મેં તેમના પાસે સોદા કર્યાના એક બે વિકમાં ચૂકતે પૈસા લેવા માંડયા જેમાં કોઈ બાંધછોડ કરીજ નહિ. હવે આંબા ઉપર મોર આવે ત્યારથી માંગણી થાય છે. અને તેમ કરવામાં વધારે પણ કિમ્મત ઉપજે છે. રાખનારા બધાજ ગેર

મુસ્લીમ હોય છે. તેમને ના કહયા છતાં મોર ઉપરજ સોદો કરવાનો આગ્રહ રાખે છે. હું જાણું છું કે એ યોગ્ય નથી, પણ ગામની મોટા ભાગની વાડીઓ આજ રીતે અપાય છે. હવે બે–ત્રણ મુસ્લિમો મારા સાથેના મરવા થયા બાદ આપવા માંગે છે. તેમ કરવાથી મોડું થયા બાદ વેપારીઓ બીજાની વાડીઓ રાખી લે છે. આપણે આપવામાં મોડું કરીએ તો કિમ્મત ઓછી પણ મળે અથવા ન પણ વેચાય. જયારે આવી સ્થિતી થાય ત્યારે જાતે ધંધો કરવો પડે એને લીધે બીજા ધંધામાં ધ્યાન ઓછું અપાય અને આર્થીક નુકશાન ભોગવવું પડે. ઉપરોકત વિગતો ધ્યાનમાં લઈ મને યોગ્ય સમજ આપશો.

**જવાબ** :– મરવા લાગવા પહેલાં માત્ર મોર (ફુલ) હોય ત્યારે કરેલું વેચાણ તો બિલ્કુલ દુરૂસ્ત નથી. માટે એ હાલતમાં વેચાણ કરવાથી તો અવશ્ય બચવું.

નાના ફળો આવી ગયા પછી (પરંતુ તે એટલાં નાનાં છે કે માણસ અથવા જાનવર માટે ખાવા લાયક નથી) વેચાણ કરવા બાબત હનફી–ઉલમા માં મતભેદ છે. અલબત્ત કેટલાય મહાન આલિમો એ લોકોની જરૂરતને નજર સમક્ષ રાખી, એ રીતે થયેલ વેચાણ ને દુરૂસ્ત અને જાઈઝ ઠેરવ્યું છે.

ફળો એટલા મોટા થઈ જાય કે માણસ અથવા જાનવર માટે ખાવા લાયક બની જાય ત્યારે એનું વેચાણ સર્વાનુમતે જાઈઝ અને દુરૂસ્ત છે.

[તકમીલ એ ફતહુલ મુલહીમ. ૧/૩૯૩–૩૯૪]

માટે જો આપ મરવા થયા પછી વેચાણ આપો તો વાંધો નથી. આમેય મરવા (કાચી કેરી) થોડાક મોટા થયેથી અચાર, કચૂમર વિ. માટે વપરાશ લાયક બની જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. સોનુ ઉધાર વેચવું અને ઉધાર અને રોકડાની કિંમતમાં તફાવત.

**સવાલ** :– (૧) મારી પાસે છ તોલા સોનું છે જેની કિંમત પચાસ હજાર રૂપિયા (૫૦૦૦૦/–) થાય છે. એક માણસ મારી પાસે ઉધાર આ રીતે કે એક મહીના પછી પચાસ હજાર રૂપિયા રોકડા આપી દેવાની શરતે માંગે છે તો આ રીત જાઈઝ છે યા ના જાઈઝ છે.?

(૨)મારી પાસે ૧૦ તોલા સોનું છે. જેની કિંમત પચાસ હજાર રૂપિયા ચાલે છે એક વેપારીને હું આ શરતે આપુ છું કે રોકડા પચાસ હજાર અને એક મહીના પછી આપે તો એકાવન હજાર રૂપિયા પહેલાજ નક્કી કરી લે છે.(એક મહીનાના બદલે બે મહીના પછી પણ આપે તો કીંમત તેજ રહેશે. એકાવન હજાર) અને તે ખુશી થી આપે છે. તો આરીતે વેપાર કરવો જાઈઝ છે. યા ના જાઈઝ તેનો જવાબ આપશો.

**જવાબ :-** (૧) સોનું એ રીતે લખ્યા મુજબ રૂપીયાના બદલામાં ઉધાર વેચી શકાય છે.

(૨) ઉધાર અથવા રોકડા જે રીતે ખરીદવા ઈચ્છતો હોય તેને પુછી લ્યો અગર તે કહે કે ઉધાર જોઈએ તો કહો કે એકાવન હજાર માં એક મહીનાના વાયદે આપ્યું. મુદ્દત પણ નક્કી કરી લેવી જરૂરી છે. તો સોદો સહીહ થઈ જશે. અને જો તે કહે કે રોકડે લેવા ચાહું છું તો આપ કહો કે પચાસ હજારમાં આપ્યું મતલબ કે ઉધારને લઈ ભાવમાં થોડોક વધારો કરી શકાય છે. પરંતુ ઉધાર યા રોકડે જે રીતે સોદો કરવો હોય તે પહેલેથીજ નક્કી હોવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. દારૂ બનાવનારને ગોળ અને પ્લાસ્ટીકની થેલી વેચવી.

**સવાલ :-**(૧) એક ભાઈને અનાજ કરિયાણાની દુકાન છે. દુકાનદાર ખાવાનો ગોળ વેચવા લાવે છે. જે ગોળને અમૂક લોકો દુકાનેથી ખરીદી દારૂ બનાવવા માટે લઈ જાય છે. જેની દુકાનદારને ખબર છે. અને ગોળના ભાવમાં બીજા કરતા રૂપિયો વધારે લઈયે છીએ તો પણ ખરીદે છે. અને ના પાડીયે તો જુઠુ થાય છે. અને ગોળ ન આપીએ તો ઝગડાનું મૂળ બને છે.

**સવાલ :-**(૨) આજ પ્રમાણે તેલ આપવા માટે પ્લાસ્ટીક ની થેલી લાવીએ છીએ તે પણ વધારે કિંમત થી ખરીદી તેમા દારૂ ભરીને વેચે છે તેની પણ દુકાનદારને ખબર છે.

**જવાબ :-** (૧) ગોળ, પાક અને હલાલ છે. ફાયદો ઉઠાવવા માટે

તૈયાર કરવામાં આવે છે. અને જાઈઝ કામોમાં ઈસ્તેમાલ થાય છે. અગર કોઈ વ્યકિત ના–જાઈઝ રીતે ઈસ્તેમાલ કરે તો તેની જવાબદારી તેના ઉપર છે. બનાવનાર અને વેપારી પર નથી.માટે એનું વેચાણ જાઈઝ અને તેની કિંમત હલાલ છે. દુર્રેમુખ્તાર વિગેરે મોઅતબર કિતાબોમાં લખ્યું છે કે અંગુરનો રસ એવા માણસના હાથે વેચવું જે એના વડે શરાબ બનાવે છે. જાઈઝ છે કારણ કે અંગુરનો રસ પોતે ગુનાહિત નથી. કિંવા અંગુરના રસમાં નશો નથી બલ્કે તેમાં ફેરફાર કરીને નશાયુકત બનાવવામાં આવે છે. તેનો જવાબદાર ફેરફાર કરનાર છે. વેચનાર નથી. માટે અંગુરના રસનું વેચાણ જાઈઝ છે. પરંતુ ઉપરછલ્લી રીતે ગુનાહિત કામમાં મદદ કરવા જેવું છે. માટે ના જાઈઝ રીતે ઈસ્તેમાલ કરનાર ખાસ કરીને મુસલમાનના હાથે વેચવું એહતિયાત અને તકવાના વિરૂધ્ધ તેમજ મકરૂહે તન્ઝીહી છે.

[શામી ૫/૩૪૦, ફતાવા રહિમીય્યહ ૨/૨૨૧ ઉપરથી]

**જવાબ :–** નં. (૨) (૧) મુજબ.

**નોટ :–** ઉપરવાળી બન્નેવ સુરતોમાં ખરીદાર પાસેથી જે વધુ કિંમત વસુલ કરવામા આવી રહી છે તેનું કારણ તેનું એ બન્નેવ વસ્તુઓને સરકારી કાયદા વિરૂધ્ધ કામમાં વાપરવાની નેમ છે. અને ઉપરના જવાબથી જણાય આવ્યું કે એ કામ શરઈ રૂએ પણ જાઈઝ નથી. જેથી એ બુનિયાદ પર વસુલ કરવામાં આવતી વધારાની રકમ માં ખૂબ્સ (નાપાકી) વધી જાય છે. જેથી અગર ઝગડાથી બચવા માટે વેચવાની જરૂરત પડે તો પણ વધારે કિંમત વસુલવી યોગ્ય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. દોષયુકત નોટ ઓછી કિંમતે વેચવી.

**સવાલ :–** રૂપિયા –૫–૧૦–૨૦–૫૦–૧૦૦ કે ૫૦૦ ની નોટ ફાટેલી તેમ તેલમા ભીનાઈલી નોટો આપી ઓછી રકમ લેવા પણ ગ્રાહક તૈયાર થઈ જાય છે. અને એ નોટને હમો પુરી કિંમત માં વેચીનાંખીએ છીએ અમૂક નોટમાં પૂરી કિંમત મળતી નથી તો આ બાબતમાં અમારે શું કરવું?

**જવાબ :–** એ વેચાણ શરઈરૂએ દુરૂસ્ત નથી. અગર મજબુરી હોય,

તો જાઈઝ સુરત એ શકય છે કે નોટ ને નોટના બદલામાં આપવાને બદલે તેનાથી કોઈ અન્ય વસ્તુ ખરીદી લેવામાં આવે. એ સુરતમાં ખરીદ–વેચાણ કરનાર તે વસ્તુની જેટલી કિંમત ઉપર રાજી થઈ જાય, દુરૂસ્ત છે. મતલબ કે નોટનું વેચાણ નોટના બદલામાં હોય તો એ ઓછું–વધતું જાઈઝ નથી. અન્ય કોઈ ચીઝથી હોયતો દુરૂસ્ત છે. [અહસનુલ ફતાવા ૭/૨૨ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. ઉધાર અને રોકડા સોદાની કિંમતમાં તફાવત.

**સવાલ :–** હમો દુકાન દાર જયાંથી માલ ખરીદીયે છીએ ત્યાંથી અગર ઉધાર ખરીદી કરીયે છીએ તો ૧૫ દિવસના વાયદે માલની કિંમત ઉપર પાંચ રૂપિયા વધારે આપવા પડે છે. અને મહિનાના વાયદે ૧૦/– રૂપિયા વધારે આપવા પડે છે. તો હમોએ ગ્રાહકને કઈ સુરતમાં માલ આપવો? જે પ્રમાણે પૈસા ચુકવ્યા છે, તે પ્રમાણે કે માલની મૂળ કિંમતના હિસાબે અને અમારા ગામના દુકાનદારોનો એવો રિવાજ છે કે જેને ઉધાર માલ આપે છે તેને રૂપિયો વધારીને હિસાબ લખે છે તેની ગ્રાહકને ખબર પણ હોય છે. આ બાબતે સ્પષ્ટ જણાવવા નમ્ર વિનંતી છે.

**જવાબ :–** કોઈક વસ્તુ ઉધાર વેચવાની સુરતમાં રોકડાની તુલનામાં વધારે કિંમત આંકવું દુરૂસ્ત છે. પરંતુ સોદો કરતી વખતે સ્પષ્ટ શબ્દોમાં ખરીદારને કહી દેવામાં આવે કે આ વસ્તુ આટલી કિંમતમાં વેચું છું. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૯. સોદા કેન્સલ કરનેકી સૂરતમેં પેશગી વસૂલકી હુઈ રકમ બીલા તાખીર વાપસ કરના જરૂરી હે.

**સવાલ :–** જુલાઈ ૨૦૦૮ મેં દો ફલેટ કે સોદેકે લીયે બીલ્ડર કો રૂા. ૯ લાખ એડવાન્સ દીયે ગયે. અભી પ્લાન પાસ ન હુવાથા કિંમત રૂા. ૨ હજાર સ્કવેર ફુટ તય કી.

નવે/ડીસે. ૨૦૦૮ મે કન્સ્ટ્રકશન શુરૂ હુવા. જાન્યુ. ૨૦૦૯ કે આખરી વીકમેં બિલ્ડરને ઓર પેસોંકે લીયે ફોન કીયા ઉસ વકત કીંમત રૂા. ૨૪૦૦/–

સ્કવેરફીટકા હોનેકા દાવા કીયા બાકી પૈસોંકા ઈન્તેઝામ ન હોનેકી વજહસે તા. ૭–૨–૨૦૦૯ કે રોજ બીલ્ડરને અપની મરજી ઓર ખુશીસે સોદા કેન્સલ કરનેકા તય કીયા ઓર પૂરે રૂા. ૯ લાખ વાપીસ દેનેકા પ્રોમીસ કીયા.

સોદા કેન્સલ હોનેકે ૩.૫ માહ તક બીલ્ડરને એકભી પૈસા ન દીયા. બલ્કે તા. ૧૯–૫–૨૦૦૯ કો પૈસોંકી ડીમાન્ડ કરને પર રૂા. ૯ લાખ એડવાન્સ મેં સે રૂા. ૪ લાખ સેભી જયાદા નુકસાની કાટનેકો કહા યાને કે સીર્ફ આધે પૈસે મીલેંગે.

(૧)કયા શરીઅતકે એઅતેબારસે જબકી બીલ્ડરને અપની ખુશી ઔર મરજીસે સોદા કેન્સલ કીયા તો નુકસાની માંગનેકા હકદાર હે ? (૨)હમારે રૂા ૯ લાખ ફૌરન ચૂકાનેકે બજાયે અપના કન્સ્ટ્રકશન ચાલુ રખ કર હમારે રૂા. ૯ લાખ દબા રખનેકા હકદાર હે. ? ઈસકા ખુલાસા અરજન્ટ મીલનેકે લીયે ખુસુસી દરખાસ્ત.

જવાબ :– (૧) સુરતે મસ્ઉલહમેં જબ દોનોં ફરીક (બિલ્ડર ઐર ગ્રાહક) ને આપસ કી રઝામંદી સે સૌદા કેન્સલ કર દીયા. તો અબ બીલ્ડર કે લીયે ઝરૂરી હય કે કિંમત કે નામ સે જો રકમ નવ લાખ રૂપિયે ઉસને વસુલ કીયે. વોહ ગ્રાહક કો મુકમ્મલ તૌર પર (પુરેપુરી) વાપસ કરે. ઉસમેં સે નુકસાની કે તૌર પર એક પાઈભી કમ કરનેકા ઉસકો હક નહિં.

[બદાઈઅ ભાગ ૫–પેજ ૩,૪ સે મઅખુઝ,
દુરરૂલ હુક્કામ ૧/૩૫૮ તા ૩૬૧ સે મઅખુઝ]

(૨) અબ જબ કે સૌદા કેન્સલ હો ચૂકા હય. બિલ્ડર કે લીયે ઝરૂરી હય કે પેશગી વસુલ કી હુઈ રકમ નવ લાખ રૂપિયે ફૌરી તૌર પર વાપસ કરે. ઉસમેં તાખીર દુરૂસ્ત નહિં. અલબત્તહ અગર હાથમેં પૈસે ન હોને કી વજહ સે બિલ્ડર ફૌરી તૌર પર વસુલ કી હુઈ રકમ લોટાને કી કુદરત નહિં રખતા. તો ગાહક કો ચાહિયે કે ઉસકો મુનાસિબ મોહલત દે. ઔર બિલ્ડર કોભી ચાહિયે કે ગ્રાહક કી યહ રકમ અદા કરનેમેં હરગીઝ ટાલ મટોલ ન કરે. પહેલી ફુરસતમેં ઉસકી અદાયગીકા ઈન્તેઝામ કરે. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૨૦. ખેડાણવાળી જમીન વેચવા પછી તેનું વળતર મળે તો હકદાર કોણ ?

**સવાલ** :–અમારા વાલિદ સાહબની હયાતીમાં પોતાની માલિકીની એક ખેડાણવાળી જમીનમાં સરકારશ્રીના નર્મદા નહેર યોજના હેઠળ નહેર આવવાથી આશરે ૧૩ ગુંઠા જેટલી જમીન નર્મદા નહેર પ્રોજેકટમાં લઈ લેવામાં આવી હતી અને તે સમયે તેના વળતરરૂપે અમને રૂા. ૭૦૦૦/– આપવામાં આવ્યા હતા. તે પછી એ જમીન ને લગતી ખેડાણવાળી જમીન અમારા વાલિદે પોતાના ભત્રીજાને કિંમત લઈ વેચાણ કરી આપી હતી. પરસ્પર નો મામલો હોય દસ્તાવેજ કે વેચાણખત જેવા કોઈ કરારો થયા નથી અને તેના વિષે અમારો ન કોઈ વાંધો કે વિરોધ છે.

પરંતુ જયારે અમને જાણ થઈ કે સરકારશ્રીએ નર્મદા નહેર યોજના માટે અન્ય ગામોની જે જમીનો લેવામાં આવી તેમને અમારા કરતાં વધુ કિંમત ચુકવી છે. આથી ગામના જે તે ખેડૂતોની જમીન નર્મદા યોજના હેઠળ લઈ લેવામાં આવી હતી તેવા ખેડૂતોએ ભેગા મળી કાયદેસરની કિંમત મેળવવા પોતાનો એક વકીલ રોકી કાર્યવાહી કરવામાં આવી. જેમાં ખેડૂતોના તરફેણમાં ફયસલો આવ્યો. તો હવે પૂછવાનું એ છે કે વાલિદ સાહબના ઈન્તિકાલ પછી જે તે વારસદારોને તેમનો હિસ્સો આપી દેવામાં આવ્યો હતો તો તેમને પણ જે રકમ મળે તેમાંથી હિસ્સો લાગુ પડશે કે નહિં ? શું એ રકમમાં જમીન ખરીદનારના વારસોને પણ કોઈ હિસ્સો આપવામાં આવશે? એ રકમ ના હકદાર કોણ ઠરશે. ?

**જવાબ** :– પુછેલી સુરતમાં ખેડુતોના તરફેણમાં આવેલ ફેસ્લાને લઈ જે વધારાની રકમ મળી છે. તે ખરેખર તો આગળ વળતર રૂપે જે રકમ વાલિદ સા.ને આપવામાં આવી હતી, તેનોજ એક ભાગ હોવાને લઈ એના હકદાર આપના વાલિદ સા. છે. અને તેઓ વફાત પામ્યા હોવાને લઈ તેવણના શરઈ વારસદારોને તેઓના વારસાઈ હક મુજબ એ રકમ વહેંચવામા આવે. પાછળથી ભત્રીજાએ એ જમીન ખરીદી હતી તો તે અથવા તેમના વારસદારોનો આ વળતરની વધારાની મળેલી રકમમાં કોઈ હક–હિસ્સો

લાગતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૧. જીવંત મરઘાંને તોલથી વેચવુ.

**સવાલ (૧) :–** એક વ્યકિત બોઈલર મરઘાઓ વેચે છે. અને અમારા આજુબાજુના ગામડાઓમાં વેચાણ માટે અલગ અલગ પધ્ધતિઓ અપનાવવામાં આવે છે. કેટલાક ગોશ્ત અલગ કરી ગોશ્ત વજનથી વેચે છે. અને કેટલાક નંગ મુજબ વેચાણ કરે છે. અને કેટલાક મરઘીના પીછાં જોડેજ વજન કરી વેચે છે. ગોશ્ત નું વજન કરી વેચવું તો સ્પષ્ટ છે. એના જવાઝમાં તો સવાલ નથી. પણ બીજી બે રીતો જે અપનાવવામાં આવે છે. તે બાબત નીચે મુજબના પ્રશ્નો ઉદ્ભવે છે.

(અ) એક વ્યકિત પાસે પચાસ નંગ મરઘી છે. તેણે નક્કી કર્યું કે કોઈ પણ નંગ લઈલો એક નંગના (૪૦) ચાલીસ રૂપિયા. તો શું આ રીતનું વેચાણ દુરૂસ્ત લેખાશે.

ومن باع ثَلَّةً أو ثوباً كل شاة بدرهم أو ذراع بدرهم فسد في الكل .

[كنز الدقائق]

પ્રસ્તૃત ઈબારત જોડે પુછેલા મસઅલા નો કોઈ જોડ લાગે છે કે નહિ.

غير أن بيع شاة من قطيع وذراع من ثوب لايجوز للتفاوت .

[هدايه ثالث، ص:٦]

(બ) બીજી એક વ્યકિત મરઘીઓ વેચે છે. જેમાં મરઘીને પીછા જોડેજ વજન કરી વેચે છે. તો આ સુરતમાં ગોશ્તનું વજન ખબર નથી હોતું અને ખરીદાર નો હેતુ તો માત્ર ગોશ્ત જ છે. પીછા, ચામડી વગેરે તો ફેંકી જ દે છે. અથવા તે વેપારી કાપીને ગોશ્ત અલગ કરી આપે છે. અને પીછા વગેરે ત્યાંજ પડયા રહે છે. તો સવાલ એ છે કે મબીઅ ગોશ્ત ગણાશે અથવા પુરી મરઘી. ? બીજી વાત પણ વેપારીઓ પોતે જણાવે છે કે બોઈલર મરઘીઓમાં હીસ હોતી નથી. અને તેને પકડવાથી તેનો વજન વધી જાય છે. તો જીવતી મરઘીનો વજન વધી જવાથી જીવતી મરઘી વજન કરી વેચવામાં ફાયદો છે.

તો શું વેચાણની આ નિતિ અપનાવવી જાઈઝ છે.? પીછાના કારણે ગોશ્તનું ખરૂ વજન કેટલું છે તે જાણવું પણ મુશ્કીલ બને છે.?

**જવાબ (૧) (અ) :-** ખરીદનાર પોતાની પસંદથી એક મરઘી અથવા જરૂરત મુજબ બે–ત્રણ મરઘીઓને અલગ તારવી લઈ વેચનારને બતાવે અને વેચનાર તેની આ પસંદને સ્વીકૃતી આપી દીએ અથવા ખરીદનારના કહેવાથી વેચનાર પોતાની પસંદ મુજબ જરૂરત મુજબ મરઘીઓ તારવી લઈ ખરીદનારને બતાવે અને ખરીદનાર એને સવીકૃતિ આપી દીએ, તો એ વેંચાણ દુરૂસ્ત થયેલું લેખાશે. અને આ પસંદ તેમજ સ્વીકૃતી ઈજાબ–કબૂલ ના કાયમ –મકામ લેખાશે. દુર્રે–મુખ્તાર, શામી માં છે :–

( وفسد في الكل في بيع ثلة ) بفتح فتشديد قطيع الغنم ( وثوب كل شاة أو ذراع ) لف ونشر (بكذا) وأن علم عدد الغنم في المجلس لم ينقلب صحيحاً عنده على الأصح . ولو رضيا انعقد بالتعاطي (درمختار) (قوله: ولو رضيا) في السراج قال الحلواني: الأصح أن عند أبي حنيفة إذا أحاط علمه عدد الأغنام في المجلس لا ينقلب صحيحاً لكن لو كان البائع على رضاه ورَضِيَ المشتري ينعقد البيع بينهما بالتراضي كذا في الفوائد الظهيرية ونظيره البيع بالرقم ، اهـ. بحر . وفي المجتبى ولو اشترى عشر شاة من مائة شيلة أو عشر بطيخات من وقر فالبيع باطل وكذا الرمان ولو عزلها البائع وقبلها المشتري جاز استحساناً والعزل والقبول بمنزلة إيجاب وقبول ، اهـ.

ومثله في التتارخانية وغيرها [شامی ٤/٣٢]

(બ) ખરીદનાર અને વેચનાર જે વસ્તુને મબીઅ (કિંવા વેચાણ માલ)

રૂપે નક્કી કરે છે. તેજ મબીઅ કહેવાય છે. હવે ખરીદનાર નો હેતુ તે મબીઅના બધાજ અંશો હોય કે એનો કોઈ ખાસ અંશ. દા. ત. કેટલાય ફળો એવા છે જેને ખાતી વેળા તેની છાલ કાઢીને ફેંકી દેવામાં આવે છે. અને તેની અંદરનો ગુદોજ ખાવાના ઉપયોગમાં લેવાય છે. હવે એ ફળોમાં ખરીદનાર નો મૂળ હેતુ તો ગુદોજ હોય છે. પરંતુ તેવા ફળોનું ખરીદ–વેચાણ છાલ સાથે થાય છે. ત્યારે મબીઅ રૂપે છાલ સાથે પુરૂં ફળ ગણાય છે. અને તોલ માટે ત્રાજવામાં પુરા ફળને મુકવામાં આવે છે. તેનાથી ખરીદ/વેચાણ ફાસીદ નથી થતું. એજ પ્રમાણે મરઘીમાં ચાહે ખરીદનાર નો હેતુ પિછાં વિ. નથી હોતાં માત્ર ગોશતજ હોય છે. પરંતુ મબીઅ રૂપે પુરી મરઘીજ ગણાય છે. એટલાજ માટે જયારે મરઘી તોલીને નંહિ બલ્કે નંગ મુજબ ખરીદવામાં આવે ત્યારે પણ ખરીદનાર નો હેતુ પિછાં નથી હોતાં માત્ર ગોશતજ હોય છે. (જે સ્પષ્ટ રૂપમાં નજર સમક્ષ નથી હોતો બલ્કે પીછાં વિ. માં છુપાયેલો હોય છે.) તેછતાં વેચાણ ફાસીદ થતું નથી.

હવે રહયો સવાલ જીવંત મરઘાંને તોલ થી વેચવાનો. તો કોઈ પણ વસ્તુનું વેચાણ જયારે તોલથી કરવામાં આવે ત્યારે શરઈ રૂએ જરૂરી છે કે તેનું વજન શું છે? તેની ખરીદનાર તેમજ વેચનાર ને જાણ હોય.

ફુકહા (રહ.) એ જાનવર નું વેચાણ/ખરીદ તોલથી દુરૂસ્ત લેખ્યું નથી. તેના કારણ રૂપ બે દલીલો કિતાબોમાં મળે છે. પહેલી એ કે لأن الحيوان لايوزن عادة. અર્થાત : જાનવર ને તોલવાનો રિવાજ નથી. અને બીજી દલીલ એ કે :

لا يمكن معرفة ثقله بالوزن لأنه يخفف نفسه مرة بصلابته ويثقل أخرى.

[هداية ٦٧/٣]

અર્થાત :– એનું ખરૂં વજન જાણવું શકય નથી. કારણ કે કયારેક જાનવર પોતાના શરીરને સંકોચીને હલકું કરી લીએ છે. અને કયારેક (ઢીલું કરીને) ભારે બનાવી દીએ છે. (હિદાયહ ૩/૬૭) જીવંત મરઘાં તોલથી વેચવાના પ્રશ્ને ઉપરના બે કારણોમાંથી પહેલું (કિવાં તોલવાનો રિવાજ નથીવાળું)

કારણ તો હવે રહયું નથી. કારણ કે આપણે ત્યાં બધેબધ, અને દુન્યાના અન્ય દેશોમાં પણ જીવંત મરઘાં તોલીને વેચવાનો રિવાજ પડી ગયો છે. અને ફુકહા (રહ.) એ ચોખવટ કરી છે. કે હદીસે પાકમાં જણાવવામાં આવેલી વસ્તુઓ સિવાય અન્ય વસ્તુઓમાં રિવાજ મુજબ જોવામાં આવશે.

وما لم ينص عليه فهو محمول على عادات الناس لأنها دالة

[هدايه ثالث٣/٦٤]

و ما لا ينص فيه حمل على العرف كغير الستة المذكورة

[ملتقى الابحر ٢/٣٨]

و مالم لم ينص عليه حمل على العرف (در مختار) (قوله: وما لم ينص عليه) كغير الأشياء الستة (قوله: حمل على العرف) أي: على عادات الناس في الأسواق ، لأنها أي: العادة دالة على الجواز فيما وقعت عليه للحديث . فتح

[شامي: ٤/٢٠٢]

અને બીજા (કિવાં તેનું વાસ્તવિક વજન જાણવું શકય નથી , એ) કારણ બાબત એટલું યાદ રહે કે એમાં વેચાણ દુરૂસ્ત નંહિ હોવા માટે કારણ રૂપ એના વજનમાં રહેલી જહાલત કિવાં અચોક્કસતા છે. જે ખરીદનાર/વેચનાર દરમીયાન ઝગડો ઉત્પન્ન થવા માટે કારણ રૂપ બની શકે છે. પરંતુ જયારે જીવંત મરઘાને તોલથી વેચવાનો રિવાજ પ્રસરી ચુકયો છે. તો એ બુન્યાદ પણ ખત્મ થઈ ગઈ. સાથેજ બોઈલર મરઘાં બાબત મેં અમલી રૂપે અખતરો કર્યો બે મરઘાં ને અલગ અલગ તોલી તેમનું વજન નોધાવ્યું. પછી પંદર મીનીટ બાદ ફરી તોલાવ્યાં તો પહેલા તોલમાં જેટલું વજન હતું તેટલુંજ થયું. અને આપણે માની લઈએ કે ફરક પડતો હશે. તો પણ તે એટલો બધો નથી જે ખરીદનાર/વેચનાર ના દરમીયાન ઝગડાનું કારણ બને. રિવાજને લઈ એ શકયતા રહી નંહિ. જેથી જીવંત મરઘાંનું ખરીદ/વેચાણ તોલ વડે દુરૂસ્ત લેખાશે.

أما بيع المظروف فهو شائع مستفيض وكثيراً ما يكون فيه ضرورة فإن كثيرا من المبيعات المظروفة لا يمكن إخراجها من ظرفها بل يباع معه ويطرح للظرف مقدار معلوم بين التجار أو بين المتعاقدين لا يحصل فيه تفاوت كثير ولا يؤدى إلى المنازعة إلا نادراً والنادر لا حكم له

[رسائل ابن عابدين ٢/١٤٢]

وكذا الشرب من السقا بلا بيان قدر الماء ودخول الحمام بلا بيان مدة المكث وقدر الماء (رسائل ٢/١٢٧) ومالم ينص عليه فهو محمول على عادات الناس ، لأنها دلالة على جواز الحكم . انتهى (رسائل ٢/١١٨)

أقول: هذا ما وصل إليه فهي في تقرير هذه المسئلة ، لئلا يلزم تضليل الأمة وتفسيقها فتأمل ذلك واعمل بما يظهر لك . هداني إلى الله تعالى وإياك إلى سواء السبيل

સવાલમાં આપે જે લખ્યું છે કે બોઈલર મરઘાંઓમાં હિસ (સંવેદનશીલતા) હોતી નથી. અને સાથેજ એ પણ લખો છો કે તેને પકડવાથી વજન વધી જાય છે. તો એ બન્નેવ વાતોમાં વિરોધાભાસ થયો. કદાચ એ ભાઈ પોતાની વાત આપને સમજાવવામાં અથવા આપ તેમની વાત સમજવામાં પાછા પડયા છો. હિસ (સંવેદનશીલતા) તો દરેક જીવંત વસ્તુમાં હોવીજ જોઈએ (ચાહે એની માત્રા ઓછી–વત્તી હોય) નહિં તો તે જીવંત કેમ કહેવાય ? અલબત્ત બોઈલર મરઘીઓને બંધનેબંધ રાખવામાં આવે છે. બહાર છોડવામાં આવતી નથી. તેથી તેમાં અન્ય છુટી ફરનારી મરઘીઓ જેટલી સમજ હોતી નથી. જેને લઈ જયારે એને છોડીને દુર કરવામાં આવે છે તો એ નાસવાને બદલે છોડનાર વ્યકિત તરફ પાછી આવે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૪) શિર્કત

### ૧. એકની દુકાન અને બીજાની મુડી દ્વારા ભાગીદારી દુરૂસ્ત નથી.

**સવાલ :–** આસિફ અને કાસીમ બે જુદા જુદા ગામના મુસલમાનો એક ધંધો ૫–૨૫ હજાર રૂા. નો ભાગીદારીમાં કરવા માંગે છે. જેમાં આસિફનું માલિકી મકાન છે. જેમાં દુકાન ચલાવવા માગે છે. આસિફનું મકાન અને કાસીમની મુડી એટલે કે રોકાણ હોય અને આસિફ અને કાસીમમાંથી એકપણ ભાગીદાર દુકાન ચલાવવા બેસશે નહિ. બલ્કે એક પગારદાર માણસથી ધંધો કરવો છે. તેમજ નફા અને ખોટમાં બન્ને ભાગીદાર છે. અલબત્ત વધારામાં કાસીમનો ભાઈ પણ દુકાન પર બેસસે પરંતુ તેનો પગાર અપાશે નહિ. તેમજ આસિફનો છોકરો પણ દુકાન પર બેસે એનો પગાર અપાશે નહિ. આસિફનો છોકરો નિયમીત બેસે કે ન પણ બેસે કે બિલકુલ પણ દુકાન પર ન બેસે. દુકાન માટે ના મકાનનું ભાડુ આસિફ લેશે નહિ. તો આ પ્રમાણેનો ધંધો કરવામાં કંઈ વાંધો તો નથી ? અને વાંધો છે તો શું વાંધો છે. ?

**જવાબ :–** શરઈ રૂએ સવાલમાં પુછેલ ભાગીદારી દુરૂસ્ત નથી. કારણ કે શરઈ ધારા–ધોરણ મુજબ ધંધામાં મુડી રૂપે સોનું–ચાંદી અથવા સિક્કાજ કામ આપી શકે છે. પુછેલી સુરતમાં વાસ્તવિકતા એ છે કે મુડીની પુરી રકમતો કાસીમની જ છે. જયારે આસિફતો માત્ર પોતાનું મકાન દુકાન રૂપે વાપરવા આપે છે. જે મુડી ન કહેવાય, ધંધો રકમ વડે કરવામાં આવે છે. દુકાન નો વપરાશ તો માત્ર ધંધાના સ્થળ રૂપેજ થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૨. શેર બજારમાં નાણાં રોકાણ બાબત શરઈ હુકમ.

**સવાલ (૧) :–** શેર બજારનો ધંધો જાઈઝ છે કે નાજાઈઝ અગર જાઈઝ છે તો કઈ શરતોની સાથ ?

**સવાલ (૨) :–** ઘણા ખરા ઉલમાએ કિરામ તેને જાઈઝ કહે છે અને

ઘણા ખરા મના કરે છે તો તેનું શું કારણ ?

**સવાલ (૩) :–** જે ઉલમા તેને જાઈઝ કહે છે તે એમ કહે છે કે એવી કંપનીના શેર લઈ શકો જે કંપનીનું બેંક સાથે અથવા બીજી કોઈ કંપની સાથે વ્યાજુ લેવડ દેવડ ન થતું હોય એના વિષે ખુલાસો કરશો.

**સવાલ (૪) :–** શેર બજારમાં એક ધંધાનો પ્રકાર છે. (આઈ. પી. ઓ.) એટલે (પબ્લીક ઈસ્યુ) આની અંદર કોઈ પણ કંપની પોતાના ધંધાના વિસ્તરણ માટે પબ્લિક પાસેથી શેરની ફાળવણી કરીને નાણાંનું ઉઘરાણું કરે છે. આ પ્રકિયા ૫ દિવસમાં પુરી થતી હોય છે, ત્યાર બાદ જે તે કંપની બજારમાં લિસ્ટેડ થાય છે, પ્રવેશ કરે છે. આ સમય દરમયાન એ કંપનીના શેરના ભાવમાં સારો એવો વધારો જોવા મળે છે. અમુક વખતે ખોટ પણ થતી હોય છે. આ રીતનું રોકાણ શેર બજારમાં જાઈઝ છે ? આ ધંધો (પબ્લિક ઈસ્યુ) મારો ખાસ છે અગર નાજાઈઝ છે તો પછી જે રૂપિયા હું કમાઈ ચુકયો છુ તેને શું કરવું? આ ધંધાના ઘણા રૂપિયામેં વપરાશમાં લઈ લીધા છે તો તેનું શું કરવું અને બાકી વધેલા રૂપિયાનું શું કરવું ?

**જવાબ :–** શેર બાબત શરઈ હુકમ જાણવા માટે કેટલીક વાતો સૈધ્ધાંતિક રૂપમાં લખવામાં આવે છે. તેને વાંચી સમજી પોતાના સવાલોનો જવાબ મેળવી લેશો.

જે કંપનીનો બુન્યાદી કારોબાર હરામ હોય. દા.ત. વ્યાજ, બેંક, વીમા કંપની અથવા દારૂનું ખરીદ–વેચાણ જેવા હરામ કારોબાર કરનારી કંપની. તેનો હુકમ એ છે કે તેના શેરો ખરીદવા હરામ છે. અલબત્ત અગર કંપનીનો બુનયાદી કારોબાર તો હલાલ છે. પરંતુ સાથે સાથે આંશિક રૂપમાં વ્યાજુ લેવડ–દેવડ પણ કરે છે. દા.ત. બેંકમાં પૈસા મુકીને વ્યાજ પ્રાપ્ત કરે છે અને તેને હલાલ નફામાં ભેળવે છે (આજકાલ કદાચ જ કોઈ કંપની એનાથી બચેલી હોય) એવી કંપની શરૂમાં જે શેર કાઢે છે તેને બે શર્તોને આધિન રહી ખરીદી શકાય છે (અ) શેર ખરીદ કરી એ કંપનીનો શેરહોલ્ડર બનનાર પણ આ વ્યાજુ મામલામાં કંપનીનો સહાયક અને મદદગાર બની રહયો છે અને તેના પૈસા પણ આ ગુનાહમાં વપરાય રહયા છે જેથી તેના ઉપર વાજિબ

છે કે પોતાની શકિત મુજબ તે કંપનીના શેર હોલ્ડરોની વાર્ષિક મિટીંગમાં વ્યાજના વિરૂધ્ધ અવાજ જરૂર ઉઠાવે અથવા દરેક મિટીંગમાં ઓછામાં ઓછું એક વાર પોતાના આ મતને જાહેર કરે કે તે આ વ્યાજુ મામલા ઉપર રાજી નથી અથવા ઈ–મેઈલ વડે કંપનીને પત્ર લખતો રહે કે કંપની વ્યાજુ લેવડ દેવડ સંપુર્ણ રીતે બંધ કરે, જો કે તેની આ વાત અને અવાજ ઉપર ધ્યાન આપવામાં નહિં આવે પરંતુ તે પોતાની ફરજ અદા કરતો રહે.

(બ) શેર હોલ્ડર કંપનીની વેબસાઈટ ઉપર ઈન્કમ સ્ટેટમેંટ વડે એ માહિતી મેળવતો રહે કે કંપનીએ કુલ નફામાંથી કેટલા ટકા નફો વ્યાજ વડે મેળવ્યો છે અને તે શેર હોલ્ડર નફો મેળવ્યા પછી પોતાના ભાગની ટકાવારી મુજબ પોતાના નફામાંથી વ્યાજુ નફા જેટલી રકમ ગરીબો મોહતાજો ઉપર સવાબની નિય્યત રાખવા વગર સદકો કરી દે. અગર વ્યાજુ નફાની ટકાવારી બાબત તપાસ છતાં જાણ ન થઈ શકે તો અંદાજો કાઢી ફેસલો કરે અને જેટલી માત્રાનું ગુમાન ગાલિબ હોય તેટલો સદકો કરી દે.

આ શર્તો તો તે માણસ માટે હતી જે કંપની તરફથી કાઢવામાં આવેલા શેરો તેના પાસેથી સીધી રીતે મેળવી ઘર બેઠો નફો પ્રાપ્ત કરવા ચાહતો હોય, અલબત્ત જયારે કંપની એ એક વાર બધા શેરો કાઢી નાખ્યા અને કોઈ વ્યકિત તેની લે–વેચ વડે નફો પ્રાપ્ત કરવા ચાહે છે તો આવા કારોબારના જાઈઝ હોવા માટે (ઉપરની શર્તો સિવાય) વધારાની ત્રણ–શર્તો છે (અ) કંપનીએ શેર વડે મેળવેલ રકમથી કાંઈક કાચો માલ અથવા ઈમારત વગેરે ખરીદ કરી લીધી હોય કિંવા કંપનીની કેટલીક સ્થાવર મિલ્કતો અસ્તિત્વમાં આવી ચુકી હોય,બધી મિલ્કતો માત્ર રોકડ (નાણાં) ની શકલમાં ન હોય, નહિં તો શેરની અસલ કિંમત પર લે–વેચ તો જાઈઝ કહેવાશે, વધઘટ પર નહીં, સાથે જ શેરની કિંમત પર કબ્જો પણ તેજ બેઠકમાં (જેમાં સોદો કરવામાં આવ્યો છે) જરૂરી ઠરશે, ઉધાર સોદો જાઈઝ નથી. (બ) શેર સર્ટિફિકેટ ઉપર કબ્જો થઈ ચુકયો હોય યા અન્ય કોઈ રીતે ચોકકસરૂપમાં શેર હોલ્ડરના ભાગની માલિકી કંપનીમાં સાબિત થઈ ચુકી હોય. જેનો પુરાવો એ છે કે અગર કંપનીને ખોટ જાય તો તે ખોટની જવાબદારી કાનુની રીતે શેર હોલ્ડર

પર પણ આવતી હોય, જેથી શેર પર ખરેખરનો કબજો કર્યા વગર અથવા ચોકકસરૂપમાં માલિકી સાબિતી થયા વગર તેને આગળ વેચવું જાઈઝ નથી, કેટલાક લોકો શેરની લે-વેચ કરવામાં ખરેખર ખરીદવા અને વેચવા ચાહતા નથી તેઓની નજર સમક્ષ સર્ટિફિકેટની પ્રાપ્તી હોતી જ નથી, બલ્કે માત્ર મોંઢામોઢ લે વેચની કાર્યવાહી કરે છે. આ બધી કાર્યવાહીનો આશય છેવટ અને પરિણામરૂપ માર્જીનને બરાબર કરવાનો હોય છે, તો આ રીત પણ જુગાર અને સટ્ટાબાજી હોવોને લઈ બિલકુલ હરામ છે. (ક) સ્પોટ સેલ કરે, શોર્ટસેલ, ફોરવર્ડ સેલ, અને ફયુચર સેલ જાઈઝ નથી.

[જદીદ મુઆમલાતકે શરઈ અહકામ ૧/૧૦૬, ૧૦૭, ૧૦૮]

આપે પબ્લિક ઈસ્યુ બાબત જે સવાલ કર્યો છે તેનો જવાબ પાછળની ત્રણ શર્તોમાંની પહલી શર્તમાં આવી ગયો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. મુશ્તરકહ કારોબારમેં એક ભાઈને નફાકી રકમસે ધંધા કિયા તો નફાકા કયા હુકમ હે ?

**સવાલ :-** અર્ઝ યહ હે કે હમ પાંચ ભાઈ કારોબાર-ધંધેમેં સાથ રહ કર ચલાતે થે, દો દુકાને ઔર એક ફેકટરીમેં કારોબાર ચલતા થા. સન ૧૯૯૨ તક ચાર ભાઈ સાથ મેં રહે. દુસરે નંબરકા ભાઈ સરકારી મુલાઝિમ થા. વો ધંધેમેં પહેલેસે નિકલ ગયા થા. સબસે છોટા ભાઈ ૮૯ કે આખરી મહીનેમેં ગુઝર ગયા. નંબર ૩ વાલા ભાઈ દો દુકાનમેંસે એક દુકાનકા વહીવટ કરતા થા. નંબર ૧ ઔર નંબર ૪ એક દુકાન ઔર ફેકટરીકા કારોબાર ચલાતે થે. ૧૯૯૨ કી સાલમેં સબ ભાઈ અલગ હુએ. નંબર ૧ ઔર ૫ કે હિસ્સેમેં એક દુકાન ઔર ફેકટરીકા આધા હિસ્સા આયા. નંબર તીન (૩) ઔર (૪) ચારકે હિસ્સેમેં એક દુકાન ઔર આધી ફેકટરી આઈ. ચારોં ભાઈ મિલ્કત ઔર પૈસોંકે સાથ અલગ હો ગયે. અલગ હોતે વકત જો પૈસે થે ઉસ્મેંસે ૫% રકમ અનામત સે અલગ નિકાલી, ઉસમેં સે સાથમેં રહતે હુએ જો કર્જ હો વો ચુકાનેકા તય કિયા. ઉસમેં ફેકટરીકા લાઈટ બીલ, દુકાનોંકા લાઈટ બીલ,

ઘરોંકા લાઈટબીલ, મ્યુ. ટેક્ષ સબ મિલ્કતોંકા ટેક્ષ, વકીલ ફી, ઈન્કમટેક્ષ, મુનીમકા ખર્ચ, વકીલ ફી, નોકરોં કા પગાર વિગેરે પરચુરણ ખર્ચ ચુકાયે. હિસાબ બરાબર જૈસા હો ગયા. સબ ભાઈ અપની તરહસે વેપાર કરતે થે. નંબર ૩ ઔર નંબર ૪ ૨૦૦૨ મેં જુદા હુએ. ઉન્કા હિસાબ–કિતાબ આજ તક હુઆ નહીં હે. હિસાબ નંબર ૩ કે પાસ રહતા થા.

આજસે એક સાલ પહલે નંબર ૩ને જો ૯૨ કી સાલ તક દુકાન કા વહીવટ કિયા થા ઉસને દો ઈન્સાનોકે પાસ રાઝ કી બાત બતાઈ, જિસમેં ઉસને કહા કે તીન સાલ કે દુકાનકે વહીવટમેં મેંને નફે મેંસે રૂપિયા ૩,૭૫૦૦૦/– તીન લાખ પચત્તર હજાર નિકાલે થે, આજતક ઉસકે વેપાર ધંધેમેં મુનાફા કર રહા હે. અબ વો ભાઈ કહતા હે કે મૈને પૈસે લિએ ઐસા ઝાહિર કર દિયા હૈં. તો મેં ગુનેહગાર નહીં રહતા હું. મેંને જિસ તરહ પૈસે નિકાલે હે ઉસી તરહ તુમને ભી પૈસે નિકાલે હોંગે ઐસા બોહતાન મુજ પર નંબર તીન લગાતા હે.

યાદ રહે કે હમારે ધંધેમેં તીન બરસમેં રકમ દુગના હો સકતી હે. યે રૂપિયે ૩,૭૫૦૦૦/– ૧૮ સાલ તક ભાઈ અપને ધંધેમેં ઈસ્તમાલ કરતા રહા હે.

(૧) ૩,૭૫૦૦૦/– તીન લાખ પચત્તર હજાર જૈસી બડી રકમ ભાઈઓ કી મુડી નફેમેં સે નિકાલના ઔર ફિર કહના કે ઈસે ચોરી કહના મુનાસિબ નહીં હે.

(૨) દુસ્રે ભાઈઓને પૈસે નિકાલે હોંગે વૈસા શક શુબહ કરના ઈલ્ઝામ લગાનેકો કયા કહતે હે.

(૩) નંબર તીન (૩) કે પાસ જો પૈસે મુનાફે કે સાથ રહે હૈં ઉસમેં ઉસે શરીઅત કી નઝરમેં કયા કહના ચાહિએ.

(૪) જો ભાઈ યા ભતીજા રકમ લેના ચાહે તો કિતની માંગ સકતા હે.

(૫) નંબર તીન બાકી ભાઈઓ કો પૈસે દેના ચાહે તો કિતના પૈસા દેના લાઝિમ હે.

(૬) અગર કોઈ ભાઈ યહ પૈસે લેને કો ઈન્કાર કર દે ઔર કહે કે

અલ્લાહ આખિરતમેં દિલવાએ તો લુંગા યહાં અબ નહીં લુંગા તો વહ શખ્સ ઐસા કહ સકતા હે.

(૭) નંબર ૧–૪ કર્ઝદાર હે. નંબર ૫ કે લડકે ભી કર્ઝદાર હે.

(૮) નંબર તીન (૩) કે પાસ ઝમીન, જાગીર, વેપાર સબ કુછ અછછા હે.

(૯) ફિલ હાલ ચારોં ભાઈઓકા વેપાર અલગ અલગ હે.

(૧૦) ઉપર લિખે મસ્અલોંકી શરીઅતકી નઝરમેં ફત્વા કે તોર પર આપ લિખ કર ભેજે તો બડી મેહરબાની હોગી.

**જવાબ** :– તીસ્રે નંબરકે ભાઈને જિસ ઝમાનમેં દુકાનકા વહીવટ ઉસકે હાથમેં થા. દુકાનકે નફેમેંસે ૩,૭૫૦૦૦/– રૂા. નિકાલે થે. વહ સખ્ત કિસ્મકી ખિયાનત હે ઔર ઐસા કરનેસે વહ ગુનેહગાર હો ગયા. અબ એક મુદતકે બા'દ ઉસ ખિયાનતકો સિર્ફ ઝાહિર કર દેને ઔર ઉસ્કા ઈકરાર કર લેનેસે ગુનાહ ખત્મ નહીં હોતા. બલ્કે ઉસ્કે લિએ તવબહ ઝરૂરી હે. ઔર તવબહકા એક હિસ્સા યહ ભી હે કે ઉસ ગુનાહકા તઅલ્લુક હુકુકુલ ઈબાદસે અગર હે તો બંદોકા વહ હક અદા કિયા જાએ ઓર સાથહી ઉનસે મુઆફી ભી માંગી જાયે, ઈસ લિએ ઈસકે લિએ ઝરૂરી હે કે વહ રકમકી ઈતની મિકદાર જો ઉસને બતોરે ખિયાનત નફેમેંસે નિકાલી થી ઉસમેં દુસરે ભાઈયોકા જિતના જિતના હિસ્સા થા વહ ઉન્કો અદા કરે ઔર સાથહી મુઆફી ભી માંગે.

ઉસ પર ઉતની હી રકમ કી અદાયગી ઝરૂરી હે જો ઉસને ખિયાનત કે તોરે પર નફેમેંસે નિકાલી હે યા'ની ૩,૭૫૦૦૦/–રૂા. અદા કરના હી ઉસ પર લાઝિમ હે. આપકા યહ લિખના કે હમારે ધંધેમેં યહ રકમ તીન બરસમેં દુગના હો સકતી હે ઔર યહ ભાઈ ઉસ રકમકો ૧૮ સાલ તક ઈસ્તઅમાલ કરતા રહા. ગોયા આપકે લિખનેકે મુતાબિક ઉસ પર ઈસ રકમકા ૬ ગુના વાજિબ હોના ચાહિએ, શરઈ તોર પર આપકા યહ સોચના ઔર મુતાલબા દુરૂસ્ત નહીં. બિલ્ફર્ઝ અગર ઉસને ઉસ રકમકો ધંધેમેં ઈસ્તઅમાલ કિયા ભી હે ઔર ઉસસે મુનાફા હાસિલ ભી કિયા હે તબ ભી ઉસ મુનાફેકા માલિક

વહી હે. અલબત્ત યહ મુનાફા ઉસકે લિએ ખબીષ કમાઈકી હેષીયત રખતા હે. જિસ્કા સદકા કર દેના ઉસ્કે લિએ ઝરૂરી હે. અપને ઈસ્તઅમાલમેં ન લાવે, બાકી ઉસ પર અદાયગી તો રૂ,૭૫૦૦૦રૂા.કી હી લાઝિમ હોગી ઉસસે ઝિયાદા કી નહીં. ઉસમેં ભી ઉસકા જિતના હિસ્સા હોતા હે વહ કમ કર દિયા જાયેગા, બાકી દુસ્રે ભાઈઓકા જિતના હક– હિસ્સા હોતા હો વહ ઉન્કો અદા કર દેં.

ઉસ્કા દૂસરે ભાઈઓકે મુતઅલ્લીક યહ કેહના કે મેંને જિસ તરહ પૈસે નિકાલે હેં ઉસી તરહ તુમને ભી નિકાલે હોંગે. શરઅન એક બોહતાન હે. જો કબીરા ગુનાહ હે. ઉસસે ભી તવબહ કરના ઉસ્કે લિએ ઝરૂરી હે ઔર જિન ભાઈયોં પર બોહતાન લગાયા હે ઉનસે મુઆફ કરવાના ભી ઝરૂરી હે. ઉસ્કે બગેર તવબહ કબુલ નહીં હોગી.

ઉસ ખિયાનતવાલી રકમમેં હર એક ભાઈકા જિતના હિસ્સા થા ઉતના હિસ્સા ઉસ્કો દિયા જાએગા. કિસી ભાઈકા યહ કેહના કે અલ્લાહ આખિરતમેં દિલવાયેગા તો લુંગા યહાં અબ નહીં લુંગા, દુરૂસ્ત નહીં. ઉસકો ચાહિએ કે અગર વહ તીસરા ભાઈ ઈસકે હિસ્સેકી રકમ અદા કરતા હે તો વસુલ કર લે, અગર યહ ઈન્કાર કરેગા ઔર તીસરે ભાઈને વહ રકમ ઉસકે સામને ઈસ તરહ રખ દી કે જિસ પર વહ આસાનીસે કબજા કર સકતા હે તો ઉસકા ઝિમ્મા બરી હો જાએગા. આપકે તમામ સવાલાતકે જવાબાત ઉપરકી તફસીલ મેં આ ચુકે. ફકત વલ્લાહુ તઆલા અઅલમ.

## ૪. સંયુકત દુકાનના ભાડાનો હકદાર કોણ, કરજ ઉપર ભાડું માંગવું?

**સવાલ (૧)** :–મેં અને મારા બહેને સંયુકત રીતે સુરત ખાતે મકાન બનાવ્યું છે. જેનો હમોએ (૫૦ ટકા, ૫૦ ટકા ખર્ચ) અડધો–અડધો ખર્ચ બંનેએ કર્યો છે. જે મકાનના ગ્રાઉન્ડ ફલોર ઉપર ૬ (છ) દુકાનો બનાવી છે અને તેના પહેલા માળ ઉપર બે ફલેટ પણ બનાવ્યા છે. જેમાં એક ફલેટ મારા બહેનનો છે અને એક ફલેટ મારો છે.

હવે જે ૬ (છ) દુકાનો છે તે બધી જ ભાડેથી આપેલી છે. જેમાંથી બીજા (૨) નંબરની દુકાન મેં ભાડેથી રાખેલી છે. જેમાં મેં અને મારા ભાગીદાર (ધંધાના ભાગીદર) જેમનું નામ ઝેદ છે. તેમની સાથે હોટલનો ધંધો હમોએ ૧૦ વરસ સુધી ચલાવ્યો હતો. તે વખતે દુકાનનું ભાડું રૂા. ૮૦૦–૦૦ અંકે રૂપિયા આઠસો નક્કી કર્યું હતું. તે મુજબ હું અને મારા ભાગીદાર, હમારા હોટલના ધંધામાંથી રૂા. ૮૦૦–૦૦ ભાડા પેટે આપતા હતા. જેમાંથી રૂા. ૪૦૦–૦૦ અંકે રૂપિયા ચારસો મારા બહેન લેતા હતા અને રૂા. ૪૦૦–૦૦ અંકે રૂપિયા ચાર સો હું લેતો હતો. પછીથી મારા ભાગીદાર ઝેદભાઈ છુટા થયા અને પછીથી બીજા ભાગીદાર બકરભાઈ મારા ભાગીદાર બન્યા. હોટલના ધંધામાં બકરભાઈ સાથે હમોએ હોટલનો ધંધો ચલાવ્યો ત્યારથી હોટલનું ભાડું રૂા. ૧૮૦૦–૦૦ અંકે રૂપિયા અઢારસો નક્કી કર્યું તે મુજબ હમો હમારા હોટલના ધંધામાંથી આપતા રહ્યા અને તે મુજબ રૂા. ૯૦૦–૦૦ અંકે રૂપિયા નવસો મારા બહેન લેતા હતા અને રૂા. ૯૦૦–૦૦ અંકે રૂપિયા નવસો હું લેતો હતો. આ પ્રમાણે ૧૦ વરસ સુધી હું અને મારા ભાગીદાર બકરભાઈએ હોટલનો ધંધો ચલાવ્યો હતો.

હવે ૧૮ મહિનાથી મારા ભાગીદાર બકરભાઈ છુટા થયા છે. એટલે હોટલનો ધંધો હમણા હું હેન્ડલીંગ કરૂં છું. (મારા હસ્તક છે)

હવે જયારથી હોટલનો ધંધો મારા હસ્તક લીધો ત્યારથી મારા બહેન એવું કહે છે કે હવેથી હોટલની દુકાનનું ભાડું પુરેપુરૂં એટલે કે રૂા. ૧૮૦૦–૦૦ અંકે રૂપિયા અઢારસો તારે મને આપી દેવાના છે.

શું એમની આ મુજબની માંગણી (પુરેપુરૂં) ભાડું લેવાની શરીઅત મુજબ જાઈઝ છે ? મારા હિસ્સાના રૂા. ૯૦૦–૦૦ અંકે રૂપિયા નવસો મને લેવાનું ના કહે છે.

હમારા ભાઈ–બહેનમાં લડાઈ ઝગડો નહિં થાય એ ખાતર હું એમને ૧૮ મહિનાથી પુરેપુરૂં ભાડું આપી દઉ છું.

હમણા પણ હું અને મારા બહેન મકાનમાં સંયુકત રીતે પુરેપુરા ભાગીદાર છીએ. બાકીની પાંચ દુકાનનું જે ભાડું આવે છે, તે હું અને મારા

બહેન ૫૦-૫૦ ટકા વહેંચી લઈએ છીએ.

બીજા નંબરની દુકાનનું ભાડું હોટલનું એવણ મારા બહેન પુરેપુરૂં લઈ લે છે. એમનું એવું કહેવું છે કે હોટલની દુકાન હવે તારા એકલાના હસ્તક હોવાથી તારે મને પુરેપુરૂં ભાડું આપી દેવાનું.

મેં એમને કહ્યું કે એનો અર્થ એવો નથી કે દુકાનની માલિકી તમારા એકલાની રહે છે. જેટલો દુકાનની માલિકીમાં તમારો હક્ક છે એટલો મારો પણ હક્ક છે જ. કારણ કે અત્યારે પણ સંયુકત માલિકીના હક્કમાં છે. પરંતુ મારું કહેવાનું એમને માન્ય નથી.

માટે, મારા સવાલના જવાબ શરીઅતની રૂએ આપવા આપને આજિઝાના દરખાસ્ત કરૂં છું.

**સવાલ (૨) :-** મારા બહેન પાસેથી મેં કર્ઝ પેટે ૧૮ મહીના પહેલા (જુન-૨૦૦૬માં) રૂા. ૩,૬૦,૦૦૦ લીધા છે. મારા બહેનનું એવું કહેવું છે કે, મારી રૂા. ૩,૬૦,૦૦૦ની રકમ તારી પાસે (મારી પાસે) રોકાયેલી છે. માટે મને મહીનાના બે હજાર રૂપિયા (રૂા. ૨૦૦૦/-) તારે મને ભાડા પેટે આપવાના. તો એમની આ મુજબની માંગણી શરીઅત મુજબ જાઈઝ છે કે કેમ ? તે અંગે પણ આપ સાહેબ જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ (૧) :-** અન્ય દુકાનોની જેમ બીજા નંબરની દુકાન પણ આપ ભાઈ-બહેનની સહિયારી માલિકીની છે જેથી એના નક્કી થયેલ ભાડામાં આપ બન્નેવ ભાઈ-બહેનની માલિકી મુજબ અડધો-અડધો હિસ્સો રહે છે અને એ મુજબ નક્કી થયેલ ભાડા રૂા. ૧૮૦૦માં તમારો પણ અડધો હિસ્સો લાગે છે માટે બહેનનું એવું કહેવું કે (હવેથી હોટલની દુકાનનું ભાડું પુરેપુરૂં એટલે કે રૂા. ૧૮૦૦/- તારે મને આપી દેવાનું છે) સહીહ નથી. એ ભાડામાં અડધો હિસ્સો કિંવા રૂા. ૯૦૦/- આપનો હક છે.

આપે ઝગડો નહિં થાય એ ખાતર પાછલા અઢાર મહિનાથી એમની માંગણીને લઈ પુરૂં ભાડું એમનેજ આપ્યું છે. તેમાંથી અડધું આપ તેઓ પાસેથી પરત મેળવવાના હકદાર છો અને આઈન્દહ માસિક ભાડા પેટે તેઓને રૂા. ૯૦૦/- ચુકવવા.

**જવાબ (૨) :-** બહેને આપને કરજ પેટે રૂા. ૩,૬૦,૦૦૦ જે આપ્યા છે તેના ભાડા રૂપે તેઓ આપની પાસે માસિક બે હજાર રૂપિયાની જે માંગણી કરી રહ્યા છે તે શરઈ રૂએ જાઈઝ નથી બલ્કે વ્યાજ છે જે હરામ અને સખ્ત ગુનાહિત કૃત્ય છે. જેના ઉપર કુર્આન અને હદીસમાં ઘણી જ સખ્ત વઈદો (ધમકીઓ) આવી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. બિઝનેસની એક સ્કીમનો શરઈ હુકમ.

**સવાલ :-** બિઝનેસ લાઈનનો એક મસ્અલો દરયાફત કરવો છે. જેની સંપૂર્ણ વિગત નીચે મુજબ છે. જે મુજબ ધંધો કરવો હોય તો કરી શકાય કે કેમ ? તેનો જવાબ આપવા ગુઝારિશ છે.

અમો ત્રણ ભાગીદાર છીએ, અમારે ૪૦૦ મેમ્બરોનું એક ગ્રુપ બનાવવું છે.દરેક મેમ્બર પાસેથી દર મહીને રૂા. ૧૦૦૦/- એક હજાર રૂપિયા લેવાના. આ ગ્રુપ ૪૦ મહીના સુધી ચાલશે. અમો આ ગ્રુપમાં ૪૦ હજારની કિંમતની ૪૦ હીરો હોન્ડા મોટર સાયકલ લઈને દર મહિનાની પહેલી તારીખે ૪૦૦ મેમ્બરોની ૪૦૦ ચીઠ્ઠી નાખીને તેમાંથી એક ચીઠ્ઠી કાઢીશું. જેનું નામ નીકળશે તેને એક હીરો હોન્ડા અમે આપી દેશું. અને હીરો હોન્ડા તેમને મળ્યા પછીના મહિનાથી દર મહીને ભરવાના થતા રૂા. ૧૦૦૦/- તેમને ભરવાના રહેશે નહીં. આવી રીતે દર મહીને એક મેમ્મરને એક હીરો હોન્ડા મળશે. ૪૦૦ મેમ્બરમાંથી ૪૦ મેમ્બરને આ રીતે હીરો હોન્ડા મળશે. પહેલા મહીને જેનું નામ નીકળે તેને રૂા. ૧૦૦૦/-માં હીરો હોન્ડા મળ્યું ગણાય. ૧૦માં મહીને દસમાં મેમ્બરને રૂા. ૧૦,૦૦૦/-દસ હજારમાં હોન્ડા મળ્યું ગણાય. તેવીજ રીતે વીસમાં અને ત્રીસમાં મહીને મેમ્બરને રૂા. ૨૦,૦૦૦/- અને ત્રીસ હજારમાં હોન્ડા મળ્યું ગણાય. એવીજ રીતે ૪૦માં મેમ્બરને રૂા. ૪૦,૦૦૦/-માં મળશે. આમ ૪૦ મહીના પુરા થતા ૪૦ હોન્ડા અપાઈ જાય ત્યાર બાદ ૩૬૦ ગ્રાહકો મેમ્બર્સ વધે તે બધાને છેલ્લે રૂા. ૪૦,૦૦૦/-નું હિરો હોન્ડા લઈ આપવાનું. આવી રીતે મેમ્બરોને છેલ્લે

નફો પણ ન થાય તેમ નુકશાન પણ નથી થતું.

આવી રીતે કામ કરતા પ્રથમ દસ મહિના સુધી અમારી કંપની ખોટમાં ચાલશે. આ ખોટ સરભર કરવા માટેની તરતીબ નીચે મુજબ રહેશે.

મેમ્બરો અમોને એમ કહે કે અમારે દર મહિને ચીઠ્ઠી નીકળવાની રાહ નથી જોવી. તમો અમોને અત્યારે જ હોન્ડા આપી દો.... તો અમો તેમને કહીશું કે તમારે એડવાન્સ રૂા. ૧૦,૦૦૦/– દસ હજાર નફો અમોને આપવો પડશે. તેઓ એગ્રી થતા રૂા. ૧૦,૦૦૦/– લઈને અમો તેઓને હોન્ડા ગાડી લઈ આપીશું અને તેમના નામની ચીઠ્ઠી તો ચાલુ જ રહેશે તેમનું નામ ચિઠ્ઠીમાં નીકળશે તો બાકીના હપ્તા પણ તેઓને ભરવાના રહેશે નહિં. અને ૪૦ મહિનાઓ સુધીમાં તેમનું નામ નીકળે નહિં તો હોન્ડા ગાડી તેમને રૂા. ૪૦,૦૦૦/– કિંમત (...) રૂા. ૧૦,૦૦૦/– અમોને એડવાન્સ નફો આપેલ છે તે મળીને રૂા. ૫૦,૦૦૦/–માં ગાડી તેઓને મળશે.

દર મહિને આવા ૨૦ મેમ્બરો રૂા. ૧૦,૦૦૦/– નફો આપીને અમારી પાસેથી ગાડી લઈ જાય તેના રૂા. ૧૦,૦૦૦/– લેખે બે લાખ રૂા. અમારી પાસે આવે અને દર મહિનાનાં ૪૦૦ મેમ્બરના રૂા. ૧,૦૦૦/– ના હપ્તા લેખે રૂા. ચાર લાખ અમારી પાસે જમા થાય, બન્ને થઈને કુલ ૬ લાખ થયા. હવે ૨૦ મેમ્બરોની દર મહિને એડવાન્સ ગાડીની માંગણી પુરી કરતાં ૨૦ ગાડીની કિંમત ૮ લાખ રૂપિયા થાય. અમારી પાસે જમાં રૂા. ૬ લાખ છે. જેથી બે લાખ રૂા. અમારે ઉમેરવા પડે. દર મહિને આ મુજબ તરતીબ રહેશે. મેમ્બરોના દર મહિને જે ૪ લાખ રૂા. જમા થશે તે તમામ ઉપર મુજબ ખર્ચ થશે. આમ કરતા કરતા ૪૦ મહિના પુરા થતા અમારી કંપનીને નફો થશે.

ડીલર્સ પાસેથી તમામ ગાડીઓ રોકડેથી ખરીદીશું કોઈપણ બેંક સાથે કોઈપણ જાતનો વ્યવહાર આમાં થશે નહિં. વ્યાજની કોઈપણ પ્રકારની લેણ દેણ થશે નહિં. તો આ મુજબ ધંધો કરી શકીએ કે કેમ ? જવાબ આપવા ગુઝારિશ છે.

જવાબ :– આપે સ્કીમની જે રીતે લખી છે તે શરઈ ધારા–ધોરણ

મુજબ જુગારની જે વ્યાખ્યા કરવામાં અવી છે, તેમાંજ એનો સમાવેશ થતો હોવાથી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. વેપાર કરવા માટે આપેલ રકમનો એક વ્યવહાર.

**સવાલ** :– અગાઉ જે એક સવાલ પૂછેલ જેમાં પ્રોફીટ શબ્દ વાપરેલ જે નફાના અર્થમાં હતો. ફરી તે સવાલ નીચે લખું છું.

ઝેદની મોટી વેપારી પેઢી છે. હવે ઝેદને રૂપિયાની મુડીમાં વધારો કરવા જરૂર પડેલ જેથી ઝેદએ બકરને કહેલ કે તું મને દસ હજાર રૂપિયા વેપાર માટે આપ. હું તને દર માસે ૧૫% કે ૨૦ ટકા લેખે નફો માસિક આપતો રહીશ તો આ વ્યવહાર જાઈઝ ગણાશે કે વ્યાજુ ગણાશે. જાઈઝ વ્યવહાર અને ઉપરોકત વ્યવહાર વચ્ચે પાયાનો તફાવત શું છે ?

**જવાબ** :– ઝેદ બકર પાસેથી દસ હજાર રૂપિયા વેપાર માટે લઈ રહયો છે. તે અગર કર્ઝ રૂપે હોય તો એના બદલામાં (અસલ રકમ વગર અન્ય) જે કાંઈ આપશે તે વ્યાજ કહેવાશે. જે હરામ છે અને જો ઝેદ બકરને એવું કહે કે હું આ રકમથી વેપાર (ફલાણી વસ્તુનો) કરીશ અને એ વેપારમાં મને જે કાંઈ નફો મળશે તે નફામાંથી ૨૦% નફો તમને આપીશ અને બાકીનો ૮૦% હું લઈશ અને મારી મહેનત એળે જશે અને જો ખોટ જશે તો તે આપ (બકર) ના માલમાંથી બાદ થશે. ખોટમાં મારો (ઝેદ) નો કોઈ હિસ્સો નહિ રહે. આ રીતે દુરૂસ્ત છે અને એનેજ મુઝારબત કહેવામાં આવે છે.

જાઈઝ વ્યવહારનાં ધંધામાં ખરેખર નફો થાય તોજ પૂંજી લગાવનારને એનો નિયત ભાગ મળે છે. નહિં તો નથી મળતો, બલ્કે ખોટ જાય તો તે પૂંજીમાંથી કમી થાય છે. ધંધો કરનારના શીરે પડતી નથી. જયારે નાજાઈઝ વ્યવહાર માં પૂંજીવાળાને નકકી કરવામાં આવેલ રકમ મળતી જ રહે છે. ચાહે ધંધો કરનારને નફો થાય કે નુકસાન જાય, એનું જ નામ વ્યાજ છે. ફકત અલ્લાહતઆલા વધુ જાણનાર છે.

## ૭. વેચેલ શેરનો માલિક ન મળે તો શું કરે ?

**સવાલ :–** મારા પાસે કલકત્તા ઈલેકટ્રીકના ૫૦ શેર હતા જે મેં વેચી નાખ્યા હતા પણ હાલ ડીવીડન્ડ, બોનસ વગેરે મારા નામે આવે છે. તો હવે મારે શું કરવું. જે એજન્ટને મે શેર વેચવા આપેલા તે એમ કહે કે એ લેનાર વ્યકિતનું નામ હવે મળે એમ નથી. મતલબ કે આ શેર જેને વેચેલા તે માલિક હવે મળે નહિ. તો શું ડાયરેકટ કંપની પર કાગળ લખું કે શું કરૂં. અને કંપનીમાંથી એમ જવાબ આવે કે તમારા શેર તમારાજ નામે છે. હજુ કોઈ પણ વ્યકિતએ નામે કરવા મોકલાવ્યા નહિ.જેથી મારૂ કહેવું એમ કે કંપની ની કંઈ પણ ભૂલ નથી. પેલા વ્યકિતએજ નામે કરાવ્યા નહિ. અને એ વ્યકિત મલે પણ નહિ. તો હવે આ પૈસા ગરીબોને આપું કે પછી હજુ અમુક ટાઈમ મારા પાસે રાખું . ૮ મહીનાથી માલિક મળ્યો નહિ. અને હજુ પણ મળે એમ નથી તો મારે શું કરવું ?

**જવાબ :–** તમારી યથા શકિત મુજબ એના માલિકની શોધ–ખોળ ચલાવવી જરૂરી છે. શોધ માટે જે રીત અને ઉપાય શકય હોય તે અપનાવો. પેપરમાં જાહેરાત આપો વિ. આ બધું કર્યા પછી પણ પત્તો ન લાગે તો એ રકમ ગરીબ મોહતાજોને સદકા રૂપે આપી દયો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. ૨૫ % અને ૭૫ % નફાવાળી ભાગીદારી.

**સવાલ :–** હું અને મારો એક દોસ્ત દવાનો ધંધો કરવા માંગીએ છીએ હું ૧૦૦૦૦/– (દસ હજાર રૂપિયા) ધંધા માટે મૂડી રોકીશ અને મારો દોસ્ત ૩૦૦૦૦/– (ત્રીસ હજાર રૂપિયા) મૂડી રોકશે. હવે બધીજ મહેનત મારો દોસ્ત કરશે, મારે તો ફકત મૂડીજ રોકવાની છે. અને નફો જે મળે તે દર મહીને જે થાય છે બધો વહેંચી લેવાનો રહેશે. તો મારા ભાગે નફાનો ભાગ કેટલો આવશે, અથવા ભાગીદારનો કેટલો ? ખુલાસાવાર મસ્અલો બતાવશો.

**જવાબ :–** સવાલમાં જણાવ્યા મુજબ કુલ મૂડી ચાલીસ હજાર રહેશે. જેમાં આપના દસ હજાર હશે. જેનો મતલબ એ થયો કે કુલ મૂડીમાં આપનો હિસ્સો ૨૫ % છે અને આપના દોસ્તનો ૭૫ % હવે જે નફો થશે તેમાં આપની

મૂડી મુજબ એનાથી ઉત્પન્ન થયેલ નફો ૨૫ % અને દોસ્તની મૂડીથી ઉત્પન્ન થયેલ નફો ૭૫%, આ નફામાં તો આપને કાંઈ મળેજ નહિ કારણ કે મૂડી પણ તેની અને મહેનત પણ તેની. હવે ૨૫ % નફો જ આપની મૂડીથી ઉત્પન્ન થયો છે. તેમાં મુડી આપની અને મહેનત દોસ્તની, એમાં નફો અગર અડધો/અડધો રાખો તો કુલ નફામાં થી ૮૭.૫૦ % નફો આપના દોસ્ત ને મળે અને ૧૨.૫૦ % નફો આપને મળી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ભાગીદારીના ધંધામાં ટકાવારી મુજબ નફાની વહેંચણી નકકી કરવી જરૂરી છે.

**સવાલ** :- હમારે ત્યાં એક મુસલમાન ભાઈ છે. જેઓનો એક ફેકટરી સાથે કાચો માલ સામાન પહોંચાડવાનો કોન્ટ્રાક છે. જેમાં માસીક રૂા. ૧૦ લાખનો માલ પહોંચાડવાનો, અને એના ઉપર ૫૦ % નફો ચઢાવી બીલ બનાવવાનું. કુલ રૂા. ૧૦ લાખના સામાન ઉપર માસીક રૂા. ૫૦ હજાર નફો થાય હવે એ ભાઈ બીજા મુસલમાન ભાઈઓને ભાગીદાર બનાવી રૂા. ૧૦ લાખ રોકડા કરેલ છે. દર મહીને રૂા.૫૦ હજાર થાય એમાંથી રૂા. ૩૦૦૦૦/- (તીસ હજાર) તે લઈ લે છે. જેમાં એનો મેનેજમેન્ટ ખર્ચ અને નફો એઓ લઈ લે છે. બાકીના ૨૦૦૦૦ હજાર રોકાણ કરનાર બીજા ભાઈઓને એક લાખ ઉપર ૨૦૦૦ પ્રમાણે વહેંચી આપે છે. કુલ દસ લાખ ઉપર ૨૦૦૦૦ હજાર રોકાણ કરનારાઓને વહેંચી આપે છે. તો શરઈ ઉસૂલે એ ૧ લાખ ઉપર રૂા. ૨૦૦૦ લેવા જાઈઝ છે કે કેમ, વિગતે જણાવવા મહેરબાની કરશો.

**જવાબ** :- એક માણસની મૂડી અને બીજા માણસની મહેનત હોય, અને નફામાં બન્નેવ ભાગીદાર રહે. એવા મામલાને શરીઅતની પરિભાષામાં "મુઝારબત" કહેવામાં આવે છે. " મુઝારબત " માં નફાની વહેંચણી માટે ચોક્કસ આંકડો અથવા મુડીની ટકાવારી રૂપે નક્કી કરવું દુરૂસ્ત નથી. બલ્કે જે નફો થાય તેની ટકાવારી નક્કી કરવામાં આવે. દા.ત. પુછેલી સુરતમાં એવું ન

કહે કે પચાસ હજારમાંથી ત્રીસ હજાર મહેનત કરનારના અને વીસ હજાર મુડીવાળા ના બલ્કે એવું નક્કી થાય કે જે કાંઈ નફો થશે તેના ૬૦ ટકા મહેનત કરનારને મળશે અને ૪૦ ટકા મુડીવાળા ને, હવે જો પચાસ હજાર નફો થાય તો ઉપર મુજબજ વહેંચાય દરેકના હિસ્સામાં આવશે. અને જો પચાસ હજાર નફો નહિ થયો બલ્કે ત્રીસ હજારજ થયો તો પહેલી (ના–જાઈઝવાળી) સુરતમાં બન્નેવ પક્ષોમાં વહેંચણી બાબત લડાઈ–ઝગડો થશે. જયારે બીજી (જાઈઝ) સુરતમાં એવું નહિ થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. ભાગીદારને કંઈ આપ્યા વગર અલગ કરવો.

**સવાલ** :- અમો ત્રણ વ્યકિતઓ એ અ. બ. ક. એ સરકાર શ્રી પાસે થી મીઠાના ઉદ્યોગ માટે ૨૦ વરસના પટેથી અમુક જમીન ભાડે લીધેલી છે. જે જમીન અમારા નામે સરકાર શ્રી ના ચોપડે પણ બોલે છે. આ ઉદ્યોગમાં વધુ નાણાની જરૂરત હોવાથી હમો ત્રણ માણસોએ મશ્વેરો કરી એક ચોથા માણસ ડ. ને એ શરતે ભાગીદાર બનાવ્યો કે તમો આ ઉદ્યોગમાં તમારી મૂડી રોકો અને અમે ત્રણેવ ભાગીદાર વહીવટ તથા દેખરેખ રાખીએ. આ રીતે અમો ચારે ભાગીદારો એ મીઠા ઉદ્યોગનું કામ ચાલુ રાખ્યું અને જયારે મીઠા ઉદ્યોગમાં નફો થાય ત્યારે પહેલા મુડી કવર થયા બાદ જે નફો થાય તે સરખા હિસ્સે વહેંચણી કરવી. આ શરતે ડ. માણસની ભાગીદારી કરીહતી. હવે આ ત્રણ કિરાયાદારો માંથી અ. માણસ બે ચાર વરસ મીઠા ઉદ્યોગ ચાલ્યા બાદ પોતાની રાજી ખુશીથી અમુક રકમ લઈ છુટા થયા. હવે રહયા બ. ક. ડ. હવે ઉપર લખાણ પ્રમાણે મીઠા ઉદ્યોગ ચાલુ રહયો અને પાંચ છ વરસ પછી બ. અને ડ. એ મસ્લત કરી ક. ભાગીદારને સંમતિ વગર કોઈ પણ જાતના હિસાબ – કીતાબ આપવા વગર અલગ કર્યા છે. હાલા કે ક. ના નામ ઉપર સરકારી ચોપડે જમીન બોલે છે. હવે બ. અને ડ. શરઈ રૂએ ખુદાના નજદીક ગુનેગાર ગણાશે કે નહિ અને આખેરતમાં હક આપવા બંધાયેલા છે કે નહિ ?

**નોંધ** :- એક માણસનુ કહેવું એવુ છે કે મુડીવાળો માણસ

મેહનતાણાવાળા માણસને નફો નુકશાન આપ્યા વગર છુટો કરી શકે છે તો શું એ બરાબર છે ? અને શરઈ મસ્અલાની દ્રષ્ટીએ જાઈઝ છે? અને ના જાઈઝ વસ્તુને જાઈઝ સમજી ને તેનાથી ફાયદો ઉઠાવવો અને ભાગીદારીનો હક દબાવી લેવો તેના માટે કુર્આન–હદીષ ની રોશનીમાં તેની શું વઈદો આવેલી છે. મહેરબાની કરી ખુલાસો આપવા નમ્ર અરજ છે. ડ. નામના માણસ ઉપર મીઠા ઉદ્યોગ વારી જમીન પણ નથી અને એ જમીન માં એમનો ભાગ પણ નથી. ફકત ડ. નો તો નફામાંજ ભાગ છે.

**જવાબ** :–પુછેલી સુરતમાં જયારે મીઠા ઉદ્યોગ નું કામકાજ પાંચ વરસ સુધી ચાલ્યું અને ક. એ તેમાં મહેનત લગાવી અને સરાકર શ્રી પાસેથી જમીન ભાડે રાખનારાઓંમાં પણ તે હતા તો એમને આ રીતે અલગ કરવા સહીહ નથી.

(૨)જયારે મહેનત કરનારે કામ કાજ શરૂ કરી આપ્યું અને ધંધામાં મુડી નું રોકાણ થઈ ગયું ત્યાર પછી આ રીતે કાંઈ પણ આપ્યા વગર છુટો કરવાથી ગુનેગાર ઠરશે અને આખેરતમાં જવાબદાર ઠરશે.

ولو امتنع رب الارض من المضى فيها وقد كرب العامل فى الارض فلا شيء له لكرابه حكماً اى فى القضاء اذ لا قيمة للمنافع ويسترضى ديانة فيفتى بان يوفيه اجر مثله لغروره (در مختار) (قوله ويسترضى ديانة)اى يلزمه استرضائه فيما بينه و بين الله تعالى و هذا حكاه فى الهداية بقيل لكن جزم به فى الملتقى والتبيين و غيرهما (قوله فيفتى) اى يفتيه المفتى بذلك (شامى ١٩٦/٥)ولكل واحد منهما اعنى رب المال و المضارب الفتح لكن عند وجود شرطه ...و يشترط ايضاً ان يكون رأس المال عيناً وقت الفسخ دراهم او دنانير حتى لو نهى رب المال المضارب عن التصرف ورأس المال عروض وقت النهى لم يصح نهيه (بدائع الصنائع ١٥٩/٦)

'ડ' ને જોઈએ કે 'ક' ને રાજી કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. ચાર ભાગીદારની ગુંચવણ અને અમુકના મર્યા પછી તેનો ઉપાય.

**સવાલ** :- અમો ચાર ભાગીદારો છીએ. (૧) અકબરભાઈ, (૨) ઈબ્રાહીમભાઈ, (૩) ઈકરામભાઈ, (૪) જાબીરભાઈ. એમાંથી (૧) ભાગીદાર જાબીરભાઈને જુદો કરવામાં આવે છે. હવે તેની સહીની જરૂર હોવાથી ઈબ્રાહીમભાઈ સહી લેવા માટે તેના ઘરે જાય છે. જાબીરભાઈ સહી આપતી વખતે ઈબ્રાહીમભાઈને ખુલાસો કરે છે કે મારા હિસાબનું શું ? ઈબ્રાહીમભાઈ કહે છે કે તમને તમારો હિસાબ આપવામાં આવશે. ત્યાર બાદ તે પોતાની સહી કરી આપે છે. એ બાબતનો ખુલાસો ઈબ્રાહીમભાઈ દુકાન ના હિસાબ માં કહેવાનું ભુલી જાય છે. આશરે આઠ (૮) વરસ પછી જાબીરભાઈ ઈબ્રાહીમભાઈ ને સવાલ કરે છે કે મારા હિસાબનું શું ?

ઈબ્રાહીમભાઈ તેના જવાબમાં તેને કહે છે કે હું પણ છુટો થનાર છું. એટલે ત્યાર પછી ઈબ્રાહીમ ભાઈએ કાગળ લખ્યો કે એક મહિનાની મુદતમાં મારે આપવાનું હોય તો હું આપી દઉં અને મારું નિકળતું હોય તો મને આપી દયો. પરંતુ કંપની, ભાગીદારો તરફથી કોઈ પણ જાતનો જવાબ આપવામાં આવ્યો નહીં. જેથી અમે બન્ને ભાગીદારોનો હિસાબ બાકી છે. હિસાબ માટે કહેવામાં આવ્યું કે જે હિસાબ હશે તે અલ્લાહના ત્યાં કરવામાં આવશે. જાબીરભાઈ, ઈકરામભાઈ, અને મુખ્ય ભાગીદાર અકબરભાઈ ગુજરી ગયા છે. હાલમાં અકબર ભાઈના છોકરા નઈમ ને કહયું કે આપણે હિસાબ કરીએ કે તેણે જવાબ આપ્યો કે હિસાબ અલ્લાહના ત્યાં. હવે ઈબ્રાહીમભાઈ એ જાબીરભાઈ ને હિસાબ માટે વાયદો કરેલો. મર્હુમ જાબીરભાઈના છોકરાને આશરે રકમ આપવા માટે કીધું તો તેણે જવાબ આપ્યો કે મારા બાજી જાબીરભાઈ હયાત હતાં ત્યારે આપવો જોઈતો હતો ને. આથી છોકરાએ પૈસા લીધા નહીં. જે આશરે રકમ છે. તે ઈબ્રાહીમભાઈ વાયદા પ્રમાણે

પોતાના પૈસા આપે છે. છતાં લેવા રાજી નથી. આશરે મર્હુમ જાબીરભાઈ ના ઈસાલે સવાબ માટે આપી શકાય ખરા ? આનો વહેલી તકે જવાબ આપવા મહેરબાની કરશો.

દરેક ભાગીદારના હિસાબના ચોપડાં, કેશ પૈસા અકબરભાઈના છોકરા પાસે છે. એમનો છોકરો નઈમ કોઈ જોડે વાત ચીત કરવા રાજી નથી.

અમે ચાર ભાગીદારમાંથી ત્રણ ગુજરી ગયા છે. અને હું પોતે ઈબ્રાહીમ હયાત છું. માટે હું પૈસા આપી શકું ખરો ?

**જવાબ** :– જયારે જાબીરભાઈને ભાગીદારીમાંથી છુટા કરવામાં આવ્યા ત્યારે જ જરૂરી હતું કે હિસાબ–કિતાબ કરી, એમનો નિકળતો હક તેમને આપી દેવામાં આવતે. ચાહે તેઓ તરફથી એની માગણી કરવામાં આવે યા ન આવે. વળી જયારે તેઓએ માંગણી કરી હતી અને આપે તેની જવાબદારી પણ સ્વીકારી હતી. તો આપની ફરજ હતી કે આપ પોતાની જવાબદારી અદા કરી તેમનો નિકળતો હક બધા ભાગીદારો પાસેથી અપાવતે. હવે જયારે તેઓ ગુજરી ગયા છે અને બીજા બે ભાગીદારો પણ ગૂજરી ચૂકયા છે. અને હિસાબ કિતાબના ચોપડા ભાગીદારોમાના એક અકબરભાઈના દિકરા નઈમ પાસે છે. તો તેણે જોઈએ કે વહેલી તકે હિસાબ કરી જે જે ભાગીદારનો હક નિકળતો હોય, તેઓ ને ચૂકવી આપે. તેઓનો આ જવાબ કે હિસાબ અલ્લાહને ત્યાં થશે શરઈરૂએ દુરૂસ્ત નથી. તેઓની પોતાના વાલિદ સા. સાથે હમદર્દી અને ખૈર ખ્વાહીનો તકાઝો એ છે કે તેઓ વહેલી તકે હિસાબ–કિતાબ કરી મામલો સાફ કરી લીયે.

આપે જાબીર ને હિસાબ આપવાની જે જવાબદારી સ્વીકારી હતી તેના લઈ આપ પોતાના તરફથી તેમના દિકરાને સહીહ રીતે અંદાજો અને આશરો કરી જે રકમ આપવા તૈયાર છો, તે તેઓએ સ્વીકારી લેવી જોઈએ. અગર આપ પરબિડીયામાં રકમ મૂકી કોઈના સાથે તેમની પાસે પહોંચાડી દેશો તો પણ આપની જવાબદારી અદા થયેલી ગણાશે. પરંતુ જાબીરભાઈના ઈસાલે સવાબ માટે એટલી રકમ આપવાથી આપ પોતાની જવાબદારીમાંથી મુકત થશો નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. ભાગીદારીના ફાસીદ સોદાનો શરઈ હુકમ.

**સવાલ** :- હમે ઈસ્માઈલ, સુલેમાન, હસન ત્રણેવે મળીને ભાગીદારીમાં આજથી ૨ા-૩ વરસ પર મુંબઈ ખાતે સર્વે નં. ૯૭ વાળી એક જગ્યા રાખી, ત્યાર બાદ અમદાવાદ બીજી એક ઝમીન ૫ વિંઘા ૭૩ એક હળપતિની રાખી. થોડા સમય બાદ ત્રણેવની રાજી ખુશીથી અમદાવાદવાળી જમીન ઈસ્માઈલે રાખી લીધી. એટલે ખંડી લીધી અને મૂળ કિંમત પર ૩-૩ લાખ રૂા. બન્ને પાટનરો ને નફો આપવાનું નક્કી થયું. અને અમદાવાદ વાળી જમીન ઈસ્માઈલે એ શર્ત પર લીધી કે બન્ને જમીનમાંથી જે પહેલી વેચાય અને ઈસ્માઈલના ફાળે આવતા એના હિસ્સામાંથી સુલેમાન અને હસનને અમદાવાદ વાળી જમીનની રકમ ચુકવી આપવી. આજથી ૧ વરસ પહેલાં લગભગ આવુ નક્કી થયું હતું. પરંતુ લોચો એ પડયો છે કે અમદાવાદ વાળી જમીન જે હળપતિની માલિકીની છે અને તેના નામ પર છે. ૧ વરસ થયા પછી પણ તેણે જમીનનો કબ્ઝો ઈસ્માઈલ ને આપ્યો નથી. અને લગભગ ૧૪ થી ૧૫ વખત દલાલોને લઈને ખરીદનાર પાર્ટીને બતલાવવા માટે ઈસ્માઈલ જાતે ગયો. અથવા તેના માણસો ગયા. પરંતુ જયારે જયારે પણ તે જમીન પર જઈએ. ત્યારે હળપતિ માલીક દલાલો અને ખરીદનારની હાજરીમાં જ જમીન પર આવવાનું ના કહી મારી નાખવાની ધમકી આપે અને કહે કે એક ખુન કરીને જેલ જઈ આવ્યો છું બીજા વખત જવામાં કોઈ નવાઈ નથી. મજકુર જમીન પર મારો કબ્ઝો છે. મજકુર જમીનનો દસ્તાવેજ બનાવવો જટીલ કામ છે. તો સવાલ એ છે કે અમદાવાદવાળી જમીન ભાગીદારીમાં લેવાને બે વરસ થયા. ઈસ્માઈલે જમીનનો ખંડ કર્યો. તેને વરસ ઉપર થયું. પરંતુ જમીનનો કબ્ઝો મળ્યો નથી. અને આપવાનું પણ ના કહે છે.બીજી તરફ મુંબઈવાળી જગ્યા વેચાવાથી શર્ત મુજબ સુલેમાન અને હસન બન્ને એ પોતે અમદાવાદ વાળી જમીનમાં રોકેલા નાણાં નફા સાથે વસુલ કર્યા કીધા. હજુ થોડાક બાકી છે. જે છેલ્લા હફતામાં ચુકતે થઈ જાય એમ છે. ૯૭ માંથી ઈસ્માઈલ ને હિસ્સે આવતી રકમમાંથી ઈસ્માઈલ ને પણ આ બન્નેવે થોડી રકમ આપી છે. અને થોડી

પોતાના હિસ્સામાં જમા લીધી છે.

હવે સવાલ એ છે કે જયારે એક વરસ થવા છતાં પણ ઈસ્માઈલ ને મજકુર જમીનનો કબ્ઝો મળ્યો નથી. તો આવી સુરતમાં ઈસ્માઈલ પાસેથી મજકુર જમીનની રકમ નફા સાથે ભાગીદારોએ લેવી જાઈઝ છે. ? જો જાઈઝ હોય તો કેવી રીતે ? જયારે કે જમીન નો કબ્ઝો મળ્યોજ નથી. ઉપરથી નફો પણ ચઢાવ્યો છે. નફો વસુલ કરવો જાઈઝ છે ? જો જાઈઝ ન હોય તો ઈસ્માઈલના ૯૭ નાં આવેલા હિસ્સામાંથી બન્ને પાર્ટનરોએ જે રકમ વસુલ કરી છે તે પરત કરવી જરૂરી છે કે નહીં ?

તા. ક. સરકારી કાયદા મુજબ ઉપરોકત જમીનને નામે કરાવવી અને દસ્તાવેજ બનાવવો જટીલ કામ છે. ઈસ્માઈલનું કહેવું એમ છે કે જયારે ૧ વરસ થવા પછી પણ મને જમીનનો કબ્ઝો મળ્યો નથી. અને મળવાની કોઈ શકયતા પણ નથી. તો હું તમને મજકુર જમીનમાં તમે રોકેલ રકમ નફા સાથે કયા હિસાબે મારી ૯૭ ની આવેલી રકમમાંથી આપું. જાય અને ડુબે તો ત્રણેવના જાય અને ડુબે. મારા એકલાનાશું કામ જાય અને ડુબે. તો ભાગીદારો એમ કહે છે કે આપણો સોદો થઈ ગયો એટલે જમીન તમારી. દલાલો અને ખરીદારો ની હાજરીમાં ખેડુતનાં વાંધાજનક બોલવાને લીધે કોઈ પાર્ટી તૈયાર થતી નથી. અને હળપતિની જમીનના લીધે વેચાવી મુશ્કેલ છે. ઈસ્માઈલનું કહેવું એમ છે કે મજકુર જમીન પેટે બન્ને પાર્ટનરોએ ૯૭ ની મારા હિસ્સે આવતી રકમમાંથી મારી જે રકમ પાર્ટનરોએ લઈને મજરે કરી છે અને લીધી છે. તે ગેર કાયદેસર–શરઅન ના–જાઈઝ અને હરામ કૃત્ય છે. એટલે મને મારી રકમ પરત મળવી જાઈએ. જયારે બન્ને પાર્ટનરો મારી રકમ આપવાની ના પાડે છે. તો ઉપરોકત બાબતમાં શરઈરૂએ જવાબ આપવા મહેરબાની ફરમાવશોજી.

**જવાબ** :– પુછેલી સુરતમાં અમદાવાદવાળી જમીન જે ઈસ્માઈલ નામી ભાગીદારે બીજા બે ભાગીદારો પાસેથી ખરીદી તેની કિંમતની ચૂકવણી માટે એ શર્ત હતી કે બન્નેવ જમીનમાંથી જે પહેલી વેચાય અને ઈસ્માઈલના ફાળે આવતા એના હિસ્સામાંથી બીજા બન્નેવ ભાગીદારોન અમદાવાદ

વાળી જમીનની કિંમત ચૂકવી આપવી.

શરઈરૂએ ભાગીદારોએ કરેલ આ સૌદો ફાસિદ ગણાય છે કારણ કે જે સૌદો ઉધાર કરવામાં આવે તેમાં જરૂરી છે કે કિંમતની ચૂકવણી માટે ચોક્કસ તારીખ અને મુદ્દત સૌદો કરતી વખતે જ નક્કી કરવામાં આવે. નહિં તો શરઈરૂએ તે સૌદો ફાસિદ ઠરે છે.

પુછેલી સુરતમાં પણ ઈસ્માઈલે અન્ય બે ભાગીદારો પાસેથી તેઓના જે હિસ્સા ઉધાર ખરીદ કર્યા હતા તેની ચૂકવણી માટે કોઈ ચોક્કસ તારીખ અને મુદ્દત નક્કી કરવામાં આવી ન હતી. જેથી આ સૌદો શરઈરૂએ ફાસિદ ઠર્યો છે. અને ફાસિદ સૌદાને વહેલામાં વહેલી તકે કેન્સલ કરવું બન્નેવ (ખરીદનાર અને વેચનાર) પક્ષકારો માટે જરૂરી છે. અને બેઉમાંથી એક પણ અગર એને કેન્સલ કરી આપે તો સામે પક્ષવાળો તે માટે રાજી હોય અથવા ન હોય શરઈરૂએ એ સૌદો ખતમ થઈ જાય છે.માટે પુછેલી સુરતમાં બન્નેવ પક્ષકારો ને જોઈએ કે એ સૌદો કેન્સલ કરે નહિ તો ગુનેહગાર ઠરશે. અને જો વેચનાર પક્ષ એના માટે તૈયાર ન હોય અથવા રાજી ન હોય તો ઈસ્માઈલને જોઈએ કે એ સૌદો કેન્સલ કરે. અને એના કેન્સલ કરવાથી આપો આપ સૌદો ખતમ થઈ ગયેલો કહેવાશે અને મુંબઈવાળી જમીનમાંથી અમદાવાદવાળી જમીનની કિંમત વસૂલ કરવી બીજા બન્નેવ ભાગીદારો માટે દુરૂસ્ત નથી. આમેય ફાસિદ સૌદામાં માત્ર સૌદો કરવાથી કિંમતની અદાયગી વાજીબ ઠરતી નથી.

[અલ્માદહ ૨૪૫ – ૨૪૬ – ૨૪૭ – ૨૪૮, દુરરૂલ હુક્કામ શર્હ મજલ્લતીલ અહકામ, હિદાયહ આખીરૈન, પેજ નં. ૪, અહકામુલ મઆમલાતીલ માલીયહ ૪૨૧ – ૪૩૦, દુર્રે મુખ્તાર શામી સાથે ૪/૧૪૦]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૫) વ્યાજ

**૧. સંસ્થાના મકાન રીપેરીંગમાં વ્યાજની રકમ વાપરી**

શકાય ?

**સવાલ :-** એક ચેરીટેબલ સંસ્થા વિદ્યાર્થીઓને ભણાવવાનું, મદદ કરવાનું, સ્કુલ ચલાવવા વિગેરેનું કાર્ય કરે છે. સંસ્થાનુ એક મકાન છે. જેમાં લોક ઉપયોગી કાર્ય (બધીજ કૌમના લોકો લાભ લઈ શકશે.) કરવાનું વિચારી રહયા છે. પરંતુ એ મકાનમાં રીપેરીંગની ખાસ જરૂર છે. જેમા સારો એવો ખર્ચ થાય એમ છે. હવે એક ભાઈ આ રીપેરીંગ ખર્ચ માટે વ્યાજના પૈસા આપવા તૈયાર છે. તો એ પૈસા લઈ રીપેરીંગ કરી શકાય કે નહિ.?

**જવાબ :-** બેંક વ્યાજની રકમ તેનો વબાલ દુર કરવા ખાતર સવાબની નિય્યત કર્યા વગર કોઈ ફકીર-મોહતાજને માલિકી ધોરણે આપી દેવી જરૂરી છે, તે મોહતાજ તે રકમનો માલિક બન્યા પછી તેને પોતાની કોઈ પણ જરૂરતમાં વાપરી શકે છે, અન્ય કોઈ વ્યકિતને આપી શકે છે. કોઈ સંસ્થાને મકાન બનાવવા અથવા પહેલેથી બનેલ મકાનના રીપેરીંગ માટે આપી શકે છે. પરંતુ એવી રકમને સીધી રીતે સંસ્થાના મકાનના રીપેરીંગમાં વાપરવું દુરૂસ્ત નથી.

જેથી પુછેલી સુરતમાં બેંક-વ્યાજની એ રકમથી સંસ્થાના મકાનનું રીપેરીંગ કરવામાં ન આવે. અલબત્ત અગર તે ભાઈ જેની પાસે બેંક-વ્યાજની રકમ છે. આ રકમ કોઈ ગરીબ-મોહતાજને માલિકી ધોરણે આપી દીયે અને ત્યાર પછી તે વ્યકિત પોતાના તરફથી આ રકમ સંસ્થાને રીપેર કામ માટે આપે. તો તેના વડે રીપેર કામ કરાવવું દુરૂસ્ત લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મકાન ખરીદવા માટે બેન્કથી વ્યાજુ લોન લેવા બાબત એક જરૂરી ચોખવટ.

**સવાલ :-** અમારે ત્યાં બ્રિટનમાં રહેઠાણના મકાન માટે ખાસ કરીને મુસ્લિમોને ઘણીજ મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. જેની વિગતવાર વર્ણન આ મુજબ છે. જો કોઈ માણસ ભાડેથી રહેઠાણનું મકાન કે જેમાં બેઠકરૂમ, કીચન, બાથરૂમ, ટોયલેટ, મહેમાનરૂમ વગેરે સગવડો સાથે લેવા

ચાહે તો માસિક ભાડુ આશરે ૬૦૦ થી ૭૦૦ પાઉન્ડ આપવું પડે છે. અને જો કોઈ આવી સહુલતવાળુ મકાન માલિકી ધોરણે ખરીદવા ચાહે તો તેની કિંમત આશરે બે લાખ પાઉન્ડ થાય છે. પરંતુ મુસ્લિમોની આર્થિક હાલત એવી હોતી નથી કે આટલી મોટી કિંમત એક સાથે ચૂકવી શકે. આટલી મોટી કિંમત માટે તો બેંક પાસેથી વ્યાજથી લોન લેવી પડે છે. મતબલ કે વ્યાજથી કર્ઝ લઈ મકાન ખરીદવું પડે છે. કેટલાક વરસો સુધી હપ્તે હપ્તે મુદ્દલ અને વ્યાજ ભરવું પડે છે. દરમ્યાની હાલતવાળા માણસે એક હજાર પાઉન્ડ અથવા બેન્ક જે પ્રમાણેનો કરાર કરે તે મુજબ બેન્કના હપ્તા ભરવા પડે છે. મકાન ભાડુ ૫૦૦–૬૦૦ કે ૭૦૦ પાઉન્ડ દર મહીને ભરતાં રહેવા છતાં તે મકાન માલિક બની શકતો નથી.

જયારે વ્યાજથી બેન્ક લોન (વ્યાજ ભરવાની શરતે) લઈ મકાન ખરીદતાં થોડાક વરસોમાં માણસ મકાન માલિક બની જાય છે. મકાન ન હોવાના કારણે અન્ય ઘણાં નુકશાનો પણ થાય છે. જેમકે મકાન ન હોવાના લીધે જવાન છોકરા–છોકરી ઉમર થઈ ગઈ હોવા છતાં શાદી કરી શકતા નથી, અને અંતે અનેક ખોટા રસ્તાઓ (ગુનાહિત કૃત્યો) પર પણ ચઢી જાય છે. ભાડેથી મકાન લેવામાં પંદર વીસ વરસમાં જે ભાડુ ચૂકવાય છે તે વ્યાજ લોનથી પણ વધી જાય છે. તેમ છતાં મકાન પોતાની માલિકીનું થતું નથી અંત સુધી ભાડુઆત તરીકે જ રહેવું પડે છે.એટલે બ્રિટનમાં કમજોર સ્થિતિવાળા મુસ્લિમોનું પોતાનું મકાન હોય તે સ્વપ્નવત જ રહે છે. તો શું આવી પરિસ્થિતિમાં વ્યાજે કર્ઝ લઈ મકાન લઈ શકાય કે કેમ ?

અલબત્ત અંહિ ઈસ્લામીક પધ્ધતિથી પણ કર્ઝ મળે છે જેમાં ઈસ્લામીક તરીકાથી લોન મળે છે જોવા જતાં તેમાં જે ભરપાઈ કરવામાં આવે છે. તે વ્યાજ હોતું નથી પરંતુ આવી લોન મેળવવાના કાયદા એટલા કઠીન છે કે માણસ પરેશાન પરેશાન થઈ જાય છે.દા.ત. બેન્ક લોન સહેલાઈથી મળી જાય છે. વ્યાજ સાથે જે રકમ ભરવી પડે છે. તે ઈસ્લામીક લોન ની સામે ઘણીજ ઓછી હોય છે. જયારે ઈસ્લામીક લોનમાં આ રકમ ઘણી જ વધારે ભરવી પડે છે. જો બેન્કમાં વ્યાજ સહીત બે અઢી લાખ પાઉન્ડ થાય તો

ઈસ્લામીક લોનમાં આ રકમ ત્રણથી સાડા ત્રણ લાખ જેટલી થઈ જાય છે. બેંક મામુલી જમાનતથી લોન આપે છે જયારે ઈસ્લામીક લોન મેળવવા ઘણી શરતો સાથે પણ નોકરી કે નોકરીદાતાની જામીનગીરીની જરૂર રહે છે.આપ સાહેબથી ગુઝારિશ છે કે ઉપરોકત સવાલનો શરીઅતની રોશનીમાં દલીલ સહિત જવાબ આપવા મહેરબાની ફરમાવશો.

**જવાબ** :– કુર્આને પાકમાં સ્પષ્ટ અને સાફ–સાફ શબ્દોમાં વ્યાજનું હરામ હોવું બયાન કરવામાં આવ્યું છે. ઈરશાદે ખુદાવંદી છે "હર્રમર્ રિબા" (સૂરએ બકરહ ૨૭૫) અર્થાત :– અલ્લાહ તઆલાએ વ્યાજને હરામ ઠેરવ્યું છે. વ્યાજના હરામ હોવાનો હુકમ કુર્આનમાં નાઝિલ થયા પછી પહેલાની વ્યાજની લેણી રકમની વસુલીથી પણ મનાઈ ફરમાવવામાં આવી, બલ્કે તેને ઈમાનની શર્ત રૂપે ઠેરવવામાં આવી ઈરશાદે ખુદાવંદી છે.

وذروا مابقي من الربوا ان كنتم مؤ منين.

[સુરએ બકરહ ૨૭૮]

અર્થાત :– વ્યાજની બાકી લેણી રકમ પણ છોડી આપો અગર તમે ઈમાનવાળા છો બલ્કે જેઓ એવું નંહિ કરે, તેમના માટે યુધ્ધનુ એલાન છે ઈરશાદે ખુદાવંદી છે :–

فان لم تفعلوا فأذنوا بحرب من الله ورسوله. [سورة بقرة : ۲۷۸-۲۸۹]

[સૂરએ બકરહ ૨૭૮,૨૭૯]

અર્થાત :– અગર તમે એવું નંહિ કર્યું તો અલ્લાહ અને તેના રસુલ તરફથી લડાઈનુ એલાન છે.

હદીસે પાકમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજ લેનાર અને આપનાર અને વ્યાજનું લખાણ લખનાર અને તેના ગવાહો ઉપર લઅનત ફરમાવી છે અને ફરમાવ્યું આ બધાજ ગુનાહમાં બરાબર છે.

[મિશ્કાત પેજ–૨૪૪]

હઝ. અબૂ હુરૈરહ (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે વ્યાજના સિત્તેર દરજજાઓ છે જેમાં સૌથી ઓછો અને હલકો દરજજો પોતાની માં સાથે બદકારી કરવા સમાન છે.

[મિશ્કાત –૨૪૬]

એ સિવાય બીજી ઘણી હદીસોમાં વ્યાજનું હરામ હોવું અને તેની ખરાબીઓ વર્ણવવામાં આવી છે.

જે હઝરાતે સહાબા (રદિ.)ને સંબોધન કરી વ્યાજના હરામ હોવાનો હુકમ આપવામાં આવ્યો હતો તેઓની આર્થિક પરિસ્થિતિ આપે સવાલમાં વર્ણવેલ આર્થિક પરિસ્થિતિ કરતાં વધારે બદતર અને દુખદાયક હતી, તેઓ કાફિરોના કર્ઝાઓમાં ડુબેલા હતા, કાફિરો તેઓનું લોહી પી રહયા હતા. તેઓ ભૂખને લઈ પેટ ઉપર પથ્થર બાંધતા હતા. લગાતાર ભૂખા રહેવાને લઈ બેહોશ થઈને પડી જતા હતા, બબ્બે–ત્રણ–ત્રણ મહિના સુધી ઘરમાં ચૂલો સળગતો ન હતો. શરીર ઢાંકવા માટે પુરૂં કપડું પણ ન હતું. નિકાહમાં મહેરરૂપે આપવા માટે લોઢાની અંગુઠી પણ ન હતી, બાળકોને ભૂખા રડતા જોઈને ત્રણ ચાર દાણા ખજૂર મેળવવા માટે યહુદીઓની મજુરી કરવી પડતી હતી. ખૂદ નબીએ કરીમ સલ્લલ્લાહ અલયહિ વસલ્લમની પવિત્ર પુનિત પત્નીઓના ભરણ–પોષણ માટે જેહાદમાં કામ આવતું પોતાનું બખ્તર યહુદી પાસે ગીરો રાખવું પડયું અને એજ હાલતમાં આપ સલ્લલ્લાહ અલયહિ વસલ્લમનો વિસાલ થયો. આ હાલત હોવા છતાં તેઓને કાફિરોના માલ અને દૌલત પ્રતિ આંખ ઉઠાવીને જોવાથી પણ મનાઈ ફરમાવવામાં આવી.

لا تمدن عينيك الى ما متعنا به الخ [سورة طٰهٰ : ١٣١]

અર્થાત્ :– આપ આંખ ઉઠાવીને પણ તે વસ્તુઓ પ્રતિ ન જુઓ જેનાથી અમે આ (દુન્યાદારો) ના વિવિધ જન સમુહોને તેઓની આજમાઈશ માટે વાપરવા માટે આપી છે. આ બધુ માત્ર દુન્યવી જીંદગીની રોનક છે.

[ફતાવા મહમૂદિયહ ૧૬/૨૮૨થી ૨૯૨ ઉપરથી]

માટે વ્યાજુ લોન લઈ તેનાથી મકાન પ્રાપ્ત કરવાને પોતાના પ્રશ્નોનો ઉકેલ સમજવું કુર્આન અને હદીસને ખુલ્લમખૂલ્લો પડકાર આપવા સમાન છે. જેમાં વ્યાજની લેવડ–દેવડની નવબત ન આવતી હોય એવી રીતો અપનાવવી મોમીનના ઈમાનનો તકાઝો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. વ્યાજુ લોન લેનાર ભાગીદાર સાથે ધંધો કરી શકાય કે નહી ?

**સવાલ :–** ભાગીદારીમાં દુકાન ખોલવી હોય તો એક ભાગીદાર પોતાની પાસે રોકડ રકમ છે તે રોકે છે અને બીજો ભાગીદાર બેન્કમાંથી લોન લઈ પૈસા રોકે છે તો એ રીતે ભાગીદારીમાં ધંધો શરૂ કરવો શરીઅતની રૂએ કેવું છે ?

**જવાબ :–** ધંધો–વેપાર કરવા માટે બેંકમાંથી વ્યાજુ–લોન લેવી હરામ છે. કારણ કે જેમ વ્યાજ લેવું હરામ છે તેવી જ રીતે વ્યાજ આપવું પણ હરામ છે. તે છતાં બીજો ભાગીદાર જે રકમ કર્ઝ રૂપે બેંકમાંથી લાવ્યો છે તેનો એ માલિક બની ગયો હોવાથી તેની સાથે ભાગીદારીમાં કરેલો ધંધો દુરૂસ્ત છે. અલબત્ત એવા માણસ સાથે ભાગીદારી કરવી જે વ્યાજુ કર્ઝ લેતો હોય એહતિયાતના ખિલાફ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. કમીશન બચાવવા માટે ફીકસ ખાતામાં ડ્રાફ્ટ જમા કરાવવો.

**સવાલ :–** હું જી.ઈ.બી માં જંબુસર નોકરી કરતો હતો અને હાલ નિવૃત્ત થયો છું. હવે પ્રોવીડંડ ફંડ, ગ્રેજયુએટી વિગેરે જે પૈસા મળે છે તે રોકડા આપતા નથી. ડ્રાફટથી આપે છે. ડ્રાફટની રકમ મોટી હોવાથી ડ્રાફટ વટાવવામાં બેંક કમીશન લગભગ એક હજાર રૂા. કાપી લે છે. ડ્રાફટ એક ભરૂચ બેંકનો હતો એટલે ભરૂચ બેંકનો ભરૂચ જઈ વટાવીએ અને નવસારી બેંકનો નવસારી જઈ વટાવીએ તો કમીશન આપવું પડે નહીં. પરંતુ મોટી રકમ બહારથી સાથે લઈ આવવું સલાહ ભરેલું નથી. હવે જો કમીશન બચાવવું હોય તો ડ્રાફટ ફીકસ ખાતામાં એટલે કે ત્રણ મહીના અગર છ મહીના માટે બેંકમાં જમા કરાવવા પડે, ત્રણ મહીના અગર છ મહીના સુધી પૈસા ઉપાડી શકાય નહીં તો આ રીતે કમીશન બચાવવા માટે ફીકસ ખાતામાં જમા કરાવી શકાય ?

જવાબ :– ફીકસમાં જમા કરાવવાની સુરતમાં બેંક કમીશન કાપતી નથી, તેનું અસલ કારણ તો માત્ર એટલુંજ છે કે એટલા સમય સુધી બેંક આપની રકમને વ્યાજે ફેરવી કમીશન જેટલો બલ્કે તેનાથી વધુ ફાયદો મેળવી લે છે. જેથી ફીકસમાં જમા કરાવવામાં પણ બેંકને વ્યાજ ખાવામાં મદદરૂપ થવાની મુસીબત તો વેઠવી પડશે. માટે બેહતર તો એ છે કે જે બેંકના નામનો ડ્રાફટ હોય ત્યાં જ વટાવી રકમ મેળવી લેવામાં આવે જેથી કમીશન પણ બચાવી શકાય અને બેંકને વ્યાજ ખાવામાં મદદરૂપ થવાના ગુનાહમાંથી પણ બચી જવાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. વાહનનો વીમો કરાવવો.

સવાલ ૧ :– લેજીન કંપની ખોલી મોટરનો વીમો કરાવવો ફરજીયાત પડે છે, તેમ છતાં અહી એકસીડન્ટ ઘણા થાય છે. તો જો વીમો ન હોય તો જેલમાં જવું પડે ત્યાં સુધી ચુકાદો થાય છે, અને વીમો હોયતો જેલમાં જવાય નહિ એ વીશે વીમો કરાવવું કેવું છે ? તેમજ માલ, મશીનો નો વીમો કરાવવું કેવું છે ?

સવાબ ૨ :– પરદેશમાં એલસી ખોલવી પડે તો વ્યાજ ભરવું પડે. કારણ કે કરંસી જુદી હોય છે. ડોલર અથવા રેન્ડ અથવા બીજી કરંસી હોય છે. અને બીજો એલાજ નથી. બેન્ક બેન્ક મારફતે થવું જોઈએ તો ખુલાસો લખશો કે એલસી ખોલવું અને વ્યાજ ભરવું જ પડે અને બીજો ઈલાજ નથી તો શું કરવું જાઈએ ?

જવાબ ૧ :– વીમામાં વ્યાજ અને જુગારમાં સંડોવાવું પડે છે. અને એ બન્નેવ હરામ છે. જેથી વીમો કરાવવો જાઈઝ નથી. સરકારી કાયદાની રૂએ જરૂરી ઠરતો હોય તો એટલી હદ સુધી ગુંજાઈશ છે. અલબત્ત એ સુરતમાં પણ પોતે ભરેલી રકમથી વધુ રકમ લીએ નહિ. અને જો મળી હોય તો સવાબ ની નિય્યત વગર ગરીબો–મોહતાજોમાં વહેંચી દીએ. વીમો કારનો હોય કે માલમિલકતનો બધાનો એકજ હુકમ છે.

જવાબ ૨ :– એલ. સી. ખોલાવવાનો મકસદ બેંકને ખરીદ–કિંમત

ના કફીલ (જામીન) રૂપે રજૂ કરવાનોજ હોય તો એટલી હદ પુરતું દુરૂસ્ત છે. એક્ષ પોર્ટર પણ એ એલ.સી. વડે બેંકથી લોન નહિં લેતાં માત્ર વિશ્વાસ પુરતુંજ એનાથી કામ લીએ છે. તો વાંધો નથી અલબત્ત એ વડે બેંક પાસેથી લોન લેવું જાઈઝ નથી. [ઈઝાહુન્નવાદિર પેજ.૪૯] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. બેન્ક દ્વારા મકાન ખરીદ કરવું.

**સવાલ :–** અહિં કેનેડામાં કોઈએ મકાન ખરીદવું હોય તો બેંક લોન તરીકે પૈસા આપે છે. ૯૫ ટકા લોકો ઘર ખરીદવા માટે લોન લે છે. પછી દર મહીને થોડી રકમ વ્યાજ સાથે ભરપાઈ કરે છે. નોકરી કરનાર માણસ પાસે એટલી મોટી રકમ હોતી નથી, કે રોકડા પૈસા આપી ઘર ખરીદી શકે. એટલે લોકો આ રીતેજ કરે છે. અસલ વાત એ છે કે અહીં ઘરનું ભાડું ૫૦૦–૬૦૦ ડોલર હોય છે. એ લોકોને બહુ ભારે લાગે છે. એટલે લોકો એવો વિચાર કરે છે કે આટલા પૈસા દર મહીને ભાડામાં આપવાના એના કરતા બેંકને દર મહીને એટલા પૈસા થોડા વ્યાજ સાથે આપી દઈએ, તો અમુક વરસ પછી મકાન આપણું થઈ જાય. અને ભાડું ભરવાથી બચી જવાય તો એ રીતે કરવું જાઈઝ છે કે નહિં ? આ સુરત નાજાઈઝ છે તો વ્યાજના ગુનાહથી બચવા માટેની નીચેની સુરત અપનાવે તો ચાલે કે નહિ ?

**રીત :–** પોતાની પાસે જેટલા પૈસા હોય ૩૦–૪૦ હજાર ડોલર એ બેંકમાં જમા કરાવી દઈ અને એનું જે વ્યાજ બેંક આપે એજ વ્યાજની રકમ લોન પેટે જે વ્યાજ ભરવાનું હોય તેમાં આપી દઈએ તો જાઈઝ છે કે નાજાઈઝ? મતલબ કે બેંક નું વ્યાજ બેંક નેજ આપી દેવામાં આવે, પોતે ઉપયોગમાં લાવે નહી. વિગતવાર જવાબ આપવા મહેરબાની ફરમાવશો.

**જવાબ :–** પહેલી અને બીજી, બન્નેવ રીત ના–જાઈઝ છે. બલ્કે બીજી રીતમાં તો વ્યાજ લેવા અને આપવાના બન્નેવ ગુનાહો લાગુ પડે છે. એક સુરત લખુ છું જો એ મુજબ કરશો તો ઈન્શા અલ્લાહ વ્યાજની લેવડ દેવડથી બચી જવાશે. જે મકાન ખરીદવું હોય તે મકાનને એના અસલ

માલિક પાસેથી બેંક ખરીદ કરી લીએ. અને લોન આપવાની સુરતમાં જેટલી રકમ વ્યાજ રૂપે લેવાનો ઈરાદો રાખતી હોય એટલી રકમ ખરીદ કિંમત પર ચઢાવી બેંકજ એ મકાન પેલા ખરીદવા–ઈચ્છતા ભાઈને વેચે. અને તે ભાઈ બેંક પાસેથી એ મકાન તે કિંમત મુજબ ખરીદ કરી, હપ્તાઓ મુજબ તે કિંમત ચુકવી આપે. એ સુરતમાં બેંક જે કાંઈ વધારો લઈ રહી છે. તે વ્યાજ રૂપે નહિ. બલ્કે નફા રૂપે કહેવાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. મેડીકલ ઈન્શ્યોરંસ હરામ છે.

**સવાલ :–** સમાજનો એક શિક્ષીત વર્ગ જે પાંચ ટાઈમનો નમાઝી પણ છે, એમ કહે છે કે મેડીકલેમ કઢાવવો જાઈઝ છે. અલ્લાહ માફ કરે એ લોકો એમ કહે છે આપણને દરેક રીતે (મુસ્લિમ સમાજને) પછાત રાખનાર આજ આપણા મૌલાના લોકો છે જે ચાર દિવાલોમાં બેસીને ફતવાઓ બહાર પાડે છે. બહાર નીકળીને જુએ કે આમ આદમી (સાધારણ પરિસ્થિતિવાળો) માણસ મોંઘવારી સામે કેવી રીતે જજુમે છે. ઘર સંસાર મુસીબતથી ચલાવવા વાળો માણસ જો એટેક આવે અથવા પોતાના વૃધ્ધ માતા–પિતા ને કોઈ મોટી બિમારી આવી જાય તો મોટો ખર્ચ કયાંથી લાવે? ટૂંકમાં શું મેડીકલેમ કઢાવવો જાઈઝ છે ? અને જો નથી તો કેમ ? કુર્આન શરીફમાં છે કે વ્યાજ ખાવું હરામ છે. પોતાના સગા ભાઈનું ગોશ્ત ખાવા બરાબર છે. હવે મૌલાના એમ કહે છે કે વ્યાજ ખાવું હરામ નથી કારણ ગેર મુસ્લિમ સમાજ સામે ટકવાનુ છે. શું વાત વ્યાજબી છે ?

**જવાબ :–** મેડીકલ ઈન્શયોરન્સની વાસ્તવિકતા ઉપર વિચાર કરવાથી એ વાત સ્પષ્ટ રૂપે જણાઈ આવે છે કે એનું પુરૂં માળખું ગેર–શરઈ ઉસુલો ઉપર કાયમ છે.એમાં વ્યાજ પણ છે. જુગાર પણ છે. ધોખો અને જુલ્મ પણ છે. અને આ બધુંજ ના–જાઈઝ અને હરામ છે.વ્યાજ એટલા માટે છે કે અગર ખરેખર બિમાર પડી ગયો તો જમા કરાવેલ રકમથી વધારે રકમ મળે છે. જે વ્યાજ છે. જેનું હરામ હોવું કુર્આનથી સાબિત છે.અને જુગાર એટલા માટે છે કે જુગારમાં નફા તેમજ નુકશાન બન્નેવની શકયતા હોય છે.

મજકુર સુરતમાં અગર બિમાર પડી ગયો તો અસલ રકમથી વધારે રકમ મળશે જે નફો છે અને જો બિમાર ન પડયો તો જમા કરાવેલ રકમ પરત નહિં મળે. જે નુકશાન છે અને જુગાર પણ કુર્આની હુકમ મુજબ હરામ છે.(સૂરએ માઈદહ આયત નં. ૯૦) એમાં જુલ્મ પણ છે કારણ કે વરસગાળામાં બિમાર ન પડવાની સુરતમાં અસલ રકમ પરત મળતી નથી. જયારે કે શરઈ રૂએ બયઆનહ ની રકમ સોદો કેન્સલ થવાની સુરતમાં પરત કરવાનો હુકમ છે. અગર કોઈ માણસ આ રકમ પરત ન કરે અથવા કોઈ સોદામાં આ રકમ ચાંઉ થઈ જાય તો એ ના જાઈઝ છે. વળી બિમાર પડવાની સુરતમાં ઈન્શયોરન્સ કંપની પાસેથી રકમ કઢાવવાની જે રીત બયાન કરવામાં આવી છે, તે દરેકના ગજાની બહારની વાત છે. વળી એક શંકાસ્પદ બાબત ઉપર બુનિયાદ હોવાને લઈ ધોખો પણ છે.સારાંશ કે વ્યાજ, જુગાર, ધોખો અને જુલ્મ પર અવલંબિત હોવાને લઈ મેડીકલ-ઈન્શયોરન્સ કરાવવું શરઈરૂએ હરામ છે. [મેડીકલ ઈન્શયોરન્સ શરીઅતે ઈસ્લામી કી રોશનીમેં પેજ-૯૪] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. વ્યાજની એન્ટ્રી ખર્ચ વધારે બતાવવા રૂશ્વતની લેવડ દેવડનો શરઈ હુકમ.

**સવાલ :-** હું C. A. ની TI એકાઉન્ટંટ નું કામ કરૂં છું જે Private ઓફિસ છે.

(૧) એકાઉન્ટના કામ માં મારે પાર્ટીના બેંક સ્ટેટ મેન્ટની એન્ટ્રી કરવી પડે છે. જે એકાઉન્ટ પાર્ટી થી લેવડ-દેવડ થાય છે. મારે તેની એન્ટ્રી કરવી પડે છે. જેની અંદર પાર્ટીને જે ઈન્ટરેસ્ટ મળે છે તેની પણ એન્ટ્રી કરવી પડે છે. જે ગવર્મેન્ટ ને બતાવવા માટે કરવું પડે છે. તે કરી શકું ?

(૨) પાર્ટી જે ખરીદે-વેચે છે એના પર ગવર્મેન્ટ 'વેટ ટેક્ષ' લગાવે છે. જેનો ટાઈમ પર ટેકસ ભરવો પડે છે. જો લેટ થાય તો ગવરમેન્ટ ટેકસ પર ઈન્ટરેસ્ટ ચાર્જ કરે છે. જે ગવરમેન્ટનો થાય છે. જેનું કેલ્કુલેશન મારે કરીને પાર્ટીને બતાવવું પડે છે કે આટલું ઈન્ટરેસ્ટ ગવરમેન્ટને આપવું પડશે. તો શું

આ કરી શકું ?

(૩) પાર્ટી ના જે એકાઉન્ટ લખાય છે. એનું સાલ પુરૂં થાય ત્યારે ટેકસ ભરવાનો આવે છે. જેને લીધે પાર્ટી પોતાનો નફો છુપાવવા માટે ખર્ચો વધારે દેખાડવાનું કહે છે. જે ખર્ચો એટલો નથી હોતો. ફાયદો છુપાવવા ખર્ચો વધારે છે, જેથી ટેકસ ઓછો ભરવો પડે. તો શું આવું કરવું જાઈઝ છે ?

(૪) ઈન્કમટેક્ષ ઓફિસર તરફથી પાર્ટીને લેટર આવે તેમાં પાર્ટીનું પુરૂં એકાઉન્ટ (પુરી વિગત) બતાવવી પડે છે. અને જો તે બરાબર ન લાગે તો ઓફિસર તેની રીશ્વત માગે છે. અને જો તે બરાબર હોય તો  પણ લેટર મોકલે છે. એટલે કેસ બંધ કરવા રીશ્વત માંગે છે. તે રીશ્વતના પૈસા પાર્ટી મને આપે છે અને હું ઓફિસરને આપું છું. તો શું તે દેવુ જાઈઝ છે?

**જવાબ :–** આપના પ્રશ્નોના જવાબ પહેલાં પ્રસ્તાવના રૂપે વ્યાજ બાબત શરીઅતનો અભીગમ જાણી લેવો જરૂરી છે. વ્યાજ ની લેવડ–દેવડનું હરામ હોવું કુર્આન અને હદીસના સ્પષ્ટ આદેશોની રૂએ હરામ અને સખ્ત ગુનાહિત કૃત્ય છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે જાણી બુજીને વ્યાજ નો એક દિરહમ ખાવું છત્રીસવાર ઝિના કરવાથી વધારે ભયાનક છે. (મિશ્કાત પેજ–૨૪૬) અન્ય એક ઈરશાદમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજ લેનાર, વ્યાજ આપનાર અને વ્યાજનું લખાણ  કરનાર અને વ્યાજના મામલામાં સાક્ષી રહેનારાઓ ઉપર લઅનત ફરમાવી છે અને ફરમાવ્યું કે આ બધાજ ગુનાહમાં બરાબરના શરીક છે. (મિશ્કાત પેજ–૨૪૪) માટે કોઈ પણ એવું કામ જે વ્યાજની લેવડ–દેવડમાં સહાયરૂપ બનતુ હોય શરઈરૂએ ના–જાઈઝ અને ગુનાહિત છે અને  એટલાજ માટે બેંક સાથે લેવડ–દેવડ તેમજ બેંકમાં રકમ જમા કરાવવું મના છે. અલબત્ત સરકારી કાયદાઓની મજબુરીને લઈ એમ કરવું પડે તો ના છુટકે જેટલાની જરૂરત હોય તેટલું કરવાની ગુંજાઈશ છે. એ સુરતમાં બેંક તરફથી મળેલ વ્યાજની રકમને તેનો વબાલ દુર કરવા માટે અને સવાબની નિય્યત વગર  ગરીબો–મોહતાજોને માલિકી ધોરણે આપી દેવું જરૂરી છે.

હવે આપના સવાલોના જવાબો નીચે મુજબ આપવામાં આવે છે :

(૧) જેટલી લેવડ-દેવડ સરકારી કાયદાનીરૂએ મજબુરીના દરજજામાં કરવી પડે છે તેની એન્ટ્રી કરાવવાની ગુંજાઈશ છે.

(૨) એમાં પણ ઉપર જણાવેલ મજબુરીમાં કરવાની ગુંજાઈશ છે.

(૩) એમાં જુઠ અને ધોકાબાજી હોવાને લઈ એમ કરવું જાઈઝ નથી.

(૪) હદીસમાં લાંચ-રૂશ્વત લેનાર તેમજ આપનાર અને તેમાં વચેટીયા બનનાર સૌ પર લઅનત આવી છે. જેથી એનાથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. વ્યાજની લેવડ દેવડ બાબત વઈદ.

**સવાલ :-** ઈસ્લામ ધર્મમાં વ્યકિતગત કે ઈસ્લામીક સંસ્થાઓ દ્વારા વ્યાજની લેવડ-દેવડ વિશે શું હુકમ છે ? તેનો જવાબ લખી જણાવવા નમ્ર વિનંતી છે.

**જવાબ :-** વ્યાજની મનાઈ અલ્લાહ તઆલાએ કુર્આને-પાકમાં સ્પષ્ટ રૂપમાં ફરમાવી આપી છે. સૂરએ આલે-ઈમ્રાન-માં અલ્લાહ તઆલા નો ઈરશાદ છે :-

يا أيها الذين أمنوا لا تأكلوا الربوا

અર્થાત :- અય-ઈમાનવાળાઓ ! વ્યાજ ન ખાઓ. (આયત નં. ૧૨૩) જે લોકો વ્યાજ ખાય છે તેઓ માટે ઘણીજ સખ્ત વઈદ (ધમકી) ઉચ્ચારવામાં આવી છે.

الذين يأكلون الربوا لا يقومون إلا كما يقوم الذي ، إلخ

અર્થાત :- જે લોકો વ્યાજ ખાય છે તેઓ કિયામતના દિવસે (પોતાની કબ્રોમાંથી) એવી રીતે ઉભા થશે, જેવી રીતે તે માણસ ઉભો થાય છે જેણે વળગાડ લાગવાથી સાન-ભાન ભુલાવી દીધું હોય. (સૂ.બકરહ) ઈસ્લામમાં જયારે વ્યાજની મનાઈ નો આદેશ ઉતર્યો તે પહેલાં જે લોકોએ વ્યાજુ લેવડ-દેવડ કરી હતી અને ત્યારનું જે વ્યાજ લોકો ઉપર લેણું નીકળતું હતું તેને લેવાની પણ કુર્આનમાં મનાઈ ફરમાવવામાં આવી. અને જે લોકો એ લેવાથી ન રોકાય તેઓને અલ્લાહ અને તેના રસુલ સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ તરફથી યુધ્ધનું એલ્ટીમીટમ આપવામાં આવ્યું.(સૂરએ બકરહ–૨૭૯)

વ્યાજ લેનાર, વ્યાજ આપનાર અને વ્યાજનો સાટાખત લખનાર તેમજ વ્યાજુ લેવડ, દેવડમાં સાક્ષી આપનાર ઉપર પયગમ્બરે ઈસ્લામ હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે લઅનત ફરમાવી છે. અને ગુનાહમાં સૌને સરખા બતાવ્યા છે. [મિશકાત પેજ ૨૪૪] વ્યાજના સિત્તેર અંશમાંથી સૌથી હલ્કો અંશ (દરજજો) પોતાની માં સાથે વ્યાભીચાર કરવા બરાબર છે. [મિશકાત પેજ ૨૪૬] વ્યાજનો એક રૂપીયો ખાવાને છત્રીસ વાર વ્યાભીચાર કરવાથી વધુ સખ્ત બતાવવામાં આવ્યો છે. [મિશકાત પેજ ૨૪૬] એ સિવાય અસંખ્ય હદીસોમાં વ્યાજની મનાઈ અને તેની લેવડ–દેવડ ઉપર સખ્ત ધમકીઓ આપવામાં આવી છે. માટે કોઈ મુસલમાન માટે જાઈઝ નથી કે વ્યકિતગત રૂપે અથવા સંસ્થા દ્વારા વ્યાજુ લેવડ–દેવડ કરે. અગર કોઈ એવું પગલું ભરશે તો સખ્ત ગુનેહગાર અને અલ્લાહ તઆલાનો સખ્ત ના–ફરમાન ઠરશે. જે સંસ્થા પોતાને ઈસ્લામીક સંસ્થાના રૂપમાં ઓળખાવતી હોય તેના માટે તો એવી વ્યાજુ લેવડ–દેવડ સખ્ત ગુનાહિત કૃત્યહોવાની સાથે–સાથે એની ઈસ્લામીક શાન ને બટ્ટો લગાડનારી પણ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૬) કર્ઝ

## ૧. કર્ઝ દ્વારા સહકાર આપવાની એક સ્કીમ.

**સવાલ (૧)** :– ૧૦ માણસો ભેગા મળીને દરરોજ ૧૦૦ રૂા. માણસ દીઠ એક માણસ પાસે જમા કરાવે છે. દર ૩૦માં દિવસે ઉપરોકત ૧૦ માણસોના નામ ચીઠ્ઠીમાં નાખવામાં આવે છે. તેમાંથી ફકત એક ચીઠ્ઠી ઉપાડી તેમાં જેનું નામ હોય તેને બધી રકમ (એટલે રૂા. ત્રીસ હજાર) આપવાની હોય છે. આવી રીતે દરેકને એટલી રકમ મળી રહે ત્યાં સુધી ડ્રો કરતા રહે

છે. આમાં રકમ તો બધાને સરખીજ કાઢવાની હોય છે. ફકત ફાયદો એ કે એકી સાથે આટલી રકમ દરેકને મળી રહે અને ધંધામાં કામમાં લઈ શકાય. તો આ પ્રમાણે દસેવ માણસોની રઝામંદીથી કરવું જાઈઝ છે કે નહીં ? જાઈઝ ન હોય તો શા કારણે ?

**જવાબ (૧)** :– સવાલમાં જણાવ્યા પ્રમાણે પૈસા ભેગા કરી મહીનો પુરો થયે, પોતાનામાંથી એક વ્યકિતને રકમ આપવાનો આશય અગર આપસનો સહકાર અને એક બીજાની મદદનો હોય જેવી રીતે કર્ઝ આપી કોઈને સહકાર અને મદદ કરવી જાઈઝ છે. તેવી રીતે આ પણ કર્ઝ હોવાને લઈ દુરૂસ્ત અને જાઈઝ છે. કારણ કે પહેલા મહીને જેના નામની ચીટ્ઠી નીકળી તેની પાસે આવેલી ત્રીસ હજારની રકમમાંથી ત્રણ હજાર તો એના પોતાના જ જમા થયેલા છે. બીજા સત્તાવીસ હજાર એના સાથીઓએ એને કર્ઝ રૂપે આપ્યા છે. હવે બીજા મહીને જેની ચીટ્ઠી નીકળી અને તેને ત્રીસ હજાર મળ્યા એમાંથી ત્રણ હજાર તો એના પોતાનાજ જમા થયેલા છે અને આ પહેલા જે સાથી ની ચીટ્ઠી નીકળી હતી તેના વાળા ત્રણ હજાર તેનાતરફ મહીને આપવામાં આવેલા કર્ઝની અદાયગી છે અને બીજા આઠ સાથીઓ તરફથી એને ત્રણ–ત્રણ હજાર કર્ઝ રૂપે મળ્યા છે. બહર હાલ ઉપર મુજબ આ રીત જાઈઝ ઠરે છે. અલબત્ત એક વાત ધ્યાનમાં રહે કે, કર્ઝ માટે શરીઅતનો હુકમ એ છે કે કર્ઝ આપનાર ગમે ત્યારે પોતે આપેલ કર્ઝની વાપસીની માંગણી કરી શકે છે, તે સુરતમાં તુર્તજ એની અદાયગી જરૂરી ઠરી છે. કારણકે આ એક એહસાન છે, જબરદસ્તીનો મામલો નથી. માટે ઉપરોકત રીતમાં ભાગ લેનાર દસ સાથીઓમાંથી કોઈ પણ સાથી ગમે ત્યારે આ યોજનામાંથી હટવા માંગે હટી શકે છે, અને જયારે પણ એ હટે તેજ ઘડીએ કર્ઝ લેનાર સાથીઓએ તેનો હિસાબ ચુકતો કરવો જરૂરી છે, માટે આ યોજના શરૂથી લઈ છેવટ સુધી સ્વૈચ્છીક રહેશે. એવું નહિં કે પાછળથી તેના ઉપર જબરદસ્તી કરવામાં આવે અને તેના તરફથી માંગણી છતાં તેનો હિસાબ ચુકતે ન કરવામાં આવે. જો એને જરૂરી સમજતા હશે તો એ જાઈઝ રહે નહીં.

**સવાલ (૨) :–** ઉપરોકત રીતમાં હવે કોઈકવાર એવું પણ થાય છે કે જેની ચીટ્ઠી પહેલી નીકળી હોય તે પાછળથી રકમ જમા કરાવવામાં ઢીલ કરે છે. જેની ચીટ્ઠી નીકળી ન હોય તેનું મોઢું પડી જાય છે અને આ બધું ક્રમને ચલાવતો હોય એમ લાગે છે. તેમજ અગર તેઓમાંથી કોઈને દરમિયાનમાં નિકળવાની રજા દેવામાં નથી આવતી. બલ્કે ફરજિયાત તેના માટે છેવટ સુધી રહેવું જરૂરી સમજવામાં આવે છે તો શું આ હાલતમાં ઉપરોકત રીત દુરૂસ્ત લેખાશે ?

**જવાબ (૨) :–** ઉપર જણાવ્યા મુજબ જો એમાં ઢીલ થતી હોય, તેમજ એને જરૂરી સમજવામાં આવતું હોય અને જેના નામની ચીટ્ઠી નથી નીકળી તેની ખુશી ન રહેતી હોય તો આ યોજના જાઈઝ નથી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે "મુસલમાનનો માલ એના દિલની રઝામંદી વગર લેવો હલાલ નથી." [મિશ્કાત] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. દારૂ વેચનાર પાસેથી કર્ઝ મેળવનારની કમાઈ કેવી છે ?

**સવાલ :–** એક મુસલમાન ભાઈની હાલત બધીજ રીતે સારી છે. એટલે કે, ખાવા–પીવા, હરવા–ફરવા દરેક રીતે હાલત સારી છે અને તેજ મુસ્લિમભાઈ દારૂ વેચનાર માણસ પાસેથી કર્ઝ પૈસા લઈ ધંધો વિકસાવવા માંગે છે તો એવા પૈસા લઈ ધંધો (વેપાર) વિકસાવીને પણ ખાય–પી શકે ખરા? શું શરઈ રીતે ધંધો વધારવા માટે કોઈ શરાબ વેચનાર માણસ પાસેથી કર્ઝ લઈ શકાય ખરૂ ? અને એને ખાવું કેમ છે ?

શરાબ વેચનાર માણસ મુસલમાન હોય કે હિન્દુ હોય શું બન્નેનો એક જ હુકમ છે ?

**જવાબ :–** કોઈ મુસ્લિમે દારૂ વેચી મેળવેલી રકમ હરામ હોવાને લઈ એવી રકમ કરજ રૂપે લઈ વાપરવી પણ જાઈઝ નથી, અલબત ગેર–મુસ્લિમે બીજા ગેર–મુસ્લિમને દારૂ વેચી મેળવેલી રકમ તેની પાસેથી

કરજ લઈ વાપરી શકાય છે. [શામી ૪/૧૧૬] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. લેણદારને કર્ઝમાં કંઈક વધારે આપવું.

**સવાલ :-** એક માણસે બીજા એક માણસને કર્ઝની નીય્યતથી રકમ આપી. હવે કર્ઝ લેનાર તે રકમ પાછી આપે છે. ત્યારે સાથે બીજી થોડી રકમ કર્ઝના પૈસાથી વધારે એટલે કે દા. ત. ૧૦૦૦૦ આપ્યા હોય તો તેના ઉપર પોતાની ખુશીથી ૧૧૦૦૦ આપે છે. અને કર્ઝ આપનાર પુછે પણ છે કે આ કેવી રકમ છે? તો કર્ઝ લેનાર કહે છે કે તમો વાપરી શકો છો. ચિંત્તા ન કરો હું તમોને ખુશીથી આપું છું. તો આ પ્રમાણે કરવું કેવું છે.? શરીઅતનો શું હુકમ છે? જણાવવા મહેરબાની કરશો.

**જવાબ :-** ફતાવા મહમુદિય્યહમાં આવા જ એક સવાલ ના જવાબમાં લખ્યું છે કે જેનાથી કર્ઝ લેવામાં આવ્યું હોય. પરત કરતી વેળા તેને કાંઈક વધારે એવું કહીને આપવું કે આટલો આપનો અસલ હક છે અને આટલું મારા તરફથી વધારે છે. આ રીત હદીસે પાકથી સાબિત છે. પરંતુ કર્ઝ આપનારે પહેલાંથી એનો ખયાલ અને લાલચ નહિં રાખવી જોઈએ કે વધારે મળશે. [ફતાવા મહમુદિય્યહ કરાચી ૧૬/૪૧૩] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. લેણદાર અને દેણદાર બાબત ફઝીલતો, વઈદો, જવાબદારીઓ.

**સવાલ :-** હદીસમાં આવે છે કે કોઈ મુસલમાન ભાઈને દીની અથવા દુન્યવી હાજત પેશ આવી જાય તો તેની હાજત દૂર કરવાથી ઘણો અજરો સવાબ મળે છે. અને હુઝુર સલ. ની સુન્નતોમાંથી એક આ પણ સુન્નત છે. હવે આજના જમાનામાં કોઈ મુસલમાનને પૈસાની જરૂરત પડી ગઈ અને તેની ખાસ મોકા પર હાજત પુરી કરી દીધી હતે જ્યારે કે તે આપણા આપેલા પૈસા માંગીએ ત્યારે આજકાલના બહાના કાઢતા રહે અને એક ટાઈમ એવો આવી જાય કે બન્ને વચ્ચે ઝઘડો પણ ઉભો થઈ જાય અગર કોઈ

મુસલમાન ભાઈને અણીના ટાઈમે તેની હાજત પુરી ના કરી જેવી રીતે ઉપર જણાવેલના કારણે તો હુઝુર (સલ.) ની સુન્નત ખિલાફ થાય છે તો આવી સુરતમાં શું કરવું. આનો સવિસ્તાર જવાબ આપશો.

**જવાબ** :- કરઝ રૂપે નાણા આપી કોઈ મુસલમાન ભાઈને તેની જરૂરત ટાણે સહકાર આપી અજર અને સવાબ કમાવા નું પ્રોત્સાહન (તરગીબ) આપવામાં આવ્યું છે. ત્યાંજ સામે પક્ષવાળાની જવાબદારી પણ નિયત કરવામાં આવી છે. બે પક્ષોથી સંબંધ ધરાવતી દરેક બાબતોમાં ઈસ્લામે બન્નેવ પક્ષોને જે સુચનાઓ આપી છે. તે નજર સમક્ષ રાખવામાં આવે તો ઈસ્લામી તાલીમ બાબત કોઈ વાંધા કે શંકા ઉપસ્થીત થતાં નથી. કેટલીક હદીસો રજુ કરૂં છું. (૧) નબીએ કરીમ (સલ.)નો ઈરશાદ છે એક માણસ લોકોને ઉધાર આપતો હતો તે પોતાના માણસને કહેતો કે જયારે તું કોઈક તંગદસ્ત (ગરીબ) પાસે ઉઘરાણી માટે જાય તો એને માફ કરી દેજે. આશા છે કે (આપણી આ વર્તણુંક ને લઈ) અલ્લાહ તઆલા આપણને માફ કરી આપે. જયારે તે માણસની વફાત થઈ અને અલ્લાહ તઆલા સમક્ષ રજુ થયો તો અલ્લાહ તઆલાએ તેને માફ કરી દીધો. (મિશ્કાત-૨૫૧) (૨)નબીએ-કરીમ (સલ.)એ ફરમાવ્યું જે માણસને આ વાત પસંદ હોય કે અલ્લાહ તઆલા તેને કયામતના દિવસની સખ્તીઓથી નજાત આપે તો તેણે જોઈએ કે તંગદસ્તને (કર્ઝ ની અદાયગી માટે) મહેતલ આપે અથવા માફ કરી દીએ. (મીશકાત પેજ ૨૫૧) (૩) રસુલુલ્લાહ (સલ.) નું ફરમાન છે જેણે કોઈ તંગદસ્ત ને મહેતલ આપી અથવા માફ કરી આપ્યો. અલ્લાહ તઆલા એને (કાલ કયામતના દિવસે) પોતાના (અર્શની) છાંવ માં જગ્યા આપશે. (મિશકાત-૨૫૧). (૪) હુઝુર (સલ.) ફરમાવે છે જેનું અન્ય માણસ ઉપર કોઈ દેણ હોય અને (દેણદારને) તેણે મહેતલ આપી તો (જેટલા દિવસની મહેતલ આપી હશે તે) દરેક દિવસના બદલામાં એને સદકાનો સવાબ મળશે. (મિશકાત-૨૫૩) (૫) આગલી ઉમ્મતો માંહેના એક માણસ પાસે ફરિશતો તેની જાન લેવા આવ્યો (મૃત્યુ પછી) પેલા માણસથી પુછવામાં આવ્યું કે તેં કોઈ નેકી કરી છે. તેણે ઉત્તર આપ્યો કે મને યાદ નથી.

તો કહેવામાં આવ્યું કે વિચાર કર, તો તેણે કહયું કે એટલું યાદ આવે છે દુનિયામાં હું લોકો સાથે ખરીદ-વેચાણ કરતો હતો અને તેઓ સાથે સદવર્તન કરતો (તે એવી રીતે કે) જે સારી હાલતવાળો માણસ હોય તેને (દેણ અદા કરવા માટે) મોહલત આપતો અને જે તંગદસ્ત હોય તેને સદંતર માફ કરી દેતો, તો અલ્લાહ તઆલાએ તેને જન્નતમાં મોકલી આપ્યો. (મીશકાત-૨૪૩) (૬)હઝરત અબુ હુરૈરહ (રદી.) ફરમાવે છે કે જયારે હુઝુર (સલ.) સમક્ષ કોઈ મૃતક (વ્યકિતનો જનાઝો) લાવવામાં આવતો જેના માથે દેણ હોતું તો આપ (સલ.) પુછયા કરતા કે શું એણે દેણની અદાયગી માટે કાંઈક છોડયું છે? જો આપ (સલ.)ને એવો ઉત્તર મળતો કે દેણની અદાયગી જેટલો માલ છોડયો છે. તો આપ (સલ.) તેની જનાઝાની નમાઝ પઢતા, નહિ તો મુસ્લીમ જન સમુહને ફરમાવી દેતા કે તમારા સાથીની જનાઝાની નમાઝ તમે લોકો પઢી લ્યો. (મતલબ કે આપ (સલ.) તેની જનાઝાની નમાઝ નહિં પઢતા હતા. (મિશ્કાત-૨૫૩) (૭) નબીએ કરીમ (સલ.) નો ઈરશાદ છે કે મુઅમીનની ઝાત પોતાના કર્ઝ (દેણ) ને લઈ અટકેલી રહે છે.(કિંવા જન્નતમાં પ્રવેશ મળતો નથી.) જયાં સુધી તે અદા કરવામાં ન આવે. (મિશ્કાત-૨૫૨) (૮) આપ (સલ.) નો ઈરશાદ છે કે શહીદના દરેક ગુનાહ માફ કરી દેવામાં આવે છે. સિવાય દેણના (મિશ્કાત-૨૫૨) (૯) આપે (સલ.) ફરમાવ્યું : કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં મુહમ્મદની જાન છે અગર કોઈ માણસ અલ્લાહની રાહમાં માર્યો જાય, ફરી જીવંત થાય, ફરી માર્યો, જાય ફરી જીવંત થાય, ફરી માર્યો જાય, ફરી જીવંત થાય, અને તેના ઉપર દેણ છે. તો જયાં સુધી તે દેણ ચુકવવામાં નહિ આવે તે માણસ જન્નતમાં પ્રવેશ નહિ પામે. (મિશ્કાત ૨૫૪) (૧૦) હુઝુર (સલ.)નો ઈરશાદ છે કે જે માણસ દેણ અદા કરવાનો શકિતમાન છે તે છતાં ઢીલ કરે છે તો (તેના આ કૃત્ય ને લઈ)તેની આબરૂ લેવી અને તેને સજા કરવું જાઈઝ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) ફરમાવે છે કે આબરૂ લેવી જાઈઝ છે નો મતલબ એ છે કે તેને સખ્ત શબ્દોમાં વખોડવું જાઈઝ છે. (દા.ત) એમ કહેવું કે મારા પૈસા હઝમ કરવા માંગે છે. વિ.) અને

સજા કરવું જાઈઝ હોવાનો મતલબ એ છે કે, (સત્તાધિશ સમક્ષ દાવો કરી) તેને જેલમાં મોકલવું જાઈઝ છે. (મિશકાત પેજ–૨૫૩). નબીએ કરીમ (સલ.) ના ઉપરોકત મુબારક ઈરશાદોને નજર સમક્ષ રાખી આપ પોતાના માટે રસ્તો કાઢી શકો છો. જે માણસને આપે કરઝ આપ્યું છે તે અગર તંગ દસ્તીને લઈ વખત પર અદા નથી કરી શકયો તો તેને વધુ મહેતલ આપી ફરમાન નં. ૪ મુજબ દરેક દિવસના બદલામાં સદકાનો સવાબ મેળવો અને ફરમાન નં ૨/૩ મુજબ કયામતની સખ્તીઓથી નજાત મેળવો અને અર્શની છાયામાં જગ્યા મેળવો અથવા તેને સંપૂર્ણ રૂપે માફ કરી પોતે પણ ખુદાથી માફી ની ઉમ્મીદ રાખો. અને જો તે માણસ શકિતમાન હોવા છતાં અદા નથી કરતો તો પણ ફરમાન નં. ૫ મુજબ તેને મહેતલ આપો અથવા ફરમાન નં. ૧૦ મુજબ તેની સાથે સખ્તી નો વર્તાવ કરી શકો છો. અને જે માણસથી એક વાર કડવો અનુભવ થઈ ચુકયો હોય આઈન્દહ તેને કરજ નહિં આપો તો આપ મઅઝુર શુમાર થશો, એવી વ્યકિતને કરજને બદલે યથા શકિત મુજબ મદદરૂપ થઈ જવું હિતાવહ છે. સારાંશ કે થોડીક રોકડ મદદ કરી, કરજ આપવાથી મઅઝુરી દર્શાવી આપવી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. મકરુઝ (દેણદાર) માટે સવાલ કરવાની ગુંજાઈશ.

**સવાલ** :– એક માણસ ઉપર દોઢ લાખનો કરજ છે. તેની પાસે ન ઝેવર છે. ન કેશ પૈસા છે. તીજારતનો માલ ફકત દસ હજારનો તેની પાસે મૌજુદ છે. આ કારણે તે ઝકાતનો મુસ્તહીક છે.

હવે કર્ઝવાલા પરેશાન કરી રહયા છે (કર્ઝ ધંધામાં ખોટ ના કારણે થયેલ છે)

હવે આવો વ્યકિત સવાલ કરી શકે છે ? અલ્લાહ એ દુનિયાને અસબાબની સાથે ચલાવેલ છે તો સવાલ કરવામાં અસબાબ ઈખ્તીયાર કરી શકે ?

જો કે હઝ. ઈમામ ગઝાલી રહ. પોતાની એક કિતાબમાં લખે છે કે :–

અલ્લાહ બારી તઆલા નો ઈરશાદ છે કે ઈન્સાન જયારે બંદાથી સવાલ કરે છે તો આસમાન ના દરવાજા તેની મદદ માટે બંધ કરી દેવામાં આવે છે. તો એ માણસ માટે આ મસ્અલોઅ કશમકશ વાળો બની ગયેલ છે. સવાલ નથી કરતો તો કર્ઝદારના તકાઝાથી પરેશાન થાય છે. અને સવાલ કરે છે તો વઈદ સામે આવે છે. તો આ મસ્અલા માં એ માણસ માટે કયો રસ્તો ઈખ્તીયાર કવો શરઈ લાઈનથી જાઈઝ છે?

**જવાબ** :- કર્ઝ માંગનારાઓના તકાઝાને લઈ તેની ઈઝઝત અને આબરૂ જઈ રહી હોય, એ સુરતમાં સવાલની ઈજાઝત છે. હદીસે પાકમાં સવાલ બાબત ઘણી વઈદો આવી છે પરંતુ કેટલીક સુરતો એમાં અપવાદ રૂપ પણ છે. ફઝાઈલે સદકાત ભાગ-૨ પેજ ૩૨૦ થી લઈ ૩૨૬ સુધી વાંચી લેવા વિનંતી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૭) અમાનત

## ૧. અમાનતની રકમથી ધંધો કરવો, કર્ઝ આપવું, વપરાશમાં લેવું જાઈઝ નથી.

**સવાલ (૧)** :- આજકાલ આપણામાં એક વબા ફેલાયી છે. આપણે ત્યાં લોકો અમાનતદાર માણસને પોતાની અમાનત રાખવા આપે છે. હવે તે કદાચ તકલીફમાં આવી પડે તો ઠીક તેમાંથી ચીઠ્ઠી મુકીને ઉછીના લે છે અને હાથમાં આવે તો મુકી દે છે. પરંતુ ઘણા માણસો એ પૈસાથી અમુક ધંધો કરે છે અને શેરબજારમાં રોકાણ કરે છે અને જે નફો મળે તે પોતે રાખે છે. જોં કે તે પણ અમાનત માગનારને તરત જ તેની અમાનત પરત કરે છે તો શું આ રીતે અમાનતને જરૂરત મુજબ મજબુરીએ ઉછીના લેવું અથવા અમાનતના રૂા. નો ધંધો કરવો શરીઅતની રૂએ જાઈઝ છેં

**સવાલ (૨)** :- કોઈ વ્યકિત પોતાની રકમ બીજા વ્યકિતને સોંપે છે તે રકમ અમાનતદાર પોતાના સંબંધીને પોતાની ઈજજત ખાતર યા લાગણીથી

તે રકમ કામ લગાડે છે. હવે તે સંબંધી એ અમાનત વખતસર પરત કરતો નથી. હવે રકમના મુળ માલીકને જરૂરત પડવાથી તે પોતાની માંગણી કરે છે. પરંતુ જેણે અમાનત બીજાને આપી તે સમયસર પરત કરતો નથી તો ગુનેગાર કોણ ? મોટો સવાલ એ છે કે મુળ માલીકની રકમ જામ થઈ જાય છે. ઉપરાંત હવે ઝકાત કાઢવાની આવે તો કોણ કાઢે ?

**જવાબ (૧) :-** અમાનતરૂપે આપવામાં આવેલી વસ્તુ અથવા રકમને હુબહુ અસલ હાલતમાં પોતાની પાસે રાખી સાચવવું જરૂરી છે. તેમાં કોઈપણ પ્રકારનો ફેરફાર કરવું આપનાર માલિકની ઈજાઝત વગર જાઈઝ નથી. ત્યાં સુધી કે જે નોટો અમાનત રૂપે આપી હોય તે જ નોટો તેની અસલી હાલતમાં સાચવી રાખવી જરૂરી છે. પોતાની નોટો સાથે તેને ભેળસેળ કરવું પણ જાઈઝ નથી. એનાથી આપ સમજી શકો છો કે અમાનતરૂપે મુકવામાં આવેલી એ રકમનું જરૂરતના ટાંણે ઉછીના સમજી વાપરવું અથવા તે રકમ વડે શેર બજારમાં રોકાણ કરવું અથવા અન્ય કોઈ ધંધો કરવું કોઈપણ હાલતમાં જાઈઝ નથી. અને માલિકની ઈજાઝત વગર જે લોકો એવું કરે છે. તેઓ અમાનતમાં ખિયાનત કરનાર અને ગુનેહગાર ઠરે છે અને એ રીતે રોકાણ કરી અથવા ધંધો કરી મેળવેલ નફો પણ ખબીસ અને ના-જાઈઝ છે

**જવાબ (૨) :-** ઉપરના જવાબમાં જણાવ્યા મુજબ જયારે અમાનતદાર તે રકમ પોતાના કામમાં મજબુરીના ટાંણે પણ વાપરી શકતો નથી, તો અન્ય કોઈ વ્યક્તિને અથવા સગા-સંબંધીને કેમ કરી આપી શકે ? અગર તે એવું કરશે તો અમાનતમાં ખિયાનત કરનાર તરીકે તે પુરી રકમ તેના ઉપર ઝિમાન રૂપે વાજિબ થશે અને તેટલી રકમ મુળ માલીકને તુરતજ પરત કરવું અમાનતદાર ઉપર જરૂરી ઠરે છે. અને જે સંબંધીને તે રકમ આપવામાં આવી છે તે અગર જાણતો હોય કે મને આપવામાં આવેલી આ રકમ અમાનતની રકમ છે, જે મુળ માલિકની ઈજાઝત વગર આપવામાં આવી છે, તો તે પણ શરઈ રૂએ સખ્ત ગુનેહગાર અને ગાસિબ ઠરે છે. એ રકમની ઝકાત તો મુળ માલિક ઉપર જ વાજિબ થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૮) ઈજારહ

## ૧. મરણ પામનાર ભાડુતની અવલાદનો કબ્જો બિન અધિકૃત છે.

**સવાલ** :- મજીલસે ખુદામુદીન ટ્રસ્ટ–સિમલક, ડાભેલની એક મિલકત જે સચીન રેલ્વે સ્ટેશન પાસે આવેલ છે. જે ૩૫ થી ૪૦ વરસ જુની છે. જે મિલકત એક નેકદિલ મોમીને ટ્રસ્ટને આપેલ હતી. જેમાં ૧૭ રૂમો બનાવેલ હતા. અને ભાડે આપેલ હતા. અને હાલમાં પણ ભાડુઆતો રહે છે. અને નાનો મોટો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવે છે. હાલમાં સદર મિલકતના રોડ સાઈડ ૩ રૂમો તોડી નાંખી, જમીન દોસ્ત કરી, નવા શોપીંગ સેન્ટરનું આયોજન કરેલ છે. જેનો માલસામાન સાથે રૂા. ૫,૦૦,૦૦૦/– (રૂપિયા પાંચ લાખ પૂરા)માં કોન્ટ્રાકટ આપેલ છે. સદર બાંધકામ ૩૦'–૦"×૨૨'–૦"=૬૬૦.૦૦ ચોરસફૂટ જેટલું થાય છે. જે બાબતે તપાસ કરાવતા સદર બાંધકામ અન્ય બીજા કોન્ટ્રાકટર ૩,૫૦,૦૦૦/–ની આસપાસ કરી આપવા સંમત થયેલ છે. છતાં પણ આ બાંધકામ રૂાં ૫,૦૦,૦૦૦/– માં આપી કામકાજ ચાલુ કરેલ છે. હાલમાં ૩૦'–૦"×૨૨'–૦" માં કુલ ૪ દુકાનોનું આયોજન કરેલ છે. હું પોતે પણ આ મિલકતમાં ભાડુઆત તરીકે રહેતો હતો. અને હાલ પણ મારા રૂમનો કબજો મારા હસ્તક જ છે. જેમાં મારો સામાન તથા મારા રૂમની બાજુમાં મારા બાજી સને ૧૯૭૦થી ભાડુઆત તરીકે રહેતા હતા. તે રૂમોના પણ કબજો હમારા હસ્તક જ છે અને આ રૂમોમાં પણ હમારો સામાન છે. હમો વર્ષોથી વાર્ષિક ભાડુ એક સાથે જમા કરાવતા આવીએ છીએ. પરંતુ છેલ્લા પાંચ વરસથી હમો અવાર–નવાર હમારા રૂમોનું ભાડુ મજીલસમાં રૂબરૂ આપવા ગયેલ, છતાં જમા લીધેલ નથી. તેમજ ત્યાર બાદ ત્રણ વખત મનીઓર્ડરથી પૈસા મોકલવા છતાં મજીલસે ખુદામુદીન ટ્રસ્ટ–ડાભેલ, સિમલકવાળા સ્વીકારતા નથી અને બીજાઓને એવી વાતો કરે છે કે એ

લોકો મજીલસના રૂમો પચાવી પાડવાના છે અને કબજો સોપતા નથી. પરંતુ હકીકત એ છે કે મજીલસે ખુદ્દામુદ્દીન ટ્રસ્ટ–સિમલક, ડાભેલ તરફથી કોઈ જિમ્મેદાર સચીન આવતા નથી અને હમો એમને ફોન પર કે રૂબરૂ મળવા માંગીએ તો એ લોકોને ફુરસદ નથી. હું મારો રૂમનો કબજો પણ આપવા તૈયાર છું, પરંતુ મારો ઈરાદો છે કે હાલમાં જે દુકાનો બની રહી છે, તેમાં મને પણ ૧ દુકાન મળે અને જે ભાડું નકકી થાય તે હું આપવા તૈયાર છું, પરંતુ ન તો મારા ભાડાના પૈસા સ્વીકારે છે કે મારી સાથે સ્થળ પર કે મજીલસની ઓફીસમાં વાતો કરવા તૈયાર છે. એમના આવા વહીવટના કારણોસર એક બાઈએ એમની સચીન ગામમાં મિલકત હતી, જે મજીલસમાં વકફ આપવાનું મુનાસીબ ન સમજી બીજી સચીનમાં જ એક મસ્જિદમાં વકફ કરી છે. હમારા બે રૂમો હમો આપવા તૈયાર છે, પરંતુ હાલમાં જે દુકાનો બની રહી છે, તેમાં થોડો સુધારો વધારો કરી, ૪ દુકાનોની જગ્યાએ ૮ દુકાનો બને એમ છે, પરંતુ મજીલસવાળા સચીનમાં જ આ જ મિલકતમાં હોટલ ચલાવતા એક મુસ્લિમ ભાઈના કહેથી આ બધું એમના પર છોડી કામો કરતા રહે છે. ભૂતકાળમાં પણ આ હોટલમાંથી ખાલી શરાબની બોટલો પણ નીકળેલી હતી. જેની જાણ પણ મજીલસમાં કરવામાં આવેલ હતી, પરંતુ આંખ આડા કાન કરી, ઉલટો ચોર કોટવાળને દંડે તેવી નીતી મજીલસવાળાએ અપનાવેલ છે.

ભવિષ્યમાં નજીકમાં જ સચીન રેલ્વે સ્ટેશન પર ઓવરબ્રીજ બનાવવાનું પ્લાનીંગ છે. જેથી હાલમાં જે બાંધકામ ચાલી રહ્યું છે, તે મોટે ભાગે રેલ્વેલાઈનમાં આવી જશે અને બાંધકામ નજીકના ભવિષ્યમાં જ ડીમોલીશન થશે જ. જે જાણતા હોવા છતાં તથા સચીન રેલ્વે પર ત્રીજી લાઈન નાંખવાનું પણ નકકી થઈ ગયેલ, સદર હોટલવાળાની હોટલ પણ તૂટી જવાની હોય, માલિક પોતાની મિલકત ઉભી કરવા પોતાનું કહ્યું જ કરતા આવે છે, જેનો સાથ સદર મિલકતમાં મસ્જિદના ઈમામ સાહબ આપી રહ્યા છે. જે બાબતે આપનો વિગતવાર જવાબ આપવા મહેરબાની કરી સવાબે દારૈન હાસિલ કરશો.

**જવાબ** :– આપે સવાલ રૂપે જે વિગત રજૂ કરી છે, તેમાં આપ શું પુછવા માંગો છો ? તેનું કોઈ પણ સ્પષ્ટીકરણ નથી, આપની એ વિગતનો ખુલાસો જોઈએ તો બે વાતો નજર સમક્ષ આવે છે, પહેલી તો નવા શોપીંગ સેન્ટરનું જે આયોજન કરવામાં આવ્યું છે, તેના કોન્ટ્રાકટ ઉપર આપે વાંધો ઉઠાવ્યો છે, જેના વડે આપ મજીલસના સંચાલકો ઉપર એવો આરોપ લગાવી રહ્યા છો કે નવા બાંધકામનું કોન્ટ્રાકટ એક કોન્ટ્રાકટરે સાડા ત્રણ લાખમાં કરી આપવા બાબત સંમતિ આપવા છતાં મજીલસના સંચાલકોએ એ કોન્ટ્રાકટ તેને ન આપતાં અન્ય એક વ્યકિતને પાંચ લાખમાં આપ્યું છે, આડકતરી રીતે આપ આ રજૂઆત વડે મજીલસના સંચાલકો ઉપર બદ્‌–દયાનતિનો આરોપ લગાવી રહ્યા છો, સૌપ્રથમ તો એ જાણી લેવાની ઝરૂરત છે કે કોઈ પણ ખરીદ–વેચાણ અથવા કામકાજની બાબતમાં માત્ર સામે પક્ષ તરફથી ઓછી કિંમત આંકવું એ વાતની દલીલ નથી કે તેમાં જ સંસ્થાનું હિત અથવા જે કામ કરાવવામાં આવી રહ્યું છે, તેની ભલાઈ છે. આપ બજારમાં કોઈ ચીજ ખરીદવા માટે જાઓ, એક દુકાનદાર આપને ૧૦૦ રૂા.માં આપની ઝરૂરતની ચીજ આપવા તૈયાર છે, જયારે અન્ય દુકાનદાર તેવી જ વસ્તુ ૧૫૦ રૂા.માં આપી રહ્યો છે, પરંતુ ૧૦૦માં આપવામાં આવનારી વસ્તુ ફાયદો પહોંચાડવાની દ્રષ્ટિએ નીચલા દરજ્જાની છે, ટકાઉ નથી, તકલાદી છે. જ્યારે ૧૫૦માં જે વસ્તુ મળી રહી છે તે પેલી વસ્તુની તુલનામાં શ્રેષ્ઠતા, ટકાવ અને ફાયદાની દ્રષ્ટિએ ઘણી જ વધારે છે, તો કોઈ પણ વ્યકિત માત્ર કિંમત ઓછી હોવાને લઈ તે ખરીદશે નહિં, આ જ સિધ્ધાંત કામકાજ બાબત પણ લાગુ પડે છે. ઝરૂરી નથી કે જે કોન્ટ્રાકટરે સાડા ત્રણ લાખમાં કામ કરી આપવા બાબત સંમતિ દર્શાવી તેનું કામ અને તેની કવોલિટી પેલા પાંચ લાખ લઈ કામ કરનારના જેવી જ હોય, કોઈ પણ વ્યકિત જેને કામની થોડી ઘણી સમજ હોય તે વગર કોઈ કારણે વધારે રકમ દેવા તૈયાર થતી નથી, પછી મજીલસના સંચાલકો જેમની અમાનતદારી અને કામકાજની સુજબુજ તેમજ વિશ્વસનીયતા મુસ્લિમ સમાજમાં સર્વમાન્ય છે, તેઓ ભલા એવું પગલું કેમ ઉઠાવે ? આપે સવાલ રૂપે જે લખાણ મોકલ્યું છે, તેમાં આપ પોતે જ

લખો છો કે નવી બની રહેલી દુકાનોમાં આપ પણ એક દુકાન લેવા ઈચ્છો છો, પરંતુ મજીલસવાળા આપને આપવા તૈયાર નથી. આપે લખેલી એ બાબતથી સમજી શકાય છે કે આપના લખાણનો આશય શું છે? અને બીજી વાત આપ પોતે પણ લખો છો કે "હું પોતે પણ આ મિલકતમાં ભાડુઆત તરીકે રહેતો હતો અને હાલ પણ મારા રૂમનો કબ્જો મારા હસ્તક જ છે. જેમાં મારો સામાન તથા મારા રૂમની બાજુમાં મારા બાજી સને ૧૯૭૦થી ભાડુઆત તરીકે રહેતા હતા, તે રૂમોનો પણ કબ્જો હમારા હસ્તક જ છે અને આ રૂમોમાં પણ હમારો સામાન છે." આપે પોતે સ્વીકારેલી હકીકત જોઈને પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આપે તે રૂમો ઉપર પોતાનો કબ્જો કેમ જમાવી રાખ્યો છે ? હાલાંક કે શરઈ રૂએ આપના વાલિદ સાહબવાળા રૂમો જે એમના કબ્જામાં હતા, તેમની વફાત થવાથી તેમની સાથે થયેલો ભાડા કરાર આપો આપ ખતમ થઈ ગયો, ઝરૂરી હતું કે આપ એમની વફાત થતાં જ તે રૂમો મજીલસને પરત કરતે, પરંતુ સરકારી કાયદાનો સહારો લઈ આપ તેના ઉપર કબ્જો જમાવીને બેઠા છો, એ હાલતમાં આપને એવો ખ્યાલ નથી આવતો કે આ વકફની મિલકત છે, જેના ઉપર શરઈ રૂએ હું ખોટી રીતે કબ્જો જમાવીને બેઠો છું, વળી આપ લખો છો કે હમારા રૂમોનું ભાડું મજીલસવાળા સ્વીકારતા નથી, આપે તેમની અસ્વીકૃતિનો તો ઉલ્લેખ કર્યો, પરંતુ તેઓ કેમ નથી સ્વીકારતા, તે દર્શાવ્યું નથી ? આ ટાંણે આપને શરઈ હુકમથી વાકિફ કરવા માટે આ અગાઉ અમારો એક ફત્વો જે "અલ-ઈસ્લાહ"માં જ પ્રકાશિત થઈ ચુકયો છે, તેને ટાંકું છે.

કિરાયાદારીના કરારને શરીઅતની પરીભાષામાં "અકદે ઈજારહ" કહેવામાં આવે છે. કોઈ બે વ્યકિતઓ જયારે મકાન ભાડે લેવા-દેવાનો કરાર કરે છે તો તેની બે રીત હોય છે. પેહલી રીત તો એ છે કે માસિક ભાડું નક્કી કરી કેટલી મુદત માટે મકાન ભાડે આપવામાં આવી રહ્યું છે તે પણ ચોક્કસ રૂપે નક્કી કરી દેવામાં આવે. દા.ત. એવું કહેવામાં આવે કે આ મકાન બે વરસ માટે માસિક રૂા. ૧૦૦/- ભાડાના હિસાબે તમને ભાડે આપું છું. એ સુરતમાં બે વરસ પુરા થવા પહેલાં ભાડુત પાસેથી માલિક મકાન પાછું લઈ

શકતો નથી. અને ભાડુતને પણ હક્ક રહે છે કે બે વરસ સુધી એ મકાન પોતાના કબ્જામાં રહેવા દે. પરંતુ પ્રતિમાસ રૂા. ૧૦૦/–ના હિસાબે ભાડું ચુકવવું ઝરૂરી છે.

બીજી રીત એ છે કે માસિક ભાડું તો નક્કી કરી દેવામાં આવે, પરંતુ આ મકાન કેટલી મુદ્દત માટે આપવામાં આવી રહ્યું છે, તેનો ચોક્કસ રૂપે ઉલ્લેખ કરવામાં ન આવે. દા.ત. એવું કહેવામાં આવે કે આ મકાન તમને માસિક રૂા. ૧૦૦/– ભાડેથી આપું છું. એ સુરતમાં ભાડા કરાર કરવાના સમયથી લઈ એક મહિના સુધીની કિરાયાદારીનો મામલો પાકો સમજવામાં આવશે, પરંતુ આગળ નવો મહિનો શરૂ થાય તે પહેલા મકાન માલિક ભાડુતથી કહી આપે કે મહિનો પુરો થતા સામાન ખાલી કરી આપવું, તો ભાડુત માટે મકાન ખાલી કરી માલિકને સોંપવું ઝરૂરી છે. અને આ પાવર મકાન માલિકને દરેક નવો મહિનો શરૂ થવા અગાઉ મળે છે. એ જ પ્રમાણે નવો મહિનો શરૂ થવા પહેલાં મકાન માલિક ભાડું વધારવા ચાહે તો ભાડુતને કહી આપે કે આવતા મહિનાથી મકાન ભાડું રૂા. ૧૦૦/–ની જગ્યાએ રૂા. ૧૫૦/– લઈશ, તો એવું કરવાનું પણ મકાન માલિકને ઈખ્તિયાર છે. અગર ભાડુતને એ ભાડું પોસાતું હોય તો આવતા મહિને મકાનમાં રહે, નહીં તો મકાન ખાલી કરી આપે. ભાડુતનું તે મકાનમાં રહેઠાણ ચાલુ રાખવું અને મકાનને ખાલી ન કરવું તેના રૂા. ૧૫૦/– ભાડા ઉપર રાજી હોવાની દલીલ સમજવામાં આવશે. [ફતાવા આલમગીરી, શામી વિગેરે]

આપણે ત્યાં ભાડુતો આ બીજા પ્રકારવાળી કિરાયાદારીવાળી સુરતમાં મકાન માલિકના કહેવા છતાં સરકારી કાનૂનનો સહારો લઈ મકાન ખાલી પણ નથી કરતા અને ભાડું પણ વધારતા નથી, આ કૃત્ય શરઈ રૂએ નાજાઈઝ અને હરામ છે.

વકફની મિલ્કત બાબત શરઈ હુકમ એ છે કે વકફનું મકાન એક વરસથી વધારે મુદ્દત માટે ભાડે આપવાનો કરાર જાઈઝ નથી. મતલબ કે મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે ભાડાના મકાનનો કિરાયાદારીનો મામલો કરતી વખતે ધ્યાન રાખે કે કોઈ પણ વ્યક્તિને એક વરસથી વધુ મુદ્દત માટે

ભાડે ન આપે. [મજમુઅહ કવાનીને ઈસ્લામ પેજ—૩૬૪]

એક વરસ પુરૂં થયા પછી ફરી બીજા વરસ માટે કિરાયાદારીનો મામલો નવેસરથી કરી શકાય છે. તે પણ ત્યારે જયારે કે ભાડુત તરફથી ખોટી રીતે કબ્જો જમાવવા અથવા મિલ્કત પચાવી પાડવાનો ભય ન હોય. [હવાલો ઉપર મુજબ] અગર ભાડુત તે મુજબનું ભાડું ન આપે તો એણે ચૂકવેલ ભાડા પછી જે કંઈ કમી અને ખોટ રહી ગઈ છે, તેને કોઈ પણ પ્રકારે તેની પાસેથી વસુલ કરવાનો ટ્રસ્ટીને હક્ક છે. [શામી ભાગ—૩/૪૩૬—૪૩૭]

ભાડુત ઉપર ખરેખર તો બજાર ભાડાની અદાયગી ઝરૂરી ઠરે છે. પરંતુ સરકારી કાનૂનનો સહારો લઈ તેઓ કબ્જો પણ છોડતા નથી અને ભાડું પણ વધારતા નથી. તો તેઓનું આ કૃત્ય સખ્ત હરામ અને વખોડવા પાત્ર છે. એવાઓના આ કૃત્યોને સમાજ સમક્ષ ખુલ્લા પાડી સમાજથી સહકાર માંગવામાં આવે અને એઓ પાસેથી મસ્જિદની આ દુકાનો પરત લઈ આગળ ઉપર જણાવેલ શરઈ સિધ્ધાંત મુજબ નવા ભાડુતોને ભાડે આપવામાં આવે. એવા લોકોએ યાદ રાખવું જોઈએ કે દુન્યામાં સરકારી કાનૂનનો સહારો લઈ ભલે મસ્જિદનો હક્ક મારતા રહે, પરંતે કાલે કયામતના દિવસે અલ્લાહ સમક્ષ હાજર થઈ પોતાના બધા જ કૃત્યોનો જવાબ આપવાનો છે. મોત બરહક છે, કોઈપણ તેનાથી છુટી શકવાનું નથી.

[અલ—ઈસ્લાહ રજજબ—૧૪૨૭ હિ.]

ઉપરોકત ફત્વો અને શરઈ હુકમ વાંચ્યા પછી આપ વિચારો કે રૂમોને વર્ષોથી પોતાના કબ્જામાં રાખી મજીલસના સંચાલકોને આપ દોષ દઈ રહ્યા છો, તે કેટલી હદે દુરૂસ્ત છે ? આપને જોઈએ કે વહેલામાં વહેલી તકે એ રૂમો ઉપરથી પોતાનો કબ્જો હટાવી મજીલસના સંચાલકોને સુપરત કરો. અને આટલા વર્ષો સુધીનું એનું જે બજાર ભાડું થતું હોય, તે પણ પુરેપુરૂં ચુકવી આપો, તો જ આપ આખિરતમાં અલ્લાહની પકડથી પોતાને બચાવી શકશો. વળી આપ પોતાના એ શરઈ રૂએ ખોટા કબ્જાની બુનિયાદ પર જ નવી બની રહેલી દુકાનોમાં એક દુકાનની માંગણી કરી રહ્યા છો, આપની એ માંગણી પણ શરઈ રૂએ કેટલી યોગ્ય છે ? તે પણ વિચારી લેશો. આ

રીતે દીનની નિખાલસ ખિદમત કરનારા લોકોને રંજાડી આપ પોતાના ઉપર આખિરતનો કેટલો મોટો બોજો લઈ રહ્યા છો, તેને વિચારી અને ધ્યાનમાં લઈ વહેલી તકે પોતાના આ કૃત્યથી સાચા દિલથી તવબહ કરો. દુન્યાની આ જિંદગી હમેશાની નથી, કયારે આંખ મિચાઈ જાય તે કહી શકાય નહિં. અને ત્યારે તવબહનો પણ મવકો હાથથી નીકળી જશે. અલ્લાહ તઆલા આપણને સૌને સદ્‌બુદ્ધિ આપી, સદ્‌માર્ગે ચલાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ટુરવાળાએ જે જે સગવડો આપવાની બાંહેધરી આપી હતી તે મુજબ ન કરે તો રકમ પરત મેળવી શકાય ?

**સવાલ** :– જણાવવાનું કે ગયા વર્ષે હમો રાંદેર ના એક ટુર સંચાલક હસ્તક હજજે બયતુલ્લાહના સફર પર ગયા હતા, જેમાં એવણે હજ કમિટિના ભરેલા પૈસા સિવાય રૂા. ૧૨૨૬૫/– લઈ નીચે મુજબની સહુલતો આપવાનું મોટી મસ્જીદ રાણીતલાવ મસ્જીદના ઈમામ સાહબ ના રૂબરૂ વચન આપ્યું હતું (ચાર્જ રૂા. ૧૨૨૬૫ વ્યકિત દીઠ હતું.)

(૧)ગવરમેન્ટ ના કાયદા મુજબ મુકાતી રસીઓ મુકાવી નહિ. અમો ડાયરેકટ મેડિકલ ઓફિસરનું પ્રમાણ પત્ર તૈયાર કરાવી લઈશું.

(૨) હજ કમિટિ દ્વારા કુર્રામાં વિજેતા ઉમ્મેદવારો જે એવણની સાથે જોડાશે એ બધાને એકજ મુઅલ્લીમ હસ્તક એક જ પ્લેનમાં લઈ જઈ હરમ શરીફની ઘણી નજીકની મિલકતમાં ઉતારવામાં આવશે. જેની દલીલમાં એંવણ રમઝાન શરીફ માં ઉમરાની નિયતથી જઈ બિલ્ડીંગ નક્કી કર્યાનું પણ જણાવતા હતા.

(૩)મારા ઘરમાં સફરના બરાબર બે મહિના પહેલાંજ બાબા ની આમદથી ડોકટરોની સલાહ મુજબ આરામની જરૂર હોય હમોને ખાસ ગ્રાઉન્ડ ફલોર પર રૂમ આપવામા આવશે જેમાં ગાદી તકીયાની સહુલતો પણ હશે.

(૪) પુરા સફર દરમ્યાન દિવસમાં સવારે ચા નાસ્તો બે વાર પેટ ભરીને સુરતી ટાઈપ જમવાનું તેમજ બપોર ની ચા રૂમ પર ટીફીન માં પહોંચાડવામાં આવશે. જેથી ખાવાનું ખુટી જવાની બીકે હરમથી ભાગમ ભાગ ન કરવી પડે. સાથે ખાવામાં જોઈતા બધાજ વાસણો પણ આપવામાં આવશે.

(૫) ઉપરોકત વચનો એવણે મક્કા મુઅઝ્ઝમા, મદીના મુનવ્વરા તેમજ અરફાતના મેદાન માટે આપ્યા હતા.

આમ અગાઉ નક્કી થયા મુજબની ઉપર મુજબના બધાજ વચનો પાળવામાં મુસાભાઈ તેમજ તેમના સાથીદારો લગભગ નિષ્ફળ ગયા હતા. જેથી ત્યાં ઘણાજ મન દુઃખ થયા હતા. કેટલાક સાથીઓએ કંટાળીને કેટલીય વાર ઝઘડા કર્યા હતા. ત્યારે એવણે લીધેલા પૈસા માંથી સારી એવી રકમ સુરત જઈ પાછી આપવાની બાંહેધરી આપી હતી.

(૧) સુરત આવ્યા પછી પાંચ પાંચ મહિના થયા છતાં એવણને વારંવાર કહયા છતાં એ પૈસા આપવા એવણ ગલ્લા તલ્લા કરે છે. તો ઈસ્લામી શરીઅતની રૂએ શું અમો એ પૈસા પાછા મેળવવા હકદાર છીએ ?

(૨) એવણે બધાજ વચનોનો ભંગ કર્યો હોય શું હમો કાનુની રાહે પોલીસની મદદ લઈ એ પૈસા મેળવવા હકદાર છીએ ?

(૩) સમાજમાં બુઝુર્ગોની સોહબતમાં ઉઠવા બેસવાનું રહી હજ જેવા મુબારક સફરમાં હાજીઓ જોડે બનાવટ કરતા આવા નફ્ફટ તત્વો સામે બીજા હાજીઓ મુશ્કેલીમાં ન મુકાય એ માટે પ્રચાર કરવું યોગ્ય છે ?

મારા ઉપર મારા દબાણથી (કહેવાથી) એવણની સાથે જોડાયેલા શહેરના કેટલાક ઈઝઝતદાર તેમજ વગદાર હાજી સાથીઓ તેમજ કેટલાક ગરીબ હાજીઓનો ઉપરોકત પગલા લેવા ઘણુજ દબાણ થાય છે. કેટલાક તો મારા તરફથી એવણની ભલામણ કરેલ હોવાથી એમના આવા કરેલા વચન ભંગમાં તેમજ પૈસા પડાવવામાં મારો પણ સાથ છે એમ આરોપ મુકે છે.

**જવાબ :–** (૧) આપે જે મામલો એમની સાથે કર્યો હતો તેમાં એવણ તરફથી જે જે સગવડો આપવાની બાહેંધરી આપવામાં આવી હતી

તે દરેક સગવડ ની કિંમત રૂપે અલગ–અલગ રકમ નક્કી કરવામાં આવી હતી તો એમાની જે જે સગવડ એમના તરફથી સદંતર પહોંચાડવામાં આવી નથી તે સગવડની કિંમત રૂપે જે રકમ તમે એમને આપી છે. તે સંપૂર્ણ એમની પાસેથી મેળવી શકો છો અને જે સગવડ એમણે પહોંચાડી પરંતુ નક્કી કરવામા આવેલી સ્ટાન્ડર્ડ મુજબ નહિ બલ્કે ઉતરતી કક્ષાની આપવામાં આવી તો તમારા આપસના કરારમાં જે કક્ષા નક્કી કરવામાં આવી હતી. તેનાથી જેટલી કમી આવી હોય તે મુજબ તેની નક્કી થયેલી કિંમતમાંથી ઘટાડો કરી તફાવત વસુલ કરી શકો છો.

(૨) બેહતર તો એજ છે કે આપસમાં મળી બેસીને આ કજીયાને ઉકેલવામાં આવે તે છતાં અગર આપનો જાઈઝ હક મેળવવા માટે કાનૂની પગલાં લેવા સિવાય અન્ય કોઈ રસ્તો ન રહી જાય તો તે પણ અપનાવી શકાય છે.

(૩) શરઈ મર્યાદામાં રહી અન્યોને તકલીફ માં પડતા બચાવવાની નિય્યતે સહીહ જાણકારી આપી શકાય છે. અલબત્ત એમાં ન્યાયનુ પાલન હાથથી ન છુટી જાય તેની તકેદારી રાખવી આવશ્યક છે.

અલ્લાહ તઆલા નું ફરમાન છે :–

ولا يجرمنكم شنان قوم على الاّ تعدلوا اعدلواهو اقرب للتقوى واتقوا الله

اِنّ الله خبير بما تعملون [المائدة – ۸]

અર્થાત :– કોઈ ખાસ જમાઅતની દુશ્મની તમને (તેઓના મામલામાં) ઈન્સાફ નહિ કરવા ઉપર ન ઉશ્કેરે. ઈન્સાફ કરતા રહો. એજ તકવાથી વધુ નિકટ છે. અને અલ્લાહથી ડરતા રહો. નિશંક અલ્લાહને તમારા તમામ કૃત્યોની ખબર છે. (સુ. માઈદહ, આયત–૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ડ્રાઈવર કંડકટરનું ફરજ બજાવ્યા વિના પગાર લેવું હરામ છે.

**સવાલ :–** અમારા ગામના અનેક મુસ્લિમો એસ. ટી. કોર્પોરેશન માં

ડ્રાઈવર – કંડકટરની ફરજ બજાવે છે. આ બધા કર્મચારીઓ પાંચ ટાઈમના નમાઝી છે. તથા રમઝાન શરીફમાં એક મહિનાની રજા લઈ ઈબાદત પણ કરે છે.

કેટલાક ડ્રાઈવરો યુનીયન નેતા હોય યુનીયન પ્રવૃત્તિના નામ પર ફરજ બજાવ્યા વિના રમી ખાય છે. જેના કારણે મુસાફરો પરેશાન થાય છે. કંડકટરો કટકીબાજ છે. ટિકિટ આપ્યા વિના ખિસ્સા ભરે છે, અને સરકારને ખોટમાં નાંખે છે.

આવા લોકો માટે ઈસ્લામ ધર્મમાં શું અઝાબ છે તે જણાવવા મહેરબાની કરશો જેથી આવી પ્રવૃત્તિ બંધ થાય.

**જવાબ :–** કોઈક માણસ કોઈક જગ્યા પર નોકરી કરે અને તે નોકરીમાં આઠ કલાકની ડ્યુટી આપવાનો આપસમાં કરાર થઈ ગયો. આ આઠ કલાક તે નોકરી કરનારે પેલાને વેચી આપ્યા અને હવે એ આઠ–કલાકનો સમય તેની પાસે પેલી વ્યક્તિની અમાનત છે જેને ત્યાં તેણે નોકરી કરવાનુ સ્વીકાર્યું છે. માટે અગર તે આઠ–કલાકમાંથી એક મિનિટ પણ તેણે અન્ય કામમાં વાપરી જેમાં વાપરવાની માલિક તરફથી રજા ન હતી, તો તેનું આ કૃત્ય અમાનતમાં ખિયાનત છે અને એનું પરિણામ એ આવશે કે મહિનાના અંતમાં જે પગાર મળ્યો છે તે સંપૂર્ણ રૂપે હલાલ નથી. કારણ કે ડ્યુટી પુરી કરી ન હતી.

ઈસ્લામમાં અમાનતનું ઘણુંજ મહત્વ છે. અમાનતમાં ખિયાનત મુસ્લીમનું કૃત્ય નથી.બલ્કે મુનાફિકનું કામ છે. કુર્આન અને હદીસમાં અમાનત ઉપર ઘણું જ જોર આપવામાં આવ્યું છે. અલ્લાહ તબારક–વ–તઆલાનું ફરમાન છે કે : અલ્લાહ તઆલા તમને આદેશ આપે છે કે અમાનતોને તેમના હકદારો સુધી પહોંચાડો (સૂરએ નિસા). નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે : જે વ્યકિતમાં અમાનત નથી તેમાં ઈમાન પણ નથી. (મુસ્નદે અહમદ ૩/૧૩૫) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું એક અન્ય ફરમાન છે કે મુનાફિક ની ત્રણ નિશાનીઓ છે : જયારે વાત કરે તો જુઠ બોલે, જયારે વાયદો કરે તો

તેના વિરૂધ્ધ કરે અને જયારે તેના પાસે કોઈ અમાનત મૂકવામાં આવે તો તેમાં ખિયાનત કરે, અન્ય એક રિવાયતમાં છે કે ચાહે તે નમાઝ—રોઝા રાખતો હોય અને પોતાને મુસલમાન સમજતો હોય. (સહીહ બુખારી શરીફ).

કુર્આને પાકમાં તોલ—માપમાં કમી કરવાવાળાઓ માટે દર્દનાક અઝાબની ધમકી આવી છે. જેઓ અન્યોથી વસુલ કરવાનો સમય આવે છે તો પુરેપુરૂં વસુલ કરે છે. જયારે અન્યોને આપવાનો સમય આવે છે તો ઓછું આપે છે. (સૂરએ મુતફફીફીન) લોકો એવું સમજે છે કે તોલ માપમાં કમી ત્યારે થાય છે જયારે કે આદમી કોઈક વસ્તુ વેચે અને તેમાં દંડી મારે, હાલાંકે ઉલમા ફરમાવે છે કે તોલ—માપમાં કમી દરેક વસ્તુમાં સંભવ છે, માટે અગર કોઈ વ્યકિત આઠ—કલાકનો નોકર હોય અને તે પુરા આઠ—કલાક ડયુટી ન બજાવે, તે પણ તોલ—માપમાં કમી કરનાર ગણાશે અને તે અઝાબનો હકદાર ઠરશે. [ઈસ્લાહી ખુતબાત—ભાગ—૩]

વળી પુછેલી સુરતમાં તે વ્યકિત યુનિયનની પ્રવૃત્તિના નામે ડયુટી ન બજાવવાને લઈ ખિયાનતના મહાન ગુનાહની સાથે મુસાફરોને હેરાનગતિમાં નાંખવા અને દુઃખ પહોંચાડવાના મહાન ગુનાહનો આચરનાર પણ ઠરે છે. વિના કારણે લોકોને દુઃખ પહોંચાડવું હરામ છે.

જે કંડકટરો મુસાફરોને ટિકિટ આપ્યા વગર તેઓ પાસેથી ટિકિટના પૈસા લઈ પોતાના ગજવામાં મૂકે છે તેઓ પણ ખિયાનતના મહાન ગુનાહના આચરનાર ઠરે છે. અને ઉપર જણાવવામાં આવેલ વઈદોના હકદાર બને છે. તેઓનું આ કૃત્ય ઈસ્લામી આદેશ અને તઅલીમના સદંતર વિરૂધ્ધ હોવાની સાથે ઈસ્લામના અનુયાયીઓ માટે શરમજનક તેમજ ટીકાપાત્ર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. શેરોની લે—વેચ ઉપર મહેનતાણું લેવું.

**સવાલ :—** હું શેરબજારની થોડી જાણકારી ધરાવું છું અને સામેની વ્યકિત શેરોની લે—વેચની વ્યવસ્થા કરવાની કામગીરી ઈમાનદારી અને ભરોસાપૂર્વક બજાવવા માટે મહિને થોડા રૂપિયા નકકી થાય તે અને બીજું

શેરોની લે-વેચથી જે ફાયદો-નફો થાય તેમાં ૧૦%-૨૦% જે નકકી થાય તે આપવા માટે રાજી છે. મુડી સામેની વ્યકિતની રહેશે અને અગર નુકશાન થાય તો તે પણ ભોગવવા રાજી છે તો આ રીતે કામ કરવું જાઈઝ છે ? નાજાઈઝ હોય તો તેની જાઈઝ તરકીબ શું હોય શકે ?

**જવાબ :-** કોઈ વ્યકિત આપને એક ચોકકસ રકમ (દા.ત.એક લાખ રૂપિયા ) આપી એવું કહે કે આપ આ રકમ વડે શેરોની લે-વેચ કરો અને એમાં જે નફો થશે, તેમાં આપને ચોકકસ ટકા આપવામાં આવશે. (દા.ત. ૨૫ % આપના અને ૭૫ % રકમવાળાના ) અને એમાં કોઈ ખોટ જાય તો તે પુરી રકમવાળાના શિરે રહેશે. એવા મુઆમલહને શરીઅતની પરિભાષામાં અકદે-મુઝારબત કહેવામાં આવે છે. ચોકકસ સમય માટે તેમજ શેરોના પ્રકાર વિગેરેની ચોખવટ સાથે આ પ્રમાણેનો મામલો શરઈ રૂએ દુરૂસ્ત છે કોઈક વ્યકિત પાસે શેર મવજૂદ છે, તેના વેચાણ ઉપર મહેનતાણારૂપે કોઈ ચોકકસ રકમ નકકી થયા મુજબ આપવામાં આવે તો તે પણ દુરૂસ્ત છે અથવા કોઈ વ્યકિત શેર ખરીદવા ચાહે છે, તેને આપ પોતાના અનુભવની રૂએ ખરીદી આપો અને પોતાના આ કામનાં મહેનતાણા રૂપે કોઈ ચોકકસ રકમ નકકી કર્યા મુજબ તેની પાસેથી મહેનતાણરૂપે વસુલ કરો તો તે પણ દુરૂસ્ત છે. પરંતુ આ બન્નેવ સુરતો અકદે મુઝારબત કહેવાશે નહિં. બલ્કે અકદે-ઈજારહ કિંવા મહેનતાણા બદલ કામ કરવાની શકલો કહેવાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. બાંગી સાહબ કરતાં ઈમામ સાહબનો પગાર વધારે કેમ ?

**સવાલ :-** ઈમામ કરતાં બાગી સાહબનું કામ વધારે હોય છે. ઘણા લોકો કહે છે કે બાંગી સાહબનો પગાર વધારે આપવો જોઈએ. તો ઈમામ સાહબને કેમ વધારે પગાર અપાય છે. હાલાં કે બાંગી સાહબનું કામ વધારે હોય છે તો વધારે પગાર બાંગી સાહબને આપવો જોઈએ અને લોકો પણ કહે છે કે વધારે પગાર બાંગી સાહબને આપવો જોઈએ, પણ દેતા નથી એ બાબતમાં તમારી શું રાય છે અને મસઅલો શું કહે છે કિતાબોના હવાલાથી

જવાબ આપશો

**જવાબ :–** અકદે ઈજારહ કામ કરનાર અને કામ લેનાર બન્નેવની આપસની રઝામંદીથી કરવામાં આવે છે, માટે કામ કરનારને અગર એને આપવામાં આવી રહેલુ વેતન ઓછું લાગતું હોય તો તે નોકરી ન સ્વીકારે, તેના ઉપર કોઈ ઝબરદસ્તી નથી, રહયો લોકોનો પ્રશ્ન તો એ વિષે એટલું યાદ રહે કે કામના પ્રકાર અલગ અલગ હોય તો વેતનનું વધારે ઓછું હોવું પ્રકાર ઉપર આધારીત હોય છે. કોઈ બાંધકામ ચાલી રહયું છે, ત્યાં મજુરો ઈંટો–પત્થર વિ. ઉઠાવી એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જઈ રહયા છે, અથવા બીજું કોઈ મહેનતનું કામ કરે છે તેઓ એ કામમાં વધારે પસીનો વહાવી રહયા છે, અને તેઓ ઉપર દેખરેખ રાખનાર સુપર વાઈઝર એક જગ્યાએ ઉભો–ઉભો તેમના કામને જોઈ રહયો છે, તે ઓછો પસીનો વહાવે છે તે છતાં મજુરોનું વેતન આછું હોય છે, અને સુપરવાઈઝરનું વધારે હોય અને આ વાત દરેક સમજી શકે છે. અલ્લાહ તઆલા સદબુધ્ધિ આપે. (આમીન) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ડ્રાઈવરની રજા વગર પગાર કાપી શકાય નહી.

**સવાલ :–** મારે ત્યાં ડ્રાયવર છે. મુસલમાન છે, ખાધેલ પીધેલ છે, ઘણો સમજાવ્યો છતાં સમજતો નથી. ઘરમાં બાલ–બચ્ચાને કંઈ આપતો નથી. બાઈ અને છોકરીઓ લોકોના વાસણ કપડા કરી ગુજરાન ચલાવે છે. મેં તેના પગારમાંથી ૨૦૦/– રૂા. કાપી લીધા અને કહયું કે બરોબર છે ? તો કહે, હાં બરાબર છે. ચુકતે મળ્યા તો કહે હા બરાબર છે અને તે પૈસા મેં મારા ઘરવાળા મારફતે તેમની છોકરીને આપી દીધા તો આ કેમ છે ? બરોબર છે, ચાલશે કે કેમ ? હું હવે દર માસે આમજ પૈસા કાપી લેવા માંગુ છું ?

**જવાબ :–** અગર આપે તેને પહેલાંથી જણાવી આપ્યું હોય કે હું તારા પગારમાંથી ૨૦૦ રૂપિયા કાપી લઈને તારી અવરત અને છોકરીના ગુજરાન માટે તેઓને આપીશ, અને ત્યાર પછી આપે સવાલમાં લખયા મુજબ કર્યું હોય તો વાંધો નથી અને જો એમ નથી તો પછી તેની મરજી વગર આપ

એવું કરી શકો નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૭. સંસ્થામાં પ્રવેશ ફીની શરઈ હયસિયત.

**સવાલ** :– સલામ મસ્નુન બાદ, શું ફરમાવે છે ઉલ્માએ દીન નીચે લખેલી વિગતના બારામાં કે,

એક ખાલિસ દીની તઅલીમી સંસ્થાએ પોતાના પ્રવેશ નિયમોની જે પુસ્તિકા પ્રગટ કરી છે તેમાંથી અમુક નિયમો શરઈ દ્રષ્ટિએ જવાઝનાં દરજામાં છે કે નથી તેનો હવાલા સાથે જવાબ આપી આભારી કરશો.

નં. – ૩ મદ્રેસા બનાતમાં પ્રવેશ મેળવવા માટે દર વરસે નવી તાલિબાતે એડમીશન ફોર્મ ભરવું પડશે અને તેની સાથે રકમ ૩૫૦૦/– ભરવી પડશે. (હાલ રૂા. પાંચ હજાર પૂરા)

નં.–૪ જુની તાલિબાત માટે નવું ફોર્મ ભરવાનું રહેશે અને તેની સાથે પ્રવેશ ફીની રકમ રૂા. ૩૩૦૦/– અંકે (તેત્રીસ સો પુરી) ભરવાની રહેશે અને અમલ કરવામાં ગફલત કરવીં નહિં.

નં. (૫) બનાતમાંથી મેળવેલ ફોર્મ અને પ્રવેશ ફીના રૂા. એકી સાથે રજુ કર્યા સિવાય પ્રવેશ આપવામાં આવશે નહિં. પ્રવેશ ફીની રકમ ભર્યા પછી કોઈપણ સંજોગોમાં પરત કરવામાં આવશે નહી.

નં. ૬–તાલિબહ ગમે ત્યારે ગમે તે કારણે મદ્રેસા છોડી ચાલી જાય. અગર મદ્રેસો પોતે કોઈ કારણસર તેણીને છુટી કરે તો તે સંજોગોમાં ભરેલી કંઈ પણ રકમ પરત માંગવા અગર મેળવવા તેણી કે તેના વાલીઓ હકદાર રહેશે નહિં, અને આવી માંગણી કરવામાં આવે તો તે રદબાતલ ગણાશે.

(૧) ઉપરોકત નિયમો ઉપર એ સંસ્થામાં અચુક પાલન કરવામાં આવે છે તો શું એવા નિયમો ઘડવા અને પ્રવેશ ફીના નામે એક સારી જેવી રકમ (જયારે કે બીજા દીની ઈદારાઓમાં નજીવી પ્રવેશ ફી લેવામાં આવે છે) મજબુરન સંસ્થા છોડનાર છોડવનારની રકમ જપ્ત કરવું અને દીની સંસ્થામાં વાપરવું જાઈઝ છે ? એમાં દાખલ કરાવનાર વ્યકિત આ નિયમો ઉપર રઝામંદી દર્શાવતો હોતો નથી પરંતુ પોતાની લાચારીએ એનો સ્વીકાર

કરે છે તો એ મજબુરીનો ખોટો લાભ તો નથી.

આ પુછવાનો હેતુ ફકત મસ્અલાની જાણકારી છે. જેથી શરઈ રૂએ જવાઝ હોય તો કોઈ પ્રશ્ન જ નથી રહેતો અને જો નાજાઈઝ હોય તો દલીલ સાથે જણાવશો. જેથી ખાલિસ દીની હેતુ માટે સ્થપાયેલી સંસ્થાજ પ્રવેશ ફીના નામે શરીઅતના કાનુનનું ખુલ્લે આમ નિકંદન વાળતી હોય તો તેના જવાબદારોને મસ્અલાથી આગહ કરી શકાય. ફિત્ના માટે આ સવાલ કર્યા નથી.

**સવાલ (૨)** :– એક તાલીબહનો ઈન્તેકાલ ચાલુ તાલીમે થયો છે. સંસ્થા છોડી નથી કે સંસ્થાએ તેણીની છુટી કરી નથી તો એ નિયમ–૬ મુજબ એણીની જમા રકમમાંથી ખર્ચ બાદ કરી બાકી પડતી રકમ એ સંસ્થા પોતાના પાસે જમા રાખી શકે યા નહિં ?

**સવાલ (૩)** :– એ સંસ્થા પોતાના પ્રવેશ નિયમોમાં પ્રવેશ ફીના નામે તાલિબાતના પ્રવેશ સમયે જે નાણા પ્રાપ્ત કરે છે જે આ સાથે રજુ કરેલા પ્રવેશ નિયમોનો અભ્યાસ કરવાથી સ્પષ્ટ થાય છે તો શું એ આધારે પોતાના તરફથી તાલીમી અને ખાધા ખોરાકી વિગેરેનો બંદોબસ્ત કરી તાલિબાત અને તેના વાલીઓ ઉપર એહસાન જ કરે છે અને જયારે તાલિબાત ચાલી જાય અથવા તેને કાઢી મુકવામાં આવે ત્યારે એ પ્રવેશ ફી વસુલ કરી એહસાન કરવાનું છોડી દેશે એવું ગણાશે. એ તાલિબાતના વાલી પ્રવેશ ફી ભરવા છતાં એહસાન તળે આવેલા કહેવાશે નહિ ?

**જવાબ (૧)** :– શરઈ રૂએ તાલિમી સંસ્થામાં પ્રવેશ માત્ર એવી વસ્તુ નથી જેની કિંમત અથવા મહેનતાણા રૂપે ફીસ વસુલ કરવામા આવે. અલબત્ત એ પ્રવેશના પરીણામ રૂપ પ્રવેશ પામનાર તાલિબહને એ સંસ્થામાં તાલિમ પ્રાપ્ત કરવા તેમજ ખાવા–પીવા તથા રહેવાની સગવડ આપવામાં આવે છે. જો એ પ્રવેશ ફીને તાલીમનું મહેતાણું અથવા ખાવા–પીવાની કિંમત યા રહેવાનું ભાડું શુમાર કરીએ તો એ વસુલ કરવાની ગુંજાઈશ નીકળશે પરંતુ એ સુરતમાં એની હેસીયત પ્રવેશ ફીની નહિ, બલ્કે તાલીમ ફીસ, ખોરાકી ફીસ અને બોર્ડીંગ ફીસનીજ ઠરશે અને તાલિબહ જેટલી

મુદ્દત સંસ્થામાં રહી તાલીમ મેળવે અથવા ખાવુ ખાઈ અથવા બોર્ડીંગમાં રહે તેટલી જ ફીસ તેની પાસેથી વસુલ કરવાની શરઈરૂએ ઈજાઝત મળશે. એથી વધુ વસુલ કરવું જાઈઝ ઠરશે નહિં, માટે આપે તાલીમી સંસ્થાના જે નિયમો બાબત પુછપરછ કરી છે તે શરઈ રૂએ વાંધાજનક છે કોઈ મુસલમાનનો માલ એની દિલી રાઝામંદી વગર હલાલ નથી.

**જવાબ (૨) :–** નહિ.

**જવાબ (૩) :–** ઉપરના જવાબમાં એનો ઉત્તર આવી ગયો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. વિદેશથી આવનાર લોકોની ખરીદારી ઉપર દુકાનદાર ટેક્ષી ડ્રાયવરને કમીશન આપે તે ઈનામ છે ?

**સવાલ :–** અમારે અહીં ટેક્ષીનો ધંધો છે અને હમારા સામે પટેલ મુસાફરખાનું છે. જયાં લંડનથી આવતા જતા પેસેન્જરો ઉતરે છે અને અમો તે લોકોને એરપોર્ટ ઉપર લેવા તથા મુકવા જઈએ છે, તો અહિંયા અમુક વખતે ગાડી ન હોય તો બીજી ગાડી બીજેથી કરી આપવી પડે તો તેમાં અમોને ગાડી કરી આપવામાં કમીશન મળે છે. આમાં પણ એમજ છે. અમો ૪૦૦ રૂપિયામાં ભાડું નકકી કરી આપીએ તો ગાડીવાળાથી હમને કમીશન મળે.

લંડનથી આવનાર પેસેન્જર અહીં બોમ્બેથી તે લોકો બજારમાં ખરીદી કરવા માટે જાય છે તો તે વખતે હમો ગાડીવાળા તેમને ખરીદ કરાવવા સારી દુકાનમાં લઈ જઈએ તો દુકાનવાળા હમો ટેકસીવાળાને તેમની ખરીદી ઉપર ૧૦% કમીશન આપે છે. હવે સવાલ એ છે કે જો અમે કમીશન ન લઈએ તો તે દુકાનદાર ગ્રાહકને કંઈજ ન આપે તો શું આવી રીતે અમારે કમીશન લેવું ન કે લેવું? લેવું જાઈઝ છે યા નહિં ? તે જણાવશો. અમોને મળતા કમીશનથી ગ્રાહક બેખબર છે. જો અમે સાથે ન જઈએ અને ગ્રાહક એકલો જાય તો પણ તેને એજ ભાવથી મળે, મતલબ ૪૦૦૦ રૂા.નો માલ થાય તો ૪૦૦૦ રૂા. પૂરાજ લે. અમારા જવાથી હમને ૧૦% મળે બાકી તેને તો એટલાજ આપવા

પડે જેટલી રકમ થાય.

**જવાબ :–** મોટા ભાગે કમીશન શબ્દનો ઉપયોગ મહેનતાણા માટે વપરાય છે. જેને સાદી ભાષામાં દલાલી કહી શકીએ. જેથી તે શરઈરૂએ 'ઉજરત'નો એક પ્રકાર ઠરે છે. શરઈરૂએ એના માટે જરૂરી છે, "અકદે ઈજારહ"કરવામાં આવે જેમાં કામ કરાવનાર કોઈ ચોકકસ કામ કરવાની જવાબદારી કામ કરનાર ઉપર નાખે, અને તે કામના બદલામાં ચોકકસ મહેનતાણું નકકી કરે અને એના જવાબમાં સામો પક્ષ કિંવા કામ કરનાર એ જવાબદારી સ્વીકારે. હવે પછી નકકી થયેલ કરાર મુજબ જયારે કામ કરનાર તે ચોકકસ કામને બજાવશે, તો તે નકકી કરવામાં આવેલ મહેનતાણાનો હકદાર ઠરશે.

પુછેલી સુરતમાં બન્નેવમાં પહેલેથી એ પ્રમાણે કોઈ કરાર થયેલો હોતો નથી. જેથી કમીશનના નામે આપવામાં આવતી મજકુર રકમ મહેનતાણું કહી શકાય નહિં. એ માત્ર એક ઈનામ કહેવાશે. જે દુકાનદાર અથવા બીજો ટેકસીવાળો પોતાની મરજીથી આપે છે. હવે જો એમાં પેસેન્જર સાથે કોઈ ધોકાબાજી ન થતી હોય અને તેને કોઈ નુકસાન આડકતરી રીતે પહોંચાડવામાં આવતું ન હોય તો એ ઈનામની રકમ આપવા માટે દુકાનદાર અથવા ટેકસીવાળાને ફરજ પાડી શકાય નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. મેન્ટેનન્સ ખર્ચ રૂપે લેવામાં આવતી ફી અદા કરવામાં આનાકાની કરવું.

**સવાલ :–** અમારા ગામમાં સંસ્થા ૫૦ વરસ ઉપરથી વોટર વર્કસના વાર્ષિક રૂા.૨૦૦ વસુલ લે છે. હવે આપણા જે મુસ્લિમો નજીવા કારણસર અથવા ભવિષ્યમાં મહાનગરપાલિકા પાણી પુરૂં પાડે તો વધારે પડતા બીલ આવે એ ડરથી બીલ ભરવાની આનાકાની કરે છે. (પુરી તફસીલ આગળ ના સવાલમાં લખી છે) હવે પુછવાનું એ કે આવી રીતે પાણીનો ઉપયોગ કરવો અને એક યા બીજા કારણસર બીલ ન ભરવું ઉચિત છે. અગર વાંધો

હોય તો બોર કરાવી, પાણી વાપરે. પાણી વાપરવું અને સંસ્થાનું બીલ ન ભરવું શરઈ રીતે જાઈઝ છે ? એનો કોઈ ગુનો નહીં થાય ?

**જવાબ :–** કોઈ પણ સેવાભાવી સંસ્થા તરફથી સેવારૂપ જે સગવડો લોકોને પહોંચાડવામાં આવે છે અને તેના ઉપર આવતો જરૂરી ખર્ચ પુરો કરવા માટે મેન્ટેનન્સ ખર્ચ રૂપે મામુલી વાર્ષિક રકમ તે સગવડોના લાભ લેનારાઓ પાસેથી વસુલ કરવામાં આવે છે, તે ખરેખર આપવામાં આવતી સગવડ ની કિંમતરૂપે નથી. બલ્કે માત્ર નિભાવખર્ચ રૂપે લેવામાં આવે છે. સાથેજ તેઓને આ સેવા જે શરતોને આધીન રહી આપવામાં આવે છે તેઓ માટે જરૂરી છે કે તે તમામ શરતોનું સંપુર્ણરૂપે પાલન કરવાની સાથે નિભાવ રૂપે જે વાર્ષિક રકમ તેઓ ઉપર લાગુ કરવામાં આવી છે તે પણ બરાબર અદા કરતા રહે. નહિં તો પોતાની રીતે પોતાની જરૂરત પુરી કરવા માટે આગવી વ્યવસ્થા કરી લે, તેઓનું વાર્ષિક નિભાવ ખર્ચ અદા કરવામાં આનાકાની કરવું અને સેવાથી લાભ લેવા માટે નકકી કરવામાં આવેલ શરતોનું ઉલ્લંઘન કરવું અને સાથેજ તે સેવાભાવી સંસ્થા સંચાલકોને યેનકેન પ્રકારે હેરાન કરવું શરઈરૂએ સખ્ત ગુનાહિત અને વખોડવા પાત્ર કૃત્ય છે. સંસ્થા અગર તેઓના અપકૃત્યોને લઈ પોતાની સેવા વડે આપવામાં આવતા લાભો રોકવા ચાહે તો રોકી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. કોન્ટ્રાકટરના કામમાં નુકસાનીનું ઝિમાન લેવું.

**સવાલ :–** કોઈ સંસ્થાના પ્રમુખ અથવા ટ્રસ્ટીઓએ કોઈ કોન્ટ્રાકટર અથવા મિસ્ત્રી સાથે સ્ટેમ્પ ઉપર લખાણ કરી સંસ્થાનું કામ આ શર્તે સુપ્રત કર્યું હોય કે જો તમો બિલ્ડીંગ બાંધકામમાં પ્લાસ્ટર, ટાઈલ્સના કામ વિગેરેમાં નુકસાની કરશો તો સંસ્થા તમારા માલમાંથી નુકસાનીના પૈસા કાપી લેશે.

તો શું કામ રાખનાર વ્યકિત પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ જાય અને બિલ્ડીંગના બાંધકામમાં નુકસાની કરે અથવા ખામી રાખે તો શું સંસ્થાના પ્રમુખ તથા ટ્રસ્ટીઓ તેમની પાસેથી નુકસાનીના પૈસા કાપી શકે કે નહિં ? અને જો કાપી લે તો તે શરઈ રીતે જાઈઝ છે કે નહિં ? તેનો જવાબ આપી

આભારી કરશો.

**જવાબ :-** કોન્ટ્રાકટરની હેસિયત અજીરે મુશતરકની હોવાને લઈ એના હાથે (અથવા એના માણસના હાથે) બિલ્ડીંગના કામમાં જે નુકસાની થશે તેનું ઝિમાન (નુકસાનીનું વળતર) તેના ઉપર વાજિબ છે. જેથી કોન્ટ્રાકટર સાથે એવી શર્ત કરી હોય કે ન કરી હોય, એના હાથે થયેલા નુકસાનનું વળતર એની પાસેથી લઈ શકાય છે. બલ્કે સંસ્થાનું કામ હોય તો માફ કરવાનો પણ અધિકાર પ્રમુખ અથવા ટ્રસ્ટીને નથી.

મિસ્ત્રી સાથે કોન્ટ્રાકટનો મામલો કર્યો હોય કિંવા તેને પ્લાસ્ટર વિ.નું કામ ઉચ્ચક આપી દીધું હતું તો તેના માટે પણ ઉપર મુજબનો જ હુકમ છે અને જો મિસ્ત્રીને ઉચ્ચક (કોન્ટ્રાકટ પર) કામ સોપ્યું નથી, બલ્કે રોજ પર મજૂરી કરે છે યા માસિક વેતન નક્કી કર્યું છે તો તેની બેદરકારી અને ગફલત વગર જે નુકસાની થશે તેનું વળતર એની પાસેથી વસુલ લઈ શકાય નહિં, અને જે નુકસાની એની બેદરકારી અને ઈરાદાપૂર્વક થઈ છે તે વસૂલ લઈ શકાશે. [દુર્રે મુખ્તાર, શામી-૫/૪૯] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. એક હજ ટુરવાલેકા દુસરે ટુરવાલેકો કોટા બેચના ઔર ઈસ સિલસિલેકે ચંદ મસાઈલ.

**સવાલ :-** (૧) સન ૨૦૦૩ સે જો ટુર ગવર્મેન્ટ ઓફ ઈન્ડીયા કે ફોરેન અફેર્સ હજ્જ સેલ મેં રજીસ્ટર્ડ હો વોહી ટુર હજ્જ કે લીયે હાજી લેજા સકતી હે. ઓર જો ટુર હજ્જ સેલ સે રજીસ્ટર્ડ હય ઉનહેં હજ્જ સેલ કી ઓર સે લાયસંસ ઓર કોટા (હાજીયોંકો લે જાનેકા મિલા હુવા કોટા, તસ્રીહ) એલોટ કીયા જાતા હે. ઓર અબ જીસ ટુરકો જીતના કોટા (તસ્રીહ) મિલતા હય ઉસ્કે મુતાબીક હાજી લેજા સકતા હે. (મસલન જો ટુર ઓપરેટર કે પાસ લાયસંસ ૧૦૦ કે કોટા કા હય વહ ટુર ઓપરેટર ૧૦૦ હાજી લેજા સકતા હે.

અબ ઈન ટુર ઓપરેટરમેં કુછ ટુર ઓપરેટર ઐસે હય જીન્હેં ગવર્મેન્ટ

ઓફ ઈન્ડીયા કે હજ્જ સેલ સે કોટા મિલા હુઆ હૈ. લેકિન યે ટુર ઓપરેટર હજ્જ કી ટુર ન લેજાકર સિર્ફ અપના કોટા બેચ દેતે હૈં ઓર એસા કરના ગવર્મેન્ટ કે કાનુન કે ખિલાફ હે તો કયા ઈસ તરહ અપના કોટા કીસી ઓર ટુર ઓપરેટર કો બેચના શરઈ એ'તેબાર સે દુરસ્ત હોગા ?.

(૨) અબ કુછ ટુર ઓપરેટર એસે હે જો ગવર્મેન્ટ ઓફ ઈન્ડીયા કે ફોરેન અફેર્સ હજ્જ સેલ મેં રજીસ્ટર્ડ નહી હે યાને ઉનકે પાસ ન હજ્જ ટુર લે જાને કા લાયસંસ હય ન તો હજ્જ કા કોટા હે. એસે ટુર ઓપરેટર જો રજીસ્ટર્ડ ટુર ઓપરેટર નહી હે વોભી જો ટુર ઓપરેટર કોટા બેચને વાલે ટુર ઓપરેટર હે ઉનસે કોટા ખરીદ કર અપની ટુર લેજાતે હે. યે કારોબાર ભી ગવર્મેન્ટ ઓફ ઈન્ડીયા કે કાનુન કે ખીલાફ હૈ તો કયા ઈસ તરહ કા કારોબાર શરઈ એ'તેબાર સે દુરસ્ત હોગા ?

(૩) ઈન ટુર ઓપરેટર મેં કુછ ટુર ઓપરેટર એસે હૈ જો હજ્જ કી ટુર લે જાતે હે. અબ ઉન્હેં જો કોટા ગવર્મેન્ટ ઓફ ઈન્ડીયા કે હજ્જ સેલ સે મિલા હે વો કોટે કા બુકીંગ પુરા હો જાને પર જો ટુર ઓપરેટર અપના કોટા બેચતે હે ઉનસે કોટા ખરીદ કર જો ટુર કા દામ હોતા હે + કોટા કે રૂપિયે (મસલન ટુર કા દામ ૧૦૦૦૦૦ + ૨૦૦૦૦ કોટા કે રૂપિયે) પર અપના બુકિંગ કરતા હે તો કયા યે કારોબાર શરઈ એ'તેબાર સે દુરસ્ત હોગા ?

(૪) ઈન ટુર ઓપરેટર મેં કુછ ટુર ઓપરેટર એસે હૈં જો હજ્જ કી ટુર લે જાતે હે. અબ ઈન ટુર ઓપરેટર કો માલુમ હોતા હે કી હમારે પાસ જો કોટા હે ઉસ્સે ઝયાદા બુકિંગ આએગા ઈસ લીએ વો ટુર ઓપરેટર કોટા બેચને વાલે ટુર ઓપરેટરસે પહેલે સે કોન્ટેક કર કર ઉન્હેં એડવાન્સ મેં કોટા કે પુરે રૂપિયે દેકર ઉનસે કોટા ખરીદ લેતે હૈં. ઓર ફીર અપને ઓરીજનલ કોટે કા બુકિંગ હો જાને પર (ટુર કા દામ + કોટે કે રૂપિયે) લે કર અપના બુકીંગ કરતે હૈં. તો કયા ઈસતરહ કા કારોબાર શરઈ એ'તેબાર સે દુરસ્ત હોગા ?

(૫) કુછ ટુર ઓપરેટર એસે હૈં જો હજ્જ કી ટુર નહીં લેજાકર અપના કોટા જો ટુર ઓપરેટર હજ્જ કી ટુર લેજાતા હે ઉસે દેતે હૈં ઓર ઉસકે સાથ

પાટનરશીપ કરતે હૈ યાને કોટા જો ટુર ઓપરેટર ટુર નહીં લેજાતા ઉસકા હોતા હૈ ઓર મહેનત જો ટુર લેજાતા હે ઉસકી હોતી હે ઈસ મામલેમેં કોટા કી ખરીદો ફરોખ્ત નહી હોતી, બલ્કે ટુર પુરા હોને પર મુનાફે મેં હિસાબ હોતા હૈ. ઓર ટુર કા જો દામ એક મરતબા તય હોતા હે ઉસમેં ભી ફર્ક નહી આતા. તો કયા ઈસતરહ કા કારોબાર શરઈ એ'તેબાર સે દુરસ્ત હોગા ?

(૬) કુછ ટુર ઓપરેટર એસે હૈં જો હજજ કી ટુર કા દામ શરૂ મેં કમ રખતે હૈં ઓર હજજ કમીટી કા ડ્રો હોજાને પર ઓર દુસરી ટુરમેં જગા ભર જાને પર ટુર કા દામ ઝયાદા કર દેતે હૈં તો ઈસતરહ કા કારોબાર કરના ઓર હાજીયોંકી મજબુરી કા ફાયદા ઉઠાના શરઈ એ'તેબાર સે દુરસ્ત હોગા ?

(૭) અબ મેરા સવાલ ઉન હાજીયોં કે બારે મેં હૈં જીનકા ફર્ઝ હજજ અદા હોગયા હોતા હૈ ઓર વો હજજે નફલ અદા કરને જા રહે હૈ તો કયા ઉનકા ઈન ટુર વાલોં સે ઝયાદા કિંમત દેકર કોટા ખરીદના શરઈ એ'તેબાર સે દુરસ્ત હોગા ?

**નોટ** :- કોટે કા બેચના યા ખરીદના ગવર્મેન્ટ ઓફ ઈન્ડીયા કે કાનૂન કે સખ્ત ખિલાફ હૈ.

ઈસ સવાલ કા જવાબ શરીઅત કી રોશની મેં હવાલે કે સાથ મરહમત ફરમાએં.

**જવાબ** :- આપ કે સવાલાત કે જવાબાત સે પેહલે તમહીદ કે તૌર પર કુછ અર્ઝ કિયા જાતા હય તાકે જવાબાત સમજને મે આસાની હો. આપને લાયસન્સ ઔર કોટા (તસ્રીહ) કી જો તફસીલ કી હય ઉસસે યહ સમજમેં આતા હય કે ગવર્મેન્ટ ઓફ ઈન્ડીયા કી તરફસે ઉનહી ટુર એન્ડ ટ્રાવેલ્સવાલોં કો હાજી લે જાને કી ઈજાઝત હોતી હય જો ગવર્મેન્ટ કે ફોરેન અફેર્સ કે હજ સેલ મેં રજીસ્ટર્ડ હો. શાયદ ઉસ કી વજહ યહ હોગી કે હાજીયો કો વહી ટુર ઔર ટ્રાવેલ્સ હજ કે લીયે લે જા સકેં જો સહીહ તરીકહ સે ઈસ ઝિમ્મેદારી કો નિભાનેકી સલાહિય્યત રખતી હો. તાકે વહાં જાકર હાજીયો કો કિસી પરેશાની કા સામના ન હો. નીઝ સઉદી ગવર્મેન્ટ કી તરફસે હર મુલ્ક કે વાસ્તે હાજીયોંકી એક મખસુસ તઅદાદ મુકર્રર હોતી હય જીન કો હજ કા

વીઝા દિયા જાતા હય. તાકે સઉદી ગવર્મેન્ટ કે લીયે હાજીયોં કા ઈન્તેઝામ કરને મેં કોઈ દુશ્વારી નહો. ઉસી કો 'હજ કે કોટે'કા નામ દિયા ગયા હય. ઈસ કોટે મેસે એક બડા હિસ્સા તો વોહ હોતા હય જીનકો ઈન્ડીયા ગવર્મેન્ટ અપને એક શોઅબહ હજ કમિટી કી તરફસે ઈન્તેઝામ કરકે હજ કે લીયે ભેજતી હય. ઓર એક મખસુસ તઅદાદ જો ટુર ઔર ટ્રાવેલ્સ કંપનીયા હજ કે લીયે હાજી લે જાતી હય, ઉનકે હવાલહ કરતી હય. ઔર વહ ઉન હાજીયોં કો અપને ઈન્તેઝામ સે હજમેં લે જા કર હજ કરાતી હય. ઉસ મખસુસ મિકદાર મેં સે એક મુકર્રરહ તઅદાદ હર ટુર વાલે કો ઉસકી ગુઝશતહ સાલોંકી કારકરદગી કી બુનિયાદ પર લે જાનેકી ઈજાઝત દેતી હય. ઉસી ઈજાઝત કો તશ્રીહ કે નામ સે જાના જાતા હય ઔર ફીર ઉસીકે મુતાબિક સઉદી કોન્સયુલેટ કી તરફસે ઉસ ટુર વાલે કો હજ કા વીઝા જારી કિયા જાતા હય. ગોયા યહ એક હક હય જો ઉસ ટુરવાલે કો ઉસકી સાબિકહ કારકરદગી કો સામને રખ કર દીયા ગયા હય. ઔર ઈસ હક કે ઉસકો હાસિલ હોને મેં ઉસકી સાબિકહ કારકરદગી કો દખલ હય. નીઝ ઈસ તસ્રીહ પર કોઈ મુઆવઝહ ભી નહિ લીયા ગયા. શરઈ એઅતેબાર સે યહ એક ખાલિસ હક હય જીસકો સાહિબે હક ખૂદ તો ઈસ્તેમાલ કર શકતા હય. લેકિન કિસી કો મુઆવઝહ લેકર ઉસકો બેચના શરઅન જાઈઝ નહિ. અગર વોહ અપની મજબુરી યા હાલાત કી વજહ સે ઉસ સાલ હજ કે લીયે હાજીયોંકો લે જાનેકી તાકત નહિં રખતા યા ઉસકા ઈરાદા નહિં તો ઉસ કો ચાહીએ કે વોહ અપને ઈસ ઈરાદહ સે ગવર્મેન્ટ કો બાખબર કરદે તાકે વોહ હક ગવર્મેન્ટ દુસરે કિસી ટુરવાલે કો જો ગવર્મેન્ટ કે ઉસુલ કે મુતાબિક યહ ઈન્તેઝામ કરનેકી સલાહિય્યત રખતા હો દે દે. ખૂદ ગવર્મેન્ટ ને ભી ઈસ કો બેચના જાઈઝ નહિં રખ્ખા. ગોયા ગવર્મેન્ટ કે મુતાબિકભી એસા કરના કાનુન કી ખિલાફવરજી હય ઔર ઈસ તરહ કે ઉમુરમેં આદમી જીસ ગવર્મેન્ટ કે માતહત રેહતા હો ઉસકા હુકમ માનના જરૂરી હો જાતા હય. ઔર ઉસકી ખિલાફવરજી કરનેકી સુરતમેં ચૂંકે જેલ યા દંડ કા અંદેશહ હય. ઈસ લીયે ભી એસા કરના જાઈઝ નહિ. વોહ કામ જીસસે જાન યા માલ કો ખતરહ

લાહિક હોતા હો ઔર શરઈ એઅતેબારસે ઉસમે કોઈ કબાહત ન હો, ઉસકા ઈરતીકાબ શરઅન જાઈઝ નહિ. ચે જાએ કે શરઅન ભી યહ અમલ દુરૂસ્ત નહિ. અબ આપ કે સવાલાત કે જવાબાત પૈશે ખિદમત હય.

(૧) અપની તસ્રીહ કિસી દુસરે ટુર ઓપરેટર કો બેચના દુરૂસ્ત નહિ. ઔર જો રકમ ઈસ તરહ હાસીલ કી ગઈ હય વોહ શરઅન નાજાઈઝ ઔર હરામ હય. જીસ સે લી ગઈ હય, ઉસી કો લોટા દી જાએ.

(૨) યહ કારોબાર ભી દુરૂસ્ત નહિં.

(૩) યહ ભી દુરૂસ્ત નહિં.

(૪) યહ ભી દુરૂસ્ત નહિં.

(૫) જીસ ટુર ઓરેટર કો કોટા મિલા હુવા હય વોહ ખુદભી દુસરે ટુર ઓપરેટર કે સાથ જો ટુર લે જા રહા હય, જાતા હય. ઔર હાજીયોં કો લે જાને લાને કી ખિદમાત મેં હિસ્સા લેતા હય. તબ તો એસા કરના દુરૂસ્ત હય. વરના યહભી અમલી તૌર પર તસ્રીહ બેચને હી કી તરહ હય. જો દુરૂસ્ત નહિં.

(૬) અપની ખિદમાત કી કિંમત મવકા ઔર મહલ કે એઅતેબાર સે કમ યા ઝયાદહ વસુલ કરના બશર્તે કે મુઆમલહ કરતે વકત શુરૂઅ હી સે ઉસકી વઝાહત કર દી ગઈ હો. દુરૂસ્ત હય. અલબત્તહ સામને વાલે કી મજબુરી સે ફાયદા ઉઠાના શરાફતે ઈમાની કે ખિલાફ હય.

અહસનુલ ફતાવા સે એક સવાલ –જવાબ નકલ કિયા જાતા હય ઉસસે યહ મસ્અલહ સમજમેં આ જાયેગા.

**સવાલ :–** એક શખ્સ જરૂરત કી બિના પર અપની કોઈ ચીઝ ફરોખ્ત કરના ચાહતા હય ઔર ખરીદાર ઉસકી મજબુરી સે ફાયદા ઉઠાકર બહોત કમદામ લગાતા હય. મસલન એક ઘડી જીસકી કિંમતે ખરીદ દો–સો રૂપિયે હય ઔર બહાલતે મવજૂદહ સો રૂપિયે મેં ફરોખ્ત હો સકતી હય. લેકિન ખરીદાર પચ્ચીસ સે ઝયાદહ પર ખરીદને કે લીયે તૈયાર નહિ. તો કયા ખરીદાર કા યહ અમલ જાઈઝ હય ?.

**જવાબ :–** યહ અમલ જાઈઝ તો હય, મગર ખરીદાર અગર

સાહિબે-ઈસ્તિતાઅત હય ઔર બેચનેવાલા વાકિઅતન મજબૂર હે તો ખરીદાર કો મુરૂવ્વતસે કામ લેના ચાહિયે ઔર હત્તલ મકદુર બાઈઅ કો સહીહ કિંમત અદા કરના ચાહિયે, ગર્ઝ બયઅ તો બહર સુરત સહીહ હય. મગર કિસી કી મજબૂરી સે ફાયદા ઉઠાના અખલાકો મુરૂવ્વત કે ખિલાફ હે.

[અહસનુલ ફતાવા ૬/૫૦૨]

(૭) ઈસ કા જવાબ ઉપર આ ચૂકા હય.

ફકત વલ્લાહુ તઆલા અઅલમ.

## ૧૨. ભાડુતી મકાનમાંથી મળેલ વસ્તુઓને શું કરે ?

**સવાલ :-** અલ્લાહના ફઝલો કરમથી મારી પાસે બારબેડોસમાં એપાર્ટમેન્ટો (ઘરો) છે. ભાડુતીઓ જયારે ચાલ્યા જાય છે ત્યારે તેમની વસ્તુઓ દાખલા તરીકે ખાવાની પીવાની વસ્તુ અને ઘર વપરાશની બીજી પણ વસ્તુઓ મને એપાર્ટમેન્ટમાંથી મળે છે. તો એ મળેલી વસ્તુઓને માટે શું કરવું જોઈએ તે જણાવશો. કોઈ કોઈ વખત તો બીજા દેશમાંથી પણ ભાડુતીઆઓ આવે અને કોઈ કોઈ બાર બેસડોસના પણ ભાડુતીઆ આવે છે અને તેઓને તેઓની વસ્તુ આપવા જવું અથવા તો રજા લેવું મુશ્કેલ સમઝું છું. માટે મેહરબાની કરીને જણાવવા મહેરબાની કરશોજી.

**જવાબ :-** ભાડુતોના ચાલ્યા જવા પછી એપાર્ટમેન્ટમાંથી જે વસ્તુઓ આપને મળે છે તે બે પ્રકારની છે. (પહેલી) એવી વસ્તુઓ કે મોટે ભાગે મુસાફિર ભાડુતો તેને જાણી બુજીને છોડી ચાલ્યા જાય છે. એવી વસ્તુઓને તો આપ લઈને પોતાના કામમાં વાપરી શકો છો. કારણ કે તે મુસાફિર ભાડુતોનું એ વસ્તુઓને છોડીને ચાલ્યા જવું એ વાતની દલીલ છે કે તેઓ તરફથી એને વાપરવાની ઈજાઝત છે. (બીજી) એવી વસ્તુઓ કે મોટે ભાગે મુસાફિર, ભાડુતો એને જાણી બુજીને છોડી જતા નથી બલ્કે ભૂલથી રહી જાય છે. એવી વસ્તુઓને સાચવી રાખવી જરૂરી છે અને તેના માલિકનો એડ્રેસ મળે તેની પાસે પહોંચાડવી જરૂરી છે. અથવા માલિકની ફરી આવવાની રાહ જોવી જરૂરી છે અને જો માલિકનું એડ્રેસ ન મળે તેમજ માલિકના ફરી આવવાની પણ આશા ન રહે તો પછી ગરીબ-મોહતાજને

એનો સદકો કરી આપવો જરૂરી છે અને જો ખુદ ગરીબ અથવા મોહતાજ હોય તો પોતે પણ પોતાના વપરાશમાં લઈ શકે છે. એટલું યાદ રહે કે બીજા પ્રકારની વસ્તુઓમાં માલિકની તલાશ અને ઈન્તિઝાર વગર કોઈ ગરીબને આપી દેવું અથવા પોતે વાપરવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. બીયર–બાર માટે NOC લખી આપવું મના છે?

**સવાલ :–** હું એક બીલ્ડીંગનો લેન્ડલોર્ડ છું અને એ બીલ્ડીંગમાં એક હિન્દુ હોટલ છે. તે હોટલવાલાને ઉપરની સોફટ (માલીયા) પર પરમીટ રૂમ બનાવવું છે. એટલે કે બીયર–બાર એના માટે એને લેન્ડલી NOC જાઈએ છે. એનું કહેવું એમ છે કે હું એને ફકત એટલું લખી આપું કે કોઈ પણ લીગલ કમરશીયલ ધંધો કરી શકે છે. બસ આટલું કાફી છે. તો આપ સલાહ આપો કે આમ લખી અપાય કે કેમ. તેમજ એના માટે એ મને કાંઈ સારી રકમ પણ આપવા તૈયાર છે. તો તે રકમ મારા માટે જાઈઝ છે કે નહિ ?

**જવાબ :–** આપના તરફથી "બીયર–બાર" માટે NOC લખી આપવું એના ધંધામાં એક પ્રકારનો સહકાર છે અને અલ્લાહ તઆલા ફરમાવે છે : ગુનાહ અને નાફરમાનીના કામમાં સહકાર ન આપો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. ભાડુત હોટલમાં દારૂ રાખે તો ગુનેહગાર કોણ?

**સવાલ :–** ખાંડલી (પુના)માં મારી એક હોટલ છે. તે એક વ્યકિત (હિન્દુ) ચલાવવા માંગે છે એટલે કે મહીનાની ફીકસ રકમ મને આપ્યા કરશે અને ત્યાં દારૂ પણ રાખશે તો જો હું આ જગ્યા એને ભાડેથી આપી દઉં અને ત્યાં દારૂ પણ રાખે તો એ ભાડું મારા માટે જાઈઝ છે કે કેમ ?

**જવાબ :–** આપ એને એવું કહીને ભાડે આપો કે એમાં દારૂ વેચવું નહિં. એ સુરતમાં આપના માટે એનું ભાડું જાઈઝ ઠરશે. હવે જો આપની અજાણતમાં એ દારૂ વેચશે તો એની જવાબદારી આપની રહેતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. ફરજના ભાગરૂપે કરવામાં આવેલ કામ ઉપર અથવા સિફારીશ ઉપર મહેનતાણુ લેવું.

**સવાલ :-** (૧) હું વડોદરા મ્યુનિસિપલ કોર્પોરેશનમાં ટાઈપીસ્ટ તરીકે નોકરી કરૂં છું. અમારી ઓફિસમાં મિલ્કત વેરા લેવાનું કામ થાય છે. પાછલા વરસનો વેરો બાકી હોય તો બાકી વેરા ઉપર થતું વ્યાજ જેટલા વરસનો વેરો બાકી હોય તેટલા વરસનું લેવામાં આવે છે. પરંતુ અમારી ઓફિસના કેશીયર ફકત છેલ્લા એક વરસનું જ વ્યાજ ગણતરી કરી વ્યાજ લેતા હોય છે. અમારા ઘણા ઓળખીતા અમારી પાસે આવી અમને વિનંતી કરે છે કે, પાછલા વરસ ના વેરા ઉપર થતા વ્યાજમાં રાહત કરાવી આપો, અમે કેશીયરને વિનંતી કરીએ છીએ. જેથી તેઓ વ્યાજ ઓછું કરી આપે છે. ઘણી વખત ખોટો વેરો આવતો હોય છે. જે રદ કરવાને પાત્ર હોય છે, તે પણ અમે રદ કરાવી આપીએ છે. હવે જો આવા ઓળખીતા પાસેથી એમ કહીને કે આટલા રૂપિયા ખર્ચ થશે તમારો વેરો ઓછો કરાવી આપીશ. અથવા આટલો ખર્ચ થશે, તમારો ખોટો વેરો રદ થઈ જશે તો આવા ખર્ચના પૈસા લેવા જાઈઝ છે.

(૨) બીજુ અમારી ઓફિસમાં જુના મકાન માલિકના નામે થી નવા મકાન માલિકના નામે મકાન નામફેર કરવામાં આવે છે. આ નામફેર કરવા માટે ઘણા માણસો અમને કામ સોંપીદે છે. અને જે ખર્ચ થાય તે આપવાનું તથા બીજા વધારાના (આપણી મેહનત ના) પૈસા ઉમેરી કુલ ખર્ચ એમ કહીને આટલો ખર્ચ કુલ થયો તો આવી રીતે વધારાના આપણી મહેનતના પૈસા લઈ શકાય ? આવા નામફેર કરવાના કેસમાં જે કાગળીયાની જરૂર હોય તો તે કાગળીયા તૈયાર કરી આપવાના પૈસા લઈ શકાય ? (આવા કાગળીયા એટલે પ્રોપર્ટીકાર્ડની નકલ દસ્તાવેજ ની નકલ વગેરે.)

(૩) કેટલાક માણસો પોતાના મકાનની આકરણી કરાવવા માટે, અથવા થયેલી આકરણી ઓછી કરાવવા માટે અથવા કોર્પોરેશન ના બીજા કામ માટે ગુમાસ્તા ધારાનું લાયસન્સ, સીટી સર્વેમાં કાયદેસર રીતે પોતાનું નામ ચઢાવવા માટે, પ્રોપર્ટીકાર્ડની નકલ મેળવવા માટે, જન્મનો દાખલો મેળવવા

માટે, જન્મ ના દાખલામાં નામ દાખલ કરાવવા માટે, રેશનકાર્ડ નવું કઢાવવા માટે, રેશનકાર્ડમાં નામ દાખલ કરાવવા માટે વિગેરે. અમને કહે છે તો એમની પાસેથી કામ કરવાના પૈસા લઈ શકાય ?(કાયદાની ભાષામાં આકરણી ઓછી કરાવવા માટે અથવા નવીન આકરણી કરાવવા માટે જો પૈસા લેવામાં આવે અથવા નામફેર કરાવી આપવા માટે જે પૈસા લેવામાં આવે તે લાંચ તરીકે ઓળખાય છે. ઉપર મુજબના મસ્અલાનો જવાબ તેમજ આવી રીતે બીજા કોઈ કામ માટે જે આપના ધ્યાનમાં હોય તેવા કામ માટે લેવામાં આવતા પૈસા લેવા જાઈઝ છે? તે શરીઅતની દ્રષ્ટિએ જવાબ આપવા ઘણીજ ગુજારીશ છે.

**જવાબ :-** (૧) પુછેલી સુરતમાં આપે સિફારીશ કરીને તે કામ કરાવી આપ્યું છે. અને સિફારીશનું મહેનતાણુ લઈ શકાય નહિ. જેથી ખર્ચના નામે રકમ લેવી જાઈઝ નથી.

(૨) તમે એમાં શું મહેનત કરી તેની વિગત બયાન કરી નથી. તે લખો પછી જવાબ મળશે.

કાગળીયા તૈયાર કરવા અગર આપની ટાઈપીસ્ટ તરીકે ની ફરજમાં શામેલ છે તો એનો પગાર આપને મ્યુ.કોર્પો.માંથી મળે છે. હવે વધુ કાંઈ લેશો તો તે લાંચમાં ગણાશે. અને જો એ આપની ફરજનો ભાગ નથી તો આપ પહેલેથી નક્કી કર્યા મુજબ મહેનતાણુ લઈ શકો છો.

(૩) જે કામ આપની ફરજ ના ભાગ રૂપે હશે તેના ઉપર પૈસા લેવા જાઈઝ નથી. જે કામમાં આપે માત્ર સિફારીશ જ કરી હશે તે ઉપર પણ રકમ લેવી જાઈઝ નથી. એ સિવાય આપ પોતાની મહેનતના બદલામાં પહેલાંથી નક્કી કર્યા મુજબ લેવા ચાહો તો લઈ શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૯. સોદામાં ત્રીજી વ્યકિતએ કમીશન ખાવું દલાલી નથી.

**સવાલ :-** અમોએ એક માણસને કુર્બાની (મોટા જાનવર) કરાવવા

માટે નક્કી કર્યો હતો, તે ભાઈ દીનદાર હોય એમના ભરોસા ઉપર અમોએ કુર્બાની દીઠ રૂા. ૩૦૦/– આપ્યા હતા. હવે આ સાહેબની સાથે એમણે એમના ભરોસા ઉપર વિશ્વાસ રાખી બીજા એક માણસ મારફત જાનવરોની ખરીદી કરી. હવે આ ત્રીજો માણસ (જે માણસ ને ભરોસા ઉપર લઈ ગયા હતા, જાનવર ખરીદી માટે) પહેલા તેમ બીજા ભાઈ (જે દીનદાર છે)તેમની જાણ વગર ત્રીજા માણસે એક જાનવર દીઠ રૂા. ૫૦/– અથવા રૂા. ૧૦૦/– કમીશન લીધું હવે એમનું એમ કહેવું છે કે આ કમીશન દલાલી તરીકે મારે ખાવું જાઈઝ છે. એનો ફતવો મારી પાસે છે. તો શું આ રીતે બધાને અંધારામાં રાખી કમીશન લીધું, તે જાઈઝ છે? હમારે ત્યાં દર વર્ષે ૧૫ થી ૨૦ જાનવરોની કુર્બાની આવી રીતે વકીલ બનાવી કરવામાં આવે છે. તો આપ સાહેબ ખુલાસાવાર જવાબ આપશો. જેથી આઈન્દા એવા માણસો ઉપર ભરોસો કરીએ નહિ.અને ઉમ્મતના પૈસાનો સહીહ ઉપયોગ થાય અને જુઠ્ઠુ બોલવાની સુરતમાં કુર્બાની માં કંઈ વાંધો આવે ખરો ?

હવે દરેક ભાગના રૂા. ૫૦/– અથવા રૂા. ૧૦૦/– વ્યકિત દીઠ જે પૈસા વધારે ગયા છે. તે હવે તે વ્યકિતને પાછા આપવા અથવા ખાનાર ને માફ કરવો એની શી સુરત ?

**જવાબ :–** તે ત્રીજી વ્યકિતએ કમીશન ખાધું તેની સંપૂર્ણ વિગત આપે લખી નથી.. દલાલી નો મતલબ એ છે કે કોઈ વ્યકિત કોઈ વસ્તુ વેચવા ઈચ્છે છે તેને ખરીદનાર શોધી આપવો અથવા કોઈ વ્યકિત કોઈ વસ્તુ ખરીદવા ઈચ્છે છે તેને વેચનાર શોધી આપવો. અને ખરીદનાર/વેચનાર નો આપસમાં મેળાપ કરાવી આપવો. સોદો તો એ બન્નેવજ કરશે. દલાલનું કામ તો બન્નેવની મુલાકાત કરાવવાનું જ હોય છે. પોતાની આ મહેનત ઉપર પહેલાંથી નક્કી કર્યા મુજબ મહેનતાણું લેવું એનેજ દલાલી કહે છે. જે કાંઈ મહેનતાણુ લેવામાં આવે તે પહેલાં થી નક્કી કરવું જરૂરી છે. ખરીદનાર ને અંધારામાં રાખી એવું કહયું કે આ વસ્તુની કિમત ૩૦૦ /– રૂા. છે. અને વેચનારને ૨૫૦ રૂા. આપી વધારાના પચાસ રૂપીયા દરમીયાનમાંથી પડાવી લેવા એનું નામ દલાલી નથી. અને એવું કરવું જાઈઝ

નથી. કોઈ માણસને કોઈ વસ્તુ ખરીદવા માટે વકીલ બનાવવામાં આવ્યો હોય તો તેના માટે જરૂરી છે કે જેટલી કિંમત માં તે વસ્તુ ખરીદી હોય તેટલીજ રકમ ખરીદનાર પાસેથી વસૂલ કરે. એનાથી વધુ રકમ વસૂલ કરવી ખિયાનત છે. જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. પોતાની જગ્યામાં મોબાઈલ ટાવર ઉભો કરવાનું ભાડું લેવું કેવું છે ?

**સવાલ :–** જત સલામ બાદ આજે મોબાઈલનો જમાનો છે. મોબાઈલ કંપનીઓ પોતાના ગ્રાહકો માટે મોબાઈલ ટાવરો ઉભા કરે છે. અને જો તે ટાવરો ખાનગી જગ્યામાં હોય તો તેમને ભાડું આપે છે. આ ટાવરો મારફતે મોબાઈલ કંપનીઓ પોતાના પોગ્રામો અને ગ્રાહકોના સાથેની ટેલીફોનીક વાતો પ્રસાર કરે છે. આ પોગ્રામોમાં આ ટાવરો મારફતે એક ગ્રાહક બીજા ગ્રાહકને સંદેશાઓ મોકલે છે. વાત ચીતો કરે છે. આવા સંદેશાઓમાં ઘણા ગ્રાહકો નાગા અને બીભત્સ ચિત્રો પણ મોકલે છે. તથા કંપનીઓ પોતાના ગ્રાહકનું મનોરંજન પુરુ પાડવામાં, ગાયનો, ધાર્મિક શ્લોકો, તથા પીકચરના ગાયનો અને પીકચરો પણ સરકયુલેટ (પ્રસાર) આ ટાવરો મારફતે કરે છે. આ ટાવરોનું ભાડુ કંપનીઓ તરફથી આપવામાં આવે છે. જે ટાવરનું ભાડું આ કંપનીઓ એસ. એમ. એસ., વાતચીત, તથા બીજા પોગ્રામો દ્વારા વસુલ કરી તેમાંથી ચુકવે છે. મોટા ભાગના પોગ્રામો શરીયત થી બેન્ડ (શરીયતની ઈઝાઝત ન હોય) તેવા પોગ્રામો હોય છે. તેવા પોગ્રામોથી વસુલ કરવામાં આવે છે.

સદરહુ બાબતો અંગે સવાલ એ છે કે,આવી રીતે જગ્યા ભાડે આપી તેનું ભાડુ લેવુ પોતાના કે ધાર્મિક સંસ્થાના કામોમાં વાપરવું શરીયતથી જાઈઝ છે કે કેમ ? તેનો ખુલાસો આપવા મહેરબાની.

**જવાબ :–** આપે પોતાના સવાલમાં જે મુદ્દો ઉઠાવ્યો છે તે ઉપર હઝરાતે ફુકહાએ વિગત વાર ચર્ચા કરી એ વિષયમાં ઉસૂલ અને કાયદાઓ ઘડયા છે. હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા.(રહ.) ની એક કિતાબમાંથી કેટલાક અંશો

રજુ કરૂં છું. કોઈ ગુનાહમાં મદદરૂપ બનવું જે કુર્આનની રૂ થી હરામ છે. તે છે જેમાં ગુનાહનો ઈરાદો તેમજ નિય્યત હકીકત અથવા હુકમ રૂપ શામેલ હોય. હકીકતમાં શામેલ હોવાનો અર્થ એ છે કે દિલમાંજ એવો ઈરાદો હોય કે એના વડે ગુનાહિત કૃત્ય આચરવામાં આવે અથવા અસલ મામલામાં બન્નેવ પક્ષકારોમાંથી એક તરફથી તે ગુનાહિત કૃત્યનો ઉલ્લેખ કરવામાં આવે. અને હુકમમાં શામેલ હોવાનો મતલબ એ છે કે તે વસ્તુ ગુનાહિત કૃત્યો સિવાય અન્ય કોઈ કામમાં વપરાતીજ ન હોય, જેમ કે ગાવા-વગાડવાના સાધનો તબલા-સારંગી અને વિવિધ પ્રકારના મ્યુઝિક સાધનો, કે એ વસ્તુઓને બનાવવું તેમજ વેચવું ચાહે ગુનાહનો ઈરાદો ન હોય પરંતુ હુકમની રૂએ એ પણ ગુનાહમાં શામેલ છે. અને જયાં ગુનાહ ન તો હકીકતમાં હોય ન હુકમની રૂએ, તે ગુનાહિત કૃત્યમાં મદદરૂપ બનવામાં દાખલ નથી. અલબત્ત મદદરૂપ બનવાને મળતી એક બીજી વસ્તુ છે. જેને ફિકહની પરિભાષામાં તસબ્બુબ (સબબરૂપ બનવું) કહેવામાં આવે છે. એ પણ કુર્આન ની રૂએ હરામ છે. ચાહે ગુનાહ નું રૂપ હોય યા ન હોય. દા. ત. મુશ્રિકોના મઅબુદોને ગાળો ભાંડવી કુર્આની આદેશની રૂએ એટલા માટે મના છે કે તેઓ તરફથી મઅબૂદે હક ને ગાળો ભાંડવાનો સબબ બને છે. એજ પ્રમાણે કોઈના માં-બાપને ગાળ આપવાને હદીસે પાકમાં પોતાના માં-બાપને ગાળ આપવું આ તસબ્બુબ ના લઈનેજ કહેવામાં આવ્યું છે.

પરંતુ અહિંયા એક મહત્વનો મુદ્દો વિચારવા લાયક એ છે કે તસબ્બુબ એક એવો વિશાળ શબ્દ છે જેમાં બધાજ જાઈઝ કામોનો સમાવેશ થઈ જાય છે. અગર તસબ્બુબના ભાવાર્થને કોઈ પણ રીતે સબબ બનવા માટે લઈ લેવામાં આવે તો કદાચ દુન્યાનું કોઈ જાઈઝ કામ પણ જાઈઝ ન રહે. જમીનમાં અનાજ અને ફળ ઉગાડનાર સબબ બને છે કે તે અનાજ અને ફળોથી અલ્લાહના શત્રુઓને ફાયદો પહોંચે. કાપડ બનાવવું, દુકાન બનાવવું, વાસણો અને વપરાશની ચીજો બનાવવું. એ બધી વસ્તુઓમાં પણ સ્પષ્ટ છે કે દરેક સારો નરસો માણસ એને ખરીદીને વાપરે છે અને પોતાના ગુનાહિત કૃત્યોમાં પણ વાપરે છે. અને તેનો સબબ આ વસ્તુઓનો બનાવનાર બને છે. અગર

આ રીતે હરામ હોવાના હુકમને વિસ્તારવામાં આવે તો કદાચ દુનિયામાં કોઈ કામ પણ જાઈઝ ન રહે. એટલા માટે જરૂરી છે કે સબબે કરીબ અને સબબે બઈદમાં ફર્ક કરવામાં આવે છે. કે સબબે કરીબને મના અને સબબે બઈદને જાઈઝ ઠેરવવામાં આવે. ઉપરોકત બધા દાખલાઓ સબબે બઈદના છે જેથી તે જાઈઝ રહેશે.

આગળ જતાં હઝ. મુફતી સા. (રહ.) એ એના ઉપર સૈધ્ધાંતિક રીતે વિગતવાર ચર્ચા કરી છે. જેને અહિંયા ટાંકવું બિનજરૂરી છે. અલબત્ત તેમાનો એક પેરો નકલ કરવામાં આવે છે. "બીજો પ્રકાર સબબે કરીબનો તે છે કે છે તો સબબે કરીબ પરંતુ ગુનાહના માટે ઉત્તેજીત કરનાર નથી બલ્કે ગુનાહનું આચરણ બીજી કોઈ પોતાની મરજી અને સ્વતંત્રતાથી કામ કરનાર વ્યકિતના કૃત્યથી થાય છે જેવી રીતે કે દ્રાક્ષનો રસ એવા માણસને વેચવો જે એના વડે દારૂ બનાવે અથવા એવા માણસને ઘર ભાડે આપવું જે એમાં મૂર્તિ પૂજા કરે વિગેરે, કે આ વેચાણ અને ભાડે આપવું ભલે એક રીતે ગુનાહનો સબબે કરીબ છે પરંતુ તેના માટે ઉત્તેજીત કરનાર નથી. દ્રાક્ષના રસને ખરીદવાથી એ લાઝિમ નથી આવતું કે તેનું દારૂજ બનાવે અને ઘર કોઈ મુશ્રિકને ભાડે આપવાથી એ લાઝિમ નથી આવતું કે તે એમાં મૂર્તિ પુજા જ કરે. બલ્કે તે પોતાની જહાલત અથવા ખબાસતથી આ ગુનાહમાં સંડોવાય છે......(છેવટ સુધી) (જવાહિરૂલ ફિકહ)

હવે આપે પુછેલ પ્રશ્ન બાબત જાણી લીયો કે મોબાઈલ કંપનીઓ તરફથી ઉભા કરવામાં આવતા ટાવરોનો અસલ ધ્યેય અને મુખ્ય આશય સંદેશાઓની આપ–લે જ હોય છે. બીજી બધી વસ્તુઓ જેનો આપે સવાલમાં ઉલ્લેખ કર્યો છે, તે બુનિયાદી હયસિયત ધરાવતી નથી અને એટલાજ માટે મોબાઈલ ફોનનું ખરીદ વેચાણ જાઈઝ કહેવામાં આવે છે. કારણ કે ફોનનો બુનિયાદી આશય સંદેશાની આપ–લે જ છે.હાલાં કે આપ જાણો છો કે આજે મોબાઈલ ધારકોનો મોટો વર્ગ એને કેવી રીતે વાપરે છે. પરંતુ તેના વપરાશમાં આવેલું આ પરિવર્તન મોબાઈલ ધારકની પોતાની સ્વતંત્ર ઈચ્છા અને ઈરાદાના તાબે હોવાને લઈ અસલ મોબાલઈના ખરીદ–વેચાણના

જાઈઝ હોવા ઉપર એની કોઈ પ્રતિકુળ અસર પડતી નથી. જેથી મોબાઈલ કંપનીઓને ટાવર ઉભા કરવા માટે જમીન અથવા જગ્યા ભાડે આપવું શરઈરૂએ જાઈઝ ઠરશે. અલબત્ત આપ જેવી કોઈ વ્યકિત તકવાની રૂએ એનાથી બચવા ચાહે તો તે સરાહનીય કહેવાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. લઘુમતી શૈક્ષણિક સંસ્થાના શિક્ષકોને સરકારી ધારા ધોરણથી ઓછુ વેતન આપવું કેવું છે ?

**સવાલ** :- હમારા શહેરમાં કટેલીક મુસ્લિમ લઘુમતી શૈક્ષણિક સંસ્થાઓ છે. આ સંસ્થાઓનું કામ મુસ્લિમ સમાજના બાળકો માટે શાળાઓ ચલાવી શિક્ષણનો પ્રચાર –પ્રસાર કરવાનું છે. આ સંસ્થાઓ દ્વારા જુદા જુદા સ્થળોએ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ ચલાવવામાં આવે છે. જેમાંથી તમામ પ્રાથમિક શાળાઓ નોન–ગ્રાન્ટેડ છે. (અહીં એ બાબતની ખાસ નોંધ લેવી કે શાળા શરૂ કરતી વખતે સંસ્થાએ સરકારશ્રીની મંજુરી માટેનું અરજીપત્રક ભરવાનું હોય છે. આ અરજીપત્રકમાં સંસ્થા તરફથી લેખિતમાં બાંહેધરી આપવામાં આવતી હોય છે કે શાળા શરૂ કરવાની મંજુરી અને માન્યતા આપવામાં આવશે તો તેમા કામ કરતા શિક્ષકગણને વખતોવખત સરકારશ્રી દ્વારા નક્કી કરવામાં આવતા પગાર અને ભથ્થાની ચૂકવણી કરવામાં આવશે.) નોન–ગ્રાન્ટેડ પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યીર્થીઓ પાસેથી દર મહિને શિક્ષણ ફી, સત્ર ફી અને નવા દાખલ થનાર વિદ્યાર્થીઓ પાસેથી દાખલ ફી નિયમ મુજબ લેવામાં આવે છે. આ ઉપરાંત કેટલીક સંસ્થાઓ પ્રવેશ વખતે વિદ્યાર્થીઓના વાલીઓ પાસેથી ડોનેશન પણ લે છે જે કાયદેસર લઈ શકાય નહીં. ફીની આવકમાંથી શાળામાં કામ કરતા કર્મચારીઓને પગાર ચૂકવવામાં આવે છે. તથા શાળાને લગતા જરૂરી ખર્ચાઓ પણ કરવામાં આવે છે.

શાળા શરૂ કરવાની મંજૂરી મેળવ્યા પછી કેટલીક સંસ્થાઓ શિક્ષકોને ઉચ્ચક પગારથી નોકરીએ રાખે છે.એટલે કે સરકારી નિયમ મુજબ પગાર

ચૂકવવામાં આવતો નથી. શિક્ષકોને નિમણૂકપત્ર આપવામાં આવતા નથી તેમજ વેકેશનનો પગાર બચાવવા માટે શિક્ષકોને વેકેશનમાં છૂટા પણ કરી દેવામાં આવે છે. આમ, સરકારશ્રીના કાયદાનુ પાલન કરવામાં આવતું નથી.જેમ જેમ મોંઘવારી વધતી જાય છે. તેમ તેમ સરકારશ્રી દ્વારા દર છ–છ મહિને મોંઘવારી ભથ્થા જાહેર કરવામાં આવે છે. આ મોંઘવારી ભથ્થાં પણ આપવામાં આવતા નથી. અને સંચાલકો તેઓની રીતે મનચાહે ત્યારે શિક્ષકોના પગારમાં થોડો–ઘણો વધારો કરી આપે છે. ટૂંકમાં શિક્ષકોને તેમના હક મેળવવા માટે સંચાલકોની મહેરબાની પર આધાર રાખવો પડે છે. કેટલીક સંસ્થાના સંચાલકો શિક્ષકોને સરકારી ધારા–ધોરણ મુજબ પગાર અને ભથ્થાં આપવા માટે સહમત છે. પરંતુ સંસ્થાના કેટલાક ટ્રસ્ટીઓ આ બાબતનો વિરોધ કરીને જણાવે છે કે, બીજી ખાનગી શાળાઓ સરકારી ધારા–ધોરણ મુજબ પગાર અને ભથ્થાં આપતી નથી માટે આપણે પણ સરકારી ધારા–ધોરણ મુજબ પગાર અને ભથ્થાં આપવાની જરૂર નથી. (અહીં ફરીથી યાદ અપાવું છું કે શિક્ષકોને સરકારી ધારા–ધોરણ મુજબ પગાર અને ભથ્થાં ચૂકવવા એ શાળાની માન્યતા અને મંજુરી માટેની પૂર્વ શરત છે. શાળા લઘુમતિ હોય કે ન હોય સરકારી ધારા–ધોરણ મુજબ પગાર આપવા માટે કાયદેસર રીતે બંધાયેલી છે.)

આમ સંસ્થા દ્વારા સરકારી નિયમોનું (શાળા શરૂ કરતી વખતે સરકારશ્રીને લેખિતમાં આપેલ બાંહેધરીનું) અને કર્મચારીઓને આપવામાં આવેલ નિમણૂકપત્રમાં જણાવેલ શરતોનું પાલન કરવામાં ન આવે તો.

(૧) ઉપરોક્ત બાબતે સંસ્થાના ટ્રસ્ટીઓની શું જવાબદારી છે ?

(૨) દરેક સંસ્થાઓની પ્રાથમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકો સરકારી ધારા–ધોરણ મુજબ પગાર અને ભથ્થાં મેળવવા માટે શરીયતની દ્રષ્ટિએ હક્કદાર છે કે નહીં ?

(૩) કર્મચારીઓના હક્ક અદા કરવા માટે શરીયતની દ્રષ્ટિએ શું હુકમ છે ?

આપ હઝરતને વિનંતી છે કે જણાવેલ સવાલોના જવાબ આપશો.

અલ્લાહપાક આપની ખિદમતને કબૂલ ફરમાવે એ જ દિલી દુઆ.

નોંધ :- શિક્ષકોને આપવામાં આવતા નિમણૂંક પત્રમાં જણાવેલ શરતોની નકલ આ સાથે સામેલ છે.

**-: વિદ્યાસહાયકની શરતો :-**

(૧) તમારી નિમણૂંક તમે ફરજ પર હાજર થાવ તે તારીખથી પાંચ વરસ બાદ તમારી કામગીરી સંતોષકારક જણાશે તો તમને નિયમિત પગારધોરણમાં સમાવવમાં આવશે. અને ત્યારે જે સ્કેલ અમલમાં હોય તે સ્કેલની શરૂઆતનું વેતન મોંઘવારી ભથ્થા અને અન્ય ભથ્થા સહિત આપવામાં આવશે.

(૨) પ્રતિ માસ રૂા. ૨૫૦૦/- (અંકે રૂ). બે હજાર પંચસો) પૂરાનું ઉચ્ચક માનદવેતન આપવામાં આવશે. તેના ઉપર કોઈ પણ જાતના અન્ય ભથ્થા મળવાપાત્ર થશે નહિં. મોંઘવારી ભથ્થું, વચગાળાની રાહત પંચના અન્ય કોઈ લાભો મળવા પાત્ર થશે નહિં.

(૩) વિદ્યા સહાયકની નોકરી બદલ પેન્શન, બોનસ, એલ.ટી.સી., રજાઓનું રોકડમાં રૂપાંતર કે પેશગી જેવા અન્ય કોઈ નાણાંકીય લાભો મળવાપાત્ર થશે નહિં.

(૪) આ નિમણૂંક તદન હંગામી ધોરણે આપવામાં આવી છે.

(૫) બંને પક્ષે એક માસની નોટીસ આપીને નિમણૂંકનો અંત લાવી શકાશે. પરંતુ ગેરહાજરી, અનિયમિતતા અને ગેરશિસ્ત જેવા કારણે વગર નોટીસે છુટા કરવામાં આવશે.

(૬) ફરજના સમયગાળા દરમ્યાન અવસાન થાય તો બજાવેલી ફરજના સમયગાળાના માનદ વેતનની લેણી રકમ કર્મચારીના કુટુંબીજનોને મળ વાપાત્ર થશે પરંતુ બીજા કોઈ નાણાકીય લાભો એકસગ્રેશિયા લાભ કે રહેમરાહે નોકરી જેવા અન્ય આનુષંગિક લાભ મળવાપાત્ર થશે નહિં.

(૭) વરસ દરમ્યાન બાર પરચુરણ રજાઓ મળવાપાત્ર થશે તે સિવાય અન્ય કોઈ રજાઓ મળી શકશે નહિં.

(૮) વિદ્યાસહાયકે આ સાથે સામેલ અનુસુચિમાં જણાવેલ ફરજો

બજાવવાની રહેશે. જો વિદ્યાસહાયક અનુસુચિમાંજણાવેલ ફરજો બજાવવામાં કસુરવાર જણાશે તો સોસાયટીના માનદમંત્રી તેને ફરજમાંથી દુર કરવાની કાર્યવાહી કરી શકશે.

આપને આ શરતો સ્વીકાર્ય હોય તો તે અંગેની બાહેંધરી આપતું લખાણ આપી ફરજ પર હાજર થવું.

**જવાબ** :– આપના સવાલોના જવાબ સમજવા માટે બે–વાતો પ્રસ્તાવના રૂપ લખવામાં આવે છે. (૧) કોઈ પણ એક વ્યકિત અથવા સંસ્થા બીજી વ્યકિત સાથે તેની સેવાઓથી મહેનતાણું ચૂકવી ફાયદો ઉઠાવવા માટે આપસમાં જે કરાર કરે છે, તેને શરીઅતની પરિભાષામાં અકદે–ઈજારહ કહેવામાં આવે છે.આ અકદે–ઈજારહ ના શરઈરૂએ સહીહ હોવા માટે કેટલીક શર્તો છે.જે પૈકી એક એ પણ છે કે જે કામ અથવા સેવા તેની પાસેથી લેવાની છે. તેને ચોક્કસરૂપે એ રીતે નક્કી કરી લેવામાં આવે કે પાછળ જતાં એમાં કોઈ પણ પ્રકારનો ગૂંચવાડો ઉત્પન્ન ન થાય, એજ રીતે એક શર્ત એ પણ છેકે જે મહેનતાણું ચૂકવવામાં આવે તે પણ પહેલેથી આપસમાં નક્કી કરી લેવામાં આવે. અગર આ રીતે કામ તેમજ વેતન બન્નેવ વસ્તુ ચોક્કસરૂપે નક્કી કરી લેવામાં આવી હોય, તો શરઈરૂએ તેઅકદે–ઈજારહ દુરૂસ્ત અને સહીહ ઠરે છે. (૨) વર્તમાનયુગમાં વિવિધ પ્રકારની સંસ્થાઓ સ્થાપવા તેમજ ચલાવવા માટે સરકાર પાસેથી મંજુરી લેવી પડે છે. અને સરકાર જે પ્રકારની સંસ્થા હોય તેને અનુરૂપ શર્તો નક્કી કરી તેને આધીન રહી કામ કરવાની શર્તે તે સંસ્થાને માન્યતા આપે છે. હવે જો કોઈ સંસ્થા સરકારશ્રી તરફથી લાદવામાં આવેલ શર્તોને આધીન રહી કામ ન કરે તો સરકારશ્રીના કાયદાઓ મુજબ તેના વિરૂધ્ધ કામ ચલાવવામાં આવશે.

હવે આપના સવાલોના જવાબ આપવામાં આવે છે.

**(૧)** સંસ્થાએ કર્મચારીની નિમણૂંક કરતી વખતે તેને વેતનરૂપે જે કંઈ આપવાનું નક્કી કર્યું હોય, તે મુજબ તેને વેતન આપવું જરૂરી ઠરે છે. તેની સાથે નક્કી કરેલ વેતનથી ઓછું વેતન આપવું જાઈઝ નથી. શરઈરૂએ

ગુનેહગાર ઠરે છે. હદીસે પાકમાંહુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે મઝદૂરને તેનો પસીનો સુકાય તે પહેલાં તેની મઝદૂરી ચૂકવી આપો.

(૨) સંસ્થાએ શિક્ષક સાથે કરાર કરતી વખતે સરકારી ધારા–ધોરણથી ઓછો પગાર નક્કી કર્યો હતો. તો એ સુરતમાં શરઈરૂએ શિક્ષક જે કંઈ નક્કી કરવામાં આવ્યું છે તેનો જ હકદાર ઠરે છે. તેનાથી વધુનો હકદાર શરઈરૂએ ઠરતો નથી.અલબત્ત એ સુરતમાં સંસ્થા સરકારી ધારા–ધોરણનું ઉલ્લંઘન કરી સરકારી કાયદાનીરૂએ સજાપાત્ર ઠરે છે. પરંતુ એનાથી શરઈરૂએ બાધ આવતો નથી.

(૩) અગર સંસ્થા આર્થિકરૂએ એટલી સધ્ધર હોય કે સરકારી ધારા–ધોરણ મુજબ કર્મચારીઓનો પગાર આપી શકે છે. તો એ સુરતમાં ટ્રસ્ટીઓને જોઈએ કે શિક્ષકોની મજબુરીનો લાભ ઉઠાવી તેઓનું શોષણ ન કરે.

અલબત્ત એટલું યાદ રહે કે શરઈરૂએ શિક્ષક એટલા જ પગારનો હકદાર ઠરશે જેટલાનો તેની નિમણૂંક વખતે તેની સાથે કરાર થયો હતો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૯. સહશિક્ષણવાળી નોકરી ચાલુ રાખે કે પછી...

**સવાલ :–** હું દુન્યવી શિક્ષણની બાબતમાં એમ. કોમ. બી. એડ. ની ડીગ્રી ધરાવું છું. અંકલેશ્વરની લાયન્સ હાઈસ્કૂલમાં ૧૯૯૯ થી ઉચ્ચતર માધ્યમિક વિભાગમાં શિક્ષક તરીકે ફરજ બજાવી હતી. પણ સમસ્યા એ હતી કે આજે બધે જ જોવા મળે છે તેમ ત્યાં પણ સહશિક્ષણ હતું. છોકરા–છોકરીઓ સાથે જ શિક્ષણ લેતા હતાં. ધોરણ ૧૧–૧૨ ની છોકરીઓ બાલીગ તો હોય જ. તેમને શિક્ષણ આપવું કેવું છે ? હલાલ, નાજાઈઝ કે હરામ ?

અક્કલકુવા ખાતે મવલાના વસ્તાનવી સા. સંચાલિત લગભગ બધી જ સંસ્થાઓમાં સહશિક્ષણ છે.

પ્રાથમિક વિભાગમાં અરજી કરૂં તો જવાબ મળે છે કે આટલી ઉંચ્ચ ડિગ્રી છતાં પ્રાથમિકમાં કેમ ? અને ધોરણ ૬–૭ ની વિદ્યાર્થીનીઓ તો બાલીગ થઈ જ જાય છે.

વતનથી દુર (નવસારીથી અંકલેશ્વર)સુધીની અપડાઉન ને કારણે મે ત્યાંની નોકરી છોડી દીધી છે. સુરત જિલ્લાની મુસ્લીમ સંસ્થામાં ધોરણ ૧૧–૧૨ માં મને નોકરી મળી છે. તા. ૩૦ મે ના રોજ જ ઈન્ટરવ્યુ હતુ. તેમાં હું પસંદ થયો છું. ત્યાં પણ સહશિક્ષણ છે. જો કે છોકરીઓનો યુનિફોર્મ માથું ઢંકાય એવો છે. ત્યાં નોકરી સ્વીકારવી કે કેમ ? ત્યાંની કમાણી કેવી છે. ?.

**જવાબ** :– હઝ. મવ. મુફતી મુહમ્મદ યુસુફ સા. લુધયાનવી (રહ.) લખે છે : સહશિક્ષણવાળી પ્રથા બે–ખુદા કોમોની ઉપજાવેલી છે. જેનો આશય એ છે કે પુરૂષ, પુરૂષ ન રહે અને સ્ત્રી, સ્ત્રી ન રહે. ઈસ્લામ સાથે આ પ્રથાનો કોઈ સંબંધ નથી. [આપ કે મસાઈલ ઓર ઉન કા હલ ૮/૯૧]

જે નોકરીમાં પારકી સ્ત્રીઓનો સહવાસ તેમજ મેળ–મેળાપ લાઝિમ આવતો હોય. તેનાથી બચવું જરૂરી છે.

જીવન નિર્વાહ માટે આપની પાસે જરૂરત મુજબ માલ ન હોય અથવા જીવન નિર્વાહનું અન્ય કોઈ જાઈઝ સાધન ન હોય ત્યાં સુધી ના–છુટકે આવી નોકરી પોતાની નજર તેમજ લાગણીઓની હિફાઝત સાથે કરે અને જીવન નિર્વાહનું અન્ય જાઈઝ સાધન મેળવવાનો પ્રયત્ન ચાલુ રાખે અને તે મળતાં જ આ નોકરી છોડી આપે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૦. રિટાયર્ડ થનારના પેન્શન બાબત એક સ્કીમનો શરઈ હુકમ.

**સવાલ** :– અમારા સરકારી ખાતામાં એક મસલો પેશ આવેલ છે કે સરકારી મુલાજીમ ૬૦ વરસ પુરા કરી રીટાયર્ડ થાય છે. અને એમનું પેન્શન દા. ત. ૧૨૦૦૦/– (બાર હજાર) માસિક નક્કી થાય છે. અને આ પેન્શન જયાં સુધી જીવીત રહે ત્યાં સુધી ચાલુ રહે છે.

હવે પુછવાનું કે સરકાર તરફથી સ્કીમ કાઢેલ છે કે રૂપિયા ૧૨૦૦૦/–

ને બદલે પેન્શન રૂપિયા ૮૦૦૦/- આપવામાં આવે (એટલે કે રૂપિયા ૪૦૦૦/- ઓછા) અને સરકાર રીટાયર્ડ થવાની સાથેજ પાંચ લાખ તરતજ આપી દે છે. આ ૪૦૦૦/- રૂપિયા પંદર વરસ સુધી ઓછા મળે છે. અને ૧૫ વરસ પછી પાછા ૧૨૦૦૦/- રૂપિયા માસિક લેખે મળવાના ચાલુ થઈ જાય છે.

જો કોઈ કર્મચારી ૧૫ વરસમાં મરણ પામે તો આ પાંચ લાખ રૂપિયા જે આપેલા છે તે પાછા લેતી નથી.

બીજુ જે ૪૦૦૦/- રૂપિયા જે દર મહિને કપાય છે તે રકમ જો ૧૫ વરસની ગણીએ તો સરકાર રૂપિયા ૭૨૦૦૦૦/- વસુલ કરે છે. જેની સામે સરકાર રીટાયર્ડ થતી વખતે ફકત રૂપિયા પાંચ લાખ આપે છે.

તો આ સ્કીમ માં ભાગ લેવું શરીયતની નઝરમાં કેવું છે. કુરાન-હદીસની રોશનીમાં જવાબ આપવા આપથી દરખાસ્ત છે.

**જવાબ :-** સરકાર સાથે આ મામલો કરવો જાઈઝ છે. કારણ તેનું એ છે કે જે માણસ પેન્શન પર ઉતરી રહયો છે સરકાર ના ઉપર એની જે રકમ પેન્શન રૂપે જરૂરી છે, તેનો એ માણસ વસુલ કર્યા પહેલાં માલિક બનતો નથી. હવે એ પેન્શનને સરકારથી વેચવાનો મતલબ એ ઠરે છે કે સરકાર તેની સાથે કરાર કરે છે કે તે પોતાનો આ હક છોડી દીયે અને તેના બદલે આટલી રકમ રોકડ લઈ લીયે અને તે મુલાઝિમ પોતાનો હક છોડવા તૈયાર થઈ જાય છે. જેથી અહિંયાં વાસ્તવમાં કોઈ રકમનો અન્ય રકમના બદલામાં લેવડ-દેવડનો મામલો નથી, બલ્કે જીવન પર્યંત એનો જે હક હતો તેનો બદલો વસુલ કરે છે. જેથી શરઈરૂએ એમાં કોઈ બાધ નથી.

[આપ કે મસાઈલ ઔર ઉનકા હલ ૬/૫૩]

પુછેલી સુરતમાં પણ જે મામલો કરવામા આવી રહયો છે તેની હયસિયત આંશિકરૂપે ઉપર મુજબ જ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૧. જુના ભાડુત માટે પણ દુકાન ખાલી કરી આપવી જરૂરી છે.

**સવાલ :–** અમે અહીં આવેલ મસ્જિદના ૯ વરસથી જુના ભાડુત છીએ. જયારે દુકાન ભાડે રાખેલ હતી ત્યારે લેખિત કે મૌખિક એવી કોઈ વાત થઈ ન હતી કે કોઈ ગ્રાહક આવે ત્યારે દુકાન ખાલી કરી આપવી. હવે મસ્જિદના ટ્રસ્ટીઓ દ્વારા અમોને કહેવામાં આવેલ છે કે અમારી પાસે ૧૫ લાખ રૂપિયા માં ઘરાક છે. જેથી દુકાન ખાલી કરી આપો. અમારો ૯ વરસથી દુકાનનો કબજો છે. અમો દર મહીને પાંચ હજાર રૂપિયા ભાડાના રેગ્યુલર આપીએ છે. જયારે અમોએ દુકાન મસ્જિદની રાખેલ હતી ત્યારે ૬૦,૦૦૦/– રૂાં. ડીપોઝિટ આપેલ હતી. પછી આર્થિક પરિસ્થિતી ખરાબ થતાં અમો ૬૦,૦૦૦/– રૂાં. પાછા લઈ લીધેલ હતા. ૧૫ લાખનો ઘરાક આવવાથી દુકાન ખાલી કરતાં મારી પાસે બીજી કોઈ સગવડ ધંધા માટે નથી. અમારા વાલિદ સાહબના ઈન્તેકાલ થઈ ગયેલ છે. હું ત્રણ છોકરી અવલાદમાં ધરાઉ છું. હું મજબૂર છું. મારે કઈ રીતે કામ કરવું. મારે હવે શું કરવું ? શરીઅત મુજબ જવાબ આપી રેહનુમાઈ ફરમાવશો.

**જવાબ :–** દુકાનનો ભાડાનો મામલો કરતી વખતે અગર ચોક્કસરૂપે કોઈ મુદત ભાડે આપવાની નક્કી કરવામાં ન આવી હતી. (દા.ત. પાંચ–યા–દસ વરસ માટે) માત્ર માસિક ભાડું પાંચ હજાર રૂા. લેવામાં આવશે. એવું કહી દુકાન ભાડે આપવામાં આવી હતી. તો દુકાનના ટ્રસ્ટીઓ મહિનો પુરો થયા પહેલાં આપને જાણ કરી ભાડાનો મામલો ખતમ કરવા ચાહે, તો કરી શકે છે. તેમના કહેવા ઉપર આપે દુકાન ખાલી કરીને આપવી જરૂરી છે. નવ વરસથી આપ ભાડુત છો તેના લઈ શરઈરૂએ દુકાન પર કબ્જો બાકી રાખવાનો આપને કોઈ હક નથી. એવું કરશો તો ગાસિબ અને ગુનેહગાર ઠરશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૨. શું વકીલની કમાણી હલાલ છે ?

**સવાલ :–** (૧) મુસલમાન વકીલાત કરી શકે કે નંહિ ?

(૨) મુસલમાન વકીલ ફોજદારી તેમજ દીવાની કોર્ટમાં વકીલાત કરે છે. અને અસીલોના કેસ લઈને લડે છે.અને અસીલો પાસે કેસ લડવાના

નાણાં એટલે કે ફી લઈ પોતાની કમાણી કરે છે. આવી કમાણી જાઈઝ અને હલાલ છે કે નાજાઈઝ અને હરામ છે?

(૩) મુસલમાન વકીલોના હિન્દુ અસીલો જયારે મિલ્કત વેચાણ લે છે ત્યારે તે મિલ્કત ખરીદવા માટેના દસ્તાવેજ તે મુસલમાન વકીલ લખી આપે છે.અને સબ રજીસ્ટ્રારની કચેરીમાં (જયાં દસ્તાવેજ રજીસ્ટર કરવામાં આવે છે તે સરકારી કચેરી) જઈને તે વેચાણ દસ્તાવેજ રજીસ્ટર પણ કરાવી આપે છે. અને તે બદલ પોતાની ફી લે છે. એટલેકે પૈસા લે છે. તેજ પ્રમાણે હિન્દુ અસીલોના અંદર અંદરના મિલ્કતની વહેંચણીના દસ્તાવેજ તથા મિલ્કત બીજાને આપવાના બક્ષીસ દસ્તાવેજ પણ મુસલમાન વકીલ લખી આપે છે. અને તેને રજીસ્ટ્રારની કચેરીમાં જઈને રજીસ્ટર કરાવી આપે છે અને તે બદલ પોતાની ફી (પૈસા) લે છે. અલબત્ત સરકારે જે દસ્તાવેજ વાપરવાનો નક્કી કર્યો હોય છે તે પ્રમાણે સ્ટેમ્પ વાપરતા નથી. પણ સ્ટેમ્પના પૈસા બચાવવા મિલ્કતની ઓછી કિંમત જણાવીને દસ્તાવેજમાં સ્ટેમ્પ ઓછો વાપરે છે અને દસ્તાવેજમાં કિંમત ઓછી જણાવે છે. જયારે કે ખરીદવાની મિલ્કતની કિંમત વધારે હોય છે. પણ તે બન્ને પક્ષકારોની સંમતીથી કરે છે. હવે આ રીતે મુસલમાન વકીલ હિન્દુ અસીલોના દસ્તાવેજ લખીને રજીસ્ટર કરાવીને કમાણી કરે તો તેવી કમાણી જાઈઝ અને હલાલ છે કે પછી નાજાઈઝ અને હરામ છે?

(૪) પાવર ઓફ એટર્ની તેને કહેવામાં આવે છે કે કોઈ પણ માણસ રૂા. ૫૦/– ના સ્ટામ્પ પર અથવા રૂા. ૧૦/– ના સ્ટામ્પ પર પાવર ઓફ એટર્ની લખીને પોતાના વિશ્વાસુ માણસને આપે છે, કે મારાથી દોડધામ થતી નથી માટે અથવા બીમાર છું માટે અથવા બહાર ગામ જવું છે, માટે મારા વતી તમો મારા તરફથી નીચે પ્રમાણેના કામો કરજો જે મને મંજુર છે. જેવી રીતે કે ફલાણી કોર્ટમાં કેસ છે તે મારા વતી તમારે આગળ ચલાવવો. અથવા ફલાણી મારી મિલ્કત છે તે તમારે વેચવી અથવા તેનો વહીવટ મારા વતી તમારે કરવો. અથવા મારા વતી ફૂલાણા તમામ કામો કરવા. આ પાવર ઓફ એટોર્ની લખીને હું તમોને સત્તા આપું છું. હવે ઉપર મુજબના પાવર

ઓફ એટર્ની મુસલમાન વકીલ પોતાના હિન્દુ અસીલોને લખીને આપે અને તેને એકઝીકયુટીવ મેજીસ્ટ્રેટ ને ત્યાં લઈ જઈને સહી સીક્કા કરાવી આપે અને તેના મહેનતાણા બદલ ફી (પૈસા) લઈને કરાવી આપે તો તેવી કમાણી તેવા મુસલમાન વકીલ માટે જાઈઝ અને હલાલ છે કે હરામ ?

(૫) વીલ તેને કહેવામાં આવે છે કે કોઈ હિન્દુ માણસ લખીને એવું વીલ કરે કે મારી માલીકીના આટલા દાગીના, વાસણ તથા મારી વસ્તુઓ અને મારી ફલાણી ફલાણી મિલ્કતો મારા મરણ પછી ફલાણા મારા દિકરા અગર દિકરીને અગર ફલાણા મારા સગાને મળે અથવા મારા આટલા પૈસા બેન્કમાં છે તે મારા મરણ પછી મારા ફલાણા સગા કે વારીસને મળે અને આ રીતે મારી સ્થાવર તથા જંગમ મિલ્કતોની મારા મરણ પછી વ્યવસ્થા થાય તે માટે આ વીલ કરૂં છું. તેવું હિન્દુ માણસનું વીલ મુસલમાન વકીલ પોતાના હિન્દુ અસીલને લખીને આપે અને તે વીલ ને રજીસ્ટ્રાર ને ત્યાં જઈને રજીસ્ટર કરાવી આપે અને તે બદલ મહેનતાણાં તરીકે પેલા અસીલ પાસે ફી (પૈસા) લે તો તેવી કમાણી પેલા મુસલમાન વકીલ માટે જાઈઝ અને હલાલ છે કે પછી હરામ ?

(૬) મુસલમાન વકીલ વકાલતના ધંધામાં કમાણી કરે છે તે કમાણી બરાબર નથી એવું પોતે માને છે અને સમજે છે. જેથી વકીલાત છોડી દેવા માંગે છે. પરંતુ હલાલની કમાણી કરવા માટે બીજા અન્ય મુસલમાન માણસ પાસે ઉધાર પૈસા લઈ ને બીજો ધંધો એટલે કે ટેમ્પો ખરીદીને તે ટેમ્પો તે ભાડે ફેરવીને કમાણી કરવા માંગે છે. અને તેમાં પોતાના વકીલાતના પૈસા ઉમેરશે નંહિ ફકત જે ઉધાર લીધેલા છે તે વાપરશે. તો તે આ પ્રમાણે અન્ય કોઈ મુસલમાન પાસે ઉધાર લઈને હલાલની કમાણી કરવાની જોગવાઈ કરી શકે કે કેમ ? હવે જે કોઈ પણ મુસલમાન પાસે તે ઉધાર નાણાં ટેમ્પો ખરીદવા લેવા માંગે છે તે મુસલમાનની એટલે કે ઉધાર આપનાર મુસલમાનની કમાણી હલાલ કે નંહિ તે પેલા ઉધાર મેળવનારે જોવું જોઈએ કે નંહિ? કે પછી ગમે તે મુસલમાન પાસેથી ઉધાર લઈ શકે છે ? અને જેની પાસે ઉધાર લેવામાં આવે તે ઉધાર આપનારની કમાણી જોવાની જરૂર

નથી ? તે બાબતમાં શું હુકમ છે ?

(૭) હવે મુસલમાન વકીલ પોતાની કમાણી બરાબર નથી તેથી વકીલાત છોડીને ટેમ્પો ખરીદી ભાડેથી ફેરવવા માટે તેની પોતાની સગીમાં પાસેજ ઉધાર પૈસા ટેમ્પો ખરીદવા લેવા માંગે છે. હવે તેની માં પાસે જે પૈસા છે તેમાં ઉધાર માંગનાર ના પિતાના અને ઉધાર આપનાર ના ધણીના પૈસા છે જે ધણી ગુજરી ગયેલા છે. અને તેણીના ધણી સ્કુલમાં હેડ માસ્તરની નોકરી કરતા હતા. અને રીટાયર્ડ થયેલા ત્યારે જે પ્રોવીડન્ટ ફંડ, ગ્રેજયુઈટી, પેન્શન વિ. ના નાણાં મળેલા તે છે હવે પ્રોવીડન્ટ ફંડના નાણાં અમુક ટકા લેખે પગાર માંથી કાપવામાં આવે છે અને તે સરકાર પાસે જમાં રહે છે. તેથી સરકાર તેમાં દરવરસે અમુક ટકા લેખે ગણીને વ્યાજ તેમાં ઉમેરે છે અને જે વ્યાજ ઉમેરવામાં આવ્યું હોય છે તે પણ જણાવવામાં આવે છે. આમ તેવા નાણાં પણ તેણીના પાસે છે તથા તેણીના ધણીએ દુકાન કાઢેલી તેના નાણાં પણ છે, તે ઉપરાંત તેણીનો સ્વભાવ ઈમાનદારીવાળો નથી પણ લુચ્ચાઈવાળો છે એટલે તે રીતે તેણીએ બીજા કોઈ સાથેના વ્યવહારથી જેમાં લુચ્ચાઈથી મેળવેલા નાણાં પણ ઉમેરેલા છે. હવે આ પ્રમાણેના નાણાં તેણી પાસે એટલે ઉધાર લેનારની માં પાસે જમાં છે. હવે તેણી પાસે ઉધાર નાણાં (તેને પાછા આપી દેવાની શરતે) ટેમ્પો ખરીદવા માટે તેનોજ દિકરો લે તો પછી તે જાઈઝ ગણાય નહિ કે પછી તેણી પાસે જે નાણાં છે તે પણ બરાબરના નથી માટે હરામ અને નાજાઈઝ છે માટે ઉધાર લઈ શકાય નહિ? માટે આપ ખુલાસો લખશો કે ઉપરોકત સંજોગોમાં તેણી પાસે ટેમ્પો ખરીદવા નાણાં ઉધાર લેવા કે નહિ ?

(૮) મુસલમાન બીજા મુસલમાન પાસે ઉધાર નાણાં લેવા માંગે છે પણ જે પણ મુસલમાન ને જોઈએ અને જે પણ મુસલમાનની કમાણીને જોઈએ તો કાંઈ ને કાંઈ ગોલમાલ તો દેખાય છે. અને કાંઈ ને કાંઈ ભેળસેળ તો દેખાય છે તો હવે કોના પાસે ઉધાર લેવા અને આખરે ઉધાર લેવા માટે કરવું શું ?

(૯) એક મુસલમાન માણસની મુસલમાન પત્ની મહાનગરપાલીકા

ધ્વારા ચલાવવામાં આવતી ઉર્દુ પ્રાથમિક શાળામાં શિક્ષકની નોકરી કરે છે અને બાળકોને ભણાવે છે. અને શાળામાં બે પર્દા બુરખો પહેર્યા વગર નોકરીએ જાય છે તો તેના પગારના નાણા હરામ કહેવાય કે હલાલ ?

**જવાબ :-** (૧) (૨) અગર સાચા કેસો લઈ મઝલૂમની હિમાયત કરી તેને ન્યાય અપાવતો હોય તો મુસલમાન માટે વકીલાત નો વ્યવસાય કરવો જાઈઝ છે. (ઈમદાદુલ ફતાવા ૩/૩૨૦)

(૩) એ કમાણી હલાલ છે.

(૪) હલાલ છે.

(૫) હલાલ છે.

(૬) જે લોકોની સંપૂર્ણ કમાણી હરામ છે. તેની પાસેથી ઉધાર રકમ લેવી જાઈઝ નથી. અને જેઓની કમાણી હલાલ તેમજ હરામ બન્નેવ પ્રકારની છે. પરંતુ વધુ ભાગ હલાલ કમાઈનો છે તો તેની પાસેથી ઉધાર રકમ લઈ શકાય છે. અલબત્ત અગર કોઈ ચોક્કસ રીતે એવું જણાય કે તે માણસ આપને જે રકમ ઉધાર રૂપે આપી રહયો છે તે હરામ કમાણીની છે તો તે લેવી જાઈઝ નથી. અને જો વધુ ભાગ હરામ કમાઈ નો છે તો તેની પાસેથી ઉધાર રકમ લેવી જાઈઝ નથી. અલબત્ત અગર ચોક્કસ રીતે એવું જણાય કે તે માણસ આપને જે રકમ ઉધાર રૂપે આપી રહયો છે. તે હલાલ કમાણીની છે તો તે લેવી જાઈઝ છે. [ઈમદાદુલ ફતાવા ૩/૩૭૭–૩૭૮]

(૭) પુછેલી શુરતમાં ઉધાર નાણાં લઈ શકાય છે.

(૮) એ માટે જવાબ નં. (૬) મુજબ અમલ કરવો.

(૯) બાળકોને ભણાવવાની ઉજરત (મહેનતાણુ) લેવી જાઈઝ છે. એટલે પગારના નાણા હલાલ કહેવાશે. અલબત્ત તે બાઈનું બે પર્દા રહેવું–જવું એ નાજાઈઝ કૃત્ય છે. જેને લઈને તેણી ગુનેહગાર ઠરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૩. જાનવરને અડધા ભાગે આપવું.

**સવાલ :-** હમોએ એક બકરી પીલ ભાગે આપી છે, જે એવી રીતે કે જે બચ્ચાં નો જન્મ આપે તેમાં ભાગ, તે ભાગે આપેલી બકરીએ બકરાનો

જન્મ આપ્યો હતો, તે બકરો આજની તારીખે કુરબાની માં કામ આવે છે, તો હમોએ બકરી ભાગે લઈ જનાર સાથે કિંમત કરીને કિંમતની અડધી રકમ હમો એને ભાગની આપી છે. હવે એ બકરો કુરબાનીમાં લેવું જાઈઝ છે કે નહિ ?

**જવાબ** :- કોઈ પણ જાનવરને અર્ધા ભાગે આપવું જાઈઝ નથી. શરઈ રીતે એ મામલો ફાસીદ ગણાય છે. એનો હુકમ એ છે કે જે બચ્ચા થાય તે માલિકનાંજ છે અને ભાગે રાખનાર ઘાસચારાની કિંમત અને એવા કામની મઝદુરી જે પેદા થનાર બકરાની અડધી કિંમતથી વધી ન જાય એટલીનો જ હકદાર છે. હવે પુછેલી સુરતમાં તમે એ બકરાની કિંમત કરીને અડધી તેને આપી અને તમારો બકરો લઈ લીધો છે તો તમારા માટે એની કુરબાની જાઈઝ છે. (ફતાવા સંગ્રહ ૨/૭૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૪. સરકારી ડોકટરે વિઝીટ ચાર્જ લેવું.

**સવાલ** :- હું સરકારી પશુ ડોકટર છું. અમે અમારૂ ગામ છોડીને બહાર ગામે વીઝીટે જઈએ છીએ. તેનો ચાર્જ લેવાની અમારી ઓફીસના કહે છે. ઓફીસ તરફથી કોઈ મોટર સાયકલની વ્યવસ્થા નથી. તથા પેટ્રોલનો ખર્ચ પણ આપતી નથી. ઓફીસ અમને એક ગામથી બીજા ગામ જવા માટે બસ ભાડું આપે છે. બસમાં મુસાફરી કરીને અમને કામ કરવાનું તથા જવા આવવાનું બહું મુશ્કેલ પડે છે. કોઈ ગામમાં બસ જતી નથી તો કામ કરવાનું વધુ મુશ્કેલ પડે છે. અને કામ પણ ઓછું થાય છે. અને ઓફીસવાળા વધુ કામ માંગે છે. તેની સગવડ માટે હું પોતાની મોટર સાયકલ લાવેલો છું. જેથી હું વિઝીટ ચાર્જ લઈ શકું કે નહિ ? મોટર સાયકલ લાવવાનું કારણ કે કામ સારૂ થાય, વિઝીટ ચાર્જ અમે લેતા નથી. તો અમારા કામ પર અસર પડે છે. મફતના ડોકટરમાં શું લેવાનું તેવું લોકો માને છે. અને કામમાં ઘણી અસર પડે છે. અમારા સ્ટાફમાં બધાજ ડોકટરો વિઝીટ ચાર્જ લે છે. તે ઓફીસવાળા જાણે છે. જો હું ચાર્જ નથી લેતો તો મારી મોટર સાયકલનો ખર્ચ પેટ્રોલ, રીપેરીંગ ખર્ચ મને મોઘો પડે છે. અને હું ગામની અંદર વિઝીટે

જાવું તો ચાર્જ લેતો નથી. આ બાબતે જવાબ આપવાની મહેરબાની કરશો.

**જવાબ :–** પુછેલી સુરતમાં ઓફીસ તરફથી આપને સફર ખર્ચ પેટે જે રકમ આપવામાં આવે છે. એનાથી વધુ જેટલી રકમ આપની ખર્ચ થાય તે આપ લઈ શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૯) ગસબ કિંવા છિનવું

## ૧. વિદેશ જનારની વાડી–ખેતર તેમજ ઘર ઉપર સરકારી કાયદાનો સહારો લઈ કબ્જો કરનારાઓ માટે સખ્ત વઈદ.

**સવાલ :–** આપણે ત્યાંથી ઘણા વ્યકિતઓ પોતાની વાડી–ખેતર ઘરો મુકીને અથવા તેમના સગાઓને વહીવટ માટે આપીને વિદેશ ચાલ્યા ગયા છે. તેમના સગાઓ તે ઘરો વાપરે છે. વાડી–ખેતરની ઉપજથી ફાયદો ઉઠાવે છે. હવે પરિસ્થિતિ બદલાતા ઘરો–જમીનોની કિંમત એકદમ વધી જતાં તેઓ અહીની મિલકતોમાં ભાગ માંગે છે અથવા વહીવટ માટે આપેલી જગ્યાઓની ફરીથી માંગણી કરે છે. અહી જેઓ છે " રહે તેનુ ઘર અને ખેડે તેની જમીન" ના સિધ્ધાંતને આધારે ગણોતિયા તરીકે યા યેનકેન પ્રકારે તે ઘર–જમીન પોતાને નામે કરે છે. હવે જયારે વારસદારો યા માલીકો પોતાની વસ્તુની માંગણી કરે છે, તો નીચે મુજબના જવાબો આપે છે. તમો શા માટે ચાલ્યા ગયા ? આટલા વરસ હમોએ સાચવી તેનું શું ? વેચો તો હમોજ લેવાના છે. અને કબજાના આધારે જગ્યાની કિંમત ૧ રૂા. સામે ૨૫ પૈસામાં માંગે છે, તો આ રીતે જમીન–ઘરોનો કબજો કરવો જાઈઝ છે ? રૂા. ની ૨૫ પૈસામાં માંગી લેવી જાઈઝ છે ? અને આ જે કરે છે ને સમાજના ઈજ્જતદાર–દીનદાર માણસો કરે છે. આની ઉપર શું અલ્લાહની પકડ નથી ?

**જવાબ :–** વિદેશ જનાર વ્યકિતઓ પોતાની વાડી–ખેતર અને ઘરો પોતાના જે સગાઓને વહીવટ માટે આપીને જાય છે. તેઓના કબ્જામાં આ

બધી વસ્તુઓ અમાનતરૂપી છે. તેમની ફરજ છે કે પુરી ઈમાનદારી સાથે તેનો વહીવટ કરે. આવક અને ખર્ચનો પુરો હિસાબ રાખે અને અસલી માલિકને તેનાથી વાકિફ કરતો રહે અને વખત આવતા જયારે પણ મુળ માલિક પોતાની તે વસ્તુ પરત માંગે તો તુરતજ કોઈપણ પ્રકારની ઢીલ અને આનાકાની વગર તેને પરત કરી આપે. આજ શરીઅતનો હુકમ અને ઈમાનનો તકાઝો છે. જે લોકો આ પ્રકારે આવેલા ખેતરો અને ઘરોને સરકારી કાયદા "ખેડે તેની જમીન અને રહે તેનું ઘર" નો સહારો લઈ અથવા યેન-કેન પ્રકારે પોતાના નામે ચઢાવી લે અને તેમની પાસે માંગણી કરવા પર સવાલમાં જણાવ્યા મુજબ ઉધ્ધતાઈ ભર્યા જવાબો આપે છે, તેઓ ખરેખર સખ્ત ગુનેહગાર અને બીજાઓની મિલ્કત પચાવી પાડનાર કહેવાશે. અને એ બાબત કુર્આન અને હદીસમાં જે સખ્ત વઈદો આવી છે, તેઓને લાગુ પડશે.

એ જ પ્રમાણે તેઓ પોતાના કબ્જાના આધારે તે વસ્તુને પોતે જ મઅમુલી કિંમતથી ખરીદવાની માંગણી કરે છે. અને જો મુળ માલીક એ રીતે વેચવા તૈયાર ન થાય તો પોતાનો કબ્જો છોડતા નથી. તેઓ પણ ઉપર જણાવ્યા મુજબ ખોટી રીતે લોકોના માલ હડપ કરનાર ઠરી કુર્આન અને હદીસમાં આ દુષ કૃત્ય ઉપર આવેલી સખ્ત વઈદોના હકદાર ઠરે છે. આવું કૃત્ય કરનાર ભલે સમાજમાં ઈજજતદાર અને દીનદાર કહેવાતા હોય પરંતુ શરીઅત ની દ્રષ્ટિએ તેઓ લોકોનો માલ હડપ કરનાર અમાનતમાં ખિયાનત કરનાર અને ના-જાઈઝ તેમજ હરામ રીતે માલ પ્રાપ્ત કરનાર કહેવાય છે. કાલે કયામતના દિવસે તેઓને આજના દિવસે સમાજમાં પ્રાપ્ત ઈજજત અને મોભા અલ્લાહના અઝાબથી બચાવી શકશે નહી. માટે તેઓના ઈમાનનો તકાઝો એ છે કે ખુબ વિચારી લે કે દુન્યાની ટુંકી જીંદગી અને લાભ ખાતર આખીરતનો હમેશાનો અઝાબ વહોરી રહયા છીએ એમનું આ કૃત્ય ખોટ નો સોદો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. વિદેશમાં વસવાટ કરનારનું ઘર પચાવનાર ભાઈ.

**સવાલ :-** અમારૂં એક ઘર ૧૯૯૬માં ખરીદયું હતું, જેની તે સમયે કિંમત પેટે અમોએ રૂા. ૫ લાખ ૧૨ હજાર મારા ભાઈ ને આપ્યા હતા.

આપની જાણ ખાતર અમો લગભગ છેલ્લા ત્રીસ વરસથી વિદેશમાં રહીએ છીએ. આ ઘર અમે અમારા માટે જયારે અહીં ઈન્ડિયા આવીએ ત્યારે વાપરવા માટે લીધું હતું. મકાનની ખરીદી વખતે અમો અહીં હાજર ન હતા તેથી તમામ લેવડ-દેવડ ભાઈ દ્વારા થઈ હતી. જયારે મકાનનો દસ્તાવેજ કરવામાં આવ્યો ત્યારે ભાઈના જણાવ્યા મુજબ ઈન્ડિયામાં રહેતા કોઈ એક વ્યકિતનું નામ અમારા બીજા બધા નામની સાથે સાથે રાખવું પડશે. તેથી મેં મારા તે સમયે હયાત વાલીદ સાહબનું નામ લખવા જણાવ્યું હતું, પરંતુ મારા ભાઈએ મારા વાલીદ સાહબના નામની જગ્યાએ પોતાનું નામ લખાવી દસ્તાવેજ કરાવ્યો હતો.

દસ્તાવેજની નકલ અમોને પોસ્ટ દ્વારા મોકલવામાં આવી હતી. જેમાં ઉપર મુજબના નામો હતા. મારા વાલીદ સાહબના નામની જગ્યાએ મારા ભાઈએ એમનું પોતાનું નામ લખાવ્યાની જાણ ત્યારેજ અમોને થઈ હતી. પરંતુ મને મારા ભાઈ માટે વિશ્વાસ હોવાથી મેં એ વિશે એને કાંઈ પણ કહયું ન હતું.

મકાન લીધા પછી અમને પૂછ્યા વગર મારા ભાઈની ફેમીલી આ મકાનમાં રહેવા માટે આવી ગઈ હતી. જે હજી સુધી ત્યાં જ છેલ્લા ઘણાં વર્ષોથી ફ્રીમાં રહે છે. જેનો પણ એક ભાઈની હેસીયતથી અમે વાંધો લીધો નથી. અમો જયારે જયારે ઈન્ડિયા આવીએ ત્યારે અમારા એ મકાનમાં રહેતા હતા. છેલ્લા ચાર મહિનાથી અમે ઈન્ડિયા આવ્યા છીએ અને આ વખતે પણ પહેલાંની મુજબ જ અમારા મકાનમાં ઉતર્યા હતા. થોડા દિવસના રોકાણ પછી અમોએ ભાઈ સાથે અમારા મકાનને વેચી નાખવા બાબતે વાતચીત કરી ત્યારે ભાઈએ એનો વિરોધ કર્યો અને જયારે અમોએ અમારો માલિકી હક જતાવ્યો ત્યારે ભાઈએ એક મુદ્દો ઉભો કરી એવું જણાવ્યું કે આ ઘરમાં મારો પણ અડધો હિસ્સો છે. એ બાબતે પુછતાં અમને જવાબ આપ્યો કે મિલ્કતનો દસ્તાવેજ કરાવતી વખતે અને મકાન લીધા પછી તેની નાની નાની મરામત પાછળ અંદાજિત દોઢ લાખ રૂપિયા જેટલી રકમ મેં ખર્ચી હતી. પરંતુ આજ દિન સુધી કયારે પણ અમારી સમક્ષ એ રકમ ખર્ચી

હોવાની વાત કે રકમની માંગણી કરી ન હતી. તેથી જો એમના કહેવા મુજબ એ રકમ ખર્ચી હોવાની વાત સાચી હોય તો પણ તે અમારી જાણમાં નથી. અગરજો અમોને એ વાતની જાણ કરવામાં આવી હોત તો અમે એજ વખતે એ રકમ ચૂકવી દીધી હોત. વચ્ચે એક વખત સ્ટેમ્પ ડયુટી પેટે ૨૮ હજારની રકમ ભરવાની હતી તો ત્યારે ભાઈએ ફોન કરી એ રકમની માંગણી કરી હતી અને અમોએ તેની વ્યવસ્થા કરી ડયુટી ભરી હતી. ટુંકમાં આગળ પણ જો ખરેખર ખર્ચ થયો હોત, તો જરૂર એમણે એની માગણી કરી હોત જે કરી નથી. તેથી એવું લાગે છે કે જે દોઢ લાખની રકમની એ વાત કરે છે એ એમની વાત પણ શંકાસ્પદ છે. તેથી આ રીતે અમારી જાણ બહાર કરેલ વ્યવહારની વાત કરી ભાઈ અમારી મિલ્કતમાં અડધો ભાગ હોવાનો દાવો કરે છે. જે અમારા માટે અસહ્ય છે. તેમ છતાં ભાઈએ જે રકમ મારા ઘર માટે ખર્ચી હોય તે રકમ હું ચુકવી આપવા બંધાયેલો છું.

આવા વિવાદ થયા પછી અમે હાલમાં અમારા સંબંધીના ઘરે રહીએ છીએ. ત્યાર પછી ભાઈ સાથે વાત થતાં એમણે જણાવ્યું કે તમે અમુક અમુક સંબંધીને લઈને આ વાતના ફેસલા માટે આવો. તે મુજબ અમે અમારા સંબંધીને લઈને ગયા તો એમણે મૂળ વાત બાજુ પર મૂકી દીધી અને બીજી વાતો કરી ઘરની આખી વાત ઉડાડી મૂકી. અને અપમાન જનક ભાષામાં અમો બધાને ઘરમાંથી નીકળી જવા જણાવ્યું. ત્યાર પછી અમો એ આ વિવાદનો અંત આવે એ હેતુથી એવી તૈયારી પણ બતાવી કે જે રકમ એણે અમારા ઘર પેટે ખર્ચેલ હોય તે અમે ચૂકવી દઈએ અને એઓ અમારૂ ઘર ખાલી કરી આપે . ત્યારે એણે ફરી એક નવો મુદ્દો ઉપાડતા જણાવ્યું કે ઘરના ગ્રાઉન્ડ ફ્લોરમાં મેં મારા ખર્ચે ટાઈલ્સ તથા રંગરોગાન કરાવી ખર્ચ કર્યો છે. તો અમે જણાવ્યુ કે એ કામ પણ અમારી ઈજાજત વગર શા માટે કરાવ્યું ? છતાં અમે એમની ખર્ચેલી રકમ તે પણ ચૂકવી દેવાની તૈયારી બતાવી પરંતુ તે બાબતે પણ ભાઈ તૈયાર નથી.

તો આ બધી વિગતો જાણ્યા પછી આપ શરીઅતની રીતે ફૈંસલો કરી આપો.

**જવાબ** :– આપે સવાલમાં દર્શાવેલ તમામ વિગતો ખરી હોય તો આપના ભાઈ નો આપના એ મકાનમાં પોતાનો અડધો હિસ્સો હોવાનો દાવો કરવું શરઈ રીતે રદબાતલ છે. વળી તેનું દસ્તાવેજમાં પોતાના નામને શામેલ કરવું પણ આપની ઈજાઝત વગર દુરૂસ્ત ન હતું. અને એ મકાનમાં આપના ભાઈનું ફેમિલી સાથે આપની ઈજાઝત વગર રહેવા આવી જવું પણ જાઈઝ ન હતું. અને એમના કહેવા મુજબ મકાન લીધા પછી નાની–નાની મરામત પાછળ એમણે અંદાજિત દોઢલાખ રૂપિયાની રકમ ખર્ચી હતી . અગર એમની વાત ખરી હોય તો પણ આપની પુર્વ સંમતિ વગર આ રીતે અગર એમણે આ રકમ ખર્ચી પણ હોય, તો તેની અદાયગીની જિમ્મેદારી આપ પર આવતી નથી. બલ્કે તે માત્ર એમનો એક ઉપકાર જ ગણાશે. તે છતાં આપ તેને ચૂકવવા તૈયાર છો. એજ રીતે એમનું ઘરના ગ્રાઉન્ડ ફલોરમાં પોતાના ખર્ચે ટાઈલ્સ ત્થા રંગ–રોગાન ના ખર્ચનો દાવો કરવું, અગર ખરેખર તેમણે એ કામ કરાવ્યું પણ હોય તો એ રકમની જવાબદારી આપના ઉપર આવતી નથી. બહરહાલ આવા બધા બહાનાઓ રજૂ કરી આપના ભાઈ એ મકાન ઉપરથી કબજો છોડવા તૈયાર નથી. એમનું આ કૃત્ય શરઈરૂએ વખોડવાપાત્ર અને સખ્ત ગુનાહિત કૃત્ય છે. શરઈરૂએ એનો શુમાર ગસબ કરવામાં થાય છે. અને એ બાબત ઘણી સખત વઈદ(સજાની ધમકી)આવી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈરશાદ છે " જેણે કોઈની એક વેંત જમીન ઝુલ્મ કરી પચાવી પાડી કયામતના દિવસે તેના ગળામાં સાત જમીનો સુધીનો હિસ્સો હારરૂપે પહેરાવવામાં આવશે. [મિશ્કાત પેજ–૨૫૪]

આ દુન્યાની જિંદગી થોડા દિવસની છે. મૌત એક યકીની વસ્તુ છે. અને મર્યા પછી કાલે કયામતના દિવસે અલ્લાહ તઆલા સમક્ષ હાજર થવાનું છે. અને પોતાના કૃત્યોનો જવાબ આપવાનો છે. આ જે કંઈ ઝૂલ્મ કરી ભેગું કર્યું છે. તે અહિંયાંજ રહી જશે. અને ગુનાહોનો ભાર લઈ ને આખિરતમાં જવું પડશે. માટે દરેકને જોઈએ કે બીજાઓના હકો અદા કરવા તરફ ધ્યાન આપે અને પોતાને અખિરતની પકડમાંથી બચાવવાની તૈયારી કરી લીયે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૦) શુફઅહ

## ૧. હકકે શુફઅહ.

**સવાલ :–** મોહંમદભાઈ તથા હુસેનભાઈ બે ભાઈઓ છે. ભાઈઓની વડીલો પાર્જીત ચાલતી આવેલી મીલ્કતો પૈકી એક ૧૦ ગુંઠાની જમીન છે. જે હાલે કુટુંબની સહિયારી મીલ્કત ચાલતી આવેલ છે. જેમાં હુસેનભાઈના હિસ્સામાં ૫ ગુંઠા ૮૪ મીટર અને બાકીની ૪ ગુંઠા ૧૬ મીટર મોહંમદભાઈના હિસ્સાની છે. (આજ દિન સુધી બન્ને ભાઈઓના વહેંચણીની કોઈ હદ નક્કી થયેલ નથી.) મરહુમ મહંમદભાઈ ગુજરી ગયા બાદ એમના વારસદારો પૈકી ફકીરભાઈ હુશેનભાઈના સગા ભત્રીજા છે. જેમનું કુટુંબ બહોળું થઈ જવાથી મકાન બનાવવાની સખત જરૂરત છે. (હાલમાં ફકીરભાઈ તથા તેમના દિકરાઓ ભાડાના મકાન માં રહે છે. પરંતુ હાલે એમની પાસે પ્રત્યક્ષ એવી કોઈ જમીન નથી. એટલે એમણે ૧૯૮૪ માં પોતાના કાકા હુસેનભાઈ પાસે એમની હિસ્સાની જમીન વેચાણ માંગી પરંતુ હુશેનભાઈ ને ફકીરભાઈ જોડે અણબનાવ હોવાથી વેચવી નથી એમ કહી ના પાડી દીધી પરંતુ હાલમાં અમોને ખબર પડી છે કે હુશેન ભાઈએ એ જમીન રૂા.૫૨૦૦૦/– (બાવન હજાર) માં એક ગેર મુસ્લીમ (કોળી પટેલ ને) વેચાણ આપી દીધી છે. ભત્રીજા ફકીરભાઈએ એ જમીનના રૂા. ૫૩૦૦૦/– (રૂપિયા ત્રેપન હજાર ) આપવા તૈયાર છે છતાં પોતાના સગા ભત્રીજા ને એ આપી નથી.

(૧) તો આપ સાહેબને મારી નમ્ર વિનંતી છે કે ઉપરોકત હકીકતને ધ્યાનમાં લઈ મુસ્લીમ શરીયત પ્રમાણે હુશેનભાઈ પોતાના સગા ભત્રીજાને છોડી એક ગેર કોમને ખાનદાની (વડીલો પાર્જીત) મીલ્કત વેચી શકે ?

(૨) અગર એ જમીનનું વેચાણ થઈ ગયું હોય તો મુસ્લીમ શરીયત મુજબ સદર મિલ્કત ફકીરભાઈએ મેળવવી હોય તો શું કરવું જરૂરી છે એની

માહિતી આપવા વિનંતી છે.

**જવાબ :-** (૧) એક વ્યકિત બીજી વ્યકિત સાથે કોઈ મકાન અથવા જમીન અથવા વાડી વિ. સ્થાવર મિલ્કતમાં ભાગીદાર હોય અને તેમાંથી કોઈ એક પોતાનો હિસ્સો વેચવા ચાહે તો તેને જાઈએ કે સર્વ પ્રથમ પોતાના ભાગીદાર ને જાણ કરે. જો એનો ભાગીદાર તે હિસ્સો યોગ્ય કિંમતમાં ખરીદ કરવા તૈયાર હોય તો તેનેજ વેચે. તે છતાં જો તે બીજી બિન-સંબંધીત વ્યકિત ને વેચી દીએતો ભાગીદાર તેટલીજ કિંમત આપી તે હિસ્સો ખરીદી શકે છે. એને શરીઅતની પરિભાષામાં હક્કે-શુફઅહ કહેવામાં આવે છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે દરેક જમીન - મકાન અથવા વાડી જે, સહિયારી ભાગીદારીમાં છે, જયાં સુધી ભાગીદારને જાણ ન કરે ત્યાં સુધી જાઈઝ નથી, કે(પોતાનો હિસ્સો)વેચાણ કરે. અને જો (પોતાના ભાગીદાર ને જાણ કર્યા વગર ) (પોતાનો હિસ્સો) વેચી આપ્યો તો તેનો ભાગીદાર તે (હિસ્સા) નો વધારે હકદાર છે. (અબુ દાવુદ શરીફ) (બઝલુલ મજહૂદ ૧૫/ ૧૯૧-૧૯૨).

(૨) અલબત્ત ઉપરોકત હક્કે-શુફઅહ મેળવવા માટે શરીઅતે જે રીત બતલાવી છે તે મુજબ અમલ કરી મેળવી શકે છે. તે રીત આ છે કે જયારે ભાગીદારને એવી જાણ થઈ કે એના ભાગીદારે જમીન-મકાન નો પોતાનો હિસ્સો ત્રાહિત વ્યકિતને વેચાણ કરી આપ્યો છે. તો જે બેઠકમાં એને જાણ થઈ કે તુર્તજ એજ બેઠકમાં તે પોતાના હક્કે-શુફઅહની માંગણી એવા શબ્દોમાં કરે જેનાથી એવું ફલીત થતું હોય કે એ પોતાનો હક મેળવવા ચાહે છે, જતો કરવા માંગતો નથી. દા. ત. હું મારો હક્કે-શુફઅહ લઉં છું અથવા લઈશ આ માંગણીને શરીઅતની પરિભાષમાં "તલબે-મુવાસબત" કહેવામાં આવે છે. ત્યાર પછી જો વેચાણ કરેલ વસ્તુ વેચનારનાં પાસેજ હોય તો વેચનાર પાસે જઈ અથવા ખરીદનાર પાસે જઈ (ચાહે વેચાણ થયેલ વસ્તુ એના કબજામાં ન પણ આવી હોય.)અથવા તે જમીન પાસે જઈ જે વેચાણ કરવામાં આવી છે, એવું કહે કે આ જમીન ફલાણા માણસે ખરીદ કરી છે. અને હું એનો હક્કે-શુફઅહ ધરાવું છું અને હું એ હક્કે-શુફઅહની

માંગણી ઉચ્ચારી ચુકયો છે, અને હવે ફરીવાર એ માંગણી દોહરાવી રહયો છું.તમે લોકો એના સાક્ષી રહો. આ માંગણીને શરીઅતની પરિભાષામાં "તલબે–ઈશહાદ" કહેવામાં આવે છે. ત્યાર પછી કાજી (ન્યાયાધિશ) પાસે જઈ દાવો કરે કે "ફલાણા માણસે ફલાણું મકાન અથવા જમીન ખરીદ કરી છે અને હું મારી ફલાણી મિલ્કતને લઈ એનો હક્કે–શુફઅહ ધરાવું છું માટે તમો એને હુકમ આપો કે એ મકાન અથવા જમીનની મને સોપણી કરે" આ માંગણી ને શરીઅતની પરિભાષામાં "તલબે–તમલીક" કહેવામાં આવે છે. ત્યાર પછી કાજી (ન્યાયાધિશ) પોતાની તપાસ વિધી કરી દાવાની સત્યતા પુરવાર થતાં ખરીદનાર ને હુકમ આપે કે એ જમીન અથવા મકાન હક્કે–શુફઅહ ધરાવનારને આપી દીએ, અને તેની પાસેથી કિંમત વસુલ કરી લીએ (શામી –દુર્રે મુખ્તાર ૫/૧૫૭ થી ૧૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. હકકે શુફઅહના કારણો.

**સવાલ :–** એક મુસ્લીમ વ્યકિત પોતાના વડીલોની ચાલતી આવેલ મિલ્કતમાંથી પોતાનો હિસ્સો લઈ ચુકયો છે. બાકીના હિસ્સેદારોમાંથી એક હિસ્સેદાર પોતાની હિસ્સે આવેલ જમીન વેચવા માંગે છે. અને ઉપરોકત જણાવેલ વ્યકિત જે વેચનાર વ્યકિતનો કુટુંબી છે. અને પોતાની જરૂરત ખાતર તે હિસ્સો પોતે ખરીદવા માંગે છે. (વેચવા કાઢેલ જમીનમાં ખરીદવા ઈચ્છતી વ્યકિતનો કોઈ હિસ્સો નથી ફકત કુટુંબી છે અને વેચવા કાઢેલ જમીન કુટુંબના વડીલો ની મીલ્કત છે.) તો યોગ્ય કિંમત આપી તે વ્યકિત સદર મિલ્કત (વેચવા કાઢેલ મિલ્કત) ખરીદવાનો પ્રથમ અધિકાર ધરાવી શકે ? અગર વેચનારે પોતાનો હિસ્સો તે વ્યકિત ની પુરી કિંમતે વેચાણ લેવાની ખ્વાહિશ છતાં અન્ય બિન સંબધિત (ગેર કોમ) ને વેચાણ આપી દીધો તો એક કુટુંબી તરીકે પોતાની ખાનદાન ની મિલ્કત ખરીદનાર પાસેથી પોતે ખરીદ કરી લેવાનો હક્ક ધરાવી શકે ? અગર ખરીદ કરવાનો હક્ક ધરાવે તો શરીઅત મુજબ તે મેળવવાની રીતનું વર્ણન સાથે જવાબ આપવા વિનંતી કરૂં છું.

**જવાબ** :- હક્કે શુફઅહ (શફીલદારીનો હક) કિંવા કોઈ ખરીદનારથી તેના માલિકી હકને એજ કિંમતમાં મેળવી લેવો જે એણે ખરીદારીમાં ચુકવી છે. (મજલ્લતુલ અહકામ ઉર્દૂ પેજ ૨૧૭, કલમ ૯૫૦) જે માણસ ને આ હક પ્રાપ્ત થાય છે તેને શરીઅતની પરિભાષામાં "શફીઅ" (શફીલદાર) કહેવામાં આવે છે. (હવાલા ઉપર મુજબ કલમ ૯૪૧)

ઉપરોકત હક ત્રણમાંથી એક કારણ વડે પ્રાપ્ત થાય છે :-

(૧) જે મિલ્કત વેચવામાં આવી છે. તે મિલ્કતમાં સહ હિસ્સેદાર કિંવા ભાગીદાર હોય. દા. ત. એક જમીન બે વ્યકિતઓની સહયારી મિલ્કત છે. અને બન્નેવના હિસ્સાઓની વહેંચણી અને હદબંધી કરવામાં આવી નથી. એને "શરીક" કહેવામાં આવે છે.

(૨) જે મિલ્કત વેચવામાં આવી છે. તેને સંબધીત સર્વ સામાન્ય ખાસ હકમાં ભાગીદાર તરીકે સંકળાયેલ હોય (એને "ખલીત" કહેવામાં આવે છે.) દા. ત. એક નાની ખાસ નહેર અથવા નાડી વડે બે-ત્રણ ખેતરો અથવા વાડીઓને સીંચાઈ કરવામાં આવે છે. તેમાંથી એક ખેતર અથવા વાડી નું વેચાણ થયું તો બાકીના ખેતરો અથવા વાડીઓના માલિકનું સ્થાન "ખલીત" નું કહેવાશે.

(૩) એક બીજાથી બિલ્કુલ લાગીને આવેલ પડોશીની મિલ્કત ના માલિક તે (જેને "જારે-મુલાસિક") કહેવામાં આવે છે. દા. ત. એક જમીન નો ટુકડો વેચવામાં આવ્યો તો તે જમીનના ટુકડાથી એકદમ લગોલગ જેની જમીન આવેલી છે તેને હક્કે શુફઅહ પ્રાપ્ત થશે. [મજલ્લહ પેજ ૨૩૦]

હવે આપે લખેલ હકીકતમાં અગર તે કુટુંબીની જે વેચાયેલી મિલ્કત ખરીદનાર પાસેથી મેળવવા ચાહે છે. તેમાં ઉપરોકત ત્રણમાંથી કોઈ એકાદ કારણ મવજૂદ હશે તો તેને હક્કે શુફઅહ પ્રાપ્ત થશે. અને જો ઉપરોકત ત્રણમાંથી એક પણ કારણ મવજૂદ નથી તો માત્ર કુટુંબી હોવાને લઈ તેને હક્કે શુફઅહ પ્રાપ્ત નથી. હક્કે શુફઅહ પ્રાપ્ત હોવાની સુરતમાં તે મેળવવાની રીત જવાબમાં આવી ગઈ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનારછે.

# (પ૧) મુઝારઅત કિંવા ખેતી

## ૧. ખેતર ગણોતે આપવાની જાઈઝ સૂરત.

**સવાલ :-** (૧) ઝૈદે એક ગેર મુસ્લીમ સાથે ખેતીમાં એવો કરાર કર્યો કે મસલન ૧૫ મણ ચોખા આપવા બાકીનું બધું ભાત તારૂં રહેશે. તેમ ખર્ચો દરેક રીતનો તે ગેર મુસ્લીમનો રહેશે. હવે ઉપરોકત કરાર તો કીધો પાછળ થી ઝૈદ ને એહસાસ થયો કે મઝકુર સુરત નાજાઈઝ હોય શકે. ઉપરના કરારનામા માં ખેતર ઝૈદનું છે. પાછળથી ભાગીદાર ખાતર ના પૈસા તેમ બીજી અમુક મઝદુરીના પૈસા જે લગભગ બધા મળીને ૪૦૦ લઈ ગયો. હવે તે ગેર મુસ્લીમે કોઈ ત્રીજી વ્યકિત સાથે ખેડાણ કરવા માટે બળદ ગાડું તેમ બળદ એ રીતે લીધું કે જે કંઈ પરાળ (પુરટીયાં ચાલુ ભાષામાં) થાય તે બળદ વાળાને લઈ લેવું. હવે મઝકુર મસ્અલામાં ઝૈદે જે શરતથી ખેતર દીધું તેના પાકમાંથી દા.ત. ૧૫ મણ ચોખા છે તે લેવું જાઈઝ છે કે નહિ ? અગર ના જાઈઝ હોય તો જવાઝની શું રીત છે તે વિષે શરીઅતે મુતહહરાથી વિગત થી વાકીફ કરવા નમ્ર વિનંતી છે.

(૨)વધુ એ કે અર્ધે ભાગે અથવા ગણોતે આપવું કેવું છે. તથા બીજી કઈ કઈ સુરત જવાઝની છે તે મુફસ્સલ જણાવવા કૃપા કરશોજી.

**જવાબ :-** (૧) ખેતી માટે ઝૈદે ખેતર આપ્યું અને પોતાના હિસ્સા રૂપે પંદર મણ ભાત (પાકમાંથી) ઠેરવ્યું એ મામલો શરઈ રૂએ ફાસિદ છે. પુછેલી સુરતમાં ઝૈદને એના ખેતરનું જે ભાડું કાયદે સરનું થતું હોય તે જ મળશે. "બી" સામે પક્ષવાળાનું હતું. એટલે ખેતરમાં ઉતપન્ન થયેલ બધીજ પાક તેની ગણાશે. કાયદેસરનાં ભાડા નો મતલબ એ છે કે એવું ખેતર, એવી ખેતી માટે એટલી મુદત સુધી ગણોતે (ભાડે) આપવામાં આવે તો જેટલું ભાડું મળી શકતુ હોય, તેટલા ભાડાનો ઝૈદ હકદાર ઠરશે. અલબત્ત તે ભાડું પંદર મણ ભાતની કિમતથી વધુ હશે, તો ઝૈદ પંદર મણ ભાતની જેટલી કિમત થતી હશે તેટલુંજ લઈ શકશે. વધુ નહિ. [શામી ૫/૧૯૪]

(૨)ખેતર ગણોતે (ભાડે) આપી શકાય છે. અલબત્ત ગણોતે આપતી વખતે એ નક્કી કરવું જરૂરી છે કે કેટલી મુદત માટે આપવામાં આવી રહયું છે. અને તેમાં કઈ ખેતી કરવામાં આવશે. અને ગણોત કેટલી છે ? અર્ધા ભાગે પણ આપવું જાઈઝ છે. તે માટે પણ મુદત નક્કી કરવી જરૂરી છે. સાથેજ જમીન નું ખેતી લાયક હોવું પણ જરૂરી છે. શું વાવશે તે પણ નક્કી હોવું જોઈએ. "બી" કોના તરફથી રહેશે તે પણ નક્કી હોવું જોઈએ.(દુર્રે-મુખ્તાર, શામી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. કંપની તરફ થી પાકના વળતર રૂપે મળેલ રકમનો હકદાર કોણ, ગણોત્યા કે જમીન માલિક ?

**સવાલ** :- મારી જમીન જી.આઈ. પી.સી. એલ. કંપનીમાં ગઈ છે. કંપનીએ અમને જમીનની કીંમત આપી છે.અને સાથોસાથ ચાલુ વરસનો હમારો પાક તૈયાર ઉભેલો હતો ત્યારે કંપનીએ જમીનમાં કામ શરૂ કરવા માટે જમીન એકવાયર કરતા ઉભા પાકનું વળતર પણ આપ્યું છે.આ જમીન હમોએ ગણોત પેટે ખેડવા આપી છે. હમને ગણોતના પૈસા પણ ગણોત્યા પાસેથી મલ્યા છે. હવે કંપની એ કામ શરૂ કર્યું છે. અમુકોની જમીનમાં હજુ કામ શરૂ થયેલ નથી.

(૧) કંપનીનું કામ શરૂ થવાથી પાક કાચો પાકો લઈ લેવો પડયો છે.જેમાં નુકશાન થયું છે.હમને તો કંપનીએ પાકનું વળતર આપ્યું છે. તો આ વળતર પેટે આપેલા એ પૈસા જમીન માલીકના કે ગણોતયાના ?

(૨) કંપનીનું કામ ચાલુ થવાથી ગણોતયાના પાકનું પુરૂ નુકશાન થયેલ છે તો હવે ગણોત્યાને ગણોતના પૈસા પાછા આપવા ? કે જમીનમાં ખેડ ખર્ચ કર્યો તેના આપવા અથવા પાક વળતરની જે રકમ કંપની તરફથી મલી છે તે પૂરેપૂરી આપી દેવી ? કે વળતરની મળેલી રકમનો અમુક હિસ્સો આપવો.?

(૩) હમારી જમીન ગણોતયાએ ખેડી છે. તે જમીનનો પાક તૈયાર થઈ ગયો છે. અને પાક પુરેપુરો લઈ પણ લીધો છે જેમા એક રૂપીયાનું પણ

નુકશાન થયેલ નથી. તેમ છતાં હમને પાકની વળતરની રકમ ચુકવી છે. હવે એ રકમ જમીન માલીકની કે ગણોતયાની આ પૈસા કેવી રીતે ઉપયોગમાં લેવા.

ઉપર પુછેલ બાબતો પર શરીઅત નો શું હુકમ લાગુ પડે છે એ વિગતે જણાવવા મહેરબાની કરશોજી.

**જવાબ :-** (૧) (૨) ગણોતયાએ જમીન માલિક ને ગણોતરૂપે ભાડાની પુરી રકમ ચૂકવી આપી છે અને તેના લઈ તે જમીનથી પાક મેળવવાનો પુરો હક તે મેળવી ચૂકયો છે. અને તેણેજ જમીનમાં પોતાનું બીજ વાવી તેનું ખેડાણ કરી પાક મેળવવા માટે જે કંઈ મેહનત ખર્ચ કરવામાં આવે છે, તે બધુજ કર્યું છે. જેથી શરઈરૂએ એ સંપૂર્ણ વાવેતરનો હકદાર અને માલિક ગણોતયો જ છે. માટે વાવેતરના વળતર રૂપે જે કંઈ રકમ કંપની તરફથી આપવામાં આવી છે. તે સંપૂર્ણ રકમનો હકદાર ગણોતયો જ છે. તેમાંથી એક પાઈ પણ જમીન માલિક પોતાની પાસે રાખી શકતો નથી.

(૩) એ સુરતમાં પાકના વળતર રૂપે આપવામાં આવતી તે રકમનું લેવું જમીન માલિક તેમજ ગણોતયામાંથી કોઈના પણ માટે જાઈઝ નથી. તે છતાં અગર કંપની પાકના વળતર રૂપે કોઈ રકમ આપવા આગ્રહ રાખતી હોય તો તેનો હકદાર ગણોતયો જ ગણાશે. માલિક નંહિ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (પર) કુર્બાની, અકીકહ

## ૧. તબ્લીગી ઈજતેમામાં અકીકહનો ગોશ્ત વાપરવો.

**સવાલ :-** તબ્લગી ઈજતેમામાં શરીક થનાર મજમઅના માટે ખાવાનો પાસ રાખવામાં આવે છે જેની કિંમત ૩ થી ૪ રૂપિયા હોય છે. કોઈ વખતે કોઈ માણસ અકીકહનું ગોશ્ત આપે છે. સવાલ આ છે કે જેમાં અકીકહનું ગોશ્ત વપરાયું હોય તેમાં ચાવલ તેમજ ગોશ્તનો મસાલો બારવચીનો ખર્ચ

વગેરે તો આપવાનો રહે છે તો શું આમાં ટીકીટના પૈસા દર નક્કી થયો છે તે લઈ શકાય કે નહિં ?

**જવાબ** :- ખાવાની કિંમત રૂપે જે રકમ લેવામાં આવે છે તે પુરા ખાવાની કિંમત સમજીને જ આપવામાં અને લેવામાં આવે છે. ચાહે તે રિઆયતી કિંમત હોય માટે પૂછેલી સુરતમાં અકીકહનું ગોશ્ત એમાં વાપરવું દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૩) જાઈઝ ના-જાઈઝ

## ૧. મરી ગયેલ જાનવરના દાંત બદલ આવેલ રકમનો ઉપયોગ.

**સવાલ** :- અમારા ગામ ઉનથી ઉત્તરે બે કિ.મી. દૂર કેમીકલ પ્લાનટ નવીન ફલોરીન (મફતલાલ) નામે આવેલ છે. કંપની ઉત્પન્ન થતો ખરાબ ગેસ હવામાં છોડે છે. જેથી આજુબાજુના ગામના જાનવરો અને પાકને નુકશાન પહોંચે છે. કંપની બીમાર, કમજોર થયેલા જાનવરોનું પેશાબ લઈ પાંજરાપોર મુકવાના શરતે અથવા મરી ગયેલા જાનવરોના દાંત લઈ તેના આધારે અમુક રકમ માલીકને આપે છે. તો પૂછવાનું એ જ કે શરઈ દ્રષ્ટિએ મજકુરહ રકમ લઈ શકાય ? જાનવરના પડતર કિંમતથી વધુ રકમ લેવામાં વાંધો ખરો ? એ રકમ કોઈ નેક કામમાં વાપરી શકાય કે કેમ ? ખુલાસાવાર હવાલા સહિત બરાએ કરમ જવાબ આપશો.

**જવાબ** :- એ રકમ લઈ શકાય છે, જાનવરની પડતર કિંમતથી વધુ લઈ શકાય નહિં, જેટલી રકમ લેવી જાઈઝ છે, તેને પોતાના કામમાં અથવા બીજા કોઈ નેક કામમાં વાપરવામાં વાંધો નથી. [આલમગીરી ભાગ-૫ અને ૬ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ફટાકડા ફોડવાના નુકશાનો, મસ્જિદ પાસે ફોડવાની ખતરનાકી.

**સવાલ :-** હિંદુઓના તહેવારો (દિવાલી)માં ફટાકડા ફોડવામાં આવે છે. આમાં મુસલમાન અગર ભાગ લે, તો શરીઅતથી શું નુકશાન છે. અને આ ફટાકડાઓનું ખરીદ-વેચાણ કોઈ મુસલમાન કરે તો આ માટે શું હુકમ છે ? ફટાકડા ફોડવા કેવા છે? મુસલમાનના મોહલ્લાઓમાં અમુક વખત એવું થાય છે કે મસ્જીદની આજુ બાજુએ નમાઝ પઢતી વખતે નાના બાળકોના ફટાકડા ફોડવાથી નમાઝ અને તિલાવતમાં દખલગીરી થાય છે. અગર આ મૌકા ઉપર નાબાલિગ બાળકોને મોહલ્લાના ઝિમ્મેદારો નથી રોકતા તો તે લોકો ગુનેગાર થશે કે નહિ. ?

**જવાબ :-** ફટાકડા ફોડવા બાબત હઝ. મવ. અશરફ અલી સાહબ થાનવી (રહ.) લખે છે કે એમાં કેટલાક ગુનાહો છે. (૧) માલનો ખોટો વ્યય થાય છે. કુર્આને પાકમાં માલનો ખોટો વ્યય કરનારાઓને શયતાનના ભાઈ કહેવામાં આવ્યા છે. (સૂ.બની ઈસરાઈલ) અન્ય એક આયતમાં ફરમાવ્યું છે કે, ફુઝુલ માલ ઉડાવનારાઓ ને અલ્લાહ તઆલા નથી ચાહતા કિંવા એવાઓથી નારાઝ છે. (૨) હાથ-પગ વિ. દાઝવાનો ભય રહે છે. અથવા મકાન વિ. માં આગ લાગવાનો ડર રહે છે. પોતાની જાન માલ ને આ રીતે ભયમાં મુકવું શરઈ રૂએ હરામ અને બુરૂ છે. (૩) લખાણવાળા કાગળો ફટાકડા બનાવવાના કામમાં વપરાય છે. હુરૂફ (શબ્દો,અક્ષરો) પણ અદબ ને પાત્ર છે. તેને આવા કામોમાં વાપરવું મના છે. વિ. (બેહિશ્તી ઝેવર ભાગ-૬, પેજ-૫) (૪) દિવાળી હિન્દુઓનો તહેવાર છે. એના ભાગ રૂપે હિન્દુઓ ફટાકડા ફોડે છે. તેજ દિવસોમાં મુસ્લીમોએ ફટાકડા ફોડી તેઓના તહેવારની રોનકમાં વધારો કરવો ઈમાન માટે ઘાતક છે. એવા માણસ માટે બુરા ખાત્માનો ભય છે. (અલ્લાહ તઆલા બચાવે).

અને નમાઝ ટાણે મસ્જીદની આજુબાજુ રહેતા મુસ્લીમ બાળકોજ ફટાકડા ફોડી નમાઝ તિલાવત વિ. માં ખલેલ પહોંચાડે એ તો ઘણુંજ ખતરનાક અને શર્મનાક કહેવાય, દરેક બાળકના વાલીની ફરજ છે કે તેઓ પોતાના બાળકોને આવા કૃત્યથી સખ્તી થી રોકે. અને મહોલ્લા તેમજ વસ્તીના વડીલોને જોઈએ કે બાળકોના વાલીઓને તેમની આ ફરજ બજાવવા માટે

તાકીદ કરે. અને જયાં પોતાને શકિત હોય તેમજ ફિત્ના-ટંટા નો ભય ન હોય ત્યાં પોતે પણ બાળકોને રોકે. નસીહત રૂપે બે-બોલ કહી રોકવામાં તો કોઈ ફિત્ના નો ભય પણ નથી. એટલું તો દરેકે અવશ્ય કરવું જ જોઈએ.

હદીસે પાકમાં નબીએ કરીમ (સલ.)નો પાક ઈરશાદ છે. કે " તમારામાંથી જે માણસ કોઈ શરીઅત વિરૂધ્ધ કામ જુએ, તેણે જોઈએ કે તેને પોતાના હાથથી દુર કરે, જો એના ઉપર શકિતમાન નહોય તો પોતાની જબાનથી, અને તેની પણ શકિત ન હોય તો તેને પોતાના દિલથી બુરૂ સમજે. અને આ સૌથી નબળું ઈમાન છે. (મિશ્કાત શરીફ પેજ.૪૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. વિદેશ ફોન કરવા માટે ટેલીફોનમાં ચોરીનો એક પ્રકાર.

**સવાલ** :- અમો જંબુસર મુકામે સરકાર માન્ય S.T.D. P.C.O. ના ધારક છીએ. અમારા સરકાર માન્ય S.T.D. P.C.O. પરથી સરકારી રેટ પ્રમાણે ફોરેન (વિદેશ) ફોન કરવાના ૧૫ (મિનીટ) ના લગભગ રૂા. ૯૦૦/- થી રૂાં. ૯૫૦/- જેવા થાય છે. જયારે ટેલીફોન ઓફિસના સરકારી કર્મચારીઓ કે (ઓપરેટરો) પોતેજ સીધા ગ્રાહકોનો સંપર્ક સાધી ઘરે બેઠા વિદેશોમાં લાઈન જોડી આપી તેટલીજ વાર એટલે કે ૧૫ મિનીટ વાત કરાવી ગ્રાહક પાસેથી રૂા. ૨૫૦/- કે રૂા. ૩૦૦/- લે છે. હવે આમ જોતાં ગ્રાહક ને એ બાબતની જાણ હોતી નથી કે આ ટેલીફોન ઓફીસના કર્મચારી કે (ઓપરેટરો)સીધી લાઈન જોડી આપી વિદેશોમાં વાત કરાવે છે. તેનું બિલ સરકાર પર ચઢે છે કે પછી કોઈ ત્રીજી (ત્રાહિત) વ્યકિત પર ચઢે છે. તે બાબત થી ગ્રાહક તદન અજાણ હોય છે. જયારે ગ્રાહક પાસેથી લીધેલા પૈસા ઓપરેટરો પોતાના ખીસ્સામાં મુકે છે. તો આ રીતે ગ્રાહક ઓપરેટરો પાસેથી સીધી લાઈન મેળવી વિદેશમાં વાત કરી શકે કે નહિ ? અને અમો ટેલીફોન ઓફિસના કર્મચારી કે (ઓપરેટરો) નો સીધો સંપર્ક સાધી ગ્રાહકોને વિદેશમાં વાત કરાવી આપી વચમાં રહી કમિશન એજન્ટ તરીકે નું કામ કરી શકીએ

કે નહિ ?

**જવાબ :-** સવાલમાં જણાવેલી રીતે ટેલીફોન નો ઉપયોગ એ ચોરીનોજ એક પ્રકાર છે. જેની શરીઅતની રૂએ બિલ્કુલ ઈજાઝત નથી. ટેલીફોન ના કર્મચારીઓ સાથે આ રીતે મેળાપી પણામાં ફોન થાય છે. ત્યારે એનું બીલ યા તો અન્ય વ્યકિત અથવા સંસ્થા ઉપર નાખી દેવામાં આવે છે. યા ખુદ ટેલીફોન ખાતાનુંજ નુકસાન થાય છે. બન્નેવમાંથી કોઈ રીત પણ જાઈઝ નથી. એક મુસ્લીમ માટે ના જાઈઝ તેમજ શરીઅતે હરામ ઠેરવેલી વસ્તુઓથી બચવું જરૂરી છે. માટે એ રીતે વાત કરવી નહિં.

આપના માટે પણ એવા ના જાઈઝ કૃત્યમાં વચ્ચે રહી દલાલી ખાવી જાઈઝ નથી. [બહસો નઝર ૧૫ મો અંક] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. દૈનિક અખબારોની સ્કીમોમાં ભાગ લેવું, તેવા અખાબરોને ખરીદવું કેવું છે ?

**સવાલ :-** આજકાલ પ્રગટ થતાં ગુજરાતી દૈનિક અખબારોમાં દરરોજ પેપર દીઠ એક કુપન છાપવામાં આવે છે. ૪૦ થી ૫૦ જેટલી કુપનો પેપર કંપની તરફથી મળતાં એક ખાનાવાળા ફોર્મમાં ચોંટાડી દેવામાં આવે છે. ૪૦ થી ૫૦ કુપનો ૪૦ થી ૫૦ ખાનાઓમાં ફરજીયાત ચોંટાડવાની હોય છે અને આ યોજના પેપર ખરીદવાની ખાતરીરૂપ હોય છે આ કુપનો ચોંટાડેલું ફોર્મ પેપર કંપનીને સથાનિક એજન્ટો દ્વારા મોકલવામાં આવે છે. ફોર્મ આપનાર દરેક ગ્રાહકને નકકી કરેલ ગેરેન્ટડ ઈનામ આપવામાં આવે છે. ફોર્મના ખાનાઓમાં કુપનો ચોંટાડતા એક આખું ચિત્ર બને છે. જે કોઈ વખત કોઈ હીરો-હીરોઈન, કે દેવી-દેવતા કે મુર્તિનો ફોટો બને છે અને કોઈ વખતે કુદરતી સોંદર્યરૂપે માત્ર નિર્જીવ વસ્તુનું ચિત્ર બને છે. પેપરવાળા પોતાના પેપરના બહોળા પ્રચાર માટે, અન્ય અખબારોની હરીફાઈમાં ટકી રહેવા માટે એવી શ્યોર ગીફટ યોજનાઓ ચાલુ કરે છે. પોતાના ધંધાકીય ફાયદા માટે ગ્રાહકોને ઈનામની લાલચ આપે છે તો ઉપર મુજબ કુપનો ભેગી કરી પેપરના પ્રચાર-પ્રસારમાં ભાગ લેવાય કે નહીં ? અને પેપર

કંપની તરફથી 'શ્યોર ગીફટ' ના નામે આપવામાં આવતી ગેરેંટેડ ગીફટ લઈ શકાય કે નહીં ? શરઈ દ્રષ્ટીએ યોગ્ય માર્ગદર્શન આપશો.

વિશેષમાં અખબારોમાં નગ્ન તસવીરો પણ વધુ પડતી આવે છે. જેનાથી સેકસ ઉભરી આવે છે અને અખબારોમાં મોટા ભાગે મુસ્લિમોને નીચા પાડવા માટેના પ્રયત્નો કરવામાં આવે છે તો આવા અખબારો વાંચવા શરઈ દ્રષ્ટીએ કેવા છે ? તેનો વિગતવાર જવાબ આપશો.

**જવાબ :–** કંપની તરફથી આપવામાં આવતા ખાનાવાળા ફોર્મમાં દરરોજના પેપરમાંથી કાપવામાં આવેલી કુપનો ચોંટાડવાથી સજીવ વસ્તુનું ચિત્ર બનતું હોવાથી એ રીતે કરવું જાઈઝ નથી. આપના લખવા મુજબ કોઈક વખતે નિર્જીવ વસ્તુનું ચિત્ર પણ બને છે. પરંતુ માત્ર એ શકયતાને લઈ આ કૃત્ય જાઈઝ ઠરતું નથી.

અગર કોઈક વ્યકિત પોતાની ધંધાકિય જરૂરત અથવા અન્ય જરૂરતને લઈ પેપર ખરીદ કરે અને તેની નિય્યત તસ્વીરોને લઈ પેપર ખરીદવાની નથી, તો ખરીદવાની ઈજાઝત છે, પરંતુ જે વ્યકિતને એવો ભય હોય કે તેમાં આપવામાં આવેલી નગ્ન તસ્વીરોને જોઈ સેકસ ઉભરી આવશે. તો તેના માટે જાઈઝ નથી. જે અખબારોમાં મુસ્લિમોને નીચા પાડવાના પ્રયત્નો કરવામાં આવત હોય, તેની ખરીદારી ઈમાની ગયરતના ખિલાફ છે. અગર અન્ય એવા અખબાર વડે જરૂરત પુરી થઈ જતી હોય જેમાં આવા પ્રયત્નો કરવામાં આવતા નથી તો ઉપર મુજબના અખબારનું ખરીદવું અને વાંચવું તેના માટે પ્રોત્સાહન હોય દુરૂસ્ત નથી. અલબત્ત જેઓ એવા અખબારોના આ પ્રકારના ખોટા પ્રચાર અને પ્રયત્નનો તોડ કરવા વિવિધ તદબીરો કરતા હોય, તેઓ માટે દુરૂસ્ત છે. એક સામન્ય મુસ્લિમ માટે દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. હિન્દુ ભાઈને નમસ્તે અથવા નમસ્કાર વડે સલામ કરવું.

**સવાલ :–** હું એક સરકારી કર્મચારી છું અને ઓફિસમાં કામ કરતા

કરતા મારા જે ઉપરી ઓફિસરો (સાહેબો) છે જેમને વારંવાર રૂબરૂમાં કે ફોન ઉપર નમસ્કાર મોંથી બોલવું પડે છે. અમુક સાહેબોની આગળ આ શબ્દ (નમસ્કાર) મોઢાથી નહિ બોલીએ તો ખોટી છાપ (મુસ્લિમ હોવાને કારણે) ઉભી થાય છે. તો મારે આ નમસ્કાર બોલવું પડે છે તો આ શબ્દ માટે શરીઅતની દ્રષ્ટીએ શું હુકમ છે ? આ શબ્દ બોલવા કે નહિ બોલવા જોઈએ ? મનમાં ઘણા વખતથી આ શબ્દને લઈને બેચેની અનુભવું છુ.

**જવાબ :-** હિન્દુ ભાઈઓને નમસ્તે અથવા નમસ્કાર વડે સલામ કરવું જાઈઝ નથી. [ફતાવા રહીમિય્યહ ૬/૨૫૬] હાશિયહમાં છે આ શબ્દો ખાસ ધાર્મિક શબ્દો હોવાને લઈ મનાઈનો હુકમ આપ્યો છે. અલબત્ત અગર સલામ રૂપે વાપરવામાં આવતાં શબ્દો ધાર્મિક ન હોય બલ્કે સામાજિક હોય જેમકે આદાબ ! અથવા આદાબ અર્ઝ ! તો તેની ગુંજાઈશ છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬ પતિ-પત્ની એકબીજાનું લોહી લઈ શકે ?

**સવાલ :-** જો કોઈ માણસને લોહીની જરૂર પડે તો બીજા માણસનું લોહી લઈ શકાય કે નહિં ? એવી રીતે જો મર્દને લોહીની જરૂર પડે તો પોતાની ઓરતનું લોહી લઈ શકાય કે નહિં ? અને જો ઓરતને લોહીની જરૂર હોય તો પોતાના ખાવિંદનું લોહી લઈ શકાય કે નહિં ?

**જવાબ :-** બીમારની હાલત એટલી કફોડી છે કે મુસ્લિમ ડોકટર અથવા હકીમના મત મુજબ કોઈ બીજી દવા એના માટે કારગર નથી અને લોહી આપવાથી તેની જાન બચવાની પાકી આશા હોય તો એવી હાલતમાં ખૂન આપી ઈલાજ કરી શકાય છે. [આલાતે—જદીદહ પેજ ૧૮૧]

ઓરતને લોહીની જરૂરત પડવાની સુરતમાં ખાવિંદનું લોહી લેવાથી નિકાહ ઉપર કોઈ બાધ નહિં આવે. [આલાતે—જદીદહ પેજ ૧૮૨] ફકત અલ્લાહ તઆલા વુધ જાણનાર છે.

## ૭. પુત્ર પ્રાપ્તિ માટે દવાનો ઉપયોગ કરી શકાય.

**સવાલ :-** હકીમ — વૈદ્યો રોગ માટે દેશી જડી બુટ્ટી જુદા જુદા રોગ

માટે આપે છે. ખુદા પાક શીફા આપે છે. એક હકીમ દીનની સમજ ધરાવે છે તેથી પુછાવે છે કે ખુદાવંદ કરીમે ઔલાદ થવા માટે સાથો સાથ પુત્ર-પુત્રી થવા માટે પણ દવાઓ ઉત્પન્ન કરી છે તે કુદરતી દવાઓથી પુત્ર થવાના ૧૨ કેસમાં સફળતા મળી છે તો આ દવા પુત્ર પ્રાપ્તિ માટે ઉપયોગ કરી શકાય કે નહિ ?

**જવાબ :-** હદીસે પાકમાં નબીએ કરીમ (સલ.)નો પાક ઈરશાદ છે કે અલ્લાહ તઆલાએ કોઈ બીમારી એવી નથી ઉતારી જેની દવા પણ ન ઉતારી હોય. [બુખારી]

એક હદીસમાં છે " અય અલ્લાહ ના બંદાઓ ! દવા કરાવો એટલા માટે કે અલ્લાહ તઆલાએ કોઈ બીમારી એવી નથી મુકી જેની દવા ન હોય, સિવાય વૃધ્ધાવસ્થાના (કે એની દવા નથી) એક અન્ય રિવાયતમાં આટલા શબ્દો વધારે છે કે "જાણનારા જાણે છે, નથી જાણનારા નથી જાણતા." અન્ય એક રિવાયતમાં છે કે "દરેક બીમારી માટે દવા છે. જયારે કોઈ દવા (તેને લગતી) બીમારીને લાગી જાય છે તો અલ્લાહના હુકમથી બીમાર સારો થઈ જાય છે. [ફત્હુલ-બારી શર્હે બુખારી ૧૦/૧૧૦]

ઈસ્લામમાં દવા ઈલાજ કરવા કરાવવાની રજા એક શર્તે આપવામાં આવી છે કે દવા કરનાર તેમજ કરાવનાર નો અકીદો (માન્યતા) એ હોય કે તંદુરસ્તી આપનાર માત્ર અલ્લાહ જ છે. અને તેણે દવાને તંદુરસ્તી માટે એક સબબ (સાધન) બનાવી છે બાકી અગર એવો અકીદો (માન્યતા) હોય કે તંદુરસ્તી આપનાર દવા જ છે તો એવી હાલતમાં દવા કરવા કરાવવાની ઈજાઝત નથી. [ફતાવા-આલમગીરી ૫/૩૫૪]

અવલાદ નહિ થવામાં કેટલીય બીમારીઓ કારણરૂપ હોય છે માટે તેની દવા-ઈલાજ કરી અવલાદ પ્રાપ્તિ માટે કોશીશ કરવાની પણ શરીઅતમાં ઉપર દર્શાવેલ શર્ત સાથે ઈજાઝત છે. ઈલાજ કરનાર હકીમ સાહબને જોઈએ કે પોતાના અકીદાની હિફાઝત સાથે દર્દીઓને પણ આ બાબત ઝબાની માર્ગદર્શન આપી તેમના અકીદાની હિફાઝત પ્રતિ સતર્ક રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

**૮. બ્યુટીપાર્લરનું મેનેજમેન્ટ અને તેની આવકનો શરઈ હુકમ.**

**સવાલ :–** જાવેદ હબીબ (JAWED HABIB) નામક એક હેર અને બ્યુટી સેલુન ચલાવતી કંપની છે. તેની હું ફ્રેન્ચાઈજી લેવા માંગું છું.

ઉપરોકત ફ્રેન્ચાઈજીમાં મારે જગ્યા અને ઈન્વેસ્ટમેન્ટ અને મેનેજમેન્ટ કરવું પડે છે. બાકીની બધી સવલતો કંપની પુરી પાડશે.

**કંપનીનો મુખ્ય ધંધો :–**

આ એક વાળ કાપવાની દુકાન છે. જયાં વાળ કાપવામાં આવે છે અને ચેહરો અને વાળની જાળવણી અંગેની ટ્રીટમેન્ટ કરવામાં આવે છે. અહીંયાં દાઢી વગેરે નું મુડન કરવામાં આવતું નથી.

વાળ કાપવા માટે પણ કંપની તરફથીજ માણસ આપવામાં આવે છે. જેમાં પુરૂષ અને સ્ત્રી બંને હોય છે. એટલે વાળ કાપવા કે ચહેરાની ટ્રીટમેન્ટ કરાવવા કોઈ પણ સ્ત્રી–પુરૂષ આવી શકે છે.

સ્ત્રી માટે સ્ત્રી કારીગર હોય છે. પણ તે કહે તો પુરૂષ કારીગર પણ તેના વાળ કાપી આપે કે ચેહરાની ટ્રીટમેન્ટ કરી આપે છે. પરંતુ પુરૂષ માટે પુરૂષ કારીગરજ હોય છે.

મારે ફકત મેનેજમેન્ટ અને ઈન્વેસ્ટમેન્ટ કરવાનું છે. થનાર આવકમાંથી મને કમીશન રૂપે આવક મળશે.

હવે મારે આપશ્રીથી એ પૂછવું છે કે મારા માટે ઉપરોકત ધંધો જાઈઝ છે કે નહિં ? મારા ઉપરના પ્રશ્નનો યોગ્ય અને ઈસ્લામ અને શરીઅતના દાયરામાં જવાબ આપશો.

**જવાબ :–** આપે પુછેલ પ્રશ્નોનો સંબંધ બ્યુટી પાર્લર વ્યવસાયથી છે. એ બાબત પુછવામાં આવેલ એક પ્રશ્નના જવાબમાં હઝ. મવ. મુફતી મુહમ્મદ યુસુફ સા. લુધયાન્વી (રહ.) લખે છે કે સ્ત્રીઓને બનાવ–શણગારની ઈજાઝત છે. પરંતુ શરઈ મર્યાદાઓમાં રહી ને હોય એ શર્ત સાથે જ છે. પરંતુ વર્તમાન યુગમાં બ્યુટી પાર્લરનો જે વ્યવસાય થઈ રહયો છે તેમાં કાંઈ કેટલી ખરાબીઓ એવી છે જેના લઈ આ વ્યવસાય હરામ છે અને તે ખરાબીઓ ટુંકમાં નીચે

મુજબ છે. (૧) ઘણી જગ્યાએ પુરૂષો (સ્ત્રીની શણગારનું) આ કામ કરે છે અને એ ખુલ્લમ ખુલ્લી બે-શર્મી છે. (૨) એવી સ્ત્રીઓ જાહેર જગ્યાઓએ પોતાના રૂપનું પ્રદર્શન કરતી ફરે છે જે પણ બે-હયાઈ છે. (૩) બ્યુટી પાર્લરથી આવ્યા પછી સ્ત્રી-પુરૂષ અને છોકરા-છોકરીમાં ફર્ક કરવો મુશ્કેલ હોય છે. હાલાંકે પુરૂષનું સ્ત્રીઓ અને સ્ત્રીનું મર્દો સાથે મુશાબહત (તેમના જેવા બનવાની કોશિશ) કરવું લઅનતને પાત્ર છે. (૪) એ બધા સ્થાનો વેશ્યાગીરીના છુપા અડ્ડાઓ પણ બને છે. (૫) અનુભવ એ પણ છે કે આવો વ્યવસાય કરવાવાળાઓને (ચાહે તે પુરૂષ હોય અથવા સ્ત્રી) દીન અને ઈમાન સાથે કોઈ સંબંધ બાકી રહેતો નથી. અને એ રીતે આ બાહ્ય શણગાર અંતરના બગાડનું કારણ બને છે. (આપ કે માસાઈલ ઔર ઉનકા હલ ૭/૧૩૦,૧૩૧)

વળી આ વ્યવસાયમાં ઘણી સેવાઓ એ પ્રકારની હોય છે જેની શરઈરૂએ ઈજાઝત નથી, જેમકે આઈબ્રો ના નામથી જે સેવા આપવામાં આવે છે હદીસની રૂએ તે લઅનત પાત્ર છે. અને અવરતોનું બાલ કપાવવું શરઈરૂએ જાઈઝ નથી. આ સેવા પણ આ વ્યવસાયમાં આપવામાં આવે છે. હદીસે પાકમાં અવરતોના આ કૃત્ય ઉપર લઅનત કરવામા આવી છે.

માટે આ ધંધો આપના માટે જાઈઝ નથી અને એનાથી પ્રાપ્ત થયેલ આવક પણ પવિત્ર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. એમને એમ ઝુબ્હ થયેલ મુરઘી હલાલ છે કે નહિં ?

**સવાલ :-** મુરઘીનું મટન વેચવાવાળો મુરઘીને એમને એમ હલાલ કરી નાખે તો આવું મટન ખવાય ?

**જવાબ :-** એમ ને એમ શબ્દથી આપની મુરાદ એ હોય કે જાણી જોઈને બિસ્મિલ્લાહ પઢયા વગર ઝુબ્હ કરી નાખે છે તો એ સુરતમાં તે મુરગી હલાલ નથી. તેને ખાવું જાઈઝ નથી. હાં અગર ભૂલથી બિસ્મિલ્લાહ પઢવાનું ભૂલી જાય તો તેને ખાવું જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. પેન્શન લેવું જાઈઝ છે.

**સવાલ :-** માણસની સરકારી નોકરી પુરી થાય છે. પછી એને સરકાર પેન્શન પગાર આપે છે. તો તે ખાવું જાઈઝ છે ?

**જવાબ :-** સરકારી નોકરીની સમય મર્યાદા પુરી થવાથી નિવૃત્ત થયા પછી સરકાર તરફથી જે પેન્શન મળે છે તે લેવું અને વાપરવું જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. શું સાઈટ સ્ક્રીન દ્વારા બયાન કરનાર ઉલમાએ હકને જોવું ઈબાદત છે ?

**સવાલ :-** ઉલમાએ હક, ઉલમાએ રબ્બાની ને પણ જોવું ઈબાદત છે. સાઈટ સ્ક્રીન એટલે એક પ્રકારનું અકસ-પડછાયો. જેવી રીતે કે મીરર (આઈનો) હોય અને જેમાં માણસ કે કોઈ પણ વસ્તુનો પડછાયો પડે. એજ રીતે સાઈટ સ્ક્રીનના ઝરીએ એક જગ્યાએથી બીજી જગ્યાએ પડછાયો ફેંકવામાં આવે છે. જેવી રીતે આલીમેદીન એક આલીમે હક બયાન કરે અને તેમને જોવામાં તકલીફ પડે. તો લોકોની સહુલત તથા ઉલમાએ રબ્બાની તથા એમને જોવામાં ઈબાદત નો સવાબ મળે તો એ માટે હમો લોકો એક પ્રોગામ આ રીતે રાખવા માંગીએ છીએ. તો શું આ બાબતમાં કંઈક ગુંજાઈશ અથવા ઈજાઝત ની સુરત છે ? તસલ્લીબક્ષ જવાબ આપવા મહેરબાની કરશો.

**નોંધ :-** બયાન માટે મજમો વધી જવાની શકયતાના લઈ હમો સાઈટ સ્ક્રીન લગાવી ઉમ્મતને ઉલમાએ રબ્બાનીને જોવાની તરકીબ માટે આ મસ્અલો પુછેલ છે.

સાઈટ સ્ક્રીન ના વડે ઓરતોને જલ્સાનો પ્રોગામ, મુકર્રીર તથા સ્ટેજ પર બેઠેલા લોકો ને બતાવે તેની ગુંજાઈશ છે ? તથા હઝરત અબ્દુલ્લાહ બીન ઉમ્મે મકતુમવાળી રીવાયત મામુલ બીહા છે ?

**જવાબ :-** આપે પોતાના સવાલમાં લખ્યું છે કે ઉલમાએ હક અને ઉલમાએ રબ્બાની ને જોવું ઈબાદત છે. મહેરબાની કરી એની દલીલ રૂપે

કોઈ હદીસ અથવા ફિકહની કોઈ ઈબારત રજુ કરવા વિનંતી છે. અમને પણ મુદત થી એની તલાશ છે. એટલું યાદ રહે કે કોઈ વ્યકિતનું કથન એના માટે કાફી નથી.

આપે સાઈટ સ્ક્રીન ને એક પ્રકારનો પડછાયો બતાવ્યો છે. એના માટે શું આઈનાઓ મૂકવામા આવે છે? યા અન્ય કોઈ સાધન વાપરવામાં આવે છે? તે સાધનની વિગત લખવા વિનંતી છે. અમારી જાણ મુજબ તો સાઈટ સ્ક્રીન કેમેરા અને ફોટોગ્રાફીની જ એક પ્રક્રિયા હોય ના–જાઈઝ ઠરે છે. અને આપ આલિમે રબ્બાનીનું મોઢું જોવાને ઈબાદત બતાવી. ખાલિસ દીની મજીલસોની બરકતોને આ રીતે ખતમ કરવા માંગો છો. હાલાં કે એક આલીમે દીન ની ફરજ છે કે સમાજમાં આ રીતે ધીરે ધીરે અને ચોર દરવાજે પ્રસરી રહેલી બુરાઈઓથી સમાજને બચાવવાની ભરપુર કોશિશ કરે.

મુફતીએ અઅઝમ હિન્દ હઝરત મુફતી કિફાયતુલ્લાહ સા. (રહ.) લખે છે કે જેવી રીતે મર્દોએ પરાયી અવરતોં પર નજર કરવું હરામ છે એજ રીતે અવરતોએ પરાયા મર્દોને જોવું હરામ છે. આગળ મજાલિસુલ અબરારના હવાલાથી લખે છે કે નબી એ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સહાબહ (રદી.) ઘરની દિવારોના સુરાખ અને ઝરૂખાઓને બંધ કરી દેતા હતા. જેથી અવરતો મર્દો ને ન ઝાંખે અને હઝ. મુઆઝ (રદી.) એ પોતાની પત્નીને જોઈ કે ઝરૂખાથી ઝાંખી રહી છે તો તેની પિટાઈ કરી. માટે મર્દને જોઈએ કે એવુંજ કરે અને પોતાની બીવીને આવી વાતોથી રોકે.

[કિફાયતુલ્લાહ મુફતી ૫/૪૦૦,૪૦૧]

વળી એજ ફતવામાં હઝ. મુફતીએ અઅઝમ (રહ.) એ વિગતવાર સાબિત કર્યું છે કે જેવી રીતે અવરતોએ મસ્જિદની જમાઅતમાં તેમજ જુમ્અહ અને ઈદમાં જવું મકરૂહ અને ના–જાઈઝ છે એવી જ રીતે વઅઝની મજીલસમાં જવું પણ મકરૂહ અને ના--જાઈઝ છે. [કિફાયતુલ મુફતી ૫/૩૯૬] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોટ** :- હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સહાબાથી વધીને કોણ બુઝુર્ગ અને વલી હોય શકે છે. એહલે સુન્નત વલ જમાઅતનો અકીદો

છે કે મોટામા મોટો વલી પણ અદના સહાબીના દરજા સુધી પહોંચી શકતો નથી. તો પછી હઝરાતે સહાબા પોતાના ઘરની અવરતોને અન્ય સહાબાઓને જોવાથી કેમ રોકતા હતા ? બલ્કે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સ્વંય હઝ. ઉમ્મે સલમહ અને હઝ. મયમુનહ (રદી.) ને હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતુમ (રદ.) જે અંધ સહાબી હતા તેમને જોવાથી રોકયા. (મિશ્કાત ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# અ. રિશ્વત

## ૧. નાનો ડોકટર મોટા ડોકટર પાસે દર્દીને સારવાર માટે મોકલી કમીશન મેળવી શકે ?

**સવાલ :-** હું વ્યવસાયે ડોકટર છું અને દવાખાનુ ચલાવું છું. મારે ત્યાં આવતા દર્દીઓની લોહી, પેશાબ, ઝાડા, ગળફાની તપાસ, છાતીનો ફોટો, સોનોગ્રાફી, સી. ટી. સ્કેન, એમ. આર. આઈ. વગેરે તપાસ માટે તથા અમારાથી સારવાર ન થઈ શકે એવા દર્દીને જયારે આગળ મોટા ડોકટર કે પ્રાઈવેટ દવાખાના માં મોકલીએ છીએ ત્યારે અમુક લેબોરેટરી, દવાખાના, પ્રાઈવેટ ડોકટરો અમને, અમુક ટકા રોકડ કમીશન આપે છે. (દા. ત. ૨૦ થી ૪૦ ટકા) કમીશનમાં એવું નક્કી થાય છે કે તમે દર્દીને મારે ત્યાં તપાસ માટે કે સારવાર માટે કે દાખલ થવા મોકલશો તો તમને અમે આટલા ટકા કમીશન આપશું. હાલાંકે આમા બધાજ લેબોરેટરી, દવાખાના, ડોકટરો કમીશન આપે છે, એવું નથી. અમે એમા દર્દી પર કોઈ પણ જાતનું દબાણ પણ કરતા નથી કે અહિયાંજ તપાસ કરાવો કે અહિયાંજ બતાવો. કે અહિયાંજ દાખલ થાવ. અમે દર્દીને કહીએ કે તપાસની જરૂર છે. અથવા આગળ ડોકટરને બતાવવાની જરૂર છે. કયાં લખી આપું ? તો દર્દી કહે કે સાહેબ તમે જયાં કહો ત્યાં. તો અમે એવી જગ્યાએ કે જયાં તપાસ પણ સારી થતી હોય અને અમને કમીશન પણ મળે એવી જગ્યાએ દર્દીને તપાસ માટે કે દાખલ થવા મોકલી શકીએ કે કેમ ? અને કમીશન લઈ શકાય કે નહી ? બીજું કે કમીશન આપનારા તથા ન

આપનારાના ચાર્જમાં કોઈ ફરક હોતો નથી.

બીજી શકલમાં હું એવુ કરૂં છું કે મારા દવાખાનામાં ફોન કરીને હું લેબોરેટરીવાળાને બોલાવું છું અને લેબોરેટરીવાળો લોહી પેશાબ લઈને દર્દી પાસેથી પૈસા વસુલ કરે છે તો આ રીતે હું લેબોરેટરીવાળાને બોલાવીને પછી એમાથી કમીશન લઈ શકું કે કેમ ? એ જાઈઝ ગણાય કે નાજાઈઝ ?

આગળ મોટા ડોકટરને બતાવવા માટે દર્દીને મોકલીએ ત્યારે એમાંથી કોઈ કમીશન લઈ શકાય કે કેમ ? જાઈઝ ગણાય કે નાજાઈઝ ? હાલાં કે ઘણા એવા દવાખાના અને ડોકટરો છે કે કમીશન આપનારા અને ન આપનારાના ચાર્જમાં તથા સારવારમાં કોઈજ ફરક હોતો નથી.

સોનોગ્રાફી, છાતીનો ફોટો, સીટી સ્કેન, એમ. આર. આઈ. વગેરે માટે દર્દીને જયારે મોકલીએ તો એમાથી કમીશન લઈ શકાય કે નહિ ? એમાં પણ એમજ છે કે કમીશન આપનારા અને ન આપનારાના ચાર્જમાં કોઈ ફરક હોતો નથી.

**જવાબ** :- લેબોરેટરીવાળા તરફથી અથવા મોટા ડોકટર તરફથી કમીશન રૂપે જે કંઈ આપવામાં આવે છે, શરઈ રૂએ એ લાંચ-રૂશ્વતના હુકમમાં છે. જેનું આપવું તેમજ લેવું જાઈઝ નથી.

[ઈમદાદુલ ફતાવા ૪/૧૪૧ અને ૩/૪૧૦ ઉપરથી]

બીજી સુરતમાં પણ કમીશન રૂપે જે કાંઈ આપવામાં આવે તેની હયસિયત લાંચ રૂસ્વતની જ છે. અલબત્ત અગર આપ પોતાના તરફથી તેનું લોહી લઈ પોતાની રીતે તેની તપાસ કરાવી તે ઉપર દર્દી પાસેથી અલગ ફીસ રૂપે અથવા દર્દીની સારવાર ની વિગતમા લોહી તપાસવાના મહેનતાણા રૂપે બીલમાં ઉલ્લેખ કરી આપ વસુલ કરો તો તેની ગુંજાઈશ છે, મતલબ કે લેબોરેટરીવાળા સાથે મામલો સીધી રીતે આપ કરો તેમાં દર્દીનો કોઈ દખલ ન રહે. એ સુરતમાં લોહી તપાસની ફીસ આપે જે અદા કરી છે તેનાથી વધુ પ્રાપ્ત કરી શકો છો, અલબત્ત બેહતર નથી.

સોનોગ્રાફી,સીટીસ્કેન, એકસરે, અને એમ. આર.આઈનો હુકમ પણ આગળ ઉપર જણાવ્યા મુજબ જ છે. કિંવા એ લાંચ-રૂશ્વતના જ હુકમમાં

છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. હોટલ ઉપર સરકારી બસ ઉભી રાખનાર ડ્રાયવરને હોટલ માલિક કંઈક આપે તો તે રિશ્વત છે.

**સવાલ :–** દુર દરાઝના સફરમાં બસ ડ્રાયવર તેમજ કંડકટરનો હાઈવે પર આવતી અમુક હોટલો સાથે કોન્ટેકટ કરી બસ ત્યાં આગળ ઉભી રાખી હોટલમાં મફત ખાય છે અને તેઓને વરસે કે છ મહીને ઘડીયાળ અથવા કોઈ રકમ હોટલ માલિક તરફથી આપવામાં આવે છે. બસ હોટલ પર ઉભી રાખવાથી હોટલનો વકરો વધવાની આશાએ હોટલ માલિક ખુશીથી આ વર્તાવ કરે છે. કાયદેસર બસ સ્ટોપેજ હોતું નથી, તો આ રકમ આપવી તેમ લેવી અથવા ખાવું કે ખવડાવવું જાઈઝ છે ?

**જવાબ :–** કાયદેસર બસ સ્ટોપ નહિં હોવાને લઈ ત્યાં બસ ઉભી કરી આપવી જે ધારા–ધોરણ ઉપર ડ્રાયવર–કંડકટર સાથે અકદે ઈજારહ થયો છે, તેનું ઉલ્લઘંન છે. સાથે જ જે પેસેન્જરો એવું સમજી એ બસમાં બેઠા હોય કે આટલા સમયમાં આ બસ ફલાણા નિર્ધારીત સ્થળ ઉપર પહોંચાડી આપશે અને અમારૂં ફલાણું કામ થઈ જશે વિ. તેઓને તકલીફમાં મુકવાનો ગુનાહ પણ છે અને એના માટેજ આ રકમની આપ–લે અને ખાવું ખવડાવવી આગતા–સ્વાગતા કરવામાં આવે છે. જેથી એના જાઈઝ હોવાનો સવાલજ ઉપસ્થિત નથી થતો બલ્કે એક પ્રકારની રિશ્વત જ કહેવાશે.

અગર કોઈ એવું કહે કે લાંબા રૂટની બસ હોઈ ખુદ કેટલાક પેસેન્જરો પણ એવું ઈચ્છતા હોય છે કે આવી કોઈક જગ્યાએ ઉભી રહે તો સારૂં તો એનો જવાબ સરળ છે કે 'નુકસાનથી બચવું–ફાયદો મેળવવા ઉપર પ્રાધાન્ય રાખે છે' ઉપર જણાવ્યા મુજબ જે પેસન્જરોને નુકસાન થઈ રહયું છે તે વધુ મહત્વ ધરાવે છે. જેથી તેનાથી બચાવવું જરૂરી છે અને જો પેસેન્જરોની રાહતનો જ ખ્યાલ હોય તો કેટલીક વખત કોઈ પેસેન્જરને હાજતનો તકાજો હોય છે. કોઈકને નમાઝ પઢવી હોય છે વિ. વિ. તેનો કેમ ખ્યાલ રાખવામાં નથી આવતો ? હકીકત તો એટલી જ છે, પૂછેલી સુરતમાં હોટલવાળાઓ

અને ડ્રાયવર, કંડકટર બન્નેવ પક્ષો પોતાના લાભ ખાતરજ આમ કરી રહયા છે બીજી બધી વાતો બચાવ પુરતીજ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. જમીનમાં નામ ફેરબદલની કાર્યવાહી પૂરી કરવા માટે પૈસા વિગેરેની માંગણી નાજાઈઝ છે.**

**સવાલ :–** એક બાપ પોતાની હયાતીમાં પોતાની માલીકીની ખેતીની જમીન કે જે કુલ્લે ૭૦ વિંઘા હતી, તેમાંથી પોતાના મોટા પુત્રને ૨૫ વિંઘા તથા નાના દિકરાને ૨૫ વિંઘા ના પ્રમાણે હિસ્સો આપી દીધેલ છે. અને બાકીની ૨૦ વિંઘા જમીન પોતાની હયાતી માંજ પોતેજ વેચાણ કરી દિધેલ છે. તથા તેઓની એક માત્ર દિકરીને જે તે સમયે એટલે કે સને ૨૦૦૨માં રૂા. ૫૦૦૦૦/– અંકે રૂપીયા પચાસ હજાર રોકડા પુરા તેના હિસ્સાના બદલે ચુકવી આપેલા છે. આમ પીતાજીની હયાતીમાંજ તેઓના ત્રણેવ વારસદારોનો જમીન માં હક્ક હિસ્સો પાડી ને આપી દિધેલ છે. અને તે પ્રમાણે બંને દિકરા પોતપોતાના હિસ્સામાં આવેલ જમીનનો કબજો મેળવી લઈ ખેતી કરતા આવેલા.

પરંતુ આ મીલ્કત ના મુળ માલીક ગુજરી ગયા બાદ તેઓના બંને પુત્રોના નામો વારસાઈ આધારે દાખલ કરવાની કાર્યવાહી દરમ્યાન નાના ભાઈ પાસે આવેલ જમીન માં શરત ચુકથી કે કોમ્પ્યુટર ની ભુલના કારણે મોટા ભાઈનું નામ પણ તથા એક માત્ર બહેન નું નામ પણ ચઢી ગયેલ છે. અને આ જમીન માંથી મોટા ભાઈ પોતાનો હક્ક હિસ્સો ઉઠાવી લેવા માટે નોટરી સમક્ષ સહી સીક્કા કરી આપેલ. અને તે કરી આપવા માટે ફરીથી નાના ભાઈ પાસેથી રૂા. ૫૦૦૦૦/– અંકે રૂપીયા પચાસ હજાર પુરા મોટા ભાઈએ લિધેલા છે.

પરંતુ હવે મોટા ભાઈની દાનત બગડતા નાના ભાઈ પાસેથી તેને મળેલ જમીનમાંથી અડધો ભાગ માંગે છે. અને નાના ભાઈને હેરાન કરે છે. જયારે કે મોટા ભાઈ એ બાપની હયાતીમાં પોતાનો હિસ્સો મેળવી લીધેલ

છે.

ઉપરોકત બાબતે આપ જનાબને ગુજારીશ છે કે આ બાબતે જરૂરી ફતવો આપી શરીઅતે ઈસ્લામ પ્રમાણે મોટા ભાઈને આવી રીતે હક્ક માંગવાનો અધિકાર છે ? અને અને તે માટે શરીઅતે ઈસ્લામ માં શું હુકમ છે ? તે જણાવશોજી.

**જવાબ :**—સવાલમાં દર્શાવ્યા મુજબ ખરેખર બાપે પોતાની હયાતીમાં ૨૫—૨૫ વીંઘા જમીન બન્નેવ દિકરાઓને બખ્શીશરૂપે આપી કબ્જા સહિત સોંપી માલીક બનાવી આપ્યા હતા. તો દરેકના હિસ્સામાં આવેલ જમીનનો તે માલિક બની ચૂકયો હતો. હવે બાપના ઈન્તેકાલ પછી જમીન નામે કરવાની કાર્યવાહીમાં એક દિકરાના હિસ્સે આવેલ જમીનમાં શરત ચૂકથી બીજા ભાઈ તેમજ બહેનના નામો સરકારી ચોપડે ચઢી ગયા છે અને તેને ઠીક કરવા માટે સરકારી કાયદાની રૂએ જે ભાઈ—બહેન ના નામો ચઢી ગયા છે તેઓની સહી અને સંમતિની જરૂરત છે. તો શરઈરૂએ પોતાની ફરજ છે કે તેઓ પોતાની સહી અને સંમતિ આપી પેલા ભાઈની જમીન તેના નામ પર કરવા માટે રસ્તો મોકળો કરે. શરત ચૂકથી થયેલ આ ભુલથી ફાયદો ઉઠાવી મોટો ભાઈ આ કાર્યવાહી પૂર્ણ કરવા માટે પૈસા ની માંગણી કરે અથવા તેનું નામ સરકારી ચોપડે હોવાને લઈ તેનો ખોટો લાભ લઈ તેમાં અડધા ભાગની માંગણી કરે. તે કૃત્ય ના—જાઈઝ ગુનાહિત અને વખોડવા પાત્ર છે. તેને જોઈએ કે આવું કોઈ પણ જાતનું વળતર લીધા વગર નાના ભાઈના નામ ઉપર જમીન કરાવવા માટે પુરેપુરો સહકાર આપે. તેનું અડધી જમીનની માંગણી કરવું હરગીઝ જાઈઝ નથી અને એ પહેલા આ કામ માટે જે પચાસ હજાર ની રકમ તે લઈ ચૂકયો છે તે પણ પરત કરવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# અ. રમત — ગમત

**૧. કેરમ બોર્ડ રમવું કેવું છે ?**

**સવાલ :–** કેરમ બોર્ડ રમવું કેવું છે. શું કેરમ બોર્ડ રમવાથી દીમાગ ને વરજીશ મળે છે કે દીમાગ થકાવવું છે. ઘણા લોકો ફકત ટાઈમ પાસ માટેજ રમે છે. આ બાબત શરીઅતનો શું હુંકમ છે જવાબ આપી મહેરબાની કરશો. કિતાબનો હવાલો ઈબારતની સાથે હોય તો ઘણું સારૂં.

**જવાબ :–** કેરમ બોર્ડ રમનારાઓનો ધ્યેય વધુ ભાગે ખેલ તમાશો અને ટાઈમ પાસ જ હોય છે. અને એવી નિય્યતથી રમવું મકરૂહ છે. એ રમત રમનારાઓ મોટા ભાગે ફરાઈઝ અને વાજીબાતની અદાયગીમાં (આ રમતની મશ્ગુલીને લઈ) કોતાહી કરે છે. બલ્કે છોડે છે. એવી સુરતમાં કરાહતથી વધીને હુરમત લાગુ પડશે. અલબત્ત અગર કોઈ વ્યકિત હર વકત દિમાગી કામમાં મશગુલ રહે છે, તે પોતાને પ્રફુલ્લ રાખવા ખાતર થોડાક સમય માટે એવી રીતે રમતો હોય કે તેમાં મશગુલીને લઈ ફરાઈઝ વાજીબાત છુટતા નથી કે કોતાહી પણ થતી નથી અને રમતમાં હારજીત નો દાવ પણ લગાવતો નથી. તો એવા માણસના વ્યકિતગત હાલાતને નજર સામે રાખી ગુંજાઈશ નીકળી શકે છે. (કિફાયતુલ મુફતી ૯/૧૯૯, ૨૦૦ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૨. ક્રિકેટ રમત દ્વારા આવેલ પૈસાનો ઉપયોગ.

**સવાલ :–** ક્રિકેટ એ નિય્યતે રમાડવી કે એનાથી જે પૈસા ઉપજશે, તે કોઈ નેક કામ જેમકે કબ્રસ્તાનના કંપાઉન્ડના કામમાં લેવુ જાઈઝ છે? જવાબ આપવા મહેબાની કરશો.

**જવાબ :–** ક્રિકેટ રમાડી પૈસા ઉપજાવવા તેમજ એ પૈસા કોઈ નેક કામમાં વાપરવા જાઈઝ નથી. [ફતાવા દારૂલ ઉલૂમ–૨–૧૦૦૨ મતબુઅહ કરાચી ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૫) મુઆશરત

### ૧. ખરાબ પત્નીને સુધારવી શ્રેષ્ઠ ઈલાજ.

**સવાલ** :- મારી ઓરતનું નામ..... છે. આજથી લગભગ ૮ વરસ પહેલાં મારી શાદી થયાની શરૂઆતના વર્ષોમાં મારી ઉપરના માળે મારા કાકાનું ઘર છે ત્યાં શાદી હતી (કાકાની છોકરીની શાદી હતી) એટલે ખાલી સગા વહાલાને ખવડાવતા હતા. ત્રીજા માળે (નાનું માળ્યું) ઉપર બીજી મારી પિતરાઈ ભાભીઓ અને મારી ઔરત વિ. પણ પકાવતા હતા. હું મગરીબની નમાઝ પછી ઘરે આવ્યો તો નીચેથી મેં જોયું કે મારી ઔરત ખુલ્લા માથે બિનદાસ્ત બારીએ બેઠી છે અને હસે છે (એટલે કે ત્રીજા માળની જે બારી છે તે દાદર (સીડી)) ની સામે પડે છે અને બીજા માળની સીડી સામે આંગણામાં પડે છે એટલે તદ્દન નીચેથી ત્રીજા માળની બારી (ખિડકી) દેખાય. ત્યાર પછી હું ઉપર ચઢયો તો તે બારી સામે એટલે કે દિવાલ સાથે બીજા માળે નીચે મારો પિતરાઈ જે મારાથી મોટો છે અને એના માટે મેં પડદો ખેંચવાનું કહેલું તે સામે બિનદાસ્ત બેઠેલો અને ઉપર હસતો વાતો કરતો જોયો. હું તેની પાસે જઈ બેસ્યો એટલે મારી ભત્રીજી એટલે કે તે જ પિતરાઈની છોકરી બોલી કે કાકા આવ્યા અને મને બીજા માણસને બોલાવવા માટે મોકલી દીધો. હું પાછો આવ્યો પછી પણ તેજ જોયું તે વખતે લાઈટ ન હતી પેટ્રોમેક્ષ સળગતી હતી નીચે ઉપર, ત્યારથી જ મારા દિલમાં ગુંચવાડો છે અને મને ચેન નથી પડતું. તે જ વખતે બીજા બહાના હેઠળ મારી ઔરતને મારીને મેં ગુસ્સો ઠંડો કર્યો. પરંતુ દિલમાં જે દાગ લાગેલો છે તે જતો નથી અને મને વારંવાર એ પ્રશ્ન સતાવ્યા કરે છે. મેં મારી ઓરતને ખુલ્લી રીતે પૂછયું તો ના કહે છે કે તે ફલાણી હતી એટલે કે મારી બીજા પિતરાઈની છોકરી એટલે કે પેલા સામે બેસનાર માણસની સગા ભાઈની છોકરી અને જુઠી જુઠી કસમો ખાય છે યા સાચી એ તો અલ્લાહ જાણે. આ સર્વે ખુલ્લી હકીકત આપને લખીને સાફ જણાવ્યું છે. હવે આપ ખુલાસાવાર જણાવી મસ્અલાને હલ કરવા વિનંતી છે.

મેં વિચાર્યું છે કે એને સાબિત કરવા બાવાગોર યા કીમ કોઠવા એટલે કોઈ દરગાહે લઈ જવું તો તે કેવું છે ? શરીઅત મુજબ તે પણ જણાવશો. મતલબ કે મારા દિલમાંથી આ હકીકત નીકળી જાય અને જુઠ યા સચ

સાબિત થાય એ જ મારી નિય્યત છે. આવા એના અનેક કેસો છે અને તે મને યાદ આવે છે તો આપઘાત કરવા જેવું થાય છે. જો કે હજુ ખરાબ કૃત્ય નથી જોયું પણ એવો કે જે હસવું–મજાક વિગેરે અનેક સાથે મારા સગાઓ સાથે ઘણા જોયા જે મને નાપસંદ છે. બીજું કે જિદ્દી સ્વભાવ છે. એનાથી હું રાજી નથી તો મારે શું રસ્તો કરવો? આપ જણાવશો.

**ખુલાસો** :– વધુમાં હું અલગ છું. બહેન બધી શાદીશુદા છે અને ભાઈઓ પોતાનામાં પરેશાન છે. એકલી મારી ઔલાદને સંભાળવાવાળું ખુદા સિવાય કોઈ નથી તેનો લાભ ઉઠાવે છે.

બીજું યાદ આવતાં જણાવવાંનુ કે મારી રજા સિવાય મારા ઘરની ચીજો એના પિયરમાં આપે છે અને મારા ખિસ્સામાંથી મારી નાજાણમાં મારી મનાઈ છતાં પૈસા કાઢે છે અને મને જણાવતી નથી. તો આ મસ્અલો પણ ખુલાસાવાર જણાવશો.

**જવાબ** :– કુર્આન મજીદમાં અલ્લાહ તઆલા ફરમાવે છે.

અર્થાત : અને એ ઔરતોની સાથે ભલાઈના સાથે વહેવાર કરો (કિંવા સદવર્તન વિ.) અને જો (તબીયતના તકાઝા હેઠળ) તેઓ તમને નાપસંદ હોય તો (તમે એવું વિચારી બરદાશ્ત કરો કે) શકય છે કે તમો એક વસ્તુને નાપસંદ કરો અને અલ્લાહ તઆલા તેમાં કોઈ મોટો ફાયદો (દીની યા દુન્યવી) મુકી દે. [સૂરએ નિસાઅ]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે ઔરત પાંસળીની જેમ છે, જો તમે સીધી કરવા જશો તો તોડી નાંખશો અને જો તમે એનાથી ફાયદો ઉઠાવવા ચાહો તો એની વાંકાઈના સાથે ફાયદો ઉઠાવી શકશો. [બુખારી શ. ૨/૭૭૯] ઈમામ ગઝાલી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે જીવન–વ્યવહારના આદાબમાંથી એ છે કે ઔરતો સાથે સદ્વર્તનથી રહો, તેમના તરફથી પડનારી તકલીફોને વેઠી લ્યો; કારણ કે તેઓની બુધ્ધિ ટૂંકી હોય છે. જેથી તેમના ઉપર રહમ ખાવાની જરૂરત છે. [એહયાઉલ ઉલૂમ–૨/૩૮] સદ્વર્તન માત્ર એટલુંજ નથી કે આપ તેને કાંઈ દુઃખ ન આપો, બલ્કે તેમના તરફથી પહોંચનારી તકલીફોને વેઠી લેવી અને તેમની

તબિઅતની ગરમી તથા ગુસ્સા વેળા સહનશિલતાથી કામ લેવું જોઈએ. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો તરીકો એજ હતો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પૂનિત-પત્નિઓ કેટલીવાર સામે જવાબ આપતી હતી અને એકાદ દિવસ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે બોલવાનું બંધ રાખતી હતી. તે છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેને બરદાશ્ત કરી લેતા હતા. અલ્બત્ત તેના તરફથી કોઈ વાત ના-મુનાસિબ થઈ હોય તો તેને રોકટોક કરવી પણ જરૂરી છે. એને અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આદેશોથી માહિતગાર કરવામાં આવે. ઔરતોમાં જહાલતનું પ્રમાણ વધારે હોય છે અને સાથે બુધ્ધિ ઓછી, જેને લઈ તે પોતાના ધણીના હકો બરાબર અદા કરી શકતી નથી. માટે એનો શ્રેષ્ઠ ઈલાજ એ છે કે એને ધીરે-ધીરે સારી વાતો શીખવાડી એની તરબિયત કરવામાં આવે, માત્ર મારઝૂડ કરવાથી સુધારણા થવી મુશ્કેલ છે. બલ્કે કેટલીક વાર એ મારઝૂડથી ટેવાઈ જાય છે અને પછી તે પણ અસરકારક રહેતી નથી. આપ એમના માટે કમાવા ખાતર પરદેશમાં રહો છો, પરંતુ આપની આ ગેરહાજરીને લઈ ઔરત અને ઔલાદની તરબીયતની મોટી ફરજ ચૂકી રહ્યા છો, આપની ગેરહાજરીમાં આપની ઔલાદની સઘળી તરબીયત પણ એ ઔરત કરશે, તો સ્પષ્ટ છે કે ઔલાદના અખ્લાક પણ એવાજ બનશે માટે બેહતર તો એજ છે કે, આપ બાલ-બચ્ચાને સાથે રાખી વતનમાં જ કોઈ કામ કરો. જરૂરત પુરતું અલ્લાહ તઆલા આપશે અને આપને પોતાની ઔલાદની તરબીયતનો મૌકો મળ શે જે મહાન નેઅમત છે. બાકી આપ જેટલા વધારે પૈસા કમાઈને એમના ઉપર મોકલશો એટલું જ તરબીયતની લાઈનથી એમનું નુકસાન છે. આપના સાથે રહેવાની સુરતમાં આપને જે શંકા-કુશંકાઓ દિલમાં છે તેનું પણ નિરાકરણ થશે અને ઔરત એકલી જે ગલત માહોલ માં રહી છે. તેનાથી પણ આપ એને દૂર લઈ જઈ શકશો. જયારે આપે પોતાની આંખે ખોટું કામ થતાં નથી જોયું તો પછી દિલમાં જે શંકાઓ ઉદ્દભવે છે તેને લઈ પરેશાન ન થાઓ, અને આપઘાતનો તો હરગીઝ હરગીઝ વિચાર ન કરશો. ઘણોજ

મહાન ગુનોહ છે. પોતાની દુન્યા અને આખિરત બરબાદ કરવા સમાન છે અને ત્યાર બાદ આપની ઓલાદની પણ અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે. બેહતર એ જ છે કે આપ ભારતમાં જ રોજીનું સાધન ઉભું કરી પોતાની ઓરતને હાલના માહોલથી અલગ કરી સુધારણાની કોશિશ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સમાજને લગતા મસ્અલા.

**સવાલ :- (૧)** એક છોકરી શાદી બાદ સાસરે ત્રણ–ચાર માસ રહીને કોઈ અગમ્ય કારણસર પીયર (માયકા) પરત આવ્યા બાદ, બે વરસ વીતી જવા છતાં સાસરે ગઈ જ નથી. સાસરે સોહબત થઈ હતી પરંતુ કોઈ ઈસ્યુ થયેલ નથી. ત્યાર બાદ એક બીજાની સહમતી થી ઈસ્લામી કાનૂન મુજબ ત્રણ તલાક મેળવી લીધા છે. આ સંજોગોમાં તે છોકરીને ઈદ્દત પાળવાની જરૂર છે કે કેમ ? જો હાં, તો કેટલા દિવસ/મહીનાની તે હવાલા સાથે જણાવશો?

**જવાબ (૧) :-** જી હાં ! પુછેલી સુરતમાં ઈદ્દત પાળવી જરૂરી છે. ઈદ્દતની શરૂઆત જયારે તલાક આપી ત્યારથી ગણાશે. અગર તલાક થયેલ તે અવરતને હયઝ (માસિક) આવતું હોય તો તલાક થવા પછી ત્રણ–હયઝ પસાર થવાથી ઈદ્દત પુરી થયેલી ગણાશે અને જો હયઝ ન આવતું ન હોય તો તેની ઈદ્દત ત્રણ માસ છે.

**સવાલ (૨) :-** બીજા કિસ્સામાં બાળપણમાં લગ્ન થઈ ગયા હતાં યુવાવસ્થા આવતાં બન્નેને લાગ્યું કે સાથે ઝિંદગી ગુજારી શકાય તેમ નથી. તેથી સહમતિથી ત્રણ તલાક થઈ ગયા. છોકરી સાસરે ગઈ જ નથી કે સોહબત થઈ નથી. તો આ સંજોગોમાં ઈદ્દત પાળવાની જરૂર છે કે કેમ ? તેની સ્પષ્ટતા કરશો.

**જવાબ (૨) :-** પુછેલી સુરતમાં અગર છોકરી સાથે સોહબત થઈ ન હોય અને બન્નેવ પતિ–પત્નિ એકાંતમાં મળ્યા ન હોય તો ઈદ્દત લાગુ પડતી નથી.

**સવાલ (૩)** :- ત્રણ તલાક (રાજી ખુશીની નહી) મેળવ્યા બાદ ઘણા કિસ્સામાં છોકરી ભરણપોષણ માટે પતિ વિરૂધ્ધ કોર્ટમાં દાવો માંડે છે. કોર્ટ ભરણ પોષણની અમુક રકમ બાંધી આપે છે. શું ઈસ્લામી કાયદા કાનુન મુજબ તલ્લાક શુદા ઔરત આવી ભરણ પોષણની રકમ મેળવી શકે કે કેમ?

**જવાબ (૩)** :- તલાકશુદા અવરત અગર નાશિઝહ (પતિની નાફરમાન) નથી તો તેણીને ઈદ્દતના દિવસોના ભરણ પોષણ ખર્ચ આપવું શરઈરૂએ જરૂરી ઠરે છે. પરંતુ ઈદ્દત પૂરી થઈ ગયા પછી તેણી ભરણ પોષણની હકદાર નથી. આપણા દેશમાં કેટલીક અવરતો સરકારી કાયદાનો સહારો લઈ કોર્ટમાં દાવો માંડી બીજા નિકાહ થતાં સુધી અથવા મુત્યુ સુધી તલાક આપનાર પતિ પાસેથી ભરણપોષણ ની રકમ વસૂલ કરે છે. શરઈરૂએ એ રકમનું લેવું તેણી માટે જાઈઝ નથી. હરામ છે.

**સવાલ (૪)** :- ત્રણ તલાક (તલ્લાકે મુગલ્લઝા) ફાઈનલ તલાક એકી સાથે એકજ વખતે આપી દેવામાં આવે છે. તેવા તલ્લાકથી શું ઔરત કાયમી રીતે નિકાહમાંથી નિકળી જાય છે કે કેમ ?

**જવાબ (૪)** :- અગર કોઈ પતિ પોતાની પત્નિને એક સાથે એક જ વખતે ત્રણ તલાક આપે તો પણ તે ત્રણ તલાકો તેણી ઉપર પડી જાય છે અને તેણી શોહર માટે હરામ થઈ જાય છે. એવી અવરત આ પતિએ આપેલ તલાક ની ઈદ્દત પુરી થઈ ગયા પછી બીજા પુરુષ સાથે શરઈ ધારા ધોરણ મુજબ નિકાહ કરે અને તે બીજો પતિ તેણી સાથે સંભોગ પણ કરે ત્યાર પછી તે પતિનું મુત્યુ થાય અથવા કોઈ કારણસર તલાક આપે અને છુટી કરે અને તેની ઈદ્દત પુરી થાય ત્યાર પછી આગલો પતિ તેણી સાથે નિકાહ કરવા ચાહે અને તેણી પણ રાજી હોય તો નિકાહ થઈ શકે છે. આ વિધિને શરીઅતની પરિભાષામાં 'હલાલહ' કહેવામાં આવે છે.

**સવાલ (૫)** :- કોઈ ઔરતનો પતિ છેલ્લા ચાર-પાંચ વરસથી લાપતા (ગુમ) થઈ ગયો છે. ઓરત જવાન છે. તેને બીજા લગ્ન કરવા છે. કોઈ સંતાન નથી. આ સંજોગોમાં આ ઓરત કયાં સુધી પોતાના 'પતિની રાહ' જોઈ શકે. કોર્ટનો આશરો કે કોઈ મુફતી, આલિમ, કાજી પાસે જઈ આ

અંગે ફેસલો મેળવી શકે કે કેમ ?

**જવાબ (૫) :-** અગર ઈસ્લામી હુકુમત હોય તો મુસ્લિમ કાજીની અદાલતમાં નહિં તો શરઈ પંચાયત અથવા મહકમએ શરઈય્યહમાં એવી અવરત પોતાનો કેસ રજુ કરે કે મારા નિકાહ ફુલાણા માણસ સાથે ફલાણી તારીખે થયા હતા થોડો સમય અમે બન્નેવ સાથે રહી પતિ-પત્નિ તરીકે જીવન ગુજાર્યું ત્યાર પછી અચાનક મારો પતિ ગુમ થઈ ગયો અને આજે એને ગુમ થવાને પણ ચાર-પાંચ વરસની મુદત થઈ ગઈ છે તે મારા માટે ભરણ-પોષણની કોઈ વ્યવસ્થા કરીને ગયો નથી અને મારી પોતાની પાસે પણ મારૂં ગુજરાન ચલાવવાની કોઈ વ્યવસ્થા નથી સાથે જ હું જવાન હોવાને લઈ પોતાના ઉપર કાબુ રાખવું મારા માંટે મુશ્કિલ છે, જેથી મારા નિકાહ ફસ્ખ કરી મને બીજા નિકાહની રજા આપવામાં આવે, તેણીનો આ કેસ શરઈ પંચાયત દાખલ કરીને તપાસ કરે કે ખરેખર તેણીના નિકાહ પેલા પુરૂષ સાથે થયા હતા અને એક મુદત સાથે રહી તે લાપત્તા બની ગયો અને સાથેજ વિવિધ અખબારોમાં જાહેરાત આપી તેની શોધખોળ કરે, મતલબ કે એક પુરી વિધિ છે જે શરઈ પંચાયત તે વિધિ પુરી કરીને તેણીના નિકાહ ફસખ કરી શકે છે. એ માટે અવરત જયાં રહેતી હોય ત્યાંથી નજીકમાં જે શરઈ પંચાયતનું મરકઝ હોય ત્યાં સંપર્ક સાધે.

**સવાલ (૬) :-** 'નિકાહ ખ્વાની' વખતે નિકાહ પઢાવનાર કાજી સાહેબ દુલ્હાને ફકત એકજ વખત 'નિકાહ કબુલ છે ?' તેવું પૂછી નિકાહ માન્ય રાખે છે તો શું આ જાઈઝ છે ? ત્રણ વખત નિકાહ માટેની કબુલાત જરૂરી નથી ?

**જવાબ (૬) :-** નિકાહ ખ્વાની વખતે ફકત એકજ વખત નિકાહની કબુલાત પણ નિકાહ સહીહ થવા માટે કાફી છે. ત્રણ વખત કબુલાત કરાવવું જરૂરી નથી. બલ્કે સુન્નત પણ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. બીજા નિકાહ કરનાર વ્યકિત ઉપર પહેલી પત્નિ, સંતાનો, સાસરિયાવાળા વિગેરે લોકોના ઝુલ્મ બાબત**

## અગત્યના સવાલો અને તેના ઉત્તરો.

મારી ઉમર ૬૧ વરસની છે. મારી પત્નિ ઉપરાંત મારા કુટુંબમાં પાંચ (૫) છોકરીઓ અને બે(૨) છોકરા છે. મારા બધા જ સંતાનોની શાદી થઈ ગયેલ છે. એક છોકરો આલીમ છે. બીજા છોકરાને ભણાવવાની ઘણી કોશિશ કરી પરંતુ તે નથી ભણ્યો. આમ હું સૌની દીની તેમજ દુન્યવી જવાબદારી પૂરી કરી ચુકયો છું.

મારી પત્નિ શરૂઆતથી જ બદમિઝાજ જિદ્દી તથા વાંકદેખુ રહી છે. પાછલા ૨૦ વર્ષોથી તો હું ઘણો જ પરેશાન છું. મેં શરૂઆતમાં એમ વિચાર્યુ હતું કે બીજા નિકાહ કરી લઈશ અને શાંતિથી જીવન પસાર કરી શકીશ. પરંતુ બાળકો નાના હોવાથી મેં આવું પગલુ ભરેલ નહીં, આ ઉપરાંત મારા મનમાં એમ પણ હતું કે વખત જતાં બાળકો મોટા થશે ત્યારે તેના સ્વભાવમાં પરિવર્ત આવી જશે, પરંતુ આવું બન્યું નહીં અને મેં બીજા લગ્ન કરવાનો નિર્ણય કર્યો.

મારા બીજા લગ્નને લઈ ઘરમાં જે ધમાલ મચી તેને અનુલક્ષીને મારે થોડાક સવાલો કરવા છે. આપ મહેરબાની કરીને વિગતવાર, કુર્આન તેમજ હદીસની રોશનીમાં અને સહાબાના કિસ્સા તેમજ ફતાવામાં આજના જમાનામાં સામે આવતા કિસ્સાઓને ધ્યાનમાં રાખી મારા સવાલનો અલગ અલગ જવાબ આપશો.

**સવાલ :–** (૧) આજથી ૧૦ માસ પહેલાં જયારે મેં મારા બીજા નિકાહ કરવાની ઈચ્છા જાહેર કરી હતી ત્યારથી મારી પ્રથમ પત્નીએ જાહેરમાં જ મોરચો માંડી દીધેલ છે. ત્યાર બાદ મારા સંતાનો ,જમાઈ અને તેના પીયર વાળાઓ તેમજ આડોશ–પડોશના લોકોને સાચી, ખોટી વાતો, આક્ષેપો રોઈ ધોઈને મારી બદનામી કરી છે. ત્યાં સુધી કે તેની વાતોને ઘણા લોકો હકીકત સમજે છે અને ઘણા લોકો કોઈ કારણે મારો વિરોધ કરતા હતા તેઓએ આ વાતોનો ફાયદો ઉપાડી મારા સાથે ઘણું બધું કર્યુ છે.

(૧) શું મારી પત્નીનું આવું વર્તન જાઈઝ છે?

(૨) આમ એક તરફી વાતોને માનીને તે પ્રમાણે કરવું જાઈઝ છે ?

તથા તેને હકીકત માની લેવું જાઈઝ છે ? અને આમ કરવાથી કયો ગુનોહ લાગુ પડશે ?

**જવાબ :-** (૧) અલ્લાહ તઆલાએ શવહરનો હક્ક ઘણો જ મોટો રાખ્યો છે અને તેને ઉચ્ચ સ્થાન આપ્યું છે. શવહરને રાજી અને ખુશ રાખવો મોટી ઈબાદત છે અને તેને નારાઝ કરવો મોટા ગુનાહનું કામ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે અવરતનું મૃત્યુ એવી હાલતમાં થાય કે તેનો ધણી તેણીથી રાજી છે તો તે અવરત જન્નતી છે. (તિરમીજી શરીફ) અને હઝરત રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે અગર હું અલ્લાહના સિવાય અન્ય કોઈને સિજદો કરવાનું કહેત તો અવરતને જરૂર આદેશ આપત કે તેણી પોતાના ધણીને સિજદો કરે.(તિરમિજી શરીફ)

આપની પત્નિનું સવાલમાં દર્શાવેલ વર્ણન આપની સાથે ના–જાઈઝ અને ગુનાહિત છે.

(૨) અન્ય લોકોનું પત્નિની એક તરફી વાતો સાંભળી આપને બદનામ કરવું શરીઅત વિરૂધ્ધ છે. જો પત્નિએ કહેલ વાતોમાં આપ ઉપર જૂઠી તોહમત લગાવવામાં આવી હશે અને અન્ય લોકો તહકીક વગર તેને માની લઈ તમારા વિરૂધ્ધ એવી જ વાતો ફેલાવતા હશે તો તેઓ પણ જૂઠી તોહમત લગાવવાના ગુનેહગાર કહેવાશે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે જે માણસ કોઈક મુસલમાન ઉપર એવી વાત લગાવે જે તેનામાં નથી તો અલ્લાહ તઆલા તેને દોઝખીઓના લોહી અને પરૂના જમા થવાની જગ્યાએ રાખશે ત્યાં સુધી કે પોતાની કહેલી વાતથી રૂકી જાય અને તવબહ કરે. [અખ્તરી બેહિશ્તી ઝેવર ૭/૩૮] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ :-** (૨) મારી પત્નિ જાહેરમાં નાફરમાન બની ચુકી છે અને મારા છોકરાઓને પણ મારી વાત માનવાથી રોકી રહી છે. મારા બંને છોકરાઓ તેની સાથે જ રહે છે અને હું ઘરે ઘણો ઓછો સમય વીતાવું છું. મારા છોકરાઓ એના કહયામાં આવી ગયા છે. આથી મારા છોકરાઓ

મારી વાત માનવા તૈયાર નથી. જયારે હું તેમને શરીઅત વિરૂધ્ધ કોઈ હુકમ આપતો નથી.

શું આમ કરવું તેમના માટે જાઈઝ છે ? અને તેમના માટે તેમની માં ની વાતો (કે જે શરીઅતથી વિરૂધ્ધ હોય છે) માનવી જાઈઝ છે? તથા મારી વાતો ન માનવી તેમના માટે જાઈઝ છે ?

**જવાબ :–** (૨) છોકરાઓનું પોતાની માં ના કહયામાં આવી પોતાના બાપની નાફરમાની કરવું (ખાસ કરી જયારે કે તેમની માં જે વાતો કહે છે તે શરીઅત વિરૂધ્ધ છે) હરામ અને ગુનાહિત કૃત્ય છે.

માં– બાપની નાફરમાની કબીરો ગુનાહ છે. પરંતુ અગર તેઓ કોઈ એવું કૃત્ય કરવા કહે જેની શરીઅતમાં મનાઈ ફરમાવવામાં આવી હોય તો તેમના કહેવાથી એ કૃત્ય કરવું જાઈઝ ઠરતું નથી. શરીઅતે જે જે વ્યકિતઓ (માં, બાપ, શવહર વિ.)ની ફરમાંબરદારી જરૂરી ઠેરવી છે તેમાં એક શર્ત એ પણ લગાવી છે કે તે જાઈઝ કામ હોય. હદીસમાં છે :–

إنما الطاعة فى المعروف ( بخاري شريف )

માટે આપના છોકરાઓનું સવાલમાં દર્શાવેલ કૃત્ય ના–જાઈઝ અને હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ :–** (૩) જેમકે ઉપર મેં લખ્યું કે મારી પત્ની બદમિજાઝ છે અને મારા કહયામાં નથી અને પાછલા (૨૦) વરસથી સતત હું તેના કારણે હેરાન થઈ રહયો છું. આથી મેં બીજા નિકાહ કરવાનો નિર્ણય લીધો છે અને મારામાં બીજી–ત્રીજી પત્નીનાં બધા જ હક્કો પૂરા કરવાની લાયકાત છે અને આ સમયે મને સેવા કરવાવાળી વ્યકિતની જરૂર છે અને પ્રથમ પત્નીના બધાજ હક્કો મેં પુરા કર્યા છે અને આગળ પણ પૂરા કરવા તૈયાર છું. તો શું મારા માટે બીજી, ત્રીજી વાર નિકાહ કરવા જાઈઝ છે? ધ્યાનમાં રહે કે મારે દરેક કામ શરીઅતની હદમાં રહીને કરવું છે.

**જવાબ** (૩) **:–** આપે પ્રથમ પત્નિના બધા જ હક્કો પૂરા કર્યા છે, છતાં તે પોતાની બદમિઝાજીને લઈ આપના કહયામાં નથી અને એ કારણે થતી હેરાનગતિને લઈ બીજા નિકાહ નો નિર્ણય લીધો છે અને બીજી આવનાર

પત્નિના બધા જ હકો અદા કરવા શકિતમાન છો અને બીજા નિકાહ પછી પ્રથમ પત્નિના હકો પૂરા કરવા માટે પણ તૈયાર છો તો આપના માટે શરઈ રૂએ બીજીવારના નિકાહમાં કોઈ બાધ નથી. બલ્કે જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૪):-** મારી પત્નિ મારા છોકરાઓને મારા વિરૂધ્ધ આ મુદ્દો ઉઠાવી ઉશ્કેરે છે કે જો મેં બીજા નિકાહ કરી લીધા તો બધી જ માલ-મીલ્કત બીજી પત્નિની ઔલાદને આપી દેશે. તમને લોકોને કઈજ આપશે નહીં. શું આ એક જુઠ્ઠો આક્ષેપ નથી ? શું કોઈ પત્નિને પોતાના પતિ પર આવો આક્ષેપ મુકવો જાઈઝ છે ? આનો શું ગુનાહ છે ? વિગતવાર લખશો.

**જવાબ (૪) :-** આપની પત્નિનું આ મુદ્દો ઉઠાવી આપના દિકરાઓને આપના વિરૂધ્ધ ઉશ્કેરવું ના-જાઈઝ અને ગુનાહિત છે. અને તેની આવી બિન પાયેદાર વાતો સાંભળી છોકરાઓનું ઉશ્કેરાટમાં આવી પોતાના બાપના બીજા નિકાહમાં રૂકાવટ બનવું સખ્ત ગુનાહિતકૃત્ય છે.

દિકરાઓની ફરજ તો એ છે કે બાપને પોતાની પત્નિની ના-ફરમાની તેમજ બદમિઝાજીને લઈ થતી હેરાનગતી દૂર કરવામાં બાપના મદદગાર બને. તેના બદલે બાપ પોતે પોતાને થતી આ હેરાનગતીના ઉપાય રૂપે બીજા નિકાહનું વિચારી રહયા છે તેમાં વિક્ષેપ નાખી બાપની હેરાનગતીમાં વધારો કરી રહયા છે. નિશંક તેમનું આ કૃત્ય બાપની નાફરમાની તેમજ બાપને દુઃખ પહોંચાડવા બરાબર હોઈ કબીરો ગુનાહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૫) :-** મારા છોકરાઓ, મારે જેની સાથે બીજા નીકાહ કરવાના હતા તે સ્ત્રીના ભાઈને જાહેરમાં ધમકી આપે છે, જો મારા પિતાથી તમારી બહેને નિકાહ કર્યા તો અમે તારા હાથ-પગ તોડી નાંખીશું અને તમારી ભલાઈ તેમાં જ છે કે તમે મારા પિતાથી દુર રહો. ન તેમના સાથે વાત કરો, ન દુવા સલામ કરો. ન તમે એમને પોતાના ઘરે બોલાવશો. અને એમનાથી કાંઈ જ તાલ્લુક રાખશો નહીં.

શું એક નિર્દોષ માણસને આવી રીતે ધમકી આપવી જાઈઝ છે ?

**જવાબ (૫)** :- તેમનું આ કૃત્ય પણ ના-જાઈઝ છે. કોઈ મુસલમાનને આ પ્રમાણે ખોટી રીતે ડરાવી-ધમકાવી દુઃખ પહોંચાડવું શરઈ દ્રષ્ટીએ ગુનાહિત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૬)** :- એક વાર જયારે હું બહારગામથી પરત થયો ત્યારે તે માણસે મારી સાથે ફોન પર વાત કરી અને તબીયતના સમાચાર વગેરે પૂછયા. આ બાબતની જાણ જયારે મારી પત્નિ તથા છોકરાઓને થઈ ત્યારે તેઓ (૧૦૦) સો માણસોનું ટોળું લઈ તેને મારવા ધમકાવવા તેને ઘેર ગયા અને તેને ખૂબ ડરાવ્યો અને ધમકીઓ આપી.

(૧) શું કોઈ નિર્દોષ માણસ પર આ રીતે જુલ્મ કરવો જાઈઝ છે?

(૨) અને શરીઅતની રોશનીમાં આ લોકો વિષે શું હુકમ છે જેઓ મારી પત્ની અને ઔલાદનો સાથ આપે છે.આ ઉપરાંત આ આગને સળગાવવામાં તેઓનો જ મોટો હાથ છે.

(૩) આ લોકોમાં મોટી સંખ્યા હાજીઓ-આલીમોની પણ છે, જેમ કે મેં ઉપર લખ્યુ છે મારો એક છોકરો આલીમ છે. અને એક જમાઈ આલીમ છે. આ ઉપરાંત ઘણા આલીમો તેઓની સાથે છે. જેમને મારી સાથે અલ્લાહ વાસ્તેની દુશ્મની છે. તેઓ આ ખોટી વાતને ટેકો આપી રહયા છે. મારો સવાલ એ છે કે તેમનું આ વર્તન શરીઅતની નજરમાં શું સ્થાન રાખે છે? એને વિગત વાર જણાવશો.

**જવાબ (૬)** :- (૧)આવી રીતે કોઈની ઈઝઝત/આબરૂ ઉપર હુમલો કરવાને હદીસે પાકમાં બદતરીન વ્યાજ કહેવામાં આવ્યું છે.

[મિશકાત પેજ ૪૨૯]

(૨) હદીસે પાકમાં છે કે કિયામતના દિવસે તમામ માણસોમાં સૌથી બુરા સ્થાનવાળો તે માણસ હશે, જે બીજાની દુન્યા ખાતર પોતાની આખેરત બરબાદ કરે. (મિશકાત પેજ ૪૩૫) બીજી હદીસમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું જે માણસ કોઈને ઝાલિમ સમજવા/જાણવા છતાં તેને સાથ/ટેકો આપવા તેની સાથે ચાલ્યો તે ઈસ્લામમાંથી નીકળી ગયો. (મિશકાત પેજ ૪૩૬) નબીએ કરીમ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે જે માણસ કોઈ મોમિનને તકલીફ પહોંચાડે તે લઅનતી છે. [મિશકાત પેજ ૪૨૮]

(૩) ખુદા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આદેશોનું ઉલ્લઘન તેમજ શરીઅત વિરૂધ્ધ કૃત્ય દરેક મુસલમાન માટે ગુનાહ અને વખોડવા પાત્ર છે અને જો તે આલિમ છે છતાં આવા કૃત્યો આચરે છે તો તેના માટે વધુ સખ્ત વઈદ આવી છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે : કિયામતના દિવસે એક માણસ (કિવા માણસોનો એક પ્રકાર, ચાહે એવા કેટલાય માણસો હોય) લાવવામાં આવશે. અને તેને જહન્નમમાં ફેંકી દેવામાં આવશે. જેના લઈ તેના આંતરડાં બહાર નીકળી આવશે અને તે તેની આસપાસ એવી રીતે ચક્કર લગાવશે જેમ ગધેડો ચકકીની આસપાસ ચક્કર લગાવે છે. જહન્નમીઓ તેની ચારે બાજુ ભેગા થઈ જશે અને તેને પૂછશે કે તને આ શું થયું? તું તો અમને પણ સારી વાતોનો હુકમ કરતો હતો. બુરી વાતોથી રોકતો હતો ? તે જવાબ આપશે કે હું તમને તેનો હુકમ કરતો હતો પરંતુ પોતે તેના ઉપર અમલ નંહિ કરતો હતો.

[ફઝાઈલે સદકાત ૨/૩૫૧]

એક હદીસમાં છે કે : ઝબાનીયહ (તે કડક ફરીશ્તાઓ જેઓ ને જહન્નમમાં લોકોને ફેંકવા માટે નિયુકત કરવામાં આવ્યા છે તેઓ) એવા આલિમોને જે ગુનાહમાં હોય, કાફિરોથી પહેલાં પકડશે. (અને જહન્નમમાં ફેંકશે) તેઓ કહેશે આ શું થયું કે અમારી પકડ કાફિરોથી પણ પહેલાં થઈ રહી છે. તેમને જવાબ આપવામાં આવશે કે આલિમ અને જાહિલ એક સરખા નથી હોતા. (હવાલો ઉપર મુજબ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૭):–** મારા પાસે ગામમાં જે મકાન છે,જમીન, દુકાન અને ખેતરો છે. તેનો હું માત્ર માલિક છું.જયારે આ વાત આટલી આગળ વધી ગઈ ત્યારે મેં તેમને કહયું કે મારૂં ઘર દુકાન ખાલી કરી આપો. તેમજ મારા ખેતરોનું અનાજ–દૂધ વગેરે વાપરવાનું બંધ કરી દો. તમારા હાથની કમાઈ ખાવો અને જયાં સારું લાગે ત્યાં જઈ ને રહો. પરંતુ તેઓએ સાફ નકારી દીધું

અને કહયું કે ન તો અમે ઘર ખાલી કરીશું ન ખેતરો અને દુકાન છોડીશું. આ બધું અમારું જ છે અને અમારા માટે જાઈઝ છે.

શું એમનો આ વર્તાવ જાઈઝ છે ? અને જે બધું એ કરી રહયા છે તે એમના માટે હલાલ છે ? વિગતવાર જણાવશો.

**જવાબ (૭) :–** તમારી સાથે આગળ જણાવ્યા મુજબનો વર્તાવ થયા પછી આપે તેઓને પોતાની મિલ્કત (મકાન,જમીન,દુકાન,ખેતરો) થી ફાયદો ઉઠાવવાની સ્પષ્ટ શબ્દોમાં મનાઈ ફરમાવી આપી તે છતાં તેઓનું એના ઉપર કબજો જમાવી રાખવું અને તેની ઉપજને પોતાના વપરાશમાં લેવું વિ. તમામ વર્તાવ ના–જાઈઝ અને હરામ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે, "સાંભળો : કોઈ પણ માણસનો માલ તેની દિલી રજામંદી વગર હલાલ નથી." [મિશકાત પેજ ૨૫૫] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૮) :–** મેં મારી પત્નિને કહયું કે તું મારા બીજા નિકાહમાં રૂકાવટ ન બનીશ. મેં આજ સુધી તારા બધા જ હક્ક પૂરા કર્યા છે અને બીજા નિકાહ પછી પણ કરીશ. તું આ સવાલ મુકી દે કે હું બીજા નીકાહ કરૂં કે ન કરૂં ?

(૧) આ બાબત રજુ કરવામાં કઈપણ ખામી મારા તરફથી હોય તો મને જણાવશો હું કબૂલ કરીશ અને અમલ પણ કરીશ.

(૨) જો પત્નિની ભૂલ હોય તો તેને સમજ પડે એવી હિદાયત કુર્આન હદીસથી અને સહાબાના વાકિઆતથી આપશો.

**જવાબ (૮) :–** (૧) બીજા નિકાહ માટે પહેલી પત્નિની રજામંદી શરઈ રૂએ જરૂરી નથી. અલબત્ત બન્નેવ પત્નિઓમાં બરાબરી અને ન્યાય જરૂરી છે. [આપકે મસાઈલ ઔર ઉનકા હલ ૫/૧૪૧]

માટે જયારે આપે પહેલી પત્નિના હકો આજ સુધી અદા કર્યા છે અને બીજા નિકાહ પછી પણ કરવાનો ઈરાદો રાખો છો. તો આપનું આ વલણ બિલ્કુલ સહીહ અને ન્યાયી છે.

(૨) આપના તરફથી ઉપર મુજબની સ્પષ્ટતા છતાં આપની પહેલી

પત્નિનું આપના બીજા નિકાહ માટે રૂકાવટ બનવું ખોટું અને ના-જાઈઝ છે.

શરઈ હુકમ તો એ છે કે કોઈ અવરત પોતાના ધણીના હકો પૂરા કરતી નથી, તો ધણી શરીઅતે બતાવેલી વિવિધ સજાઓને ઉપાય રૂપે અજમાવી તે અવરતની સુધારણાની કોશીશ કરે. અને તેની એ કોશિશો છતાં તે સુધરતી નથી, યા કોઈ એવી વાત છે જેને સુધારવું અવરત માટે શકય નથી. તો હવે શરઈ કાનૂન ધણીને હક આપે છે કે કોઈ પણ પ્રકારનો ઝગડો કર્યા વગર સારી રીતે તેણીને તલાક આપીને છુટી કરે. પરંતુ અગર ધણી તે અવરત સાથેના નિકાહને આ હાલતમાં પણ નભાવે, પોતાના હકો જતા કરી, તેણીના હકો પૂરા કરે છે તો તેના માટે શ્રેષ્ઠ અને ઉત્તમ તેમજ મહાન સવાબનું કાર્ય છે.

[મઆરિફુલ કુર્આન ૨/૫૬૩]

પૂછેલી સુરતમાં આપને એ હક હોવા છતાં કે આપ તેણીને છુટી કરી બીજા નિકાહ કરી શકો છો. આપ મોટું દિલ રાખી તેણીને પોતાના નિકાહમાં બાકી રાખી. તેણીના તમામ હકો અદા કરવાની બાહેંધરી આપી બીજા નિકાહ કરવા ઈચ્છો છો તે છતાં તેણી આપ સાથે આ પ્રમાણેનું ઉધ્ધતાઈ ભર્યું વર્તન કરી રહી છે તે ખરેખર ગુનાહિત, નિંદનીય અને ખોટું છે. એવી અવરત પોતાનો દીન અને દુનિયા બન્નેવ બરબાદ કરી રહી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૯) :-** મારી પત્ની મારી પરવાનગી વગર બહાર મારી છોકરીઓના ત્યાં આસપાસના ગામોમાં પોતાના વિશે હમદર્દી મેળવવા સગાવાળાઓનાં ત્યાં જાય છે. અને આ ઉપરાંત મારા વિરોધીઓને ત્યાં જઈ મારા વિરૂધ્ધ પ્રોપેગન્ડા કરે છે. તેના આવવા-જવા ઉપર હું જયારે તેને પૂછું છું ત્યારે મારી સાથે ઝઘડો કરે છે. અને મારા બન્ને છોકરાઓ જમાઈ, અને ત્રણ છોકરીઓ તેનો ભરપૂર સાથ આપે છે. શરીઅતમાં આવી પત્નિને શું સજા આપી શકાય છે. અને આ સાથ આપવાવાળાઓનું વર્તન કયા પ્રકારનો ગુનાહ બને છે? અને તેના ઉપર શું વઈદો છે ? વિગતવાર જણાવશો.

**જવાબ (૯) :-** પત્નિ માટે પતિની રજા-પરવાનગી વગર ઘરની બહાર નીકળવું જાઈઝ નથી. અગર કોઈ પત્નિ એવું કરે તો પતિ માટે સજા

રૂપે તેને મારવું પણ જાઈઝ છે. [દુર્રે મુખ્તાર, શામી ૩/૨૦૬,૨૦૭]

બેહિશ્તી ઝેવરમાં છે : આ ઝમાનાની અવરતોમાં આ એબ પણ ઉત્પન્ન થયો છે કે શાદી થતાં જ સાસરાવાળાની નાની-નાની વાતો માં બાપને ત્યાં જઈ બયાન કરે છે અને તેની માં તમામ બિરાદરીમાં એક વાતની દસ વાતો બયાન કરે છે. અગર બિરાદરી સાસરયાવાળાઓથી મુકાબલો પડી જાય છે તો દિકરીની તરફેણ કરી ખૂબ લડાઈ ઝગડા કરે છે. જેના લઈ બિરાદરીમાં ખૂબ બદનામી થાય છે, બલ્કે સંબંધો ખતમ થવાની નવબત પણ આવે છે. [૮/૮૦]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે :" જે માણસ કોઈ અવરતને તેના ધણીની વિરૂધ્ધ ઉશ્કેરે તે અમારામાંથી નથી " (અબૂ દાવુદ શરીફ) આ હદીસની શરહ કરતાં હઝ. મવ. ખલીલ અહમદ સાહબ (રહ.) લખે છે કે અવરતને ધણીના વિરૂધ્ધ ઉશ્કેરવું મીયાં-બીબીના દરમીયાન ઝગડા તેમજ ફસાદનું કારણ છે. જેના પરિણામ રૂપ તલાક સુધી પણ નવબત આવે છે. અને હદીસમાં અવરતને ધણીના ખિલાફ ઉશ્કેરવાનો ખાસ ઉલ્લેખ કર્યો, હાલાં કે ધણીને અવરતના વિરૂધ્ધ ઉશકેરવું પણ એ જ હુકમમાં છે. કારણ કે અવરતોના સ્વભાવમાં વાંકપણું છે. જેના લઈ ઉશ્કેરણીનો અસર તેણીઓ જલ્દી કબૂલ કરી લીએ છે અને એમના સ્વભાવમાં ઝગડા પ્રતિ આકર્ષણ વધુ હોય છે. કારણ કે તેણીઓમાં અક્કલની માત્રા પણ ઓછી હોય છે. [બઝલુલ મજહૂદ ૧૦/૨૩૯]

હઝરત મુફતી મોહમ્મદ શફીઅ સાહબ (રહ.) તફસીરે મઝહરીના હવાલાથી લખે છે કે : પતિ-પત્નિના મામલાઓમાં બેહતર એ છે કે ત્રીજો દખલ ન કરે. તેઓ બન્નેવ જ આપસમાં કોઈ વાત નક્કી કરી લીએ. કારણ કે ત્રીજાની દખલગીરીથી ઘણા વખત તો સુલેહ/સફાઈ જ અશકય બની જાય છે અને સુલેહ/સફાઈ થઈ પણ જાય તો બન્નેવ પક્ષોની ખામીઓ ત્રીજા સમક્ષ વિના કારણે આવે છે. જેનાથી બચવું જ બન્નેવ માટે બેહતર છે. [મઆરિફુલ કુર્આન ૨/૫૬૨]

માટે આપની પત્નિનું આપની રજા વગર ઘરની બહાર નીકળવું જાઈઝ

નથી અને આપના વિરૂધ્ધ પ્રોપેગન્ડા કરવું હરામ છે. કારણ કે પ્રોપેગન્ડાનો મતલબ જ ખોટી તોહમતોનો પ્રચાર થાય છે. અને તેણીના આ કૃત્યમાં આપના દિકરા/દિકરીઓ/જમાઈ વિ. નું સાથ/સહકાર આપવું ગુનાહિત કૃત્યમાં સહકાર હોવાને લઈ હરામ છે. ખરેખર તો એ લોકો આ રીતે ખોટો સહકાર આપી આપની પત્નિનું અહિત કરી રહયા છે. અને પોતાની આખેરતને નુકશાન પહોંચાડી રહયા છે. આગળના જવાબોમાં ટાંકેલી હદીસો ફરીવાર જોઈ લેવા વિનંતી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૧૦) :–** મારી પત્ની મારી પરવાનગી વગર મારા માલમાંથી અનાજ – ઘી જેવી વસ્તુઆ મારી છોકરીઓને મોકલે છે. જયારે મેં તેને મોકલવાની ના પાડી છે અને મારી છોકરીઓ પણ એને જાણે છે. છતાં તેઓ લઈ લે છે અને એનો ઉપયોગ કરે છે. શું એમના માટે આ લેવું જાઈઝ છે. તેમજ મોકલવાવાળો મારા માલમાં ખયાનત કરે છે, તેનો શું ગુનાહ બને છે ? વિગતવાર જણાવશો.

**જવાબ (૧૦) :–** આપની પત્નિનું આપની પરવાનગી વગર બલ્કે આપની મનાઈ છતાં આપના માલમાંથી અનાજ–ઘી જેવી વસ્તુઓ આપની છોકરીઓ (જેઓની શાદી થઈ ચુકી છે અને તેઓના ધણી ઉપર તેમનું ભરણ પોષણ છે) અથવા અન્ય કોઈને આપવું યા મોકલવું ના–જાઈઝ અને હરામ છે. અને જેઓને આ વસ્તુઓ દેવામાં યા મોકલવામાં આવી રહી છે, તેઓનું આ હકીકતથી વાકીફ હોવા છતાં લેવું પણ ના–જાઈઝ અને હરામ છે.

હરામ ખાવા / વાપરવા ઉપર હદીસે પાકમાં સખ્ત વઈદો આવી છે. હદીસમાં છે. : જે ગોશ્ત હરામ માલથી બન્યો તે જન્નતમાં નહિ જાય અને જે ગોશ્ત (શરીર) હરામ માલથી બન્યો તે જહન્નમનો વધુ હકદાર છે. [મિશકાત પેજ ૨૪૨] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૧૧) :–** મારી સૌથી મોટી છોકરી જયારે હું ગામમાં જાઉં છું ત્યારે ખિદમત કરે છે અને મારા નાના મોટા કામો કરી આપે છે. માત્ર આ કારણે મારી પત્નિ તેમજ છોકરાઓ તેને તથા જમાઈને હેરાન કરે છે અને

ધમકીઓ આપે છે. તેમની હેરાન ગતીથી મારે મારા દીકરી-જમાઈને બીજા ગામમાં વસાવવા પડયા છે. આમ મારી પત્ની માત્ર એ કારણે જમાઈ-દીકરીને માનસિક ત્રાસ આપે છે અને જે મદદ તે બીજી દીકરીઓની કરે છે તે એઓની નથી કરતી. શું કોઈ માં વિશે આ જાઈઝ છે કે તેના કારણે દીકરી-જમાઈને ગામ છોડવું પડે, જયારે તે બીજી દીકરીઓ અને જમાઈ સાથે સારા વર્તાવ કરે છે ? વિગતવાર જણાવશો.

**જવાબ (૧૧)** :- આપની પત્નિનું આ વર્તન ના-જાઈઝ અને નિંદનીય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૧૨)** :- મારો એક જમાઈ આલિમ છે. અને મોટા મદરસામાં હદીસની કિતાબો પઢાવે છે. તે ઘણો જ ફિત્નો ફેલાવનાર છે. મેં તેને મારા ઘરે આવવાની ના પાડી છે. પરંતુ મારી ગેરહાજરીમાં મારા ઘરે આવી દિવસો સુધી રોકાય છે. અને મારા છોકરાઓને મારા વિરૂધ્ધ ભડકાવે છે.

(૧) શું કોઈ આલિમેદીન માટે આવું કરવું જાઈઝ છે ?

(૨) અને કોઈના વિશે ખોટી વાતો અને ફીત્નાઓ ફેલાવવા તેના માટે યોગ્ય છે ?

**જવાબ (૧૨)** :- હદીસમાં અવરત ને તાકીદ કરવામાં આવી છે કે તેણી પોતાના ધણીની રજા વગર કોઈને તેના ઘરમાં આવવા નંહિ દીએ (બુખારી શરીફ ૨/૭૮૨) આપની મનાઈ છતાં આપની પત્નિનું તેને આપના ઘરમાં આવવાની સંમતિ આપવું અને આપે તેને પણ મનાઈ કરી છે છતાં તેનું આવવું બન્નેવ ના-જાઈઝ છે અને આલિમે-દીન હોવા છતાં આવું કૃત્ય આચરવું વધુ સખ્ત અને વસમું છે. આગળના જવાબમાં એ બાબત વિગત જણાવી ચુકયો છું. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ (૧૩)** :- મારો જમાઈ હદીસ સંભળાવતા મારા દીકરાઓને કહે છે કે માંનો દરજજો બાપ કરતાં ત્રણ ગણો મોટો છે. એટલે માંની જ વાત માનવી અને બાપનું કહયું કરવું નહીં.

(૧) શું હદીસ નો મતલબ આવો જ થાય છે ?

(૨) જો ન થતો હોય તો હદીસનો મતલબ વિગતવાર લખો.

(૩) અને આ આલિમ વિશે શું હુકમ છે. જે જાણીને હદીસના મતલબમાં ગરબડી કરે અને જેમ ફાવે તેમ મતલબ બતાવે. શું આ તહરીફ નથી ?

**જવાબ (૧૩)** :– હઝ. શયખુલ હદીસ મવ. મુહમ્મદ ઝકરીય્યા સાહબે (રહ.) ફઝાઈલે સદકાતમાં એ હદીસ અને તેનો જે મતલબ લખ્યો છે તે રજૂ કરૂં છું. : "હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી કોઈએ પુછ્યું કે મારા સદવર્તનનું સૌથી વધારે હકદાર કોણ છે ? હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું માં, પછી બીજી અને ત્રીજીવાર માંનું જ નામ લીધું, પછી ફરમાવ્યું : બાપ. પછી બીજા સગા–વ્હાલાઓ દરજજા મુજબ (જે જેટલો નજીકનો સગો હોય એટલો જ આગળ છે)

આ હદીસથી કેટલાક ઉલમાએ તારણ કાઢયું છે કે સદવર્તન અને એહસાનમાં માં નો હક ત્રણ ભાગ છે અને બાપનો એક ભાગ. કારણ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ત્રણવાર માંનો ઉલ્લેખ કરી, ચોથી વાર બાપનો ઉલ્લેખ કર્યો. આ કારણથી ઉલમા લખે છે કે અવલાદ માટે માં ત્રણ દુઃખ વેઠે છે. હમલનું, જણવાનું, દૂધ પાવાનું. એટલે જ ફુકહાએ લખ્યું છે કે એહસાન અને સદવર્તનમાં માંનો હક બાપ કરતાં આગળ છે. અગર કોઈ માણસ એવો છે કે તે પોતાની નાદારીને લઈ બન્નેવ સાથે એહસાન નથી કરી શકતો, તો માં સાથે એહસાન કરવું પ્રથમ છે. અલબત્ત માન–મરતબા તેમજ અદબ–તઅઝીમમાં બાપનો હક માંથી પ્રથમ છે. (મઝાહિરેહક) જાહેર છે કે સ્ત્રીજાત હોવાને લઈ માં એહસાનની વધુ મોહતાજ છે." [ફઝાઈલે સદકાત ૧/૨૦૧]

ઉપરની વિગતથી સ્પષ્ટ થઈ ગયું કે કોઈ માણસ પોતાની આર્થિક સ્થિતી નબળી હોવાને લઈ એટલી શકિત નથી ધરાવતો કે માં અને બાપ બન્નેવની પોતાના માલ વડે ખિદમત કરી શકે. કોઈ એક ની જ ખિદમત કરી શકે એટલી જ તેની શકિત છે. તો એ સૂરતમાં તેણે માં ને બાપ ઉપર પ્રાથમિકતા આપવી જોઈએ. એનો મતલબ હરગિઝ એ નથી કે માંની જ વાત માનવી જોઈએ અને બાપનું કહયું કરવું નહિ, બાપનું કહયું નહિ કરવું

એ તો બાપની ના–ફરમાની થઈ. જે હરામ છે. બલ્કે ઉપરોક્ત હદીસની મતલબ અને છણાવટ કરતાં ઉલમાએ –દેવબંદના સરદાર અને મહાન મુહદ્દિસ હઝ. મવ. રશીદ અહમદ ગંગોહી (રહ.) ફરમાવે છે કે " કહયું કરવામાં બાપને માં ઉપર પ્રાથમિકતા આપવી, જેમ કે તઅઝીમમાં આપવામાં આવે છે." (અલ–અબવાબ–વ–ત્તરાજિમ ૬/૧૦૭) "ફતાવા આલમગીરી" માં છે : તઅઝીમ અને એહતેરામને લગતી બાબતોમાં બાપને પ્રાથમિકતા આપવામાં આવે અને ખિદમત અને ઈન્આમને લગતી બાબતોમાં માંને પ્રાથમિકતા આપવામાં આવે. [૫/૩૬૫]

આદેશ–પાલન (કિવા કહયું કરવું એ)નો સંબંધ તઅઝીમ અને એહતેરામથી છે. એટલે જ હઝ. મવ. મુહમ્મદ ઝકરીય્યા સાહબે (રહ.) ઉપર ટાંકેલ હઝ. ગંગોહી (રહ.)નું કથન નકલ કર્યા પછી લખ્યું છે કે " ફતાવા આલમગીરીમાં પણ એ જ લખ્યું છે." [અલ–અબવાબ––૬/૧૦૭]

આપના જમાઈ આલિમ સાહબ અગર ખરેખર ઉપરોક્ત હદીસનો મતલબ એવો જ સમજતા રહયા, જેનો ઉલ્લેખ આપે સવાલમાં કર્યો છે અને જેનું ખોટું હોવું ઉપરના જવાબમાં વિગતથી સમજાઈ ચુકયું છે, તો હવે તેવણને જાઈએ કે તેઓ પોતાની ભૂલ સુધારી લીએ અને સાથે જ આજ સુધી પોતે સમજેલો એ ખોટો મતલબ આપના દિકરાઓને બતલાવી આપનું કહયું નહિ કરવા ઉશ્કેરતા રહયા તેનાથી તવબહ કરી, તેઓને સહીહ મતલબથી વાકેફ કરી આપનું કહયું કરવા ઉપર ભાર મુકે. અને એમના આ વલણને લઈ આપની જે હકતલફી થઈ તેની આપથી તેઓ તેમજ આપના દિકરાઓ આપ સમક્ષ માફી ચાહે. અને જો તેઓ હદીસનો ખરો મતલબ સમજવા છતાં આપના દિકરાઓને હદીસનો હવાલો આપી ખોટી દોરવણી કરતા રહયા તો એ વાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર ખોટું બોહતાન હોવાને લઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન : "જે મારા ઉપર ઈરાદાપુર્વક જૂઠ બાંધે તે પોતાનું ઠેકાણું જહન્નમ બનાવી લીએ." (બુખારી શરીફ) હેઠળ ઘણીજ ખતરનાક છે. જેને આલિમ હોવાને લઈ તેઓ પણ સારી રીતે સમજતા હશે. ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

**સવાલ (૧૪)** :– મારો એક સાળો છે એ પણ મારા છોકરાઓ પાસે આવે છે. મારી દુકાન ઉપર બેસે છે અને મારા વિરૂધ્ધ દરેક શકય રીતે નુકશાન પહોંચાડવા માટે કાવતરાં ઘડે છે. ત્યાં સુધી કે મને મારી નાંખવા માટે મારા દિકરાઓને સમજાવે છે અને જાહેરમાં તે દીનદાર માણસ છે.

(૧) તેના વિશે મારે શું કરવું જોઈએ ?

(૨) અને તેના ઉપર આવા કાવતરાં કરવા માટે કયો ગુનાહ લાગુ પડે છે ?

(૩) આ માણસ બહુ મોટો ઝાલિમ છે કે નહીં ?

(૪) અને બેગુનાહ માણસને કત્લ કરવાની સાઝિશ ઘડવામાં કયો ગુનાહ બને છે. એને હિદાયત મળે તે માટે કંઈ નસીહત લખશો.

**જવાબ** :– (૧) આપ તેના નુકશાનથી બચવા માટે શરીઅતની મર્યાદામાં રહી શકય ઉપાય અજમાવી શકો છો.

(૨) એવા માણસ ઉપર હદીસમાં લઅનત આવી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે. "જે માણસ કોઈ મોમિન ને નુકશાન પહોંચાડે અથવા તેના માટે કાવતરૂં ઘડે તેના ઉપર લઅનત છે."

[મિશકાત શરીફ]

(૩) એનું ઝાલિમ હોવું સ્પષ્ટ છે.

(૪) બે–ગુનાહ મોમિન ના કત્લનું કાવતરૂં ઘડવું સખ્ત ખતરનાક છે. મોમિન ના કત્લ ઉપર હદીસમાં સખ્ત વઈદો આવી છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે. "તે ઘાતક આપત્તિઓ જેમાં પોતાને નાખ્યા પછી નીકળવાનો કોઈ રસ્તો નથી, નાહક કોઈનું ખુન કરવું છે [બુખારી શરીફ ૨/૧૦૧૪] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ફોર્મ ભરી જમાઅતના હોદ્દાઓ પ્રાપ્ત કરવાની પ્રથા શરીઅતની નજરમાં.

**સવાલ** :– અમારી જમાઅતની જનરલ મીટીંગ થઈ હતી. તેમાં અમારા

બંધારણમાં નીચે મુજબ સુધારો રજુ કરવામાં આવ્યો હતો. જે શરીઅત મુજબ સહી છે યા નહી તે આપ મુફતી સાહબ શરઈ રોશનીમાં અમોને સમજાવી આ બાબતને લગતો ફતવો આપશો એવી આપને ગુઝારીશ કરૂં છું.

(૧) જમાઅતના પ્રમુખ પદ માટે ઉમેદવારી કરનાર રૂા. ૧૧૦૦૦/– અંકે રૂપિયા અગ્યાર હજાર જમાતને ફોર્મ સાથે જમા કરાવે.

(૨) જમાઅતના ઉપ પ્રમુખ પદ માટે ઉમેદવારી કરનાર રૂા. ૫૦૦૦/– અંકે રૂપિયા પાંચ હજાર ફોર્મ સાથે જમાતને જમા કરાવે.

(૩) જમાઅતના કમીટી સભ્ય તરીકે ઉમેદવારી કરનાર રૂા. ૧૦૦૦/– અંકે રૂપિયા એક હજાર ફોર્મ સાથે જમાતને જમા કરાવે.

**નોંધ** :– ઉપરોકત જમા કરાવેલ રકમ ઉમેદવાર ચુટણીના ત્રણ દિવસ પહેલાં પોતાનું ભરેલું ફોર્મ પાછું ખેંચી લે તો તેની ભરેલી રકમ પુરેપુરી પાછી આપવામાં આવશે તે સિવાયના ઉમેદવારી કરનારની ભરેલી રકમ જમાત ફંડમાં જમા થઈ જશે. તે પરત આપવામાં આવશે નહીં.

આવો ઠરાવ જનરલ મીટીંગમાં થયો છે.

આ બાબતે મેં મારી નીચે મુજબની સમજ પ્રમાણે વિરોધ દર્શાવેલ છે. તે સહી છે યા નહીં ?

(૧) જમાઅતનો ગરીબ ભાઈ પ્રમુખ, ઉપ પ્રમુખ કે કમીટી સભ્યની લાયકાત ધરાવતો હોય પરંતુ તેની ગુરબતને કારણે આવી રકમ ન ભરી શકે તો તેનો જમાત હક્ક નાશ પામે છે. તેમજ તેના દિલમાં નાણા ન હોવાને કારણે એહસાસે કમતરી પેદા થાય છે. તે માટે હું વિરોધ કરૂં છું.

(૨) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ એમના પછી ખિલાફતને શોભાવનાર હઝરત અબુબકર સિદીક (રદિ.) નો ઈશારો લાયકાતના માટે કરેલ, નહીં કે નાણાના કારણે. માટે આ પ્રથા સુન્નતની વિરૂધ્ધ છે.

આ સાથે અમારા જમાતના બંધારણની નકલ સામેલ છે.

**જવાબ** :– આપના સવાલના જવાબ પહેલાં પ્રસ્તાવના રૂપે કેટલીક વાતો જાણવી જરૂરી છે.

હોદ્દાઓ (ચાહે તે સરકારી હોય અથવા બિન-સરકારી) વાસ્તવમાં કેટલીક જવાબદારીઓના સમૂહ નું નામ છે. જે તે વ્યકિતએ અદા કરવાની હોય છે, જેને તે હોદ્દા પર નિયુકત કરવામાં આવે, અને એ વાત સ્પષ્ટ છે કે કોઈ પણ જવાબદારી સારી રીતે અદા કરવા માટે તે મુજબની લાયકાત હોવી જરૂરી છે. લાયકાત વગરની વ્યકિત જવાબદારીઓ અદા કરી શકતી નથી. અને એટલેજ એવી વ્યકિતને તે હોદ્દા ઉપર નિયુકત કરી શકાય નંહિ. હોદ્દા જવાબદારીનું ચિન્હ ગણાય છે. અને એટલા માટે જ તે એક પ્રકારની અમાનત છે. હઝ. અબૂઝર ગિફારી (રદી.) થી રિવાયત છે તેઓ ફરમાવે છે કે મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમથી અરજ કરી કે મને કોઈ હોદ્દા ઉપર નિયુકત કરો તો નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે મારા ખભા ઉપર હાથ મારી ફરમાવ્યું અય અબૂઝર ! તમે કમજોર છો અને હોદ્દો (એક પ્રકારની) અમાનત છે અને એ (હોદ્દો) કયામતના દિવસે રૂસ્વાઈ અને પ્રાશ્ચાતાપ છે. અલબત્ત જે વ્યકિત તેની લાયકાત હોવાની સાથે હોદ્દો સ્વીકારશે અને તે હોદ્દોને લઈ તેના ઉપર આવી પડતી જવાબદારીઓ અદા કરશે (તો તેના માટે એ હોદ્દો રૂસ્વાઈ અને પ્રાશ્ચાતાપ નંહિ બને). [મિશ્કાત પેજ-૩૨૦]

શરીઅતમાં અમાનતની અદાયગીની ઘણીજ તાકીદ ફરમાવવામાં આવી છે. હઝરત અનસ (રદી.) થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે કોઈ ખૂત્બો આપ્યો હોય અને તેમાં નીચે મુજબ ઈરશાદ ન ફરમાવ્યો હોય. " અર્થાત જે વ્યકિતમાં અમાનતદારી નથી તેમાં ઈમાન નથી અને જે વ્યકિતમાં આપસમાં થયેલ કરારની પાબંદી નથી તેમાં દીન નથી". એવું ઘણું જ ઓછું બન્યું હશે. અન્ય એક રિવાયતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે મુનાફિકની નિશાનીઓ ગણાવતા એક નિશાની એ પણ ગણાવી કે જયારે તેની પાસે અમાનત મૂકવામાં આવે તો ખિયાનત કરે. [મઆરિફુલ કુર્આન ૨/૪૪૬]

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) કુર્આને પાક ની આયત :

ان الله يامركم ان تؤدوا الامنت الى اهلها .الخ

(અર્થાત :– અલ્લાહ તબારક–વ–તઆલા તમને હુકમ આપે છે કે અમાનત તેના હકદારો સુધી પહોંચાડો) ની તફસીર કરતાં લખે છે કે એનાથી જણાયું કે સરકારી (અને બિન–સરકારી) હોદ્દાઓ અને પદો જેટલા પણ છે તે સૌ અલ્લાહની અમાનતો છે.. જેના અમીન (કિવાં સાચવનાર) તે સત્તાધીશો અને અફસરો છે જેઓના હાથમાં નિયુકતી અને પદ્ભ્રષ્ટ કરવાની સત્તા હોય. તેઓ માટે જાઈઝ નથી કે કોઈ હોદ્દો કોઈ એવી વ્યકિતને સોંપે જે પોતાની અમલી અથવા ઈલ્મી લાયકાતની રૂએ તેના લાયક ન હોય. બલ્કે તેઓ ઉપર જરૂરી છે કે દરેક કામ અને હોદ્દાના માટે તેના હકદારને તલાશ કરે. પુરી લાયકાતવાળો બધી જ શરતો મુજબનો ન મળે તો હાજરજનોમાં લાયકાત અને અમાનતની દ્રષ્ટિએ જે સૌથી વધારે શ્રેષ્ઠ હોય તેને પ્રાધીનતા આપવામાં આવે. એક હદીસમાં નબીયે કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે જે માણસને બધા મુસલમાનોની કોઈ જવાબદારી સોંપવામાં આવી હોય અને પછી તેણે કોઈ હોદ્દો કોઈક વ્યકિતને તેની લાયકાત જાણ્યા વગર માત્ર દોસ્તી અને સંબંધની બુનિયાદ પર આપી દીધો, તેના ઉપર અલ્લાહની લઅનત છે. ન તો તેની ફર્ઝ ઈબાદત કબુલ થશે, ન તો નફલ ત્યાં સુધી કે તે જહન્નમમાં દાખલ થઈ જાય. કેટલીક રિવાયતોમાં છે કે જેણે કોઈ હોદ્દો કોઈકને સોંપ્યો હાલાંકે તેની જાણમાં હતું કે બીજો માણસ પેલી વ્યકિત કરતાં આ હોદ્દાના માટે વધારે લાયકાત ધરાવે છે. તો તેણે અલ્લાહ સાથે અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે અને તમામ મુસલમાનો સાથે ખિયાનત કરી. આજે જયાં વ્યવસ્થાતંત્રમાં ખરાબી દેખાય છે તે સર્વ આ કુર્આની આદેશને છોડવાનું પરિણામ છે કે સંબંધો અને સિફારીશો અને રૂશ્વતો વડે હોદ્દાઓ વહેંચાય રહયા છે. જેનું પરિણામ એ આવે છે કે લાયકાત અને કાબિલિયત ન ધરાવનાર લોકો હોદ્દાઓ ઉપર કબજો જમાવીને અલ્લાહની મખલૂકને પરેશાન કરે છે. એટલાજ માટે નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે જયારે તમે જુઓ કે કામોની જવાબદારીઓ એવા લોકો ને સોંપવામાં આવે છે જેઓ તેની લાયકાત ધરાવતા નથી તો (હવે આ બગાડનો કોઈ

ઈલાજ નથી,) કયામતની રાહ જુઓ. [મઆરિફુલ કુર્આન ૨/૨૪૬,૨૪૭]

માટે આપે સવાલમાં જણાવ્યા મુજબ પ્રમુખપદ તેમજ ઉપ પ્રમુખપદ તેમજ કમિટી સભ્યની ઉમેદવારી માટે રૂપિયા જમા કરાવવાની શરત ઠેરવવામાં આવશે તો એ હોદ્દાઓ ઉપર નિયુકતીની બુનિયાદ લાયકાતના બદલે પૈસો બની જશે. વળી બીજી એક વાત જેના તરફ આપનું પણ ધ્યાન ગયું નથી તે એ છે કે ઈસ્લામે કોઈ પણ વ્યકિતને કોઈક હોદ્દા પર નિયુકત કરવા માટે જરૂરી ઠેરવ્યું છે કે તે વ્યકિત તરફથી તેની માંગણી કરવામાં આવી ન હોય. બુખારી અને મુસ્લિમમાં હઝ. અબ્દુર્રહમાન ઈબ્ને સમુરહ (રદી.)થી રિવાયત છે કે મને નબીયે કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે હોદ્દો માંગીશ નંહિ. કારણ કે અગર તારા માંગ્યા પછી તને તે હોદ્દો આપવામાં આવશે તો તને તે હોદ્દાના હવાલે કરી દેવામા આવશે. (અર્થાત તે હોદ્દાની જવાબદારીઓની અદાયગી માટે અલ્લાહ તઆલા તરફથી તમારી મદદ કરવામાં નંહિ આવે) અને જો તે હોદ્દો તારી માંગણી વગર તને આપવામાં આવશે તો તેની જવાબદારીઓ અદા કરવા માટે અલ્લાહ તરફથી તમારી મદદ કરવામાં આવશે. (મિશ્કાત પેજ—૩૨૦) બુખારીની અન્ય એક રિવાયતમાં હઝ. અબુ હુરૈરહ (રદી.) નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ નકલ ફરમાવે છે કે તમે હોદ્દાની લાલચ કરશો (કિવાં પ્રાપ્ત કરવા માટે કોશિશ કરશો)તો એ હોદ્દો તમારા માટે કયામતના દિવસે પ્રાશ્ચાતાપ બનશે (મિશ્કાત પેજ—૩૨૦) બુખારી અને મુસ્લિમની એક અન્ય રિવાયતમાં હઝ. અબૂ મુસા અશ્અરી (રદી.) નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ નકલ ફરમાવે છે કે જે માણસ આ હોદ્દો માંગે અથવા જે વ્યકિત પોતાના દિલમાં એની લાલચ રાખે તેવાને અમે હોદ્દા ઉપર નિયુકત કરતા નથી. [મિશ્કાત પેજ—૩૨૦]

હવે આપની જમાઅતના ઉપરોકત્ત પદો અને હોદ્દાઓ ઉપર નિયુકતી માટે ઉમેદવારીની જે પ્રથા અપનાવવામાં આવે છે, તેમાં તે ઉમેદવાર ફોર્મ ભરી તે હોદ્દા માટે પોતાની માંગણી રજુ કરી રહયો છે. અને આ રીત ઈસ્લામી તઅલીમાતના સદંતર વિરૂધ્ધ છે. સહીહ રીત તો એ છે કે જમાઅતના

દીનદાર, જાણકાર, શાણા અને સજજન માણસો જમાઅતમાંથી જ આ હોદ્દાઓ માટે લાયકાત ધરાવતી વ્યકિતઓના નામો જમાઅત સમક્ષ રજૂ કરે અને તેઓ લાયકાત અને ખૂબીઓની બુનિયાદ પર સિલેકશન પધ્ધતિથી તેઓની નિમણૂંક કરે. આજ રીત ઈસ્લામી અને શરઈ દ્રષ્ટિએ દુરૂસ્ત અને સહીહ હોવાની સાથે જમાઅતની ભલાઈ અને પ્રગતિ માટે પણ આવશ્યક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### પ. પતિ પત્નિના ઝઘડા વખતે ઉભા થતા અમૂક મસાઈલ :

**(૧) એકમેક ના હક્કો, (૨) ભરણ-પોષણ, (૩) અવલાદ ની પરવરીશ, (૪) પત્નિની કમાણીનો વપરાશ, (પ) સ્પોન્સર ખર્ચ વિ. બાબત શરઈ અહકામ.**

સવાલ લખવા પહેલાં હું કેનેડાની હાલત ટુંકમાં જણાવું અને એની સાથે એક એપ્લીકેશન ની કોપી પણ મોકલી રહયો છું.

અહીંયા ધણી ધણીયાણીના આપસમાં ઝઘડા તલાક સુધી પહોંચી જાય છે. જેમાં અહીંયા કાયદા મુજબ ઓરતો પોતાનો ખર્ચ, છોકરા કે છોકરી ૧૮ વરસના થાય ત્યાં સુધી તેનો ખર્ચ, અને હાઈસ્કુલ, કોલેજ કરતાં ૨૩ કે ૨૫ વરસ સુધીનો ખર્ચ, ઓલાદોની કોર્ટમાં જઈ માંગ કરે છે. અહીં કેનેડાના કાયદા મુજબ આ ખર્ચ મર્દો એ અવરત તથા છોકરા-છોકરીના પગાર ધોરણ મુજબ ફરજીયાત આપવું પડે છે. તો શરીઅતની રોશનીમાં અવરત ધણી પાસે આ ખર્ચ માંગી શકે કે નહીં ?

**સવાલ** :-૧ શરીઅતની રોશનીમાં કેટલા ટાઈમ સુધી મર્દોએ ઓરતનો ખર્ચ આપવો પડે છે. અને તે માંગી શકે છે ?

**સવાલ** :-૨ કેટલા વરસ સુધી ઓરતને પોતાની અવલાદની પરવરીશનો હક છે ?

**સવાલ** :-૩ કેટલા ટાઈમ સુધી બાપ અવલાદોના ખર્ચના જિમ્મમેદાર રહેશે ?

**સવાલ :-૪** બાપ અવલાદને રાખવા રાજી થાય અને માં નહી સોંપે તો અવલાદનો ખર્ચ માંગી શકે કે નહીં ?

**સવાલ :-૫** અહીંના કાયદાના આધારે કસ્ટડી માને મળે. ૧૨ વરસની અવલાદ થવા પછી અવલાદની મરજીથી માં કે બાપ પાસે જઈ શકે ?

**સવાલ :-૬** અવરત અહીંના કાયદાના આધારે બાપ ઓલાદને રાખવા તૈયાર હોય છતાં બાપને સોંપે નહી અને કાયદાના આધારે ખર્ચાની માંગ કરે તો ધણી પાસેથી અવરત લઈ શકે ?

**સવાલ :-૭** ઈદ્દત અને મહેર બાકી હોય તે વગર અહીંના કાયદા પ્રમાણે હજારો ડોલરની માંગ કરે છે. અને અર્ધી જાયદાદની માંગ કરે છે. તો અવરત માંગ કરી શકે ?

**સવાલ :-૮** ઘણી ઓરતો નિકાહમાં હોય ત્યારે ૧૫ થી ૨૦ વરસ ફેકટરીમાં કામ કરે છે. જે પૈસા કમાય છે. તેનાથી ધણીને ઘરલેવામાં મદદ કરે છે. તો ઓરતે જે પૈસા ખર્ચ કર્યા તેમાં પોતાનો હક લઈ શકે કે નહી ?

ઘણી ઓરતો કામ ફેકટરીમાં ન કરે છતાં ધણી પાસે હક અને ખર્ચની માંગ કરે તો માંગ કરી શકે ?

**નોંધ :-** અહીંની કોર્ટમાં અગર અવરત ખર્ચના કે સગાઈના અથવા છોકરાના ખર્ચ માફ કરે તો કોર્ટ માન્ય રાખે છે.અવરત ધણીને માફ કરી શકે છે.

**સવાલ :-૯** અહીં છોકરાઓ છોકરીને તલાક આપવા સ્પોન્સર ટીકીટ વિગેરેના પૈસાની માંગ કરે તે શરીઅત મુજબ માંગ કરી શકે કે નહીં ?

ઉપર મુજબ સવાલોના જવાબ આપવા આભારી થશો. દુઆમાં યાદ.

**જવાબ :-** આપના સવાલોના જવાબ પહેલા પ્રસ્તાવના રૂપે કેટલીક વાતો લખવામાં આવે છે. (૧) હઝરત મવ. મુફતી સચ્યિદ અ. રહીમ સા. લાજપુરી (રહ.) લખે છે કે નિકાહ પતિ-પત્નિના દરમ્યાન એક કરાર છે. જેને પુરો કરવાની જવાબદારી બન્નેવે પોતાના શિરે લીધી છે. પતિ તરફથી પત્નિને મહેર આપવા , ભરણ પોષણ આપવા તેમજ મહોબ્બત અને પ્યાર તેમજ સદવર્તન સાથે જીવન વિતાવવાનો ઈકરાર અને પત્નિ તરફથી ઈફફત

તેમજ પાકદામની, આદેશ પાલન અને ફરમાં બરદારી નો કોલ–કરાર છે. અગર પતિ કરાર ભંગ કરે અને પોતાની જવાબદારી પુરી ન કરે તો પત્નિ તલાક લઈ અને નિકાહ ફસ્ખ કરાવી અલગ થઈ શકે છે. એજ પ્રમાણે અગર પત્નિ બે–વફા તેમજ બદચલન બની જાય, ધણીનું આદેશ પાલન ન કરી નાફરમાની ઉપર ઉતરી આવે, નિકાહનો ધ્યેય ખતમ થઈ જાય અને એક બીજાના હકોની પાયમાલી થવા લાગે તો એવા સંજોગોમાં આ પરેશાનીથી નજાત મેળવવા માટે બેહતર એજ છે કે તલાક આપી એવી અવરતને છુટી કરે.

હઝ. શાહ વલીયુલ્લાહ સા. મોહદ્દીસે દહેલવી (રહ.) ફરમાવે છે કે નિકાહ માટે એવી અવરત હોવી જરૂરી છે કે જેનાથી નિકાહ કરવું હિકમતરૂપ હોય અને ઘરગૃહસ્થીની બધી જવાબદારીઓ સંપૂર્ણ રીતે પુરી કરી શકતી હોય, કારણ કે મીયાં–બીબીમાં આપસનો સહવાસ આવશ્યક છે. એક બીજાથી જરૂરતો સંકળાયેલી છે. હવે જો અવરત બદ–તિયનત અને કુટેવવાળી તેમજ ઝબાન–દરાઝ હોય તો એવા માણસ માટેજમીન તંગ થઈ જશે. [હુજ્જતુલ્લાહીલબાલિગહ]

શરઈરૂએ જે અવયવો જન્મથીજ શરીરનું એક અંગ હોય કયારેય શરીરથી અલગ ન થઈ શકતો હોય જેમકે આંખ, દાંત, કાન, નાક, હાથ, પગ, વિગેરે અગર તે સડી જાય અને તેના લઈ માણસનું ચેન અને સુકૂન છિનવાય જાય અને તેના ઠીક થવાની કોઈ આશા ન રહે તો ઓપરેશન વડે તે અવયવયને શરીરથી અલગ કરવામાં આવે છે. એવીજ રીતે નાફરમાન અને બે–વફા અવરત કે જેણે પોતે કરેલ કરારનો ભંગ કરી ધણી તેમજ પુરા કુટુંબને કાળી ટીલી લગાવી અને તેમની ઉંઘ હરામ કરી આપી હોય અને દરેકના માટે માથાનો દુખાવો બની ચુકી હોય તેણીને તલાક આપી કેમ છુટી કરવામાં ન આવે ? કરાર ભંગ કોઈ મઅમુલી વસ્તુ નથી. નોકર અગર શેઠથી બે–વફાઈ અને કરાર ભંગ કરે તો એને નોકરીમાંથી છુટો કરવામાં આવે છે. અને ત્યાર પછી પગાર લેવાનો તેનો હક બાકી રહેતો નથી., સરકાર નો કોઈ કર્મચારી કરાર ભંગ તેમજ કામચોરી કરે તો તેને હોદ્દાથી બરખાસ્ત

કરવાની સજા આપવામાં આવે છે. અને ત્યાર પછી કોઈ સરકાર તેને પગાર આપતી નથી તો પછી જે પત્નિ પતિની નાફરમાની કરી તેની સાથે થયેલ કરારનો ભંગ કરી તેની શાંતિ ને હણીલે છે તેના માટે પતિ ઉપર ભરણ–પોષણની જવાબદારી નાખવી કયાંનો ન્યાય કહેવાય ?

શરીઅતની પરિભાષમાં "નફકહ" (ભરણ–પોષણ) થી મુરાદ ખોરાક, પોષાક, અને રહેઠાણ છે. પતિ ઉપર પત્નિનો નફકહ વાજીબ હોવાનુ કારણ નિકાહી સંબંધનું હોવું જરૂરી છે. માટે જયાં સુધી આ સંબંધ કાયમ રહેશે, પતિ ઉપર નફકહ વાજીબ રહેશે અને જયારે આ સંબંધ ખતમ થઈ જશે તો નફકહની જવાબદારી પણ બાકી નંહિ રહે. તલાક પામેલી અવરત માટે શરઈ હુકમ એ છે કે અગર તેણીની મહેર અદા કરવામાં આવી ન હોય તો મહેર આપવામાં આવે, પછી હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ સુધી, હૈઝ ન આવતું હોય તો ત્રણ માસ સુધી, હમલવાળી હોય તો બચ્ચુ પૈદા થતાં સુધી નફકહ આપવામાં આવે, અને જો એકાંત પહેલા તલાક આપવામાં આવી હોય અને મહેર નક્કી થઈ ચુકી હોય તો તો અડધી મહેર અને જો નક્કી ન થઈ હોય તો એક જોડી કપડા આપવામાં આવે. એ સિવાય પતિ ઉપર તેના ભરણ–પોષણને લાઝિમ કરવું અને વસુલવું કુર્આની તઅલીમાતના સદંતર વિરૂધ્ધ તેમજ અલ્લાહ તઆલા તરફથી નક્કી કરવામાં આવેલ સીમા ચિન્હોથી આગળ વધવું તેમજ પતિ ઉપર ઝુલ્મ ગણાશે, આ ફાની દુન્યા ના અલ્પલાભ માટે શરઈ કાનુનની તુલનામાં દુન્યવી કાનુન ઉપર અમલ કરવું અને આવા ના–જાઈઝ નફકહ (ભરણ–પોષણ) ની માંગણી કરવું પોતાના ઈમાનને ખતરામાં નાખવું છે.

[ફતાવા રહિમીય્યહ ૫/૪૧૪ થી ૪૧૮ સુધી ટુંકાવીને]

(૨) અવલાદના ભરણ–પોષણ બાબત શરઈ કાનુન આ છે કે અગર છોકરી પોતે માલ અથવા અન્ય કોઈ આવકનું સાધન ધરાવતી હોય, તો તેનું ભરણ–પોષણ બાપ ઉપર નથી. અને જો એવું ન હોય તો છોકરીનું ભરણ–પોષણ તેના નિકાહ થાય ત્યાં સુધી બાપ ઉપર છે. અને બાલિગ છોકરાનું ભરણ–પોષણ બાપ પર નથી અલબત્ત અગર તે કોઈ બિમારી

વિગેરેને લઈ કમાઈ શકતો ન હોય અથવા ઈલ્મે–દીન શીખી રહયો હોય અને તે પોતાનો માલ ધરાવતો ન હોય તો તેનું ભરણ–પોષણ બાપ ઉપર છે.

[અહસનુલ ફતાવા ૫/૪૬૩]

(૩) જે પત્નિ પોતાના પતિની ના ફરમાન હોય તેના, કહયામાં ન રહી હોય તેના આગ્રહ છતાં તેની સાથે રહેવા તૈયાર ન હોય તો એવી અવરતનો નફકહ (ભરણ–પોષણ) પતિ ઉપર વાજીબ નથી.

[શામી–૨, અહસનુલ ફતાવા ૫/૪૬૭ ઉપરથી]

(૪) છોકરો સાત વરસનો થાય ત્યાં સુધી તેની પરવરિશનો હક માં ને રહે છે. જયારે સાત વરસનો થઈ ગયો તો બાપ એને જોર જબરાઈથી પણ લઈ શકે છે. જેથી તે છોકરાની તઅલીમ અને તરબિયત કરી શકે. અને છોકરીની પરવરિશનો હક નવ વરસની થાય ત્યાં સુધી રહે છે. જયારે નવ વરસની થઈ ગઈ તો બાપ તેને લઈ શકે છે. હવે માંએ તેને રોકવાનો હક નથી. [મસાઈલે બહેશ્તી ઝેવર ૧/૫૫૪]

(૫) છોકરો જયારે સાત વરસનો થઈ જાય અને છોકરી જયારે નવ વરસની થઈ જાય તો બાપ તેઓને લઈ લેશે. તેઓને ઈખ્તિયાર નંહિ મળે કે તેઓ જેની સાથે ચાહે રહે. [મસાઈલે બહેશ્તી ઝેવર ૧/૫૫૪]

હવે આપે પુછેલ સવાલોના જવાબ ક્રમવાર આપવામાં આવે છે.

**જવાબ :-** (૧) જયાં સુધી અવરત પતિના નિકાહમાં હોવાની સાથે તેના આદેશોનું પાલન કરતી રહે ત્યાં સુધી તેનો ખર્ચ પતિ ઉપર રહેશે જુઓ પ્રસ્તાવના નં. ૧ અને ૩

**જવાબ :-** (૨) એનો જવાબ ઉપર આવી ચુકયો છે જુઓ પ્રસ્તાવના નં. (૪)

**જવાબ :-**(૩) એનો જવાબ ઉપર આવી ચુકયો છે. જુઓ પ્રસ્તાવના નં. (૨)

**જવાબ :-**(૪) અવલાદના જેટલી ઉંમરે પહોંચ્યા પછી બાપને પોતાની પાસે રાખવાનો હક મળે છે. તે ઉંમરે પહોંચ્યા પછી બાપના તેને રાખવા રાજી હોવા છતાં મા અવલાદને નહીં સોંપે તો અવલાદનો ખર્ચ

માંગવાની હકદાર નથી.

**જવાબ :-(૫)** આપ શરઈ હુકમ પુછી રહયા છો ત્યાંનો કાયદો શું કહે છે તેનાથી શરીઅતને કોઈ લાગતું વળગતું નથી, શરઈ હુકમ માટે જુઓ પ્રસ્તાવના નં. (૪) (૫)

**જવાબ :-(૬)** એનો જવાબ નં. (૪) માં આવી ચુકયો છે.

**જવાબ :-(૭)** મહેર બાકી હોય તો તે અને ઈદ્દતના ખર્ચ સિવાય અન્ય બધીજ માંગ શરઈ રૂએ જાઈઝ અને દુરૂસ્ત નથી. જુઓ પ્રસ્તાવના નં. (૧).

**જવાબ :-(૮)** ફેકટરીમાં કામ કરી પ્રાપ્ત કરેલ રકમ અવરતે ધણીને ઘર લેવા માટે કર્ઝ રૂપે આપી હોય તો તેનું તે કર્ઝ પુરેપુરૂ અદા કરવું ધણી ઉપર જરૂરી છે. અને જો તે રકમ વડે તેણીએ રકમ મુજબ ઘરમાં પોતાનો હિસ્સો રાખ્યો હોય તો એટલા હિસ્સાની તે માલિક છે. અને પોતાની મરજી મુજબ તેમાં વર્તી શકે છે. તેણીના તેટલા હિસ્સામાં તેની રજા અને ખુશી વગર ધણી કાંઈ પણ કરી શકતો નથી. અને જો તેણીએ તે રકમ ધણીને ઘર લેવા માટે મદદ રૂપે આપી હોય તો તેણીનું પોતાના ધણી ઉપર એક એહસાન છે. હવે જયારે કે બન્નેવમાં તલાક થઈ છુટા પડી ગયા તો તેણી ફરજિયાત રૂપે તેની માંગ કરી શકતી નથી અલબત્ત અગર ધણી પોતાની રાજી ખુશીથી તેને તેણીએ કરેલ મદદના અનુસંધાનમાં પોતે પણ એહસાન રૂપે કઈંક આપવા ચાહેતો આપી શકે છે. બલ્કે આપવું બહેતર અને સરાહનીય કહેવાશે.

**જવાબ :-** (૯) અગર આપના આ સવાલની મુરાદ એ હોય કે છોકરાએ છોકરીને જયારે બોલાવી ત્યારે તેણે છોકરીને ટીકીટ આપી હતી તેમજ તેને બોલાવવા માટે જે સ્પોન્સર ખર્ચ થાય છે તે કર્યો હતો. હવે છોકરી તલાકની માંગણી વિના કારણ કરી રહી હોવાને લઈ છોકરો તેના માટે કરવામાં આવેલ ખર્ચ માંગતો હોય તો ખુલઅનો મામલો કરી તેના ઈવઝ રૂપે માંગી શકે છે. અને જો આપના સવાલની મુરાદ બીજી કોઈ હોય તો તે સ્પષ્ટ કરી ફરી જવાબ મેળવી લેશો.

**નોંધ :-** આપે એપ્લીકેશનની જે કોપી મોકલી છે તે અંગ્રેજી ભાષામાં છે. અને હું અંગ્રેજી જાણતો નહી હોવાને લઈ તેને સમજી શકતો નથી, જેથી તે ઉપર કોઈ ટીકા ટીપ્પણી કરવાથી માફી ચાહું છું. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૫) બંદાઓના હકકો

## ૧. વોટર વર્કસથી લાભ ઉઠાવનાર ઝુલ્મ કરે તો ઝિમ્મેદારો શું કરે ?

**સવાલ :-** અમારા ગામમાં આવેલ એક સેવાભાવી રજીસ્ટર્ડ સંસ્થા સમાજની, કોમની, ગામવાસીઓની વિવિધ ક્ષેત્રે સેવા આપે છે. તેમાંની એક પેટા સંસ્થા વોટર વર્કસ છે. જે આશરે ૫૦ વરસ ઉપરથી પુરા ગામતળના માણસોને પીવાનું પાણી પૂરૂં પાડે છે. એ ગામમાં ગ્રામ પંચાયતનું હમણા સુધી કોઈ વોટર વર્કસ ન હતું. છેલ્લા ૫ વરસથી બાંધ્યું છે. પરંતુ મોટા ભાગના કનેકશનો આપણી સંસ્થાના છે. જે વખતે ગામમાં વોટર વર્કસ બાંધેલું ત્યારે માંડ વસ્તી ૪/૫ હજારની હશે. હવે વસ્તી આશરે ૧૫ હજારથી ઉપરની થઈ ગઈ છે. ૧૯૯૩થી નવી સોસાયટીઓ બની તો કનેકશન આપવાનું બંધ કર્યું છે. હવે (ગામ મ્યુનિસિપાલીટીમાં આવી ગયું છે છતાં પાણીની વ્યવસ્થા થઈ શકી નથી) ૧૯૭૫ પછીથી ગામનો વિકાસ એક દિશા તરફ વધતો ગયો જેથી પાણીની સમસ્યા વધતી ગઈ. તે પછી સરકારશ્રી સાથે ૮/૧૦ વરસ લડત લડીને ઈલેકટ્રિક સીટીના બીલ માફ કરાવ્યા. ફકત નિભાવ તરીકે વાર્ષિક રૂા. ૨૦૦ નિભાવ-મેન્ટનન્સ તરીકે લઈએ છીએ. આ માફી બીલ મળવાથી ગામમાં રોજના બંને વિસ્તારોમાં સવારના ૫ કલાક, સાંજના ૫ કલાક ૨૦ હોર્સપાવરની ૨ મોટરથી પાણી પૂરૂં પાડવામાં આવે છે. પરંતુ હવે પાણીનો વપરાશ, ફલશ ટેન્ક, દુરૂપયોગ વધી રહયો છે. પાણીની લાઈન ૫૦ વરસ જુની થઈ રહી છે. ક્ષારનું પ્રમાણ

વધવાથી પાઈપ ખરાબ થઈ રહયા છે. જેથી એક યા બીજી રીતે પાણી બાબતે સંઘર્ષમાં ઉતરવું પડે છે અને તેમાં પણ આપણા વાળાજ વધારે મગજમારી કરે છે. ૫/૧૦ મિનિટ ઓછું વધતું થાય તો લડવા આવે છે. સંસ્થાએ શરૂઆતથી ઘરના કનેકશન દીઠ અથવા ચુલા દીઠ વેરો નકકી કર્યો હતો. હવે કેટલાક પોતાના ઘરે ભાડુત રાખે છે. ૮/૧૦ ઘર વચ્ચે ૨ નળ રાખે છે. હવે ચુલા દિઠ બીલ બનાવીએ તો વાંધો ઉચકે છે. સંસ્થા કયાં ના પાડે છે? દરેક ભાડૂતના ઘરે કનેકશન આપો. પરંતુ ખર્ચ થાય તે માટે પૈસા બચાવવા ૨ નળ ૮/૧૦ ભાડૂત વચ્ચે રાખે છે જેથી બિચારાઓને પાણીની તકલીફ રહેવાની જ છે. તેઓ ફરિયાદ કરે છે તો તેનો ગુસ્સો સંસ્થાના હોદ્દેદારો-કર્મચારીઓ ઉપર કાઢે છે. ૫૦ વરસ જુની પાઈપ લાઈન બદલવાનો કેટલાક ખર્ચ કરતા નથી, બધું વોટર વર્કસ ઉપર ઢોળે છે. બીજી આશ્ચર્યની વાત કે સંસ્થા પાણી આપે છે. છતા ચાર્જમાં આનાકાની કરે છે, ગાળ-ગલોચ ઈખ્તેયાર કરે છે અને મહાનગરપાલિકા પાણી આપતી નથી છતાં તે વોટર વર્કસ ચાર્જ લખીને લે છે તે ખુશીથી ભરે છે.

હવે અમારા માટે નીચેની બાબતોમાં શું માર્ગદર્શન છે ?

(૧) આટલી હેરાનગતિ સહન કરી ને સંસ્થાની સેવા કરવાનો કોઈ અર્થ ખરો ?

(૨) એવું નથી લાગતું કે વોટર વર્કસ બંધ કરીને મહાનગરપાલીકાને સત્તા સોપી દેવી જોઈએ ?

(૩) હાલ મહાનગરપાલીકા પાસે કોઈ યોજના નથી તો ગામની પ્રજાનો મરો થાય છે તેથી ન છુટકે સહન કરવું પડે છે.

(૪) શું આ એક પ્રકારનો ઝુલ્મ નથી ? એની અલ્લાહને ત્યાં કઈ પકડ નથી ?

(૫) સંસ્થા એ આંખ બંધ કરીને આવા ફિત્નાનો વિઘ્નસંતોષીઓ, હાસિદોના તરફથી આવો ઝુલ્મ જ બરદાશ્ત કરવાનું કયાં સુધી ?

આ મોટી સંસ્થાની જવાબદારી અલ્લાહના ફઝલ અને આપ વડીલોની દુઆની બરકતથી પુરા ખંત ઈમાનદારી તથા ખિદમતની

ભાવનાથી કોઈપણ અપેક્ષા વિના સમયની પાબંદી સાથે નિભાવી રહયો છું, જેનું આખું ગામ, સમાજ, હિન્દુ–મુસ્લિમ સૌ ગવાહ છે. કમિટી ૯ માણસોની છે, બેચાર સક્રિય છે, કામ બધું મારે અને મારા મિત્રએજ કરવું પડે છે. ૨૦ શાખા સાથે સંસ્થા ચાલે છે પણ મને લાગે છે હવે હું થાકી રહયો છું અને હાસિદ લોકોના ત્રાસથી કદાચ છોડી પણ દઉ, આપનો શો અભિપ્રાય છે ?

આ કામમાં જબરદસ્ત હિંમત અને દુઆ આપનાર મારી માં રહયા નથી. તેથી આપનું માર્ગદર્શન અને અભિપ્રાય આપશો, ખૂબજ મહેરબાની થશે.

**જવાબ :–** આપના ગામની સેવાભાવી રજિસ્ટર્ડ સંસ્થા જે સમાજ તેમજ ગામવાસીઓને વિવિધ ક્ષેત્રે સેવા આપે છે, તે પૈકી એક પેટા સંસ્થા વોટર વર્કસ તરફથી ગામના રહેવાસીઓને પીવાનું પાણી પુરૂં પાડવા માટે જે વ્યવસ્થા સેવા રૂપે પાછલા ૫૦ વરસથી કરવામાં આવી છે અને સંસ્થા તરફથી સેવારૂપે આપવામાં આવતા આ લાભ ઉપર એ લાભ ઉઠાવનારાઓ પાસેથી સંસ્થાને આવતો નિભાવ ખર્ચ પુરો કરવા માટે વાર્ષિક ૨૦૦ રૂા.ની નજીવી રકમ જે વસુલ કરવામાં આવી રહી છે, તે ખરેખર તેઓને આપવામાં આવતા આ લાભની કિંમતરૂપે નથી, દરેક સામાન્ય બુધ્ધિ રાખનાર વ્યકિત આ વાત સારી રીતે સમજી શકે છે કે આ રકમ માત્ર મેન્ટેનન્સ ખર્ચ રૂપે વસૂલ કરવામાં આવી રહી છે, કિંમતરૂપે નહી. સાથેજ આ લાભ અને સેવા લોકોને પહોંચાડવા માટે સંસ્થા તરફથી જે શરતો નકકી કરવામાં આવી છે તેનો આશય પણ આ વ્યવસ્થા જળવાયેલી રહે અને આ લાભો ગામવાસીઓને લાંબા સમયગાળા સુધી મળતા રહે એટલો જ છે, હવે આપના લખવા મુજબ ગામની વસ્તી જે સમયમાં વોટર વર્કસ બન્યું હતું તે સમયે જેટલી હતી તેના કરતા આજે ત્રણ–ગણાથી ઉપરની થઈ ગઈ છે, સાથેજ પાણી પહોંચાડવા માટે તે જમાનામાં જે પાઈપલાઈન નાખવામાં આવી હતી, ક્ષાર જમી જવાને લઈ તેની કાર્યક્ષમતા પણ પહેલા જેટલી બાકી રહી નથી, તે છતા સંસ્થાના સંચાલકો લોકોને આ લાભ મળતો રહે

એજ સારી નિય્યત દિલમાં રાખી આ બધી અગવડો છતાં આ સેવાનો સિલસિલો ચાલુ રાખેલ છે, પરંતુ લાભ લેનારાઓ તેઓ માટે નકકી કરવામાં આવેલ શરતોની જરા પણ દરકાર રાખ્યા વગર તેનું ઉલ્લંઘન કરી રહયા છે બલ્કે નિભાવ ખર્ચ પેટે જે મઅમુલી રકમ એમના શિરે નાખવામાં આવી છે તેની અદાયગીમાં પણ આનાકાની કરે છે, અને આશ્ચર્યની વાત તો એ છે કે મહાનગરપાલિકા પાણી આપતી નથી છતાં વોટર વર્કસ ચાર્જ વસુલ કરે છે અને તેઓ ખુશીથી ભરે છે અને આ સાથે પાણી ચાલુ કરવામાં પાંચ-દસ મિનિટ આગળ-પાછળ થાય તો લડવા આવે છે અને સંસ્થાના સંચાલકો સાથે વારંવાર સંઘર્ષમાં ઉતરે છે, તેઓને હેરાન કરે છે, ખરેખર આ બધી બાબતો શરીઅત તરફથી આપવામાં આવેલ આદેશોની રૂએ નાજાઈઝ અને વખોડવાપાત્ર છે અને તેઓનું આ વર્તન શરઈ તેમજ અખ્લાકી તેમજ સામાજિકરૂએ ટીકાપત્ર છે અગર તેઓને સંસ્થા તરફથી આપવામાં આવતો આ લાભ લેવાની ઈચ્છા ન હોય તો સંસ્થા એ માટે કોઈ બળજબરી કરતી નથી, તેઓને જોઈએ કે પોતાની જરૂરતના પાણી માટે આગવી વ્યવસ્થા કરી લે, આ બાબત આપે માર્ગદર્શન મેળવવા માટે જે પ્રશ્ન લખ્યા છે તેનો જવાબ ક્રમવાર આપવામાં આવે છે.

(૧) દુન્યામાં દરેક જગ્યાએ જે લોકો નિખાલસતાથી સેવા કરે છે, તેઓની કોઈ ન કોઈ રીતે હેરાનગતિ કરવામાં આવે જ છે આપના સાથે જે કંઈ વર્તન થઈ રહયું છે તે નવું નથી, જયાં સુધી આપ એને બરદાશત કરી શકતા હોય, કરતા રહો, એના ઉપર અલ્લાહ તઆલા તરફથી આપને ઘણોજ સવાબ અને બેહતરીન બદલો આપવામાં આવશે.

(૨) જવાબ ઉપર મુજબ

(૩) અમે પણ એટલા માટેજ આપને સહન કરવાની ભલામણ કરીએ છીએ, અલ્લાહ તઆલા આપને આ બાબત ખૂબ હિંમત અતા ફરમાવે.

(૪) જે લોકો આપે સવાલમાં જણાવ્યા મુજબ સંસ્થાના આ કામમાં ખોટી રીતે હેરાનગતી કરે છે, તેઓનું આ વર્તન ખરેખર ઝુલ્મ જ છે અને તે ઉપર અલ્લાહને ત્યાં તેઓની સખ્ત પુછપરછ થશેજ. અલબત અગર આપ

મોટું દિલ રાખી તેઓને માફ કરી આપો તો ઉમ્મીદ છે કે બચી જાય અને તે સુરતમાં આપને પણ અલ્લાહ તઆલા તરફથી ઘણો મોટો સવાબ અને આખિરતમાં બેહતરીન બદલો મળશે.

(૫) એનો જવાબ ઉપર મુજબ.

અલ્લાહ તઆલા આપને અને આપના સાથીઓને ખૂબખૂબ ઈખ્લાસ, ઈસ્તિકામત અતા ફરમાવી હિંમતની સાથે સેવાનો આ સિલસિલો જીવનની આખરી ઘડી સુધી ચાલુ રાખવાની તવફીક અને સઆદત અતા ફરમાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. માં-બાપ તથા ઔલાદની એક બીજા ઉપર ઝિમ્મેદારીઓ.

**સવાલ :-** (૧) માં-બાપ ની ઓલાદ (છોકરા-છોકરી)પ્રત્યે ફરજ કેટલી ?

(૨) ઓલાદ (છોકરા-છોકરી)ની માં-બાપ પ્રત્યે ફરજ કેટલી?

**જવાબ :-** (૧) માં-બાપની ઓલાદ પ્રત્યેની ફરજો અને ઝિમ્મેદારીઓ.

(૧) દીનદાર શરીફ સાથે નિકાહ કરે જેથી તેની દીનદારીનો અસર અવલાદ ગ્રહણ કરે. (૨) અવલાદ નો જન્મ થતાં તેને પાક સાફ કરી તેના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવું. (૩) તહનીક કરવુ કિંવા કોઈ દીનદાર માણસ પાસે લઈ જઈ ખજુર અથવા કોઈ મીઠી વસ્તુ ખવડાવી બચ્ચાના તાળવામાં લગાડવું.(૪) સાતમાં દિવસે માથાનાં વાળનું મુંડન કરાવી સુંદર ઈસ્લામી નામ રાખી અકીકહ કરવું.(૫) ખત્ના કરાવવું.(૬) માં એ દૂધ પીવડાવવું અથવા બાપે દૂધ માટે દાયાનો બંદોબસ્ત કરવો. (૭)જયારે બાળક બોલવા શીખે ત્યારે કલેમએ તય્યબહ શીખવવું. (૮) બાળક સમજદાર થવા લાગે ત્યારે હલાલ-હરામ બાબતોની તઅલીમ આપવી. (૯) સાત વરસની ઉંમરે ઈબાદતનો આદેશ આપવો અને તઅલીમ ની વ્યવસ્થા કરવી. (૧૦) જુઠ, ચોરી, ગાલી ગલોચ, ગાનતાન વિગેરે જેવા

દુર્ગુણોથી બચાવવું. (૧૧) બાળકોના ભરણ પોષણ દવા ઈલાજ વિગેરે નો ખર્ચ હલાલ રીતે કમાઈને ઉઠાવવું.(૧૨) બાળકોને કસરત વિગેરેની આદત પાડી મેહનતી બનાવવું. મોજ શોખ નાં જીવનથી બચાવવું.(૧૩) અવલાદ ના વચ્ચે સમાનતા અને ઈન્સાફ જાળવવો.(૧૪) ઉંમર લાયક થાય ત્યારે શાદીનો બંદોબસ્ત કરવો. તેમાં સુન્નત ની સંપૂર્ણ પયરવી કરવી. બેફામ ખર્ચા અને રસ્મો રિવાજથી દૂર રહેવું. (૧૫) અવલાદ માટે દુઆ કરવી, સદ વર્તન કરવું અને સારી વાતોની તઅલીમ દેવી અને ખરાબ વાતોથી બચાવવું. વિગેરે

**(૨) અવલાદની માં–બાપ પ્રત્યેની ફરજો અને ઝિમ્મેદારીઓ.**

(૧)માં–બાપના દરેક તે હુકમનું પાલન કરવું જેમાં અલ્લાહ તઆલાના હુકમનું ઉલ્લંઘન ન થતું હોય.(૨) નરમી અને એહતેરામ સાથે વર્તવું. (૩) જયારે તેઓ (મકાન વિ. માં) પ્રવેશે ત્યારે તેમના માન ખાતર ઉભા થવું.(૪) સવાર–સાંજ અને પ્રસંગોએ (મોહબ્બતથી) તેમનો હાથ ચુમવું. (૫) માં–બાપની ઈઝઝત આબરૂ, શોહરત, શરાફત માન મર્તબા અને માલનું રક્ષણ કરવું.(૬) માં–બાપનો ઈકરામ કરવું. અને તેઓ જે માંગે તે આપવું.(૭) માં–બાપથી પોતાના કામો અર્થે મશ્વેરો લેવું. (૮) માં–બાપ માટે વધુ પ્રમાણમાં દુઆ અને મગફિરત માંગતા રહેવું.(૯) માં–બાપના કોઈ મહેમાન આવી જાય તો દરવાજા નઝદીક બેસવું જેથી તેઓને કંઈ જરૂરત હોય તો તેમની સેવા ચાકરી કરી શકાય.(૧૦) માં–બાપના હુકમ વગર એવું કાર્ય કરવું જેનાથી તેઓ ખુશ થાય. (૧૧)માં–બાપ સામે જોરથી વાતો ન કરવું.(૧૨) જયારે તેઓ વાતો કરતા હોય તો તેઓની વાતોને વચમાં ન કાપવી.(૧૩) માં–બાપની પરવાનગી વગર ઘરમાંથી ન નીકળવું.(૧૪) જયારે તેઓ સુતેલા હોય ત્યારે પરેશાન ન કરવું.(૧૫) માં–બાપના ઉપર પત્નિ અને બાળકોને પ્રાધન્ય ન આપવું. (૧૬)માં–બાપનું કોઈ કામ પસંદ ન આવે તો તેમને મેણા ટોણા ન મારવા.(૧૭) માં–બાપ સામે વગર કારણે અટ્ટહાસ્ય ન કરવું. (૧૮) વાસણોમાંથી માં–બાપના સામેથી ન ખાવું. (૧૯) માં–બાપ સાથે ખાવામાં તેઓથી પહેલ ન કરવી. (૨૦) માં–બાપ બેઠેલા

હોય તો તેઓની સામે સુવું ન જોઈએ, પરંતુ તેઓ પરવાનગી આપે તો સુઈ શકાય છે.(૨૧) તેઓ સામે પગો લંબાવી બેસવું પણ ન જોઈએ. (૨૨) માં-બાપથી આગળ ચાલવું ન જોઈએ. અને તેઓથી આગળ કોઈ જગ્યાએ પ્રવેશ ન કરવો જોઈએ. (૨૩) માં-બાપ પુકારે તો તરતજ જવાબ આપવું. (૨૪) માં-બાપના મિત્રો, સંબંધીઓ નો ઈકરામ (માન-મર્યાદા જાળવવું) ઝિંદગીમાં પણ અને મરણ પછી પણ. (૨૫)એવા માણસ સાથે ન રહેવું જે પોતાના બાં-બાપ સાથે સદવર્તન ન કરતો હોય. (૨૬) માં-બાપ માટે મખસુસ રીતે વફાત પછી દુઆ કરવું અને આ દુઆ તો વારંવાર પઢતા રહેવું رب ار حمهما كما ربياني صغيرا (૨૭)માં-બાપ મોહતાજ હોય વૃધ્ધ હોય તો તેવણની જાની માલી દરેક પ્રકારે ખિદમત કરી તેઓને રાજી રાખવું. (૨૮) માં-બાપ અવલાદ ઉપર ઝુલ્મ કરે તો પણ માં-બાપ સાથે સદવર્તન જ કરવું. (૨૯) માં-બાપની સ્વતંત્ર મિલ્કતમાં ઔલાદે વારસો કે અન્ય કોઈ રીતે માંગણી કરી પરેશાન ન કરવું.(૩૦)બાલીગ તંદુરસ્ત ઔલાદના ભરણ પોષણની જવાબદારી બાપ ઉપર નથી તે છતાં બાપે એ જવાબદારી નિભાવી છે. તેનો હંમેશા ખ્યાલ રાખે. અને માં-બાપના એહસાન ને કદી ન ભુલે.

બન્ને જવાબોમાં અમુક મુસ્તહબ છે. અમુક વાજીબો છે. પરસ્પરના એ હકો અને જવાબદારી ઓ વિશે તો ઘણી કિતાબો લખાઈ છે. તે જોઈ લેવા ભલામણ છે.

આ સાથે બે કિતાબોના નામો લખવામાં આવે છે. (૧) માં-બાપ ઉપર અવલાદનાં હકો. કૃતઃમુફતી અહમદ બેમાત સા. મદની દારૂત્તરબીયત મુ. કરમાલી. જી. ભરૂચ. (૨) ઈસ્લામ ઔર તરબીયતે અવલાદ (ઉર્દુ). કૃત : શેખ અબ્દુલ્લાહ નાસેહ ઉલવાન. ભાષાંતરકાર, ડોકટર હબીબુલ્લાહ મુખ્તાર, દારૂત્તસનીફ અલ્લામહ બિન્નોરી ,ટાઉન કરાચી. પ. પાકિસ્તાન.

આ કિતાબમાં ઘણીજ તફસીલ આપવામાં આવી છે. બે દળદાર ભાગોમાં પ્રગટ થઈ છે. પહેલા ભાગમાં ૫૯૬ પેજ. અને બીજા ભાગમાં ૪૩૦ પેજ છે. અને ફઝાઈલે સદકાત (ઉર્દુ) કૃત : હઝરત શેખુલ હદીસ

મવ. ઝકરીયા સા. (રહ.) માં પણ પેજ નંબર ૧૯૮ થી ૨૦૭/ભાગ–૧ માં પણ ઔલાદ ઉપર માં–બાપનાં હકો વર્ણન કરેલા છે તે જોઈ લેશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. બીજી પત્નિ કરનારને પહેલી પત્નિ જન્નતમાં મળશે.

**સવાલ :–** માણસની ઘરવાળી ગુજરી જાય પછી બીજા નિકાહ કરવા છે તો આગલી ઔરત કયામતમાં મળશે નહિં. ?

**જવાબ :–** પહેલી પત્નીના ગુજરી જવા પછી કોઈ પતિ અગર બીજી પત્ની કરે છે, તો અગર બન્નેવ મોમિન હશે, તો પહેલી પત્ની જન્નતમાં તેને મળશે. એ બાબત બે–મત નથી. ("અત્તઝકિરહ" પેજ–૫૨૩) (ફતાવા મહમૂદિય્યહ કરાચી ૧/૨૯૨). ફકત અલ્લાહ તઆલા વધું જાણનાર છે.

## ૪. અવલાદ અને મા–બાપના હકકો, સ્ત્રીઓને અંગ્રેજી ભણાવવા માટે કોલેજોમાં પ્રવેશ અપાવવું.

**સવાલ :–** મારા પિતા ભણેલા, દીની તાલીમ પામેલા છે, અમે બે બેહનો છે, અને મારી મમ્મી શિક્ષિકાની નોકરી કરે છે, મારી મમ્મીનો આખો પગાર મારા પિતા લઈ લે છે. ટૂંકમાં મારો સવાલ એ છે કે મારા પિતા ધંધામાં જવા–આવવા માટે વાહન વાપરે છે. પોતે કયાંય જવું હોય તો વાહન વાપરે છે. હું કોલેજના બીજા વરસમાં ભણું છું. મારા ઘરથી કોલેજ ખૂબજ દૂર છે. મેં કહયું કે મને એક સાયકલ અપાવો તો કહે છે કે છોકરીની જાતે સાયકલ ન ચલાવવી, બધા જૂએ. પણ એ નથી વિચારતા કે હું બસ સ્ટોપ પર કલાકો સુધી બસ માટે ઉભી રહું છું. ત્યારે બસ સ્ટોપના માણસો ઉપરાંત જતા આવતા દરેક મને જૂએ અને જોતાં હશેજ સ્વાભાવિક છે. પરંતુ ઘરની પરિસ્થિતિ સારી હોવા છતાં સાયકલ અપાવતા નથી અને જો હું સાયકલ પર ઝડપથી જાઉં તો લોકો ઉલટા ઓછા જોશે. પોતે વ્યાજબી અને ગેરવ્યાજબી બધીજ રીતે પોતાના વાહન વાપરે છે અમને કદી બેસાડતાં નથી. અમારાથી ખુસુસ નફરત કરે છે. મારા પિતાને એમ કે જો એ સાયકલ લેશે તો જરૂર (ચોકકસ) મને આમ તેમ રખડતા તેમજ બીજી અન્ય રીતે

જોશે, માટે પોતાના અન્ય સ્વાર્થ ખાતર મને આટલી–આટલી મુસીબત પડતી હોવા છતાં સાયકલ અપાવતા નથી. મારા પિતા એડવોકેટ છે જે દર મહિને ૪૦૦૦ થી ૫૦૦૦ ઓછામાં ઓછા કમાય છે. કદી હમારી પાછળ પૈસા ખર્ચતા નથી અને ખર્ચે છે તો પુષ્કળ જુલ્મ કરી કહે છે કે તમે તો છોકરીની જાત, તમે શું મને કમાવીને આપવાના ? જરાક અમસ્થું બહાનું પકડી અમને પુષ્કળ મારે છે. મારી મમ્મી ઉપર પણ એજ પ્રકારનો જુલ્મ કરે છે. આ બધું કરવું જાઈઝ છે અને યોગ્ય છે ? તેનો જવાબ આપવા મહેરબાની કરશોજી તેમ મને સાયકલ અપાવવામાં ગુનોહ છે ખરો ? એનો જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ** :– અંગ્રેજી નામ અને સરનામું લખી શકે એટલું અંગ્રેજી (સ્ત્રીઓએ) શીખવામાં વાંધો નથી (તે પણ પરદા તેમજ શરીઅતે નકકી કરેલી બીજી મર્યાદાઓમાં રહીને) કોઈક વાર ધણી સફરમાં હોય અને તેને પત્ર લખવામાં અંગ્રેજી સરનામાની જરૂરત પડે તો પરાયા પાસે જવું ન પડે, છોકરીઓને સ્કૂલ તથા કોલેજમાં પ્રવેશ અપાવી ઉચ્ચશિક્ષણ અપાવવું અને ડિગ્રીઓ પ્રાપ્ત કરાવવી જાઈઝ નથી,કારણ કે તેમાં ફાયદા કરતાં નુકશાન વધુ છે. [ફતાવા રહીમીય્યહ ૧/૨૧]

સર સય્યિદ અહમદ સાહબ મરહૂમ (જેઓ અલીગઢ યુનિવર્સિટીના સ્થાપક છે) ઈ.સ. ૧૮૫૭ના બળવાના કારણો વિષે ચર્ચા કરતાં લખે છે કે "એજ પ્રમાણે છોકરીઓની સ્કૂલો સ્થાપવામાં આવી જેની ખોટી રીતે સાબિત કરી આપ્યું કે અવરતોને બદ–ચલન તથા બે–પર્દા બનાવવા માટે આ યુકિત અજમાવવામાં આવી છે" (અસ્બાબે બગાવતે હિન્દ) [ફતાવા રહીમીય્યહ ૧/૨૩] નબીએ કરીમ(સલ.) ના પવિત્રયુગમાં અવરતોને મસ્જિદમાં જઈ જમાઅત સાથે નમાઝ અદા કરવાની રજા હતી, પરંતુ પાછળથી ખરાબી પેદા થવાને લઈ હઝરત ઉમર ફારૂક (રદી.)એ ઓરતોને મસ્જિદમાં આવવાથી રોકી અને હઝરત આઈશા (રદી.)એ આ ફેસ્લાને ટેકો આપતાં ફરમાવ્યું કે અવરતો એ જે હાલત બનાવી લીધી તે અગર નબીએ કરીમ (સલ.)એ જોઈ હોત તો (પહેલેથીજ ) તેઓને મસ્જિદમાં આવવાથી રોકી

આપત (રજા ન આપત) [અબૂ દાવુદ શ.૧/૯૧] ઉપરોકત કાનૂનને લઈ જયારે અવરતો માટે મસ્જિદમાં જઈ નમાઝ પઢવું નાજાઇઝ ઠર્યું તો તેઓને અંગ્રેજી ભણાવવું અને કોલેજોમાં પ્રવેશ અપાવવો કેમ કરી જાઇઝ થઈ શકે છે ? જયારે કે અહિંયા દીનનું નુકશાન કયાંય વધારે છે. [ફતાવા રહીમીય્યહ ૧/૨૫] છોકરીઓને કોલેજમાં મોકલનાર મા–બાપ તેણીઓના દુશ્મન છે, દોસ્ત (હિતેચ્છુ) નથી. "મજાલિસુલ અબરાર" માં છે કે " માણસનો દોસ્ત તેજ છે એની આખિરતની ભલાઈ અને સુધારણા માટે કોશિશ કરતો હોય, ચાહે તેમાં એની દુન્યાનું કાંઈક નુકશાન જ હોય, અને તેનો શત્રુ તે માણસ છે જે તેની આખેરતના નુકશાન માટે કોશિશ કરતો હોય, ચાહે તેમાં એની દુન્યાનું ભલું હોય" [ફતાવા રહીમીય્યહ ૧/૨૬,૨૭]કુર્આન પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : અર્થાત : હે, ઈમાનવાળાઓ તમે પોતાને તેમજ પોતાના ઘરવાળાઓને દોઝખની આગથી બચાવો, [સુરએ તહરીમ આયત –૬] ઉપરોકત આયતમાં અલ્લાહ તઆલા આદેશ આપે છે કે દોઝખની આગથી પોતાને પણ બચાવો અને પોતાની અવલાદને પણ, પરંતુ મા–બાપની હાલત એ છે કે પોતાની અવલાદને દોઝખની આગમાં ઝોંકી રહયા છે, અને દાવો મોહબ્બતનો કરે છે.

અવલાદના બગાડની સંપૂર્ણ જવાબદારી મા–બાપ ઉપર છે, અવલાદના જીવનને સુધારવું–બગાડવું, મા–બાપના હાથમાં છે, અવલાદને જેવી કેળવણી અને શિક્ષણ આપવામાં આવશે, અવલાદ તેવીજ બનશે. [ફતાવા રહીમીય્યહ ૧/૨૭]માટે આપના માટે આવશ્યક અને જરૂરી છે કે વહેલી તકે કોલેજની અવર–જવર બંધ કરો, અને આપના વાલિદ આપના લખવા મુજબ ભણેલા, દીની તઅલીમ પામેલા છે તો તેઓને સાફ શબ્દોમાં જણાવી દયો કે છોકરી માટે કોલેજ જવું અને તેના મા–બાપ માટે એને કોલેજ મોકલવું જાઈઝ નથી, અલ્લાહ તઆલા અને તેના પાક રસુલ (સલ.)ના આદેશોનું ખુલ્લું ઉલ્લંઘન છે, અને જે કામોમાં અલ્લાહ તઆલાના આદેશનું ઉલ્લધંન થતું હોય એવા કામમાં મા–બાપની વાત માનવી અને તેમના કહયા ઉપર ચાલવું જાઇઝ નથી. નબીએ કરીમ (સલ.)નુ પવિત્ર

કથન છે (કોઈની પણ) "ફરમાંબદારી જાઈઝ કામોમાંજ છે."
[બુખારી શરીફ ૨/૧૦૫૮]

બાકી આપના વાલિદ સાહબ આપ અને આપની મમ્મી ઉપર (આપના લખવા મુજબ) ઝુલ્મ પાડે છે, અને નજીવા કારણોસર પુષ્કળ માર મારે છે તો એમનું એ કૃત્ય શરઈ–રૂએ ખોટું છે, કિયામતના દિવસે દરેકને પોતાના કૃત્યોનો હિસાબ અલ્લાહ તઆલા સમક્ષ આપવો પડશે, અને તેમના આ શબ્દો કે " તમે તો છોકરીની ઝાત તમે મને શું કમાવીને આપવાના છો ? " ઈસ્લામી શિક્ષણથી સદંતર વિરૂધ્ધ છે. નબીએ કરીમ (સલ.)નો ઈરશાદ છે કે "જે માણસે ત્રણ છોકરીઓ અથવા એટલીજ બહેનોને પાળી પોષી અને તેમને સારા સંસ્કાર આપ્યા, અને તેમની સાથે ભલાઈનું વર્તન કર્યું ત્યાં સુધી કે અલ્લાહ તઆલા તેઓને (માલ અથવા ધણી વડે) પગભર કરી દે તો અલ્લાહ તઆલા એવા માણસ માટે જન્નત વાજિબ કરી દે છે. એક સહાબીએ અરજ કરી કે અય અલ્લાહના રસૂલ અગર બે (છોકરીઓ અથવા બહેનો) સાથે આવો વર્તાવ કર્યો તો આપે (સલ.)ફરમાવું બે સાથે આવો વર્તાવ કર્યો તો પણ ત્યાં સુધી કે જો સહાબા (રદી.) એક વિષે પૂછતાં તો આપ (સલ.) એ માટે પણ (એવુંજ) ફરમાવત. [ મિશ્કાત શ.૪૨૩] નબીએ કરીમ (સલ.)નો બીજો ઈરશાદ છે કે, " જેને કોઈ છોકરી (ચાહે પુત્રી અથવા બહેન ) હોય અને તેણે તેને જીવતી દાટી નહિં અને તેની સાથે અપમાનજનક વર્તણુંક પણ ન કરી અને તેની તુલનામાં છોકરાને પ્રથમિકતા ન આપી તો અલ્લાહ તઆલા તે માણસને જન્નતમાં દાખલ કરશે.
[મિશ્કાત પેજ–૪૨૩]

સાથે જ આપે એ પણ જાણી લેવું જોઈએ કે આપના ઉપર પણ મા–બાપના મહાન હકો છે. નબીએ કરીમ (સલ.)નો ઈરશાદ છે કે " જે વ્યકિત મા–બાપના હકોની અદાયગીમાં અલ્લાહનો આદેશ પાળે તો અલ્લાહ તરફથી તેના માટે જન્નતના બે દરવાજા ખોલી દેવામાં આવે છે. અને જો એકનો હક અદા કરે તેના માટે એક દરવાજો ખોલી દેવામાં આવે છે અને જેણે મા– બાપના હકો મારીને અલ્લાહનો આદેશ તોડયો તેના માટે

દોઝખના બે-દરવાજા ખોલી દેવામાં આવે છે અને જો એકનો હક માર્યો તો એક દરવાજો દોઝખનો ખોલી દેવામાં આવે છે. એક માણસે પુછ્યું કે અય અલ્લાહના રસુલ(સલ.)શું મા-બાપ ઝુલ્મ કરે (અને તે ટાણે તેમના હકો અદા ન કર્યા ) તો પણ તો હુઝુરે (સલ.) ફરમાવ્યું મા-બાપ ઝુલ્મ કરે તો પણ, મા-બાપ ઝુલ્મ કરે તો પણ. [ મિશ્કાત પેજ ૪૨૧ ] માટે આપને જોઈએ કે આપના પિતા ઝુલ્મ કરતા હોય તો પણ એમના હકો અદા કરવામાં કોતાહી ન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૬) મિયાં-બીવી

## ૧. હમલ રોકવા માટે તદબીરો (નિરોધ, કોપરટી વિ.) અપનાવવું કેવું છે ?

**સવાલ :** (૧) શું ફરમાવે છે મુફતીયાને કિરામ આ મસ્અલા વિષે કે પહેલી ડીલીવરી પછી બીજા બાળક માટે કેટલા સમયનું અંતર હોવું જોઈએ ?

(૨) હમલને રોકવા મટે બજારમાં મળતી દવાઓ જેવી કે ટેબ્લેટ, કોન્ડોમ (નિરોધ), કોપર-ટી વિગેરેનો ઉપયોગ શરીઅત પ્રમાણે જાઈઝ છે કે નાજાઈઝ ? હમલને રોકવા માટે શરીઅત પ્રમાણે કયો ઈલાજ વ્યાજબી છે ?

(૩) પહેલી ડીલીવરીમાં સિઝર કરીને બાળક લીધું હોય અને છ (૬) મહીના પછી હમલ (ગર્ભ) રહી જાય, ઉપરાંત તે હમલ (ગર્ભ) દરમિયાન ત્રણ (૩) મહીનાનો સમય વિતી જાય તો શું તેનો નિકાલ ક્રિએટન, દવાઓ વડે જાઈઝ છે ?

**જવાબ :** (૧) શરીઅત તરફથી એ માટે કોઈ ચોક્કસ અંતર અને સમયગાળો નક્કી કરવામાં આવ્યો નથી.

(૨) બચ્ચું પૈદા થવાની લાયકાત બાકી રાખવાની સાથે થોડા સમય

માટે હમલ ધારણ થવાથી રોકવા માટે કોઈ તદબીરનું અપનાવવું કોઈ ઉઝર વગર મકરૂહે તનઝિહી છે, અને નીચે જણાવેલ ઉઝરોની સુરતમાં વિના કરાહત જાઈઝ છે. (૧) ઔરત એટલી કમજોર હોય કે હમલનો બોજ ઉઠાવી નથી શકતી. (૨) ઔરત પોતાના વતનથી દુર એવી જગ્યાએ હોય જયાં તેને મુસ્તકિલ કયામનો ઈરાદો નથી અને સફર કોઈ એવી રીતે હોય જેમાં મહીનાઓ લાગી જાય છે. (૩) પતિ-પત્નિના સંબંધો ઠીક ન હોવાને લઈ છુટા થવાનો વિચાર છે. (૪) પહેલા બાળકની તંદુરસ્તી બગડવાનો સખ્ત ભય છે. (૫) માહોલ અને જમાનાના બગાડને લઈ બાળકના બદઅખ્લાક તેમજ માં-બાપ માટે રૂસ્વાઈનું કારણ હોવાનો ભય હોય.

અગર કોઈ એવા કારણસર હમલને રોકવામાં આવે જે ઈસ્લામી સિધ્ધાંતોની વિરૂદ્ધ છે તો તેનું એ કૃત્ય નાજાઈઝ ઠરશે. દા.ત. ઔલાદ વધુ થવાને લઈ રોજીની તંગીનો ખ્યાલ હોય, અથવા એવું ગુમાન હોય કે છોકરી પૈદા થશે તો શર્મનું કારણ બનશે.

બહરહાલ આગળ ઉપર જણાવેલ કારણોસર હમલને રોકવા માટે ટેબ્લેટ અથવા નિરોધના ઉપયોગની ગુંજાઈશ છે. કોપર-ટી લગાવવા માટે અન્ય વ્યકિતની સામે સતર ખોલવું પડે છે જેથી તેની પણ ઈજાઝત નથી.

(૩) હમલ ધારણ થયા પછી ચાર-મહીના પુરા થયા પહેલાં તેને કોઈ ઉઝર વગર પડાવવું નાજાઈઝ અને હરામ છે, અલ્બત્ત ઉઝરના લઈ તેની ગુંજાઈશ છે. દા.ત. (૧) હમલના લઈ ઔરતનું દુધ સુકાઈ ગયું અને પહેલા બાળકની પરવરિશ માટે અન્ય કોઈ વ્યવસ્થા અશકય અથવા મુશ્કીલ હોય. (૨) કોઈ દીનદાર, હોશિયાર, તબીબ, ઔરતની તપાસ કર્યા પછી એવું કહે કે હમલ રહી ગયું તો તેની જાન અથવા કોઈ અવયવના ખતમ થઈ જવાનો સખ્ત ભય છે, એ સિવાય તેનો નિકાલ કરવું અથવા પડાવવું જાઈઝ નથી. [અહસનુલ ફતાવા-૮/૩૪૭,૩૪૮ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૭) લિબાસ

## ૧. નેકટાઈ બાબત અગત્યનો ફતવો.

**સવાલ :–** હમારી મસ્જિદમાં જુમ્આની નમાઝ પહેલાં એક મોલવી સાહેબે ગેરોના તરીકા અપનાવવા પર કુર્આન શરીફ, હદીસ શરીફ અને ઉલમાએ કિરામના કથનોની મદદથી વઈદો અને મસ્લાઓ બયાન કર્યા. જેમાં એમ પણ કહ્યું કે "મુસલમાન ભાઈઓ આપસે મુજકો દુશ્મની નહિં હે, બલ્કે એક મસ્અલા મેં બતા રહા હું. ટાઈ નસારા કા મઝહબી શિઆર હે. ઈસ લિએ બાઝ આલિમો કે ફરમાને કે મુતાબિક ઉસ્કે પહેનનેકી વજહસે ઈન્સાન ઈસ્લામસે ખારિજ હો જાતા હે. ઔર ફિરસે ઉસ્કો કલમહ પઢના પડતા હે. ઔર જો નાબાલિગ બચ્ચે પહેનતે હે ઉનકા વબાલ ઉનેક વાલિદેન પર આતા હે." આ તકરીર પર એક પ્રોફેસર સાહેબે વાંધો ઉઠાવ્યો અને કહ્યું કે આ મસ્અલો આજ સુધી મેં કોઈપણ કિતાબમાં જોયો નથી. અને અલ્લામહ ઈકબાલ રહમતુલ્લાહિ અલયહિ પણ પહેરતા હતા. અને બહારના દેશોમાં મુસલમાનો ટાઈ પહેરીને નમાઝ પણ પઢે છે. અને ડોકટરો, વકીલો પણ પહેરે છે તો શું એનાથી એ બધા ઈસ્લામથી નીકળી ગયા ? આ તમે બહુ મોટી વાત કહી છે. તો શું મોલવી સાહેબે તકરીરમાં જે કહ્યું તે સાચું નથી ? અને પ્રોફેસર સાહેબે જે દલીલોથી વાંધો ઉઠાવ્યો તે આ દલીલો અને વાંધો શરઈ રીતે કેવો છે ? વિસ્તાર પૂર્વક શરઈ દલીલો સાથે જવાબ આપવા મહેરબાની કરશો.

તા.ક. અમારે ત્યાં અમુક સ્કુલોમાં યુનીફોર્મમાં ટાઈ પહેરવું ફરજીયાત છે તો આવી સ્કુલમાં છોકરાઓને ભણાવવું કેવું છે ? અને આવી સ્કુલમાં ભણાવવું જ હોય તો પછી એના માટે શું ઉપાય કરવો ?

**જવાબ :–** નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈર્શાદ છે "મન તશબ્બહ બિકવ્મિનિ ફહુવ મિન્હુમ." અર્થાત : જે માણસ કોઈ કૌમની મુશાબહત ઈખ્તિયાર કરે, તે માણસ તેઓમાંથી છે. [મિશ્કાત શરીફ –૩૭૫] આ હદીસે પાકની બુન્યાદ પર ગયરોનો તશબ્બુહ કિંવા તેઓની

મુશાબહત ઈખ્તિયાર કરવી મના છે. એના વિવિધ દરજ્જાઓ છે અને દરેક માટે અલગ-અલગ હુકમ છે. એ બાબત વિગત રજુ કરતા પહેલાં તશબ્બુહની હકીકત સમજવા માટે થોડુંક પ્રસ્તાવિક રજું કરૂં છું. અલ્લાહ તઆલાએ આ સૃષ્ટિ અને તેમાંની દરેક વસ્તુનું સર્જન કર્યું છે. અને દરેક વસ્તુની ઓળખ બાકી રહે તે માટે દરેકને અલગ સૂરત-શકલ તથા અલગ રૂપ આપ્યું. દરેકની ઓળખ તેની આગવી શકલ-સૂરત, અલગ રૂપ અને આગવી ખુસુસિય્યતો તેમજ વિશિષ્ટતાઓ વડે જ થાય છે. અગર કોઈ જાતિનો કોઈ સભ્ય પોતાના અલગ રૂપ તેમજ આવી વિશિષ્ટતાઓને છોડી બીજી જાતિનું રૂપ તેમજ તેની વિશિષ્ટતાઓ અપનાવી લિએ તો તે પહેલી જાતિનો સભ્ય કહેવામાં નહિં આવે. દા.ત. કોઈ પુરૂષ, મર્દોનું રૂપ શકલ-સૂરત અને ખુસૂસિય્યતો છોડીને સ્ત્રીઓનું રૂપ, શકલ, સૂરત તેમજ ખુસૂસિય્યતો અપનાવી લિએ, સ્ત્રીઓ જેવો જ પોશાક ધારણ કરે, તેઓની જ બોલ-ચાલ, ચેન-ચાળા, લટકા-ફટકા કરવાનું શરૂ કરી દિએ તો હવે તે પુરૂષ નહિં, બલ્કે હિજડો કહેવાશે, હાલાંકે તેની મર્દાના હકીકતમાં કોઈ ફર્ક આવ્યો નથી, માત્ર તેનો લિબાસ અને જાહેરી રૂપ જ બદલાયું છે.

એવી જ રીતે દરેક મિલ્લત-કૌમ અને ઉમ્મતની પોતાની એક અલગ હકીકત છે. તેઓની પોતાની મઅનવી વિશિષ્ટતાઓ, દીની ખુસૂસિય્યતો, એક બીજાથી અલગ છે. મુસ્લિમ, હિન્દુ, ઈસાઈ, યહૂદી બધા જ એક બાપની ઔલાદ હોવા છતાં અલગ-અલગ મિલ્લત અને કૌમ છે. તેઓની આ આંતરિક ખુસૂસિય્યતોની સાથે જાહેરમાં પણ દરેકની સંસ્કૃતિ, રહેણી-કરણી, પોશાક-પહેરવેશ, ખાવા-પીવાની રીતભાત વિગેરે એક બીજાથી અલગ છે. અને પોતાની આ જાહેરી શકલ-સૂરતને લઈને જ તેઓમાં ફર્ક કરી શકાય છે. હવે જો કોઈ કૌમ પોતાની આ જાહેરી ભેદ-રેખાને ખતમ કરી બીજી કૌમની વિશિષ્ટતાઓ, ખુસૂસિય્યતો, તેની સંસ્કૃતિ, તેની રહેણી-કરણી, તેનો પોશાક-પહેરવેશ વિગેરે અપનાવી લિએ તો એનું અસ્તિત્વ ખતમ થઈ જાય છે.

ઈસ્લામ એક સંપૂર્ણ મઝહબ છે. જેવી રીતે અકીદાઓ અને ઈબાદતોમાં

એક આગવું સ્થાન ધરાવે છે. કોઈના તાબે અને નકલ ઉતારતો નથી એ જ પ્રમાણે પોતાની અલગ સંસ્કૃતિ, અલગ સામાજિક માળખું વિગેરે ધરાવે છે.

કોઈ પણ દેશમાં એવું જાઈઝ નથી કે ત્યાંની સેના દુશ્મન દેશની સેનાનું યુનિફોર્મ વાપરી શકે, અથવા પોતાની ફૌજી ટુકડી સાથે દુશ્મન સેનાનો ઝંડો રાખી શકે, જે સૈનિક આવું કરશે, તે મૃત્યુ દંડને પાત્ર સમજવામાં આવશે, એ જ પ્રમાણે ખુદાઈ સેના કિંવા મુસ્લિમોને ઈજાઝત નથી કે તેઓ શયતાની સેનાની રીત-ભાત અપનાવે, અગર કોઈ પાર્ટી દેશથી બળવો પોકારે અને તે પોતાની એક વર્દી અથવા પોતાનું કોઈ ઓળખ-ચિન્હ નક્કી કરે, તો સરકાર પોતાના વફાદારોને તે વર્દી અથવા ઓળખ-ચિન્હ અપનાવવાની હરગીઝ હરગીઝ રજા નહિં આપે. આશ્ચર્ય છે કે એક બ્રીટીશ જનરલને તો એ સત્તા હોય કે તે રશીયન યુનિફોર્મના વપરાશને ગુનોહ ઠેરવી, એવું કરનારને કોર્ટ-માર્શલ કરે અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને એ હક્ક ન મળે કે તે અલ્લાહના દુશ્મનોના પહેરવેશને ગુનોહ ઠેરવે ? કેમ નહિં ? જે ખુદાના દુશ્મનો જેવો બનશે અને તેમનો મખ્સૂસ લિબાસ પહેરશે, નિઃશંક તે ખુદાના દુશ્મનો માહેનો જ સમજવામાં આવશે. એ કારણને લઈ ને જ ગયરો સાથે તશબ્બુહને મના ઠરવવામાં આવ્યું છે, હવે તશબ્બુહનો મતલબ સમજો.

"પોતાની હકીકત અને પોતાની સૂરત તેમજ અસ્તિત્વને ત્યજી બીજી કૌમની હકીકત અને તેની સૂરત તથા તેના અસ્તિત્વમાં ભળી જવાનું નામ તશબ્બુહ છે." બીજા શબ્દોમાં કહીએ તો પોતાની શકલ અને રીતભાત બદલી બીજી કૌમની શકલ અને રીતભાત અપનાવી લેવું અથવા પોતાની વિશિષ્ટ શાન છોડી બીજી કૌમની વિશિષ્ટ શાન અપનાવી લેવાનું નામ તશબ્બુહ છે. [સીરતે મુસ્તફા ઉપરથી]

તશબ્બુહ કિંવા ગયરોની મુશાબહત ઈખ્તિયાર કરવાના વિવિધ દરજ્જાઓ અને પ્રકાર છે, અને તે મુજબ દરેક માટે અલગ-અલગ હુકમ છે. (૧) અકીદાઓ અને ઈબાદતમાં મુશાબહત ઈખ્તિયાર કરવી કુફ્ર છે. (૨) જે બાબતો ગયરોનો ધાર્મિક શિઆર કિંવા ધર્મ ચિન્હ છે અથવા તેઓનો

કૌમી શિઆર કિંવા કૌમી ઓળખ છે અથવા ધાર્મિક રીત–રિવાજ છે. તેમાં મુશાબહત ઈખ્તિયાર કરવું હરામ છે. બલ્કે કેટલી સૂરતોમાં કુફ્ર છે. દા.ત. હિન્દુઓની જેમ જનોઈ બાંધવું, અથવા ઈસાઈઓની જેમ છાતી ઉપર ક્રોસ લટકાવવું, અથવા પારસીઓની મખ્સૂસ ટોપી (જે એમનું ધર્મ ચિન્હ છે) પહેરવું. ફતાવા આલમગીરીમાં છે : પારસીઓની (મખ્સૂસ) ટોપી પહેરવાથી કાફિર થઈ જાય છે, અલ્બત્ત શરદી અથવા ગરમીથી બચાવ માટે પહેરી (જયારે કે બીજી કોઈ વસ્તુ બચાવ માટે ન હોય તો) કાફિર નહિં થાય, અને જનોઈ બાંધવાથી કાફિર થઈ જાય છે અલ્બત્ત અગર યુદ્ધના ટાંણે જાસુસી માટે દુશ્મનને ધોકો દેવા પહેરી હોય તો કાફિર નહિં થાય. [ફતાવા આલગગીરી–૨/૨૭૬] (૩) સામાજિક રીત–રિવાજોમાં મુશાબહત ઈખ્તિયાર કરવી મકરૂહે તહરીમી છે.

[સીરતે મુસ્તફા અને ઈમદાદુલ અહકામ ઉપરથી]

હવે આપે સવાલમાં જેનો ઉલ્લેખ કર્યા છે. તેના ઉપર આવીએ. "તશબ્બુહ"ના મસ્અલા ઉપર જે વિગતવાર ચર્ચા આપણે ઉપર કરી ચુકયા છીએ, તેનાથી એટલું તો સમજી ગયા હશો કે ટાઈ બાબત શરઈ હુકમનો દારો મદાર એના ઉપર છે કે અંગ્રેજી અથવા યુરોપિયન લિબાસના એક અંગ રૂપે જે નેકટાઈ પહેરવામાં આવે છે, તે ઈસાઈઓના ધર્મ ચિન્હ સલીબ (ક્રોસ)ના પ્રતિક રૂપે છે યા માત્ર લિબાસનું એક અંગ છે અને સલીબ સાથે એને કોઈ નિસ્બત નથી. ટાઈનો પહેરવેશ કયારથી શરૂ થયો ? અને એને લિબાસના એક અંગ રૂપે પહેરવાનો આશય શું છે ? એ જાણકારી એને વાપરનાર અને એના ઉદભવસ્થાન એવા યુરોપના કોઈ લેખક કે સંશોધકની કલમથી હમારી જાણમાં નથી, જો એ બાબત કોઈ માહિતી વિષેના સાધનોથી મળે તો એના બાબત શરઈ ફેસલો કરવામાં નિર્ણાયક ગણાશે.

અલ્બત્ત કેટલાક આલિમોના કથન ઉપર થી એમ ફલિત થાય છે કે તેઓની જાણ મુજબ એ સલીબનું ચિન્હ છે. મુફતીએ ગુજરાત હઝરત મવ. મુફતી ઈસ્લાઈલ બિસ્મિલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો એક ફત્વો અક્ષરસ નકલ કરૂં છું : ટાઈ એ સલીબનું ખાસ નિશાન છે. માટે તેને બાંધવું

કે પહેરવું સદંતર નાજાઈઝ અને હરામ છે. પછી તે નમાઝમાં હોય કે નમાઝ બહાર, મુસલમાનોએ એનાથી અવશ્ય બચવું જોઈએ. સલીબને ગળામાં નાંખવાને કુફ્ર સુધ્ધાં કહેવાયું છે. માટે આવા કૃત્યથી મુસલમાનોએ બચવું જોઈએ. [બાબુલ ફિકહ, "અલ-ઈસ્લાહ"માસિક, સપ્ટેમ્બર-૧૯૫૭] અને ટાઈ બાબત એક મત એ પણ છે કે તે સલીબનું પ્રતિક નથી. પરંતુ યુરોપિયન પહેરવેશનું એક મહત્વનું અંગ છે. કિંવા કોટ-પાટલુનની સાથે એને લાજીમી રૂપે પહેરવામાં આવે છે. અને એટલું તો દરેક મુસલમાન જાણે છે કે કોટ-પાટલુન અને નેકટાઈ ઈસ્લામી લિબાસ નથી, બલ્કે અંગ્રેજી અને યુરોપિયન લિબાસ છે અને ઈસ્લામે લિબાસમાં ગયર કૌમો સાથે મુશાબહત ઈખ્તિયાર કરવાની મનાઈ ફરમાવી છે. ત્યાં સુધી કે ફાસિક-ફાજિરની વઝઅ-કતઅ (ફેશન) ઈખ્તિયાર કરવાની પણ મનાઈ કરી છે. જેથી ટાઈને ઈસાઈઓનું ધર્મ ચિન્હ સલીબનું પ્રતિક ન માનવા છતાં એને પહેરવું મના જ રહે છે.

મૌલવી સાહબે ગયર કૌમોના તરીકા અપનાવવાથી બચવા બાબત જે વઅઝ કરી તેમાં જે વાત મસ્અલા રૂપે બતાવી તેમાં એમણે સાફ કહ્યું છે કે "બઅઝ આલિમો કે ફરમાને કે મુતાબિક" જેનો મતલબ જ એ છે કે, આ મસ્અલો સર્વાનુમતે નથી, બલ્કે કેટલાક આલિમોનું કથન છે. ઝાહિર છે કે તેમના આ શબ્દોનો મતલબ એ નથી કે ટાઈ પહેરનાર ઈસ્લામથી નીકળી ગયો બલ્કે તેઓ આ પહેરવેશમાં રહેલા ભયથી ચેતવી રહ્યા છે કે ખુદા ન કરે એનું પરિણામ ભયજનક ન આવે, કારણ કે કેટલાક આલિમોનું કથન આવું છે. અને એક મુઅમિન માટે ઈમાન અને ઈસ્લામ અમૂલ્ય દોલત છે, જેની હિફાઝત માટે સંપૂર્ણ સાવચેત રહેવાની જરૂરત છે.

હવે રહયો પ્રોફેસર સાહબનો વાંધો તો ખરી વાત તો એ છે કે એના ઉંડાણમાં ઉતરવાની જરૂરત નથી, કારણ કે ટાઈ પહેરવું ગેર શરઈ કૃત્ય તો છે જ, ડોકટર ઈકબાલ સાહબ અથવા અન્ય ડોકટરો, વકીલોના પહેરવાથી એ શરઈ કૃત્ય બનતું નથી. આજે દુન્યાના મુસલમાનોની બહુમતી એવા કૃત્યોમાં સંડોવાયેલી છે, જેના હરામ હોવામાં બે-મત નથી, તેના લઈ

કોઈપણ તે કૃત્યને જાઈઝ ઠેરવવાની કોશિશ કરશે નહિં, અલ્બત્ત એમના કહેવાનો આશય તો એ છે કે ટાઈ પહેરવાથી ઈસ્લામથી નીકળી જવાનો હુકમ લગાવવાની વાત વિચાર માંગી લે છે, કારણ કે એ સૂરતમાં મુસલમાનોનો એક મોટો વર્ગ ઈસ્લામથી નીકળી ગયો એવું માનવું પડશે. અને જાહેર છે કે, કોઈપણ જવાબદાર આલિમે કુફ્રનો હુકમ લગાવવા બાબત સજાગ રહેવું જોઈએ અને મુસલમાનોના આટલા મોટા વર્ગ ઉપર જે વાતથી કુફ્ર લાગુ પડતું હોય, અથવા પડી શકતું હોય તેની મુનાસીબ તઅવીલ કરવી જોઈએ. કિંવા તેનો એવો મતલબ કાઢવો જોઈએ જેનાથી કુફ્રનો હુકમ લાગુ ન પડે, અને પ્રોફેસર સાહબની આ વાત બિલ્કુલ સહીહ છે. પરંતુ વાઅઝ કરનાર મોલવી સાહબ ઉપર આ વાંધો એટલા માટે નહિં પડે કે તેઓ પણ ટાઈ પહેરવા પર કોઈને કાફિર માનતા નથી. તેઓએ તો માત્ર કેટલાક આલિમોનું કથન નકલ કર્યું છે. જેનાથી એમનો આશય ઈમાનની હિફાઝત બાબત સાવચેત રાખવાનો છે. અને ગયર કૌમોના તરીકા અપનાવવાથી કેટલીક વાર જે ભયાનક પરિણામ આવી શકે છે, તેનાથી ચેતવવાનો જ છે.

બહરહાલ આવી વાતોને વિખવાદનું કારણ ન બનાવતાં બોલનારનું અસલ તથ્ય અને તેનો આશય નજર સમક્ષ રાખવો જોઈએ. જો એવું કરવામાં આવ્યું હોત તો પ્રોફેસર સાહબનો વઅઝ કરનાર મૌલવી સાહબની વાત ઉપર વાંધો જ ન પડયો હોત, અને પ્રોફેસર સાહબના વાંધા ઉપર આપને પણ વાંધો ન પડયો હોત. અલ્લાહ તઆલા સૌને સત્ય અને તથ્ય સમજવાની અને તેને સ્વીકારવાની તૌફીક અર્પે. (આમીન)

જે સ્કુલોમાં છોકરાઓ માટે ટાઈ બાંધવું ફરજીયાત હોય ત્યાંના સંચાલકોથી મળી એ બાબત ચર્ચા કરી, એનું ફરજીયાત પણું ખતમ કરવાની કોશિશ કરવી, નહિં તો બીજી સ્કુલોમાં બાળકોને મોકલવા. એના કેટલાય ઉપાય નીકળી શકે છે.

મુફતીએ ગુજરાત હઝરત મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિનો નેકટાઈ બાબતનો ફતવો મુસ્લિમ–ગુજરાતમાં

વર્ષો પહેલાં પ્રગટ થયો હતો, તે પણ આ સાથે રજૂ કરવામાં આવે છે :

સવાલ :— નેકટાઈ પહેરવાનું આપે આપના એક ફતવામાં હરામ ફર્માવ્યું છે. પણ એ વિષે કેટલીક હકીકતો લક્ષ બાહર ગઈ લાગે છે. આપની જાણ માટે પેશ કરૂં છું.

એક તો એ, કે ઈસા સલીબના ચિન્હ તરીકે આજની નેકટાઈ કયાંય પહેરાતી નથી. એ આજના સૂટ (કોટ, પાટલુન, જેકેટ, કોલર ટાઈ)ના એક અંગ તરીકે પહેરવામાં આવે છે. ખુદ ઈસાઈઓ પણ એને પોતાના ધાર્મિક ચિન્હ તરીકે હરગિઝ પહેરતા નથી. રિવાજી ચાલુ નેકટાઈ અગર સલીબ (ક્રોસ)ના પ્રતિક કે ચિન્હ તરીકે ઈસાઈઓ પહેરતા હોત, તો યહુદીઓ તે હરગિઝ પહેરત નહિં. નિકટપૂર્વના અરબ દેશોમાં પણ એ પહેરવેશ જયાં આમ થઈ ગયો છે, ત્યાં તેમજ રશિયાના મુસ્લિમ દેશોમાં લાખો, સવ્મ સલાતના પાબન્દ મુસ્લિમો નેકટાઈ પહેરે છે.

બેશક, પ્રખ્યાત લાલ તુર્કી ટોપી (ફિઝ) પેઠે એ મૂળે એક ફિરંગી વસ્તુ છે.

એ લાલ ટોપી મૂળે ગ્રીક રાષ્ટ્રીય પોશાક હતી. આજે પણ ગ્રીસ (યુનાન)ના ગામોમાં તે ગ્રીકો પહેરે છે. પણ તુર્કોએ તે પોતાના માટે અનુકુળ કરીને અપનાવી લીધી. તેમનું તે રાષ્ટ્રીય પ્રતિક બનીને ગ્રીકની તુર્કી બની ગઈ ! પણ જેમ એ ટોપી સાથે કોઈ મઝહબને કશી લેવા દેવા નથી, તેમ આજની નેકટાઈને પણ સલીબ સાથે કશો સંબંધ નથી.

ઈસાઈ પાદરીઓ અમુક પ્રકારની ટાઈ તેમની મઝહબી વર્દીના એક ભાગ તરીકે પહેરે છે. તેને સલીબ સાથે કઈક નિસ્બત છે ખરી. પણ તેનેય નેકટાઈ કે ટાઈ કહેતા નથી. તેનું નામ હમણા યાદ આવતું નથી. એ પાદરીઓ આજની રિવાજી ટાઈ કદી પહેરતા નથી, બલ્કે તેમના સૂટ, તો ખાસ કરીને ટાઈ વિનાનાં હોય છે.

આજની નેકટાઈ સાથે સલીબને કશી નિસ્બત હોઈ શકતી નથી, એનો બીજો પુરાવો એ છે, કે સલીબ શોકનું ઈસાઈ મઝહબી ચિન્હ છે અને તેમાં નકશ નિગાર અને રંગીનીઓ કલ્પી પણ શકાતી નથી અને એ નેકટાઈ તો

એક ફેશનની વસ્તુ હોઈ, રંગ રંગની અને ભડક ભડકની સસ્તી તેમજ ભારે મોંઘી પણ હોય છે.

બીજું, અમુક સરકારી વર્દીઓમાં અને મુલાઝમતોમાં કે દૈનિક રસ્મી અને ઓફિસી પોશાક તરીકે નેકટાઈ ફર્ઝ યા લગભગ ફર્ઝ તરીકે તેના સાથી પોશાક તરીકે પહેરવાની હોય છે. અને એ હકીકત છે, કે અમુક અમુક ક્ષેત્રોમાં તે વિના નૌકરી ગુમાવવાના અને અમુકમાં ધંધા રોઝગાર ઉપર અસર પડવાના જોખમો ખરેખર ખેડવાના રહે છે. દાખલા તરીકે મુંબઈની અમેરિકી કે યૂરપી વેપારી પેઢીઓના સેલ્સમેનો, ટ્રાવેલરો કે મેનેજરો માટે એ પોશાક ફર્ઝ જેવો રાખવામાં આવ્યો છે. એ પેઢીઓ ઈસાઈ પણ છે અને યહૂદી પણ અને મઝહબ–દુશ્મન રૂસી પણ, ત્યાં એ પહેરાવનારાઓ અને પહેરનારાઓ બન્નેમાં કોઈને સ્વપ્નમાં પણ ખ્યાલ હોતો નથી, કે નેકટાઈ સાથે કોઈ ધર્મને કે ઈસાઈ સલીબને કશી પણ નિસ્બત છે.

હું પોતે ઝાતી અનુભવ અને મઅલૂમાતથી એ કહું છું. અને હું પોતે મારી મુલાઝમત તથા મારા રોઝગારને લઈને એવા પોશાકી ડિસિપ્લિન હેઠળ છું અને અલ્હમ્દુલિલ્લાહ ! કે નમાઝ સલાતનો પાબન્દ પણ છું. આપના મઝકૂર ફત્વાથી પરેશાન થઈને આ ખરી પરિસ્થિતિ પેશ કરૂં છું. એ હકીકતો અને મજબૂરી ભરી પરિસ્થિતિયોની રોશનીમાં આપથી આ નેકટાઈના પોશાકમાં ઉપયોગ વિષે શરઈ રહબરી ઈચ્છું છું.

જવાબ :– આપે આપેલી વિગત ઉપરથી માની પણ લઈએ, કે નેકટાઈ કે ટાઈ ઈસાઈ સલીબ (ક્રોસ)નું પ્રતિક નથી, પણ યૂરપી પોશાકના લવાઝિમાતમાંથી અનિવાર્યતાઓમાંથી એક છે અને તે કોટ, પેન્ટ, જેકેટ વગેરેના સૂટના ખુસૂસી લિબાસના લાઝિમ–મલઝૂમ જેમ છે, તોય એ હકીકત જગ ઝાહિર છે, કે હિન્દમાં યા પાકિસ્તાનનો ઈસ્લામી કે પ્રજાકિય લિબાસ તો નથી જ, એટલે આપણા એ દેશોનો ઈસ્લામી કે કૌમી લિબાસ કોટ, પાટલુન અને તેની સાથેની નેકટાઈ તો નથી જ. તે આપણા માટે તો બિન ઈસ્લામી, અજનબી અને ગૈર–કૌમી લિબાસ જ કહેવાશે અને તે ફિરંગી, યુરપી મખ્સૂસ પહેરવેશ જ છે. અને ઈસ્લામે લિબાસ વગેરેમાં ગૈરકૌમો

સાથે મુશાબહત કરે કિંવા ઈસ્લામીઓના મખ્સૂસ લિબાસનું ઉલ્લંઘન કરે એવો લિબાસ કે એવી વઝઅ કતઅ ઈખ્તિયાર કરવાની પણ મના કરી છે અને તે અહિં સુધી, કે ફાસિક ફાજિરની વઝઅ કતઅ (ફેશન) ધારણ કરવાની પણ મના કરી છે. [શામી-ભાગ ૫/૩૯૫]

એટલે નેકટાઈ, સલીબી, ઈસાઈ ચિન્હ કે પ્રતિક નહિં પણ હોય, તોય એક મુસલમાન માટે, તે પરધર્મી અને પર-કૌમી વઝઅ કતઅનો મખ્સૂસ હિસ્સો હોવાને કારણે ઈચ્છિત નથી. તેનાથી દુર જ રહેવું મુનાસિબ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઈસ્લામમાં અવરતો માટે પરદાની અહમીયત, સતર, લિબાસ, બુરકાની ચોખવટ.

**સવાલ** :-શું ફરમાવે છે ઉલ્માએ દીન નીચેના મસાઈલમાં :-

(૧) ગુજરાતના ગામડાઓના હાલાત બે પરદગી બાબત ઘણાજ ખરાબ થઈ ગયા છે. લિબાસ અર્ધી બાંયના ફ્રોક, ચુસ્ત સીનો, માથા ઉપર મિસળ સૂરબંધ નહી. ઓઢણીને મફલરના રિતે ગળામાં લટકાવે છે. શું આ પ્રમાણે અવરતોએ લિબાસ પહેરવો જાઈઝ છે?

(૨) આવો લિબાસ પહેરી દઅવતે વલીમહ, અકીકહ, શાદીમાં જવું જાઈઝ છે ? ધણી ઈજાઝત આપશે તો તે પણ ગુનેહગાર થશે કે નહી ? મજકુર લિબાસ પહેરી હાઈસ્કુલ, કોલેજ જવું જાઈઝ છે ? એવીજ રીતે છોકરીઓના મદ્રેસામાં મોહતમિમને જાણ કરવા વગર વિઝિટે જવું તેમજ ઉસ્તાનીઓ સાથે પોતાને બાપ સમજી સફર કરવું જાઈઝ છે ?

(૩) દઅવતોમાં જવા પછી જુવાન છોકરાઓ ખાવું વહેંચતા હોય, પાણી પાતા હોય તો તેવી જગ્યાઓ પર અજનબી ગેર મહરમ અવરતોએ ખાવું જાઈઝ છે ?

(૪) નંબર ૧ માં લખેલી હાલતમાં મામાભાઈ, કાકાભાઈ, દેવળ, જેઠ, ફોઈભાઈ સમક્ષ આવી વાતો કરવી જાઈઝ છે ?

(૫) જે લોકો બુરકો પહેરવાને ખરાબ સમજે એવી અવરતો-મરદો

માટે શું હુકમ છે? શું તેઓ ઈસ્લામથી ખારિજ નથી?

(૬) એક કે બે ટકા બુરકો પહેરે, પરંતુ સ્ટેશન કે બઝારમાં જઈ મોઢું ખોલી નાખે તેના માટે શું હુકમ છે?

(૭) ઉલ્મા, હુફ્ફાઝ, કારીઓ, ઈમામોના ઘરોમાં પણ આ હાલત માહોલના દબાવથી આવી ગઈ એના બે વિભાગ છે. (૧) ઈમામો કહે છે કે અવરતો માનતી નથી. (૨) માહોલના દબાવથી ઈમામો કઈંજ કહેતા નથી. એવા ઈમામોને ઈમામત ની જીમ્મેદારી સોંપવી જાઈઝ છે?

(૮) શું પહેલી સુરતમાં ઈમામો પોતાની અવરતોને તલાક આપી શકે?

(૯) યુરોપ, અમેરિકા ત્થા ફોરેન દેશોમાં કારખાના—ફેકટરીઓમાં મરદો—અવરતો એક સાથે કામ—નોકરી કરે છે. જોઈએતો તે અવરતના ધણી—ભાઈ—બાપ રજા આપતા હોય અથવા નહી આપતા હોય. શું ફેકટરી, કારખાના, ઓફિસોમાંઆ રીતે બે પરદગીના સાથે કામે—નોકરી ઉપર જવું જાઈઝ છે?

(૧૦) અમુક જીમ્મેદાર ઉલ્મા કહે છે કે બે પરદા અવરતોના ધણીઓની ઈમામત કરાહત વગર અદા થઈ જશે. એ બાબત માર્ગદર્શન આપી કવમને મહાન ફિત્નાઓથી બચાવવા વિનંતી છે.

અને અમુક તો કહે છે એવા ઈમામોની ઈમામતમાં કરાહત નથી. કારણકે ઘણા મરદોની અવરતો બે પરદા છે. માટે એવા ઈમામો પાછળ નમાઝ જાઈઝ છે. જયારે મહાન ઉલ્માના ફતાવામાં લખ્યું છે કે એવા ઈમામ પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે. આજે ગામડાઓમાં નેવું ટકા ઈમામોની અવરતો બે પરદગીમાં મુતતલા છે તો એ બાબત શરઈ હુકમ લખી સવાબે જારીયહ કમાશો.

**જવાબ :–** આપે પુછેલ પ્રશ્નોના નંબરવાર ઉત્તર આપવા પહેલાં થોડુંક પ્રારંભીક પ્રસ્તાવના રૂપ અર્ઝ કરવું મુનાસિબ સમજાું છું. જેથી અસલ પ્રશ્નોના ઉત્તરો સારી રીતે સમજવામાં મદદ રૂપ થાય.

શરીઅતે કેટલાક આદેશો "સતર" બાબત આપ્યા છે. જેનો સંબંધ

અવરતો અને મર્દો બન્નેવથી છે. અને કેટલાક આદેશો 'પર્દા' બાબત આપ્યા છે. જેનો સંબંધ માત્ર અવરતો થી છે. અલબત્ત અવરતોને તેના ઉપર અમલ કરવું શકય બને તે માટે કેટલીક બાબતોનું સંબોધન મર્દોથી પણ કરવામાં આવ્યું છે.

"સતર" બાબત હઝ. મવ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) ફરમાવે છે કે :– " મર્દ અને અવરતના બદનનો તે ભાગ જેને અરબીમાં 'અવરત' અને ઉર્દુ –ફારસીમાં 'સતર' કહે છે. જેનું દરેકથી સંતાડવું શરઈ–તબઈ અને અકલી દ્રષ્ટીએ ફર્ઝ છે. અને ઈમાન પછી સૌથી પહેલો ફર્ઝ જેના ઉપર અમલ જરૂરી છે તે સતર ને છુપાવવું છે. આ ફર્ઝ તો માનવીના પૈદાઈશ કાળથીજ ફર્ઝ છે. તમામ નબીઓની શરીઅતો માં ફર્ઝ રહયો છે. બલ્કે શરીઅતોના અસ્તિત્વમાં આવતાં પહેલાં જયારે જન્નતમાં મનાઈ ફરમાવવામાં આવેલ ફળ ખાઈ લેવાથી હઝ. આદમ (અલ.) નો જન્નતી–લિબાસ ઉતરી ગયો અને સતર ખુલી ગયું તો ત્યાં પણ હઝ. આદમે (અલ.)સતર ખુલ્લું રહેવા દેવાને જાઈઝ ન સમજયું. એટલા જ માટે હઝ. આદમ (અલ.) હઝ. હવ્વા (અલ.) બન્નેવે જન્નતી પાંદડા પોતાના સતર ઉપર બાંધી લીધાં. દુન્યામાં આવ્યા પછી હઝ. આદમ (અલ.) થી હઝ. ખાતિમુલ–અમ્બીયા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સુધી દરેક પયગમ્બરની શરીઅતમાં સતર છુપાવવું ફર્ઝ રહયું છે.શરીર ના કયા અવયવોનો સતરમાં સમાવેશ છે ? એ બાબત મતભેદ થઈ શકે છે. પરંતુ સતર છુપાવવું ફર્ઝ હોવામાં તમામ નબી ઓ (અલ.)ની શરીઅતો એકમત છે. અને આ ફર્ઝ દરેક મર્દ–અવરતો ઉપર લાગુ પડે છે. કોઈ બીજો જોનાર હોય કે ન હોય? એટલા જ માટે અગર કોઈ માણસ અંધારી રાતમાં નગ્ન હાલતમાં નમાઝ પઢે હાલાં કે સતર છુપાવવા લાયક કાપડ તેની પાસે મવજૂદ છે. તો આ નમાઝ સહીહ નથી. હાલાં કે તેને નગ્ન હાલતમાં કોઈ જોતું નથી. (બહરૂર્રાઈક) એજ પ્રમાણે નમાઝ અગર કોઈ એવી જગ્યાએ પઢી જયાં કોઈ બીજુ જોનારૂં નથી. ત્યારે પણ અગર નમાઝમાં સતર ખુલી ગયું તો નમાઝ તુટી જાય છે. (કુતુબે–ફિકહ) નમાઝ ના બહાર લોકો સમક્ષ

તો સતર છુપાવવાના ફર્ઝ હોવામાં કોઈનો મતભેદ જ નથી પરંતુ એકાંતમાં જયાં કોઈ બીજી વ્યકિત જોનાર ન હોય ત્યાં પણ સહીહ કથન એજ છે કે નમાઝના બહાર પણ શરઈ અથવા તબઈ જરૂરત વગર સતર ખોલી નગ્ન બેસવું જાઈઝ નથી. [બહર, તફસીરે—મઆરિફુલ—કુર્આન ૭/૨૧૧]

ઉપરોકત વિગતથી એટલું તો સાબિત થઈ ગયું કે સતર છુપાવવું ફર્ઝ છે. હવે એ પણ જાણી લેવું જોઈએ કે બદન ના કયા કયા અવયવોનો સતરમાં સમાવેશ છે ? શરીઅતે મર્દ અને અવરત આઝાદ અને ગુલામ માટે સતર બાબત વિવિધ આદેશો આપ્યા છે. હમારા આજના યુગમાં શરઈ રૂએ જેને ગુલામ કહી શકાય તેનું અસ્તિત્વતો છે નંહિ, જેથી આપણે આઝાદ મર્દ અને અવરતના સતર બાબત શરીઅતે જે મર્યાદા નક્કી ફરમાવી છે તેનો જ ઉલ્લેખ કરીશું.

મર્દના શરીરમાં ડુંટીના નીચેથી લઈ ગુઠણનાનીચે સુધીનો ભાગ "સતર" ગણાય છે. [દુર્રે—મુખ્તાર, શામી ૧/૨૯૭]

અવરતના શરીરમાં ચહેરો, બન્નેવ હથેળીઓ અને બન્નેવ પગની પાટલીઓ છોડી પુરૂં શરીર "સતર" ગણાય છે. (દુર્રે—મુખ્તાર, શામી ૧/૨૯૮) જવાન અવરત માટે મર્દો સમક્ષ ચહેરો ખોલવો જાઈઝ નથી. (દુર્રે—મુખ્તાર, શામી ૧/૨૯૯) "બેહીશતી—ઝેવર" માં હઝ. મવ. અશરફ અલી થાનવી (રહ.) ફરમાવે છે : મસ્અલા (૬) અવરતકો સારા બદન સરસે પેર તક છુપાયે રખનેકા હુકમ હય. ગેર—મહરમ કે સામને ખોલના દુરૂસ્ત નંહિ. અલબત્તહ બુળ્હી અવરતકો સિર્ફ મુંહ અવર હથેલી અવર ટખને સે નીચે પેર ખોલના દુરૂસ્ત હય. બાકી અવર બદનકા ખોલના કિસી તરહ દુરૂસ્ત નંહિ. માથે પર સે અકસર દુપટ્ટા સરક જાતા હય અવરત ઈસી તરહ ગેર—મહરમ કે સામને આ જાતી હય. યેહ જાઈઝ નંહિ.ગેર—મહરમ કે સામને એક બાલ ભી ન ખોલના ચાહીએ બલ્કે જો બાલ કંગીમે તુટતે હંય અવર કટે હુએ નાખૂન ભી કિસી ઐસી જગહ ડાલે કે કિસી ગેર—મહરમ કી નિગાહ ન પળે. નંહિ તો ગુનેહગાર હોગી. (અખ્તરી બેહિશતી ઝેવર ૩/૬૩) મસ્અલા (૭) જવાન અવરત કો ગેર મર્દ કે સામને અપના મુંહ

ખોલના દુરૂસ્ત નંહિ. ન ઐસી જગહ ખળી હો જહાં કોઈ દુસરા દેખ સકે. (હવાલો ઉપર મુજબ) મસ્અલા (૮) અપને મહરમ કે સામને મુંહ અવર સર અવર સીના અવર બાહેં અવર પિંડલી ખુલ જાવે તો કુછ ગુનાહ નંહિ. અવર પેટ અવર પીઠ અવર રાન ઉનકે સામને ભી ન ખુલના ચાહીએ [હવાલો ઉપર મુજબ]

પોશાક અલ્લાહ તઆલાની મહાન નિઅમત છે. જે ઈન્સાનને આપવામાં આવી છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ પોતાની આ નિઅમતનો ખાસ રીતે ઉલ્લેખ ફરમાવ્યો છે. સૂરએ-અઅરાફ માં અલ્લાહ તઆલા ફરમાવે છે :-

يٰبَنِي ادم قد انزلنا عليكم لباساً يواري سوأتكم وريشا ، إلخ

અર્થાત :- અય આદમની અવલાદ (અમારૂ એક ઈન્આમ એ છે કે) અમે તમારા માટે પોશાક પૈદા કર્યો જે તમારા સતર ને છુપાવે છે. અને (તમારા શરીર માટે) શણગાર પણ છે (સૂ. અ'અરાફ, આયત ૨૬) ઉપરોકત આયતમાં પૌશાકના બે ફાયદા બતલાવવામાં આવ્યા. એક 'સતરપોશી' બીજો સરદી-ગરમીથી બચાવ અને બદન નો શણગાર. અને પહેલા ફાયદાને અગ્રીમતા આપી બતાવી દેવામાં આવ્યું કે ઈન્સાની પોશાકનો અસલ ધ્યેય સતર પોશી છે. અને અન્ય જાનદારોની તુલનામાં એજ એની વિશિષ્ઠતા છે. (મઆરિફુલ કુર્આન ૩/૫૩૪) હઝ. આદમ (અલ.) અને હઝ. હવ્વા (અલ.) તેમજ શયતાની ગુમરાહીનો બનાવ વર્ણાવ્યા પછી પોશાકનું વર્ણન કરવામાં એ તરફ અંગૂલી-નિર્દેશ છે કે માણસ માટે નગ્ન થવું અને શર્મનાક અવયવોનું બીજા સમક્ષ ખુલવું અતિશય ઝિલ્લત, રૂસ્વાઈ અને બે-હયાઈની નિશાની તેમજ જાત-જાતના ફસાદની જડ છે. અને એજ કારણ છે કે શયતાનનો સર્વ પ્રથમ હુમ્લો માણસના વિરૂધ્ધ આ રસ્તેથી થયો કે તેનો પોશાક ઉતરી ગયો. અને આજે પણ શયતાન પોતાના ચેલાઓ વડે જયારે માણસને ગુમરાહ કરવા ચાહે છે તો સંસ્કૃતિ અને સંસ્કારના નામે સર્વ પ્રથમ એને નગ્ન અથવા અર્ધ-નગ્ન કરીને સડકો તેમજ ગલીઓમાં લાવીને ઉભો કરી દીએ છે. અને શયતાને જેનું નામ પ્રગતિ રાખ્યું છે તે તો અવરતને શર્મ

તથા હયાથી સદંતર ખાલી કરી ખુલ્લમ ખુલ્લી નગ્ન રૂપે લઈ આવ્યા વગર પ્રાપ્ત જ નથી થતી. શયતાને માણસના આ કમજોર પાસાને સમજી જઈ પ્રથમ હુમ્લો ઈન્સાનની સતર–પોશી ઉપર કર્યો. તો ઈસ્લામી શરીઅતે (જે માણસની દરેક ભલાઈની જવાબદાર છે) સતરપોશીને એટલું મહત્વ આપ્યું કે ઈમાન પછી સર્વ પ્રથમ ફર્ઝ એને જ ઠેરવ્યો. નમાઝ રોઝા વિ. તેના પછી છે. (મઆરિફુલ કુર્આન ૩/૫૩૪) મર્દ યા અવરતના શરીરના જે ભાગોનો સતરમાં સમાવેશ કરી તેને પોશાક વડે છુપાવવાનો ઈસ્લામે આદેશ આપ્યો છે, તેમાં બે વસ્તુ છુપાવવી જરૂરી છે. એક તો તેનો રંગ–રૂપ અને બીજી તેની બનાવટ–સાઈઝ, કિંવા પોશાક એવી હોવી જોઈએ જેનાથી સતરમાં આવતા તમામ અવયવો અને અંગોની બનાવટ તેમજ સાઈઝ પણ સામેવાળી વ્યકિત જાણી ન શકે અને તેનો રંગ–રૂપ પણ. આ બન્નેવ વસ્તુઓ ત્યારેજ શકય બની શકે છે જયારે લીબાસ સંપૂર્ણ હોવાની સાથોસાથ બારીક અને ચુસ્ત ન હોય. અગર લિબાસ સંપૂર્ણ નથી તો સતર નો કેટલોક ભાગ ખુલ્લો રહી જશે. દા.ત. અડધી બાંયનું ફ્રોક અથવા સ્કર્ટ પહેર્યું અથવા મર્દે ચડ્ડી પહેરી તો સતર ખુલ્લુ રહેશે. એવીજ રીતે અગર લિબાસ સંપૂર્ણ તો છે, પરંતુ બારીક છે તેની આરપાર અંગોના રંગ–રૂપ નું પ્રદર્શન થશે. હદીસે પાકમાં એવી અવરતો માટે સખ્ત વઈદ ઈરશાદ ફરમાવવામાં આવી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે :– એવી અવરતો જે લિબાસ બદન ઉપર હોવા છતાં નગ્ન હોવાની સાથે પોતે બીજાઓ તરફ ઢળનારી અને બીજાઓને પોતાની તરફ આકર્ષનારી છે, તે જન્નતમાં પ્રવેશ નહિં પામે. (મુન્તકા) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક બારીક લિબાસ હઝ. ઉસામહ (રદી.)ને આપ્યો. પછી જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સાંભળ્યું કે તેઓ (રદી.) એ પોતાની અવરત ને તે લિબાસ આપી દીધો છે તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું તેણી ને કહો કે એ લિબાસની નિચે અસ્તર લગાવી લીએ. કારણ કે મને ભય છે કે એ બારીક કાપડ શરીર નું રંગ–રૂપ ન ઉઘાડું પાડે. (કન્ઝુલ–ઉમ્માલ) અસ્તર લગાવવા માટે કાપડનું એકદમ બારીક હોવું

જેનાથી શરીરનું રંગ--રૂપ ચોક્કસ રૂપમાં ઉઘાડું પડતું હોય એ જરૂરી નથી બલ્કે મામૂલી બારીક હોવું અને શરીરનું રંગ–રૂપ ઉઘાડું પડવાની માત્ર શકયતા પણ અસ્તર લગાવવા માટે કાફી છે. કારણ કે હઝ. ઉસામહ (રદી.) ને આ બારીક કાપડ પોતાની અવરત ને આપતી વેળા અસ્તર નો ખ્યાલ સુધ્ધાં ન આવ્યો એ વાતની સ્પષ્ટ દલીલ છે કે તે કાપડ વધુ પડતું બારીક ન હતું જેમાં બદનનું રંગ–રૂપ ચોક્કસ રીતે ઉઘાડું પડતું હોય. નંહિ તો સહાબાએ કિરામ (રદી.) જેવા મુત્તકીઓ એ વસ્તુ કેવી રીતે ગવારા ફરમાવી લેત. એનાથી એજ માલુમ પડે છે કે તે કાપડ વધુ પડતું બારીક ન હતું. ખુદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના આ શબ્દો કે "મને ભય છે" એનાથી પણ એનેજ પુષ્ટી મળે છે. તો જયારે બદન નું રંગ–રૂપ ઉઘાડું પડવાની શકયતા માત્ર ઉપર અસ્તર લગાવવાની તાકીદ કરવામાં આવી તો કાપડના ખરેખર બારીક હોવાની સુરતમાં એની કેટલી આવશ્યકતા અને જરૂરત છે તે સમજી શકાય છે. એવી જ રીતે અગર લિબાસ સંપૂર્ણ તો છે પરંતુ ચુસ્ત છે. જેના લઈ સતરના અંગોનો રંગ તો નજર નથી આવતો કે સફેદ છે અથવા કાળો યા ઘંઉવર્ણો. પરંતુ તેની બનાવટ અને સાઈઝ સ્પષ્ટ રૂપે માલુમ પડે છે. તો એવો લિબાસ પણ ના–જાઈઝ છે. હઝ. ઉમર (રદી.) કુબાતી ( જે એક ખાસ જાતનો ઝનાના ચુસ્ત લિબાસ છે તેના) પહેરવાથી મનાઈ ફરમાવતા હતા. અને ઈરશાદ ફરમાવતા હતા કે " ચાહે તેની આરપાર બદન દેખાતું નથી પરંતુ તેમાંથી બદનની બનાવટ કિંવા સાઈઝ સ્પષ્ટ રૂપે દેખાય છે. (મુન્તકા) (અત્તશબ્બુહ ફીલ–ઈસ્લામ ભાગ–૧, પેજ ૧૮૪–૧૮૫) "સતર" અને " લિબાસ " બાબત કરવામાં આવેલ ઉપરોકત વિગતવાર છણાવટથી આજકાલ ફેશનના નામે અવરતો અને મર્દોના લિબાસમાં જે સ્વછંદતા આચરવામાં આવે છે અને શરીઅતે લિબાસ બાબત જે મર્યાદા નક્કી કરી છે તેનો જે બે–દર્દી અને નિર્ભયતાથી ભંગ થઈ રહયો છે તેનો ખયાલ આસાનીથી આવી શકસે.

હવે " પર્દા " અને " હિજાબ " બાબત થોડુંક પ્રાથમિક જાણવું જરૂરી છે. ઈસ્લામ પહેલા પણ અગાઉના અંમ્બીયા (અલ.) તેમજ સુલહા ત્થા શરીફ

લોકોમાં આટલી વાત તો હતી જ કે પુરૂષો સાથે સ્ત્રીઓનો મેળ—મેળાપ બે—ધડક ન થાય. હઝ. શુએબ (અલ.) ની બે સાહબઝાદીઓનો બનાવ જેનું કુર્આન શરીફમાં વર્ણન આવ્યું છે. તેમાં છે કે બન્નેવ સાહબઝાદીઓ કુવા ઉપર પોતાની બકરીઓને પાણી પીવડાવવા ગઈ જયાં લોકોની ભીડ જામેલી હતી. જેઓ પોતાના જાનવરોને પાણી પીવડાવી રહયા હતા. કુર્આને પાકમાં છે કે આ છોકરીઓ એક બાજુ અલગ ઉભી રહી ગઈ. હઝ. મુસા (અલ.) ત્યાંથી પસાર થઈ રહયા હતા. તેવણે એ છોકરીઓને એક બાજુ ઉભેલી જોઈ પુછયું તો તેઓએ બે વાતો બતલાવી. પહેલી એ કે અત્યારે અંહિયાં મર્દોની ભીડ છે. જયારે આ લોકો પરવારીને અંહિયાથી ચાલ્યા જશે ત્યારે હમો પોતાના જાનવરોને પાણી પાઈશું. બીજી એ કે અમારા બાપ વયોવૃધ્ધ અને ઝઈફ છે. જેમાં એવો ઈશારો મવજૂદ છે કે જાનવરોને પાણી પાવા માટે નીકળવું રિવાજ મુજબ અવરતોનું કામ ન હતું પરંતુ બાપની વૃધ્ધાવસ્થા અને ઝઈફી તેમજ બીજા કોઈ મર્દના ન હોવાને લઈ અમારે આ કામ કરવું પડયું. આ હાલત કુર્આને પાકમાં હઝ. શુએબ (અલ.) ની સાહબઝાદીઓની બતાવવામાં આવી જેનાથી માલમ પડયું કે તે સમયે અને તેમની શરીઅતમાં પણ સ્ત્રી—પુરૂષનું ખભે-ખભો મીલાવી ચાલવું અને બે ધડક મેળ—મેળાપ પસંદ ન હતો. અને એવા કામો જેમાં પુરૂષો સાથે મેળ—મેળાપ થતો હોય સ્ત્રીઓને સોંપવામાં જ આવતાં ન હતાં. બહરહાલ અવરતોને કાયદેસર પર્દામા રહેવાનો આદેશ તે ઝમાનામાં ન હતો, ઈસ્લામના પ્રારંભ—કાળમાં પણ એમજ રહયું. પછી સને હિજરી ત્રણ અથવા પાંચમાં અવરતો માટે પરાયા પુરૂષોથી પર્દો કરવું ફર્ઝ કરવામાં આવ્યું. [મઆરિફૂલ કુર્આન ૭/૨૧૨]

અવરતોના પર્દા બાબત કુર્આને પાકમાં સાત આયતો નાઝીલ થઈ છે. અને સીત્તેર હદીસોમાં એ આદેશ મવજૂદ છે. જેનું વિગત વાર વર્ણન હઝ. મવ. મુફતી મુહમ્મદ શફીઅ સાહબે (રહ.) એક આગવા પુસ્તકમાં કર્યુ છે. તેમાં પર્દાના ત્રણ દરજજા વર્ણવ્યા છે. પહેલો દરજો જે ઈસ્લામનો અસલ ધ્યેય છે. અને અવરતો માટે અસલી આદેશ એજ છે કે અવરતો પોતાના

ઘરોમાંજ રહે. કિવા ઈસ્લામી-શરીઅતની અસલી ઈચ્છાતો એજ છે કે અવરતોનું વ્યકિતત્વજ છુપાયેલું રહે અને તેઓ ઘરોની બહારજ ન નીકળે. પરંતુ એ વાત સ્પષ્ટ છે કે અવરતોને એવી જરૂરતો પેશ આવે છે જેના લઈ તેઓ માટે ઘરોની બહાર નીકળવું આવશયક થઈ પડે છે. તો એ ટાણે પર્દાનો બીજો દરજજો કુર્આન અને હદીસથી એ માલમ પડે છે કે માથાથી પગ સુધી બુર્કો અથવા લાંબી ચાદરમાં પુરા શરીરને છુપાવીને નીકળે. રસ્તો જોવા માટે ચાદરમાંથી માત્ર એક આંખ ખોલે અથવા બુર્કામાં જે જાલી આંખો સામે લગાડવામાં આવે છે તે લગાવે.

સૂ.અહઝાબમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :- وقرن في بيوتكن અર્થાત પોતાના ઘરોમાં બેસી રહો. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો પાક ઈરશાદ છે :- "અવરતો માટે ઘરની બહાર નીકળવામાં કોઈ હિસ્સો નથી અલબત્ત બહાર નીકળવા માટે કોઈ મજબૂરી હોય તો અપવાદરૂપ છે." બીજી એક હદીસમાં છે : " અવરત પોતાના પરવરદીગારથી વધુ નજીક ત્યારે હોય છે. જયારે તે પોતાના ઘરની અંદર છુપાયેલી હોય.

હઝ. અલી (રદી.) થી રિવાયત છે કે હું એક દીવસ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં હાજર હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સહાબા (રદી.) થી પ્રશ્ન કર્યો કે અવરતના માટે કઈ વાત શ્રેષ્ઠ છે ? સહાબા (રદી.) ચુપ રહયા. કોઈ ઉત્તર ન આપ્યો. પછી જયારે હું ઘરમાં ગયો અને હઝ. ફાતિમહ (રદી.) થી મેં એજ પ્રશ્ન કર્યો તો તેવણે ફરમાવ્યું : "અવરતો માટે શ્રેષ્ઠ એ છે કે ન તો તેઓ મર્દોને જાુએ અને ન તો મર્દ તેઓને જાુએ." મેં તેવણનો આ ઉત્તર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ નકલ કર્યો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : " તેવણે સત્ય કહયું બેશક તેઓ મારો એક અંશ છે. "બહરહાલ ઉપરોકત આયત અને રિવાયતોથી એ સાબિત થાય છે કે અસલ આદેશ એજ છે કે અવરતોનું વ્યકિતત્વ મર્દોની નિગાહોથી છુપાયેલું રહે. અને અવરતો માટે શ્રેષ્ઠ અને મુખ્ય વાત એ છે કે તેણીઓ પોતાને પોતાના

ઘરોની ચાર–દીવારી પૂરતીજ સિમીત રાખે.

અલબત્ત ઈસ્લામી–શરીઅત એક જામેઅ અને સર્વાંગી શરીઅત છે. જેમાં ઈન્સાનની જરૂરતો અને મજબૂરીઓનો પણ ખયાલ રાખવામાં આવ્યો છે. જેથી પર્દાનો ઉપર મુજબ વર્ણવેલ પહેલો દરજજો જ અસલ અને શ્રેષ્ઠ હોવા છતાં,ઈન્સાની જરૂરતો અને મજબૂરીઓને નજર સમક્ષ રાખી પર્દાનો બીજો દરજજો પણ જારી કરવામાં આવ્યો. અને તે એ છે કે કોઈ જરૂરત (જેને શરીઅતે પણ જરૂરત રૂપે માન્ય રાખી હોય) પડે અને અવરતે ઘરની બહાર નીકળવું પડે તો તેવા સમયે કોઈ બુર્કો અથવા લાંબી ચાદર માથાથી પગ સુધી ઓઢીને નીકળવુ. સૂ. અહઝાબમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :–

يا أيها النبي قل لأزواجك وبنتك ونساء المؤمنين يدنين عليهن من جلابيبهن

અર્થાત :– અય નબી ! આપ પોતાની પાક બીવીઓ અને પાક બેટીઓને અને આમ મુસલમાનોની અવરતોને આદેશ આપો કે તેઓ પોતાની " જિલબાબ" વાપરે. "જિલબાબ" તે લાંબી ચાદર ને કહેવામાં આવે છે. જેમાં અવરત માથાથી પગ સુધી ઢંકાયેલી હોય. ઈબ્ને જરીર (રહ.)એ હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી "જિલબાબ" વાપરવાની રીત એ નકલ ફરમાવી છે કે અવરત માથાથી પગ સુધી તેમાં લપેટાયેલી હોય અને ચહેરો તેમજ નાક પણ ઢંકાયેલા હોય. માત્ર એક આંખ રસ્તો જોવા માટે ખુલ્લી હોય. જરૂરત ટાણે જયારે ઘરથી અવરત નીકળે તો તેણીએ પર્દાનો આ દરજજો અપનાવવો જરૂરી છે. સહીહ હદીસોની રોશનીમાં આ સાથે કેટલીક બીજી પાબંદીઓ અને શર્તો પણ લગાવવામાં આવી છે. દા.ત. સુગંધ લગાવેલી ન હોય, ઝંકારવાળું કોઈ ઝેવર ન પહેર્યુ હોય, રસ્તામાં એક બાજુ ચાલે, મર્દોની ભીડમાં દાખલ ન થાય, વિ. વિ.

[મઆરિફૂલ કુર્આન ભાગ–૭, પેજ ૨૧૨ – ૨૧૭ ઉપરથી ટુંકસાર]

હવે આપના પ્રશ્નોના ઉત્તર ક્રમવાર રજુ કરૂં છું :–

(૧) અવરતો માટે અર્ધી–બાંયનો લિબાસ, તેમજ ચુસ્ત સીનો અને ઓઢણા મફલરની જેમ ગળામાં લટકાવીને ગેર–મહરમો સમક્ષ આવવું

હરામ અને સખ્ત ગુનાહિત કૃત્ય છે. તેમના વાલી અને વડીલોને જોઈએ કે તેણીઓને આ હરકતથી સખ્ત રીતે રોકે નંહિ તો તેઓ પણ ગુનાહમાં બરાબરના શરીક કહેવાશે.

(૨) એવો લિબાસ પહેરી વલીમહ—અકીકહ—શાદી કયાંય જવું બલ્કે ઘરમાં રહીને પણ ગેર—મહરમ સમક્ષ આવવું હરામ છે. ધણી અથવા બાપ યા બીજો કોઈ પણ વાલી—વડીલ એવી રીતે બહાર નીકળવાની અથવા ગેર—મહરમ સમક્ષ આવવાની ઈજાઝત આપશે તો તેઓ પણ ગુનેહગાર ઠરશે.

અબુદાવુદ શરીફમાં એક રિવાયત છે કે એક લડાઈમાં એક નવજુવાનની શહાદતની ખબર ફેલાઈ તો તેની માં જેમનું નામ ઉમ્મે—ખલ્લાદ હતું. આ બનાવની તપાસ માટે (પરેશાની અને બેચેની સહિત) નીકાબ નાખીને (સંપૂર્ણ પર્દા સહીત) આવ્યાં, કોઈ ક બોલ્યું આવી પરેશાની ની હાલતમાં પણ નિકાબ (પર્દો) ના છોડયો. તો તે સહાબીય્યહ ખાતૂને (રદી.) જવાબ આપ્યો કે મારો છોકરો ખોવાયો છે. મારી ગયરત ખત્મ નથી થઈ.(અબુદાવુદ શરીફ) આજકાલ હાઈસ્કૂલ અને કોલેજોમાં જે રીતે શિક્ષણ આપવામાં આવે છે. તેના માટે તો સંપૂર્ણ—પર્દા સહિત જવું પણ છોકરીઓએ જાઈઝ નથી. તો પછી સવાલમાં જણાવેલ લિબાસમાં જવાનો તો પ્રશ્ન જ નથી રહેતો.

છોકરીઓના મદ્રેસામાં જયાં બાલિગ અથવા મુરાહિક (બાલિગ થવાની નજીક પહોંચેલી) છોકરીઓ પઢતી હોય છે, જેમના માટે શરીઅતે પર્દાને જરૂરી ઠેરવ્યો છે ત્યાં અગર મુહતમીમ વિઝિટ કરવા જવા માંગતા હોય તો તેમના માટે જરૂરી છે કે પહેલેથી જાણ કરી દીએ. જેથી તે છોકરીઓ સંપૂર્ણ પર્દો કરી લીએ. નંહિ તો તે મુહતમીમ સખ્ત ગુનેહગાર ઠરવાની સાથે પોતાના આ હોદ્દાથી અલગ કરવા પાત્ર બનશે. એજ પ્રમાણે ઉસ્તાનીઓથી અગર મુહતમીમનો મહરમ તરીકેનો કોઈ રિશતો ન હોય તો તે ઉસ્તાનીઓ સાથે મુહતમીમે બાપ સમજી (કિંવ પોતાને મહરમ ગણી) સફર કરવું જાઈઝ નથી. બલ્કે એક મહાન ફિત્નો છે." મશહૂર બુઝુર્ગ હઝ. શયખ નસીરાબાદી

રહ. થી પુછવામાં આવ્યું કે લોકો પરાઈ (ના-મહરમ) અવરતો પાસે બેસે છે અને કહે છે તેઓને જોવામાં અમારી નિયત પાક છે તો તેવણે ઉત્તર આપ્યો. " જયાં સુધી ઈન્સાની શરીર મવજૂદ છે, ત્યાં સુધી શરીઅતના આદેશો પણ બાકી છે. અને હલાલ-હરામનું સંબોધન લાગુ છે.

[ફતાવા રહીમીય્યહ ઉર્દૂ ૪/૯૬]

હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ખાસ ખાદિમ હઝ. અનસ (રદી.) નું બયાન છે કે હું જયારે બાલિગ થવાની હદે પહોંચ્યો તો મેં સવારમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં આવી તેની જાણ કરી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે હવે તમે ઘરમાં અવરતો પાસે ન જશો. (જમ્ઉલ-ફવાઈદ) હઝ. અનસ (રદી.) થી વધારે નેક અને પાકબાઝ છોકરો કોણ હોઈ શકે ? અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાક બીવીઓ વિશ્વની સૌથી વધુ મુકદસ અને સર્વશ્રેષ્ઠ અવરતો છે. તે છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના ખાદિમે ખાસ ઉપર ઘરમાં જવા ઉપર પાબંદી લગાવી આપી અને પર્દા નો હુકમ ફરમાવ્યો...... શું આ યુગના લોકોના દિલો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાકબાઝ બીવીઓ અને પાકીઝહ બેટીઓ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વિશ્વાસુ, ફરમાંબરદાર, પરહેઝગાર ખાદિમે-ખાસ હઝ. અનસ (રદી.) થી વધારે પાક હોય શકે છે ? (મઆઝલ્લાહ)

[ફતાવા રહીમીય્યહ ૪/૯૫,૯૬]

(૩) એવી જગ્યાએ ગેર-મહરમ અવરતોએ ખાવું જાઈઝ નથી. આજકાલ મુસ્લીમ-સમાજના યુવા-વર્ગમાં જે જાતિય (સેકસ) ખરાબીઓ પ્રસરેલી છે. તેનું એક મોટું કારણ શાદી-ટાણે જે બે-એહતેયાતીઓ થાય છે તે પણ છે. જરૂરી અને વાજીબ હોવાની સાથે ગયરતનો તકાઝો છે કે વડીલ-વર્ગ એ ત્રુટીઓ સુધારવા તરફ વહેલી તકે ધ્યાન આપે નંહિ તો ઈસ્મત અને ઈફફત નામની કોઈ ચીઝ બાકી નંહિ રહે.

(૪) મામાભાઈ-કાકાભાઈ-ફોઈભાઈ-માસીભાઈ-દેવર અને જેઠ

સર્વે ગેર મહરમ હોઈ તેઓથી પરદો કરવું જરૂરી છે. અને પ્રશ્ન નંબર(૧) માં જણાવેલ હાલતમાં તેઓ સમક્ષ આવવું ના–જાઈઝ અને હરામ છે. બલ્કે હદીસના ફરમાન મુજબ તો દેવર અને જેઠ (બલ્કે દરેક તે ના મહરમ જેની સાથે એકાંતની શકયતાઓ વધુ હોય તેઓ) તો બીજા ના–મહરમોની તુલનામાં વધારે ભયજનક છે. અને તેઓના સહવાસથી બચવા માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેઓને " મૃત્યુ" નું ઉપનામ આપ્યું છે. કે જેવી રીતે આદમી મૃત્યુથી દૂર ભાગે છે. અવરતોએ દેવર–જેઠથી એજ પ્રમાણે ભાગવું જોઈએ.

(૫) બુરકો પહેરવાને ખરાબ સમજવા નો મતલબ એ હોય કે ઈસ્લામે હિજાબ કિંવા પર્દા બાબત જે આદેશો આપ્યા છે તેને ખરાબ સમજે છે. તો ઉપર પ્રારંભીક વાતોમાં બતાવી ચુકયો છું કે કુર્આને–પાકમાં પર્દા બાબત સાત આયતો નાઝિલ થઈ છે. અને સિત્તેર હદીસોમાં એનું વર્ણન છે. હવે જે માણસ એ આદેશોને ખરાબ સમજતો હોય તેના માટે ઈસ્લામમાં કયાં જગ્યા રહી ? અને જો એનો બીજો કોઈ મતલબ હોય તો તે બતલાવી હુકમ પુછી લેવો.

(૬) હનફીય્યહના નઝદીક અવરતનો ચહેરો "સતર"માં દાખીલ નથી. પરંતુ એનો મતલબ એ નથી કે તેને જોવું જાઈઝ છે ? કારણ કે જોવું જાઈઝ હોવા માટે " સતર " માં દાખીલ ન હોવાની સાથો–સાથ એ પણ જરૂરી છે કે શહવત નો ભય ન હોય. (ફત્હુલ કદીર ૧/૨૫૯,૨૬૦) અલ્લામહ હસ્કફી (રહ.) એ સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે : અગર શહવતનો ભય અથવા શંકા હોય તો અવરતના ચેહરા તરફ નજરની મનાઈ છે. કારણકે નજર હલાલ હોવા માટે શહવત ન હોવું શર્ત છે. અને જયારે એ શર્ત વુજાુદમાં ન આવે તો હરામ છે. અને આ વાત પૂર્વજો (સલફ) ના યુગમાં હતી પરંતુ આપણા યુગમાં તો અવરતને જોવુંજ મના છે. [દુર્રેમુખ્તાર, શામી ૫/૨૬૧]

માટે બુર્કો પહેરીને ઘરમાંથી નીકળયા પછી સ્ટેશન કે બજારમાં જઈ મોંઢુ ખોલી નાખવું ના–જાઈઝ છે. ચહેરો જ તો અસલ વસ્તુ છે. જે બીજાઓ માટે આકર્ષણનું કારણ બને છે. અને લાગણીઓને ઉભારે છે. હવે જો ચહેરો

જ ખોલી નાખશે તો બુર્કાનો અસલ ધ્યેય માર્યો જશે. હઝ. મવ. મુફતી કિફાયતુલ્લાહ સા. (રહ.) ફરમાવે છે. "અવરત કા ચેહરા નમાઝ મેં પરદેકા હુકમ નંહિ રખતા મગર ગેર મહરમોં કે સામને આને–જાને મેં પરદેકા હુકમ રખતા હય. કયું કે ચેહરાહી અસલ શય હય. જો જાઝિબે–નઝર ઓર મુહય્યિઝે જઝબાત હય. [કિફાયતુલ–મુફતી ૫/૩૮૮]

(૭) અગર તેઓથી સારો દીનદાર માણસ ઈમામત માટે મળતો હોય તો તેને ઈમામતની જવાબદારી સોંપવામાં આવે. નંહિ તો એવાઓ ની પાછળ પણ કરાહત સહિત નમાઝ થઈ જશે.

(૮) જે અવરત પર્દો ન કરતી હોય તે શરીઅતની દ્રષ્ટીએ ફાજીર અને ગુનેહગાર છે. એવી સુરતમાં શોહર માટે જરૂરી છે કે તેને ભલાઈનો હુકમ કરી બુરાઈથી રોકે. નથી માનતી તો મારી પણ શકે છે. કારણ કે અગર કોઈ અવરત ગેર–મહરમ સમક્ષ મોઢું ખોલતી હોય અથવા ગેર–મહરમને પોતાની અવાજ સંભળાવે એટલા જોરથી બોલતી હોય તો એ બન્નેવ સુરતોમાં શોહરને શરીઅત તરફથી ઈજાઝત છે કે તેણીની પિટાઈ કરે.(બહરૂર્રાઈક ૫/૫૩) આટલુ કરવા પછી પણ તેણી પોતાની હરકત નથી છોડતી તો શોહર ઉપર વાજીબ નથી કે તેને તલાક આપે, કારણ કે શોહર પોતાની જવાબદારી પુરી કરી ચુકયો. હવે ગુનોહ અવરત પરજ છે. અલબત્ત તકવા અને પરહેઝગારીનો તકાઝો એ છે કે એવી અવરતને તલાક આપી દીએ. [નફઉલ–મુફતી વસ્સાઈલ પેજ ૧૧૮,૧૧૯]

(૯) બે–પરદગીના સાથે તો કયાં યે જવું જાઈઝ નથી. જયાં જવાની શરીઅતે ઈજાઝત આપી છે ત્યાં પણ પરદાનો પુરો ખયાલ રાખી જવું જોઈએ. રહયું કારખાના અને ફેકટરીમાં નોકરીએ જવું તો અગર તે અવરત પાસે પોતાની તે દિવસની ખોરાક (જેનાથી પોતાનો જીવ બચાવી શકે એટલી) નથી. અને જે જે મર્દો ઉપર શરીઅતે એનું ભરણ–પોષણ લાજીમ ઠેરવ્યું છે. તેઓમાંથી કોઈ પોતાની એ જવાબદારી અદા કરતો નથી. યા એમાંથી કોઈનથી. તો એ સુરતમાં તેવી અવરત માટે પોતાની જરૂરત પુરતું કામ યા નોકરી કરવા માટે ઘરની બહાર નીકળવું શરઈ–પરદાની પાબંદી

સાથે જાઈઝ છે. મોટા ભાગની અવરતો જે વિદેશોમાં કારખાના-ફેકટરીમાં નોકરી કરે છે. તેઓને ઉપરોકત મજબુરી હોતી નથી. જેથી તેઓ સખ્ત ગુનેહગાર છે. અલ્લાહ તઆલાને નારાઝ કરી અને તેની નાફરમાની કરી મેળવેલી દવલત શું કામની ? આવતી કાલે કિયામતના દિવસે ખબર પડશે કે સીક્કાઓની આ ચમક-દમક થી કેવી બરબાદી આવી છે. (મઆઝલ્લાહ)

(૧૦) આનો ઉત્તર ઉપર સાત નંબરમાં આવી ગયો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. સુવ્વરના ચામડાવાળા જેકેટનો વપરાશ જાઈઝ નથી.

**સવાલ :-** મારી પાસે બહારનું ઠંડીમાં પહેરવા માટે ચામડાનું જેકેટ છે. તેમાં લેબલ મારી લખેલું છે ૧૦૦ ટકા ટ્રીમીંગ પીગ સ્કીન (સુવ્વરનું ચામડું) અને ૧૦૦ ટકા લાઈનીંગ શીપ લેધર (ઘેટાનું ચામડું) ઈઝરાઈલની બનાવટ છે તો સુવ્વરનું ચામડું હોવાથી નમાઝમાં પહેરવું જાઈઝ છે? જાઈઝ ના હોય તો નમાઝની બહાર પહેરી શકાય ?

**જવાબ :-** સુવ્વરની નાપાકી "નજાસતે અયનિય્યહ" હોવાથી તેનું ચામડું પકાવ્યા પછી પણ પાક થતું નથી જેથી તેનો વપરાશ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૮) ઈલાજ

### ૧. ઔરતને ગેરમહરમ કે ગેરમુસ્લિમનું ખૂન આપવું.

**સવાલ :-** કોઈ ઔરતને હોસ્પીટલમાં દાખલ કરવામાં આવી, જયાં ડૉકટરે કહ્યું કે એનું ઓપરેશન કરાવવું પડશે અને એના માટે ખૂન આપવું જરૂરી છે. આ ઓરતના મહરમ રિશ્તેદારોમાંથી કોઈનું ખૂન ઔરતના ખૂનના ગૃપ સાથે મળતું નથી તો આવી સુરતમાં ગેર મહરમ માણસ જેનું ગૃપ ઓરતના ગૃપ સાથે મળતું આવે છે તો ગેર મહરમનું ખૂન આપી શકાય કે

નહિં. બીજી શકલ આજકાલ હોસ્પીટલોમાં બ્લડ બેન્ક હોય છે, જેમાં ડૉકટરો ખૂન આપે છે તેના બદલમાં દર્દીના સગાઓએ બેંકમાં ખૂન ડોનેશન આપવું પડે છે. તો બ્લડ બેંક જે ખૂન આપે એ આપણને ખબર હોતી નથી કે કોનું છે. ગાલિબ ગુમાન એમાં પણ ગેર મહરમનું જ હોય છે. દર્શાવેલ સુરતમાં ઔરતની જાન જવાનો ખતરો હોય અથવા ખૂન ન મળવાની શકલમાં બીમારીમાં વધારો થવાનો ભય હોય અથવા લાંબી મુદત સુધી સારૂં થવાની શકયતા ના હોય તો આવી ઔરતના ઓપરેશન માટે ગેર મહરમ પોતાનું ખૂન આપી શેક નહિં ? ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** કોઈ મુસ્લિમ ડૉકટરના કહેવા મુજબ બીજી કોઈ દવા કારગર ન હોય અને ખૂન આપવાથી બીમારની જાન બચવાનું ગુમાન ગાલિબ હોય તો માત્ર એ હાલતમાં જ ખૂન આપી શકાય છે. ગેર મહરમનું ખૂન પણ આપી શકાય છે. અલ્બત્ત ગેર–મુસ્લિમ અથવા ખરાબ અખ્લાકવાળા આદમીનું ખૂન આપવાથી બચવું જોઈએ. [આલાતે–જદીદહ પેજ ૧૮૧–૧૮૨] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. હમલ દૂર કરવાની દવા આપવી ડોકટર માટે જાઈઝ છે કે નહી ?

**સવાલ :–** ડોકટર તરીકેની મારી પ્રેકટીસમાં એવા દર્દીઓ પણ આવે છે જેમને હમલ (Pregnancy) રહેલ હોય. તથા તેઓ બાળક ઈચ્છતા ન હોયતેથી હમલ દુર કરવાની ગોળીઓ માંગે છે. તો શું આ દવા આપી શકાય ? દર્દીઓ મુસ્લીમ–ગેરમુસ્લીમ બન્ને હોય છે તો તે મુજબ શું હુકમ છે ? અગર જો દવા ન આપીએ તો તે બીજી જગ્યાએથી આવી દવા મેળવી લે છે. દા.ત. મુંબઈ જઈને કોઈ ડોકટર પાસેથી અથવા કોઈ મેડીકલ સ્ટોર પરથી કે કોઈ ઔર રીતથી. તથા પહેલા આવી દવા મેં આપેલ છે તો હવે તેનું શું થઈ શકે ?

**જવાબ :–** કુટુંબ નિયોજન અને ગર્ભપાત બાબત આપને ઉસુલી રૂપમાં હુકમ બતાવવામાં આવે છે જેથી ભવિષ્યમાં પણ એ નજર સમક્ષ

રહે.

એની ચાર સુરતો છે. (૧) કતએ નસલ કિંવા કોઈ એવી રીત અપનાવવી જેના લઈ હંમેશના માટે ગર્ભધારણ કરવાની સલાહિય્યત ખતમ થઈ જાય. (૨) મનએ હમલ કિંવા એવી રીત અપનાવવી જેમાં ગર્ભધારણ કરવાની સલાહિય્યત બાકી રહેવા છતાં ગર્ભ ન રહે. (૩) ગર્ભધારણ થઈ ચૂકયા પછી ચાર માસ પુરા થવા પહેલાં તેને પાડી નાખવું (૪) ચાર મહિના પછી ગર્ભપાત કરવું.

**શરઈ હુકમ :–** પહેલી રીત સર્વાનુમતે હરામ છે. ચાહે એમાં કેટલાય ફાયદાઓ નજર આવતા હોય અને ચાહે એના કારણો ઉપર છેલ્લી રીતે કેટલાય પ્રબળ હોય. બીજી રીતના હુકમમાં તફસીલ એ છે કે કોઈ ઉઝર વગર તેને અપનાવવું મકરૂહે તન્ઝીહી છે અને નીચે જણાવેલ ઉઝરની સૂરતમાં બિલા કરાહત જાઈઝ છે. (૧) અવરત એટલી કમજોર હોય કે હમલનો બોજ બરદાશ્ત ન કરી શકતી હોય. (૨)અવરત પોતાના વતનથી દુર કોઈ એવી જગાએ છે જયાં હંમેશ માટે રહેવાનો ઈરાદો નથી અને સફર કોઈ એવા સાધન વડે થવાનો છે જેમાં મહિનાઓ પસાર થઈ જતા હોય.(૩)પતિ–પત્ની ના સંબંધો ઠીક ન હોવાને લઈ અલગ થવાનો વિચાર છે. (૪)પહેલાંથી મવજૂદ બાળકની તંદુરસ્તી બગડવાનો સખ્ત ભય છે. (૫)એવો ભય હોય કે જમાનાના બગાડને લઈ બાળક બદ અખ્લાક અને માં–બાપની રૂસ્વાઈનું કારણ બનશે.

અગર કોઈ એવા આશયને લઈ ગર્ભધારણ થવાથી રોકે જે ઈસ્લામિક સિધ્ધાંત ના વિરૂધ્ધ છે તો એનો અમલ બિલ્કુલ ના–જાઈઝ ઠરશે. દા.ત. વધારે અવલાદને લઈ રોજીમાં તંગીનો ભય હોય અથવા એવી માન્યતા હોય કે છોકરી પૈદા થશે તો કલંકરૂપ બનશે.

ત્રીજી રીત શરઈ ઉઝર વગર ના–જાઈઝ અને હરામ છે. અલબત્ત કેટલાક ઉઝરોને લઈ તેની ગુંજાઈશ છે. દા.ત.(૧) ગર્ભને લઈ ઓરતનું દુધ સુકાઈ ગયું અને પહેલાંથી મવજૂદ બાળકની પરવારેશની વ્યવસ્થા અન્ય કોઈ સાધન વડે અશકય હોય. (૨)કોઈ દીનદાર માહિર અનુભવી તબીબ

અવરતની તપાસ પછી એવું કહેકે અગર હમલ બાકી રહેશે તો અવરતની જાન અથવા તેનો કોઈ અવયવ બેકાર થઈ જવાનો સખ્ત ભય છે.

ચોથી રીત હરામ છે. કોઈ પણ ઉઝરને લઈ તેની ગુંજાઈશ નથી.

[અહસનુલ ફતાવા ૮/૩૪૭,૩૪૮ ઉપરથી]

જે જે સુરતોમાં ગર્ભધારણ ન કરવાની શરઈ ઈજાઝત છે તેમાં ડોકટરે એ કામમાં ઈલાજવડે સહાયક થવું જાઈઝ છે. એજ પ્રમાણે જે જે સુરતમાં ગર્ભપાતની ગુંજાઈશ નિકળે છે તેમાં પણ જાઈઝ રીતે ડોકટરનું સહાયક થવું દુરૂસ્ત છે. [મવજૂદહ ઝમાનહ કે મસાઈલ કા શરઈ હલ પેજ—૨૨૬,૨૨૭ ઉપરથી] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. જે વ્યકિત ડોકટરી લાઈનની જાણકાર ન હોય તેના દ્વારા ઈલાજનો શરઈ હુકમ.

**સવાલ** :– અમુક મુસ્લિમ ડોકટર તરીકે પોતાનો વ્યવસાય કરે છે. હાલાં કે તેની પાસે ડોકટર ની કોઈપણ પ્રકારની ડીગ્રી નથી અને ઉંટવૈદા કરે છે અને અભણ અને ગરીબ પ્રજા તેની પાસેથી દવા લે છે. તેની કયારેક આડઅસર પણ થાય છે. અને કયારેક તો તેનાથી મૃત્યુ પણ થાય છે. તો શું આ ડિગ્રી વગરના મુસ્લિમ ડોકટરો ને તબીબી પ્રેકટીસ કરવી જાઈઝ છે.? એ પ્રેકટીસથી થનારી ડોકટરની આવક જાઈઝ છે ? આવા તબીબ પાસે પ્રજાએ દવા લેવા જવું કેવું.?

**જવાબ** :– તબીબી વિદ્યા ના જાણકારથી ઈલાજ કરવાની તઅલીમ પ્રાપ્ત કર્યા વગર એ વ્યવસાય કરવો જાઈઝ નથી. વળી એમાં ગવર્મેન્ટના કાયદાનું પણ ઉલ્લંઘન હોવાને લઈ મના છે. [અહસનુલ ફતાવા ૮/૯૫] એવી આવક પણ શરઈરૂએ દુરૂસ્ત નથી.

હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે કોઈ તબીબે જે ઈલાજ જાણતો નથી, કેટલાક લોકોની દવા કરી અને તેઓને નુકશાન પહોંચાડયું તો તે નુકશાનની ભરપાઈ તેના ઉપર જરૂરી છે. [સૂનને અબૂદાવુદ—બઝલુલ મજહુદ ૧૮/૧૦૭—૧૦૮] ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

# અ. મેડિકલના મસાઈલ

## ૧. દવા કંપનીઓએ આપેલ સેમ્પલ વેચી શકાય કે નહી ?

**સવાલ :-** દવા કંપનીઓનાં સેલ્સમેન જયારે અમારી પાસે દવાની જાહેરાત માટે આવે છે ત્યારે "સેમ્પલ" ની દવા આપે છે એની ઉપર લખેલું હોય છે કે " ડોકટરનું સેમ્પલ વેચવા માટે નથી." અને અમને એ આપી જાય છે. જેની ઉપર કિંમત લખેલી નથી હોતી. આ સેમ્પલ અમને એ માલીકીના ધોરણે આપી જાય છે. તો આ સેમ્પલ અમે દર્દીને પૈસા લઈને વેચી શકીએ કે કેમ ? દવા કંપનીવાળા અમુક સમયે અમુક ભેટ સોગાદ આપી જાય છે. તો એ લઈ શકાય કે કેમ ? અમુક સમયે અમુક દવા સેલ્સમેન પાસેથી ખરીદીએ ત્યારે એ સાથે સેમ્પલની દવા પણ આપે છે તો એ દવા વેચી શકાય કે કેમ ?

**જવાબ :-** સેમ્પલ રૂપે દવા કંપનીવાળા જે દવા આપને આપના લખ્યા મુજબ માલિકી ધોરણે આપી જાય છે, તો આપ પૈસા લઈને દર્દીને વેચી શકો છો, પરંતુ આપનું આ કૃત્ય સરકારી કાયદાની વિરૂધ્ધ છે અને તેમ કરવામાં માન અને ઈઝઝત ખતરામાં પડે છે, જેથી એવું કરવાની ઈજાઝત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. દવા કંપનીની ભેટ સોગાદ લાંચ રૂશ્વત છે કે નહી ?

**સવાલ :-** અમુક કંપનીવાળા એવી ઓફર મુકે છે કે અમારી દવા લખશો તો એમાંથી અમુક ટકા કમીશન તમને રોકડામાં આપશું તો આ રીતે કરી શકાય કે કેમ ?

**જવાબ :-** દવા કંપનીવાળાઓ તરફથી આપવામાં આવતી

ભેટ-સોગાત તેઓના સાથે થયેલ સંબંધ અને મહોબ્બતના લઈ એક સ્નેહી બીજા સ્નેહીને અને એક મિત્ર બીજા મિત્રને સંબંધના લઈ મહોબ્બતથી જે ભેટ આપે છે, તે રીતની હોય તો લઈ શકાય છે. અને વાપરી શકાય છે. અને જો એનું કારણ એ હોય કે આપ એ કંપનીની દવા દર્દીઓને લખતા રહો તો એ સુરતમાં એ પણ લાંચ-રૂશ્વત જ કહેવાશે, કઈ ભેટ-સોગાત પહેલા પ્રકારની છે. અને કઈ બીજા પ્રકારની છે તેનો નિર્ણય અલ્લાહ સમક્ષ જવાબ આપવાનો છે. એવું સમજી આપે પોતેજ કરવાનો છે.

દવા બનાવનારી કંપનીવાળાઓ તરફથી રોકડ રૂપે આપવામાં આવતું કમીશન લાંચ-રૂશ્વતનો જ એક પ્રકાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. દવા કંપનીની લોભામણી સ્કીમનો હુકમ.

**સવાલ :-** દવા કંપનીઓમાં સેલ્સમેનની નોકરી દરમ્યાન કંપની તરફથી સેલ્સમેનને ટ્રેનીંગ આપવામાં આવે છે કે ધંધો કઈ રીતે વધારવો. ધંધો વધારવાના ભાગરૂપે સેલ્સમેન ડાયરેકટ ડોકટરોને જાત જાતની ઓફરો મુકે છે જેમ કે અમારી દવા લખશો તો વર્ષે તમને આટલા રૂપિયા આપશું. અથવા વિદેશ પ્રવાસની ટીકીટ અથવા ખર્ચ આપશું અથવા બીજી જરૂરી વસ્તુ આપશું. ટૂકમાં ભલભલી લોભામણી સ્કીમો આપવામાં આવે છે. તો આ જાતની નોકરી કરવી એ કેવી ગણાય ?

**જવાબ :-** એ બધી સ્કીમો પણ લાંચ-રૂશ્વતના જ હુકમમાં છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૪. સસ્તી અને મોંઘી દવામાં ડોકટર કઈ દવા લખે?

**સવાલ :-** (અ) મારે ત્યાં આવેલા દર્દીને જયારે દવા લખવાની હોય છે તો ઘણીવાર એવું બને છે કે એક કંપનીની દવા ૨૦ રૂપિયામાં મળતી હોય છે અને એજ દવા બીજી કંપનીની ૧૦ રૂપિયામાં મળતી હોય છે. તો શું મારા માટે જરૂરી છે કે સસ્તી દવા જ લખવી ?

(બ) દવા લેવા આવેલા દર્દીને ઘણીવાર ઈન્જેકશન, બાટલાની જરૂર

મારી દષ્ટિએ હોતી નથી પણ દર્દીની વાત પરથી એવું લાગે કે એની ઈચ્છા એવી હોય છે કે બાટલા, ઈન્જેકશન કે ટોનીક આપો તો જ સારા થશે. તો આવા દર્દીને ઈન્જેકશન, બાટલા કે ટોનીક આપવું કેવું ગણાય ?

**જવાબ :-** (અ) સસ્તી અને મોંઘી દવામાં કિંમતના તફાવત સિવાય તેની અસરકારકતામાં પણ ફરક હોય કિંવા મોંઘી દવા સારી અને વધુ અસરકારક છે અને સસ્તી દવામાં ઉણપ છે તો એ સુરતમાં દર્દીના માટે જે દવા તમારા મત મુજબ યોગ્ય હોય તે લખી શકાય છે. અને જો માત્ર કિંમતમાં જ ફર્ક છે, બીજી બધી રીતે બન્ને દવાઓ એક સરખી છે એ સુરતમાં સસ્તી દવા લખવી જરૂરી છે.

(બ) દર્દીને તંદુરસ્ત કરવા માટે માનસિક રીતે એમ કરવું જરૂરી લાગતું હોય તો કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. ફાર્માસીસ્ટ એના સર્ટીના ઉપયોગ બદલ મેડીકલ સ્ટોર માલિક પાસેથી ભાડું લઈ શકે?

**સવાલ :-** મેડીકલ સ્ટોર (દવાની દુકાન) ચલાવવા માટે સરકારી કાયદા મુજબ ફાર્માસીસ્ટ (જેની પાસે ડી ફાર્મ અથવા બી ફાર્મ ની સનદ હોય એને કહેવામાં આવે છે.) ની હાજરી જરૂરી છે. પણ આપણે ત્યાં ચાલતા ૯૦ % મેડીકલ સ્ટોર્સ ભાડાના ફાર્માસીસ્ટ પર ચાલે છે. એટલે કે માલીક કોઈ બીજો હોય અને ફાર્માસીસ્ટ કોઈ બીજો હોય. માલીક ફાર્માસીસ્ટના સર્ટીનો ઉપયોગ કરવા બદલ ફાર્માસીસ્ટને મહિને ૨૦૦૦/- થી ૨૫૦૦/- ની રકમ આપે છે. પણ ફાર્માસીસ્ટ મેડીકલ સ્ટોરમાં હાજર રહેતો નથી. અને આ બધુ સરકારને ખબર છે. છતાં ચાલે છે. તો આ રીતે મેડીકલ સ્ટોર ચલાવી શકાય કે કેમ ?

**જવાબ :-** આ બધુ સરકારી કાયદાના વિરૂધ્ધ હોવાને લઈ પોતાના માલ અને ઈઝઝતને ખતરામાં નાખવાને લઈ દુરૂસ્ત નથી. એ બધાની ખબર સરકારને નથી, બલ્કે સરકારમાં કામ કરતાં તે કર્મચારીઓને જ છે જેઓ લાંચ-રૂશ્વત લઈ આ તરફથી આંખ મિચામણા કરે છે. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## ૬. લાંચ આપી અથવા કોલેજમાં હાજર રહ્યા વગર મેળવેલ ડીગ્રીનો શરઈ હુકમ.

**સવાલ :-** (અ) અમુક રાજયોમાં અમુક કોલેજોમાંથી અમુક એજન્ટો કોલેજ ગયા વગરજ પૈસાથી ડીગ્રી અપાવે છે દા. ત. ૧૨ સાયન્સ પાસ વાળો રૂા. ૨ લાખ આપે તો કોલેજમાં ગયા વગરજ તમને ડોકટરની ડીગ્રી મળી જાય, (કિલનીક)વાળી એ ડોકટરનું ગુજરાતમાં રજીસ્ટ્રેશન પણ થઈ જાય, તો આ રીતે ડીગ્રી લઈ શકાય કે કેમ ?

(બ) અમુક કોલેજોમાંથી ડી. ફાર્મની ડીગ્રી મેળવવા માટે ત્યાં એડમીશન લઈને ફકત પરીક્ષા આપવા જાવ અને પરીક્ષામાં પાસ થઈને ડીગ્રી મળી જાય છે તો આ રીતે વરસમાં કોલેજમાં હાજર રહયા વગર ફકત પરીક્ષા આપીને પાસ થઈને ડી. ફાર્મની ડીગ્રી મેળવી શકાય કે કેમ ?

**જવાબ :-** (અ) એ રીતે ડીગ્રી મેળવવું ના–જાઈઝ અને હરામ છે. એવી વ્યકિતએ લોકોનો ઈલાજ કરવું શરઈરૂએ સખ્ત ગુનાહિત કૃત્ય છે અને એવી વ્યકિત સખ્ત સજાને પાત્ર છે.

(બ) અગર એ રીતે મેળવેલી ડીગ્રી સરકારી કાયદાની રૂએ માન્ય હોય તો દુરૂસ્ત છે. નહિંતો દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ડોકટર માટે ગર્ભપાતની ગોળીઓ વેચવું અને તેના ઉપર નફો લેવું

**સવાલ :-** હું ડોકટર પ્રેકિટસ કરૂં છું. લેડીઝ પેશન્ટ જેઓને પ્રેગનન્સી (ગર્ભ) હોય છે. છતાં તેમને પોતાની મરજીથી રાખવું નથી. માટે મારી પાસે ગર્ભપાત માટેની ગોળીઓ માંગે છે. જે બજારમાં ઉંચી કિમતે (મોંઘી) પડે છે. અને અમો ડાયરેકટ કંપનીમાંથી મંગાવીએ તો સસ્તી પડે છે. હું આ ગોળીઓનો ગર્ભપાત તરીકે ઉપયોગ કરૂં છું. મારૂં પુંછવું એ છે કે આ મને જે (નફો) થાય છે (ગર્ભપાતની ગોળી પેશન્ટને વેચવાથી) એ પૈસા

મારા માટે હલાલ છે કે હરામ છે. જો આ રોજી મારા માટે હરામ હોય તો હું મારી આ રકમ કોઈ ગરીબને આપી શકું. અથવા મારૂં એક કલીનીક જે પાંચ છ મહિનાથી બંધ છે. કલીનીકમાંથી નીકળતું Waste Product જે સુરતથી Biovision Company વાળા લેવા આવે છે. જેના દર મહીને ૨૦૦/– રૂા. ચાર્જ વસુલાત છે. પણ મારૂં આ કલીનીક બંધ છે. છતાં દર મહિને ૨૦૦/– રૂા. આપવું જ પડે છે. તો હું આ ગર્ભપાતની ગોળીના નફાના પૈસા આ કર્જ અદા કરવા વાપરી શકું?

**જવાબ** :– શરીઅતે જે–જે હાલતોમાં ગર્ભપાતની ગુંજાઈશ તેમજ ઈજાઝત આપી હોય, તેવી વ્યકિતઓ અગર ગર્ભપાતની ગોળીઓ આપની પાસેથી ખરીદ કરતી હોય, તો તેઓને એ ગોળીઓ નું વેચાણ કરવું દુરૂસ્ત અને જાઈઝ છે. અને તે ઉપર મળેલ નફો પણ હલાલ છે. અને જે–જે હાલતોમાં શરીઅતે ગર્ભપાતને મના અને ના–જાઈઝ ઠેરવ્યું હોય, તેવી વ્યકિતઓને ગર્ભપાતની ગોળીઓનું વેચાણ શરઈરૂએ જાઈઝ અને દુરૂસ્ત નથી. અને એ સુરતમાં માત્ર નફો જ નંહિ બલ્કે તેની પુરી કિંમત જ ના–જાઈઝ કહેવાશે જેનું વાપરવું શરઈરૂએ દુરૂસ્ત નથી. માટે એવી વ્યકિતઓને સદંતર વેચવામાં ન આવે. કોઈક વ્યકિત બાબત ચોકકસ જાણકારી ન હોય, તેમાં ગાલિબ ગુમાન (વધુ પડતા અનુમાન) મુજબ અમલ કરવો.

જે સુરતોમાં એનું વેચાણ શરઈરૂએ દુરૂસ્ત અને જાઈઝ નથી, તે તમામ સુરતોમાં એની આવેલી રકમ સવાબની નિય્યત રાખ્યા વગર ગરીમ–મોહતાજ ને માલિકી ધોરણે આપી દેવામાં આવે અને પોતાના આ ગુનાહિત કૃત્યથી તવબહ તેમજ ઈસ્તિગફાર પણ કરવામા આવે. એ રકમ Biovision Company ને ચાર્જ રૂપે પણ આપવું દુરૂસ્ત નથી. મતલબ કે પોતાના કોઈ પણ કામમાં તેને લઈ શકાય નંહિ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫૬) વારસા વહેંચણી

## ૧. સરકારી કાયદા મુજબ વેચાણ રાખેલ જમીનમાં વારસાઈ હક લાગે કે નહિં ?

**સવાલ :–** સન ૧૮૭૨ ઈ. સાલમાં અમારા દાદાએ એક જમીન ગણોતે રાખેલી. તે વખતે અમારૂં ગામ હતું અને રાજપૂતોની વસ્તી હતી. ઉપર જણાવેલ જમીન પણ રાજપૂતોની જ હતી. વખત જતાં રાજપૂતો હિજરત કરી, રાજપીપલા તરફ ચાલ્યા ગયા. મજકુર જમીન લગભગ ૪ાા વીંઘા અમારા કબજામાં રહી. રહેતા–રહેતા મજકુર માલિકોમાં પણ વહેંચણી ભાગ પડતા ૧૦/૧૨ ભાગીદારો હતા. અને વાર્ષિક રૂા. ૧૭/– ગણોત હતું. જે અકે વરસે તેઓ ગાળે આવી વસુલ કરી જતા હતા.

અમારા દાદાનો ઈન્તિકાલ ૧૯૧૮માં થયો. તે પછી અમારા દાદી તે જમીન ખેડતા હતા. અમારા વાલિદ સાહબ બર્મામાં નોકરી કરતા હતા. ૧૯૪૬માં તેવણનો પણ ઈન્તિકાલ થઈ ગયો. મકજુર જમીન સહ અમારી વાલિદામાં તથા અમો સગા ૩ ભાઈ ૧ બહેનના કબ્ઝામાં આવ્યું. ૧૯૫૭ના સરકારી કાયદા મુજબ અમારી વાલિદાના નામે જમીન ગણોત્યા તરીકે થઈ અને સરકારી રાહે વેચાણ રાખવા કાર્યવાહી ચાલી. તે અંગેનો કેસ ચાલુ થયો પણ જમીન માલિકો કોઈ હાજર થયા નહિં. ૧૦ વરસ સુધી કેસ લંબાયા કર્યા પછી એક તરફી નિકાલ કરી, અમારી વાલિદામાંને સરકારી રાહે વેચાણ કિંમત નક્કી કરી આપી. જે કિંમત વિશે પણ મજકુર જમીનના માલિકો કયાં છે અને કોણ છે ? કંઈ ખબર નથી. હવે પુછવાનું એ કે ઉપર મુજબ સરકારી રાહે વેચાણ રાખેલ જમીનના ખરા માલિક અમારા વાલિદા થયા કે નહિં ? ઉપરની હકીકતને ધ્યાનમાં રાખી નીચે જણાવેલા સવાલોના શરઈ જવાબ આપી આભારી કરશો.

(૧) સરકારી કાયદા મુજબ વેચાણ રાખેલી જમીનના ખરા માલિક થયા કે નહિં ?

(૨) મજકૂર જમીન દાદાએ ગણોતે રાખી હતી, જેથી એકલા અમારા વાલિદા માલિક થયા કે દાદાના બીજા વારસદારોનો હક પણ લાગે ? યાદ રહે કે ખરીદ કિંમત અમે ચુકવી છે.

(૩) મજકૂર જમીન ગામના સાથે લાગીને આવેલી હોય ઘણી જ કિંમત છે અને હાલની બજાર કિંમતે ઘર બાંધવા માટે ગાળા પાડી વેચે તો ૮/૧૦ લાખ રૂપિયા ઉપજે એમ છે.

પરંતુ ઉપર જણાવ્યા મુજબ ગણોતની જમીન સરકારી રાહે ખરીદેલી જમીન સરકારી ભાષામાં નવી શરતની જમીન કહેવાય અને એ જમીન વેચવી હોય તો જિલ્લા કલેકટરની પરવાનગી માંગવી પડે અને કલેકટર જમીનની કિંમત નક્કી કરે તેના ૫૦ ટકા રકમ સરકારમાં પ્રીમીયમ તરીકે ભરવી પડે.

મજકૂર જમીન વેચવાની પરવાનગી અમે માંગી તો કલેકટર તરફથી જમીનની કિંમત રૂા. ૫,૬૦,૦૦૦ નક્કી કરી, અડધા યાને રૂા. ૨,૮૦,૦૦૦ પ્રીમીયમ ભરવાનો હુકમ થયો. ઉપરની રકમ ઉપજતાં મજકૂર જમીનને બીન ખેતીની કરવા તેમજ બીજા ખર્ચાઓ મળી વધુ ૧ લાખનો ખર્ચ થાય એમ છે. અમારા વાલિદામાં ઝઈફ અને બીમાર છે. છેલ્લાહ ૩૩ વરસથી જમીન વિગેરે બધો વહીવટ અને કારભાર મારે ઝિમ્મે છે. એક ભાઈ પરદેશ છે. એક ભાઈ પહેલાં નોકરી કરતા હતા, હાલ ખેતી કરે છે. જુદા રહે છે. વાલિદા મારી સાથે રહે છે.

હવે ઉપર જણાવેલ જમીન બધો ખર્ચ બાદ કરતા રહેતી ઉપજના અમારા વાલિદા એકલા માલિક છે કે બાપ દાદાથી ચાલી આવે છે, તેથી બધા દિકરાઓનો હિસ્સો લાગે. અથવા વાલિદા પોતાની ખુશી મુજબ એ જમીનકે એની વેચાણથી મળેલ રકમ પોતાની મરજી મુજબ વાપરી શકે છે ?

ઉપરનો બધો ખર્ચ મેં કરજ કરી કરેલ છે અને ખરીદ કિંમત પણ મેં જ ચૂકવી છે. ભાઈઓએ કંઈ મદદ કરી નથી. બહેનનો ઈન્તિકાલ થઈ ગયો હતો.

તો પૂછેલી સુરતમાં એ જમીન અને એની ઉપજ વાલિદા પોતાની મરજી મુજબ મારા એકલાને આપી શકે ? વાલિદાની એ જ ખુશી છે. પરંતુ શરઈ હુકમ અને ઈજાઝત વગર મારે લેવી નથી. આ ઉપરાંત બીજી બાપ–દાદાની મિલકત વિગેરે હતું, તે શરઈ હુકમ મુજબ વાસા વહેંચણી કરી, દરેક હકદારને આપી દીધું છે. ફકત ઉપરોકત જમીન રહી ગઈ છે. માટે એ બાબત ખુલાસાવાર જવાબ આપી આભારી કરશો.

**જવાબ :** (૧) અગર સરકારી કાયદાનો મતલબ એ હતો કે સરકારે તે જમીન અસલી માલિકો પાસેથી પોતે લઈ લીધી અને પછી તમારી વાલિદાને સરકારે વેચાણ આપી તો તમારા વાલિદા એ જમીનના માલિક બની ગયા અને જો કાયદાનો મતલબ એ હતો કે સરકારે પોતાના તરફથી દબાણ વાપરી અસલ માલિકો પાસે તમારી વાલિદાને વેચાણ કરાવી તો પછી તમારા વાલિદા એના માલિક બન્યા નથી. (ચાહે એમના નામ ઉપર સરકારી દફતરે ચઢી ગઈ હોય) બલ્કે જરૂરી છે કે અસલ માલિકો કે એમના વારસદારોને તલાશ કરી, તેમને પુરી કિંમત આપી રાજી કરી લેવામાં આવે.

(૨) વારસાઈ હક એક શરઈ હક છે. જે તે મિલકતોમાં જ લાગુ પડે છે, જેમાં શરીઅતે લાગુ કર્યો હોય. ગણોત્યા હક એ કોઈ શરઈ મિલકત નથી, જેમાં વારસાઈ હક લાગે. માટે દાદાના બીજા વારસદારોના હકનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. [કિફાયતુલ મુફતી–૭/૩૭૩]

(૩) જવાબ નંબર એકમાં બતાવેલી પહેલી સુરતમાં તમારી વાલિદા એના માલિક બની ગયા. હવે તે પોતાની રાજી–ખુશીથી એમાં જે પ્રમાણે વહીવટ કરવા ચાહે કરી શકે છે. ચાહે પોતાની પાસે જ રહેવા દીએ, ચાહે તો કોઈને વેચી દિએ, ચાહે તો કોઈને બખ્શીશ આપી દિએ, અલ્બત્ત અગર પોતાની અવલાદને બખ્શીશ કરવા ચાહે તો બેહતર એ છે કે છોકરા–છોકરી સૌને આપે અને સૌને સરખું આપે. એ સુરતમાં તમે એના ઉપર જે ખર્ચ કર્યો છે, તે વાલિદા પાસેથી વસૂલ મેળવી શકો છો. અને અગર અવલાદમાંથી માત્ર એકને જ આપશે તો એ બખ્શીશ મોઅતબર (સહીહ) ઠરશે. અને જેને બખ્શીશ રૂપે આપી કબ્ઝો સોંપી દીધો, તે માલિક થયેલો કહેવાશે.

અલ્બત્ત કોઈ યોગ્ય શરઈ કારણ વગર એકને જ આપી, બીજાને મહરૂમ રાખવાનો ગુનોહ લાગુ પડશેફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. પંચોતેર વરસની વૃધ્ધ વિધવા માં સાથે ખર્ચ બાબત દીકરાઓની વખોડવા પાત્ર વર્તુણક.**

**સવાલ** :- મારા શોહરનો ઈન્તેકાલ થઈ ગયો છે. ઈન્તેકાલ થવાને લગભગ ૧૦ વરસ થયા છે. મારા ૬ છોકરાઓ અને ૫ છોકરીઓ છે. મારા શોહરના ઈન્તેકાલ પછી બેંક ના અંદર ૧૮૦૦૦/- રૂપિયા હતા. ૧ છોકરા સીવાય કોઈને ખબર નથી. હવે જે છોકરાએ બેંકમાંથી ઈદ્દત વખતે મને લઈ જઈને લાવી આપ્યા અને મેજ કહયું હતું અને મારે જરૂર હતી. તો બીજા છોકરાઓ મને અને મારા છોકરાને અપ શબ્દો બોલે છે અને કહે છે કે આ તમોએ ગલત કર્યું. તો પુછવાનું એ છે કે આ રૂપિયા મારાથી વપરાય કે નહિં ? અથવા બધા છોકરા છોકરીઓને હીસ્સો આપવો પડશે.? મારી ઉંમર લગભગ ૭૫ વરસ ની છે. તફસીલ સાથે જવાબ આપી શુક્રીયાનો મોકો આપશો.

**જવાબ** :- પુછેલી સુરતમાં આપના શોહરે પોતાના મૃત્યુ વખતે જે કંઈ માલ-મિલ્કત (ઘર, જમીન, ઘરવખરી, જણસ, રોકડ વિ.) છોડી હતી તેમાંથી વારસા વહેચણી પહેલાના શરઈ હક્કો (કિંવા એમના કફન-દફનનો મધ્યમસરનો ખર્ચ ત્યાર પછી એમનું તમામ દેવું અદા કરી બાકી માલ-મિલ્કતના ત્રીજા ભાગમાંથી એમણે કોઈ વસિય્યત શરઈ ધારા-ધોરણ મુજબની કરી હોય તો તે) અદા કરી બાકી માલ-મિલ્કતના કુલ ૧૩૬ ભાગ કરી તેમાંથી આપને ૧૭ ભાગ અને ૬ દિકરાઓમાંથી દરેક દિકરાને ૧૪-૧૪ ભાગ અને પાંચ દિકરીઓમાંથી દરેક દિકરીને ૭-૭ ભાગ આપવામાં આવે.

એમણે બેંકમાં જે રકમ રૂા. ૧૮૦૦૦/- છોડી હતી તેને પણ એ મુજબ જ વહેંચવામા આવે. કિંવા આપને ૨૨૫૦ રૂા. અને દરેક દિકરાને ૧૮૫૨-૯૪ રૂા. અને દરેક દિકરીને ૯૨૬-૪૭ રૂા. આપવામાં આવે.

બેંકમાં રાખવામાં આવેલી એ રકમની જાણ આપના એક દિકરા

સિવાય અન્ય કોઈ અવલાદને ન હતી. અને આપના કહેવાથી તે રકમ આપની ઈદ્દતની જરૂરતમાં ખર્ચ કરવા માટે તે દિકરાએ બેંકમાંથી લાવીને આપને સુપરત કરી, તેને લઈ બીજા દિકરાઓ આપ તેમજ પેલા રકમ લાવનાર દિકરાને અપશબ્દો બોલે છે. એમની આ વર્તણૂંક વખોડવાપાત્ર છે. અગર ખરેખર આપની પાસે ખર્ચ માટે રકમ ન હતી, તો એ સુરતમાં આપના ભરણ–પોષણની જવાબદારી તેઓ ઉપર હતી જ. હવે જે રકમમાં શરઈરૂએ તેઓને વારસાઈ હક લાગતો હતો તેવી રકમ આપની ભરણ–પોષણની તે જરૂરત પુરી કરવા માટે એક દિકરાએ આપના કહેવાથી બેંકમાંથી લાવીને આપને આપી. એટલા કારણસર બીજા દિકરાઓની આ વર્તણૂંક શરઈરૂએ કેટલી યોગ્ય અથવા અયોગ્ય છે ? તેનો ફેસલો દરેક સમજદાર વ્યકિત કરી શકે છે. તે છતાં અગર તેઓનો આગ્રહ હોય તો આપ તેઓના હિસ્સામાં તે રકમમાંથી જેટલી રકમ આવે છે (જે ઉપર જણાવી દેવામાં આવી છે.) તેટલી આપ તેઓને અદા કરી આપો. પોતાની પંચોતેર વરસવયની વૃધ્ધ અને વિધવા માં સાથે દિકરાઓનું આ વર્તન શરઈરૂએ વખોડવા પાત્ર અને ટીકાપાત્ર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. કોમી રમખાણમાં શહીદ થનાર માટે મળેલ રકમના હકદાર કોણ ?

**સવાલ :–** હું (વિધવા) બેવા છું (મારા શોહરનો વીસ વરસ પહેલા ઈન્તેકાલ થઈ ગયેલ છે.) મારા દિકરા સાથે રહેતી હતી. અને મારો દીકરો એક નાનું ચાનું કેન્ટીન ચલાવતો હતો. જીવન ગુજારતા મારા દિકરાની શાદી એક છોકરી સાથે થયેલ હતી. તેને એક દિકરી હતી. મારા દિકરા એ તેની ઔરત ને શાદીના આશરે ત્રણ વરસ બાદ (એટલે કે આશરે આજથી પચીસ વરસ પહેલા) તલાક (છૂટા છેડા) આપેલ હતા અને તેની ઔરત તેની નાની દીકરીને લઈને એકભાઈ સાથે બીજે શાદી (લગ્ન) કરી લીધેલ છે અને હાલ તે તેના બાળકો અને ધણી સાથે ત્યાંજ રહે છે. છૂટા છેડા બાદ તે બેનને અમારી સાથે કોઈપણ પ્રકારનો સંબંધ હતો નહીં. અને તેની દીકરી પણ

અમારે ત્યાં આવતી ન હતી. હું મારા દીકરાની તલાક થયા પછી મારા દિકરાએ બીજા લગ્ન કરેલા ન હતા માટે હું તેની સાથે રહેતી, તેની ખાવા પીવા કપડા ધોવાની સાર સંભાળ રાખતી હતી. અને જીવન ગુજારતા હતા. મારો દિકરો વરસ ૨૦૦૨ ગોધરા કાંડમાં ગુજરી ગયેલ હોવાથી મેં માતા હોવાથી સરકારમાં સહાય મેળવવા બાબતે ઘણી મુશ્કેલીઓ વેઠેલી હતી. અને જરૂરી કાગળો રજુ કરી અનેક ધક્કાઓ ખાઈ, તથા પૈસા ખર્ચી સરકાર તરફથી સહાય મેળવેલ હતી. તે સહાય સરકારે મારા દીકરાની દીકરી હોવાથી તેના નામે કરી દીધેલ હતી. તેથી મેં મામલતદાર કચેરીમાં ઘણી વખતે વાંધા અરજી આપેલી હતી. તેમાં સરકાર તરફથી પહેલા ૧,૫૦,૦૦૦/–રૂા. અંકે દોઢ લાખ રૂપિયા ના બોન્ડ મળેલા તે સરકારે તેની દિકરીના નામે ફાળવેલ હતા ત્યારે મારા દીકરાની દીકરીએ મને જણાવેલું કે આમાથી અડધી રકમ તમારી અને અડધી રકમ મારી તેમ વાત કરી હતી. ત્યાર બાદ સરકાર તરફથી રૂા. ૩,૫૦,૦૦૦/–અંકે રૂપિયા ત્રણ લાખ પચાસ હજાર આવેલા તેમાંથી તેણીએ મને કંઈજ આપેલ નથી. તે ટોટલ ૫,૦૦,૦૦૦/– રૂા. લઈ ગયેલ છે. તેમાંથી મને કંઈ પણ આપેલ નથી. હાલ તેણી તેના પતિ સાથે રહે છે. અને હું અત્યારે લકવાગ્રસ્ત છું અને હું ઘણી તકલીફમાં છું, બીમાર છું ચાલી શકતી નથી અને વિધવા છું. તો શું મારા પેટ જણયા દિકરાના મૃત્યુ પર સરકાર તરફથી મળેલ સહાય પર મારો કોઈ જ અધિકાર નથી. ? મારા બીજા છોકરા છે. તેમની પરિસ્થિતિ મધ્યમ હોવાથી શું આવા સમયે સરકાર તરફથી જે સહાય મળી ચુકેલ છે અને ભવિષ્યમાં મળવાની છે તેમાં હું કુર્આન અને હદીષ અને શરીયત પ્રમાણે હકદાર છું ? તેનો મને ખુલાશો આપવા મહેરબાની કરશો જી.

**જવાબ** :– કોમી રમખાણોમાં શહીદ થનારાઓ માટે વ્યકિત દીઠ જે રકમ આપવામાં આવે છે તે બાબત અગર આપતી વેળા સરકારશ્રીએ કોઈ વ્યકિત ને નક્કી કરીને તે રકમ આપી હોય દા. ત. મરનાર ની દિકરી યા દિકરા અથવા માં યા બાપ ને નક્કી કરી નામજોગ રૂપે તે રકમ આપવામા આવી હોય તો તે ચોક્કસ વ્યકિત જ તેની હકદાર છે તેના સિવાય અન્ય

કોઈને તેમાંથી હિસ્સો મળશે નંહિ અને જો કોઈ ચોક્કસ વ્યકિત નક્કી કર્યા વગર મરનારની જાનના વળતરરૂપે તે રકમ આપવામા આવી હોય તો એ સુરતમાં મરનારના વારસદારોને શરઈ તરીકહ મુજબ વારસાઈરૂપે વહેંચવામા આવશે. [ફતાવા મહમૂદિય્યહ ૨૩/૪૭૬ ઉપરથી]

પુછેલી સુરતમાં સરકારશ્રીએ આપેલ રકમ મરનારની દિકરીનું નામ નક્કી કરી નામજોગ રૂપે આપેલ હોય, તે રકમની તે એકલી જ હકદાર છે તેમાં શરઈરૂએ આપનો કોઈ હક—હિસ્સોનથી. અલબત્ત આપ સરકારશ્રી માં રજૂઆત કરો અને આપની એ રજૂઆત સાંભળી સરકારશ્રી તરફથી એ રકમમાંથી કોઈક હિસ્સો અથવા એ સિવાય કોઈ રકમ આપને ફાળવામાં આવે તો આપ તે લઈ શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ધણીના મરવા પછી ઔરતને કંપની તરફથી રકમ મળે તો તેના હકદાર કોણ?

**સવાલ :–** એક વિધવા ઔરત છે જેના ધણી અકસ્માતમાં ગુજરી ગયા. સઉદી અરબમાં તેમના ધણીના ઈન્તેકાલ બાદ જયાં તેઓ સર્વિસ કરતા હતા ત્યાંથી દોઢ લાખ રૂપિયા ઔરતને મળ્યાં. એ ઔરતને ૫ છોકરા છે, આના સિવાય બીજી કોઈ આવક નથી. એ પૈસામાંથી તે ઔરતે ૨૦ હજારના શેર રાખ્યા છે. બાકી પૈસા બેંકમાં છે તો શેરો પર ઝકાત તેમજ બેંકમાં પૈસા છે, તેની ઝકાત આપવાની કે નહિં અને બેંકમાં જે વ્યાજ મળે તેનું શું કરવું? જવાબ આપી રહેબરી ફરમાવશો.

**જવાબ :–** મળેલી રકમ માત્ર ઔરતના માટેજ મળી છે યા બીજા બધા વારસદારો માટે પણ છે? જો તે રકમ માત્ર ઔરત ને જ મળી હોય તો મળેલી રકમમાંથી તેનું દેવું અને બુન્યાદી જરૂરતો બાદ કરતાં જેટલી રકમ બચેલી છે, ચાહે તે બેંકમાં જમા હોય, ચાહે તેના શેર ખરીદયા હોય (શર્ત એ છે કે તે વ્હેપારી કંપનીના શેરો હોય) તો તેના ઉપર એટલી રકમની ઝકાત વાજિબ થશે. બેંકમાંથી મળતા વ્યાજને સવાબની નિય્યત વગર કોઈ ગરીબને માલિકી ધોરણે આપી દેવું, અને જો તે રકમ બધા વારસદારો માટે હોય તો

વારસદારોની વિગત સાથે ફરી પૂછી લેવું. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. સાળીનો છોકરો વારસદાર નથી.

**સવાલ** :- મારો સગો ભાઈ ગુજરી ગયો અને એની ઘરવાળી પણ ગુજરી ગઈ છે. એની કોઈ અવલાદ નથી. એમનું મકાન ઘરનું છે તો મકાનનો હકદાર કોણ છે? સાળીનો છોકરો હકદાર છે? સાળીના છોકરાએ મકાનનો કબ્ઝો લઈ લીધો છે. જગ્યા માંથી હકદારનું હક મારી નાખવું અને બીજાને જગ્યા આપવી એ કેવું છે.

**જવાબ** :- આપના ભાઈના મૃત્યુ વખતે તેના વારસદારો માંથી કોણ કોણ હયાત હતું? તેની વિગત જાણ્યા પછી જ ભાઈએ છોડેલ મકાનના હકદારો બાબત બતાવી શકાય. અલબત્ત એટલું તો ચોકકસ છે કે ભાઈની સાળીનો છોકરો (જયારે કે તેની કોઈ અન્ય સગાઈ ન હોય) ભાઈનો વારસદાર ઠરતો નથી. જેથી તેનું ભાઈના મકાન ઉપર કબ્જો કરી લેવું શરઈરૂએ દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. મરનારનું કર્ઝ વારિસો અદા ન કરે તો સખત ગુનેહગાર છે.

**સવાલ** :- એક શખ્સ પર લોકોનું કરજ (પૈસા બાબત) નું હતું. હવે મકરૂઝ ઈન્તેકાલ કરી ગયેલ. પાછળ તેના ભાઈઓ–માં વગેરે છે. તેમજ તેની (ગુજરનાર મકરૂઝ) ની મિલ્કત પણ છે. હવે ગુજરનારનું કર્ઝ જે ભાઈ–મા વગેરે જાણે છે અને ગુજરનારની મિલ્કત હિસ્સાની મવજુદ છે. તો હવે ગુજરનારના ભાઈઓ–માતા તેનો કર્ઝ નહી ચુકવે તો હયાત લોકો ગુનેહગાર થશે કે કેમ? અને ગુજરનાર બરીઉઝ ઝિમ્મા થશે કે કેમ? અગર હયાત લોકો કર્જ નહીં ચુકવે તો ગુજરનાર ગુનેહગાર તેમજ તેના ઉપર દેવું બાકી રહેશે કે કેમ?

**જવાબ** :- મરનારે છોડેલા માલમાંથી સૌ પ્રથમ એના માટે મધ્યમસરની કફન–દફનની વ્યવસ્થા કરવામાં આવે. ત્યાર પછી એનું કર્ઝ

અદા કરવામાં આવે. અગર કર્ઝ અદા કરવામાં પૂરો માલ ખપી જાય તો વારસદારોનો તેમાં વારસાઈ–હક લાગશે નહીં. અગર મરનાર તો કર્ઝ અદા થઈ શકે એટલા પૈસા છોડી ગયો છે, પરંતુ વારસદારો કર્ઝ ભરપાઈ કરતા નથી તો તેઓ સખ્ત ગુનેહગાર અને ના–હકનો માલ હડપ કરનાર કહેવાશે. મરનારને પણ જોઈએ કે મરતી વેળા અગર કર્ઝ છોડી રહયો છે તો તેની અદાયગી માટે એક તટસ્થ વ્યકિતને 'વસી' રૂપે નીમી જાય જે એના મરણ પછી તેના માલમાંથી તેનું કર્જ અદા કરે, અગર મરનાર એમાં કોતાહી કરશે તો તે પણ ગુનેહગાર ઠરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. પિતાના મૃત્યુ પહેલાંનો મર્હુમ છોકરો વારસદાર નથી.

**સવાલ :–** (૧) બાપ ની હયાતીમાં છોકરો ગુજરીજાય પછી બાપની મિલકતમાં છોકરાનો હક લાગે ?

**જવાબ :–** (૧) શરીઅતનો ઉસૂલ અને સિધ્ધાંત એ છે કે કોઈ પણ વ્યકિતના મૃત્યુ વખતે એના જે વારસદારો હયાત હોય તેઓનેજ વારસાઈ હક લાગે છે.

પુછેલી સુરતમાં જયારે છોકરો બાપની હયાતીમાં ગુજરી ગયો, તો જાહેર છે કે બાપના મૃત્યુ વખતે તે હયાત હતો નહિં. માટે બાપની મિલ્કતમાં તેને વારસાઈ હક લાગશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. વારસાઈ હકથી વંચિત રાખવું.

**સવાલ :–** એક માણસ છે જેની પોતાની મીલકતમાં એક ઘર છે અને તેની ત્રણ છોકરીઓ છે જે શાદી શુદા છે. એ માણસે એક છોકરાને દત્તક લીધો છે. જે એના સાથે રહે છે, અને એ માણસની દેખભાલ અને ભરણ પોષણ કરે છે. એની ત્રણ છોકરીઓ તેની બાપની મીલકતમાંથી ભાગ માંગે છે જયારે એ માણસે એની મીલકત છોકરાના નામે કરી દીધી છે તો એ છોકરીઓનો મજકુર મીલકતમાંથી વારસો મળશે કે નહી ? અને મળશે તો કેટલો હિસ્સો મળશે ? એ જણાવવા મહેરબાની કરશો. દત્તક લીધેલો છોકરો

એનો ભત્રીજો જ છે. અને મીલકત એની પોતાની છે.

**જવાબ :-** માણસ જયાં સુધી જીવંત અને હયાત છે ત્યાં સુધી વારસા વહેચણી નો કોઈ પ્રશ્નજ ઉપસ્થીત થતો નથી. માણસ મૃત્યુ વખતે જે કાંઈ માલ–મિલ્કત છોડીને જાય છે તેને શરીઅતની પરિભાષામાં "તરકહ" કહેવામાં આવે છે. અને એમાંથીજ વારસા વહેચણી પહેલાના હક્કો અદા કર્યા બાદ વારસદારોને વારસાઈ રૂપે હક હિસ્સો મળે છે. માટે વારસાઈ હક રૂપે અત્યારે જે માંગણી છોકરીઓ તરફથી થઈ રહી છે, તે અસ્થાને છે. અલબત્ત એટલું યાદ રહે કે એ માણસે જે મિલકત પેલા છોકરાને નામે કરી છે, જો એમ કરવામાં તેની નિય્યત પોતાની છોકરીઓને વારસાઈ હકથી વંચીત રાખવાની છે, તો એ માણસ સખ્ત ગુનેહગાર છે. અને એવા માણસ માટે હદીસે પાકમાં સખ્ત વઈદ આવી છે. હુઝુર (સલ.) ફરમાવે છે જેણે પોતાના વારસદાર ને વારસાઈ હકથી વંચિત કર્યો તો અલ્લાહ તઆલા એને કયામતના દિવસે જન્નતની વારસાઈથી વંચિત કરી દેશે. [મિશ્કાત પેજ ૨૬૬] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ગુમ થઈ ગયેલ ભાઈનો વારસાઈ હક વેચવું જાઈઝ નથી.

**સવાલ :-** વાલેદના ગુજરી જવા બાદ વારસદારોમાં ચાર ભાઈ અને એક બહેન છે. અને વારસામાં મળેલું ફકત એક ઘર છે. અને એક ભાઈ લગભગ ૧૬ વરસથી ગાંડપણનાં લઈ ગુમ થઈ ગયો છે. તો ત્રણ ભાઈઓ અને એક બહેનની સર્વ સંમંતિથી ઉપરોકત ઘર રૂા. ૧૪ હજારમાં વેચી નાખેલું. વેચાણ રાખનારે દરેક ને તેને હિસ્સેની રકમ અદા કરી દીધી હતી. અને ૧૯૭૨માં વેચાણ થયું હતું હવે ત્રણ ભાઈઓ અને એક બહેન પોતાના ગુમ થયેલ ભાઈનો હિસ્સો ઘર રાખનાર પાસે માંગે છે. અને બાંહેધરી લેખીત આપવા તૈયાર છે કે ગુમ થયેલ ભાઈ મળી આવે અથવા પત્તો લાગે તો દરેકે લીધેલા તેના નાણા આપી દેશે અને વેચાણ રાખનાર પણ મુફતી સાહબ ઈજાઝત આપે તો એઓને આપી દેવા તૈયાર છે.

(૧) ઉપર મુજબ બનેલ હકીકતની રૂએ ગુમ થયેલ ભાઈનો હિસ્સો

આપી શકાય કે નંહિ ?

(૨) આપી શકતા હોય તો દરેક ને કેટલા મળશે. ?

(૩) લેખીત બાંહેધરી લેવી જરૂરી છે કે નંહિ. ?

**નોંધ** :- ગુમ થયેલ ભાઈની ઓરત કે કોઈ અવલાદ નથી.

**જવાબ** :- બાપના તરફથી જે ઘર અવલાદ ને વારસાઈમાં મળ્યું છે, તેમાં મરનારની અવલાદમાંથી જેનો જેટલો હિસ્સો લાગતો હોય તેટલા હિસ્સાને તે પોતાની મરજી મુજબ કોઈને વેચવા ચાહેતો વેચી શકે છે. પરંતુ અવલાદ માંથી કોઈ એક બીજાના હિસ્સાને તેની સંમતિ વગર વેચશે તો સંપૂર્ણ વેચાણ કહેવાશે નંહિ. બલ્કે જેનો હિસ્સો છે તેની રજા અને સંમતિ ઉપર મવકુફ રહેશે. ઉપરોકત પ્રશ્ન માં ત્રણ ભાઈઓ અને એક બહેન નો હિસ્સો જેટલો એ ઘરમાં લાગે છે તેટલું વેચાણ તો સંપૂર્ણ થઈ ગયું છે પરંતુ જે ભાઈ ગુમ થઈ ગયો છે તેના હિસ્સામાં કોઈ વહીવટ કરવાનો બીજા ભાઈઓને કોઈ હક નથી. એ કામ કાજી (ન્યાયાધિશ) અથવા હાકિમ (સત્તાધિશ) નું છે માટે જયારે એના હિસ્સા જેટલું વેચાણ સહીહ અને સંપૂર્ણ થયું નથી તો હવે તેની કિમતનો પ્રશ્ન ઉપસ્થીત થતો નથી. બલ્કે તેટલો હિસ્સો તે ભાઈની માલિકી નો જ ગણાશે અને તેની ઉમરના ૬૦ વરસ પુરાં થતાં સુધી પણ તે નંહિ મળે તો ત્યારે એના વારસદારો (આ ત્રણ ભાઈઓ અને એક બહેન)માંથી જે વારસદારો જીવતા હશે તેમને એમાં વારસાઈ હક મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

[શામી, દુર્રે મુખ્તાર ૨૩/૩૬૩]

## ૧૦. વારસાઈ હિસ્સો બીજા વારસદારોને વહેચણી પહેલાં બખ્શીશ રૂપે આપવું અથવા વેચવું.

**સવાલ** :- અમારા વાલીદ સાહબ મુદત થઈ ગુજરી ગયા. જેમના વારસદારોમાં અમે બે ભાઈઓ અને અમારી ચાર બહેનો અને અમે ભાઈ બહેનોની હકીકી માં છોડી ગયા. વફાતના બીજા દીવસે અમે ભાઈ બહેનો અને વાલીદાએ મશવેરો કરી દરેકની રાજીખુશીથી (તે સમયે અમે બધાજ

બાલીગ હતા) એક ખેતર વાલીદ સાહબના ઈસાલે સવાબ અર્થે મદ્રેસામાં આપ્યું. તે સમયે પાંચેવ મસ્તુરાતે એમ કહયું કે અમારે મર્હુમની મિલ્કતમાંથી ભાગ જોઈતો નથી. તમે બન્નેવ ભાઈઓને આપ્યો. અમે રાજીખુશી છે. એટલે વારસા વહેંચણી કરી નહી. અને અમે બન્નેવ ભાઈઓ અને વાલીદા ભેગા રહેવા લાગ્યા. અને મીલ્કતનો ભોગવટો સહયારો કરવા લાગ્યા. મુદત થયે બન્નેવ ભાઈ વહેંચણી કરી જુદા થયા અને પોત પોતાના ભાગે આવતી મીલ્કતનો પોતે ભોગવટો કરતા રહયા. વાલીદાને અમુક જમીન ખાવા પેટે અલગ કરી આપી અને તેઓ એ જમીન સાથે મારા ભેગા રહેવા લાગ્યા. મુદત થએ વાલીદાનો ઈન્તેકાલ થયો. એટલે એમને ખાવા કાઢેલ જમીન અમે બન્નેવ ભાઈઓ એ વહેંચી લીધી. ત્યાર પછી અમારી મોટી બહેનનો ઈન્તેકાલ થયો. જેમના વારસદારોમાં ધણી, બે પુત્રીઓ, અમે બે ભાઈ અને ત્રણ બહેનો છે. હાલ એક રીસાલામાં એક એવો મસ્અલો જોવા મળ્યો, કે હક્કે વિરાસત સાકીત કરવાથી સાકીત થતો નથી. એ હક કાયમ રહે છે. તો સવાલ એ છે કે અમને જે અમારી મા બહેનો એ હક લેવાનું ના કહયું અને માફ કર્યો એ હક હજુ ચાલુ રહેશે ? જો ચાલુ રહેતો હોય તો હવે શું કરવું ? જો આપવાનો થતો હોય તો હું આપુ અને ભાઈ આપવા તૈયાર ન થાય તો મારે કેટલી મીલકતનો ભાગ આપવો પડે. અને કોને કોને કેટકેટલો આપવો પડશે. ? અને અત્યાર સુધી વિણ વહેચાયેલી મીલ્કત મેં વાપરી એનું શું કરવું. ? અને જો હાલ બહેનો વારસો લેવાનું ના કહે તો શું કરવું.? વાલીદ સાહબ ગુજરી ગયા તે સમયે જે નાની મોટી વસ્તુઓ હશે એનો ખ્યાલ પણ નથી. એવીજ રીતે ખાવા પીવાની વસ્તુઓ અનાજ વિગેરે કેટલી હશે એ પણ ખ્યાલ નથી. એનું શું કરવું ? હું મારા ભાગે આવેલ મીલકતની વારસા વહેંચણી કરૂં અને ભાઈ એના ભાગે આવેલ મીલકતની વારસા વહેચણી ના કરે તો મર્હુમની આખી મીલકત પેટે કંઈ વાંધો આવશે ? અને મારા એકલાની વહેંચણી સહી ગણાશે કે નહીં ? વારસા વહેચણી પહેલાં વહેંચાએલી મીલકત વિષે પણ ખુલાશો ફરમાવશો.

**જવાબ :-** વારસદારને મરનારના માલમાંથી વારસાઈ રૂપે જે કાંઈ

મળે છે. તેમાં તેની મરજી અને ઈખ્તીયારની કોઈ દખલ નથી. બલ્કે મરનારના છોડેલા માલમાં શરીઅતે જે જે વારસદારો માટે જેટલો ભાગ નક્કી કર્યો છે, મરનારના મૃત્યુથી આપો-આપ તેઓ તેણે છોડેલા માલમાં પોત-પોતાના હિસ્સા મુજબ માલીક બની જાય છે. વારસદારોને પ્રાપ્ત થતી આ માલીકી એમની રજામંદી અથવા એમના સ્વીકાર ઉપર અવલંબીત નથી. બલ્કે તેઓ ઈચ્છે યા નંહિ ઈચ્છે. શરીઅતે તેઓને માલીક બનાવી આપ્યા. જે ઘડીએ મરનાર મૃત્યુ પામ્યો. તેજ ઘડીએ તેણે છોડેલી માલ-મિલ્કતમાં વારસદારોની માલીકી સાબીત થઈ ગઈ. આ બાબત તેઓની મરજી પુછવામાં નંહિ આવે કે તમે આ માલ-મિલ્કત ના માલીક બનવા ઈચ્છો છો, યા નથી ઈચ્છતા? રાજી છો યા નથી? સ્વીકાર કરો છો યા નથી કરતા ? ફુકહા હઝરાત વારસાઈહકને માલીકીના ગેર-ઈખ્તીયારી કારણોમાં શુમાર કરે છે.

હઝ. મવ. અબ્દુલ હય લખનવી (રહ.) ફરમાવે છે :-

سبب الملك على قسمين : أحدهما: أن يكون باختيار العبد وصنعه وهو الذي يتوقف على الإيجاب والقبول وتبطل بامتناعه كالشراء ، وقبول الهبة والوصية والصدقة والخلع والصلح وغيره من أسباب الملك . وثانيها: أن يكون مما لا اختيار فيه للعبد كالورثة ، فإن الميراث يدخل في ملك الوارث بلاصنع حتى أن الجنين يرث ولا فعل له ولا يسقط بالإسقاط .

[حاشية شرح وقايه ١/ ٢٢٠]

**અર્થાત :-** માલીકીના કારણો બે પ્રકારનાં છે. પહેલું જેમાં માણસના ઈખ્તીયાર અને કર્તવ્ય ને દખલ હોય અને તે કારણ એવું છે જે ઈજાબ તેમજ કબૂલ ઉપર મવકુફ હોય, તેમજ તેના અસ્વીકારથી ખતમ થઈ જાય. જેમકે ખરીદ કરવું. તેમજ ભેટ, વસીય્યત, સદકો, ખુલ્અ, સુલહ, વિ. ને કબૂલ કરવું. અને બીજુ તે છે જેમાં માણસને કોઈ ઈખ્તીયાર (તેના

સ્વીકાર/અસ્વીકારનો) નથી હોતો જેમકે વારસાઈ, કારણ કે વારસો વારસદારની માલીકીમાં આપોઆપ આવી જાય છે. ત્યાં સુધી કે માં ના પેટમાં રહેલું બાળક પણ વારસદાર બને છે. હાલાંકે તેની કોઈ મરજી (કર્તવ્ય) નથી હોતી અને છોડી દેવાથી વારસાઈ ખતમ નથી થઈ જતી.

ઉપરોકત ચર્ચાથી એ સાબીત થઈ ગયું કે મરનારે છોડેલી માલ-મિલકત માં વારસદારની માલીકી મરનારના મૃત્યુથી આપો-આપ સાબીત થઈ જાય છે.. વારસદારની મરજી અને તેના સ્વીકાર કરવા ઉપર મવકુફ નથી. તો અગર કોઈ વારસદાર એવું કહે કે મારે વારસો નથી જોઈતો. એના આ કહેવાથી તેની માલીકી ખતમ થતી નથી. "ફતાવા બઝ્ઝાઝીયહ" માં છે :-

ولـوقـال تـركت حقي من الميراث أو برئت منه أو من حصتي لا يصح وهو على حقه ، لأن الإرث جبري لا يصح تركه .

[بزازيه على هامش الهندية، ٣٨١/٥]

અર્થાત :- અગર (કોઈ વારસદાર) કહે કે મેં વારસામાંથી મારો હક છોડી દીધો અથવા હું તેનાથી છુટો થઈ ગયો યા મારા હિસ્સાથી છુટો થઈ ગયો, તો એનું આમ કહેવું દુરૂસ્ત નથી. તે એના હક ઉપર કાયમ છે. કારણ કે વારસો આપો-આપ મળનારી માલીકી છે. તેને છોડવું સહીહ નથી.

"અલ-અશબાહ-વન્નઝાઈર" માં છે :-

لو قال الوارث تركت حقي لم يبطل حقه ، إذ الملك لا يبطل بالترك.

[ص: ٣١٦]

અર્થાત :- અગર વારસદાર કહે કે મેં મારો (વારસાઈ હક) હક છોડી આપ્યો તો (એવું કહેવાથી) તેનો હક ખતમ થયો નથી. કારણકે છોડી દેવાથી માલીકી ખતમ થતી નથી.

ફતાવા-દારૂલ ઉલૂમ (અઝીઝુલ ફતાવા) માં છે :-

**સવાલ** :- એક શખ્સને અપને વાલિદ કી જાયદાદ સે હક લેને સે

ઈન્કાર કર દીયા થા. અબ ઉસકી અવલાદ અપને જદ કી જાયદાદ સે હિસ્સાએ–શરઈ પાનેકી મુસ્તહિક હય યા નંહિ.? અલ જવાબ :– તારીકે હકકી અવલાદ અપને જદકી જાયદાદ સે હિસ્સા લે સકતી હંય.

[ફતાવા દારૂલ ઉલુમ, અઝીઝુલ ફતાવા, મતબૂઅહ કરાચી ૧/૭૮૦]

ફતાવા રહીમીય્યહ માં છે : ઈસ તહરીર સે કે મુઝે લેના નંહિ હય. ઉનકા હક ખતમ નંહિ હુવા. બલ્કે હાજી સાહબ અપને હકકે હકદાર હંય.

[ફતાવા રહીમીય્યહ ઉર્દુ, મુકદમહ પેજ–૮]

બીજી જગ્યાએ છે. : જો શખ્સ શરઈ વારીસ હય. ઉસેભી યેહ હક નંહિ હય કે અપના હિસ્સા ન લે. ઉસે ઉસકા હક મીલેગા.

[ફતાવા – રહીમીય્યહ ઉર્દુ ૧૦/૫૦૫]

એજ પ્રમાણે કોઈ વારસદાર એવું કહે કે મેં મારો વારસાઈ હક માફ કરી દીધો. તો એવું કહેવાથી પણ તેની માલીકી મરનારે છોડેલી મીલકતમાંથી ખતમ થતી નથી. "તનકીહુલ ફતાવા હામીદીય્યહ" માં છે :

سئل في أحد الورثة إذا أشهد عليه قبل قسمة التركة المشتملة على أعيان معلومة أنه ترك حقه من الإرث وأسقطه وأبرأ ذمة بقية الورثة منها ، ويريد الآن مطالبة حقه من الإرث فهل له ذلك ( الجواب ) الإرث جبري لا يسقط بالإسقاط ، وقد أفتى به العلامة الرملي كما هو محرر في فتاواه من الإقرار نقلاً عن الفصولين وغيره ، فراجعه إن شئت.

અર્થાત :– (સવાલ) મરનારે છોડેલી એવી મીલકત જે ચોક્કસ ચીજવસ્તુઓ ઉપર શામેલ હતી તેની વહેંચણી પહેલા એક વારસદારના વિરૂધ્ધ એવી સાક્ષી રજુ કરવામાં આવી કે તેણે પોતાનો વારસાઈ હક છોડી દીધો અને માફ કરી આપ્યો. અને બીજા વારસદારોને એમની જવાબદારીમાંથી મુકત કરી આપ્યા છે. અને તે વારસદાર હવે પોતાનો તે વારસાઈ હક લેવા ઈચ્છે છે. તો શું તે એવું કરી શકે છે.? (જવાબ) વારસાઈ

આપોઆપ સાબીત થનારો હક છે. જે માફ કરવાથી માફ થતો નથી. અલ્લામહ રમલીએ એ મુજબનોજ ફતવો પોતાના ફતાવાની "કિતાબુલ ઈકરાર" માં આપ્યો છે. [ભાગ બીજો, પેજ ૨૭]

ફતાવા ખયરીય્યહમાં છે :–

صرح علمائنا بأن الإرث لا يصح اسقاطه إذ هو جبري ، إلخ.

[فتاوی خیریه علی حامش الحامدیه ۱۵٦/۲]

અર્થાત :– આપણા ઉલમાઓએ સાફ શબ્દોમાં જણાવ્યું છે કે વારસા માલીકી માફ કરવાથી માફ થતી નથી. કારણકે તે આપો–આપ સાબીત થનારી માલીકી છે.

[ફતાવા ખયરીય્યહ અલા હામિશીલ હામીદીય્યહ ૨/૧૫૬]

**નોટ** :– અગર મરનાર વ્યકિતનું અન્ય લોકો ઉપર દેવું (કર્ઝ) કિવાં લેણી નીકળતી રકમો હતી, તો કોઈ વારસદાર એવું કહે કે તે મે માંફ કરી આપ્યું તો એ લેણી રકમમાં એના હક પુરતો હિસ્સો માફ થઈ જશે.

[ફતાવા ખયરીય્યહ અલા હામિશીલ હામીદીય્યહ ૨/૧૫૬]

અગર કોઈ વારસદાર બીજા વારસદારોને કહે કે મેં મારો હિસ્સો તમને આપ્યો. તો એનો હુકમ વિગતવાર જણાવતા પહેલાં કેટલીક પ્રાથમિક ચોખવટ જરૂરી છે. સહિયારી વસ્તુઓ બે પ્રકારની છે. પહેલી તે જેમાં વહેંચણી શકય છે. કિવાં જેના ભાગ પાડી શકાય એવી છે મકાન, ખેતર, મોટો રૂમ વિ. બીજી તે જેમાં વહેંચણી શકય નથી કિવાં જેના ભાગ પાડી શકાતા નથી. જેમકે જાનવર,કુવો બળદગાડું, અથવા ભાગતો પાડી શકાય છે. પરંતુ ભાગ પાડયા પછી તે વસ્તુ જે આશય માટે બનાવવામાં આવી છે. તે આશય પુરો નથી થતો જેમકે નાનો રૂમ, કે એના ભાગ પાડવાથી તે રહેવા લાયક (જે એના બનાવવાનો આશય હતો.) નંહિ રહે. ચાહે એના વડે સામાન મુકવાનું કામ લઈ શકાય.

[દુરે મુખ્તાર, તકમીલએ શામી ૨/૩૪૦–૩૪૩]

ومشاع لا يبقى منتفعاً به بعد أن ينقسم كبيت وحمام صغرين [در مختار]

قال العلامة ابن الشامي (قوله: ومشاع) أي غير مقسوم في الصحاح سهم شائع أي غير مقسوم . واعلم أن الشائع على قسمين : شائع يحتمل القسمة كنصف الدار ونصف البيت الكبير ، وشائع لا يحتملها كنصف فن ورحى وحمام وثوب وبيت صغير ، إلخ .[تكملة شامى ٢/ ٣٤٠] (قوله : لا يبقى منتفعاً به بعد أن ينقسم ) أي ليس من شانه أن ينقسم بمعنى أنه لا يبقى منتفعاً به بعد القسمة أصلاً كعبد واحد ودابة واحدة أو لا يبقى منتفعاً به بعد القسمة من جنس الانتفاع الذي كان قبل القسمة كالبيت الصغير والحمام الصغير . انتهى . درر . أي فإن البيت الصغير إذا قسم ربما ينتفع به مخزناً أو مربطا للحمار ، ولكنه لا ينتفع به للبيتوتة كالانتفاع السابق ، فهو مما لا يقسم فيصح هبة بعضه مشاعاً ، الخ [ايضاً ٢/ ٣٤٢]

પહેલા પ્રકારની મીલકત અથવા વસ્તુમાં કોઈ માલીક પોતાનો હિસ્સો બીજી વ્યકિતને વહેંચણી કરી પોતાનો હિસ્સો અલગ કર્યા વગર બખ્શીશ કરે તો એ બખ્શીશ સહીહ નથી. ચાહે જે વ્યકિતને બખ્શીશ કરી રહયો છે. તે ભાગીદાર હોય અથવા ત્રાહિત વ્યકિત હોય. અલબત્ત એક કથન મુજબ અગર ભાગીદારને જ બખ્શીશ કરી હોય તો દુરૂસ્ત છે. પરંતુ એ કથન ઉપર ફતવો નથી. (દુર્રે મુખ્તાર શામી ૪/૫૭૦)

لا تتم بالقبض فيما يقسم ولو هبة لشريكه أو لأجنبي لعدم تصور القبض الكامل كما في عامة الكتب ، فكان هو المذهب ، وفي الصيرفية عن العتابي ، وقيل يجوز لشريكه وهو المختار [در مختار]

શામી માં છે :

(قوله: في عامة الكتب) وصرح به الزيلعي وصاحب البحر (قوله: هو المذهب) راجع لمسئلة الشريك كما في المنح (قوله: وهو المختار) قال الرملي: وجد بخط المؤلف يعني صاحب المنح بإزاء هذا ما صورته ولا يخفى عليك أنه خلاف المشهور [شامی ٤/٥٧٠]

"તનકીહુલ-ફતાવા-હામીદીય્યહ" માં છે.:

هبة المشاع فيما يحتمل القسمة .... لاتفيد الملك للموهوب له في المختار مطلقاً شريكاً كان أو غيره ابناً أو غيره فلو باعه الواهب صح، لأن هبة المشاع باطلة وهو الصحيح [تنقيح الفتاوى الحامدية ٢/٩١]

"તનકીહુલ-ફતાવા-હામીદીય્યહ" માં અલ્લામહ શામી (રહ.) એ આ કથન ઉપર વિગતવાર ચર્ચા કરી એને અયોગ્ય બતાવી છેલ્લે લખ્યું છે:

فحيث علمت أنه ظاهر الرواية نص عليه محمد وإنه قول أبي يوسف ظهر أنه الذي عليه العمل، إلخ [تنقيح الفتاوى الحامدية ٢/٩٢]

અર્થાત : જયારે તમે જાંણી લીધું કે (બખ્શીશનું દુરૂસ્ત ન હોવું) એજ ઝાહિરે રિવાયત છે. અને ઈમામ મોહમ્મદે (રહ.) સ્પષ્ટ રૂપમાં એવું જ કહયું છે. અને ઈમામ અબુ-યુસુફ (રહ.)નું કથન પણ એજ છે તો જાહેર છે કે અમલ એ મુજબજ થશે. [૨/૯૧-૯૨]

બીજા પ્રકારની મીલકત અથવા વસ્તુમાં કોઈ માલીક પોતાનો હિસ્સો બીજી વ્યકિતને બખ્શીશ કરે તો એ બખ્શીશ સહીહ અને દુરૂસ્ત છે. ચાહે જે વ્યકિતને બખ્શીશ કરી રહયો છે. તે ભાગીદાર હોય અથવા ત્રાહીત વ્યકિત હોય. "તકમીલએ-શામી" માં છે :-

هبة فيما لا يحتمل القسمة جائزة من شريكه ومن غيره [تكملة ٢/٣٤٠]

અર્થાત : જે વસ્તુની વહેંચણી શકય નથી તેમાં કોઈ માલીકનું પોતાનો ભાગ કોઈકને બખ્શીશ કરવું દુરૂસ્ત છે. ચાહે ભાગીદારને બખ્શીશ કરે

અથવા અન્ય કોઈને. [૨/૩૪૦]

"જામેઉલ-ફુસુલૈન" માં ઉપર મુજબ અક્ષરશ છે (૨/૬૨) અલબત્ત એ માટે એક શર્ત છે. તે એ કે બખ્શીશ કરનાર માલીક ને ખબર હોય કે એનો હિસ્સો કેટલો છે. [શામી ૪/૫૭૦]

ويشترط في صحة هبة المشاع الذي لا يحتملها أن يكون قدراً معلوماً حتى لو وهب نصيبه من عبد ولم يعلمه لم يصح لأنها جهالة توجب المنازعة. [بحر تكملة شامى ٤/٥٧٠]

"તકમીલએ-શામી" માં પણ એ મુજબજ છે. [૨/૩૪૩]

હવે આપણે અસલ મુદ્દા ઉપર આવીએ. અગર એક વારસદાર તેના મરનાર સગાએ છોડેલી મીલકતમાં તેને લાગેલો વારસાઈ-હિસ્સો બીજા વારસદારને વહેચણી પહેલાં બખ્શીશ રૂપે આપે તો અગર તે મીલકત અથવા વસ્તુ ઉપર જણાવેલ પહેલા પ્રકારની છે તો તેની આ બખ્શીશ દુરૂસ્ત નથી. જેમકે વિગતવાર આવી ચુકયું છે. અને જો તે મીલકત અથવા વસ્તુ બીજા પ્રકારની છે તો ઉપર જણાવેલી શર્ત ને આધીન રહી તે બખ્શીશ દુરૂસ્ત લેખાશે.

હઝ. મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મીલ્લાહ સાહબ (રહ.) લખે છે : એવી ચીઝ જેની વહેંચણી થયા પછી પણ તે કામની રહે છે. જેમકે જમીન, ઘર, વગયરહ. તેની વહેંચણીમાં જયાં સુધી દરેકનો ભાગ છુટો થયો ન હોય. ત્યાં સુધી કોઈ પોતાનો ભાગ બીજાને બખ્શીશ આપે તો તે બખ્શીશ સહીહ લેખાતી નથી. પણ એક રિવાયત એવી છે ખરી, કે તેમાંના એક ભાગીદાર તેમાંના બીજા ભાગીદારને વહેંચણી દ્વારા ભાગો છુટા થવા પહેલાં પોતાનો ભાગ બખ્શીશ આપીદે તો આપી શકે છે. એટલે એ રિવાયતને આધારે બહેનો પોતાના ભાગ છુટા થયા પહેલાં પણ, યા છુટા થયા પછી, જયારે પણ પોતાના ભાઈને બખ્શીશ આપવા ચાહે, ત્યારે આપી શકે છે. અને જે વસ્તુ તેની વહેંચણી થયા પછી કામની રહેતી નથી, જેમકે વાસણ, વૃક્ષ, જાનવર વગયરહ. તે તો બેશક વહેંચણી અગાઉ પણ વિના વાંધે બખ્શીશ

આપી શકાય છે. [મુસ્લિ ગુજરાત ફતાવા સંગ્રહ,
પુસ્તક ત્રીજુ પેજ ૮૩૭ આવૃત્તિ પહેલી]

આપે પુછેલા સવાલમાં મસ્તુરાતે માત્ર એટલુંજ નથી કહયું કે " અમારે મર્હુમની મીલકતમાંથી ભાગ જોઈતો નથી" બલ્કે આગળ એવું પણ કહયું છે કે " તમે બન્નેવ ભાઈઓ ને આપ્યો ". જેથી આ બખ્શીશવાળી સુરત છે. માટે આપના વાલીદે મર્હુમે છોડેલી મીલકતમાં જે વસ્તુઓ અથવા મીલકતો બીજા પ્રકારની હતી. જેમકે વાસણો, પેટી, પેટારા, તેમજ ઘરનો તે સામાન જેની વહેંચણી–ભાગ પાડવા શકય નથી. તો એમાં આગળ ઉપર જણાવેલી શર્ત મુજબ બખ્શીશ સહીહ થઈ જશે. અને ભાઈઓ માલીક બની ગયેલા કહેવાશે. અલબત્ત અનાજ, તેલ, વિ. જેની વહેચણી શકય છે. અથવા ઘરના સામાનમાં એકજ પ્રકારની વસ્તુઓ એટલી સંખ્યામાં હોય કે વારસદારોના હિસ્સા મુજબ દરેકના હિસ્સે તે આખે–આખી આવતી હોય. વહેંચણી માટે ભાગ અને ટુકડા પાડવાની જરૂરત ન પડતી હોય જેમકે એટલી ચમચીઓ છે. કે દરેક વારસદારને એના હક મુજબ મળી રહે છે. એજ પ્રમાણે વાસણ વિ. તો એ સુરતમાં બખ્શીશ સહીહ થયેલી કહેવાશે નંહિ.

અને વાલીદે–મરહુમે છોડેલી મીલ્કતમાં જે વસ્તુઓ અથવા મીલ્કતો પહેલા પ્રકારની હતી કિંવા જેના ભાગલા પાડવા શકય હતા. જેમકે જમીન, મકાન વિ. તેમા બખ્શીશ સહીહ થઈ નથી. તેમા બહેનોનો હિસ્સો બાકીજ છે. હવે એમાની જે વસ્તુઓ ખાય–પી કાઢી અથવા વાપરીને ખતમ કરી નાખી તેમાં બહેનોના હિસ્સે આવતા હક ની કિંમત અદા કરવી ભાઈઓ ઉપર જરૂરી છે. અલબત્ત હવે જયારે કે તે વસ્તુઓ ખાય–પી અને વાપરીને ખતમ કરી દેવાથી તેઓના હિસ્સાની કિંમત ભાઈઓ ઉપર વાજીબ થઈ. અગર બહેનો પોતાની લેણી નીકળતી આ રકમ માફ કરી દેશે તો માફ થઈ જશે. કારણ કે તે વસ્તુ બાકી નંહિ રહી હોવાથી હવે તેમાં બહેનોની માલીકી બાકી ન રહી. બલ્કે ભાઈઓ એ તે વસ્તુઓ ખતમ કરી નાખી. જેના લઈ જીમાન રૂપે તેઓ ઉપર તેની કિંમત અથવા તેવી વસ્તુ વાજીબ થઈ. જે એક લેણ હક કહેવાયો અને લેણદાર પોતાનો લેણહક માફ કરે તો તે માફ થઈ

જાય છે. [અલઅશબાહ વન્નઝાઈર પેજ ૩૧૬]

પહેલા પ્રકારની જે મીલકતો વેચી કાઢી છે. તેમાં બહેનોએ અગર એ વેચાણની ઈજાઝત આપી હતી તો તે દુરૂસ્ત થઈ ગયું અને જો તેઓએ ઈજાઝત આપી ન હતી. તો એમાં લાંબી વિગત છે. જેની આ ફતવામાં ગુંજાઈશ નથી.

પહેલા પ્રકારની જે મીલકતો હાલ મવજૂદ છે. તેમાં બહેનોનો હિસ્સો બાકી છે. હવે યા તો એની દરેકના હિસ્સા મુજબ કાયદેસરની વહેંચણી કરી. દરેકને એનો હિસ્સો આપી દેવામાં આવે. અને જો હજુ પણ તેઓ ભાઈઓનેજ આપવા આગ્રહ રાખે છે. તો તેણીઓ પોતાનો હિસ્સો ભાઈઓને એક નક્કી કિંમતમા વેચી દીએ. અને કાયદેસર જેમ વેચાણ માં ઈજાબ અને કબૂલ થાય છે. તેમ કરે. ત્યાર પછી ભાઈઓ ઉપર જે કિંમત વાજીબ થઈ તે એમની પાસેથી વસુલ કરી લીએ અથવા માફ કરી દીએ. આ સુરતમાં પણ એક લેણહક માફ કર્યો હોવાથી તે માફ કરવું દુરૂસ્ત છે.

[ઈમદાદુલ ફતાવા ૪/૩૬૦ માં આ સુરત લખી છે]

**નૉટ :-** બીજા ભાઈ વહેંચણી માટે, અથવા ભુલસુધાર માટે રાજી ન હોય તો તે સુરત ત્યારે પુછશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૬૦) મુતફર્રિકાત
# (વિવિધ મસાઈલ)

**૧. ૧. દવા કંપનીઓ તરફથી ડોકટરોને મળતી વસ્તુઓ લાંચ રૂશ્વત છે.**

**૨. સેમ્પલની દવા વેચવી જાઈઝ નથી.**

**૩. દવાના ડીલરની ડોકટર સાથે ભાગીદારીનો શરઈ હુકમ.**

**૪. દરેક વ્યવસાયની બુનિયાદ અમાનતદારી ઉપર છે.**

નીચે પુછેલ સુરતમાં શરીઅતની રોશનીમાં યોગ્ય માર્ગદર્શન આપશો.

હું દવાનો ધંધો હોલસેલ વેપાર કરૂં છું. (દવાની કંપની નો ડીલર છું.) મારી તથા મારા એક ડોકટર મિત્રની ધંધાકીય વ્યવહાર અંગેની હકીકત નીચે મુજબની છે. હકીકત સમજવા પુરતી દવાની બનાવટ કરતી કંપની થી લઈ તેના વેચાણ સુધીની વિગત નીચે મુજબ છે.

દવાની બનાવટ અને વિતરણ કરતી અનેક કંપનીઓ આવેલી છે. દરેક કંપની એક અથવા એકથી વધારે અલગ અલગ રોગોમાં કામ કરતી દવાઓ બનાવે છે. દાખલા તરીકે કોઈ એક કંપની નીચે મુજબ દવાઓ બનાવે છે.

દવા નંબર : ૧. હાર્ટના રોગોમાં કામ લાગતી દવાઓ.
દવા નંબર : ૨. હાડકાના રોગોમાં કામ લાગતી દવાઓ.
દવા નંબર : ૩. બાળકોના રોગોમાં કામ લાગતી દવાઓ.
દવા નંબર : ૪. સ્ત્રીના રોગોમાં કામ લાગતી દવાઓ.
દવા નંબર : ૫. ચામડીના રોગોમાં કામ લાગતી દવાઓ.
દવા નંબર : ૬. જનરલના રોગોમાં કામ લાગતી દવાઓ.
જેવી કે તાવ, દુઃખાવો, શરદી, ખાંસી ની દવાઓ.
દવા નંબર : ૭. શકિત, કમજોરી, વિગેરેની દવાઓ.

ઉપરોકત દવાઓ ની વેચાણ વ્યવસ્થામાં—કંપની દવા બનાવે – અને માર્કેટીંગ કરે – તેના ડીલર ને આપે— છુટક વેપારી તે દવા પોતે કે ડોકટરની ચીઠ્ઠીથી દર્દીને આપતા હોય છે.

કંપની ધ્વારા બનાવવામાં આવેલી દવા નંબર (૧) હાર્ટને લગતી દવાની પડતર કિંમત દા.ત. રૂા. ૧૮—૦૦ હોય અને રૂા. ૨.૦૦ તેનો પોતાનો નફો હોય અને રૂા. ૨૦.૦૦ માર્કેટીંગ નો ખર્ચ થાય. તે દવા હોલસેલ વેપારી (ડીલર) ને રૂા. ૪૦.૦૦ માં આપવામાં આવે અને રૂા. ૩.૦૦ ડીલરનો નફો ચઢાવી તે દવા છુટક દવાના વેપારીને રૂા. ૪૩.૦૦ માં આપવામાં આવે અને રૂાં. ૭.૦૦ છુટક વેપારીનો નફો ચઢાવી તેના ઉપર છાપેલી રૂા. ૫૦.૦૦

ની કિંમતે ગ્રાહક કે દર્દીને આપવામાં આવે છે.

આમ કંપની ને રૂા. ૧૮.૦૦ માં પડતર કિંમતની દવા તેના રૂા. ૨.૦૦ નફો ચઢાવ્યા પછીના તબક્કામા રૂા. ૨૦.૦૦ જેવી રકમ માર્કેટીંગના નામે નીચે મુજબની માર્કેટીંગની રીતોમાં ખર્ચ કરવામાં આવે છે. સદરહુ દવાઓ દર્દી સુધી પહોંચાડવા માટે મહત્વની કડી જે તે રોગના ડોકટર હોય છે અને ડોકટર પોતાનીજ કંપનીની દવાઓ લખી આપે તે માટે કંપની વેપારની (માર્કેટીંગ)ની વર્તમાન વિવિધ પધ્ધતિઓ અપનાવતી હોય છે.

**માર્કેટીંગની રીત નંબર ૧ :** કંપની પોતાની દવાથી ડોકટર ને માહીતગાર કરવા ચોકકસ વિસ્તારો નક્કી કરી વિસ્તાર દીઠ કોઈ એક કે વધુ માણસો માર્કેટીંગ મેન (મેડીકલ–રીપ્રેઝન્ટેટીવ–એમ. આર.) ને નોકરી ઉપર રાખે છે.તેને પગાર ઉપરાંત ભાડા–ભથ્થા આપવામાં આવે છે. અને જે–તે ડોકટરને લગતી દવાના સેમ્પલ અને અમુક ભેટની વસ્તુઓ આપવામાં આવે છે. આ એમ. આર. ડોકટરને મળીને કંપની તરફથી આપવામાં આવેલી સેમ્પલની દવાઓ અને સાથે સાથે ભેટ તરીકે ની નાની મોટી વસ્તુઓ જેવી કે ડોકટરના ટેબલ ઉપર રહેતી પેન, પીનકુશ, કેલેન્ડર, સ્ટીકર, ઘડીયાળ, તપાસ માટે વપરાતા નાના મોટા સાધનો, વિગેરે જેના ઉપર કંપની નું તથા તેની દવાનું નામ લખેલું હોય છે. જેથી ડોકટરની નજર સામે જે તે કંપની નું નામ દવાનું નામ આવ્યા કરે. વરસના અંતે જે ડોકટરે જેટલો ફાયદો કંપનીને કરાવી આપ્યો હોય તેના પ્રમાણમાં અન્ય ભેટો આપવામાં આવે છે. અને તહેવાર, વેકેશન, ઉજવણીના બહાને ડોકટરોને જોવા લાયક સ્થળો, કે વિદેશમાં લઈ જવામાં આવે છે. તેનો આવવા જવાનો રહેવાનો ખાવા પીવાનો અને અમુક હદ સુધી નવીનતાવાળી વસ્તુઓ ખરીદવા સુધીનો તમામ ખર્ચ કંપની ઉપાડતી હોય છે. જે તેની માર્કેટીંગ રકમમાંથી ખર્ચ કરવામાં આવે છે. (જેને 'ટુર' કહેવામાં આવે છે.) ભવિષ્યમાં લખી શકે તેવા ડોકટર ને પણ સામેલ કરાય છે.

**માર્કેટીંગની રીત નંબર ૨ :** દવા બનાવતી કંપની પોતાના એમ. આર. તથા જે તે વિસ્તારના ડીલરને એવી જવાબદારી સોંપે અથવા સ્પેશ્યલ

માણસ કંપની વતી આવે જેને (ઓપરેશનલ મેનેજર) કહેવામાં આવે છે. તેઓ તે કંપની ની દવા લખી શકે તેવા ડોકટર ને મળી થોડા ઘણાં સંબંધો ઓળખાણ નો ઉપયોગ કરી જે તે ડોકટર ને અમુક ચોકકસ કિંમતની દવાઓ વરસ અથવા મહિનાનું ટાર્ગેટ નક્કી કરી આપે અને જેટલું ટાર્ગેટ નકકી કર્યુ હોય તેના પ્રમાણમાં જે માર્કેટીંગ તરીકેની રકમ હોય તેના પ્રમાણમાં ડોકટર માંગે તેવી વસ્તુ જેવી કે ટી.વી. ફ્રીઝ, કોમ્પ્યુટર,એરકંડીશન, મોટર બાઈક જેવી વસ્તુઓ (જેને આર્ટીકલ કહેવામાં આવે છે.) જેવા ડોકટર એને જેટલું ટાર્ગેટ તે પ્રમાણે ગોઠવણ કરીને આપવામાં આવે છે. અવાર નવાર ડોકટર ને મળીને તેની સમીક્ષા કરવામાં આવે છે. રીપીટ કરવામાં આવે છે.

**માર્કેટીંગની રીત નંબર ૩ :** દવા બનાવતી કંપની પોતાની દવા નંબર (૧) હાર્ટની દવા જે તેને રૂા. ૧૮.૦૦માં પડતર હોય તેના ઉપર રૂા. ૨.૦૦ પોતાનો નફો ચઢાવી રૂા. ૨૦.૦૦ નેટ ભાવ ગણી ને ડીલરને આપી દેવામાં આવે છે. અને દવાના માર્કેટીંગની જવાબદારી ડીલર ઉપર નાખવામાં આવે છે. ડીલર પોતે અથવા માર્કેટીંગ માટે માણસ રાખીને પોતાના નક્કી કરેલ વિસ્તારના જેને દવા લખી શકે તેવા મધ્યમ કક્ષાના ડોકટરને મળીને તે દવા ગ્રાહકને લખી આપે અને તેના માટે ડોકટર જોડે કંપની એ જે રકમ માર્કેટીંગ તરીકેની બાદ કરી આપી હોય તેના પ્રમાણમાં ડોકટર સાથે કમીશન નક્કી કરે છે. વાતચીતથી જે પ્રમાણે ગોઠવણ કરી હોય તે પ્રમાણે મહીને, ત્રણ મહીને, છ મહીને જે તે દવા લખનાર ડોકટર ને રોકડ રકમ રૂપે અથવા તેટલી રકમની કોઈક વસ્તુ (આર્ટીકલ) આપી દે છે. આમ કંપની માર્કેટીંગમાં ખર્ચાતી રકમ પોતે ખર્ચ કરવાના બદલે પોતાના ડીલરના માથે નાખી દે છે. જેથી કંપની ને માર્કેટીંગ ની રકમ એક સામટી ખર્ચવી ન પડે, મોટુ રોકાણ કરવું ન પડે. તથા હાલના સમયમાં નવી નવી કંપનીઓ બજારમાં આવવાથી તથા એવા ડોકટરનો કે જે મધ્યમ અને નાના ડોકટરો હોય તેઓ કંપની ની રીત–૧, રીત–૨ મુજબ ના પ્રમાણમાં દવા લખી શકે તેવા ના હોય તેમની સાથે ધંધાની ગોઠવણ કરવા આ રીત–૩ અપનાવે છે અને નાના શહેરો અને નાના ડોકટરોમાં આ રીત–૩ ઓછા જોખમે બન્ને ને અનુકુળ આવતી

હોય વધુ પ્રમાણમા પ્રચલીત છે.

આવી સુરતમાં મારા (ડીલર) તથા મારા એક ડોકટર મિત્રના સામે નીચે મુજબના સવાલો ઉભા થયેલ છે. તો શરીઅતની રોશનીમાં યોગ્ય માર્ગદર્શન, રાહ બતાવશોજી.

**સવાલ ૧** :– માર્કેટીંગ રીત–૧ મુજબ જે દવાઓ સેમ્પલ (ફ્રી) તરીકે આપવામાં આવે છે. તે દવાઓ કેટલાક ડોકટરો પોતાની ફી ઉપરાંત વધારાની અંદાજીત રકમ રૂા. ૧૦–૨૦ લઈ દર્દીને આપી દે છે. જેનો કોઈ ખુલાસો કરતા નથી પરંતુ દર્દીને તપાસી તેની સારવાર કરી પોતાના પાસેની સેમ્પલ દવાઓ આપી દર્દીને કહે છે કે દવા મારી પાસેથી આપી દઉં છું. એવું જણાવી તેમની પાસેથી ઉચ્ચક પૈસા જેમાં તપાસ ફી પણ સામેલ હોય છે. તેવી રીતે વસુલી લે છે. ડોકટરના મનમા એવી ગણત્રી હોય છે કે આજ દવા જો હું દર્દીને લખી આપીશ તો તેને બજારમાં રૂા. ૪૦ માં મળશે. એટલે રૂા. ૩૦ તપાસ ફી અને રૂા. ૨૦ બીજા એમ ઉચ્ચક રૂા. ૫૦ લઈ લઉં જેથી દર્દીને સસ્તી દવા મળી જાય. અને ડોકટરને ફી દવાના પૈસા મળી જાય. તો રીત–૧ મુજબ કંપની તરફથી આપવામાં આવતી નાની મોટી વસ્તુઓ અને ફી દવાઓ લઈ શકાય ?

**સવાલ–૨** :– સેમ્પલ તરીકે ફી માં મળેલી દવાઓ કેટલાંક ડોકટરો નજીકના મેડીકલ સ્ટોર્સ માં સંબંધો રાખી અથવા જો પોતાનો કે પોતાના સગા સંબંધી નો સ્ટોર્સ હોય તો તેમાં આપી દઈ પછી તે દર્દીને લખી આપી વેપાર કરતા હોય છે. અને જે રકમ ઉભી થાય તેની બન્ને જણ વહેંચણી કરી લે છે. આવી રીતે રકમ ઉભી કરવી મેડીકલ સ્ટોર્સવાળા તથા ડોકટર માટે જાઈઝ છે?

**સવાલ–૩** :– માર્કેટીંગ રીત–૧ મુજબ તહેવારના મોકા ઉપર કે પછી વેકેશન કે ઉજવણી ના બહાને કંપની તરફથી જે ટુર કરાવવાના બહાને ફરવા લઈ જવામાં આવે, ભેટ આપવામાં આવે, ખવડાવવા, પીવડાવવા, રહેવા માટે સગવડ કરી આપવામાં આવે તેવી ટુરમાં જવું જાઈઝ છે? જો ડોકટર "ટુર" ઉપર ન જાય તો તે રકમનો કંપનીને ફાયદો થાય આમ

આદમીને તેનો લાભ મળતો નથી. કે કંપની દવાની કિંમતમાં તે બાદ આપતી નથી.

**સવાલ -૪ :–** માર્કેટીંગ રીત–૨ મુજબ જે આર્ટીકલ આપવામાં આવે તે લેવું જાઈઝ છે ? અને કંપની ના ડીલર તરીકે મધ્યસ્થી કરવાની થાય કે મદદગારી કરવાની થાય તે ડીલર માટે જાઈઝ છે ?

**સવાલ-૫ :–** માર્કેટીંગ રીત–૩ મુજબ ડીલરે ડોકટર જોડે કમીશન નક્કી કરીને આપવું જાઈઝ છે ? (ડોકટર તેવું કમીશન ના લેતા હોય તો સહકાર આપતા નથી.) અને ડોકટરે તેવું કમીશન લેવું જાઈઝ છે ? (કંપની પાસેથી ડોકટર આવું કમીશન ના લે તો તેનો ફાયદો કંપની ને થાય છે દર્દી કે ગ્રાહક ને નહીં.)

**સવાલ-૬ :–** માર્કેટીંગ રીત–૩ મુજબ (અમુક દવાઓ દા. ત. દવા નંબર–૬, દવા નંબર–૭ ડોકટરના લખ્યા વગર પણ છુટક મેડીકલ સ્ટોર્સવાળા પાસેથી ગ્રાહકો લઈ જતા હોય છે. અમે ડીલરને મળેલી નેટ ભાવની દવાઓ જે છુટક દવાના વેપારીને આપીએ છીએ. ડોકટરના લખ્યા વગર તેવી દવાઓ છુટટક વેપારી વેચતા હોય છે. એટલે તેઓ બીજી કંપની ને બદલે અમારી કંપની ની આવી દવાઓનું વેચાણ કરે તે માટે માર્કેટીંગ ની રકમનો ફાયદો છુટક વેપારીને કરી આપીએ તો તેઓ અમારી દવાઓ વેચતા હોય છે. આ ફાયદો માર્કેટીંગની રકમના પ્રમાણમાં અલગ અલગ રીતે કરી આપવાની પ્રથા છે જેમકે અમુક ખરીદી ઉપર પ્રમાણ સરની વસ્તુ ભેટ આપવામાં આવે છે. અથવા અમુક દવાની ખરીદી ઉપર અમુક દવા ફ્રી તેવી ગોઠવણ કરવામાં આવે છે. અથવા કેટલાક આવા વેપારીઓનું ગ્રુપ બનાવી નક્કી રકમની ખરીદી ઉપર ઈનામી કુપન આપવામાં આવે છે. અને તમામની માર્કેટીંગની રકમના સરવાળાના પ્રમાણમાં ડ્રો કરીને ઈનામની રકમ અથવા વસ્તુ રૂપે આપવામાં આવે છે. તો એ કોઈ પણ સુરતમાં આપવું જાઈઝ છે ? છુટક વેપારીએ તે લેવું જાઈઝ છે ?

**સવાલ-૭ :–** જો હું ડીલર તરીકે આઈટમ નંબર–૧ ના લખનાર ડોકટર જોડે એવી ગોઠવણ કરૂં કે તમારી લખાતી આઈટમ પુરતા તમો જ

મારા ભાગીદાર થાવ અને તમો અમુક રકમ મને મારા ધંધામાં આ આઈટમ પુરતી રોકાણ કરો અને હું માર્કેટીંગની રીત–૩ મુજબ કંપની માંથી નેટ રેટથી ખરીદી કરી વેચાણ કરૂં અને તમો જે કાંઈ દવા લખો તે આઈટમના નફાની વહેંચણી આપણે કરી લઈશું.(કારણ કે ડોકટરને કોઈ ને કોઈ કંપની ની દવા લખ્યા વગર છુટકો નથી. અને ડોકટરના લખવાથી કંપની ને જે ફાયદો થાય તેનું વળતર ગ્રાહકોને મળતું નથી.)એવીજ રીતે આઈટમ (૨)ના ડોકટરો સાથે આઈટમ (૩) ના ડોકટર સાથે આઈટમ (૪) ના ડોકટર સાથે ભાગીદારી કરૂં તો ભાગીદારી કરવી જાઈઝ છે? નફાની વહેંચણી કરવી જાઈઝ છે?.

**નોંધ –૧ :–** દવાના માર્કેટીંગની કોઈ પણ રીતમાં દવાની કવોલીટીમાં કે બનાવટમાં કોઈ ફરક હોતો નથી. સરકારશ્રી ના નીતી નિયમો અનુસાર દવાઓ યોગ્ય પાવરની અને યોગ્ય રીતની બનાવવામાં આવે છે. વળી દવાનું ઉત્પાદન પછી જે કાંઈ નફો અને માર્કેટીંગનો ખર્ચ અને ડીલર નો ભાવ છુટટક ભાવ બધાજ સરકાર શ્રીની મંજુરીથી કાયદેસર નક્કી કરેલા હોય છે. તથા ડોકટરે પોતે પોતાના દર્દીની સારવાર કરવા ફરજીયાત પણે કોઈ પણ લાભ લીધા વીના કે લાભ લઈને ને દવાઓ દર્દીને આપવી અથવા લખીને અપાવવી જરૂરી હોય છે અને દવાની કોઈજ કંપની આ માર્કેટીંગની રીતો વગર ચાલતી નથી. ફકત અન્ય કંપનીના બદલે ડોકટર પોતે દવા આપે કે લખી આપે તે માટે માર્કેટીંગ કરવું ખુબજ જરૂરી હોય છે. સિવાય કે સરકાર એવો કાયદો કરે કે દવાની કંપનીએ આ દવાઓ બ્રાન્ડ નેમ વગર વેચવી અને ડોકટરે બ્રાન્ડ નેમ વગર લખવી.

**નોંધ–૨** બ્રાન્ડ નેમ બાબતે :– દાખલા તરીકે કોઈ દર્દીને તાવ આવેલ હોય તેમાં પેરાસીટોમોલ ડ્રગ્સ થી બનતી દવા કામ લાગે, હવે અલગ અલગ કંપની પોતાની દવાનું બ્રાન્ડ નેમ નક્કી કરે દાખલા તરીકે ક્રોસીન, મેટાસીન, કાલપોલ વિગેરે અને તેમાં પેરાસીટોમોલ ડ્રગ નું નિયમ અનુસાર ઉત્પાદન કરે હવે ડોકટર ક્રોસીન લખી આપે તો ક્રોસીન બનાવતી કંપનીની દવા વેચાય. મેટાસીન લખી આપે તો મેટાસીન નામથી દવા બનાવતી કંપનીની

દવા વેચાય, કાલપોલ લખી આપે તો તે બનાવતી કંપનીની દવા વેચાય, અને દર્દી જે કંપની ની દવા ડોકટર લખી આપે તેજ ખરીદતા હોય છે. જો ડોકટર ફકત પેરાસીટોમોલ લખી ને આપે તો પણ કોઈ એક કંપનીની દવા વેચાવવાનીજ છે જે હાલના કાયદા મુજબ કંપનીને તેના માર્કેટીંગના પૈસાનો લાભ થવાનોજ છે.

પરંતુ સરકાર ફરજીયાત એવો કાયદો બનાવીદે કે કંપની એ ફકત પેરાસીટોમોલ દવા એવીજ રીતે બનાવવું અને ડોકટરે તેજ પ્રમાણે લખવું તો કંપનીને રૂા. ૧૮ માં પડતી દવા કંપની રૂા. ૨ નફો લઈ ડીલર ને રૂા. ૨૦ માં આપીદે. ડીલર તેમાં પોતાનો રૂા. ૨ નફો ચઢાવી છુટક વેપારીને રૂા. ૨૨ માં આપી દે અને છુટક વેપારી તેમાં પોતાનો નફો રૂા. ૩ ચઢાવી રૂા. ૨૫ માં ગ્રાહકને આપી દે. આમ ગ્રાહકને રૂા. ૨૫ માં મનગમતી કંપનીની પેરાસીટોમોલ દવા ખરીદવાનો અને પસંદ કરવાનો મોકો મળે અને જે કંપની તેને ઓછા નફાથી તે પુરૂ પાડે તેની દવા વેચાય. અને ગ્રાહકને પસંદગીનો મોકો મળતાં કંપનીઓમાં હરીફાઈ થાય અને હાલની પધ્ધતીના ભાવો કરતાં અડધાથી પણ ઓછા ભાવે ગ્રાહકને દવા મળી શકે પરંતુ સરકાર શ્રી ઉપર મોટી મોટી કંપનીઓનો પ્રભાવ હોવાથી આ વાત આજની તારીખ મુજબ અશકય છે. સિવાય કે સમગ્ર દુનિયામાં આમ આદમી તરફથી એકજુટ થઈ આ પધ્ધતિ અંગે દબાણ કરવામાં આવે અને સરકારને ફરજ પાડવામાં આવે.

હાલ જે પ્રથા ચાલુ છે, તે માટે ઈન્ટરનેશનલ લેવલની મોટી મોટી કંપનીઓએ એવી દલીલ કરીને ગોઠવી છે કે દવા બનાવતા પહેલાં અમોએ ખુબજ ખર્ચો સદર દવાઓની શોધ કરવામાં કરેલ છે. જેથી અમારા આ સંશોધન, રીસર્ચ ના ખર્ચ તે દવા વાપરવા વાળાઓ પાસેથી વસુલ કરવાનો અધિકાર છે. અને સરકારે આવા શોધ–સંશોધન, રીસર્ચ ના ખર્ચમાં રોકાણ કરવાથી બચવા ખાનગી અને મોટી કંપનીઓને તેમના કહયા મુજબની વર્તમાન પધ્ધતિ મંજુર કરી આપેલ છે.

ઉપર મુજબની હકીકતમાં શરઈ રૂએ યોગ્ય માર્ગદર્શન આપશોજી.

અને અન્ય કોઈ રાહ હોય તો તેપણ બતાવશોજી.

**જવાબ** :- આપે પોતાના સવાલમાં જે વિષય બાબત પુછપરછ કરી છે. તેને લગતા આપણા અકાબિર ઉલમાના કેટલાક ફતાવા રજુ કરવામાં આવે છે. ત્યાર પછી આપે ઉઠાવેલ પ્રશ્નોના જવાબ આપવામાં આવશે. જેથી જવાબો તેમજ તેની બુનિયાદો જાણમાં આવે, હકીમુલ ઉમ્મત હઝ. મવલાના અશરફઅલી સા. થાનવી (રહ.) ના ઈમદાદુલ ફતાવામાં નીચે મુજબ એક સવાલ અને જવાબ છે.

**સવાલ** :- હકીમ (તબીબ)વ-અત્તાર(કેમિસ્ટ) મેં જો ચહારૂમ (ચોથાઈ) કા મુઆમલહ તય હો જાતા હય. યઅની હકીમ અત્તાર સે યું કેહતા હય કે જીસ કદ્ર હમ તુમ્હારે યહાં નુસ્ખહજાત બજીરયએ મરીઝ રવાના કરેં, ઉસ મે જો કિંમત વસુલ હો ઉસમે સે ચહારૂમ હમકો દેના. ચૂનાન્ચહ ઉસ કો અત્તાર તસલીમ કર લેતા હય. તો અબ ફરમાઈયે કે ચહારૂમ અત્તાર કો દેના ઔર હકીમ કો લેના દુરૂસ્ત હય યા નહિં ?

**જવાબ** :- દુરૂસ્ત નહિં. [ઈમદાદુલ ફતાવા ૩/૪૧૦]

હઝ. મવ. કાજી મુજાહિદુલ ઈસ્લામ સા. (રહ.)થી તબીબો પોતાની સારવાર હેઠળના પેશન્ટોને સ્પેશ્યાલિસ્ટ ડોકટરો તરફ અને ગામડા અથવા નાના શહેરોના ડોકટરો મોટા ડોકટરો પાસે પોતાની સારવાર હેઠળના પેશન્ટોને રિફર કરે છે એજ પ્રમાણે વિવિધ પ્રકારના પરિક્ષણો (ટેસ્ટો) માટે લેબોરેટરીયોમાં અને એકસરેવાળાઓ પાસે મોકલાવે છે અને તેઓ પાસેથી કમીશન મેળવે છે. એ બાબત પુછવામાં આવેલ સવાલના જવાબમાં હઝ કાજી સા. (રહ.) લખે છે :

"આજ કે દૌરમેં આહિસ્તા આહિસ્તા આમદની કે જાઈઝ ઔર ના જાઈઝ હોને કા તસવ્વુર દિલ સે નિકલતા જા રહા હય ઔર બદ કિસ્મતી સે પઢે-લિખ્ખે તઅલીમ યાફતહ અફરાદભી હલાલ-વ-હરામ કી તમીઝ કે બગેર લોગોં કા ઈસ્તેહસાલ (Exploitation) કરતે હંય. મરીઝ હમદર્દી કા મુસ્તહીક હય. ડોકટર ઔર મુઆલિજ કા પેશહ મખલુક કી ખિદમત કા મુકદ્દસ ઔર બા-ઈઝઝત પેશહ હય. લેકિન ઈસ પેશહસે ભી દિયાનત

ખતમ હોતી જા રહી હય. અગર કિસી ડોકટર કો કિસી મરીઝકી બિમારી સમજમે નહિ આયે તો ઉસકા ફર્ઝ હય કે વોહ ઈસકા કેસ કિસી અચ્છે કાબિલે એ'અતેમાદ ડોકટર કો રિફર કરદે ઔર અગર વાકિઅતન મર્ઝ કી તશખીસ કે લીયે કિસી જાંચકી ઝરૂરત હો તો કિસી કાબિલે એ'અતેમાદ લેબોરેટરીમે જાંચ કરાનેકા મશ્વરહ મરીઝ કો દે.

લેકિન બદ કિસ્મતી સે ખૂદ ગર્ઝીને સૂરતે હાલ કો બિલકુલ બદલ દિયા હય. બડે–બડે ડોકટરભી રકશહવાલો કો અપના દલાલ મુકર્રર કરતે હંય. જો રેલ્વે સ્ટેશન ઔર બસ સ્ટેન્ડ સે સીધે–સાદે દેહાતી મરીઝોં કો ડોકટર સાહબ કે કિલનિકમેં લાતે હંય ઔર ઉનસે કમીશન વસુલ કરતે હંય. ઈસી તરહ ડોકટર દવાખાનો, જાંચઘરો ઔર દુસરે ડોકટરસ સે મુઆમલહ તય કરલેતે હંય. ઔર ઉન કે યહાં દવાઓં કી ખરીદારી, જાંચ ઔર મઝીદ મુઆલજહ કે લીયે ભેજ કર કમીશન કે નામ સે રકમ વસુલ કરતે હંય. જો કતઈ તૌર પર રિશ્વત ઔર હરામ હય. યહ મરીઝોં કો તિજારત બનાકર ફરોખ્ત કરના હય, જીસકી શરઅન ઈજાઝત નહિં હો સકતી ઔર યહ અમલ ઈસ બા–ઈઝઝત ઔર મુકદ્દસ પેશહ કી બે–હુરમતી હય ઔર યહ કિસી તરહ દુરૂસ્ત નહિં કે મહઝ અપની આમદની કે લીયે મરીઝ કો કિસી ખાસ દવાખાના સે દવા ખરીદને, કિસી ખાસ લેબોરેટરીસે જાંચ કરાને યા કિસી ખાસ ડોકટર સે ઈલાજ કરાને કા પાબન્દ કિયા જાએ.

[ફતાવા કાજી પેજ–૨૨૩,૨૨૪]

હવે આપે પુછેલ પ્રશ્નોના ઉત્તર ક્રમવાર આપવામાં આવે છે.

(૧) આગળ ઉપર નકલ કરવામાં આવેલ ફતાવાઓથી એટલું જાણી ગયા હશો કે કંપની તરફથી ડોકટરને જે નાની–મોટી વસ્તુઓ એટલા માટે આપવામાં આવે છે કે તે વસ્તુઓ મળવાની બુનિયાદ પર ડોકટર દર્દીને તે કંપનીમાં તૈયાર કરવામાં આવેલ દવાઓ વાપરવા માટે લખી આપે, તો આપવામાં આવેલી તે નાની–મોટી વસ્તુઓની હયસિયત લાંચ–રૂશ્વતની બની જાય છે. જેનું આપવું તેમજ લેવું અને એ લેવડ–દેવડ માટે વચેટયા બનવું સૌ ગુનાહિત કૃત્ય છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ

વસલ્લમે લાંચ રૂશ્વત આપનાર તેમજ લેનાર તેમજ તેમાં વચેટયા બનનાર ઉપર લઅનત ફરમાવી છે. [એ'અલાઉસ્સુનન ૧૫/૫૯]

ડોકટરને જે દવાઓ કંપની તરફથી સેમ્પલ રૂપે આપવામાં આવે છે, તે સરકારી કાનુનની રૂએ વેચવા પાત્ર હોતી નથી. બલ્કે તેના ઉપર NOT FOR SALE લખેલું હોય છે. એવી દવાઓ દર્દીને આપીને તેની પાસેથી પૈસા વસુલવા જાઈઝ નથી. ડોકટરોને એવી દવાઓના માલિક બનાવવામાં આવતા નથી. બલ્કે કંપની તેઓને પોતાના પ્રતિનિધી બનાવે છે. જેથી એવી દવાઓનું વેચાણ કરવું ના-જાઈઝ અને હરામ છે. અગર ડોકટર કેમિસ્ટને વેચે તો જાણવા છતાં તેનું એવી દવાઓને ખરીદવું જાઈઝ નથી. અગર અજાણતામાં ખરીદી લીધી હોય તો ડોકટરને તે પરત કરી પોતાની રકમ પાછી મેળવી લીયે, અગર દુકાનદાર તેને વેચી તેની આવેલી રકમ ડોકટરને આપતો હોય તો પણ ગુનાહિત કૃત્યમાં સહકાર આપવાને લઈ આ રીતે કરવું ના-જાઈઝ છે. [જદીદ મુઆમલાત કે શરઈ અહકામ ૧/૧૨૫]

(૨) એનો જવાબ ઉપર આવી ચૂકયો છે.

(૩) એ બધુંજ લાંચ-રૂશ્વતના વર્તુળમાં આવતું હોવાને લઈ જાઈઝ નથી.

(૪) એ પણ જાઈઝ નથી. ડીલર માટે મધ્યસ્થી કરવું જાઈઝ નથી.

(૫) એ પણ જાઈઝ નથી.

(૬) એ પ્રમાણે આપવું તેમજ છુટક વેપારીએ લેવું જાઈઝ નથી.

(૭) અગર ડોકટર એમાં પોતાની ભાગીદારીને લઈને એ કંપનીની દવા દર્દીને લખી આપે છે અને દર્દી ડોકટરે એ નામની દવા લખેલી હોવાને લઈ તેને જ જરૂરી સમજી ખરીદે છે, તો એ એક પ્રકારની ખિયાનત હોવાને લઈ જાઈઝ નથી. અલબત્ત ડોકટરના નજીક તેના મતમુજબ દર્દી માટે અન્ય કંપનીની દવાઓની તુલનામાં આ કંપનીની દવા વધુ ફાયદા કારક અથવા તેના માટે વધુ માફક છે, તેના લઈ તેણે આ દવા લખી આપી છે, તો એ દુરૂસ્ત છે.

આપે પોતાના પ્રશ્નોની છેવટમાં નોંધ નં. (૧) અને (૨) માં જે હકીકત

દર્શાવી છે તેના અનુસંધાનમાં શરઈ માર્ગદર્શન રૂપે એટલું યાદ રહે કે શરઈ રૂએ દરેક વ્યવસાયની બુનિયાદ અમાનતદારી ઉપર છે. કિંવા તે વ્યવસાય કરનાર વ્યકિત પોતાને અલ્લાહ તઆલા સમક્ષ મારે જવાબ આપવાનો છે એવું સમજી પગલું ભરે અને તે વ્યવસાયમાં કોઈ એવી રીત અપનાવવી જેમાં જુઠ, ધોકાબાજી, પોતાના સ્વાર્થને સિધ્ધ કરવો, સામેવાળાની અજ્ઞાનતા અને અજાણતાથી ગેરલાભ ઉઠાવી તેનું શોષણ કરવું, એ તમામ રીતો જાઈઝ નથી. એટલાજ માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ નો ઈરશાદ છે કે જેમાં અમાનતદારી નથી તેમાં ઈમાન નથી. આ ઉસુલ અને સિધ્ધાંતને નજર સમક્ષ રાખી જે વ્યવસાય કરવામાં આવે તે વડે જે કમાણી થાય તેનેજ ઈસ્લામ પવિત્ર અને હલાલ ગણે છે. એ સિવાય કમાણીની બધી જ રીતો ઈસ્લામી શરીઅતની રૂએ છોડવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ૧. સંસ્થા ચલાવવા માટે શરીઅતનો હુકમ તોડવો.
## ૨. કમીશનથી ઉઘરાણુ કરવુ.
## ૩. સંસ્થાની રકમ અંગત જરૂરતોમાં વાપરવી.
## ૪. સફીરને મળતી ભેટ કોની માલિકીની કહેવાશે?

**સવાલ :-** આપણા મદ્રેસાઓ, દારૂલ ઉલુમો, સામાજીક સંસ્થાઓ ચંદા પર જ નભે છે. એના ખર્ચા, વિકાસ, બાંધકામ, ગરીબ તલબા કે હાજતમંદોને મદદ મળે છે. ચંદા માટે ઈમાનદાર સફીરો ઓછા મળે છે. આથી ચંદો વધુ અને વધુ મળે અને સફીરો ખંત–મહેનત વધુ કરે તે વિચારીને જ તેમણે એકત્ર કરેલ રકમ પર અમુક નિશ્ચિત કરેલ કમિશન મહેનતાણા તરીકે ચૂકવાય છે. જેથી તેમણે કરેલ મહેનતના પ્રમાણે તેમને મહેનતાણુ મળે અને તેઓ ઈમાનદારીથી વધુને વધુ મેહનતથી ફર્ઝ નિભાવે એ હકીકત છે. આથી સંસ્થાઓને પણ મોટો આર્થિક ફાયદો થાય અને તેનો વિકાસ– તરક્કી થાય.

(૧) સંસ્થાઓને વધુ અને વધુ આર્થીક સહાય મળે અને દાતાઓને

પણ પોતાની ઝકાત, સદકાત, ખૈરાતો—લિલ્લાહની અદાયગીમાં સહુલત રહે તે માટે સફીરો તેમની પાસે જાય છે. જો ચોક્કસ પગાર નક્કી કરવામાં આવે તો સફીરો ધગશ અને મહેનતથી કામ ન કરે યા ઓછા સફીરો પોતાની જીમ્મેદારી ફરઝ સમજીને કામ કરે તો સંસ્થાને આર્થીક તંગી યા વિકાસમાં મુશ્કેલી અને જરૂરતમંદોની જરૂરત પુરી કરવામાં આર્થીક તંગી તેમજ સામાજીક કાર્યોમાં મંદી આવવાનો ભય—ડર રહે છે. ગરીબ તલબાઓની તરક્કી રૂંધાય છે. તો એવી સુરતમાં સફીરોને પ્રોત્સાહન મળે, વધુ મહેનત કરવાની ધગશ, પ્રેરણા મળે એ નજરમાં રાખીને જો ઉચ્ચક કમીશન કે નિશ્ચિત મહેનતાણું કે તેમણે કરેલ ચંદા પર અમુક ટકા નક્કી કરવામાં આવે તો શરીઅતની રોશનીએ જાઈઝ છે કે નહિ ? સવિસ્તાર જણાવવા વિનંતી છે.

(૨) જે દારૂલ—ઉલુમોના સામાજીક સંસ્થાઓના ટ્રસ્ટી યા જીમ્મેદાર ઉપરોકત મસઅલાના જાણકાર હોવા છતાં એવુ નક્કી કરે કે એકત્ર કરેલ ચંદા પર ૧૫ થી ૨૦% ની વચ્ચે ચુકવાય છે. અને ચુકવીશું તો જાઈઝ છે. ?

(૩) જો કોઈ સંસ્થા વર્ષોથી ચંદા પર કમીશન ચુકવતી આવેલી છે. અને દરેક સફીરને માટે અલગ માપદંડ રાખીને અસમાન કમીશન ચુકવે તો આ બાબતે આપ શું જાણાવો છો ?

(૪) જો કોઈ દાતા નક્કી કરેલી રકમ નક્કી કરેલા કામ માટે જ ખર્ચ કરવાની શર્તે આપે અને ટ્રસ્ટી તે જ કામમાં ખર્ચ ન કરતાં અન્ય કામ માં ખર્ચ કરે તે બાબતે આપ શું ફરમાવો છો ?

(૫) ટ્રસ્ટી દ્વારા પોતાની અંગત જરૂરતો માટે ટ્રસ્ટીઓની મંજુરી કે મંજૂરી વિના ઉપયોગ કરવા સંબંધી આપ શું ફરમાવો છો ?

(૬) જો ટ્રસ્ટીને ચંદાના હેતુ માટે તેના સગા—સંબંધીઓ દ્વારા મુસાફરી તથા અન્ય ખર્ચની વ્યવસ્થા કરી આપેલ હોય તો ટ્રસ્ટી સંસ્થા પાસેથી ટીકીટ ખર્ચ વિ. ની વસુલાત કરી શકે ? અને વસૂલ કરે તો કેવું છે ?

(૭) જો ટ્રસ્ટી પોતાની ના દુરૂસ્ત—વૃધ્ધાવસ્થા યા અન્ય કારણોથી પોતાની સહાયતા માટે કોઈ સાથીને લઈ જાય અને ટ્રસ્ટી તે સાથીની કોઈ જ વ્યવસ્થા કે ફીકર ન કરે અને ટ્રસ્ટી પોતાના સાથીને અલ્લાહ ભરોસે

છોડીને પોતાના સગા–સંબંધીઓ પાસે ચાલ્યો જાય, પોતાના સાથીની ખાવા, પીવા, રહેવાની પણ મુદલ ફીકર ન કરે તો એ સુરતમાં શરીઅતનો શું હુકમ લાગુ પડે છે? સફીરના ખર્ચની જવાબદારી કોની કહેવાય. આજ સુરતમાં સફીરોને ચુકવાતું કમીશન ન ચુકવે, અન્યાય કરે તે જાઈઝ છે. ?

(૮) સફીરને મળતી ભેટ–સોગાદો–તોહફો સંસ્થાની માલીકીના ગણાય? અને જો ટ્રસ્ટી જાણતા હોય કે આવી ભેટ–સોગાદો–તોહફો સંસ્થાની માલીકીનો ગણાય તો ટ્રસ્ટીને ચંદાની સફર દરમિયાન મળેલ ભેટ–સોગાદ–તોહફા સંબંધી શું હુકમ છે? જો ટ્રસ્ટી પોતાના સફીરને મળેલ ભેટ,સોગાદ,તોહફો સંસ્થામાં જમા કરાવવાની તાકીદ કરે, પણ પોતાને મળેલ તોહફા પૈકી પોતાની પસંદ કોઈ વસ્તુ અંગત વપરાશ માટે રાખી લે તો તેના માટે શરીઅત નો શું હુકમ છે. ?

આપણી તમામ સંસ્થાઓ દારૂલ–ઉલુમો ચંદા પર જ નભે છે. તેને પોતાની સંસ્થાને નિભાવ માટે આવક નો સ્ત્રોત ફકત અને ફકત ચંદાની આવક જ હોય છે. તો એને લક્ષમાં લઈ ઉપરોકત મુદાઓ નો સવિસ્તાર ખુલાસો આપવા આપને અરજ છે. તકલીફ બદલ માફી ચાહું છું.

**જવાબ :–** (૧) કોઈ મદ્રેસો અથવા દારૂલ–ઉલુમ પોતે મકસુદ નથી બલ્કે મદ્રસા દારૂલ–ઉલુમની સ્થાપનાનો આશય શરીઅત કાઈમ કરવું અને અલ્લાહ તઆલા તેમજ તેના પાક રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આદેશોનો પ્રચાર, પ્રસાર અને તેના ઉપર અમલ છે. હવે જો સંસ્થા ચલાવવા માટે શરીઅતનો કોઈ હુકમ તોડવો પડતો હોય અથવા શરીઅતના વિરૂધ્ધ અમલ કરવો પડતો હોય તો તે સંસ્થા બંધ કરવી એ જ હિતાવહ અને શરીઅત ઉપર અમલ કહેવાશે. આપે સંસ્થાઓ–મદ્રેસાઓ ચલાવવા માટે જે દ્રષ્ટિબિંદુ રજુ કર્યું છે તેને શરીઅત માન્ય રાખતી નથી.

(૨) એમનું એ કૃત્ય નાજાઈઝ છે.

(૩) એવી સુરતોમાં સફીરોને ઉજરતે મીસ્લથી વધુ જે ચુકવવામાં આવ્યું હોય એ વધારો સફીર માટે જાઈઝ નથી. તેની ફરજ છે કે તે પરત કરે. અને જો તે પરત નહીં કરતો હોય તો ચુકવનાર ટ્રસ્ટી એટલી રકમ પોતાના

પાસેથી સંસ્થામાં જમા કરાવે.

(૪) ટ્રસ્ટી એ રકમનો જામીન છે.

(૫) સંસ્થાની રકમ અંગત જરૂરતોમાં વાપરવી ટ્રસ્ટી અથવા અન્ય કોઈ માટે ટ્રસ્ટીઓની મંજુરી અથવા વગર મંજુરીએ જાઈઝ નથી.

(૬) નાજાઈઝ છે. એ વસુલ કરેલી રકમ સંસ્થાને પરત કરવી જરૂરી છે.

(૭) ટ્રસ્ટીને પોતાની સહાયતા માટે સાથી લઈ જવાની મંજુરી કમીટીએ મદ્રસાના હીતમાં આપી હતી તો લઈ જઈ શકે છે. નહીં તો લઈ જઈ શકતો નથી. મંજુરીની સુરતમાં જયારે ટ્રસ્ટી પોતાના સગા–વહાલાને ત્યાં ચાલ્યો ગયો અને સાથીને છોડી દીધો તો સાથીના એટલી મુદતના ખર્ચની જવાબદારી (ખરેખર ખાવા, પીવામાં ખર્ચ થયો હોય તો) તે ટ્રસ્ટીની છે, સંસ્થાની નથી. કારણ કે કમીટી તરફથી આપવામાં આવેલી મંજુરી સંસ્થાના હીતને નઝર સમક્ષ રાખી આપવામાં આવી હતી. પુછેલી સુરતમાં સંસ્થાનું હીત જળવાયુ નથી. અલબત્ત એ મુદત દરમીયાન સાથીએ પોતે સંસ્થા માટે કામ કર્યું અને ચંદો ભેગો કર્યો તો બહેતર એ છે કે કમીટી એ સુરતમાં સાથીને થયેલ ખરેખર ખર્ચ અપાવે. પરંતુ કમીશન અથવા ઉજરતે મીસ્લ તો નહીં મળે. કમીશન તો એટલા માટે કે જાઈઝ જ નથી. અને ઉજરતે મિસ્લ એટલા માટે કે સાથી સાથે અકદે ઈજારહ થયો નથી.

(૮) અગર ટ્રસ્ટી અથવા સફીરને મળતી ભેટ–સોગાતના કારણે ચંદામાં કોઈ કમી/નુકશાન થતું નથી. અને તેના સ્વીકારમાં શરીઅતની અન્ય કોઈ મનાઈ અથવા પાબંદી પણ નડતર રૂપ નથી તો એવી ભેટ/સોગાત તે ટ્રસ્ટી અથવા સફીર માટે જાઈઝ અને દુરૂસ્ત છે. તે એની અંગત માલીકીની કહેવાશે. સંસ્થામાં જમા કરાવવી જરૂરી નથી. તે છતાં કોઈ એહતીયાત રૂપે તે વસ્તુ પણ સંસ્થામાં જમા કરાવી દીએ તો તેનો આ અમલ આવકાર્ય તેમજ સરાહનીય છે. પરંતુ તેવું કરવા માટે તેને ફરજ પાડી શકાય નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ફલેટોંકે ઈખરાજાતકે ચંદ અહમ મસાઈલ.

**સવાલ :–** શહરોમેં રિહાઈશી (રેહને કે) મકાનોં મે એક શકલ ફલેટ કી હોતી હે. જિસ્મે કઈ મંઝિલા ઈમારત હોતી હે. હર મંઝિલ (ફલોર) પર કઈ મકાનાત હોતે હે. ઓર હર મકાન કે અલગ અલગ માલિક હોતે હૈ. બાઝ (કુછ) ફલેટોં મેં બિલ્ડર કે જિસને યેહ ઈમારત તામીર કી હોતી હે, અપના ઝાતી ફલેટ ભી રખતા હે. ઓર ઈસ પુરી બિલ્ડીંગ કે પાની– લાઈટ, ચોકીદાર, લિફટ વગૈરહ કે ઈખરાજાત (ખર્ચ) મુશ્તરક હોતે હે. જો ફલેટ કે મેમ્બરાન સે મકાન કે ગઝ કે હિસાબ સે વસુલ કિએ જાતે હે. ઈસ ફલેટ મેં ચંદ જગહેં સારે મેમ્બરાન કે મુશ્તરક ઈસ્તેમાલ કે લિએ હોતી હે. જૈસે પાર્કિંગ, બાગીચા, ખેલ કા મેદાન વગૈરહ. ઈસ જગહ કે માલિક સભી મેમ્બરાન હોતે હૈં. ઈસી તરહ ઈસ બિલ્ડીંગ કે ધાબે (ટેરેસ) કા ઈસ્તેમાલ બાઝ ફલેટોં મેં મુશ્તરક હોતા હે ઔર બાઝ જગહ આખરી મંઝિલે વાલે હી ઉસકા ઈસ્તેમાલ કર સકેંગે, એૈસા દસ્તાવેજ મેં લિખા હોતા હે. ઈન ફલેટોં મેં મકાન છોટી બડી સાઈઝ કે હોતે હૈં જો હર શખ્સ અપની ઝરૂરત કો ધ્યાન મેં રખતે હુએ છોટા યા બડા ફલેટ ખરીદતા હૈ. બાઝ લોગ એક મંઝિલે કે દો યા તીન ફલેટ સાથ મેં ખરીદ કર અપની ઝરૂરત કે મુતાબિક ઈમારતી કામ મે તબદીલી કરકે ઉસકો એક બડે ફલેટ કી શકલ મેં કર દેતે હૈં તાકે ઉસ મંઝિલકે મુશ્તરક હુકૂક કે વોહ અકેલે હકદાર બન જાએં સાથ હી સાથ બુરે પડોસી સે ભી હિફાઝત રહે. ઈન ફલેટોં કી સિસ્ટમ મેં નીચે લીખે સવાલાત ઉઠતે હૈં/પૈદા હોતે હૈં.

(૧) ઈન ફલેટોં મેં એસા ભી હોતા હે કે એક ફલેટ મેં દો ખાનદાન (ફેમીલી) સાથ મેં રહતે હૈં, જિન્કે ફેમીલી મેમ્બરકી તાદાદ ભી ઝિયાદા હોતી હે ઉસ્કે બરઅકસ એસા ભી હોતા હે કે બડે ફલેટ મેં યા દો તીન ફલેટોં મે એક હી ખાનદાન રેહતા હૈ. છોટી ફેમીલી વાલોં કે પાસ ઝિયાદા ગઝવાલા ફલેટ હોતા હૈ ઔર બડી ફેમીલી વાલોં કે પાસ કમ ગઝ વાલા (છોટી સાઈઝ કા) ફલેટ હો સકતા હે. એૈસે મોકે પર ગઝ કે હિસાબ સે ઈખરાજાત વસૂલ કરના જબકે બડી ફેમીલી વાલે કમ ગઝ વાલી જગહ મે રેહતે હુએ પાની વગૈરહ કા ઝિયાદા ઈસ્તેમાલ કરતે હોં. કૈસા હૈ ?

(૨) બાઝ લોગ ફલેટ ખરીદ કર રખ લેતે હૈં મગર ઉસ્મેં રહતે નહીં. ફલેટ યૂં હી બંદ પડા રેહતા હૈ. યા કભી કભી કોઈ શખ્સ ફલેટ માલિક મહીના યા ઉસ્કા બેશતર હિસ્સા બાહર રહેતા હૈ ઔર કુછ દિન ફલેટ મેં રહા તો ઉસસે ઉસ્કે હિસ્સે કે ઈખરાજાત ચાહે ફલેટ બંદ હો યા મહીને કે દરમ્યાન ઈસ્તેમાલ ન કિયા હો. ઈખરાજાત પૂરે વસુલ કિએ જાતે હૈં. ઈન દોનો સૂરતો મેં ઈખરાજાત પૂરે વસુલ કરના કૈસા હૈ.?

(૩) ઈન ફલેટ વાલો મેં સે કિસી કે યહાં કોઈ તકરીબ, શાદી કી દઅવત યા દાવતે વલીમા હોતી હૈ તો ફલેટ કા મુશ્તરક પાની ઔર લાઈટ કા ઈન્તેઝામ ભી ફલેટ કે મુશ્તરક મીટર સે હોતા હૈ. ઔર યે તકરીબ કરનેવાલા મેમ્બર ઈસ ઝાઈદ કે લાઈટ–પાની કે ખર્ચ કો અદા નહીં કરતા. ફલેટ કે સભી મેમ્બરાન ઈસ બાત સે રાજી નહીં હોતે, મગર મજબુરન બરદાશ્ત કરના પડતા હૈ. તો યે કહાં તક દુરૂસ્ત હૈ ? ઈસ તરહ કી તકરીબાત, દાવતે વલીમા વગૈરહ મેં શરીક હોના કહાં તક દુરૂસ્ત હૈ ?

(૪) ઝિયાદા મંઝિલા વાલી ઈમારતોમેં ચઢને ઉતરને કે લિએ લિફટ કા ઈંતિઝામ હોતા હૈ. જિસકી જરૂરત ઉપર કે મંઝિલ વાલોં કો પડતી હૈ. ઝમીની ફલોર (ગ્રાઉન્ડ ફલોર) પર રેહને વાલોં કો ઈસ કી જરૂરત નહીં હોતી. ફિર ભી ઉન્સે ઈખરાજાત વસુલ કિએ જાતે હૈં. જિસે યેહ લોગ ખુશી સે અદા નહીં કરતે, યેહ કહાં તક દુરૂસ્ત હૈ. ? મઅલૂમ હોના ચાહિયે કે લિફટ કે બીજલી, રિપેરીંગ વગૈરહ કે ઈખરાજાત બહોત બડી મિકદાર મેં આતે હૈ.

(૫) ઝમીન કે મકાનાત (ગ્રાઉન્ડ ફલોર) પર રેહને વાલે મેમ્બરાન બસા અવકાત અપના પાની કા કનેકશન વગૈરહ સબકુછ અલગ લે લેતે હૈં ઔર ફલેટ કા મુશ્તરક પાની ઈસ્તેમાલ નહીં કરતે, ઈસકે બાવજુદ ભી ઉન્સે ઈખરાજાત ફલેટ યા ગઝ કે હિસાબ સે વસુલ કિએ જાતે હૈં. જિસ્કે દેને પર યેહ દિલ સેભી રાજી નહીં હોતે. તો યહ લેના કેસા હૈ. ?

(૬) ઐસે ફલેટોં મેં જહાં બગૈર રઝામંદી કે ઈખરાજાત વસુલ કિએ જાતે હોં વહાં સે પાની પીના યા ઉસ પાની સે વુઝૂ ઔર ગુસ્લ કરકે નમાઝ પઢના ઔર પઢાના કયા હુકમ રખતા હૈ ? ઐસે ફલેટ મેં કોઈ શખ્સ બતોરે

મહેમાન જાએ તો ઉસે વહાં ઠેહરનાં ઔર પાની વગૈરહ કા ઈસ્તેમાલ કરના કયા હુકમ રખતા હે ?

(૭) મસ્જિદ કે ઈમામ સાહબ કા ખાના ઐસે ફલેટ વાલોં કે યહાં સે આતા હો જો મુશ્તરક પાની સે બના હૈ, તો ઈમામ સાહબ કો વહાં કા ખાના ખાના કયા હુકમ રખતા હે ? ઐસે ઈમામ કે પીછે નમાઝ દુરૂસ્ત હે યા નહીં?

(૮) ફલેટ મેં મુશ્તરક પાર્કિંગ કી જગહ મેં જિસ્મેં સભી મેમ્બરાન કા હક હે, મેનેજમેન્ટ કરને વાલે હઝરાત અપને અસર વ રૂસૂખ સે કિસી બારાત વગૈરહ કો ઉતારને કી ઈજાઝત દે દેતે હૈં ઔર દિગર મેમ્બરાન સે ઈજાઝત તલબ નહીં કી જાતી, એસે મોકો પર ફલેટ કે મેમ્બરાન કો અપની સવારીયાં રખને મેં ઔર ફલેટ મેં આને જાને મેં બળી દિકકત હોતી હે. બારાતી લોગ જહાં દિલ ચાહે કુરસિયાં લગા કર બેઠ જાતે હૈં જિસ્મેં બે શર્મી અને બેહયાઈ કા ખુલા મુઝાહિરા હોતા હે. બારાતીયોં કે નાદાન બચ્ચે યા નૌજવાન લડકીયાં ફલેટ કે બાગ મેં લગે હુએ ફુલ વગૈરહ તોડ કર ઈસ્તેમાલ કર લેતે હૈં ઈસ કિસ્મ કી દઅવત કરનેવાલોં કે લિએ કયા હુકમ હે ? કયા ઐસી દઅવત મેં શિર્કત દુરૂસ્ત હોગી ? કિસી શખ્સ કો પતા નહીં ઔર એસી બારાત મે શરીક હો ગયા, જિસે ફલેટ કે પાર્કીંગ કી જગહ મેં ઠેહરાયા ગયા હો તો વોહ કયા કરે ? ઐસી બારાત યા ગમી કે મૌકોં પર શરીક હોના કહાં તક દુરૂસ્ત હે ?

(૯) ઈસ કિસ્મ કે ફલેટ કે ઈખરાજાત કે લિએ બાઝ લોગ યેહ ઈંતિઝામ કરતે હૈં કે હર મેમ્બર સે એક મુતઐયન રકમ લેકર બેંક મેં ફિક્ષ ડિપોઝીટ મેં રખ દેતે હૈં. ઔર ઉસ્કે સુદ સે મહાના લાઈટ, પાની વગૈરહ કે ઈખરાજાત પુરે કિએ જાતે હૈં. લિફટ ચલાનેવાલે કો ઔર ચોકીદાર ઔર હિસાબ કિતાબ લિખને વાલે કો તન્ખ્વાહ (પગાર) ભી ઈસી સૂદ કી રકમ સે અદા કી જાતી હે. ઐસે ફલેટ કા પાની ઈસ્તેમાલ કરકે, વૂઝૂ ગુસ્લ કરકે નમાઝ પઢના ઔર પઢાના કૈસા હે ? ઐસે ફલેટ મેં લિફટ મેન ચોકીદાર યા હિસાબ નવીસ કી નોકરી કરના કૈસા હે ? કિસી ઈમામ સાહબ કા ખાના ઐસે ફલેટ વાલોં કે

યહાં સે આતા હો તો ઉન ઈમામ સાહબ કે પીછે નમાઝ દુરૂસ્ત હોગી યા નહીં? દુરૂસ્ત ન હોને કી શકલ મેં કઈ મહીનોં યા બરસો તક જો નમાઝે ઉન્કે પીછે અદા કી હો તો વોહ નમાઝે વાજિબુલ-ઈઆદા હોગી યા નહીં?.

(૧૦) અગર સાલાના ઈખરાજાત પૂરે કરને કે બાદ ભી સુદ કી રકમ સે કોઈ રકમ બચ જાએ તો સાલાના મીટીંગમેં મેમ્બરોં કો યા તો ઉસ રકમ સે દઅવત કરદી જાતી હૈ યા કોઈ ચીઝ બતૌરે તોહફે કે દે દી જાતી હે. ઐસી દાવતમેં મેંમ્બરોંકો યા ઐસે મૌકે પર ઉન્કે યહાં આએ હુએ મહેમાનોં કા શરીક હોના ઔર કિસી ચીઝ કા ગીફટ કે તૌર પર કુબૂલ કરના કેસા હે?

(૧૧) એક ફલેટમેં પેહલે હર માહ ઈખરાજાત વસુલ કિએ જાતે થે. અબ મેમ્બરોનેં તય કિયા કે રકમ લેકર ફિક્ષ ડિપોઝીટ મેં રખદી જાએ. સભી મેમ્બરાન એસા નહીં ચાહતે. વોહ હર માહ ઈખરાજાત દેના ચાહતે હૈં લેકિન ઉસે કુબૂલ નહીં કિયા જાતા. ઐસી સૂરતેહાલમેં ઉન મેમ્બરોં કે લિએ અપની ઈઝઝત બચાને ઔર બદનામી કે ખૌફ સે વોહ રકમ અદા કરના ઝરૂરી હો જાતા હે. વરના ફલેટ ખાલી કરના પડતા હે જો એકદમ આસાન કામ નહીં. ઐસી સુરતમેં મકાન બદલને તક જિસ્મેં કઈ સાલભી લગ સકતેં હે. સૂદ કી રકમ કા લાઈટ, પાની ઈસ્તેમાલ કરના દુરૂસ્ત હે યા નહીં? ઔર યેહ રકમ મજબૂરન અદા કરનેવાલા શખ્સ તઆવુન અલલ ઈસ્મ વલ ઉદવાન મેં દાખિલ હોગા યા મઅઝૂર ગિના જાએગા?

(૧૨) મુશ્તરક ઈખરાજાત કે લિએ પાની કી મોટર ઔર લાઈટ વગૈરહ કા મુશ્તરક મીટર હોતા હે. જિસ્કા ખર્ચા પૂરે ફલેટવાલોં કો અદા કરના પડતા હે. બસા અવકાત ઈંતિઝામી ઝિમ્મેદાર મીટર કો બંદ કર દેતે હૈં યા ઉસકી ચાલ ધીમી કર દેતેં હૈં ઓર ઈસ તરહ બીજલી કી ચોરી કરતે હૈં. ઈસ તરહ ફલેટ મેં પહોંચને વાલે પાની સે વુઝુ યા ગુસ્લ કરના ઓર નમાઝ પઢના ઔર પઢાના કેસા હે?

(૧૩) બાઝ મોહતાત મેમ્બરાન ઈસ તરહ કી ચોરી યા સૂદ સે બચને કે લીએ પાની કા ઈંતિઝામ અપના અલગ કર લેતે હૈં. ઔર ફલેટ કા મુશ્તરક પાની લાઈટ ઈસ્તેમાલ નહીં કરતે. ફિર ભી ઉનસે ફીક્ષ ડિપોઝીટ કી રકમ લી

જાતી હૈ. યા માહાના ઈખરાજાત વસૂલ કિએ જાતે હૈ. ઈસ્કા કયા હુકમ હૈ ?

(૧૪) જિન હાલાતમેં યે રકમ લી જાતી હૈ વોહ ઝુલ્મન હોતી હૈ. અપની ઈઝઝત વગૈરહ કો બચાને કે લીએ અદા કરની પડતી હૈ. કયોં કે અદા ન કરને કી સૂરતમેં ઉન્કે નામ કી તશ્હીર હોતી હૈ. ઐસે મેમ્બર જીન્હોને અપના પાની, લાઈટ કા ઈતિઝામ અલગ સે કર લિયા હો, ઈસ કિસ્મ કે નાજાઈઝ મુતાલબાત કો બેંક કી સૂદી રકમ સે અદા કરે તો દુરૂસ્ત હૈ યા નહીં ?

(૧૫) ફલેટ કા તામીર કરનેવાલા બિલ્ડર, બસા અવકાત જિન્કા ખુદ ભી ઈસમેં એક ફલેટ હોતા હૈ, વોહ પાર્કીંગ કી જગહ મેં દુસરે લોગોં કો ઠેહરાતા હૈ. પાર્કીંગ કી લાઈટ વગૈરહ કા ઈસ્તેમાલ કરતે હૈ. ઈસી તરહ બિલ્ડીંગ કી છત કા ભી અપના મન માના ઈસ્તેમાલ કરતે હૈ. જબ કે ફલેટ કે મેમ્બરાન રાજી નહીં હોતે. ઈસ કિસ્મ કે પ્રોગ્રામો મેં શરીક હોના જહાં લાઈટ ઔર પાની મુશ્તરક ઈસ્તેમાલ હોતા હો કૈસા હૈ ?

(૧૬)ફલેટ કા ઈંતિઝામ કરને કે લિએ એક કમીટી હર સાલ તજવીઝ કી જાતી હૈ. યેહ કમીટી કે મેમ્બર ફલેટ કે અપને હિસ્સે વાલી ઈમારતમેં અગર કોઈ રિપેરીંગ વગૈરહ કા કામ કરના હોતા હૈ તો અચ્છા માલ સામાન ઈસ્તેમાલ કરકે જલ્દ અઝ જલ્દ કર લેતે હૈં. અગર દૂસરે મેમ્બરોં કો કોઈ તકલીફ હો તો ઉસ્કી સુનાઈ જલ્દી નહીં હોતી. મેનેજમેન્ટ કે ઝિમ્મેદારોંકા ઐસા કરના કહાં તક દુરૂસ્ત હૈ ?

(૧૭) એસે ફલેટો મેં પાની કે પાઈપ ઔર ગટર લાઈન કે પાઈપ વગૈરહ મુશ્તરક હોતે હૈ. ગટર યા પાની વગૈરહ કા પાઈપ ભર જાનેકી શકલ મેં આમ તૌર પર ગ્રાઉન્ડ ફલોરવાલોં કો હી તકલીફ હોતી હૈ. મેનેજમેન્ટ કે ઝિમ્મેદાર અગર ઉન્કા અપના ફલેટ ગ્રાઉન્ડ ફલોર પર ન હો તો પાઈપ વગૈરહ કો સાફ કરને કે લીએ ધ્યાન નહીં દેતે. ઐસી સુરત મેં ગ્રાઉન્ડ ફલોર પર રેહનેવાલે મેમ્બર અપની ઝાતી રકમ સે કામ કરવાને પર મજબૂર હોતે હૈ. યે રકમ વોહ ચાહતે હૈં, કે ઉન્કે માહાના ઈખરાજાત કી રકમ સે કાટકર વસુલ કરલે મગર ઉનકો ઈસ બાત કી ઈજાઝત નહીં હોતી. બલ્કે માહાના ઈખરાજાત કી રકમ પૂરી અદા કરની પડતી હૈ. ઐસી સુરત

મેં ગ્રાઉન્ડ ફલોર વાલે અગર યેહ ખર્ચે સૂદ કી રકમ સે અદા કર દેં તો દુરૂસ્ત હોગા યા નહીં ?

(૧૮) અગર કિસી ફલેટ મેં એક મેમ્બર સે નાજાઈઝ તરીકે સે રકમ વસુલ કી જાતી હૈ તો ઉસ ફલેટ કે પાની–લાઈટ વગૈરહ કા દૂસરોં કે લિએ ઈસ્તેમાલ કરના જબકે ઈસ પાનીમેં ઝબરદસ્તી કી રકમ ભી શામિલ હૈ, કહાં તક દુરૂસ્ત હૈ ?

(૧૯) બાઝ ફલેટો મેં ફલેટ કે માલિક અપના ફલેટ દુસરે કો કિરાએ સે યા બગૈર કિરાએ કે રેહને કે લિએ દેતે હૈં તો ઐસી શકલ મેં માહાના ઈખરાજાત કી રકમ દુગની વસૂલ કી જાતી હૈ ઈસ્કા કયા હુકમ હૈ ?

(૨૦) મેનેજમેન્ટ કે ઝિમ્મેદાર હઝરાત ફલેટ કે મુશતરક કામ કરને કે લીએ રખે હુએ નોકર સે અપને પ્રાઈવેટ ઘરેલુ કામ ભી કરવાતે હૈ. ચૂં કે પગાર દેને કે ઝિમ્મેદાર યહી લોગ હોતે હૈં. નોકર ભી દબાવ મેં આકર કામ કર દેતા હૈ. મેનેજમેન્ટ કે ઝિમ્મેદારોં કા ઈસ તરહ ફલેટ કે નોકર (પગી) સે અપને પ્રાઈવેટ કામ કરવાના કહાં તક દુરૂસ્ત હૈ ? ઐસે ઝિમ્મેદાર હઝરાત કે યહાં પર દાવત મેં જાના યા ઉન્કે ઘર કા ખાના કૈસા હૈ ? જબકે દાવત કે સામાન કી તૈયારી મેં ઐસે હી નોકર સે કામ લીયા ગયા હો.

ઉમ્મીદ હૈ ઈન સવાલાત કે તફસીલી જવાબાત લિખકર મુસ્તફીઝ ફરમાએંગે.

**જવાબ** :– " અલ–ઉકુદુ–દુર્રિય્યહ–ફી–તનકીહીલ ફતાવા –લ–હામિદીય્યહ" મેં મુખતલીફ કીસમકે માલી–તાવાન જો લોગોં પર હુકુમત યા ઈદારોં યા એહલે કરયહ કી તરફ સે લગાએ જાતે હંય ઉનકે સિલસિલે મેં એક મુસ્તકીલ ફસ્લ કાઈમ કી હય. જો દુસરી જીલ્દ મેં "કિતાબુલ–કિસ્મત" કે ઝીમ્ન મેં હય. વહાં ઈસ નોઅ કે મસાઈલ બયાન કીએ ગયે હૈય.પુરી ફસ્લ કા મુતાલઅહ ઈન્શાઅલ્લાહ મુફીદ સાબીત હોગા.

[દિખીએ જીલ્દ ૨, પેજ ૧૯૮ સે ૨૦૦
ઔર દુર્રે મુખ્તાર શામી કે સાથ ૫/૧૯૦ તકરીરાતે રાફીઈ ૨/૨૯૯]

ઉસમેં સે ચંદ ઈબારતેં બકદરે–ઝરૂરત પેશ કર રહા હું :

سئل فيما إذا كان رجل ساكن بدمشق وله أملاك في قرية من قراها وترد على القرية المزبورة غرامات متعلقة بالأبدان والأنفس فهل لا ينوب الرجل المذكور شيء من الغرامات المتعلقة بالأنفس ( الجواب ) الاصل في ذلك أنه لا يلزم أحد بشيء من ذلك شرعاً ولحاكم الشرع رفع ذلك ومنعه فإذا لم يمكن رفع ذلك ولامنعه فما كان لحفظ الأملاك فالقسمة على قدر الملك ، لأنها مؤنة الملك ، وإن كانت لتحصين الأبدان فعلى عدد الرؤس ، لأنها مؤنة الرأس ولا يدخل في ذلك النساء والصبيان، لأنه لا يتعرض لهم ، ولأنه لا يمكن دفعها ، فوجب توزيعها على حسب ذلك كما ذكر هذا التعليل الخير الرملي فى فتاويه و من لم يكن ساكن فى القرية المزبورة لا يلزمه من الغراماة المتعلقة بتحصين الأبدان شيء ، لأن بدنه ليس في القرية المزبورة . قال الإمام الجليل فخر الدين قاضيخان في فتاواه المشهورة في كتاب القسمة :أهل قرية غرمهم السلطان ، فقال بعضهم: يقسم ذلك على قدر الأملاك . وقال بعضهم يقسم على عدد الرؤس . وقال الفقيه أبو جعفر إن كانت الغرامة لتحصين الاملاك يقسم على قدر الأملاك ، لأنها مؤنة الملك ، وإن كانت لتحصين الأبدان تقسم على عدد الرؤس الذين يتعرض لهم ، لأنها مؤنة الرأس ولا شيء من ذلك على النساء والصبيان ، لأنه لا يتعرض لهم ، اهـ. بحروفه ومثله في قسمة الذخيرة والتتارخارنية . وكذا في التجنيس وشاوى، الأنقروي والولوالجية والأشباه وغيرها من الكتب المعتبرة النعمانية . تنقيح الفتاوى الحامدية . (۱۹۸/۲، ۱۹۹)

(أقول) حاصله أن مايؤخذ من القرى إن كان يؤخذ منهم لا بأعتبار أملاكهم ، بل يؤخذ منهم ، وإن لم يكن لهم أملاك كالأعراب والإكراد ، ممن لا عقارلهم فهو على الرؤس ، وإن كان يؤخذ منهم بأعتبار أملاكهم كالتبن والشعير والحطب فهو على قدر الأملاك لأنه لو لم يكن لهم عقارات وزرع لم يطلب منهم ذلك لكن قولهم لتحصين الأملاك أو الرؤس لا يستلزم التخصيص بذلك إذ قد يكون أخذ نحو الدرهم لتحصين الأملاك وأخذ نحو التين والشعير لتحصين الرؤس على أن غالب الغرامات الواردة على القرى في هذا الزمان ليست لحفظ أملاك ولا لحفظ أبدان وإنما هي مجرد ظلم وعدوان ، فإن غالب مصارف الوالي وأتباعه وعمارات منزله ومنزل عساكره . وما يدفعه إلى رسل السلطان حفظه الله تعالىٰ الواردين بأوامر أو نواهي وأمثال ذلك كله يأخذه من القرى ويسمون ذلك بالذخيرة تؤخذ في بلادنا في كل سنة مرتين ، ويزيد فيها دراهم كثيرة رشوة لأعوانه و هواشيه من أعيان البلدة ، وقد جرت العادة بقسمة ذلك كله على عدد فدن القرية ، وتارة يقسمونه على مقدار حق الشرب بالساعات الرملية فمن كان له فدان مثلاً يؤخذ منه ما يخصه أو من له ساعة يؤخذ منه مايخصه سواء كان رجلاً أو امرأةً أو صبياً ، الخ تنقيح الفتاوى الحامدية. (٢/ ٢٠٠)

દુર્રેમુખ્તાર મે હય :-

الغرامات إن كانت لحفظ الأملاك فالقسمة على قدر الملك وإن لحفظ الأنفس فعلى عدد الرؤس ، الخ .

(قوله: إن كانت) هذا أحد أقوال ثلاثة حكاها في الولوالجية وغيرها . ثانيها على الأملاك مطلقاً . ثالثها عكسه ، الخ

(در مختار مع الشامي ١٩٠/٥)

(قوله: فعلى قدر الرؤس التي يتعرض لهم ، الخ ) ظاهره والتعليل بعده أنه إذا تعرض للنساء والصبيان يدخلون في الغرامة .

(تقريرات الرافعي ٢٩٩/٢)

મઝકુરહ કીતાબોંકી ઈબારતે બાલા સે ઉસૂલી તોર પર યહ મઅલૂમ હોતા હય કે જીન ઈખરાજાત ઔર મસારીફ કા તઅલ્લુક અમલાક સે હય ઉનકો અમલાક કી મિકદાર પર તકસીમ કીયા જાએ. ઔર જિન મસારીફ કા તઅલ્લુક અફરાદ સે હય, ઉનકો અફરાદ કી તઅદાદ પર તકસીમ કીયા જાએ. ઔર અગર ઉન મસારીફ કા તઅલ્લુક ચીઝોં કે ઈસ્તેમાલ સે હય ઔર ઈસ્તેમાલ કી જાનેવાલી ચીઝ કી મીકદાર કી તહદીદ ઔર તઅયીન કીસી આલે યા મશીન સે હો સકતી હય. તો જીતની મીકદારમેં વોહ ચીઝ ઈસ્તેમાલ હુઈ હય ઉસકે મુતાબીક ઉસકે ઈખરાજાત વસુલ કીએ જાએં, મસલન બીજલી ઔર પાની કે મામલે મેં મીટર લગાકર ઈસ્તેમાલ શુદહ બીજલી ઔર પાની કી મીકદાર કે મુતાબીક ઈખરાજાત વસૂલ કીએ જા સકતે હંય. ઔર અગર વોહ ચીઝ ઐસી હય જીસ સે ઉઠાયે જાનેવાલે ફાયદેકી તહદીદ મુશકીલ હય તો ઉસમેં આપસ કે મશવરહસે સહીહ તખમીનહ વ અંદાઝહ કી જો કરીબતરીન સુરત હો વોહ ઈખ્તીયાર કર કે ઈખરાજાત તકસીમ કીએ જાએ. મસલન લીફટ કે મામલે મેં ગ્રાઉન્ડ ફલોર વાલે તો ઈસ્તેમાલ હી નંહિ કર રહેં હંય, તો ઉનકો છોડકર બાકી મંઝિલહવાલોં મેં ઈખરાજાત તકસીમ કીએ જાએં, ઉસમે પેહલે ઔર આખીરી મેં ફર્ક કી જરૂરત નંહિ. અલબત્તહ અફરાદ કી તઅદાદ કા લિહાઝ

કીયા જાએ.

અબ આપકે સવાલાત કે જવાબાત બિત્તરતીબ દીયે જાતે હંય.

(૧) ઈસ કા જવાબ ઉપર ઉસૂલી બાતોં મે આ ચુકા હય.

(૨) ફલેટ મુકમ્મલ બંદ રેહને કી સુરતમેં ઉન ઈખરાજાતકા ઉસસે વસૂલ કરના જીસકા તઅલ્લુક અમલાક સે નહિં હય. જાઈઝ ઔર દુરૂસ્ત નહિ. અલબત્તહ કુછ દિન ઈસ્તેમાલ કરને કી સુરતમેં ઈસ્તેમાલ શુદહ અશયાઅ કી તહદીદ મશીન યા આલે સે મુમકીન હો વોહ તો ઈસ્તેમાલ કે મુતાબીક વસૂલ કીયા જાએ. ઔર જહાં યેહ મુમકીન નહિં વહાં આપસ મેં મીલકર સમજોતા કીયા જાએ ઔર દોનોં ફરીક ઉસ કી પાબંદી કરેં.

(૩) શરીક કી રઝામંદી કે બગેર મુશતરક ચીઝ કા ઈસ્તેહકાક સે જીયાદહ ઈસ્તેમાલ જાઈઝ નહિ. જીતની જીયાદતી વસૂલ કી હય ઉસકે બકદ્ર જીમાન દેના જરૂરી હય. વરના ગુનેહગાર હોગા.

ચું કે ઝયાદતી કી મીકદાર જીમાન વાજીબ હુવા હય. ઈસ લીએ તકરીબાત મેં શીરકત કરનેવાલોં કે લિયે ગુંજાઈશ હય. (ખુસુસન જબ ઉનકો મઅલુમ ભી નહિ) લેકીન અગર વોહ જીમાન અદા નહિ કરતા તો ઉસ સુરતમેં શીરકત સે એહતિરાઝ મેં એહતિયાત હય.

(૪) જવાબ આ ચુકા હય.

(૫) જાઈઝ નહિ.

(૬) ઈખરાજાત વસૂલ કરનેવાલે વસૂલયાબી કે જીમ્મેદાર હૈય. ઔર નાહક વસૂલ કરનેકી સુરતમેં ઉનપર જીમાન હય. ઉસકી વજહ સે પાની પર હુકમ લગાને કી જરૂરત નહિ.

(૭) ખાના હલાલ હય. ઔર નમાઝ ભી દુરૂસ્ત હય.

**નોંટ** :- હરામ માલ સે ખરીદી હુઈ ચીઝ કે સીલસીલેમેં શામી [૪/૨૪૪]મેં જો વઝાહત કી ગઈ હય વોહ પેશે નઝર રહે.

في الدر المختار : اكتسب حراماً واشترى به أو بالدراهم المغصوبة شيئاً . قال الكرخي إن نقد قبل البيع تصدق بالربح وإلا لا ، وهذا قياس ،

وقال أبوبكر كلاهما سواء ولا يطيب له ، وكذا لو اشترى ولم يقل بهذه الدراهم واعطى من الدراهم . قال الشامي (قوله: اكتسب حراماً، الخ) توضيح المسئلة ما في التتارخانية حيث قال رجل اكتسب مالا من حرام ثم اشترى، فهذا على خمسة أوجه : اما إن دفع تلك الدراهم إلى البائع أولاً ثم اشترى منه بها أو اشترى قبل الدفع بها و دفعها أواشترى قبل الدفع بها ودفع غيرها أو اشترى مطلقاً ودفع تلك الدراهم أو اشترى بدراهم أخر ودفع تلك الدراهم . قال أبونصر: يطيب له ولا يجب عليه أن يتصدق إلا في الوجه الأول ، وإليه ذهب الفقيه أبو الليث ، لكن هذا خلاف ظاهر الرواية ، فإنه نص في الجامع الصغير إذا غصب ألفا فاشترى بها جارية وباعها بألفين تصدق بالربح . وقال الكرخي: في الوجه الأول والثاني لا يطيب وفي الثلاث الأخيرة يطيب . وقال أبو بكر لا يطيب في الكل ، لكن الفتوى الآن على قول الكرخي دفعاً للحرج عن الناس ، اهـ، وفي الولوالجية . وقال بعضهم: لا يطيب في الوجوه كلها وهو المختار ، لكن الفتوى اليوم على قول الكرخي دفعاً للحرج لكثرة الحرام ، اهـ . وعلى هذا مشي المصنف في كتاب الغصب تبعاً للدرر وغيرها. (شامي ٤/٢٤٤)

ફતાવા મહમૂદીય્યહ ૯/૩૮૭ મેં હય " ઝખીરા, કુહીસ્તાની, ગુરર, મુખ્તસરેવિકાયહ, ઈસ્લાહ વગયરહ મેં ઈસપર ફતવા ભી નકલ કીયા ગયા હય".

(૮) ઐસા કરના જાઈઝ નહિ. ચુંકે ઐસી દઅવતમેં શીરકત કે નતીજેમેં એક મુસલમાન કી હકતલફી હોને કે સાથ, ઉસકી ઈઝારસાની ભી હય, ઈસ લીએ ઉસમેં શરીક નહો. જો આદમી બેખબરીમેં ઐસી દઅવત/બારાત

મેં ચલાગયા હો ઔર વહાં જાકર યેહ સુરતેહાલ દેખે તો વહાં ન ઠહેરે. યા ઐસી જગહ ઠહેરે જીસસે હકતલફી /ઈઝારસાની લાજીમ ન આતી હો. ઈસ તરહ ખુદકો બચાલે.

(૯) ઉપર નંબર સાત કે આખીરમેં જો નોટ લીખા હય ઉસસે ઈસકા હુકમ મઅલુમ હો જાતા હય.

(૧૦) જાઈઝ નંહિ.

(૧૧) ઉસને તો ઈન્તેઝામ કરનેવાલોં કે જબ્ર સે સિર્ફ ઉનકો રકમ દી હય. ઉસ રકમ કો ફિકસ મે રખના ઉસકા અમલ નંહિ હય. ઈસ લીએ વોહ મઅઝૂર હય.

લાઈટ, પાની કા હુકમ ઉપર આ ચુકા હય.

(૧૨) ચોરી કી જીમ્મેદાર ઈન્તેઝામીયહ હય. ઉનપર ચોરી કે બકદ્ર જીમાન વાજીબ હય. ઉસ પાની સે વુઝુ/ગુસલ સહીહ હય. ઔર નમાઝ ભી દુરૂસ્ત હય.

(૧૩) યેહ ઝુલ્મ ઔર ગસબ હય.

(૧૪) નંહિ, ઈસ લીએ કે ઉનકે પાસ અગર બેંક સૂદ કી રકમ પહોંચી હય તો ઉસકે સીલસીલે મેં શરઅન ઉનકા ફરીઝહ યહ હય કે વોહ ઉસકો બિલા-નિય્યતે-સવાબ ગુરબા કો દે દેં. યહાં દેને સે ઉનકા વોહ ફરીઝહ અદા નંહિ હોતા.

(૧૫) વહાં શરીક નહોં.

(૧૬) ઉનકા યેહ અંદાઝ ખિયાનત હય.

(૧૭) નંહિ, જવાબ નંબર (૧૪) દેખ લેં.

(૧૮) જવાબ નંબર સાત કે બાદવાલા નોટ દેખલેં.

(૧૯) યેહ ભી ઝુલ્મ ઔર ગસબ હય.

(૨૦) યેહ ખિયાનત હય. ખાના દુરૂસ્ત હય. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૪. મસ્જિદવાર જમાઅતના મશ્વરહમાં ગુટખા ખાવું કેવું છે ?

**સવાલ :-** અમારા ગામની મસ્જિદમાં મસ્જિદવાર જમાઅતના અમુક સાથી દીનની વાત સાંભળતી વખતે અને મશ્વરામાં બેઠા હોય ત્યારે અને અલ્લાહના દીનની વાત કરતા હોય ત્યારે મસ્જિદની અંદર ગુટખા ખાય છે. આ વાતની ચર્ચા અમારી મસ્જિદવાર જમાઅતમાં થઈ ત્યારે સાથીઓની જુદી જુદી વાતો સામે આવી અને હુજ્જત પેશ કરી કોઈએ કહયુ કે હઝરતજી રહમતુલ્લાહિ અલયહિને મસ્જિદમાં બેઠા—બેઠા પાન ખાતા જોયા છે અને બીજા સાથીએ કહયું કે મોલાના અ.રહમાન સાહબ ખડીયાસણવાળાને અમે મસ્જિદમાં બેસીને બયાન કરતી વખતે પાન ખાવાની હાલતમાં જોયા છે તો ગુટખા મસ્જિદમાં ખાવાથી કોઈ હરજ નથી.

બીજું કે જયારે અમારા અમુક સાથીઓને પુછવામાં આવ્યું ત્યારે તેઓએ જવાબ આપેલ આ કાંઈ હરામ કામ નથી, સાથી મજબૂરીની હાલતમાં ખાઈ શકે છે.

જનાબ મુફતી સાહબ જયારે કોઈ માણસ એક અફસરની સામે કે કોઈ અધિકારી સામે જયારે જાય છે તો જાહેરી વાત છે કે બનીઠનીને મોઢું સાફ કરીને જાય છે. તો શું ખુદાની સામે અને ખુદાના દરબારમાં ગુટખા ખાવું જાઈઝ છે.

આજ સુધી તો દાવતના કામ કરવાવાળા સાથી ખાતા હતા. એમને જોઈ અવામ લોકો ખાવા લાગ્યા છે તો આનાથી બહું જ મોટું નુકસાન થઈ રહયું છે. અમારા મોટા વડીલો જે આ કામમાં નથી લાગ્યા છે તેઓને બહુજ એતરાઝ છે અને આનાથી દીનના કામમાં બહુજ મોટું નુકસાન થઈ રહયું છે તો આ સવાલનો જવાબ વિગતવાર તફસીલથી લખી આપશો.

**જવાબ :-** હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા. રહમતુલ્લાહી અલયહ લખે છે કે મસ્જિદમાં શેઅર પઢવું અથવા ખાણું ખાવું અને સુવું જાઈઝ નથી. અલબત્ત અગર શેઅર નસીહત અને વઅઝરૂપી હોય અથવા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નઅત અથવા ઈસ્લામની હકકાનિયતને લગતા હોય તો તેને મસ્જિદમાં પઢવું એ શર્તની સાથે જાઈઝ છે કે નમાઝ પઢનારાઓ તેમજ ઝિક્ર—તિલાવતમાં મશ્ગુલ લોકોને તેના થી

ખલલ ન પહોંચે. મુસાફિર અને મોઅતકિફ માટે મસ્જિદમાં ખાવું અને સુવું જાઈઝ છે. [આદાબુલ મસાજિદ પે. ૩૭]

મસ્જિદમાં બેસી દીનની વાતો સાંભળતી વખતે અથવા દીન બાબત મશવરહ માટે બેઠા હોય તે દરમિયાન કોઈક વસ્તુ એ રીતે ખાવી જેને ખાણું ખાવાનું નામ આપી ન શકાય જેમકે મોં માં પાન રાખવું અથવા ગુટખા ખાવું (જેમાં દુર્ગંધ ન હોય) તેની ગુંજાઈશ છે તે છતાં બેહતર એ છે કે મસ્જિદની બહાર જઈ પોતાની આ જરૂરત પુરી કરે, જેથી કોઈને બદગુમાની કરવાનો મોકો ન મળે. પોતાને બદગુમાનીની જગ્યાથી બચાવવું પણ શરઈ રૂએ મહત્ત્વનું કામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. મસ્જિદવાર જમાઅતના મશ્વરહ વખતે મોબાઈલ દ્વારા વાતો કરવી.

**સવાલઃ–** અમારા ગામની મસ્જિદમાં મસ્જિદવાર જમાઅતના અમુક સાથી અલ્લાહના દરબારમાં બેસીને મોબાઈલથી બેરોકટોક દુનીયાની વાતો કરતા હોય છે. અને અમુક વખતે જ દીનની વાતો કરતા હોય છે. આ વાતની અમારી મસ્જિદવાર જમાઅતમાં ચર્ચા થઈ અને કેટલી વખત અમારા ગામના વડીલોએ કહયું કે અલ્લાહના દરબારમાં મોબાઈલથી કોઈ પણ વાત કરવી જોઈએ નહીં. ત્યારે સાથીઓની જુદી જુદી વાત સામે અને હુજ્જત પેશ કરી કે મૌલાના ઉસમાન સાહબને ચાલુ બયાન માં વાત કરવાની હાલતમાં જોયા છે. (તેનો વિગતવાર તફસીલથી જવાબ આપશો) તો મસ્જિદમાં મોબાઈલથી વાત કરવી જાઈઝ છે ?

**જવાબ :–** જે જગ્યા જમાઅતથી નમાઝ પઢવા માટે નકકી કરવામાં આવી છે ત્યાં વગર ગુસલે જવું મના છે. તે મસ્જિદ કહેવાય છે. ત્યાં નમાઝ તિલાવત અને ઝિક્ર માટે જવું જોઈએ, દુનીયાની વાતો કરવા માટે ત્યાં બેસવા ઉપર વઈદ છે. [ફતાવા મહમૂદિયહ ૧૫/૧૯૯] ઘોંઘાટ કર્યા વગર મસ્જિદમાં બેસીને એ રીતે મશ્વેરો કરવો કે કોઈની નમાજમાં ખલલ ન આવે અને મસ્જિદનો અદબ પણ જળવાયેલો રહે, તો એવું કરવાની ઈજાઝત છે. [ફતાવા મહમૂદિય્યહ ૧૫/૨૦૦] અગર કોઈ માણસ મસ્જિદમાં નમાઝ માટે ગયો

અથવા દીનની બાબત મશ્વરહ માટે બેસ્યો તે દરમયાન કોઈ જાઈઝ વાતચીત પોતાના સાથીથી અથવા મોબાઈલ વડે કરી લીધી તો એના ઉપર કોઈ વઈદ નથી.

હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા. રહમતુલ્લાહી અલયહિ લખે છે કે દુન્યાની તે વાતો જે મસ્જિદની બહાર જાઈઝ અને દુરૂસ્ત છે, મસ્જિદમાં પણ જાઈઝ છે અને જે મસ્જિદની બહાર પણ ના જાઈઝ હોય તે મસ્જિદમાં સખ્ત હરામ છે, ફત્હુલ કદીર માં લખ્યું છે કે મસ્જિદમાં દુન્યાની વાતો નેકીઓને એવી રીતે ખાય જાય છે જેવી રીતે આગ લાકડીને ખાય જાય છે. (આગળ લખે છે) અગર વાતો કરવા માટે જ મસ્જિદમાં બેઠો નથી બલ્કે સંજોગવસાત દુન્યાની કોઈ જરૂરી વાત ધીમેથી કરી લીધી તો વાંધો નથી. પરંતુ બેહતર એ છે કે એનાથી પણ બચે. [આદાબુલ મસાજિદ પે. ૩૭–૩૮] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. જુઠું એફીડેવિટ કરાવી સ્કૂલમાં દાખલો કરાવવું.

**સવાલ** :– એક છોકરાની ઉમર સ્કૂલ ખુલતી વખતે લગભગ પોણા પાંચથી પાંચ વરસની છે. આમ છોકરો દેખાવમાં પણ બરાબર છે, હોશિયાર પણ છે. પરંતુ સ્કુલના હેડ માસ્ટર કહે છે કે છોકરાની ઉમર પાા કે છ વરસની નથી એટલે કે એને સ્કૂલના પહેલા કલાસમાં દાખલ કરવામાં નહિં આવે. હાલાં કે એ છોકરો બે વરસની સ્કૂલની ઈબ્તિદાઈ કલાસ (બાલવાડીએ) પણ જતો હતો હવે એને સ્કૂલમાં દાખલ કરવામાં નહિ આવે તો એ છોકરો ઘણોજ વેરાન તેમજ રખડેલ બની જવાનો સંભવ છે, તો શું આવી સુરતમાં એ છોકરાની જુઠી જન્મ તારીખ જુઠી કસમ ખાઈને એફીડેવિટ કરાવી શકાય અને જુઠી જન્મ તારીખ રજુ કરી સ્કૂલમાં દાખલ કરી શકાય. જુઠી જન્મ તારીખ રજુ કરવાનો મકસદ ફકત છોકરાનું ભવિષ્ય તેમજ તેના ભણતર માટે જ છે જેની નોંધ લેવા વિનંતી.

**જવાબ** :– જુઠ બોલવા ઉપર હદીસે પાકમાં સખ્ત વઈદો આવી છે. નબીએ કરીમ (સલ.)નો ઈરશાદ છે કે જયારે કોઈ બન્દો જુઠ બોલે છે તો તે

શબ્દની દૂર્ગંધથી અલ્લાહ તઆલાનો ફરિશ્તો એક માઈલ દૂર ચાલ્યો જાય છે. (મિશ્કાત પેજ ૪૧૩) બીજી એક રિવાયત છે કે નબીએ કરીમ (સલ.)થી પૂછવામાં આવ્યુ કે શું મુઅમિન બુઝદિલ હોઈ શકે છે ? તો આપે (સલ.)જવાબ આપ્યું કે હા, ફરી પૂછવામાં આવ્યું કે શું મુઅમિન બખીલ હોઈ શકે છે? તો આપે (સલ.) ઉતર આપ્યો હા, ફરી પૂછવામાં આવ્યું કે શું મુઅમિન જુઠો હોઈ શકે છે? તો આપે (સલ.)ફરમાવ્યું નહિં (મિશ્કાત પેજ ૪૧૪) એ જ પ્રમાણે હદીસે પાકમાં જુઠી કસમને કબીરહ ગુનાહોમાં ગણવામાં આવી છે. (મિશ્કાત પેજ ૧૭) શરીઅતે જૂઠ બોલવાની રજા કોઈપણ હાલતમાં આપી નથી. અલબત કોઈ મહત્વની બાબત (દા.ત. કોઈ મુઅમિનના જાન–માલની હિફાઝત વિ.)ને લક્ષમાં રાખી કોઈ એવી દ્વિઅર્થી વાત કહેવાની ઈજાઝત છે, જે ઉપરછલ્લી રીતે જોતાં જૂઠ દેખાતી હોય, પરંતુ એના અસલ અર્થ તથા (બોલવાની) મુરાદને જોતાં એ સત્ય હોય, એનું નામ શરીઅતની પરિભાષામાં 'તવરિયહ' છે. (તર્જુમાનુસ્સુન્નહ ૨/૨૫૬) કિંવા એવા શબ્દો બોલવામાં આવે જેના બે અર્થ થતા હોય, સાંભળ નાર એનો એક(તે) અર્થ (જે વધુ સ્પષ્ટ અને વધારે વપરાશનો છે) સમજે અને બોલનારની નિય્યત બીજા (તે) અર્થની હોય (જે વધારે વપરાશનો નથી ) ઝુલ્મથી બચાવ માટે આ રીતે તમામ ફૂકહાની સર્વ સંમતિથી જાઈઝ છે. [મઆરિફુલ કુર્આન ૬/૧૯૯]

પુછેલી સુરતમાં કોઈ ઝુલ્મ નથી થતો જેનાથી બચાવ માટે તવરિયહની ગુંજાઈશ હોય, સ્કૂલો સરકારી માલિકીની છે જેનાથી ફાયદો ઉઠાવવા માટે સરકાર તરફથી ઠેરવવામાં આવેલી શરતો અને નિયમો ઉપર આપનો છોકરો પુરો ઉતરતો હોત અને કોઈ વ્યકિત અથવા અધિકારી તરફથી ખોટી હેરાનગતી રૂપે એનો પ્રવેશ અવરોધાય રહયો હોય તો તેને ઝુલ્મ કહી શકાત, માટે જૂઠ બોલી તથા જૂઠી કસમ ખાઈ એવી કાર્યવાહી કરવાની ઈજાઝત નથી, રહયો એ પ્રશ્ન કે એટલી મુદ્દતમાં છોકરો વેરાન અને રખડેલ બની જવાનો સંભવ છે, તો આપ એ સમયગાળામાં એને માત્ર ઈલ્મે–દીન પઢવામાં લગાવો, જેના માટે કોઈ વયમર્યાદા પણ નથી. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## ૭. વિદેશ જવા માટે જુઠું બોલી વીઝા મેળવનારની કમાઈનો હુકમ.

**સવાલ :–** એક ભાઈ પરદેશ જવા માટે તૈયાર છે, પરંતુ તે દેશના વિઝા મેળવવા માટે એ ભાઈને સાબિત કરવું પડે છે કે એ ભાઈ ભારતનો મોટો વેપારી છે. એટલે વેપારી સાબિત કરવા માટે એ ભાઈને જુઠી પ્રોપર્ટી બતાવવી પડે છે. જેવી રીતે કે એની મુંબઈમાં મોટી કપડાની દુકાન છે, એની પાસે એક લાખ રૂપિયા બેલેન્સ છે. હાલાં કે એ ભાઈની પાસે દુકાન પણ નથી તેમજ એક પણ પૈસો નથી. તો શું આવી રીતે આ ભાઈ પરદેશ જઈ શકશે, જવું કેવું છે લખી જણાવશો. ત્યાં જઈને કામ કરી પૈસા હાસિલ કરવા જાઈઝ છે કે નાજાઈઝ અને પૈસાનો ઉપયોગ કરી શકાય કે નહિં. ખુલાસો કરશો. વેપારી સાબિત કરવાનો મકસદ એ છે કે સરકારને એવું થઈ જાય કે ભાઈ ફરવા માટે જ જાય છે. નોકરી કરવા માટે નથી જતો.

**જવાબ :–** એ રીતે પરદેશ જવા માટે વીઝા મેળવવા જાઈઝ નથી. ગુનેહગાર ઠરશે, તે છતાં એ પ્રમાણે ત્યાં જઈ ત્યાં રહી કોઈ જાઈઝ રીતે (સહીહ નોકરી અથવા વેપાર વિ.) વડે પૈસા મેળવ્યા તો તે પૈસા હરામ કહેવાશે નહિ, તે રકમનો ઉપયોગ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. પરદેશની વસ્તુ માટે જુઠું બોલી કસ્ટમથી બચવું.

**સવાલ :–** અમુક માણસો પરદેશથી આવતી વખતે મુંબઈ કસ્ટમમાં જુઠું બોલે છે, કે કહે છે હું પરદેશથી કંઈ નથી લાવ્યો, હાલાં કે એની પાસે સોનું તેમજ કપડાં તેમજ ઈલેકટ્રોનિક વસ્તુ છે, તો ઘરે લાવ્યા પછી આ વસ્તુઓનો ઉપયોગ કરવો કેવો ?

**જવાબ :–** કોઈ મુઅમિન માટે એવું કાર્ય જેનાથી ઈઝઝત–આબરૂ ભયમાં આવી જતી હોય, કરવું જાઈઝ નથી. પરદેશથી સોનું–કપડાં વિ. લાવવું અને કસ્ટમથી એને છુપાવવું પોતાની ઈઝઝત–આબરૂને ભયમાં

નાખવા બરાબર છે. કારણ કે પકડાઈ જવાની સુરતમાં દંડ-સજા, બે-ઈઝઝતી થશે, માટે એવી હરકતોથી બચવું જરૂરી છે, તે છતાં ઘરે લાવ્યા પછી તે વસ્તુઓનો ઉપયોગ (શર્ત એટલી કે તે શરીઅતની મના ફરમાવેલી વસ્તુ ન હોય) કરવો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ગેર શરઈ કૃત્યો આચરવામાં આવે, તેવા સંમેલનમાં ઈસ્લામી દઅવત પહોંચાડવાની નિય્યતથી શરીક થવું કેવું છે ?

**સવાલ** :- હમારા ગામમાં જુમ્આના એક દિવસે, સાંજે સર્વ ધર્મ સમભાવ સંમેલન એક ધર્મવાળાઓએ રાખ્યું હતું. તેમાં એક ગામના કેટલાક મુસલમાનો અને ઉલમાએ કિરામને પણ દઅવત આપવામાં આવી હતી.

એક ઈદારાના મૌલાના સાહેબે આ પ્રોગ્રામમાં શિર્કત કરી હતી. પ્રોગ્રામની શરૂઆત એક બહેને તેના ભાષણ એટલે કે એક ધર્મના પ્રચારથી કરી, સ્ટેજ પર ડાબેથી એક ઔરત એનાઉન્સર બેઠા હતા. તેની બાજુમાં બીજા એક બહેન બેઠા હતા અને તેની પાસે ધાર્મિક પ્રવચન આપનાર બહેન બેઠા હતા. તેમની પાસે બાપુ હિન્દુ ધર્મવાળા બેઠા હતા અને તેમની બાજુમાં ખ્રિસ્તી ધર્મના ફાધર સાહેબ બેઠા હતા, તેમની બાજુમાં મૌલાના સા. બેઠા હતો. એક બહેનના ભાષણ પછી મહેમાનોનું સ્વાગત અને નાની બાળાઓનું ગીત અને મ્યુઝીક સાથે ડાન્સ થયો. તેના પછી શ્રોતાગણમાં બેઠલા તમામને મીણબત્તી અને ધ્વજ આપવામાં આવી અને સ્ટેજ પરના સર્વો પાસે મીણબત્તી સળગાવી, દીપક સળગાવવાની વિધી થઈ. તે સાથે ઓડીયન્સને પણ મીણબત્તી સળગાવવા કહેવામાં આવ્યું અને તે પ્રમાણે બધાએ કર્યું. ઓડીયન્સમાં ૧૦ થી ૧૫ મુસ્લિમભાઈઓ પણ હતા. તે પછી ધ્વજ જે સ્ટેજ ઉપર થાંભલા પર બાંધેલ હતો તેને ફરકાવવામાં આવ્યો અને તમામ શ્રોતાજનો તથા સ્ટેજ પર ઉપસ્થિત સર્વોએ ધ્વજને ઉભા થઈ માન આપ્યું અને શ્રોતાજનોના હાથમાં આપવામાં આવેલ ધ્વજ લહેરાવવામાં આવ્યો. હું આ પ્રોગ્રામમાં હતો, પરંતુ હું ન તો ઉભો થયો ન તો મીણબત્તી સળગાવી

અને ન ધ્વજ હાથમાં લીધો. હું મારી ખુરસીમાં બેસી રહ્યો અને આ ધાર્મિક સંમેલનની ચાલબાજી સમજતો રહ્યો. અને પછી મૌ. સા. એ જુસ્સા સાથે ઈસ્લામની સફાઈ પેશ કરતી તકરીર કરી. તે પછી બાપુએ હિન્દુ ધર્મની વાત કરી અને તે પછી ફાધરે ખ્રિસ્તી ધર્મની વાત ખુબ જ શાંતીથી અટકી અટકીને શ્રોતાઓને સમજ પડે તે રીતે નરમીથી કરી. સૌને તેમનો વાત કરવાનો તરીકો ગમ્યો. વચ્ચે વચ્ચે સેવિકા બહેનો સ્ટેજ પર બેઠેલા મહેમાનોને પાણી પાતી હતી.

ઉપરોકત પ્રોગ્રામની ફોટો અને વિડીયોગ્રાફી ઉતારવામાં આવતી હતી અને આ ફોટાઓને અખબારમાં છાપવામાં આવે છે અને તે દેશ–પરદેશમાં અન્ય લોકોને આપવામાં આવે છે અને આવા સંમેલનમાં ઉપસ્થિત મૌલાના સાહેબ, ઉલમાએ કિરામ તથા મુસ્લિમોના ફોટા બતાવી એવો પ્રચાર કરવામાં આવે છે કે અમારા સંમેલનમાં સર્વ લોકો આવે છે. જુઓ આ ફોટામાં મુસ્લિમ, ખ્રિસ્તી, હિન્દુ સૌ કોઈ આવે છે. તમે પણ અમારા સંઘમાં જોડાવ અને અમારા સેન્ટર પર પધારી અમારા કાર્યક્રમમાં ભાગ લો. એવી દાવત આપવામાં આવે છે.

મેં આ બાબતે આજે જુમ્આમાં મુસ્લિમોને સજાગ કર્યા કે આ લોકો આપણને ધોકો આપે છે, આપણા ફોટા પાડી બીજાઓને ગેરમાર્ગે દોરે છે. તો આવા સંમેલનમાં આપણે ન જવું જોઈએ તેમજ મૌ. સાહબે સ્ટેજ પર ઔરતોની હાજરી જોઈને તુરત જ પ્રોગ્રામમાંથી ચાલ્યા જવું જોઈએ. મૌ સાહેબનો અમલ અવામ માટે દલીલ બની જાય છે અને બીજા આનો ગેરલાભ ઉઠાવે છે. તો સર્વોએ આ પ્રોગ્રામની પુરી તહેકીક કરીને તથા પ્રોગ્રામની યાદી મંગાવીને તેનો અભ્યાસ કરીને જ ઉલમાએ કિરામને દાવત આપવી જોઈએ. મારી આ વાતનો એક બીજા મૌ. સાહેબે એતિરાઝ કરીને જણાવ્યું કે ઘણા લોકો મુસલમાનો સરઘસમાં જોડાય છે, નાચ–નાચે છે, રંગોથી રમે છે, તથા બજારમાં રખડે છે અને અનેક નાજાઈઝ કામો કરે છે ત્યાં કેમ વાંધો ઉઠાવવમાં નથી આવતો. અમે તો ઈસ્લામની દાવત આપવા ગયા હતા અને જો ઉમ્મતે ગેર સુધી દાવત ન પહોંચશે તો કયામતમાં એ

લોકો આપણું દામન પકડશે. એના વિશે સવાલ થશે કે કેમ ઈસ્લામની દાવત નહિં આપી એટલે.

**સવાલ (૧)** : શું આવા સંમેલનમાં શરીક થઈ શકાય ?

**સવાલ (૨)** : જાહિલોના અમલને સમાજ કે ધર્મ માટે દલીલ બનાવી શકાય ? કે ઉલમાએ કિરામના અમલને દલીલ બનાવી શકાય ?

**સવાલ (૩)** : શું મૌ. સાહેબે આવો પ્રોગ્રામ તુરત જ છોડી દેવો જોઈએ કે નહિં ? ઈસ્લામની દાવત દેવાનો આ તરીકો જાઈઝ છે ?

**સવાલ (૪)** : આવા પ્રોગ્રામની ઝિમ્મેદારોએ પુરી તેહકીક કરીને ઉલમાએ કિરામ અને અવામને દાવત આપવી જોઈએ કે નહિં ?

**સવાલ (૫)** : ભવિષ્યમાં શું અમલ કરવો જોઈએ, કેવા પ્રકારની તકેદારી કાળજી લેવી જોઈએ ? તે આપ જણાવશો.

**જવાબ** :– આપે સંમેલન બાબત જે વિગતો દર્શાવી છે તેમાં કેટલાક કૃત્યો શરઈ રૂએ વાંધા જનક અને નાજાઈઝ હતા, દા.ત. ગીત અને મ્યઝિક સાથે નાની બચ્ચીઓના ડાન્સ તેમજ ઔરતો તેમજ મર્દોનું હળીમળીને તેમાં ભાગ લેવું તેમજ એની વિડિયોગ્રાફી, અને કેટલાક કૃત્યો તો એનાથી વધીને ખતરનાક છે, જે અન્ય ધર્મો વિધિઓનો એક ભાગ હોવાને લઈ તેનો ગુનાહ અને બુરાઈ અન્ય હરામ કૃત્યોના ગુનાહ અને બુરાઈથી ઘણોજ વધારે છે, દા.ત. મીણબત્તી સળગાવવી તેમજ અન્ય ધર્મનો ધ્વજ લહેરાવી ઉભા થઈ તેને માન આપવું, આવા સંમેલનમાં ભાગ લેવું શરઈ રૂએ જાઈઝ અને દુરૂસ્ત નથી, જે ઉલમા ગેર–મુસ્લિમોને ઈસ્લામની દઅવત આપવાના નામે એને જાઈઝ અને જરૂરી ઠેરવી રહ્યા છે તેઓએ વિચારવું જોઈએ કે શું આપનું ઈસ્લામી દઅવત પહોંચાડવું આવા સંમેલનોમાં ભાગ લેવા પર મવકુફ છે ? આ સંમેલનમાં ભાગ લેવા પહેલાં કયાં–કયાં તેઓએ ગેર–મુસ્લિમોને ઈસ્લામની દઅવત પહોંચાડી ? ખુદ આપની વસ્તીમાં રહેતા કેટલા ગેર–મુસ્લિમો છે જેમને તેઓએ ઈસ્લામથી વાકિફ કર્યા શરઈ રૂએ વાજિબ કે ફર્ઝ કામ કરવા માટે રીત પણ તે જ અપનાવવી જરૂરી છે જે શરીઅતે બતાવી હોય અને શરઈ રૂએ વાંધા જનક ન હોય, કોઈ આદમી બેન્ડવાજા

સાથે નમાઝ પઢવા મસ્જિદે જાય અથવા માલદારોને લૂંટી તે પૈસામાંથી પોતે એક પણ પાઈ ન વાપરતાં ગરીબોને ખવડાવે, પીવડાવે તો શું તેની આ રીત દુરૂસ્ત કહેવાશે ?

ખરેખર તો જરૂરી હતું કે આવા સંમેલનમાં ભાગ લેવા પહેલાં જયારે તેના આયોજકો તરફથી આમંત્રણ મળ્યું ત્યારે જ તેઓને પુરી વિગત સાથે પૂછી લેવામાં આવતે કે આપના આ સંમેલનનો કાર્યક્રમ શું છે ? ત્યાં શું–શું વિધિઓ કરવામાં આવશે ? બલ્કે આ અગાઉ એવા સંમેલનો જયાં યોજાય ચૂકયા છે ત્યાંના મુસ્લિમો પાસેથી આ બાબત પુરી માહિતી મેળવવામાં આવતે અને જે જે વસ્તુઓ શરઈ રૂએ વાંધાજનક છે તે બાબત સ્પષ્ટ શબ્દોમાં તેમને જણાવવામાં આવતે કે અમારા ધર્મની તઅલીમની રૂએ આ કૃત્યો જાઈઝ અને દુરૂસ્ત નથી, અને જે સભામાં આવા કૃત્યો થતા હોય ત્યાં શામેલ થવું પણ શરઈ રૂએ જાઈઝ નથી, જેથી અગર આપ ઈચ્છતા હો કે અમો તેમજ અમારા ઉલમા એમાં ભાગ લે તો આપના માટે જરૂરી છે કે આપ પોતાના પ્રોગ્રામમાંથી આ વાંધાજનક વસ્તુઓની કમી કરો, અગર તેઓ આ બધી માંગણી માન્ય રાખે તો જ તેમાં ભાગ લેવા બાબત વિચારવામાં આવતે, ત્યારે પણ અગર એવો ડર હોય કે તેમાં મુસલમાનોના ભાગ લેવાથી તેઓ એનો ગેર–લાભ ઉઠાવશે અને વિદેશમાં એને પોતાના ધર્મપ્રચાર માટે સાધન રૂપે વાપરશે અથવા અન્ય કોઈ માલી ફાયદો ઉઠાવશે તો એ સૂરતમાં પણ તેમાં શરીક થવું જાઈઝ નથી.

બાકી રહી મૌ. સાહેબની દલીલ કે લોકો સરઘસમાં જોડાય છે, નાચ–નાચે છે, રંગોથી રમે છે તથા બજારમાં રખડે છે અને અનેક નાજાઈઝ કામો કરે છે ત્યાં કેમ વાંધો ઉઠાવવામાં આવતો નથી. તો એમની આ દલીલનું હાસ્યાસ્પદ હોવું નજીવી દીની જાણકારી રાખનાર માણસ સમજી શકે છે, વળી અવામના એ કૃત્યોને કોણે પોતાના માટે જાઈઝ હોવાની દલીલરૂપે રજૂ કર્યા છે ? જયારે કે ઉલમાનું આ રીતે શરીક થવું શરઈ રૂએ ભલે કોઈ દલીલ નથી, પરંતુ અવામ પોતાની જહાલત અને દીનથી નાવાકિફિય્યતને લઈ એને જાઈઝ હોવાની દલીલ સમજે છે, જેથી મૌ. સાહેબને જોઈએ કે

સાચી વાતને ખરા દિલથી સ્વીકારી લે અને આવી ખોટી દલીલો કરી તેને રદ ન કરે.

બુખારી શરીફમાં રિવાયત છે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ રદિયલ્લાહુ અન્હુ નકલ કરે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે જેના દિલમાં થોડોક પણ ઘમંડ હશે તે જન્નતમાં નહિ જાય, એક માણસે પુછયું કે અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક આદમી પસંદ કરે છે કે તેની ચાદર સુંદર હોય, તેના પગરખા સુંદર હોય તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબમાં ઈર્શાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા જમીલ છે અને જમાલ (સુંદરતા)ને પસંદ કરે છે, ઘમંડ તો એ છે કે આદમી હક વાતને રદ કરી આપે (ન માને) અને લોકોને હકીર સમજે, માટે એહલે-ઈલ્મને પણ જોઈએ કે પોતાની ભૂલને સાચા દિલથી સ્વીકારી તેને સુધારવાની કોશિશ કરે, આપે ઉઠાવેલા બધાજ સવાલોના જવાબ આવી ચુકયા છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. ૭૮૬ના અંકની હકીકત તેમજ શરઈ હુકમ.

**સવાલ :-** જણાવવાનું કે દીન ઈસ્લામ મઝહબમાં ૭૮૬ને પવિત્ર કેમ માનવામાં આવે છે. અને તેનો મતલબ શું થાય છે અને તરજુમો શું થાય, કુર્આને પાકમાં તેનો ઝિક્ર કરવામાં આવેલો છે તેનો ખુલાસો લખી આપશોજી.

શબ્દ સાત, આઠ, છ જ કેમ પસંદ કરવામાં આવ્યો તેનો જવાબ આપશોજી. (એક બિન મુસ્લિમ)

**જવાબ :-** આપના પ્રશ્નનો ઉત્તર આપતા પહેલાં પ્રાથમિક જાણકારી રૂપે બે વાતો જણાવવામાં આવે છે જે સમજયા પછી અસલ પ્રશ્નનો ઉત્તર સમજવામાં સરળતા રહેશે.

(૧) દરેક ભાષામાં મુળાક્ષરો હોય છે એજ રીતે અરબી ભાષામાં પણ ૨૯ મુળાક્ષરો છે. પ્રાચીન કાળથી અરબોમાં અરબી ભાષાના એ મુળાક્ષરોમાંથી દરેક મુળાક્ષરનું એક મુલ્ય કોઈ આંક વડે નકકી કરવામાં આવ્યું છે. જેમ કે અરબી ભાષાનો પહેલો મુળાક્ષર અલિફ છે. જેનું મુલ્ય

(૧) એકના આંકથી નકકી કરવામાં આવ્યું છે. બીજો મુળાક્ષર બા જેનું મુલ્ય ૨(બે) ના આંકથી નકકી કરવામાં આવ્યું છે. ત્રીજો મુળાક્ષર તા જેનું મુલ્ય ૪૦૦ (ચારસો) ના આંકથી નકકી કરવામાં આવ્યું છે. અને એ સિધ્ધાંત ને નજર સમક્ષ રાખી માણસોના નામો જે મુળાક્ષરોથી બન્યા હોય તેના મુલ્યોના આંકડાઓ ભેગા કરી પુરા નામનો સરવાળો કાઢવામાં આવે છે. દા.ત. કોઈક વ્યકિતનું નામ યુસુફ છે અરબી ભાષામાં યુસુફ નામ લખવામાં અરબીના ચાર મુળાક્ષરો 'યા' જેનું મુલ્ય ૧૦ છે. વાવ જેનું મુલ્ય ૬ છે, સીન જેનું મુલ્ય ૬૦ છે, અને ફા જેનું મુલ્ય ૮૦ છે, વપરાયા છે. અને એ ચારેવ મુળાક્ષરોનું મુલ્ય જે આંકડાઓ વડે નકકી કરવામાં આવ્યું છે, તેનો સરવાળો ૧૫૬ થાય છે. તો એમ કહી શકાય છે કે યુસુફ નામનો આંક ૧૫૬ છે. એવી જ રીતે કેટલાક લોકો અલ્લાહ તઆલાના પવિત્ર નામો જેની સંખ્યા સો(૧૦૦)થી વધારે છે તેના પણ આંક કાઢે છે. એવીજ રીતે કુર્આને પાક જે ઈસ્લામનું ધર્મ પુસ્તક છે તેની આયતો તેમજ સુરતોમાં વપરાયેલા મુળાક્ષરો ના આંક મુલ્યનો સરવાળો કરી તેના પણ આંકડાઓ કાઢવામાં આવે છે. અને શાયરોમાં આજે પણ કોઈક મહાન વ્યકિતની મુત્યુ તિથી અથવા કોઈ મહાન કામની તીથિ બતાવવા માટે આ કળા અને વિદ્યાનો ઉપયોગ પ્રચલિત છે.

(૨) ઈસ્લામે માનવ જીવનના બધાજ પાસાઓને આવરી લેતા આદેશો આપ્યા છે. માણસ રાત દિવસ જે વિવિધ કામો કરે છે. તે બાબત પણ ઈસ્લામમાં સ્પષ્ટ રૂપમાં રહબરી કરવામાં આવી છે. ઘણા કામો એવા છે જેનો આદેશ આપી તેને કરવાનું જરૂરી ઠેરવવામાં આવ્યું છે. જેને ઈસ્લામની પરિભાષામાં ફર્ઝ અને વાજિબ કહેવામાં આવે છે. ઘણા કામો પયગમ્બરે ઈસ્લામ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના જીવનમાં આચરી અને કરી બતાવીને તેનું અનુસરણ કરી તે કામોને એ જ રીતે કરવાનો આદેશ આપ્યો છે જેને ઈસ્લામની પરિભાષામાં સુન્નત કહેવામાં આવે છે, એના પણ વિવિધ પ્રકારો છે જેનું વર્ણન ધાર્મિક પુસ્તકોમાં વિગતવાર કરવામાં આવ્યું છે.

દરેક સારૂં કામ શરૂ કરતી વખતે અલ્લાહનું નામ જબાનથી બોલવાની

ઈસ્લામમાં તાકીદ અને પ્રેરણા આપવામાં આવી છે. માણસ પોતાની શારીરીક જરૂરતો રૂપે ખાય છે, પીએ છે, ઉંઘે છે, જાગે છે, એવા દરેક કામની શરૂઆતમાં પણ અલ્લાહનું નામ લેવાનો આદેશ આપવામાં આવ્યો છે અને આ ટાંણે અલ્લાહનું નામ લેવા માટે ચોકકસ વાકય જે કુર્આન પાકની એક આયત પણ છે નકકી કરી દેવામાં આવ્યું છે અને તે 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' છે એ બાબત સ્પષ્ટીકરણ કરતા કુર્આનના ગુજરાતી ભાષાંતરકાર મવલાના અબ્દુલ રહીમ સાદિક સા. લખે છે કે "માણસ જયારે કોઈ વસ્તુ બનાવે છે તો તે ખુદા પાકની ઉત્પન્ન કરેલી વસ્તુમાંજ ફેરફાર કરતો રહે છે. પરંતુ તેનું મૂળ તત્વ બનાવી શકતો નથી તેથી અલ્લાહ શબ્દમાં આ તરફ ઈશારો છે કે માણસ કોઈપણ વસ્તુ ઉપયોગમાં લે ત્યારે આ વાત લક્ષમાં રાખે કે અમેજે વસ્તુથી લાભ ઉઠાવીએ છે તે એક સંપૂર્ણ કમાલ અને જલાલવાળી મહાન ઝાતની ઉત્પન્ન કરેલી હોવાથી અમારે તેનો આભાર માનવો જોઈએ અને રહમાન શબ્દમાં આ તરફ ઈશારો છે કે જેવી રીતે આ વસ્તુઓ તેના જ તરફથી હસ્તીમાં આવી છે તેવીજ રીતે અમારા લાભ માટે તે વસ્તુઓનું બાકી રહેવું પણ માત્ર તેની સંપૂર્ણ રહમતનાજ પ્રતાપે છે અને રહીમ શબ્દથી આ તરફ ઈશારો છે કે આ વસ્તુઓ અમારા જે ઉપયોગ માટે પૈદા કરવામાં આવી છે તે મુજબ તેનાથી લાભ ઉઠાવવો પણ માત્ર તેની રહમતના આધારે જ છે. હદીષ શરીફમાં બિસ્મિલ્લાહની ઘણી ફજીલતો આવી છે, દરેક કાર્યના આરંભમાં એને પઢવાથી તેમાં બરકત થાય છે, વળી તેમાં શયતાનનો દખલ થતો નથી. મુસ્લિમ શરીફમાં રિવાયત છે કે જે ખાણા પર બિસ્મિલ્લાહ પઢવામાં આવતી નથી તેમાં શયતાનનો હિસ્સો હોય છે વગેરે."

[કુર્આન મજીદ ગુજરાતી ભાષાંતર સાથે ૧/૧]

એક હદીષ (પયગમ્બરે ઈસ્લામ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કથન) માં છે કે ઘરનો દરવાજો બંધ કરો તો બિસ્મિલ્લાહ કહો, દીવો બુઝાઓ તો બિસ્મિલ્લાહ કહો, વાસણ ઢાંકો તો બિસ્મિલ્લાહ કહો, ખાણું ખાવાનું શરૂ કરતી વેળા, પાણી પીતી વેળા, વુઝૂની શરૂઆત કરતી વેળા, કોઈ સવારી ઉપર સવાર થતી વેળા, અને ઉતરતી વેળા બિસ્મિલ્લાહ

પઢવાનો આદેશ કુર્આન હદીષમાં આવ્યો છે. [મઆરિફુલ કુર્આન ૧/૭૪]

પત્ર વ્યવહાર માણસની મહત્ત્વની જરૂરીયાતો પૈકી એક છે, તે બાબત પણ વિવિધ આદેશો ઈસ્લામે આપ્યા છે, તે પૈકી એક આદેશ એ પણ છે કે પત્રની શરૂઆતમાં બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ લખવામાં આવે.

કુર્આને પાકમાં અલ્લાહના એક પયગમ્બર હઝ. સુલયમાન અલયહિસ્સલામનો એક બનાવ નકલ કરવામાં આવ્યો છે જેમાં તેમણે સબાની રાણી બિલ્કીસના ઉપર લખેલ એક પત્રનો પણ ઉલ્લેખ છે જેની શરૂઆત બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમથી કરવામાં આવી છે.

કુર્આને પાકમાં વર્ણવવામાં આવેલ આ બનાવના અનુસંધાનમાં હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સાહબ. પોતાની પ્રખ્યાત તફસીર (કુર્આનના વિવરણ) માં લખે છે કે પત્ર વ્યવહારની અસલ સુન્નત તો એજ છે કે દરેક પત્રની શરૂઆતમાં બિસ્મિલ્લાહ લખવામાં આવે પરંતુ કુર્આન અને હદીષના નિર્દેશોથી ઉલમાએ આ એક સિધ્ધાંત લખ્યો છે કે જે જગ્યાએ બિસ્મિલ્લાહ અને અલ્લાહનું નામ લખવામાં આવે અગર તે જગ્યાએ તે કાગળને બેઅદબી (શિસ્તભંગ) થી બચાવવાની કોઈ વ્યવસ્થા નથી બલ્કે તેને વાંચીને નાંખી દેવામાં આવે છે તો એવા પત્ર અને એવી વસ્તુઓમાં બિસ્મિલ્લાહ અથવા અલ્લાહનું કોઈ નામ લખવું જાઈઝ નથી. કારણકે એવું કરવાથી લખનાર પણ તે બેઅદબીના ગુનાહનો ભાગીદાર બની જાય છે, વર્તમાન યુગમાં એક બીજાને જે પત્ર લખવામાં આવે છે તેની હાલત બધાજ જાણે છેકે મોટે ભાગે તે પત્રો ગટર અને ગંદકીની જગ્યાએ પડેલા જોવાય છે, માટે ઉચિત એ છે કે સુન્નતની અદાયગી માટે મોઢેથી બિસ્મિલ્લાહ કહી લેવામાં આવે, લખાણ રૂપે ન લખે. [મઆરિફુલ કુર્આન ૬/૫૬૭]

ઉપરોક્ત બન્નેવ વાતો જાણી ચુકયા પછી આપના પ્રશ્નનો ઉત્તર સરળ થઈ જાય છે. ઉપર બીજા નંબરની વાતમાં આપ જાણી ચુકયા છો કે પત્ર વ્યવહાર તેમજ લખાણની શરૂઆત પણ બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમથી કરવી સુન્નત (પયગમ્બરે ઈસ્લામ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું અનુકરણ) હોવાને લઈ ઈચ્છનીય છે, પરંતુ ઉપર જણાવ્યા મુજબ

આજકાલ પત્રોને વાંચ્યા પછી ગમે ત્યાં રખડતા રઝળતા નાંખી દેવામાં આવે છે જેના પરિણામ રૂપે ગંદકીની જગ્યાઓમાં પણ પડેલા જોવા મળે છે. જેના લઈ તેના ઉપર લખવામાં આવેલ અલ્લાહના નામ કિંવા બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમની ઘણીજ બેઅદબી અને તવહીન (અપમાન) થાય છે જે ઈસ્લામની દ્રષ્ટીએ ગુનાહિત કૃત્ય હોવાથી તેનાથી બચવું જરૂરી અને આવશ્યક છે.

હવે આ બન્નેવ વાતો (પત્રની શરૂઆત બિસ્મિલ્લાહથી કરવું અને અલ્લાહના નામને બેઅદબથી બચાવવું એ બન્નેવ) માં કેવી રીતે મેળ કરવામાં આવે, તે માટે જે રીતો વિચારવામાં આવી તે પૈકી એક તો ઉપર લખવામાં આવેલ બીજી વાતના અનુસંધાનમાં આવી ચુકી છે તે એ છે કે અલ્લાહનું નામ લખાણ રૂપે કાગળમાં લખવાને બદલે કાગળની શરૂઆત કરતી વેળા માત્ર મોઢેથી કહી દેવામાં આવે, જેથી અલ્લાહનાનામથી શરૂ કરવાના આદેશનું પાલન થવાની સાથે આગળ જતા કે કાગળને ફેંકી દેવાના લઈ અલ્લાહના નામની જે બેઅદબી થાય છે તેનાથી પણ બચી શકાય.

જયારે બીજી રીતે એ વિચારવામાં આવી કે બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમને શબ્દો અને અક્ષરોના રૂપમાં કાગળ પર લખવાને બદલે તેમાં વપરાયેલા મૂળાક્ષરો નાં આંક મુલ્યોના સરવાળો જે ૭૮૬ થાય છે, તે લખી દેવામાં આવે અને એ રીતે આદેશ પાલનની સાથે સાથે આગળ જતા થતી બેઅબદીથી બચી જવાય.

હવે આ ટાણે આ પ્રશ્ન ઉઠયો કે શું આ રીતે બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ મૂળાક્ષરોના આંક મૂલ્યોનો સરવાળો કાગળ ઉપર લખી દેવાથી પત્રની શરૂઆતમાં બિસ્મિલ્લાહ લખવાની સુન્નતનું પાલન થયેલું ગણાશે? તો આ બાબત બધાજ ઉલમા અને મુફતીયાને કિરામ (દીને ઈસ્લામના વિદ્વાનો) એક મત છે કે એમ કરવાથી સુન્નત અદા થતી નથી.

[રેફરન્સ માટે જુઓ મઆરિફુલ કુર્આન ૬/૫૬૬,
અહસનુલ ફતાવા ૮/૨૪, અલ યવાકીતુલ ગાલિયહ : ૧/૫૪,
મુસ્લિમ ગુજરાત ફતાવા સંગ્રહ ૩/૯૬૭]

કેટલાક ઉલમાનો મત છે કે પત્ર લખવાની શરૂઆત કરતી વેળા મોઢેથી બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ પઢવામાં આવે અને તેના ચિન્હરૂપ પત્રની શરૂઆતમાં ૭૮૬ લખવામાં આવે. જાણે કે ૭૮૬નો એ આંક તે વાતની દલીલ બનશે કે પત્ર લખનારે લખવાની શરૂઆત બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ પઢીને કરી છે, મતલબ કે આ આંકડો માત્ર એક ચિન્હરૂપ છે.

આ વાતને એક દાખલાથી એ રીતે સમજી શકાય છે કે ઈસ્લામે આપસની મુલાકાત અને મેળાપ વેળા અથવા જયારે રસ્તામાં એક બીજાનો આમનો સામનો થાય ત્યારે સલામ કરવાનો આદેશ આપ્યો છે અને જયારે એકના તરફથી સલામ કરવામાં આવે તો સામેવાળા ઉપર તેનો ઉત્તર આપવાનું જરૂરી ઠરવવામાં આવ્યું છે. આ ટાણે કેટલાક લોકો હાથ વડે પણ ઈશારો કરે છે હવે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું હાથનો એ ઈશારો સલામની ગરજ સારી આપશે ? તો એના જવાબમાં ઉલમા લખે છે કે અસલ આદેશ અને સુન્નત તો એ છે કે જબાનથી સલામ કહેવામાં આવે અને જબાનથી જ ઉત્તર આપવામાં આવે, પરંતુ અગર સામેવાળી વ્યકિત જેને સલામ કરવામાં આવી રહી છે અથવા સલામનો જવાબ આપવાવમાં આવી રહયો છે તે દૂર હોવાને લઈ અથવા બહેરો હોવાને લઈ શંકા છે કે સલામ અથવા સલામના જવાબના શબ્દો સાંભળી શકશે નહીં, એ સૂરતમાં મોઢેથી સલામ કરવા અથવા સલામનો જવાબ આપી દેવાની સાથો સાથ ચિન્હે રૂપે હાથથી ઈશારો પણ કરી શકાય છે, જેથી સામેવાળો જાણી શકે કે મને સલામ કરવામાં આવી છે અથવા મારા સલામનો જવાબ દેવામાં આવ્યો છે, પરંતુ એ સુરતમાં મોઢેથી સલામ અથવા તેના જવાબના શબ્દો બોલવું જરૂરી છે, માત્ર હાથનો ઈશારો કરી દેવાથી કામ ચાલશે નહીં.

[હવાલા માટે જુઓ ફતાવા મહમૂદિય્યહ કરાંચી ૧૯/૭૧]

એવી જ રીતે લખાણની શરૂઆતમાં મોઢેથી બિસ્મિલ્લાહ પઢી ચિન્હરૂપે ૭૮૬નો આંક લખવાની ઈજાઝત છે, મના નથી. અને એજ કારણને લઈ ૭૮૬નો એ આંક જે બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમના ચિન્હ રૂપે વાપરવામાં આવ્યો તેમાં પણ વાપરનારની નિય્યતના લઈ ને એક પ્રકારની

બરકત ગણાશે. કારણકે ઈસ્લામમાં અમલ કરનારની નિય્યતને ઘણું જ મહત્ત્વ છે.

હવે પૂરી વિગત વાંચ્યા પછી આપ સમજી ગયા હશો કે ઈસ્લામ ધર્મમાં ૭૮૬નું સ્થાન શું છે અને એ પણ સમજી ગયા હશો કે કુર્આન અથવા હદીષમાં સ્પષ્ટ રૂપે એનો ઉલ્લેખ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. મુસલમાનોં કે બારેમેં અખબારોંકા રવય્યહ.

**સવાલ** :- બાદ સલામ મસ્નુન આપકી ખિદમતમેં એક ડેઈલી અખબારકી ઝેરોક્ષ કોપી ભેજ રહા હું જિસે આપ બગોર પઢહકર કુરઆન ઔર હદીસકી રોશનીમેં યહ બતલાએં કે ઝાહિરમેં ઐસી હરકત કરનેવાલેકો કિયા મુસલમાન સમજા જાએ યા નહિં ?

કિયા કિસી મુસલમાનકો જાઈઝ હે કે ગૈર મઝહબી, ઉનકી મઝહબી કારવાઈમેં ઉન્હી કી તરહ પાબન્દી કે સાથ અઠાઈ કરે, ભૂકા રહે (અપવાસ કરે) કિયા કોઈ મુસલમાનકો ઈજાઝત હે કે ઈસ્લામમેં જિસ ખાનેકો હલાલ ફરમાયા ઉસ્કો અપની પુરી ફેમેલી કે સાથ ન ખાનેકા વ્રત (દિલી ઈકરાર) કરે. ઐસી હરકત કરનેવાલા મર્દ—ઔરત કે બારેમેં ઈસ્લામકા કયા હુકમ હે.? કયા અબ વો મસ્જિદમેં નમાઝ કે લિએ દાખલ હો સકતા હે યા નહિં ? કયા ઈનકી બીબી નિકાહમેં રહી યા નહિં ? આપ ઈન તમામ બાબતોંકો ઈસ્લામી રોશનીમેં બતાએં, તાકે દુસરે મુસલમાન ઐસી નાપાક હરકત કરનેસે બચેં.

**જવાબ** :- સબસે પહલે યહ સમજ લેના ચાહિએ કે આજ કલ અખબારાતમેં જો કુછ આતા હે, સોફીસદ સહીહ નહિં હોતા, ખુસુસન મુસલમાનોંકે બારેમેં. હમારે યહાં કે અખબારાતકા રવય્યહ જૈસા મુઆનિદાનહ ઔર મુતઅસ્સિબાનહ હે, ઉસ્સે હર અખબારબીં બખૂબી વાકિફ હે, બા'ઝ મર્તબા તો યહ લોગ મુસલમાનોંકી તરફ ઐસી ઐસી બેસરોપા બાતેં મન્સૂબ કરતે હેં કે જિસ્કા કોઈ વુજૂદ નહિં હોતા. ઈસ લિએ

મહઝ અખબારમેં કિસી બાતકા છપ જાના ઈસ બાતકી દલીલ નહિં હે કે વાકિઅતન ઐસા હુવા ભી હે. નીઝ કભી યહ લોગ કિસી વાકિઅહકો ઐસા બઢા—ચઢા કર પેશ કરતે હેં કે ઉસ્મેં એક—દો ફિસદ બાત દુરૂસ્ત હોતી હે બાકી ઈન્કી તરફસે મિર્ચ—મસાલા લગાયા જાતા હે. ઈસ લિએ કિસી મુસલમાનકે બારેમેં જબ તક શરઈ—ષુબૂતકે તોર પર કોઈ બાત મા'લૂમ ન હો જાએ વહાં તક ઉસ પર કોઈ ભી હુકમ લગાના જાઈઝ ઔર દુરૂસ્ત નહિં હે, કિસી ફાસિક મુસલમાનકી ખબર મોઅતબર નહિં રખ્ખી જાતી તો હિન્દુ અખબાર નવીસકી બાત પર એ'અતેમાદ કરનેકા તો સવાલ હી નહિં પેદા હોતા.

"કાફિરોકે ઐસે ઈજ્તિમાઆતમેં શિર્કત ના—જાઈઝ હે. જો મુશરિકાના રૂસૂમ પર મબની હો, ઔર ઐસે અફઆલ ઔર આ'માલ જો મુશરિકાના હો, કરના મુસલમાનોંકે લિએ હરામ હે." હદીસ શરીફમેં હે (જો આદમી કિસી કૌમકી જમઈય્યતકો બઢાએ વોહ ઉન્હીમેં સે હે.)

[કિફાયતુલ મુફ્તી—૯/૩૩૬]

કિસી હલાલ ચીઝકો હરામ કરાર દેને કે તીન દર્જે હય :—

(૧) યહ કે એ'અતેકાદન ઉસ્કો હરામ સમજ લિયા જાએ.

(૨) યહ કે કૌલન કિસી ચીઝકો અપને લિએ હરામ કરે, મુસલમાન કસમ ખાલે કે ઠંડા પાની ન પિયૂંગા, યા ફલાં કિસ્મકા ખાના ન ખાઉંગા, યા ફલાં જાઈઝ કામ ન કરૂંગા.

(૩) યહ કે એ'અતેકાદ ઔર કૌલન તો કુછ ન હો, મહઝ અમલન હમેંશા કે લિએ કિસી હલાલ ચીઝકો છોડ દેનેકા અઝમ કર લે.

પહલી સૂરતમેં અગર ઉસ ચીઝકા હલાલ હોના કતઈ દલાઈલસે સાબિત હો તો ઉસ્કો હરામ સમજ લેનેવાલા કાનૂને ઈલાહીકી સરીહ મુખાલફતકી વજહસે કાફિર હો જાએગા. ઔર દૂસ્રી સુરતમેં અગર અલ્ફાઝે કસમ ખાકર ઉસ ચીઝકો અપને ઉપર હરામ કરાર દિયા હે તો કસમ હો જાએગી, કસમકે અલ્ફાઝ બહોત હેં જો કુતુબે ફિકહમેં મુફસ્સલ મઝકૂર હેં. ઉન્મેં એક મિસાલ યહ હે કે સરાહતન કહે કે મેં અલ્લાહ કી ખસમ ખાતા હું

કે ફલાં ચીઝ ન ખાઉંગા, યા ફલાં કામ ન કરૂંગા, યા યહ કહે કે મેં ફલાં ચીઝ યા ફલાં કામકો અપને ઉપર હરામ કરતા હું. ઉસ્કા હુકમ યહ હે કે બિલા ઝરૂરત ઐસી કસમ ખાના ગુનાહ હે, ઉસ પર લાઝિમ હે કે ઉસ કસમ કો તોડ દે ઔર કફ્ફારએ કસમ અદા કરે. તિસ્રી કિસ્મ જિસ્મેં એ'અતેકાદ ઔર કૌલસે કિસી હલાલકો હરામ ન કિયા હો, બલ્કે અમલમેં ઐસા મુઆમલહ કરે જૈસા હરામ કે સાથ કિયા જાતા હે, કે દાઈમી તોર પર ઉસ્કે છોડનેકા ઈલ્તેઝામ કરે, ઉસ્કા હુકમ યહ હે કે અગર હલાલકો છોડના સવાબ સમજતા હે તો યહ બિદઅત ઔર રહબાનિય્યત હે, જિસ્કા ગુનાહે અઝીમ હોના કુર્આન-વ-સુન્નતમેં મન્સૂસ હે, ઉસ્કે ખિલાફ કરના વાજિબ ઔર ઐસી પાબંદી પર કાયમ રહેના ગુનાહ હે. હાં, અગર ઐસી પાબંદી બનિય્યતે સવાબ ન હો બલ્કે કિસી દૂસ્રી વજહસે હો, મસલન કિસી જિસ્માની યા રૂહાની બિમારી કે સબબસે કિસી ખાસ ચીઝકો દાઈમી તોર પર છોડ દે તો ઉસ્મેં કોઈ ગુનાહ નહિં. [મઆરિફુલ્કુર્આન-૩/૨૨૦] ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૧૨. જે મશીન ઉપર સુવ્વરનું ગોશ્ત કાપવામાં આવે તે નાપાક છે.

**સવાલ :-** લંડનમાં જે મશીન પર સુવ્વર (ખિન્ઝીર) નું ગોશ્ત કાપવામાં આવે છે, તેજ મશીન પર હલાલ જાનવર જેવી રીતે કે ગાય, ભેંસનું ગોશ્ત પણ કાપવામાં આવે છે તો એ ગોશ્ત ખાવું કેવું છે?

**જવાબ :-** સુવ્વરનું ગોશ્ત તે મશીન ઉપર પડવાથી મશીન નાપાક થઈ ગયું, જેથી તેને પાક કરી ગાય-ભેંસનું ગોશ્ત કાપી શકાય છે, નહીંતો ગાય-ભેંસનું ગોશ્ત નાપાક થઈ ગયેલું કહેવાશે. જેને પાક કરવું જરૂરી રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. જીવ હત્યા અને હિન્દુ ધર્મ.

**સવાલ :-** અમારા એક વેપારીએ (રીપ્રેઝન્ટેટીવ) ધંધાની વાતચીત દરમીયાન વાત કરેલ કે ઈન્સાનથી બીજા ઈન્સાનને કે પ્રાણી માત્રને તકલીફ

ન પડવી જોઈએ (વેપારી ગેર મુસ્લિમ હતો) અને અમદાવાદના હાલાત કહેલ કે હિન્દુને ચુટકી ભરશો તો તેને તકલીફ થવાની છે અને મુસ્લિમને ભરશો તો તેને પણ થવાની છે. જીવ બધા પાસે સરખો છે અને તમારામાં જે ધર્મમાં પ્રાણી (બકરા–બકરી)ને હલાલ કરવું તમારો ધર્મ બતાવે છે કે હું તેનો વિરોધ કરવા માંગતો નથી, પરંતુ જે પ્રાણીનો વધ (હલાલ) કરવામાં આવે છે તેને પણ તેટલીજ તકલીફ થાય છે. મતલબ છેલ્લે પ્રથમ વાત લઈ આવેલ કે મનુષ્યથી કોઈ ઈન્સાન તેમજ પ્રાણીને તકલીફ ન પહોંચવી જોઈએ.

હવે પૂછવાનું એ કે, આ બાબતનો હુકમી જવાબ તો એજ છે કે અમારા ધર્મ અને કુરઆનમાં હલાલ જાનવરને હલાલ કરવાનો હુકમ છે. પછી બીજી વસ્તુ (બેક સાઈડ) અમારે જોવાની હોતી નથી. પરંતુ આપને આ પ્રશ્ન લખવાથી મુરાદ એ છે કે ઉપરનો કુર્આનનો હુકમી જવાબ થયો, પરંતુ કોઈ હિકમતી જવાબ આપણા અસલાફ (હઝરત મવલાના અશરફઅલી થાનવી રહમતુલ્લાહી અલયહિના અત્તબ્લીગમાં કે મલ્ફૂઝાતમાં કોઈ હિકમતી જવાબ આપના મુતાલઆમાં આવેલ છે કે આપણે કોઈકવાર મૌકે જવાબ આપી શકીએ, માટે બરાયે મહેરબાની આપના ધ્યાનમાં હિકમતી જવાબ નઝરમાંથી ગુજરેલ હોય તો લખવા ખુસુસન વિનંતી છે.

**જવાબ :–** હિન્દુઓમાં "મનુસ્મૃતિ" સર્વમાન્ય ધર્મ પુસ્તક સમજવામાં આવે છે. તેમાં ગોશ્ત ખાવાની રજા આપવામાં આવી છે. અધ્યાય પાંચના શ્લોક ૧૮માં ઉંટ સિવાય (દાંતવાળા બીજા) તમામ જાનવરોને ખાવાની રજા આપવામાં આવે છે. એજ પ્રમાણે અધ્યાય–૫ શ્લોક ૨૨માં હરણ અને પક્ષીઓની રજા આપી છે. એ સિવાય એમના ધર્મ પુસ્તક વૈદોમાં પણ રજા આપવામાં આવી છે.

બાકી રહી પ્રાણી વધ અથવા જીવ–હત્યાની વાત તો સબ્જી–તરકારીમાં જીવ નથી શું? ખાવું પકાવવા માટે આગ સળગાવવામાં આવે છે, તેનાથી નાના–નાના જીવો નથી મરતા? જમીન ઉપર ચાલવાથી અસંખ્ય નાના જીવો કચડાઈ નથી મરતા? જાનવરનું દૂધ પીનારાઓ તે જાનવરના બચ્ચાનો હક નથી મારતા? જાનવરનો હળમાં જોડવાથી તેના

ઉપર વજન લાદવાથી તેને તકલીફ નથી થતી ? મચ્છર ખટમલ વિ. સાંપ વિંછું વિ.ને મારવાથી તેઓને તકલીફ થતી નથી ? શું એ જીવ–હત્યા નથી ?

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. હિન્દુ સાથે ધાર્મિક ચર્ચા કરવા માટે કેટલી તૈયારી કરવી જોઈએ ?

**સવાલ :–** ઓફિસના હિન્દુ કર્મચારીઓ સાથે ધાર્મિક ચર્ચા, વાદ–વિવાદ કરવો કે કેમ ?

**જવાબ :–** જે વિષય બાબત આપ તેઓ સાથે ચર્ચા તેમજ વાદ–વિવાદ કરવા ઈચ્છો છો, તે બાબત કુર્આન અને હદીસથી ઈસ્લામનો જે દ્રષ્ટિકોણ છે તેનાથી આપ સંપૂર્ણ રીતે વાકીફ હોય. તેમજ તેજ વિષય બાબત અન્ય ધર્મોનો જે દ્રષ્ટિકોણ છે, તેના બાતિલ હોવાની ધાર્મિક તેમજ તાર્કિક દલીલોથી આપ સારી રીતે વાકિફ હોય, તો જ એવું કરી શકો છો. નહિં તો આ મેદાન ઘણું જ કાંટાવાળુ છે. કાંઈ એવું ન કે થાય તેઓ સાથે વાદ–વિવાદ માં ઉતર્યા પછી આપના ઈસ્લામી અકીદાઓ ભયમાં આવી જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. બ્લેકમાં વિદેશ જવું, અને એ રીતે જનાર વ્યકિતની કમાણીનો શરઈ હુકમ.

**સવાલ :–** (૧) બ્લેકમાં (બે નંબરમાં ) વિદેશ જવું કેવું છે ? અને બ્લેકમાં વિદેશ જઈ ને ત્યાં જે કમાણી કરવામાં આવે છે તે જાઈઝ છે કે નાજાઈઝ ?

**સવાલ :–**(૨) ફરવાના વિઝા ત્રણ મહિના કે છ મહિનાના વિઝા પર વિદેશ જવામાં આવે છે. વિઝા ફરવાના બેઝ પર લીધેલ હોય છે. તો આ સમયમાં ત્યાં કામ કરી કમાવું જાઈઝ છે કે નાજાઈઝ ?

**સવાલ :–** (૩) ઉપરની રીતે જે કમાણી કરવામાં આવે તે કમાણીમાંથી ઝકાત સદકહ વગેરે આપી શકાય છે ? દાવતો તબલીગવાળાની દાવત કરી શકાય છે ? મસ્જિદ કે મદ્રેસાના બાંધકામ કે નિભાવના આમાંથી નાણા

આપી શકાય છે ? અને રમઝાનની ઈફતારીમાં આ કમાણીનો ઉપયોગ થઈ શકે છે ?

**જવાબ :-** (૧) આપના સવાલમાં બે વસ્તુઓ બાબત શરઈ હુકમ પુછવામાં આવ્યો છે.પહેલી વસ્તુતો બ્લેકમાં વિદેશ જવું. આપે એની વિગત જણાવી નથી. અગર આપની મુરાદ એ હોય કે જે દેશમાં જઈ રહયો છે તે દેશમાં જવા માટે જે કાયદાકીય રીતે ત્યાં જવાની વિઝા મેળવવામાં આવે છે જેને કાયદેસરની વિઝા કહી શકાય તેના બદલે બોગસ કાર્યવાહી કરી બોગસ પાસપોર્ટ અને વિઝા અથવા પાસપોર્ટ કાયદેસરનો હોવા છતાં બોગસ વિઝા લગાવી વિદેશ જવું, તો શરઈરૂએ આ કૃત્ય નાજાઈઝ અને વખોડવા પાત્ર છે. પાસપોર્ટ દર અસલ માણસ જે દેશનો નાગરિક છે તે દેશના કાયદા કાનુન ને નજર સમક્ષ રાખી તે દેશથી બીજા દેશનો સફર કરવા માટે પોતાના દેશની એક પ્રકારની પરવાનગી અને પોતાના દેશ સાથે કરવામાં આવેલ એક કરાર છે. જે લોકો બોગસ કાર્યવાહી કરી પાસપોર્ટ તૈયાર કરે અને કરાવે છે, તેઓ જે દેશના નાગરિક છે અને જયાંના કાયદાકાનુન ઉપર ચાલવાની પ્રતિજ્ઞા લઈ ચૂકયા છે, તેનું ઉલ્લંઘન કરી રહયા છે, અને સાથેજ જુઠ, ધોકાબાજી અને ખિયાનત આચરી રહયા છે. આ બધાજ કૃત્યો શરઈ અને કાનુની બન્નેવ રીતે ગુનાહિત હોવાની સાથે તેને આચરનાર પોતાની જાન અને આબરૂને દાવ પર લગાવી રહયો છે, જે શરઈરૂએ ના–જાઈઝ અને ગુનાહ છે.

એ જ પ્રમાણે બોગસ વીઝા પ્રાપ્ત કરવામાં પણ ઉપરોકત બધા જ ગુનાહોનું આચરણ થઈ રહયું છે. સાથે જ એવા બોગસ વિઝા વડે જે દેશમાં જઈ રહયો છે તેને નુકસાન પહોંચાડી રહયો છે, જેથી બ્લેકમાં વિદેશ જવું શરઈરૂએ ના–જાઈઝ અને મના છે.

રહી કમાણી તો એના બે પાસાઓ છે. એક તો તે દેશમાં જઈ ત્યાંના કાયદાનું ઉલ્લંઘન કરી કમાણી કરવું , જેમાં જાન અને આબરૂને દાવ પર લગાવવામાં આવી રહયા છે, જેનું શરઈરૂએ ના–જાઈઝ હોવું સ્પષ્ટ છે. બીજુ પાસું કમાઈનું તે સાધન છે જે તે અપનાવી રહયો છે. કિંવા કમાઈ

કરવા માટે ત્યાં કોઈ એવી મેહનત મઝદુરી કરે જે શરઈરૂએ મના નથી, દા.ત. ત્યાં શરઈ ધારા–ધોરણ મુજબ કપડા સીવી મહેનતાણું મેળવે, તો એ મહેનતાણું હલાલ કહેવાશે. અલબત્ત તેના માટે અપનાવેલ રીત શરઈરૂએ ના–જાઈઝ અને વખોડવા પાત્ર જ છે.

[અહસનુલ ફતાવા ભાગ–૮ પેજ–૯૫,૧૯૮, ૨૧૬, ૨૧૭ ઉપરથી]

(૨) એનો જવાબ ઉપર આવી ગયો.

(૩) આ બધાજ કામોમાં ઉપયોગમાં લેવામાં આવતી રકમ માટે શરઈ રૂએ હલાલ હોવાની શર્ત છે. જે એ કમાણીમાં મવજૂદ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. બુરખાનો આસરો લઈ બીજાના નામના ખોટા વોટ આપવા (તથા)
## ૧૭. જુમ્આના દિવસે મિમ્બર પાસેથી વોટ બાબતે બયાન કરવું.

**સવાલ :–** (૧) હમારા ગામમાં ચુંટણી આવે ત્યારે ઉમેદવાર કોઈ પણ પક્ષનો હોય, હીંદુ હોય યા મુસલમાન, હમારી માં–બહેનો બુરખા પહેરે છે, તેનો વાંધો નથી, પણ આડે દિવસે બુરખો ના પહેરે સાડી કે પંજાબી પહેરે. પણ વોટ આપવાનો હોય ત્યારે બનાવટ કરીને ગામની છોકરી હોય તો પણ કોઈની વહુ બને, કોઈકની માં બને, તો કોઈકની સાસુ બને, એટલે સગી બહેન હોય એય ભત્રીજાની વહુ બનીને આવે, અને એ બુરખા પહેરીને ખોટા ખોટા વોટ આપવા આવે છે. અને બુરખાને લીધે ગેર કોમ ઈજજત કરે છે. કે મુસ્લીમ સમાજમાં બુરખો પહેરીને આવે તો તેમની ઈજજત ગેરકોમ કરે છે, અને આપણા મુસલમાનો બુરખાની બે–ઈજજતી કરીને ખોટા–ખોટા વોટ આપવા આવે છે. આવી બનાવટી સાસુ, બનાવટી વહુ, બનાવટી ભત્રીજા વહુ, બનાવટી નણંદ, બનાવટી ભાભી, તો આવી રીતે વોટ આપવો જાઈઝ છે કે નહિ. જાઈઝ હોય તો જાઈઝ કહેશો અને ના–જાઈઝ હોય તો ના–જાઈઝ લખશો.

(૨) બીજો મસ્અલો આ રીતે છે, હમારે ત્યાં જયારે પણ ચુંટણી આવે ત્યારે હમારા ગામના મુફતી સા. શુક્રવાર જુમ્માનો દિવસ હોય ત્યારે ચુંટણીના વોટ આપવાનું કહે છે. અને ચુટણી વીશે વાતો કરે તો, મીમ્બર આગળ ચુટણી વીશે વાત થાય કે નહિ. જાઈઝ છે કે ના-જાઈઝ જવાબ જરૂરથી આપશો.

જવાબ :- (૧) વોટની શરઈ હયસીયત બાબત વિસ્તૃત ચર્ચા અને છણાવટ કરતા હઝ. મોલાના મુફતી મુહંમદ શફીઅ સા. (રહ.) લખે છે કે કુર્આન અને હદીસની રૂએ કોઈ ઉમેદવારને વોટ આપવાની વિવિધ હયસીયતો છે.

એક હયસીયત ગવાહીની છે. વોટર જે ઉમેદવારને વોટ આપી રહયો છે, એના વિશે તે ગવાહી આપી રહયો છે, કે આ માણસ આ કામની લાયકાત પણ ધરાવે છે, અને સચ્ચાઈ તેમજ અમાનતના ગુણોથી પણ સંપન્ન છે. હવે જો વાસ્તવમાં તે માણસમાં આ ખુબીઓ ન હોય અને વોટર એવું જાણવા છતાં કે તેમાં આ ગુણો નથી, તે ઉમેદવારને વોટ આપી રહયો હોય તો એક પ્રકારની જુઠી ગવાહી છે. જે મહાન કબીરા ગુનાહ તેમજ દુનિયા અને આખિરત નો વબાલ છે.સહીહ બુખારી શ. ની હદીસમાં નબીએ કરીમ (સલ.) એ જુઠી ગવાહીને શીર્કની સાથે કબીરા ગુનાહોમાં ગણી છે. અને અન્ય એક હદીસમાં જુઠી ગવાહીને કબીરા ગુનાહોમાં સૌથી મહાન ગુનોહ ઠેરવી છે. જે મતક્ષેત્રમાં કેટલાક ઉમેદવારો ઉભા હોય અને વોટરને ખબર છે કે લાયકાત તેમજ અમાનતદારીની રૂએ ફલાણો ઉમેદવાર પ્રાધાન્ય આપવા લાયક છે, તો તેને છોડી અન્ય ઉમેદવારને વોટ આપવું પોતાને મહાન કબીરા ગુનાહમાં સંડોવવા બરાબર છે. હવે વોટરને જાઈએ કે પોતાની આખીરતને નજર સમક્ષ રાખી વોટ આપે. માત્ર કોઈની શરમ અથવા લાલચ અથવા ડર ને લઈ પોતાને આ ગુનાહમાં ન સંડોવે.

વોટની બીજી હયસીયત સિફારીશની છે, કે વોટર ઉમેદવારના પ્રતિનિધીત્વની સીફારીશ કરે છે. અને કુર્આને પાક માં છે" જે માણસ સારી સિફારીશ કરે છે, તેમાં તેને પણ હિસ્સો મળે છે. અને જે ભુંડી સિફારીશ કરે

છે, તો તેની બુરાઈમાં પણ એને હિસ્સો મળે છે." સારી સિફારીશ એ જ છે કે કાબીલ અને અમાનતદાર માણસની સીફારીશ કરે જે અલ્લાહની મખ્લુક ના હકો સહીહ રીતે અદા કરે. અને ભુંડી સિફારીશ એ છે કે નાલાયક ફાસીક અને ઝાલીમની સિફારીશ કરી તેને અલ્લાહની મખ્લુક ઉપર સત્તા આપે, એનાથી જણાયું કે આપણા વોટ વડે કામીયાબ થયેલ ઉમેદવાર પોતાના સમયગાળામાં જે કંઈ સારા-નરસા કામો કરશે આપણે પણ તેમાં ભાગીદાર ઠરીશું.

ત્રીજી હયસીયત વકાલત ની છે, કે વોટર ઉમેદવાર ને પોતાનો વકીલ અને આગેવાન બનાવે છે. પણ તેનું આ વકીલ બનાવવું ફકત તેના જ કોઈ હક માટે હોતે અથવા તેનો લાભ અને નુકસાન ફકત તેના પુરતું જ મર્યાદિત રહેતે તો તો કોઈ વાત હતી નહિ, પરંતુ અહિંયા તો આખી કોમને તેના લાભ અને નુકસાનનો અસર પહોંચી રહયો છે. તેથી અગર કોઈ ગેર લાયકને પોતાની આગેવાની માટે વોટ આપી જીતાડયો તો આખી કોમના હક્કોને બરબાદ કરવાનો ગુનોહ પણ તેની ગરદન પર રહેશે.

ખુલાસો એ જ કે આપણા વોટની ત્રણ હયસીયત છે. (૧) ગવાહી (૨)સિફારીશ (૩) વકાલત. ત્રણેવ હયસીયતોમાં જેવી રીતે નેક, સારા અને લાયક માણસને વોટ આપવું ઘણું સવાબનું કામ છે, અને તેના લાભ તેને પણ મળવાના છે. તેવી જ રીતે ગેર લાયક, ગેર દીનદાર માણસ ને વોટ આપવું જુઠી ગવાહી પણ છે. ભુંડી સિફારીશ પણ છે. અને ના જાઈઝ વકાલત પણ છે, અને તેના તબાહી નોતરનાર પરીણામોનો ભાર પણ તેના નામએ-અઅમાલમાં લખવામાં આવશે.

ઉપરોકત જણાવેલ વાતોમાં જેમ કુર્આન અને હદીસથી સ્પષ્ટ પણે માલમ થયું કે ગેર લાયક, ઝાલિમ, ફાસિક અને બુરા માણસને વોટ આપવું ગુનોહ છે, તેવીજ રીતે સારા, નેક અને લાયક માણસને વોટ આપવું ઘણું પુણ્યનું કામ છે. બલ્કે એક શરઈ ફરીઝો છે. કુર્આને કરીમે જેમ જુઠી ગવાહી ને હરામ ઠેરવ્યું છે. તેવીજ રીતે સાચી ગવાહીને વાજીબ અને જરૂરી પણ ઠેરવ્યું છે.

આજે ચુંટણીમાં જે ખરાબીઓ જોવામાં આવી રહી છે, તેનું મોટું કારણ એ જ છે કે નેક અને સારા લોકો મોટા ભાગે વોટ જ નથી આપતા. જેનું પરીણામ તે આવ્યું જે નજરો સમક્ષ છે, કે વોટ મોટે ભાગે એવા લોકોના પડે છે જે થોડાક પૈસાઓમાં વેચાય જાય છે, અને એવા લોકોના વોટોથી જ પ્રતિનિધીઓ પુરી કોમના ઉપર બેસાડવામાં આવે છે. સ્પષ્ટ છે કે તેઓ કેવી પ્રકૃતીના લોકો હશે. માટે જે મત વિસ્તારમાં કોઈ પણ ઉમેદવાર લાયક અને સારો હોય એને વોટ ન આપવું પણ શરઈ રૂએ ગુનાહ અને પુરી કોમ અને મીલ્લત ઉપર અત્યાચાર સમાન છે. અને જો કોઈ મત વિસ્તારમાં કોઈ પણ ઉમેદવાર સંપુર્ણ રીતે લાયક અને સારો ન જણાય પરંતુ તેઓ માંહેનો કોઈ એક લાયકાત અને ભલાઈના સિધ્ધાંતો ઉપર બીજાઓની તુલનામાં ગનીમત હોય તો બુરાઈ અને અત્યાચારને ઘટાડવાની નીય્યતથી એવાને પણ વોટ આપી દેવું જાઈઝ બલ્કે સરાહનીય છે. જેમકે સંપુર્ણ નાપાકી દુર કરવાની તાકત ન હોય તો તેમાં ઘટાડો કરવાને અને સંપુર્ણ અત્યાચાર રોકવાની શકિત ન હોય તો તેમાં ઘટાડો કરવાને ફુકહાએ જાઈઝ ઠેરવ્યું છે.

[જવાહીરૂલ ફીકહ ૨/૨૯૧ થી ૨૯૪ ઉપરથી]

માટે મુસ્લીમ ઔરતોનું બુરખા પહેરી બીજાના નામનો ખોટો વોટ આપવા જવું ઘણાં બધા ગુનાહોનું આચરણ છે.(૧) જુઠી ગવાહી આપવી જે મહાન કબીરા ગુનોહ છે. (૨) બીજાના નામનો વોટ પોતે આપી તેને પોતાના હકથી મહરૂમ કરવું. જેમાં "ગસબ" નો ગુનોહ લાગુ પડે છે.(૩) પોતાને અન્ય વ્યકિતના નામથી જાહેર કરવું જે ધોકા બાજી અને જુઠનું ઘણુંજ વરવું રૂપ છે. (૪) અને આ બધા ખોટા કૃત્યો આચરવા માટે ઈસ્લામના પવિત્ર આદેશ બુરખાનો આસરો લેવું જે ઈસ્લામના આદેશ સાથે ભયંકર મઝાક સમાન છે. (૫) ગેર કોમ જે બુરખા રૂપી ઈસ્લામી આદેશને માનથી લીયે છે, તેઓની આ લાગણીનો ખોટો લાભ ઉઠાવી ભવિષ્યમાં અગર આ ધોકા બાજીનો ભાંડો ફુટી જાય તો અન્ય ઈસ્લામી આદેશો પ્રત્યે તેઓના દિલોમાં તિરસ્કારની લાગણી પૈદા કરવું જે ઈસ્લામી આદેશો સાથે ભયંકર ગદદારી છે.

(૨) આગળ ઉપરના જવાબથી આપને ઈસ્લામી દ્રષ્ટીએ વોટ ની હયસીયત અને મહત્વ સમજાય ગયું હશે. અગર મુફતી સા. વોટ બાબત ઈસ્લામી માર્ગદર્શનથી મુસલમાનો ને વાકીફ કરવા માટે જુમ્માના દિવસે મીમ્બર પાસેથી વાત કરે છે તો તેઓ ખોટું નથી કરતા. બલ્કે પોતાની એક ફરજ અને જવાબદારી અદા કરી રહયા છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. દીન, મઝહબ, અખ્લાક, તહઝીબ, શબ્દોના અર્થો.

**સવાલ** :- (૧) દીન એટલે શું ? (૨) મઝહબ એટલે શું ? (૩) અખ્લાક એટલે શું. ? (૪) દીન અને મઝહબનો અર્થ એક જ થાય કે કેમ ? (૫) મઝહબ માં "તેહજીબ" શબ્દનો સમાવેશ થાય છે કે કેમ ? (૬) ખલ્ક એટલે દુનીયા, અખ્લાક એટલે દુનીયાના લોકો સાથેનું વર્તન આ માઈનો બરાબર છે કે કેમ ? (૭) દીનમાં અખ્લાકનું સ્થાન શું છે. ?

આપ સાહેબને જણાવવાનું કે મારે સારી રીતે જાણવું છે, જેથી મેં ઉપરોકત ત્રણ શબ્દના અર્થ પુછયા છે. હું નાચીઝ સોશીયલ વર્કર છું. આમ જનતામાં ઘૂમું છું. જો હું મઝકુર શબ્દોના સાચા અર્થ અને ભાવાર્થ સમજુ તો જ હું તે લોકોને સારી રીતે સમજાવી શકુ છું. મારો મકસદ સામાજીક સુધારણાનો છે. આપ હઝરતથી ઉમ્મીદ છે કે શરઈ ભાષામાં આ વિષયમાં મને અને એ રીતે સમાજને આપ માર્ગ દર્શન આપશો.

**જવાબ** :- (૧) (૨) અરબી ભાષામાં દીન શબ્દ વિવિધ અર્થોમાં બોલાય છે તેમાંથી એક અર્થ રીત અને તરીકો પણ છે. કુર્આનની પરિભાષામાં "દીન" શબ્દ તે બુન્યાદી સિધ્ધાંતો અને આદેશો માટે વપરાય છે. જે હઝરત આદમ (અલ.)ના સમયથી ખાતમુલ અમ્બીયા હઝ. મુહમ્મદ (સલ.)ના સમય સુધી બધા જ નબીઓમાં સરખી રીતે પ્રચલીત રહયા અને "શરીઅત" શબ્દ ( અને પાછળથી પ્રચલીત થયેલ પરીભાષા મુજબ "મઝહબ" શબ્દ) નો ઉપયોગ તે અમલને લગતા આદેશો માટે કરવામાં આવે છે, જે વિવિધ સમયે વિવિધ ઉમ્મતોમાં બદલાતા આવ્યા છે. [મઆરિફુલ—કુર્આન ૨/૩૬]

(૩) ગુજરાતીમાં "સંસ્કાર" શબ્દ જે અર્થમાં વપરાય છે, ઉર્દુ, અરબીમાં"અખ્લાક" શબ્દથી મુરાદ એ જ છે.

(૪) તે "બુન્યાદી સિધ્ધાંતો" જેમાં ફેરફાર થતો નથી, તેના માટે "દીન" શબ્દ બોલાય છે. જયારે અમલને લગતા તે આદેશો જેમાં દરેક નબીના ઝમાના મુજબ ફેરફાર થતો રહયો તેના માટે "મઝહબ" શબ્દ વપરાય છે.

(૫) તહજીબ એટલે "સંસ્કૃતિ" દીન ઉપર સંપૂર્ણ અમલના પરિણામ રૂપે જે સામાજીક માળખું ઉભુ થશે તેને જ "ઈસ્લામી તહજીબ" કહીશું.

(૬) અખ્લાક નો અર્થ એનાથી વધુ વિશાળ છે.

(૭) "અખ્લાક" દીનના પાંચ મહત્વના વિભાગોમાંથી એક છે. દીનમાં એના મહત્વનો અંદાઝ નબીએ કરીમ (સલ.)ના ઈરશાદ થી થાય છે. (૧) તમારામાં શ્રેષ્ઠ તે લોકો છે જેમના અખ્લાક સર્વશ્રેષ્ઠ હોય. (૨) કિયામતના દિવસે મારી નજરમાં સૌથી વધુ પ્રિય તે માણસ હશે જેના અખ્લાક સૌથી વધુ સારા હશે.(૩) કિયામતના દિવસે અમલના ત્રાજવામાં સૌથી વધુ વજન સારા અખ્લાકનું હશે. (૪)સારા અખ્લાકવાળા મોઅમિનને દિવસોના રોઝા અને રાતોની તહજ્જુદ નો સવાબ મળે છે. (૫) બુરા અખ્લાક વાળો જન્નતમાં નહિ જઈ શકે. (૬) બુરા અખ્લાકથી વધીને કોઈ ગુનાહ અલ્લાહના નજીક બુરો નથી. ફકત ખુદા પાક વધુ જાણનાર છે.

## ૧૯. પતંગ બાબત શરઈ હુકમ.

**સવાલ** :- પતંગ ઉડાવવી તથા લડાવવી અને તેનું ખરીદ વેચાણ જાઈઝ છે કે નહિં ?

**જવાબ** :- પતંગ ઉડાવવી અને લડાવવી જાઈઝ નથી, એની ગણત્રી એવા ખેલમાં કરવામાં આવી છે, જેમાં દીની-દુન્યવી કોઈ લાભ નથી. જેના મકરૂહ અને ના-જાઈઝ હોવા ઉપર ઉલમા એકમત છે. (અહકામુલ કુર્આન, હઝરત મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) કૃત ભાગ- ૩, પેજ ૨૦૨) શરઈ દ્રષ્ટ્રીએ એમાં અન્ય ખરાબીઓ પણ છે. (૧) માલનો ખોટો વ્યય.(૨)એમાં લાગનાર એવો તલ્લીન બને છે, કે ટેવાય ગયા પછી અન્ય કામના લાયક

નથી રહેતો. એના લઈ દીન અને દુન્યાના ઘણા કામો અટવાય પડે છે.(બેહિશતી ઝેવર ભાગ-૬ પેજ ૫/૬) (૩) એમાં ઉંચી જગ્યાએ ચડવાનો મોહ પયદા થાય છે જેમાં લોકોના ઘરોની બે-પરદગી થાય છે. (૪) એને ઉડાવવા અને લડાવવા, તેમજ પકડવાના મોહમાં કેટલાય બાળકો-જવાનો ઉંચી જગ્યાએથી પડીને મૃત્યુને ઘાટ ઉતરી જાય છે. કેટલાક જીવનભર માટે ખોડ-ખાપણવાળા બની જાય છે. (૫)એના લઈ ઘણી વાર આપસમાં લડાઈઓ/ઝગડાઓ ઉત્પન્ન થઈ કેટલીક વાર કોમી તોફાન સુધી નવબત પહોંચે છે. (૬)ઉતરાયણને ગેર--મુસ્લીમો એક તહેવાર રૂપે ઉજવે છે. અને તેના ભાગ રૂપે પતંગ ઉડાવવામાં તેમજ લડાવવામાં આવે છે. તેમની સાથે મુશાબહત (સમાનતા) પયદા થાય છે. અને તેઓ સાથે મુશાબહત અપનાવવી ના-જાઈઝ છે. હદીસે-પાકમાં નબીએ કરીમ (સલ.) નો ઈરશાદ છે કે જે માણસ જે કવમ સાથે (તેમની કવમ તેમજ ધાર્મીક બાબતોમાં) મુશાબહત અપનાવે તે માણસ તેઓમાંજ સુમાર થશે. માટે મુસ્લીમોએ એનાથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૦. સરક્યુલરમાં પહેલું નામ લખવા તથા ચાંદના એલાન વખતે ગોળા ફોડવા બાબત મતભેદનો ઉકેલ.

**સવાલ :-** અમારા શહેરમાં દરેક મુસ્લીમ જમાઅતોનો એક ઈદારો છે. આ ધાર્મિક ઈદારાની દર વરસ ચૂટણી થાય છે. અને દરેક મુસ્લીમ જમાઅતોના પ્રતિનિધીઓ આ ચૂટણીમાં ભાગ લેય છે. અને પ્રમુખ/ઉપપ્રમુખ/સેક્રેટરી/ખજાનચી તથા કારોબારી સભ્યોની ચૂટણી કરી અને કારોબાર ચલાવે છે. આ ઈદારા તરફથી પેટા કમીટીઓ બનાવવામાં આવે છે. (૧) હીલાલ કમીટી, (૨) મસ્જીદ કમીટી (૩)ચંદા કમીટી (૪) શિક્ષણ કમીટી વગેરે વગેરે.

આ ઈદારો ૧૨ મસ્જીદોનું સંચાલન કરે છે તથા બાળાઓ માટે સ્કુલ ચલાવે છે. તથા ગરીબ દર્દીઓની વૈદકીય સહાય આપે છે. તથા રમઝાન

માસમાં રોઝા રાખવા તેમજ ખોલવા માટે (સાયરન) તથા ગોળા ની પણ વ્યવસ્થા કરે છે. અને બન્ને ઈદોની નમાઝ પઢાવવા માટે ઈદગાહ મસ્જીદ તેમજ જુમ્મા મસ્જીદમાં સગવડ કરવામાં આવે છે. અને આ ઈદારામાં મુફ્તી ડીપાર્ટમેન્ટ પણ કામ કરે છે. અને તેનો પગાર આ ઈદારામાંથી અપાય છે. અને આ ઈદારાનું સંચાલન ફંડ ફાળા તથા દુકાનોના ભાડા માંથી કરવામાં આવે છે.

(૧) આ ઈદારા તરફથી ઉલ્માઓ તથા ઈદારાના પ્રમુખ સહીત હીલાલ (ચાંદ) કમીટી બનાવવામાં આવેલ છે. આ ચાંદ કમીટી જયારે બોલાવવામાં આવે છે ત્યારે સરકયુલર કાઢવામાં આવે છે. અને આ કમીટીને રજબ—શાબાન—રમઝાન—બકરાઈદ વગેરે માસમાં બોલાવવામાં આવે છે. અને ચાંદ દેખાય અથવા ન દેખાયાનો ફેસલો કરવામાં આવે છે.

(૨) આ ચાંદ કમીટીમાં ઈદારાના પ્રમુખ હાજર હોય છે. પરંતુ ચાંદ દેખાય તથા ન દેખાય બાબતે કોઈપણ પ્રકારની દખલગીરી કરતા નથી. અમુક વખતે એવું બને છે કે અમારા ગામમાં ચાંદ ન દેખાય અને આજુ બાજુના વિસ્તારમાં ચાંદ દેખાયાના ફોન આવે તો ઈદારાના પ્રમુખ આ બાબતે તેહકીકાત કરવા માટે ચાંદ કમીટીને સાથે લઈ તપાસ કરી શરઈ ગવાહી લઈને ઉલમા દ્વારા ફેસલો કરવામાં આવે છે.

હાલમાં અમારા આ ઈદારામાં થોડોક મતભેદ થયેલ છે. કે સરકયુલરમાં પહેલું નામ ઈદારાના પ્રમુખ સાહેબનું કેમ લખવામાં આવે છે? ચાંદ કમીટીના કનવીનરનું નામ પહેલા લખવું જોઈએ. એટલે અમારે શું કરવું જોઈએ.?

(૩) આ પ્રમુખ ઓલ મુસ્લીમ જમાઅતોના પ્રમુખ અમીર થાય છે. અને હિલાલ કમીટી પણ આજ ઈદારાએ બનાવેલ છે. અને આ કમીટી બોલાવવાનો સરકયુલર પણ ઓફિસ તરફથી કાઢવામાં આવે છે. તે સરકયુલર સેક્રેટરીની સહીથી કાઢવામાં આવે છે. અને આ ઈદારાના પ્રમુખ સાહેબ પણ ચાંદ કમીટીમાં શામેલ છે માટે અમારે આ સરકયુલરમાં પહેલું નામ (ચાંદ) કમીટીના કનવીનરનું લખવું કે ઈદારાના પ્રમુખ સાહેબનું લખવું?

જો અમો પ્રમુખ સાહેબનું નામ પહેલું લખીએ તો ચાંદ કમીટીના અમીરની માન હાની થાય છે. અથવા પહેલા ચાંદ કમીટીના અમીરનું નામ લખીએ તો પ્રમુખ ની માન હાની થાય કે કેમ. તે બાબતે શરઈ હુકમ શું છે તે ખુલાસાવાર જણાવવા મહેરબાની કરશો.

(૪) ચાંદ કમીટીના અમીર ઈદના એલાન માટે સંસ્થાના કર્મચારીને ગોળા ફોડવા અથવા સાયરન વગાડવા માટે લેખિત અથવા મૌખિક આદેશ આપી શકે ખરા ? અથવા સંસ્થા (ઈદારાના) ના પ્રમુખ સાહેબ કર્મચારીને આદેશ આપી શકે ખરા ? આ બાબતે શરઈ હુકમ શું છે. તેનો જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ** :- (૧) સરકયુલરમાં પહેલું નામ ઈદારાના પ્રમુખનું હોવું જોઈએ ? અથવા ચાંદ કમીટીના કનવીનરનું? એ બાબત મતભેદનું ઉત્પન્ન થવું ઘણીજ આઘાતજનક અને દુખદ હકીકત છે. અને આ મતભેદ અંગૂલી નિર્દેશ કરી રહયો છે, કે ઈદારામાં કામ કરતા સભ્યોના દિલમાં કામની તુલનામાં નામનું મહત્વ વધુ છે અને આ તે ખતરનાક રોગ છે જે માણસના દીનને બરબાદ કરે છે, તિરમીઝી શરીફમાં હઝ. કઅબ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે બે ભૂખ્યા વરૂઓ જેઓને બકરીઓના સમુહ ઉપર છોડી દેવામાં આવે તેઓ બકરીઓને એટલું નુકસાન નથી પહોંચાડી શકતા જેટલું નુકસાન માલ તેમજ નામની ચાહના માણસના દીનને પહોંચાડે છે. (તિરમીજી ૨/૬૨) તસવ્વુફની કિતાબોમાં લખવામાં આવ્યું છે કે સાલિકના દિલમાં થી સૌથી છેલ્લે હુબ્બે જાહ (નામના ની ચાહત) નિકળે છે.

સવાલમાં લખવા મુજબ પહેલું નામ કોનું લખવુ ? એ બાબત મતભેદ અને વિખવાદ છોડી કામમાં લાગવાની જરૂરત છે. ઉપર નામ હોવાથી માણસ મોટો નથી બની જતો અને નીચે હોવાથી નાનો નથી બનતો. ખાકાની જે ઈરાનનો મશહુર શાઈર છે જયારે હિન્દુસ્તાન આવ્યો અને પહેલીવાર અંહિયાના બાદશાહના દરબારમાં પહોંચ્યો તો એના રૂત્બા અને મકામથી અજાણ હોવાને લઈ બાદશાહે એને બેસવા માટે જે ઉચ્ચ સ્થાન આપવું

જોઈએ, તે ન આપ્યું બલ્કે દરબારના અન્ય શાઈરોની તુલનામાં એને નીચેનું સ્થાન મળ્યું જયારે બાદશાહે એને શેઅર પઢવા કહયું તો તેણે આ બે શેઅર પઢયા :

સફે પાંઈ નશિસ્તહ ખાકાની ને મુરા નંગ ને તુરા અદબસ્ત
કુલ હુવલ્લાહ કે વસ્ફે ખાલિકેમાસ્ત ઝેરે તબ્બતયદા અબી લહબસ્ત

કિવા મારા નીચે બેસવાથી મારા મરતબહ અને સ્થાનમાં કોઈ કમી નથી આવી, અને તમારા ઉપર બેસવાથી તમારો રુત્બો વધી નથી ગયો, કારણ કે કુલ હુવલ્લાહ માં અલ્લાહ તઆલાની સિફતો બયાન કરવામાં આવી છે જયારે કે તબ્બતયદામાં અબૂલહબનો ઉલ્લેખ છે. પરંતુ કુર્આને પાકમાં સૂરએ કુલહુવલ્લાહ નીચે છે અને સૂરએ તબ્બતયદા ઉપર છે. ઉપર હોવાથી અબૂલહબનો મરતબો વધી નથી ગયો અને નીચે હોવાથી અલ્લહ તઆલાની શાન ઘટી નથી ગઈ.

[મઅખૂઝ અઝ ખૂતબાતે એહતેશામ ૧/૪૫૮,૪૫૯]

આજે દીની ઈદારાઓમાં જે ફિતનાઓ જોર પકડી રહયા છે અને જેના લઈ ઈદારાઓ બરબાદ થઈ રહયા છે તેમાં મોટું કારણ આ બિમારી જ છે અલ્લાહ તઆલા સૌની હિફાઝત ફરમાવે.

(૨) કમીટીના અમીર અથવા સંસ્થાના પ્રમુખનું સંસ્થાના કર્મચારીને ગોળા ફોડવા અને સાયરન વગાડવા માટે આદેશ આપવા બાબત સંસ્થાના બંધારણ મુજબ અમલ કરવામાં આવે, અગર બંધારણમાં એ વસ્તુની ચોખવટ કરવામા આવી ન હોય, તો બીજી સંસ્થાઓના ઉસુલો તેમજ ધારાને નજર સમક્ષ રાખી અમલ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૧. તબ્લીગી બયાનમાં શરીક થવા માટે સુન્નત અથવા નફલ નમાઝ છોડવું.

**સવાલ :–** મસ્જીદમાં જયારે ફર્ઝ નમાઝ પુરી થાય અને સુન્નત તથા નફીલની અદાયગી ચાલુ હોય તે દરમ્યાન ઘણીવાર જમાત ખાનામાં જમાત મારફત મીમ્બર પાસે તકરીર ચાલુ થાય અને તેમાં ફરમાવવામાં આવે છે કે

આ મહેફીલમાં બેસનારની ખુદા મગફીરત કરી દે છે. ઘણીવાર મારી સુન્નત નફીલની અદાયગી પુરી થાય તે પહેલાં આવી મહેફીલ પુરી થઈ જાય છે. તેવા સંજોગોમાં ફરજ નમાઝની સુન્નત અને નફીલ છોડવા અંગે શરીઅતના શા હુકમ છે ?

**જવાબ** :– એ મેહફિલમાં શરીક થવા માટે સુન્નતે મોઅક્કદહને છોડી શકતા નથી. હાં ! નફલ છોડી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૨. હમારે સવાલ આપકે જવાબ નામી ઈન્આમી પ્રોગ્રામ.

**સવાલ** :– આથી તમામ મુસ્લિમભાઈઓને જણાવતા ઘણી ખુશી થાય છે કે દીની માઅલુમાતની રોશનીમાં હમારે સવાલ આપકે જવાબ નામથી એક મુબારક પ્રોગ્રામ શરૂ કરવામાં આવે છે. સવાલ ફકત દીની તાલીમને ધ્યાનમાં લઈને પુછવામાં આવશે. પ્રોગ્રામ દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પુછવામાં આવશે. જેનો જવાબ ૧૦ તારીખના સાંજ સુધી આપી દેવાનો રહેશે. દર અંગ્રેજી મહિનાની ૨૫ તારીખે રીઝલ્ટ જાહેર કરી દેવામાં આવશે. એકથી વધારે સાચા જવાબ આપનાર ના નામનો ડ્રો થી કરવામાં આવશે. સાચા જવાબ આપનાર પહેલા નંબરવાળાને બખ્શીશ તરીકે ૧૫૧ રૂપિયા, બીજા નંબરવાળાને ૧૦૧ અને ત્રીજા નંબરવાળાને ૫૧ રૂપિયા આપવામાં આવશે. દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે સવાલના પેપર લઈ લેવાના રહેશે. પેપરમાં સવાલની નીચે જવાબ લખવાના રહેશે. પહેલા, બીજા અને ત્રીજા નંબરવાળા ના નામની જાહેરાત લગાવવામાં આવશે. આ પ્રોગ્રામ એક નેક દિલ ભાઈ તરફથી શરૂ કરવામાં આવે છે. પ્રોગ્રામ શરૂ થવાની તા. ૧–૧–૨૦૧૦

**જવાબ** :– લોકોમાં દીની જાણકારી પ્રાપ્ત કરવાનો શોખ પૈદા કરવા અને વધારવાની નિય્યતથી આ પ્રમાણેનો પ્રોગ્રામ શરૂ કરવામાં આવે અને જવાબ આપનારાઓ પાસેથી ફીસ રૂપે કોઈ રકમ વસુલ કરવામાં ન આવે, બલ્કે સવાલમાં જણાવ્યા મુજબ ઈનામની વ્યવસ્થા કોઈ નેક દિલ ભાઈ

તરફથી કરવામાં આવે તો શરઈ રૂએ એ પ્રોગ્રામ દુરૂસ્ત અને જાઈઝ છે. એમાં કોઈ બાધ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૬) નમાઝના વખતો

**૨. મકરૂહ વખતના બે પ્રકાર.**

**સવાલ** :– કયા કયા સમયમાં નફલ નમાઝો પઢવી મકરૂહ છે ?

**જવાબ** :– દિવસ અને રાતમાં કેટલાક ટાઈમો એવા છે જેમાં નમાઝ પઢવી યોગ્ય નથી. એવા ટાઈમોને શરીઅતની પરિભાષામાં 'મકરૂહ વખત' કહેવામાં આવે છે. આ મકરૂહ વખત બે પ્રકારના છે, પહેલો પ્રકાર તે છે જેમાં ફર્ઝ અથવા નફલ કોઈ પણ નમાઝ પઢવાની ઈજાઝત નથી આ ત્રણ વખતો છે જયારે સુર્ય ઉગી રહયો હોય, તે ઉગવાનું ચાલુ થાય ત્યાંથી લઈ ઉગી ચુકયા પછી તેમાં પુરેપુરી સફેદી આવી જાય ત્યાં સુધી. બીજો સુરજ જયારે બિલકુલ માથાની ઉપર આવી જાય જેને મધ્યાન્હ કહેવામાં આવે છે ત્યારે, એ રીતે કે મધ્યાન્હથી થોડીક મિનિટો પહેલાથી લઈ થોડી મિનિટો પછી સુધી, ત્રીજો સુરજ જયારે આથમવાં પહેલા તેમાં પીળાશ આવી જાય ત્યાંથી લઈ આથમ્યા સુધી, અલબત્ત એ ટાઈમે તેજ દિવસની અસરની નમાઝ પઢી શકાય છે. બીજો પ્રકાર તે સમયો છે જેમાં નફલ નમાઝ અથવા તે વાજિબ નમાઝો જે માણસે પોતાના કોઈ કથન અથવા કૃત્ય વડે પોતાના ઉપર વાજિબ ઠેરવી હોય, તેને પઢવું મકરૂહ છે. અને તે બે ટાઈમ છે, સુબ્હે સાદિકથી લઈ સૂરજ ઉગવા સુધી, અલબત્ત એ ટાઈમે ફજરના ફર્ઝ પહેલા પઢવામાં આવતી બે સુન્નતો પઢી શકાય છે. અને બીજો અસરની ફર્ઝ અદા કર્યા પછીથી લઈ સૂરજ પીળો પડવા સુધી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. શમ્સી તકવીમ માં લખેલ ટાઈમો ઉપર અમલ કરવામાં જ સલામતી છે.**

**સવાલ :–** ગુરૂબે આફતાબ પછી કેટલા અરસા સુધી શફક બાકી રહે છે ? એટલે એ કયારે દેખાતી બંધ થઈ જઈ ઈશાની નમાઝનો વખત શરૂ થઈ જાય છે. ચોમાસામાં, શિયાળામાં, ઉનાળામાં દરેક મહિનામાં કેટલો ટાઈમ અને અંતરો રહે છે મગ્રિબ પછી.

રાંદેરના મુફતી સાહેબાન, જામિઅ હુસૈનિયહ, ફલાહે દારૈનના મુફતી સાહેબો, દારૂલ ઉલૂમ અશરફિય્યહ રાંદેરના મુફતી સાહેબો, જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલના મુફતી સાહેબો "શમ્સી તકવીમ"ના પ્રસિધ્ધ કરેલ નમાઝ–રોઝાના ટાઈમ ટેબલ પત્ર પ્રમાણે હમો માર્ચમાં શરૂમાં આ શમ્સી તકવીમના આધારે લખ્યા પ્રમાણે ટાઈમ ગુરૂબ ૬.૫૧મી. વધારે પાંચ મિનીટ એટલે કે ૬.૫૬મી. ત્યાર બાદ ઈશાનો ૮.૦૫મી. શમ્સી તકવીમમાં લખ્યા પ્રમાણે અને તેમાં પાંચ મિનીટ વધારો કર્યા પછી ૮.૧૦ મી. અઝાન આપીએ છીએ અને જમાત ૮.૩૦મી. કરીએ છીએ તો આ પ્રમાણે ઈશાની અઝાન અને નમાઝ થશે કે નહિં. અમુકનું કહેવું છે કે ૧.૩૦ મી. કલાકનું જ અંતર હોવો જરૂરી છે તો હમોએ કહ્યું કે આ શમ્સી તકવીમમાં મુફતી સાહેબોએ લખેલું તે ખોટું થોડું છે. માટે ખુલાસા સહિત જવાબ આપવા મહેરબાની કરશો અને દરેક મહિનાની મોસમ અનુસાર ક.મિ.ના અંતર લખી આપવા મહેરબાની કરશો. હનફી અનુસાર.

માર્ચની ૨૫મી તારીખ પછી તકવીમના લખ્યા પ્રમાણે ટાઈમ બદલતા રહીએ છીએ ઈશાની અઝાન અને નમાઝનો જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** એક વાત સ્પષ્ટ હોવાના સાથે સૌ કોઈ જાણે અને સમજે છે કે પુરા વરસની વિવિધ સીઝનો અને તેના વિવિધ દિવસોમાં સુર્યના તુલુઅ અને ગુરૂબનો સમય તેમજ અંતર બદલાતું રહે છે અને એ જ મુજબ દિવસ–રાત્રી નાના–મોટા થતા રહે છે. ગરમીની સીઝનમાં દિવસ લાંબા અને રાત ટુંકી હોય છે. જયારે ઠંડીની સીઝનમાં રાત લાંબી અને દિવસ ટુંકા હોય છે અને તે મુજબ નમાઝોના ટાઈમમાં પણ સમય–અંતર બદલાતા રહે છે. ગરમીના દિવસોમાં ઝવાલથી લઈ મિસલેન સુધી (જે ઝોહરનો વખત

છે તે)નું અંતર અને ગાળો જેટલો હોય છે એટલું જ અંતર અને ગાળો ઠંડીની સીઝનમાં નથી હોતો, હવે જયારે સીઝનના ફેરફારની અસર ઝોહર તેમજ અસરના ટાઈમમાં પડી તો શું મગરિબ તેમજ ઈશાના ટાઈમમાં નહિં પડે ? જે લોકો બારે માસ દોઢ કલાકના અંતરનો આગ્રહ રાખે છે શું તેઓ ઝોહર–અસર બાબત પણ એવા કોઈ ચોક્કસ અંતરનો આગ્રહ રાખશે ? અને કોઈ એવો આગ્રહ રાખતું હોય તેને સહીહ માનશે ? એનો સ્પષ્ટ જવાબ નકારમાં જ મળશે. તો પછી શા માટે તેઓ આ રીતનો આગ્રહ સેવી રહ્યા છે ? અને નમાજ જેવી મહત્વની ઈબાદત બાબત કેટલીય માન્ય ઈલ્મી સંસ્થાઓના મુફતીઓએ એક ટાઈમ–ટેબલની તસદીક કરી તેને માન્ય રાખ્યું તો પછી તેને ખોટું ઠેરવવા માટે તેઓ પાસે શું આધાર છે ? એટલું યાદ રહે કે હિસાબના જે સિધ્ધાંતો અને બુન્યાદોના આધાર ઉપર આ ટાઈમ–ટેબલ તય્યાર કરવામાં આવ્યું છે તે જ બુન્યાદો અને સિધ્ધાંતો ઉપર તય્યાર કરવામાં આવેલ પુરા વિશ્વના ટાઈમ–ટેબલ ઉપર પાકિસ્તાનના મહાન આલિમો તેમ જ ઈસ્લામી વિશ્વના મહાન ખગોળશાસ્ત્રીઓએ તસ્દીક ફરમાવી છે.

છેલ્લે આપે જે કોઠાની માંગણી કરી છે તે પણ અયોગ્ય છે, એટલે ટુંકમાં જ પતાવી શકાતું હોય તો એટલા લાંબા ટાઈમ–ટેબલની પળોજણમાં પડી સમય અને નાણાંનો બગાડ કરવાની જરૂરત ન હતી ?

આ બાબત ફતાવાની કિતાબોમાં જે વિગતવાર માહિતી અને ચર્ચા છે તેને નજર–સમક્ષ રાખી જ આ જવાબ તૈયાર કર્યો છે, ખરી વાત તો એ છે કે જે વિષયમાં માણસની પહોંચ ન હોય તેમાં માથું મારવાના બદલે તેના જાણકારોએ આપેલી માહિતી સ્વીકારી તેના ઉપર અમલ કરવામાં જ દરેક જાતની સલામતી છે. અલ્લાહ તઆલા સૌને સદ્બુધ્ધિ અર્પે. આમીન ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

---

યા રબ્બિ સલ્લિ વસલ્લિમ્ દાઈમન્ અબદા
અલા હબીબિક ખય્રિલ્ ખલ્કિ કુલ્લિહિમી
તમ્મત્ બિલખૈર